# માનસી

વર્ષ બીજું : ગ્રંથાંક પહેલો

જાન્યુ. ૧૯૩૭



આ અંકમાં

| | | |
|---|---|---|
| ભાલાલ પુરાણી | માનશંકર મહેતા | શંભુપ્રસાદ મહેતા |
| મલાલ મોદી | રમણલાલ યાજ્ઞિક | હ. આચાર્ય |
| લાલ ગાંધી | ભદ્રમુખ વૈદ્ય | મનઃસુખલાલ ઝવેરી |
| ાર્દન પ્રભાસ્કર | ત્રિ. સુહાર | ભગવત ભટ્ટ |



# ધ્યાનમંત્ર

## ૫. વાઙ્મયમાં અધિકારભેદ

પ્રત્યેક વિચાર, પ્રત્યેક શાસ્ત્ર, પ્રત્યેક લેખ, તેને પોતપોતાની વિશિષ્ટ વાણીનો પ્રકાર, સ્વાભાવિક રીતે જ, વળગેલો હોવો જોઈએ અને હોય છે. એમાં સરલકઠિનનો વિવેક કરવાનો અવકાશ જ નથી.

સરલ કે કઠિન એ વાત વાસ્તવિક દૃષ્ટિએ જોતાં, વાણીના પ્રસિદ્ધત્વ કે અપ્રસિદ્ધત્વ ઉપર રહેતી નથી. શ્રોતા અથવા વાચકને કોઈ એક વચનગત શબ્દમાત્ર પ્રસિદ્ધ હોય તથાપિ તે વચનમાં રહેલો અર્થ—ચમત્કાર તેની બુદ્ધિમાં ઉદય થઈ શકે એવો તેનો અધિકાર ન હોય તો એ વચન તેને રુચિકર ન થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી ભાષા ઉપર આગ્રહ કરનારે આ વાત બહુ લક્ષમાં રાખવા જેવી છે. સરલકઠિનનો વિવેક લેખકે કરવાનો નથી, વાચકે કરવાનો છે; કેમ કે સરલ અથવા કઠિન તે વિશેષણ વાચકની બુદ્ધિને ગ્રહણ કરવાની જે શક્તિ હોય તેની અપેક્ષાએ યોજાયલું છે. લેખક પોતે તો પ્રતિભાના પ્રવાહમાં સર્વદા નિરપેક્ષ વિહરે છે, ને જે પ્રમોદ પોતાના હૃદયમાં વ્યાપે છે તે પોતાના જેવાં હૃદયોમાં ઉપજાવવા તેનો ઉચ્ચાર કરી દે છે. તેનું ગ્રહણ થવું ન થવું એ શ્રોતા કે વાચકના અધિકાર ઉપર છે.

[ મ. ન. દ્વિવેદી : ' સુદર્શનગદ્યાવલિ ' પૃ. ૬૪૭ ]

મનોરાજ્યનાં મૌક્તિકો ( ચબરાકિયાં વિશે )
' અ. ' ... ... ... ૧૦૨
પ્રાપ્તિ-સ્વીકાર ... ... ... ૧૧૧

## ધ્વનિ

૧. ભાષા અને સાહિત્ય ( વિ. ) ... ... ૧૧૬
૨. વાસરિકા ( વિ. ) ... ... ... ૧૨૧
૩. ફૂલ અને પથ્થર ( મેસર્સ આચાર્ય, મોદી, લુહાર ) ૧૩૨
૪. ધ્વનિ–પૂર્તિ (મા. મહેતા; શં. મહેતા; ભ. વૈદ્ય; વિ. ) ૧૪૨
૫. નિકષ-પૂર્તિ ( વિ. ) ... ... ... ૧૫૫
૬. ઉપધ્વનિ ( વિ. ) ... ... ... ૧૫૮

## મંજૂષા

૧. પાદપૂર્તિ ( વિજયશંકર ત્રિ. ત્રિવેદી ) ... ૧૬૪
૨. નવલવિશેષ ... ... ... ... ૧૬૫
૩. નવા ભારતીય ગ્રંથો ... ... ... ૧૭૨
૪. ,, યુરોપી ,, ... ... ... ૧૭૪
૫. સામયિકોમાંથી ... ... ... ૧૭૫
૬. ગ્રંથસ્થ સર્જન ... ... ... ૧૮૩
૭. " ચિંતન ૧૮૪
૮. વર્ણાનુક્રમણી ૧૯૨

**માનસી ગ્રંથશ્રેણી: સંચાલક** વિજયરાય ક. વૈદ્ય; રૂવાપરી રોડ; ભાવનગર ... **લવાજમ** ( વાર્ષિક ) રૂા. ૫; દેશાવર રૂા. ૮; ( છૂટક ) રૂા. ૧॥ ... **શાખાઓ:** ( ૧ ) **મુંબાઇમાં:** મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; ( ૨ ) **સૂરતમાં:** લોકવાણી મુદ્રણમંદિર, ચૌટા પુલ; ( ૩ ) **વડોદરામાં:** પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ. રિયાપુરા; ( ૪ ) **અમદાવાદમાં:** ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ; ( ૫ ) **કરાચીમાં:** પ્રો. ઉ. લરરાય ર. માંકડ; ૧૮, ગુજરાતનગર; ( ૬ ) **રાજકોટમાં:** ધ ન્યુ સ્ટોર્સ, ટાઉન હોલ સામે; (૭) **જામનગરમાં:** રા. રામચંદ્ર ઓઝા; ઓઝાનો ડહેલો.

## વિલંબ વગેરે વિશે

(૧) આ અંથાંક ઠીકઠીક મોડો થયો; હવેનો, છઠો, જાન્યુઆરી-માં ને પછીનો (૭મો) માર્ચમાં થતાં, નિયમસર થઇ જવાશે. ...(૨) જેમનું લવાજમ આ અંકથી ચઢતું થાય છે તેમણે રૂા. પાંચ જ મોકલવા; અઢી રૂપિયા નહિ... (૩) પહેલા વર્ષની ખોટ, 'માનસી'ના ગજાના પ્રમાણમાં, ઘણી વધારે છે. તેથી, ગ્રાહક થવા ઉપરાંત વિશેષ મદદની રકમો પણ જેઓ મોકલવા કૃપા કરશે, તેમની તરફથી એ ઘણાં આભારપૂર્વક સ્વીકારીશું.... (૪) પહેલા વર્ષની અનુક્રમણિકાની થોડીક નકલો છપાવી છે. એની જેમને જરૂર હોય તેમણે સવા આનાના સ્ટાંપ મોકલી મગાવવી.

સંચાલક 'માનસી'

## થોડાં વાંચવાલાયક પુસ્તકો

**ભોજ અને કાલિદાસ :** (જેના દર નવા શ્લોક દીઠ લાખ લાખ સોનામહોરો મળતી એવા સંસ્કૃત સાહિત્યની હાસ્ય અને હાજરજવાબીની ૧૦૮ વાર્તાઓ) ૩જી આવૃત્તિ : ૬૦૦ પાનાં : મૂલ્ય રૂા. ૪—૦

**કેશાંવાળી અને બીજી વાતો :** (શ્રી. મસ્તફકીરની નવી હાસ્યપ્રસાદી : ૧૧ વાર્તાઓ અને રમૂજી રેખા-ચિત્રો) વાંચો ને હસો. ૧—૦

**રાગિણી યાને કાવ્યશાસ્ત્ર વિનોદ :** ( જીવનચર્યાની ઝલકદાર વાર્તા) ૪—૦

**સંસારદર્શન :** (સમાજ જીવનની વેધક વાર્તાઓ)સચિત્ર ૨—૦

**છત્રપતિ શિવાજી :** (શ્રી. વામન મુકાદમનો અભ્યાસપૂર્ણ અને આધારભૂત ઐતિહાસિક ગ્રંથ) સચિત્ર (૭૦૦ પાનાં) ૫—૮

**ગૂજરાતની જૂની વાર્તાઓ :** (ગઇ કાલના ગૂજરાતની સ્નેહ અને શૌર્યની સાચી વાતો) ૨—૦

**સાહિત્યપ્રવેશિકા :** (શ્રી. હિમ્મતલાલ અંજારિયાનું માર્ગદર્શક પુસ્તક) ૧—૦

**સાહિત્યદર્શન :** (શ્રી. વિજયરાય 'વૈદ્યનું વિદ્વત્તાપૂર્ણ વિવેચનસાહિત્ય) ૨—૮

**નર્મદ શતાબ્દી સ્મારકગ્રંથ :** (કવિનાં ગદ્ય-પદ્ય લખાણોનો અને તેમને અપાયલી અંજલિઓનો સારગ્રાહી દળદાર સંગ્રહ) ૩—૦

**નર્મદ શતાબ્દી સ્મારક ચિત્રાવલિ :** (શ્રી. કનુ દેસાઈ અને શ્રી. રવિશંકર રાવલની કલાપ્રસાદી) ૨—૦

### અમારું સંપૂર્ણ નવું સૂચીપત્ર મંગાવો

ગૂજરાતી, સંસ્કૃત કે ઇંગ્લીશ સાહિત્યના કોઇ પણ પુસ્તક માટે અમને લખો

ગૂજરાતી સાહિત્યનું સૌથી જૂનું અને જાણીતું ગંજાવર મથક

| બુકસેલર્સ પબ્લીશર્સ | **એન. એમ. ત્રિપાઠીની કંપની** | પ્રિન્સેસસ્ટ્રીટ મુંબઇ નં. ૨ |
|---|---|---|

# પત્રકારની સૃષ્ટિમાં

## ૫. સત્યનિષ્ઠા એ પ્રથમ ધર્મ

[મહાદેવ દેસાઈ : 'હરિજનબંધુ' : ૧૫-૧૧-૩૬.]

સત્યનિષ્ઠા એ બીજા કોઈના કરતાં વૃત્તવિવેચકનો અને વર્તમાનપત્રકારનો પ્રથમ ધર્મ છે. બોલ્ડવિને ઇંગ્લંડના પુણ્યશ્લોક વૃત્તવિવેચક સી. પી. સ્કૉટના શબ્દો એક વૃત્તવિવેચકોના મંડળ આગળ ટાંક્યા હતા તે દરેક વર્તમાનપત્રના કાર્યાલયમાં મોટાં પાટિયાં ઉપર ચીતરી રાખવા જેવા છે : "વર્તમાનપત્ર ચલાવવું એટલે સૌથી પ્રથમ આટલા ગુણો જોઈએ જ : પ્રામાણિકતા, સ્વચ્છતા, નીડરતા, ન્યાયબુદ્ધિ, વાચક અને જનતા પ્રત્યેના કર્તવ્યનું ભાન. વર્તમાનપત્ર એ નછૂટકે એક પ્રકારનો ઇજારો છે, એટલે એનું પ્રથમ કર્તવ્ય ઇજારાને અંગે રહેલી લાલચોનો ત્યાગ કરવાનું છે. સમાચાર ભેગા કરવા એ તેની પ્રથમ સેવા છે. આ સમાચારનું સાધન અથવા મૂળ દૂષિત નથી એની એણે જીવને જોખમે પણ સાવધાની રાખવી જોઈએ. જે સમાચાર એ આપે અથવા ન આપે, અથવા જે રીતે એ સમાચાર આપવામાં આવે તેમાં સત્યના શુભ્ર વદનને ઝાંખપ ન લાગવી જોઈએ. ટીકા કરવાની સ્વતંત્રતા સૌને છે, પણ એ સમાચાર પવિત્ર વસ્તુ છે, તેને બદલીને કે મચડીને કે તેમાં વધઘટ કરીને ભ્રષ્ટ કરવાનો કોઈને અધિકાર નથી. આવાં ક્ષુદ્ર સાધનોથી પ્રચાર કરવો એ ગર્હ્ય વસ્તુ છે. પોતાના પક્ષના લોકોને તેમનો પક્ષ સંભળાવવાનો જેટલો અધિકાર છે તેટલો જ અધિકાર વિરોધીઓને પણ છે. ટીકા કરતાં પણ પોતે પોતાના ઉપર સંયમ રાખવો જોઈએ. નિખાલસ ટીકા કરવી એ સારું છે; પણ ન્યાયબુદ્ધિથી ટીકા કરવી બહેતર છે."

# માનસી

સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૨ —— ગ્રંથ ૧


## અનાસક્તિ

[ 'પુરાણાં નવલાં તો યે' લેખાંક ૩ ]

૧

"હવે માનવી સર્વ કર્મો આસક્તિ વિના પ્રભુપ્રીત્યર્થે જ કરે છે. હવે પોતે જે કંઈ કરે કે ભોગવે ત્યારથી માંડીને જે કંઈ હોમે, આપે કે તપે એ સઘળું પ્રભુથી જ થતું અનુભવનારો તે હવે આત્મસાક્ષાત્કારની તીવ્રતર અભીપ્સા માણતો થાય છે."

અનાસક્તિની આ વાતો પહેલી નજરે તો નરી ગપ નથી લાગતી? અસંભવિત જ નહિ, એક સો ને એક ટકા અશક્ય જ નથી લાગતી? માણસ જેવો માણસ કર્મ કરે અને એના ફળની આશા વળી ન રાખે, એવું તે ક્યાંય હોતું હશે દુનિયામાં? ગપ છે, બધી જ ગપ; મનુષ્ય-સ્વભાવના અનભ્યાસી વેદિયાઓએ ચલાવેલી નરીનકોર ગપ છે એ તો.

૨

અનાસક્તિ એ જો ગપ, તો આસક્તિ એ જ શાશ્વત સત્ય છે ને?

દેહ અમર છે, માટે એને તરેહવાર લાડ લડાવવામાં જ મશગુલ રહેવું; પ્રાણો અને ચિત્તમાંનાં કામક્રોધાદિ નિત્યજીવી વસ્તુઓ છે, માટે એને આળો મોચી પંપાળ્યે રાખવા; ભેદબુદ્ધિમાં જ સનાતન અભેદત્વ છે, માટે ભેદબુદ્ધિને સદૈવ ભજવી. આમ ખરું હકીકતે છે કે નહિ એ વાત જુદી, પણ આસક્તિના પુરસ્કર્તા ફિલસૂફોનું દૃષ્ટિબિંદુ તો. એ દૃષ્ટિબિંદુ સ્વીકાર્યા પછી એનો પ્રમાણિકપણે વિચાર થાય ત્યારે, એવા જ તર્કસિદ્ધ પરિણામે લાવીને આપણને મૂકે છે.

આનંદની ભૂમિકાઓ; એ બંને ચેતનાનો અપરાર્ધ એટલે બંનેની મનોમય, પ્રાણમય અને અન્નમય' (કે દેહમય, પાર્થિવ, સ્થૂલ) ભૂમિકાઓ; અને ચેતનાએ પરાર્ધમાંથી અપરાર્ધમાં ઉતરવાનો જે સેતુ તે વિજ્ઞાનમય ભૂમિકા. આ ભૂમિકાની ચેતના જેમ ઊંચું નિહાળે છે તેમ નીચાને પણ સંભાળે છે. ઊંચી ત્રણે ભૂમિકાનાં જે સૂક્ષ્મમાં સૂક્ષ્મ છતાં મહાબલિષ્ટ તત્ત્વો, તે તત્ત્વો વિજ્ઞાનની ભૂમિકામાં અવતરીને સંપૂર્ણજ્ઞાનાત્મક અને અવિરતક્રિયાત્મક રૂપો ધરે છે. એવાં તે રૂપો જ્યારે આપણી મનોમય ભૂમિકામાં, આપણી વ્યક્તિગત ચેતનાદ્વારા ગળાઈને, અનુભવાય છે ત્યારે સત્ત્વગુણ બને છે; એ જ્યારે એ જ રીતે પ્રાણમય ભૂમિકામાં આવે ત્યારે રજોગુણ અને અન્નમયમાં તમોગુણ બને છે. આપણે જ્યારે જે ગુણધર્મવાળી ભૂમિકામાં હોઈએ, ત્યારે તે ગુણધર્મોનાં શુદ્ધ કે મિશ્ર સ્વરૂપોમાં એટલા તો લયલીન બનીએ છીએ કે બીજી ચારે—વિજ્ઞાનની અને પરાર્ધની—ઉચ્ચ ભૂમિકાઓ પ્રત્યે વત્તાઓછા બેફામ બનીએ છીએ. આ બેફામી એ જ આપણી આસક્તિ; બેફામીનો અભાવ, ઊંચી ભૂમિકાઓના માત્ર અસ્તિત્વનું નહિ પણ તેમાંથી વહતા ચેતનાપ્રવાહોનું હૃદયે અનુભવાવું, ત્યાંથી ઝરતા સ્ફુલિંગો અને ત્યાંથી પ્રસરતાં આંદોલનોનું અંતઃકરણમાં વિસ્તરવું—આ અવસ્થા અનાસક્તિની.

૫

એ સુભગ અવસ્થા પામવા માટે શું કરવું જોઈએ ?

આપણી ચેતનામાં જ્યાં જ્યાં તમોગુણ વર્તાય ત્યાં એની જડતાને સ્થાને શમ સ્થાપીએ; જ્યાં જ્યાં રજોગુણ સળવળે ત્યાં એને પલટીને તપસ્ બનાવીએ; જ્યાં સત્ત્વગુણ અનુભવાય ત્યાં એ ગુણના પણ ઉત્કૃષ્ટ એવા જ્યોતિર્મય રૂપને સ્થાયી કરીએ—આરૂઢ કરી રાખીએ તો અનાસક્તિ એ અશક્ય આદર્શ નથી.

અનાસક્તિવાળાં હૃદયમન એટલે કેંક સાવ રૂક્ષ, કંક પોલંપોલું ને નકારાત્મક, એવી માન્યતા ખોટી છે એમ હવે સમજાશે; કારણ, આસક્તિ કરાવનારી ગુણત્રયીની જગ્યા અનાસક્ત ચેતનામાં શમ તપસ્ અને જ્યોતિએ સર્જક તત્ત્વત્રયીએ લીધી હોય છે.

૬

રૂપવતી ભાર્યા, રમતિયાળ પુત્ર, લાખોનું બેંક-બેલેન્સ, છાપાં-માત્રમાંની આપણી વાહવાહઃ જીવનની આ અને આવી બધી વસ્તુઓને

આપણે સ્થળ અને કાળના એ એકેક બિંદુએ રહેલી જ ન જોવી, વિચારવી કે અનુભવવી ઘટે.

સ્ત્રી–સૌંદર્ય અથવા બાળલીલા, દ્રવ્ય અથવા કીર્તિ, એ દરેકને જે સ્વરૂપે આપણે દેખીએ કે અનુભવીએ છીએ, તે તે સ્વરૂપ તો, પાર્થિવ દેહનું પ્રાણશક્તિનું અને મનનું અથવા તેમાંનાં કોઇ પણ એકથી ત્રણનું સાધન લઇને કરેલી એ પ્રત્યેકની એક કે બીજા પ્રકારની ગૂંથણી છે. એ ગૂંથણીને જ અસલ વસ્તુ માન્યા કરીએ ત્યાં લગી એમાં આસક્તિ રહેવાની જ બલ્કે એના ઉતરતા પ્રકારોને માણવા પ્રત્યે વધુ ને વધુ વળીને, વળેલા રહીને, આપણે તેમાં ગૂંચવાતા જવાના. એ ગૂંચવારો હાથે કરીને, જાણીબૂઝીને લંબાવ્યે જવો હોય ત્યાં લગી તેમ કરવાના મુખત્યાર છીએ આપણે, બેશક. પણ ખુદ સ્ત્રી–સૌંદર્યથી માંડીને જગતના સ્થૂલ ને સૂક્ષ્મ પદાર્થમાત્રનો ઉપભોગ કરવાની એક બીજી રીત પણ છે અને તેને ત્રિગુણનો સ્પર્શ નથી, સ્થળ બાંધી શકતું નથી, કાળ હણી શકતો નથી. ' न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति '' એ જ એ રીત. આપણને જે કૈં પ્રિય લાગે છે તે એના બાહ્ય રૂપગુણને લીધે નહિ, પણ એનામાંના તથા આપણામાંના એકમેવ અભિન્ન આત્માને કારણે પ્રિય લાગતું થાય, એનું જ નામ ખરી અનાસક્તિ. સ્ત્રી–સૌંદર્ય જે તત્ત્વે છે સત્, તેનો આ દેખાતો આવિર્ભાવ એ દેહ; જે તત્ત્વે છે ચિત્–શક્તિ, તેનો આ સ્ફુરતો આવિર્ભાવ એ પ્રફુલ્લ પ્રાણ; જે તત્ત્વે છે વિજ્ઞાન અને આનંદ, તેનો આ વિલોલ આવિર્ભાવ એ મનોબુદ્ધિ : આ દૃષ્ટિ આપણી ચેતનામાં ઠરાવીને એ સૌંદર્યનું પાન કરીએ ત્યારે સમજાય છે કે અનાસક્તિ જ્યાં સૌથી દુર્ઘટ લાગે છે ત્યાં પણ એ પ્રયત્ન કરીએ તો સુકર નીવડી શકે છે. અને એ પ્રવૃત્તિમાં સૌથી વધુ સહાય થાય છે એ તો પ્રભુનું અવિસ્મરણ. એના નિકટતમ સાન્નિધ્યનું સંવેદન. એ સંવેદન જેટલું વધારે ઊંડું અને સતત, વ્યાપક અને સજીવ, તેટલો આપણો અનાસક્તિમય ઉપભોગ વધારે પ્રસન્નગંભીર, વધારે સ્થાયી. ... હવે અનાસક્તિ એટલે ગપ નહિ પણ હૃદયે પ્રત્યક્ષ કરેલું સ્વાનુભવનું સત્ય, એવી પ્રતીતિ પણ થાય છે.

અનાસક્તિ એટલે ચેતનાની, ખરે જ, જલકમલવત્ અવસ્થા. એ અવસ્થાએ પહોંચ્યા પછી એને સવિશેષ ઊર્ધ્વારોહણની અભીપ્સા થાય, અને એ પ્રભુકૃપાએ સંતોષાય પણ, એમાં આશ્ચર્ય નથી. એ અભીપ્સાની સિદ્ધિ એટલે બ્રહ્મસાક્ષાત્કાર.

# અમે મનુજ!

અમે મનુજ! વિશ્વની સકલ યોજનામાં અમે
રહ્યા સતત અગ્રણી; પરમ સત્ત્વ આ સૃષ્ટિમાં;
અમે મનુજ! બુદ્ધિના વિરલ વૈભવે શોભતા;
અમે સકલ સર્જને શિરકિરીટ જેવા રહ્યા!

અમે મનુજ! બુદ્ધિ તીવ્ર અમ, વિશ્વના ભેદને
ઘડીક મહીં દે કરી સુતર ખોલસા સર્વથા;
ઘડીક મહીં બુદ્ધિ તીવ્ર અમ એ જ પ્રશ્નો કરી
રચે ગહન કોયડા જ અમને ય મૂંઝાવતા.

અમે મનુજ! બુદ્ધિથી સબળ આ અમારી, અમે
મહા મનુજવંશને પશુ-દશાથી ઉદ્ધારિયો;
અને સબળ બુદ્ધિ એ જ મનુવંશને પાશવી
દશા મહીં કરી રહે, વિલસતો અને રાચતો.

અમે મનુજ! બુદ્ધિના અમ અમાપ સામર્થ્યથી
અમે મન-શરીરની સકલ શૃંખલા ભેદતા;
અને અમ સમર્થ બુદ્ધિ નિત શૃંખલાઓ નવી
રચી જ અમ બાંધતી મન-શરીરને સર્વદા.

અમે મનુજ! આ અનન્ય અમ બુદ્ધિના વૈભવે,
પ્રતિચ્છવિ અમે બન્યા અતિ સુરેખ સત્તાતણી;
અને અવ અનન્ય બુદ્ધિ અમ એ જ સત્તાતણાં
સર્જે છ ગુણ, રૂપ, જ્ઞાન, વળી કર્મ, આકારને.

અમે મનુજ! બુદ્ધિમાં અમ અસીમ શ્રદ્ધા રહી;
અને ન અમ બુદ્ધિને ગણતરી ય શ્રદ્ધાતણી;
અમે મનુજ! કેન્દ્ર સૌ જગતનાં ય બુદ્ધિવડે,
અને જગતને જ કેન્દ્ર અમ બુદ્ધિ માની રહી!

મનઃસુખલાલ ઝવેરી

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

# મ. ન. દ્વિ.નો સમય

## અને તેમનું મૂલ્યાંકન

આગલા હપ્તાઓમાં[1] જે ઉતારાઓ આપ્યા છે તે ઉપરથી અને તે સમયને લગતાં બીજાં સાધનોનો ઉપયોગ કરીને મ. ન. દ્વિવેદીના વિદ્યાર્થીજીવનના સમયની સામાજિક સ્થિતિનું ચિત્ર આંકી શકાય તેમ છે. પરંતુ એ વિષયોનો તલસ્પર્શી અભ્યાસ કરવાનું આ સ્થાન નથી. અહીં તો મ. ન. દ્વિવેદીના અંગત જીવનમાં એ પરિસ્થિતિએ કેવો ભાગ ભજવ્યો અને એ પરિસ્થિતિ પ્રત્યે મ. ન. દ્વિવેદીએ કેવા પ્રકારનું પ્રાતકાર્ય કર્યું તે આપણે જોવાનું છે.

તે જમાનાનો યથાર્થ ખ્યાલ લાવવા માટે આજનો વ્યક્તિ-સ્વાતંત્ર્યનો જમાનો ભૂલી જાઓ; આજની સર્વવ્યાપી રાષ્ટ્ર-ચેતના અને તેના મોટા પાયા પર થતા સક્રિય આવિર્ભાવ ઉપરથી નજર ખસેડી લો અને ૩૦ વર્ષ–નહિ, ખરું જોતાં ૫૦ વર્ષ એટલે કે અર્ધી સદી–પૂર્વેના હિંદનો અને વિશેષ કરીને, ગૂજરાતનો વિચાર કરી જુઓ. રાષ્ટ્રીય મહાસભા પણ ભાગ્યે જન્મ પામી હતી તે યુગને કલ્પનાવડે સજીવન કરો. લોકમાન્ય બા. ગં. તિલક પોતાની કારકિર્દી એક ઉત્સાહી જુવાન તરીકે આરંભતા હતા. મહાત્મા ગાંધી ૧૦ વર્ષના પણ થયા ન હતા,

---

૧. 'મણિલાલચરિત્રની સામગ્રી'ના અન્યત્ર પ્રસિદ્ધ થઈ ગએલા હપ્તાઓમાં.

અને દિ. બ. અંબાલાલ સાકરલાલ, સર ફીરોજશાહ મહેતા, જે. આર. દલાલ વગેરે મ. ન. દ્વિવેદીની આગળની ટુકડીના ગ્રેજ્યુએટો પોતપોતાની કારકિર્દી હજી આરંભતા હતા. પ્રાચીન સંસ્કૃત યા તો ફારસી અને અરબી કેળવણીનાં અવ્યવસ્થિત સંસ્કારસાધનો અને સમગ્ર દેશમાં રાજકીય કે અન્ય કોઈપણ પ્રકારની સકળ એકતા લાવવાને અશક્ત એવી પરસ્પર અસંબદ્ધ શાસનપદ્ધતિઓ હિંદમાં પ્રચલિત હતી. ઈંગ્લાંડના આધિપત્યને પરિણામે યુરોપીય સંસ્કારની વ્યવસ્થિત વિજયયાત્રાના વાહન તરીકે તુરતની સ્થપાએલી વિદ્યાપીઠો હજી જામી ન હતી. કેન્દ્રસ્થ સત્તાને આધીન એકધોરણી રાજ્યતંત્ર પ્રસરતું હતું. નવી રાજ્યવ્યવસ્થાથી મધ્યમ વર્ગને શાંતિ મળી હતી તથા લૂંટારા અને પરરાજ્યોના હુમલાઓથી ખેડૂતોને રાહત મળી હતી. તેને પરિણામે પ્રજામાં કાંઈક દમ આવતો જણાતો હતો. આગળ પડતી મુત્સદ્દી કોમોમાં ભારે મહત્ત્વાકાંક્ષાઓ જાગી હતી. પરદેશી, આપણા કરતાં વધારે સુધરેલી પ્રજાની નવી રાજ્યપદ્ધતિમાં ભારેમાં ભારે દરજ્જાની નોકરીઓ સર કરવાની તાલાવેલી તે જમાનાના સારામાં સારા લોકોને લાગેલી તેનો ખ્યાલ પણ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને માટે ઝંખતા આ જમાનામાં આવવો મુશ્કેલ છે. પરદેશી રાજ્યને પરિણામે જે ભારે વિત્તશોષણ થઈ, સમગ્ર રાષ્ટ્રની આર્થિક સ્થિતિ પાયમાલ થતી હતી તેની અસર હજી પૂરેપૂરી જણાઈ તથા સમજાઈ ન હતી. રાષ્ટ્રીય ગરીબાઈ શોધવાનો પ્રયત્ન પણ આજના જેવો વ્યાપક ન હતો. એ જમાનામાં અંબાલાલ સાકરલાલ દેસાઈ અમદાવાદથી મુંબાઈ "પરીક્ષા આપવા અને ભણવા ' ગએલા તે એક અનુકરણીય સાહસ ગણાએલું ! અને સૂરતથી હેડમાસ્તરની બીજે ગામ બદલી કરવામાં નડતી માસ્તરની કોશીશને કેળવણીખાતાના ભળતાનડા ઇન્સ્પેક્ટર ટી. સી. હોપ પોળમાં જઈને બદલી કરવામાં સાનુકૂળ થવા માટે ગૂજરાતી ભાષામાં સમજાવવા પ્રયત્ન કરતા'

એવો નોકરીઓના સુકાળનો એ જમાનો હતો. ગણ્યાગાંઠ્યા જ તે સમયે ભણી શકતા અને તે બધા ' મોટા ' થવાની એટલે કે અમલદારી કરવાની કે વકીલાતમાં કમાઈને આબરૂ પ્રાપ્ત કરવાની આશા રાખીને ભણતા.

૧૮૫૬ માં આરંભેલી વિદ્યાપીઠની કેળવણીના તથા તેની આગળનાં વર્ષોમાં જાતમહેનતે પાશ્ચાત્ય સંસ્કારના પરિચયમાં આવનાર હિંદીઓના કાર્યને પરિણામે હિંદમાં પહેલું પરિણામ સર્વત્ર લગભગ એકસરખું આવ્યું ગણાય. ૧. પશ્ચિમની સંસ્કૃતિની સરસાઈનો સ્પષ્ટ કે અસ્પષ્ટ સ્વીકાર અને તેનાં સર્વ બાહ્ય સ્વરૂપોનું અનુકરણ કરવાનો મોહ. ૨. આર્ય સંસ્કૃતિ અને તેનાં મૂર્ત સ્વરૂપ-ઇતિહાસના પ્રવાહમાં તડકોછાંયડી ખમી, વિરૂપ બની ગએલાં-જેવાં કે ધર્માચાર, સામાજિક જીવન-રૂઢિઓ, રિવાજો વગેરેની અવગણના; અને તેમનું ઉલ્લંઘન કરવું એ તેમની ગુલામીમાંથી મુક્તિ પ્રાપ્ત કર્યાની નિશાની ગણાતી.

બંગાળમાં " બ્રહ્મસમાજ " સ્થપાઇ; જુદા જુદા નેતાઓએ જુદાંજુદાં સંસ્કારતત્ત્વોને વધારેઓછું પ્રાધાન્ય આપી નવી જાગૃતિને ત્રણ શાખાઓમાં-સાધારણ, આદિ અને નવ-વિધાન-મૂર્ત સ્વરૂપ આપ્યું. આંધ્રમાં વીરેશલિંગ પંતુલુએ પણ સામાજિક સુધારાઓની, બ્રહ્મમાજ અને સાહિત્યના ઉદ્ધારની શરૂઆત કરી. મુંબઈમાં ન્યા. મૂ. રાનડે વગેરેના નેતૃત્વ તળે ' પ્રાર્થનાસમાજ '-' બ્રહ્મસમાજ ' ની બહેન-શરૂ થઈ અને ગુજરાતના મથક અમદાવાદમાં પણ ભોળાનાથ, મહીપતરામ વગેરેએ તેની શાખા સ્થાપન કરી.

લાંબી તમોગુણની નિદ્રામાંથી જાગૃત થતો હિંદ પાશ્ચાત્ય સંસ્કારના ઝગઝગાટથી અંજાયો હતો, એ તો સ્પષ્ટ જણાય છે; પરંતુ ૨૦ વર્ષ એ દશામાં ગાળ્યાં હશે એટલામાં જ તેણે પોતાના સંસ્કારસાતત્યની શોધ શરૂ કરી. પોતાના બાપદાદાનો

વારસો તેણે જોવા માંડ્યો અને પશ્ચિમની સંસ્કૃતિ પ્રત્યે વધારે જાગૃત વિવેચકશક્તિ તથા તેનાં સ્વરૂપોના સ્વીકારમાં પણ અંધ અનુકરણવૃત્તિને ઠેકાણે પરસંસ્કારને પોતીકા કરી, લોહીમાં વણી લેવાની ક્રિયા—Assimilation–શરૂ કરી. પરસંસ્કારનાં ઉત્તમ તત્ત્વોનો સ્વીકાર કરવામાં હિંદની ગ્રાહકશક્તિ અને પાચનશક્તિ અસાધારણ કહી શકાય. બ્રહ્મસમાજ સફળ થાય તે પહેલાં બંગાળામાં રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદનો પ્રાદુર્ભાવ થયો. પ્રાર્થનાસમાજ મુંબઇ ઇલાકામાં પ્રસરે અને પંજાબમાં ખ્રિસ્તી મિશનરીઓ લાખોને ખ્રિસ્તી બનાવે તે પહેલાં પાખંડમતખંડિની પતાકા હરદ્વારમાં ફરકાવનાર, એક અકિંચન કાઠિયાવાડી સંન્યાસી સ્વામી દયાનંદે આર્યસમાજનો પાયો નાખ્યો અને પરદેશી રાજ્યની ઝૂંસરીને બીજાં દશ વર્ષ થયાં ન થયાં એટલામાં પ્રજાની રાષ્ટ્રીય અસ્મિતા પણ જાગૃત થઇ: રાષ્ટ્રીય મહાસભાનો જન્મ થયો. અને પ્રત્યેક ક્ષેત્રમાં ( સાહિત્ય, સમાજ, ધર્મ ) સર્જકશક્તિનો પરિચય હિંદે આપવા માંડ્યો.

## નર્મદનું સમયમૂર્તિત્વ

પશ્ચિમના સંસ્કારના પ્રથમ સ્પર્શનો હર્ષોન્માદ, તેનું શમી જવું અને આર્યસંસ્કૃતિનાં તત્ત્વોનું અન્વેષણ તથા તેમના સ્વીકારનો આગ્રહ -એ બન્ને સૂરો તે સમયના ગુર્જરસાહિત્યના સમયમૂર્તિ કવિ નર્મદમાં આપણને જણાય છે. " સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે" એ વીરોત્સાહલહરી બાનીમાં નવીન યુગને અભિનંદન આપી " યાહોમ કરીને પડવાને " લોકને આમંત્રણ કરનાર કવિ નર્મદ ' ધર્મ '' ના વિષયનો ઉલ્લેખ પાછળથી ચેતવણી આપે એવા પ્રકારે કરતા ગયા ! વિચારોનું સમૂળું પરિવર્તન તેમણે ઉત્તરાવસ્થામાં અનુભવ્યું અને સુધારાની હિમાયતમાં પ્રગટ કરેલ તેનું તે પ્રમાણિકપણે નીડરતાથી જનસમાજ

સમક્ષ રજૂ કર્યું. તે જમાનાની એક વિશિષ્ટ સમયમૂર્તિના પોતાના જ જીવનમાં પ્રગટ થયેલી એ બે વૃત્તિઓ તે જમાનાની લાક્ષણિકતાનું સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. અને નર્મદ એટલે કાંઇ સામાન્ય માનવો પેઠે જમાનાએ ઘડેલું પૂતળું કે તેનું રમકડું માત્ર નહિ. તે પોતે એ જમાનાની- અને ભાવિની–મર્જક શક્તિઓમાંની મુખ્ય શક્તિઓનું મૂર્ત સ્વરૂપ હતો. જમાનાએ તેને ઉત્પન્ન કરેલ હતો તો જમાનાને ઉત્પન્ન કરનારાઓમાંનો તે એક મુખ્ય હતો. પૂર્વ અને પશ્ચિમના સંસ્કારનો સંઘર્ષ-તેમનું પરસ્પર કાર્યપ્રતિકાર્ય અને ભાવિપરિણામનો અડસટ્ટો, વરતારો તથા ઇષ્ટાનિષ્ટ તત્ત્વોની વિવેચના વગેરે તે જમાનાના અને ત્યારપછીની પેઢીના લેખકો અને ચિંતકોનો પ્રધાન વિષય બની રહ્યો હતો. એ મંથનને પરિણામે પ્રત્યેક સાહિત્યકારે પોતાને ફાવતું રૂપ સર્જીને તેમાં પોતાનું કથન પ્રગટ કરવા પ્રયત્ન કર્યો લાગે છે. નર્મદે કવિતા ઇતિહાસ, નિબંધ અને જીવનચરિત્રનો આશ્રય લીધો; નવલરામે વિવેચના ગરબીઓ અને નિબંધોમાં પોતાનું વક્તવ્ય રજૂ કર્યું; ગોવર્ધનરામે નવલકથા અને કવિતાનો, મણિલાલ દ્વિવેદીએ તત્ત્વચિંતન, નિબંધ, કવિતા અને અનુવાદોનો, રમણભાઇ નીલકંઠે મર્મકટાક્ષનો—એમ જુદા જુદા રૂપમાં એ વિષય રજૂ થયો છે; પ્રત્યેકની લાક્ષણિકતા પણ તેમાં તરી આવે છે. એ સર્વેમાં 'નવલ' સૌથી વધારે લોકપ્રિય અને સફળ નીવડ્યું જણાય છે. પરંતુ મ ન. દ્વિવેદીના સમકાલીનોમાં ગો. મા ત્રિ. એ 'સરસ્વતીચંદ્ર'માં પૂર્વપશ્ચિમના મિલનનો કોયડો રજૂ કરી કેટલીક દિશામાં ઉપયોગી સૂચનાઓ કર્યા ઉપરાંત નિશ્ચિત, માર્ગદર્શક દિશા જણાવી નથી કલ્પનાપ્રધાન એ પ્રયત્નમાં ભાવિની ઉજ્જ્વળતા અને આશાજનકતા બાદ કરતાં વર્તમાનકાળમાં શું કરવું યા તો ન કરવું એ વિષે નહિ જેવી જ સૂચનાઓ મળે છે. આ વિષયમાં મ. ન. દ્વિવેદીનું ચિંતન વધારે સ્પષ્ટ અને માર્ગદર્શક હતું એમ કહી શકાય. 'પૂર્વ અને પશ્ચિમ'ના

સુંદર નિબંધમાં પ્રગટ થએલો અન્ને સંસ્કૃતિનાં મૌલિક તત્ત્વોનો વિચાર અને વર્તમાનકાળને માટે વધારે માર્ગદર્શક સૂચનાઓ અને અભિપ્રાયો આપણને જણાય છે. રાષ્ટ્રીય મહાસભાની ચળવળની ઉપયોગિતા અને અગત્ય સ્વીકારીને મ. ન. દ્વિવેદી એક જીલ્લાનાં 'ઓરગેનાઇઝર' પણ થયા હતા. એ હકીકત મ. ન. દ્વિવેદીના જીવનમાં નોંધવા જેવી ગણાય.

ગુજરાતની તે સમયની સામાજિક સ્થિતિનો વિચાર કરતાં બે ચાર બાબતોમાં જે સમૂળો ભેદ આજની સ્થિતિ પરત્વે છે તે ખાસ ધ્યાનમાં રાખવો જોઇએ. ૧. જ્ઞાતિબંધારણની જે શિથિલતા આજે છે તેવી તે સમયે ન હતી. પરિણામે જ્ઞાતિની સત્તા હાલ છે તેના કરતાં ઘણી વધારે હતી. ૨, કુટુંબ અને વડીલોનું ચલણ પણ ઘણું જ વધારે. આજનો ગ્રેજ્યુએટ પરીક્ષા પસાર કરી કયો ધંધો કરવો એ વિષે માબાપનો અભિપ્રાય લેવા બંધાએલો હોતો નથી અભિપ્રાય લે તો પણ તે પ્રમાણે ચાલે જ એવું હોતું નથી. ઘણુંખરું પોતાના નિર્ણયો માટે તે વડીલો ઉપર આધાર રાખતો નથી. બહુ બહુ તો તે વડીલની 'સલાહ' લે છે, પરંતુ તે જમાનામાં તો પુત્ર એટલે વટાવવાની નોટ એમ ગણનારાં માબાપો અને પોતાને અનેક આપત્તિઓ વેઠી ભણાવનાર માબાપના ઉપકારની ગણતરી ગણનાર પુત્ર—એમનો સંબંધ એવો હતો કે પરીક્ષા પસાર કરી પુત્રે શું કરવું? ક્યાં પરણવું? એ તો તેના માબાપો જ ઘણુંખરું નક્કી કરી મૂકતાં! એની બાબતમાં છોકરાની મરજી પૂછવી એ વિચાર જ તે જમાનાનાં માબાપોને અસંભવિત અને પોતાના અપમાન સરખો લાગે. "મારો કલાણો તો ડાક્તર થશે!" જાણે કે પુત્રે શું થવું અને શું ન થવું એ નક્કી કરવાનું કામ માબાપનું જ હોય!

વડીલોની સત્તાનું એક બીજું ઉદાહરણ: કુટુંબજીવનની

રૂઢિઓનું દાસત્વ ભણેલા પણ કેવું સ્વીકારતા તે આજે જાણીને આપણને હસવું આવે તો આશ્ચર્ય નહિ ! પોતાની પત્ની જોડે માતાપિતાની કે કોઈપણ વડીલની હાજરીમાં બોલાય નહિ, એટલું જ નહિ પરંતુ પોતાના બાળકને સુદ્ધાં તેમની હાજરીમાં રમાડાય નહિ ! !

આવી સ્થિતિમાં ગ્રેજ્યુએટ થએલો જુવાન નોકરી પર ચડે ત્યારે બહારથી જોતાં ગમે તેટલો સ્વતંત્ર અને પુખ્ત ગણાય પરંતુ અંદરખાનેથી તેનું સામાજિક, કૌટુંબિક અને આર્થિક જીવન તેનાં માબાપની આજ્ઞા પ્રમાણે ગાળવામાં આવતું. અને ખૂબી એ છે કે માબાપો તે એ પ્રમાણે ચાલવા, અલબત્ત, બંધાએલો છે એમ માનતાં એટલું જ નહિ પરંતુ જુવાન પોતે પણ તેમ કરવાને પોતાની જાતને બંધાએલો ગણાતો !

## મ. ન. દ્વિ. વિદ્યાર્થી તરીકે

(૧) એવા જમાનાના આશાભર્યા જુવાનોમાં મ. ન. દ્વિવેદી હતા. વિદ્યાર્થી તરીકે તેનું જીવન 'યશસ્વી' વિશેષણ ને લાયક હતું એટલું તો મેટ્રિકથી બી. એ. સુધીની પરીક્ષાઓનાં પરિણામ પરથી જણાય તેવું છે. તે ઉપરાંત તેની અસાધારણ મેધાશક્તિ, સાહિત્યવિલાસિતા, કવિતા કરવાનો શોખ તથા છેક વિદ્યાર્થીજીવનમાં પણ સારા વિવેચક તરીકે પોતાના મિત્રોમાં પ્રાપ્ત કરેલું સ્થાન–એ સઘળાંનો વિચાર કરતાં પણ મ. ન. દ્વિવેદી, વિદ્યાપીઠની શુષ્ક ઉપાધિ કેવળ પ્રાપ્ત કરી જીવનમાં બીજું કાંઇ પણ 'યશસ્વી' કરવાને અશક્ત એવા ઘણાંઓથી, જુદા પડે છે.

ગુર્જરસાહિત્યમાં મ. ન. દ્વિવેદીને વિવેચક તરીકે જે સ્થાન મળવું જોઇએ તે હજી સુધી સ્વીકારાયું નથી એમ કહેવાની અહીં જરૂર પડે છે. નવલરામભાઇ જ એકમાત્ર વિવેચક

ગુર્જરસાહિત્યમાં ગણાય છે તેમાં મ. ન. દ્વિવેદી જેવાને અજાણ્યે અન્યાય થતો લાગે છે.

(૨) મ. ન. દ્વિવેદી વિદ્યાર્થી તરીકે ઘણા મળતાવડા હોવા જોઇએ. સરખી વયના અને નાના ઘણા વિદ્યાર્થીઓ તેમને પોતાના વિશ્વાસપાત્ર ગણતા એ પણ સ્પષ્ટ જણાય છે. અંગ્રેજીમાં જેને 'Personal magnetism'—('અંગત અજબ મોહિની' અથવા 'બે આંખોનું જાદુ') કહે છે તે મ. ન. દ્વિવેદીમાં કુદરતી રીતે હોય એમ લાગે છે. વિદ્યાર્થીજીવન પૂરું કરીને મુંબઈમાં ડે. એ. ઇન્સ્પેક્ટર તરીકે નોકરી કરતા ત્યારે એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં ડેપ્યુટીઓને અઠવાડીઆમાં અમુક કલાક વિદ્યાર્થીઓના વર્ગો લેવા પડતા. મ. ન. દ્વિવેદી એ પ્રમાણે અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણમાં અંગ્રેજી-સંસ્કૃત લેતા. તે સમયે ભણનારા એક વિદ્યાર્થીએ લગભગ ૫૦-૫૫ વર્ષની ઉંમરે મને મ. ન. દ્વિવેદીનું તેનું સ્મરણ કહ્યું ત્યારે પણ પ્રથમ છાપ તેમના "રૂપાળાપણાની" તેના ઉપર પડેલી જણાઈ! તેણે મને કહ્યું—"મ. ન. દ્વિવેદીના હોઠ જાણે હમેશાં પાન ખાધેલું ન હોય તેમ સુંદર રાતા રંગના રહેતા અને એમનો રંગ ઘણો ગોરો હતો."

(૩) વિદ્યાર્થીજીવનમાં લાગુ થએલા ઉપદંશના વ્યાધિ વિષે નીચેની બાબતો વિચારવા જેવી ગણાય.

(અ) કાચી વય અને કાચી સમજણમાં થએલાં કાર્યોનાં માત્ર શારીરિક પરિણામ ઉપર નજર રાખીને એક વ્યક્તિના નૈતિક-નીતિવિષયક-પતનનો કે ચારિત્રની અધમતાનો ખ્યાલ બાંધી દેવો એ વાજબી ગણાય કે નહિ ?

(બ) એ જમાનામાં સામાજિક જીવન-તે પણ નડિયાદમાં વસતી નાતોમાં-બહુ ઉચ્ચ ધોરણવાળું હતું એમ માનવાને કશું કારણ નથી. પાટીદાર અને સાઠોદરા જ્ઞાતિ અપવાદરૂપ ન હતી.

(ક) બાળલગ્નને પરિણામે પ્રબળ કામવાસના સામાજિક અને કૌટુંબિક જીવનના વારસારૂપે ઊતરે એ અસંભવિત નથી.

(ડ) મ. ન. દ્વિવેદી તે સમયે એકલા જ એ વાસનાના સંસામાં પડ્યા હોઇ વિશેષ રૂપે જવાબદાર હતા એવું હતું જ નહિ. આખા મિત્રમંડળમાં બુદ્ધિના વિકાસની આતુરતા સાથે સાથે પ્રબળ કામવાસના પણ જણાય છે. (જુઓ બાલાશંકર, તુલસીભાઇ અને ગંગાશંકરના પત્રો.)

(ઇ) મ. ન. દ્વિવેદી પૂર્વે થયેલાઓમાં નર્મદનું જીવન તપાસો અને પછીથી આવનારાઓમાં કલાપી વગેરેનાં જીવનના પ્રસિદ્ધ પ્રસંગો વિચારો–અને બાકીના છેલ્લી પેઢીના સાહિત્યકારમાં ૪૦–૪૫ વર્ષની ઉમર પછી પણ બીજું, ત્રીજું અને ચોથું લગ્ન કરનારા–અને તે પણ કેટલાક તો હજારો રૂપીઆ પલ્લાના મૂકીને !–જેટલા નીકળે તેમની વિષયલોલુપતા વિચારી, ખુલ્લી અનીતિ કરનારાઓને પડછે તેમનું વર્તન નાખો.

(ફ) મ. ન. દ્વિવેદીનું લગ્ન મેટ્રિક થતા પહેલાં થએલું હોવું જોઇએ–ચોક્કસ તિથિની માહિતી મારે હાથ લાગી નથી. બાલાશંકર મેટ્રિકમાં નાપાસ થયેલા હતા અને તેમને પણ વિદ્યાર્થી અવસ્થામાં જ મ. ન. દ્વિવેદી જેવો જ વ્યાધિ થયો હતો.

એટલે વિદ્યાર્થીજીવનમાં થએલ વ્યાધિને માટે મ. ન. દ્વિવેદીને સઘળી રીતે જવાબદાર ગણવામાં એક અણસમજુ–બિનઅનુભવી–જુવાનને આપણે ઘણી ભારે સજા કરીએ છીએ એમ મને લાગે; કારણ કે એના પતનનો સઘળો દોષ તેનો પોતાનો કેવળ નહિ પરંતુ સોબત, સામાજિક સ્થિતિ, બાળલગ્નનો રિવાજ વગેરે અનેક બીજી બાબતોનો પણ ખરો.

## વ્યાધિ : એક અકસ્માત

પણ હા, મ. ન. દ્વિવેદી પુખ્ત અને સમજુ–મ. ન.

દ્વિવેદી લેખક અને વિચારક–એ તરીકે તેમની નૈતિક જવાબદારી વિષે આગળ ફરીને વિચાર કરવો પ્રાપ્ત થશે ખરો, પરંતુ ત્યારે પણ આ મુદ્દો તો ધ્યાનમાં રાખીને જ વિચાર કરવો પડશે કે તેનો શારીરિક વ્યાધિ, તેના કેટલાક સમકાલીનો માનતા હતા તેમ, તેની નૈતિક અધમતાનું સીમાચિહ્ન ન હતું. એ તો છેક અણસમજુ વિદ્યાર્થીને વળગેલ આજીવન અકસ્માત માત્ર હતો. ઘણા વિદ્યાર્થીઓ યુવાવસ્થામાં કુટેવોના ભોગ થઈ પડે છે યા તો આડે રસ્તે જાય છે; પરંતુ અવસ્થા જતાં સમજણ અને અનુભવ પરિપક્વ થતાં, યા તો યોગ્ય માર્ગદર્શક વ્યક્તિ, વાચન કે સંસ્થાનો લાભ મળતાં એવી અધોગતિમાંથી મુક્તિ મેળવી લે છે; અને પછી દુનિયાની નજરે ‘અણીશુદ્ધ નીતિવાળા’ ગણાય પણ છે. વધારે ઊંડા ઊતરીને એ પ્રશ્નના મૂળ જોવા જઈશું તો અંગ્રેજી કહેવત—“વૈદરાજ, પહેલાં આપનો જ વ્યાધિ મટાડો ”—એ યાદ લાવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો આશ્ચર્ય ખરું ? “શા માટે અમુક વ્યક્તિ અમુક વૃત્તિ કે વાસનાને વશ થાય છે ?” એ પ્રશ્ન કરવો નિરર્થક છે. પ્રત્યેક માનવમાં અવ્યક્ત કે અર્ધવ્યક્ત પશુ રહેલું જ છે અને પોતાના પ્રાણમાં ‘અનીતિમાન’ ગણાય એવી વૃત્તિ કે વાસનાએ પ્રવેશ જ કર્યો નથી એમ કોણ કહી શકે તેમ છે ? એક વ્યક્તિ પોતાની સ્વાભાવિક નિર્બળતા-ઓધે ઊતરેલ પ્રબળ વાસના, બાલ્યાવસ્થાની અજ્ઞાનભરી કુતૂહલવૃત્તિ તથા કાચી બુદ્ધિ–સમજણ–એ સર્વને પરિણામે કુટેવોનો-કદાચ અનીતિનો–અને ઉપરાંત ભયંકર વ્યાધિનો ભોગ થઇ પડે છે. બીજી તરફ પોતાના અંતરમાં વાસનાનું સેવન કરનારા અને આચરણમાં તેને વશ થયા છતાં શારીરિક વ્યાધિથી બચી જનારા યા તો પોતાની એવી અનીતિમાન વૃત્તિને આચરણમાં મૂકવાની તક જેમને મળતી જ નથી એવા માણસો પણ ઘણા હોય છે. એ બન્નેમાં નિરપેક્ષ નીતિની દૃષ્ટિએ પહેલા પ્રકારનો માણસ ઊતરતો કઇ રીતે, વારુ ?

મ. ન. દ્વિવેદીની નૈતિક જવાબદારી ઉડાવી દેવાનો આ મુદ્દામાં બિલકુલ પ્રયત્ન નથી, પરંતુ અતિશયોક્તિભરેલી રીતે જે ગૌણ બાબતને મહત્ત્વ આપવામાં આવેલું છે તેને યોગ્ય સ્થાને મૂકવાનો પ્રયાસ છે. ફરીને મ. ન. દ્વિવેદીની આ વિષયની જવાબદારીનો વિચાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે ત્યારે વિશેષ અવલોકન કરીશું.

(૪) "મ. ન. દ્વિવેદી તો રૂઢિરક્ષક, પ્રાચીનતાના પૂજક, 'જૂનું એટલું બધું જ સોનું' માનનાર, શાસ્ત્રોને અબાધિત ગણનાર જૂનવાણી મતાગ્રહી, જરીપુરાણા વિચારો, રૂઢિઓ અને શાસ્ત્રોને આ પ્રગતિના જમાનામાં પણ દોષ રહિત–અસ્ખલનશીલ માનનાર અને તેનું અનુસરણ કરવાનો મિથ્યા આગ્રહ કરનાર" એવા એવા જે અનેક અભિપ્રાયો, આક્ષેપો, મતાગ્રહો, ટીકાઓ અને વિવેચનો મ. ન. દ્વિવેદીના જીવતાં અને ત્યારપછી અનેક સમયે થએલાં છે તે કેવાં તો અતિશયોક્તિભરેલાં અને અવાસ્તવિક છે તેનું દર્શન "પૂર્વ અને પશ્ચિમ" નામનો તેમનો નિબંધ વાંચનારને થયા વિના ભાગ્યે રહે.

## ધર્મવૃત્તિનો ઉદય કેવી રીતે?

પરંતુ અહીં આપણે જોવાનું એ છે કે મ. ન. દ્વિવેદીના આંતરવિકાસમાં ધાર્મિક વૃત્તિનો ઉદય કેવી રીતે થએલો? મ. ન. દ્વિવેદીની ધાર્મિકતા ઓથે ઊતરેલ આચારની અને મંતવ્યોની ગુલામી માત્ર હતી કે વિચારશૂન્ય, અંધ પરછંદાનુવર્તિત્વને જ તેનું અસ્તિત્વ આભારી હતું? સ્થિતિચુસ્ત, રૂઢિરક્ષક અને આચારનાં બંધનો સેવતી નાગર નાતમાં જન્મેલા તેટલા માટે મ. ન. દ્વિવેદી "પ્રાચીનપ્રિય" થયા એ અનુમાન સાવ આધાર વિનાનું નીવડે છે. વળી, વ્યક્તિઓ જોડેનો અંગત વિરોધ મ. ન. દ્વિવેદીનાં મન્તવ્યોને દોરવા માટે પૂરતું કારણ થઈ શકયો ન હતો એ પણ નક્કી છે. જ્યારે આ વિષેનો મ. ન.

દ્વિવેદીનો પોતાનો પત્રરૂપ [1]એકરાર (Theosophist માં છપાયેલો) વાંચીએ છીએ ત્યારે તેના અંતરના ધાર્મિક વિકાસ ઉપર નવો જ પ્રકાશ પડે છે, અને મ. ન. દ્વિવેદીને પ્રાચીનતાના અંધઉપાસક, અનુયાયી કે પ્રશંસક તરીકે ગણાવવાનો પ્રયાસ કરનારાઓની નિષ્ફળતા સ્પષ્ટ થાય છે. પ્રયોગોમાં શ્રદ્ધા હોવી એ જો વર્તમાન ભૌતિકશાસ્ત્ર (Science) ના જમાનાનું લક્ષણ હોય તો અહીં કહેવું પ્રાપ્ત થાય છે કે મ. ન. દ્વિ. ના અંતરમાં આર્યતત્ત્વદર્શન પ્રત્યે અને તે દર્શનને સામાજિક આચારમાં ઊતારવા યત્ન કરવા મથતાં શાસ્ત્રો પ્રત્યે, જે શ્રદ્ધા ઉદ્ભવી તે પ્રયોગાત્મક હતી અને તેટલા પૂરતી આધુનિક અને Scientific શાસ્ત્રીય-પ્રયોગસિદ્ધ-હતી.

અને વધારામા એ લેખ એ પણ પૂરવાર કરે છે કે "સુધારક" તરીકે જે વર્ગ તે સમયે સમાજમાં ફેરફારો કરવાને મથતો હતો તે પોતાનાં મંતવ્યો વિષે સહૃદય હોવાનો દાવો કરે તો સામી બાજૂ મ. ન. દ્વિ. તે ચળવળનાં કેટલાંક સ્વરૂપોનો વિરોધ કરવામા તેટલી જ સહૃદયતા, અંતરાત્માના અવાજ-પ્રતીતિ નિશ્ચય તથા પૂર્વ અને પશ્ચિમ બન્નેનાં દર્શનોના તુલનાત્મક અભ્યાસને પરિણામે પ્રેરાયા હતા એ પણ એ લેખ પરથી સ્પષ્ટ થાય છે.

તથા મ. ન. દ્વિવેદીના ઉપર ટાંકેલા પત્રમાં પ્રગટ થએલા ભાવમાં અને એ ત્રણેમાં પ્રગટ થએલી માનવઅંતરની એક મૌલિક પ્રવૃત્તિના આવિર્ભાવરૂપ ધાર્મિકતામાં સામ્ય છે. વાંચનારે યાદ રાખવું જરૂરનું છે કે વિવેકાનંદ મ. ન. દ્વિવેદીના સમકાલીન હતા. દયાનંદ તેમની પૂર્વેના ગણાય ખરા, કારણ કે ૧૮૭૨માં તો મુંબાઈની આર્યસમાજનો તેમણે પાયો નાખ્યો હતો ! પરંતુ એ વૃત્તિ મૂળમાં એક છતાં વિવેકાનંદની આધ્યાત્મિક અભીપ્સા ઘણી વધારે તીવ્ર, વ્યાપક અને સહૃદયતાભરી. દયાનંદની તપઃશક્તિ મ. ન. દ્વિવેદી કરતાં અનેકગુણ ચડિયાતી-બળવાન અને દીર્ઘજીવી. વિવેકાનંદ અને દયાનંદ બંનેના સાહસ અને હિંમત ચડિયાતાં. સમાનવૃત્તિવાળી અને કાંઇક અંશે સમકાલીન એવી એ ત્રણ વ્યક્તિઓના જીવનની તુલના કરતાં એમ લાગે છે કે માનવના અંતરાત્મામાં પણ કોટિઓ (Grades) હોય છે, એવો આપણા દેશમાં પ્રચલિત મત છે તે સાચો હોવો જોઇએ. કેટલાકનું આધ્યાત્મિક કાઠું જ મોટું-બલવાન, સ્વભાવરક્ષિત તથા નેતૃત્વ માટે સરજાયેલું—લાગે છે.* ઉદાહરણ તરીકે-વિવેકાનંદમાં આધ્યાત્મિક સાક્ષાત્કાર માટે જે અભીપ્સા જાગૃત થઇ તે કેટલી ઉત્કટ અને તલસ્પર્શી ? તેનું અનુસરણ કરવા તેણે કેવા ભોગો આપ્યા ? કેટકેટલી મહેનત ઉઠાવી ? એ તાલાવેલીને પરિણામે જ્યારે રામકૃષ્ણ પરમહંસનો સંસર્ગ થયો અને તેમણે યોગસાધના વિષે ખાતરી આપી ત્યારપછી પણ કેટકેટલી વિપત્તિઓ-અંતરનાં ગહન મંથનો, બહારની વિટંબનાઓ વગેરે સેવી-સહન કરી-અંતે પોતાનું ધ્યેય સાધવા માટે તેણે સર્વસ્વનો ત્યાગ કરી ભેખ લીધો. વિપ્લવકારી-વિદ્રોહીનાં સાચં તત્ત્વોથી ભરેલ, અજ્ઞાન બાળક દયાનંદ ધર્મ, સમાજ અને જીવનસમયમાં વિપ્લવ કરવા કૂમળી વયે મેદાને પડયો હતો !

* આપણામાં દેવકોટિ, ઇશ્વરકોટિ, મુક્ત અથવા નિત્યમુક્ત એવા પ્રકારો ગણાય છે.

વેદધર્મની પુનઃ પ્રતિષ્ઠા કરતાં તેણે લોકોના માર, અપમાનો, નિંદા, ગાળો, આક્ષેપો વગેરે સહન કર્યાં. એક યોદ્ધાની વીરતા અને સુભટની ધીરજથી તે પોતાના ધ્યેયને વળગી જ રહ્યો ! અંગ્રેજી કેળવણીથી વંચિત એ સંસ્કૃત-હિંદીના વિશારદમાં એવી વ્યવસ્થાશક્તિ અને પ્રેરણાપ્રેરકતા હતી કે તેણે ઊભી કરેલી સંસ્થા સંગઠન માટે પ્રખ્યાત એવી પશ્ચિમની ભલભલી સંસ્થાઓ જોડે તુલનામાં ઊભી રહી શકે તેમ છે. વેદધર્મનો ઉદ્ધાર કરવો, આર્યસંસ્કારનો વિજયધ્વજ ફરકાવવો, રૂઢિનું નિર્માલ્ય દાસત્વ નિર્મૂળ કરવું, સામાજિક દંભને તિલાંજલિ આપવી, અજ્ઞાન, તમોગુણ અને નિબંળતાને દેશવટો દેવો, ફરીને ભારત-વર્ષમાં તેજસ્વી બ્રહ્મચારીઓના વિદ્યાકુંજો ગજાવવા, બળવાન, સરળ જીવન ગાળતાં દંપતીઓ ઉત્પન્ન કરવાં, વેદધર્મનો અને આર્યસંસ્કૃતિનો જગતભરમાં પ્રચાર કરવો—એવાં એવાં તેનાં સ્વપ્નાં હતાં; અને તે કેવળ સ્વપ્નાં જ રહ્યાં એમ કોણ કહી શકશે ?

પરંતુ મ ન દ્વિવેદી સંસ્કૃતિના, ધર્મના કે આધ્યાત્મિકતાના સંદેશવાહક, પયગંબર કે પુનઃસર્જક ન હતા. એનાં એ આંતરજીવનનાં બીજનો વિકાસ દયાનંદમાં થયો તેવો તેમના જીવનમાં ન થયો.

વિવેકાનંદની પેઠે ધર્મના રહસ્ય માટે તલસ્પર્શી ખોજ કરવાને બદલે ગુજરાતનો એ ધર્મજિજ્ઞાસુ કેવળ પ્રાણવિનિમય-ના પ્રયોગો તે પણ યુરોપીય પદ્ધતિ પ્રમાણે-કરી અટકી ગયો. આધ્યાત્મિકતાનાં મૌલિક સત્યોના વિશુદ્ધ અંતઃસ્વરૂપનો સ્વીકાર કરી નિર્જીવ અને નિઃસત્ત્વ અને કેટલીક વાર તો હાનિ-કારક થઇ રહેલ ધર્મનાં, આચારનાં બાહ્ય સ્વરૂપોને તે તિલાં-જલિ આપી શક્યો હોત. તેને બદલે તેણે આંતરસત્ય બાહ્ય-સ્વરૂપ બન્નેનો સ્વીકાર કરવાનો આગ્રહ રાખ્યો. જો શાસ્ત્રોની આજ્ઞાના શબ્દોને વટાવી તેના આત્માને તે વળગી રહી શક્યો

હોત તો તે સમયનાં સુધારકોની ઘણીખરી પ્રવૃત્તિ જોડે તે સહાનુભૂતિ રાખી શકયો હોત અને તેમની અનુકરણવૃત્તિને વધારે સચોટ રીતે આર્યસંસ્કૃતિના સાતત્ય પ્રત્યે દોરી શકયો હોત. જ્યાં પશ્ચિમના સંસ્કારનાં નવીન અને ઉપકારક તત્ત્વોનો આર્ય સંસ્કાર સાથે સમન્વય તે સાધી શકયો હોત ત્યાં તેણે કેવળ સંસ્કારની હિમાયત જ સ્વીકારી. અને આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરવાની તેની અભીપ્સા-કહો કે તાલાવેલી-તેની પાસે સર્વસ્વનો ત્યાગ કરાવી કોઈ સમર્થ, પ્રાણવાન, સર્જક પ્રવૃત્તિ યા તો સંસ્થા(રામકૃષ્ણ મિશન કે આર્યસમાજ જેવી)ની સ્થાપના કરાવી શકી નહિ. તેણે તો હિંદના હિતૈષી અને સંસ્કારે હિંદુ થઇરહેલ પરદેશી સજ્જનોએ સ્થાપેલ થીઑસૉફિકલ સોસાયટીને પોતાની સહાનુભૂતિ અને સહાયતા અર્પ્યાં; અને " આધ્યાત્મિક મંડળ " શરૂ કરી તેમાં પોતાની આધ્યાત્મિક અભીપ્સાને મૂર્ત સ્વરૂપ આપવામાં ધર્મજીવનની, બાહ્ય દૃષ્ટિએ, ઇતિશ્રી જોઈ!

પરિવ્રાજકનું વ્રત સેવતો એક અકિંચન સંન્યાસી અમેરિકામાં મળનાર સર્વધર્મપરિષદ્ વિષે સાંભળતાં આર્યસંસ્કારનો વિજય કરવા એકલો, અસહાય નીકળી પડે છે. અમેરિકા તેના શબ્દોના અને આર્યાવર્તનાં આધ્યાત્મિક સત્યોના પડઘાથી ગાજી રહે છે-ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મનીમાં તેનો પ્રતિધ્વનિ સંભળાય છે. તેનું પુનરાગમન થતાં કન્યાકુમારીથી અલમોરા સુધી દેશસમગ્ર તેનું અપૂર્વ સ્વાગત કરે છે અને તેનો જીવનસંદેશ સાંભળે છે. રામકૃષ્ણ મિશનની સ્થાપના કરી એ સંન્યાસી " દરિદ્રનારાયણ "ની સેવા અને આધ્યાત્મિક જીવન એ બેનો મેળ મેળવવા પ્રયત્ન કરે છે. ઊગતી પ્રજાના માનસમાં રામકૃષ્ણ-વિવેકાનંદનાં જીવન, લખાણ અને પ્રવૃત્તિઓએ કેટલો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તે તો હજી ભાવિના ઇતિહાસકારોને જોવાનું રહે છે.

બીજો ધીટ સંન્યાસી પંજાબના પ્રદેશમાં પોતાનો સંદેશ પ્રસારી ખ્રિસ્તી ધર્મનાં ધનવાન મિશનોને કામ વગરનાં કરી મૂકે છે. અને તે જમાનાની અંગ્રેજી કેળવણી લીધેલ પેઢીમાં એવી તો ચેતના જગાવે છે કે તેને પ્રભાવે લજપતરાય, હંસરાજ, શ્રદ્ધાનંદ, લેખરામ, ગુરુદત્ત જેવી નેતૃત્વસંપન્ન વ્યક્તિઓ–ધર્મને ખાતર જાન કુરબાન કરનારા શહીદો–પાકે છે; એટલું જ નહિ પરંતુ ગંગા, રાવી અને જમુના, નર્મદા અને તાપી વગેરે સરિતાઓને કિનારે ફરીને વેદધર્મની રક્ષા અને પ્રચાર કરનારાં આર્યસંસ્કારનાં કેન્દ્ર સરખી ગુરુકુળોની સંસ્થાઓ સ્થાપન થાય છે. હિંદભરમાં મોટાં શહેરોમા અને અનાર્ય ગણાતી જાતોના રહેઠાણના પ્રદેશોમાં તેણે સર્જેલી સંસ્થાઓ સંસ્કારજાગૃતિ લાવવા પ્રયત્ન કરી રહી છે.

મ. ન. દ્વિવેદી Prophet–પયગંબર ન હતા; તેઓ મિશનરી–પ્રચારક કે આચાર્ય પણ ન હતા; ધર્મના રહસ્યને પ્રાપ્ત કરવા માટે સર્વસ્વ છોડી શકનારા ત્યાગી કે સંન્યાસી પણ ન હતા. તેઓ એક જિજ્ઞાસુ, બુદ્ધિશાળી, વિચક્ષણ લેખક અને સાહિત્યકાર તથા વિદ્વાન અધ્યાપક હતા. જ્યારે બંગાળનો ગ્રેજ્યુએટ થયેલો સંન્યાસી શિકાગોમાં અને અમેરિકામાં સભાઓ ગજાવી રહ્યો હતો ત્યારે મ. ન. દ્વિવેદીનો નિબંધ ફક્ત રિપોર્ટમાં છપાઈને બહાર પડ્યો હતો. એ સંન્યાસીના શબ્દોમાં એટલો પ્રાણ છે કે આજ પણ વિદેશી અને ભારતની પ્રજાની ઊગતી પેઢીએ પેઢીએ તેનો સંદેશો ઝીલ્યો છે; તેની ચેતનાનું પાન કર્યું છે. અને કરશે; જ્યારે "Adwaitism or Monism" વિષે આજે કોઈ જાણતું હશે કે કેમ એ શંકાસ્પદ છે! છતાં એ નિબંધ સુંદર છે એ વિષે બે મત ભાગ્યે સંભવે. સંન્યાસી વિવેકાનંદ ઈંગ્લાંડ, ફ્રાન્સ અને યુરોપમાં જ્યારે આર્યસંસ્કારની ચડાઈ લઈ ગયો ત્યારે મ. ન.

દ્વિવેદીનો એક વિદ્વત્તાભર્યો નિબંધ Oriental Congress-પ્રાચ્યતત્ત્વવિશારદોની પરિષદ્‌માં વિયેનામાં વંચાયેલો અને તેને માટે Certificate of Merit–"પ્રમાણપત્ર" લેખકને મળેલું! દયાનંદે "ઋગ્વેદાદિ ભાષ્ય-ભૂમિકા" "સત્યાર્થપ્રકાશ" વગેરે પોતાના સંપ્રદાયને માર્ગદર્શક ગ્રંથો આપ્યા. વિવેકાનંદનો રાજયોગ, કર્મ અને ભક્તિયોગ અને બીજા ગ્રંથો પરદેશમાં અને હિંદમાં બહોળો પ્રચાર આજે પણ પામી લોકાદરને પ્રાપ્ત થયાં છે ત્યારે મ. ન. દ્વિવેદીનું "Imitation of Shanker" અને "રાજયોગ" તત્કાળ ખૂબ પ્રશંસા પામી, ત્યારપછી લગભગ ભૂલાઈ ગયા જેવાં થઈ રહ્યાં છે. શક્ય છે કે એ વ્યવસ્થાપકોએ સ્થાપેલી સંસ્થાઓ એમનાં પુસ્તકોના પ્રચારમાં મોટો ભાગ લઈ રહી છે. પોતે ધર્મ તરીકે સ્વીકારેલ શંકરમતને આધારે તેમણે ગૂજરાતી ભાષામાં ભાષ્યમાં લખ્યું; જૈન સાહિત્યનો ઊંડો અભ્યાસ કરી તેના વિસ્તૃત ભંડારોને ફરી લોકદૃષ્ટિ સમક્ષ આણ્યા; 'તર્કકૌમુદી' પર સંસ્કૃત વિદ્વાનને છાજે એવી ટીકા લખી.

પરંતુ આ સરખામણી જ બરાબર નથી. મ. ન. દ્વિવેદી સાહિત્યકાર, લેખક, તત્ત્વચિંતક, અભ્યાસી, કવિ હતા–શહીદ કે પયગંબર નહિ; સેવા ખાતર સર્વસ્વ હોમનાર કર્મવીર અથવા સંસ્કારજાગૃતિ કે પુનઃપ્રતિષ્ઠા કરવા સંગઠન કરનાર સુવ્યવસ્થાપક અથવા પ્રવર્તક યા તો સંપ્રદાય સ્થાપન કરનાર આચાર્ય નહિ–કોઈ મહાન અવતાર કે વિભૂતિના સંદેશવાહક પણ નહિ.

## વિભક્ત અંતરાત્મા

ઉચ્ચતમ આધ્યાત્મિકતાની દૃષ્ટિએ ઉપરછલી, અને કેટલીક વાર તો હાનિકારક ગણાતી પ્રાણવિનિમયની ઘટનાઓનો મ. ન. દ્વિવેદીએ સક્રિય અનુભવ મેળવ્યો એ સાચું. અને તે ઉપરથી આર્યતત્ત્વદર્શનનાં મૌલિક તત્ત્વોની વાસ્તવિકતાની પણ પ્રતીતિ કરી એ ખરું; પરંતુ માનવમાનસનાં વધારે ઊંડાં,

વધારે વ્યાપક અને મૌલિક તત્ત્વો જેવાં કે બુદ્ધિ, ભાવ–Emotion– વગેરેનો ઝીણો અભ્યાસ કે તેમને લગતા ઊંડા યૌગિક અનુભવો મેળવવા તેમણે ખાસ પ્રયાસ કર્યો જણાતો નથી. મનોમય કોશમાં સંપૂર્ણ શાંતિની સ્થાપના, કેવળ નિષ્ક્રિયતાની ચૈતન્યમાં અનુભૂતિ; સક્રિય અને નિષ્ક્રિય સમત્વની અંતરમાં સ્થાપના; અનાસક્તિ, સમર્પણભાવ, કર્મફલત્યાગ વગેરેનો અભ્યાસ; પુરુષચૈતન્યનો સાક્ષાત્કાર યા તો ભક્તિની પરાકાષ્ઠાની કે તપઃશક્તિની અનુભૂતિ વગેરે આધ્યાત્મિક સાક્ષાત્કારોના અનેકાનેક પ્રકારો અને સ્થિતિઓનું શોધન કરવાને તેઓ પ્રેરાયા નહિ. મ. ન. દ્વિવેદીએ જિજ્ઞાસા સેવીને બુદ્ધિવડે સત્યનો નિર્ણય કરવા પ્રયત્ન કરેલો લાગે છે. બુદ્ધિની સ્થિર જ્ઞાનજ્યોતિ અને ઓજસભરી શૈલી એ બેને પ્રતાપે તેણે પોતે સ્વીકારેલાં મત્યો પ્રગટ કર્યાં. પાશ્ચાત્ય સંસ્કારના બાહ્ય સ્વરૂપોનું કેવળ અંધ અનુકરણ કરવાનો જુવાળ ખાળવા તેણે સતત પ્રયત્ન કર્યો. એ નિષેધાત્મક કાર્ય જ તેને ભાગે કરવાનું હતું એમ લાગે છે, કારણ કે જીવનમાં સક્રિય સર્જન કરવા માટે પ્રાણશક્તિનાં જે વિપુલતા-સંચય, સામર્થ્ય અને એકાગ્રતા આવશ્યક છે તેનો તેનામાં અભાવ હતો. બુદ્ધિએ સ્વીકારેલ વેદાંતદર્શનનાં ઉચ્ચ આધ્યાત્મિક સત્ય અને પ્રાણમાં રહેલી પ્રબળ કામવાસના એ બન્નેનો મેળ લગભગ છેવટ સુધી ન મળ્યો તે ન જ મળ્યો. તેનું જીવન એ બે પ્રબળ વૃત્તિઓના દ્વંદ્વ યુદ્ધનું ક્ષેત્ર થઇ રહ્યું. બુદ્ધિની જ્ઞાનજ્યોતિમય, યા તો હૃદયના પશ્ચાત્તાપ અને દિવ્ય પરિતાપના સાક્ષાત્કારની ક્ષણો બાદ કરતાં તેને માટે આંતર-સુખ હતું નહિ. દ્વિધાવિભક્ત એનો અંતરાત્મા ન પાર્થિવ વાસનાના ભોગમાં પૂરું રાચી શકતો લાગે છે, ન તો ઉચ્ચ આધ્યાત્મિક જીવનને પોતાનું એકમાત્ર લક્ષ્ય બનાવી, તેને માટે પોતાનું સર્વસ્વ હોમી દઇ શક્યો. બાલ્યાવસ્થાથી લાગુ થએલા વ્યાધિએ તેની કારકિર્દીમાં ભારે નડતરનો ભાગ ભજવ્યો. અણીના પ્રસંગોએ તેને સમર્થ કાર્ય કરતાં કે સક્રિય ભાગ લેતાં અટકાવ્યો.

આત્મનિરીક્ષણની કોઈ વિરલ ક્ષણોમાં પોતાના જીવનની કરુણતા તેણે ન જોઇ હોય અને તે તેને ન સાલી હોય એમ કહેવું અસંભવિત છે. એવે કોઈ પ્રસંગે તેણે " અહા ! હું એકલો દુનિયા બીયાબાંમાં સૂનો ભટકું " એ દર્દભરી વાણી ઉચ્ચારેલી લાગે છે. અને એવી જ કોઇ અવસ્થામાં " કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે " એ ચિરંજીવી ભાવ અને ચિરંજીવી કાવ્ય રચી, અંતરને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો લાગે છે. ક્વચિત જ કવિનો આત્મા હર્ષનો ઉલ્લાસ યા તો વ્યાપક શાંતિ અનુભવતો હોઇ "પ્રેમની ઝલક છાઈ રે ! ગગને આજ—" એમ ગાઈ, દિવ્ય આધ્યાત્મિક અનુભૂતિની ઝાંખી તેને થએલી તેની પ્રતીતિ આપે છે.

જીવનપટ એવો અટપટો છે કે વ્યક્તિમાં દેખાતી કેટલી યે શક્યતાઓ અને સંભાવ્યતાઓમાંથી ફક્ત ગણીગાંઠી જ તેનામાં સ્ફુટ થાય. તેમાંથી પણ વળી થોડી એક વાસ્તવિકતામાં પરિણમે અને કેટલીક વિરલ જ સફલ સિદ્ધિરૂપે જીવનમાં પ્રગટ થાય. અને તે પણ એ વ્યક્તિએ પોતાના અંતરમાં જેવી ધારેલી કે પ્રેરણાદ્વારા જેવી તેનામાં ઊતરેલી તેવી *હુબહુ* તો ક્વચિત જ ઊતરે. માનવની માનવતા તેણે તાકેલ લક્ષ્ય કેવું અને કેટલું ઉચ્ચ છે તે ઉપરથી અને તે સિદ્ધ કરવામાં મેળવેલી સફળતા : એ બેના ઉપરથી અંકાવી ઘટે. મ. ન. દ્વિવેદીએ પોતાની અનેક શક્યતાઓમાંથી ઉચ્ચમાં ઉચ્ચને સાધવા પ્રયત્ન કરેલો એમ કહી શકાય નહિ. અને જે શક્યતા તેની પ્રકૃતિમાં હની તેનો સાક્ષાત્કાર કરવા જતાં તેની પ્રાણમય પ્રકૃતિમાં રહેલી અશુદ્ધિ-કહો, નિર્બળતા-એથી વીંટાએલા તેણે તેમની સાથે સદા ઝૂઝતા જ રહેવું પડ્યું. હોય — કેટલાકને માટે એ આંતરમંથન અને આંતરવિચ્છેદ જ ભાવિ પ્રગતિનો માર્ગ તૈયાર કરતાં હોવાં જોઇએ.

•

# સર્વનાશ

## પ્રસ્તાવના

સ્થળ : તખ્તો. સમય : નાટકના આરંભનો. પાત્ર : સૂત્રધાર.

સૂત્રધાર ( નાન્દ્યન્તે પ્રવેશીને ) :

પર્ણકુટિ અમારે બાંધવી અને અંદર દર્ભ પણ
પાથરનારા અમે. હવનકુંડી અમારે ગોઠવવી
ને મહીં દેવતા પણ પધરાવવો. વેશલીલા
અને રંગલીલાના ઠઠેરા માટે અમે સૌ પહેલાં
છતાં કાંઇક કીર્તિ જેવું વહેંચાય ત્યારે...? ૧

( નેપથ્ય ભણી જોઇને, બૂમ પાડી ) બહુ મોડું થયું પ્રિયે
તમા, હજી કેટલી વાર છે ? રાત્રિના નૂપુરઝંકારે ચંદ્ર પણ
આકાશે ચડ્યો છે; હવે ઉતાવળ કરો.

( નેપથ્યમાંથી ) બધું ગોઠવાઇ ગયું છે. માત્ર સૂતેલા
ગૌતમઋષિને જગાડવા માટે કૂકડા જેવો સ્વર તૈયાર કરું છું.
તમે એમાં થોડીક મદદ આપવા આવો.

સૂત્રધાર : આ આવ્યો પ્રિયે !

રાત્રિના તારા ચણીચણીને કૂકડા કંઠને કેવો
પ્રવાહી બનાવે છે ? આપણારામને એવું
કશું આવડતાનું નથી, પણ પડખે પત્નીની

> હુંફ છે એટલે નિરાશાનું ઝોકું આવી
> જવાનો ભય ઓછો. ૨

(નેપથ્યમાંથી) : મોડું થયું, મોડું થયું કર્યા કરો, છો પણ અહીં આવતા તો છો નહિ.

**સૂત્રધાર** ( પાઘડી ને અંગરખું ઠીક કરી ) હા. હા, આવો.

[ જાય છે.

## મુખ્ય દર્શન

**સ્થળ :** ગૌતમની પર્ણકુટિ. **સમય :** મધ્યરાત્રિનો.

**પાત્રો :** ગૌતમ, અહલ્યા; ( પાછળથી, ઇન્દ્ર )

[ પર્ણકુટિમાં દર્ભની પથારી ઉપર ગૌતમ અને અહલ્યા છેટે છેટે સૂતાં છે. કમાડાં દ્વારમાંથી ચંદ્રનું અજવાળું અંદર આવે છે. અચાનક નજીકમાં કૂકડાનો તીક્ષ્ણ લહેકો સંભળાય છે. ]

**અહલ્યા** ( પથારીમાંથી આંખો ચોળતી બેઠીને ) : પ્રભાત આવી પહોંચ્યું એટલી વારમાં ? ( ગૌતમને ઢંઢોળી ) ઊઠો, ઊઠો જહાર કૂકડો બોલ્યો

**ગૌતમ** (ઊંઘમાં) : 'પત્રપુષ્પફલચ્છાયામૂલવલ્કલદારુભિઃ'

**અહલ્યા** ( ઊભી થઈ, ગુસ્સામાં ) : બડબડાટ કર્યા કરો. ( ઉતાવળે ) કૂકડો બોલ્યો છતાં પથારીમાંથી ઊઠવાની વાત નહિ. હમણાં તો નહાવાના યે આળસુ થઈ ગયા છે.

> ચંદ્રની ઝાંખી મુખમુદ્રા જ કહી આપે છે
> કે પ્રભાત પ્રસવવાની તૈયારી થઇ ચૂકી છે.
> ઝાડે ઝાડ અને પંખીએ પંખી જાગી ઊઠ્યાં
> છે. બીડાયેલી કળીઓ પણ આપોઆપ ઉઘડી
> હશે. ધરતીમાંથી કેવી મઝાની સુગંધી
> આવે છે ! ૩

ગૌતમ ( જાગીને ) : હજી બહાર બહુ અંધારું છે અહલ્યા !

અહલ્યા : ત્યારે સૂઈ રહો, હમણાં બપોર ચડશે.

ગૌતમ ( લાંબો હાથ કરી ) : પણ હજી પેલાં ચાંદરણાં—

અહલ્યા : ચાંદરણાં તો ખરે બપોરે પણ દેખાય છે. ( બારણાં નજીક જઈ ) જોતા નથી આખી સૃષ્ટિ જાગી ગઈ છે.

ગૌતમ : આસોપાલવ અને અશોકનાં ઝાડ આખી રાત ઊંઘતાં જ નથી. ફૂલની સુગંધ જેવાં કેટલાંક નાનકડાં પંખી પણ આખી રાત ગા ગા જ કર્યાં કરે છે. ચંદનું અજવાળું ફિક્કું થયું છે પણ તે વાદળાંની છાયાને લીધે. ઊંઘતી સૃષ્ટિનો ઊંચો-નીચો થતો શ્વાસ મને સંભળાય છે. ૪

અહલ્યા ( આળસ મરડી ) : જેવી તમારી ઇચ્છા. હું તો આ ચાલી વાસીદું કરવા. મારે તમારી જેમ આળસ કર્યું નહિ પાલવે.

[ અહલ્યા પોતાના શરીર સામું જોઈ લૂગડાં ખંખેરે છે.

ગૌતમ ( ઊભા થઈ ) : ઠીક. મારું કમંડળ અને મૃગચર્મ બારણાં નજીક મૂકી દે. હું દોરી તૈયાર કરી લઉં. અગ્નિહોત્ર માટે થોડાંક લાકડાં પણ લાવવાં પડશે.

[ અહલ્યા બધી ચીજો આપે છે. ગૌતમ ખૂણામાં પડેલી ચાખડીઓ પહેરવા માંડે છે. ફરી કૂકડો બોલે છે.

અહલ્યા : શ્વાન યમદૂતોને જુએ છે ને રડવા લાગે છે, કૂકડા રાત્રિને પાછી જતી જોઈને કલ્લોલ કરવા માંડે છે. પ્રભાતનો પગરવ થયો છે છતાં જોઈએ તેટલું અજવાળું ઊતર્યું નથી. તેથી તમે હરિયાળી ભોંય પર ચાલતા

ચાલતા ધીમે ધીમે સરિતા-કિનારે જલ્લે.
વૃદ્ધાવસ્થાની, શૈશવાવસ્થા જેટલી જ સંભાળ
લેવાની હોય છે. ૫

**ગૌતમ :** મેં તારી યુવાનીને કે સુંદરતાને કદી કડવાં વચન કહ્યાં નથી. પછી તું મારી વૃદ્ધાવસ્થાને શા સારુ નિંદે છે?

**અહલ્યા** ( અપમાન લાગ્યું હોય તેમ ) સ્વામી!

**ગૌતમ** ( નરમ પડી ) : હું આજ્ઞા નથી કરતો, અહલ્યે!
જૂનાં થયેલાં શરીરની કરચલીઓ જોઈને હું
શૌર્યમાંથી કરુણામાં ઊતરી જાઉં છું. જરાક
કઠોર રીતે બોલાયેલા શબ્દોને નરમ કરતાં
કેટલો શ્રમ પડે છે? ૬

**અહલ્યા :** એટલે તો હું કહું છું; કારણ કે,
તમારું આખું અંગ કંપી રહ્યું છે. ચાખડી
પહેરતાં તમે કેટલી વાર લથડ્યા હતા! રૂનાં
વંળગણુ જેવી શ્વેત કેશઘટા જોઈને મારી
આંખો પણ ભીની થઈ જાય છે. ૭

( આંસુ લૂછે છે.

( નેપથ્યે )

આવતાંવેંત રાત્રિએ મુઠ્ઠી ભરીને ઉડાડેલાં ને
આકાશની ભીની માટીમાં ખૂંચી ગયેલાં
મોતી હવે એક પછી એક ખરવા માંડ્યાં છે. ૮

**ગૌતમ** ( નજીક જઈ ) : પથ્થર જેડે અથડાઈઅથડાઈને તારે ખૂબ સહન કરવું પડે છે એ હું સમજું છું, છતાં મારી બુદ્ધિનાં તેજમાંથી તું યે કંઈક—

અહલ્યા ( વચ્ચે ) : તમારી બુદ્ધિમાં તીક્ષ્ણતા છે, વજ્ર જેવી તીક્ષ્ણતા : અને હું હૃદય મૂકવા સારુ સુંવાળું વક્ષઃ-સ્થળ શોધી રહી છું, જેમાંથી શીતળ હૂંફ પણ મળે.

ગૌતમ ( નિસાસો નાખી ) : એનો અર્થ એ કે આપણો યોગ પરસ્પર સાનુકૂળ નથી.

અહલ્યા . ના, ના એવું તો શું; પણ ક્યારેક દામ્પત્યની મહત્ત્વતાને આપણે મને ગમાણું ગણીને ચાલી જઇશું એનો ભય તો રહ્યા કરે છે.

ગૌતમ : (હિતથી) તું તો સાવ ગાંડી થઇ ગઇ છે.

[ કૂકડો બોલે છે : કૂક ... ... ...ક

ગૌતમ : હવે સવાર પડી, અહલ્યા; મેં તો ધાર્યું હતું કે તું–

અહલ્યા (અર્ધારોપમાં) : હું જૂઠું બોલી હઇશ ખરું ?

ગૌતમ : ના, ના તું ક્યારેક હઠ કરે છે એટલે—
અને એ હઠ પ્રત્યે મેં રોષ કર્યો છે કદી ? તારી
ઊગતી આશાઓને, મારી કને વૃદ્ધ હૃદય છતાં
મેં નિત્ય મીઠા આશ્વાસનથી પંપાળ્યા કરી છે.૯

અહલ્યા (હવામાં) : આશ્વાસનથી જ માત્ર.

ગૌતમ (ન સાંભળ્યું હોય તેમ) : તારા માટે આજે ક્યાં ક્યાં ફૂલ લેતો આવું, અહલ્યા'

અહલ્યા (નિરમા) હું મને તોડી લાવીશ.

હું બોરસલી, અશોક કે જુઈ મંગાવું છું
ત્યારે તમે કરેણની કરમાયેલી ડાંખળીઓ
ઊચકી લાવો છો. વખતે રંગમાં હો તો મૂકા-
યેલા કેવડાની ભારી બાંધી લાવો છો. જેવું
વય તેવા વિચાર. ૧૦

ગૌતમ (લાડથી): હું આજે અશોક, જુઈ અને બોર-સલી લાવું તો ?

અહલ્યા: જાણીશ કે તમે તમારી તપશ્ચર્યાને બાળી મૂકવા તૈયાર થયા છો.

ગૌતમ (ફિક્કો પડી): તને સમજાવવી એ સહેલું નથી ને ખીજવવી એ સારૂં નથી; એટલે મૌનનો માર્ગ જ મારા માટે વધુ ઉચિત છે. તારાં અંગે અંગમાં વર્ષાનું તોફાન ભર્યું છે ને હું રહ્યું ડાળ, પાન, સુગંધ વિનાનું ઠુંઠું.

( નેપથ્યે )

વર્ષાને વાદળાનો ગડગડાટ ગમે છે, ને ઠુંઠાંને
ગમે છે કશા હર્ષ, ચિંતા, પરિતાપ વગર આવે
ને આવે જોઇ રહેવાનું. વર્ષામાં બાકીની ત્રણે ય
ઋતુનો સમન્વય છે. ઠુંઠું નિજને ઓળખે છે
તે નિજમાં રાચે છે. ૧૧

અહલ્યા (દોરી અને તામડી લઇ): તમે નાંચો હવે, હું ગાય દોહી લઉં.

ગૌતમ: તારું કરમાયેલું મુખ જોઇ હું આજે ખિન્ન થયો છું. તામડી અને દોરીને આજે તું અડકીશ મા. સ્નાનાદિ કર્મોથી પરવારી હું ગાય દોહી આપીશ.

અહલ્યા: તમે આવશો એટલી વારમાં મેં ઘરનું અર્ધું કામ કરી નાંખ્યું હશે.

(તારો ખરે છે.

ગૌતમ (ખરતા તારાને જોઇ): આકાશમાંથી એક તારો ખર્યો.

ખરતા તારાને જોઉં છું ત્યારે શ્વાસ મૂર્છા
પામતો હોય એટલી મૂંઝવણ મને થાય છે.

ઈન્દ્ર : અત્યારે મધ્યરાત્રિએ આપણું એકાન્ત જોવા અહીં કોણ આવવાનું છે, ગૌતમી ?

અહલ્યા ( આજુબાજુ જોઈ બીકથી ) ધીમે ધીમે બોલો પ્રભુ, વેદોચ્ચારથી ઋષિવરે આ આખી પર્ણકુટિને જીવતી કરી દીધી છે. ઘાસનાં તણખલાં સુદ્ધાંને હૃદય, કાન અને આંખો છે.

> આપણી પ્રેમવાર્તા સાંભળતો હોય તેમ પવન કેવો શાંત બની ગયો છે ? બહાર પગથિયાં નજીક ઊગેલી તુલસીનાં પાન વારે ઘડીએ ડોક લંબાવીલંબાવીને બારણાં ભણી જુએ છે. પણે છાપરા નીચે ઊભેલી હંસ જેવી રૂપાળી ગાય પણ શરમથી પીઠ વાળી ઊભી છે. અને વળગણીએ ટાંગાતાં ઋષિવરનાં ઉત્તરીય મને કાંઈક કહી રહ્યા છે, ઇન્દ્રદેવ ! ૧૭

ઈન્દ્ર ( ઊંચે જોઇ ) : સ્ત્રી એટલે વહેમનો મધપૂડો.

અહલ્યા ( ઈન્દ્રની પડખે આવી ) : તમે મને વહેમી સ્ત્રી શા માટે માની લીધી પ્રભુ? હું તમને જરાકે વહાલી નથી ?

ઈન્દ્ર ( તેને છાતી સરસી લઇ ) : તું મને વહાલી ન હોત તો પાંચ પાંચ ઘટિકા પુષ્પકને પવનગાં ભરકાવીને હું અત્યારે અડધી રાતે અહીં શા માટે આવત ?

> કેટલી યે વાર હું પર્ણકુટિથી દૂર ઊભો રહીને તને અનિમેષ જોયા કરતો ને બાળપણ સંભારતો. ક્યારેક તું ગાય દોહતી હો ક્યારેક પાણી ભરીને આવતી પણ મેં તને જોઇ છે. તપશ્ચર્યાભોગી ગૌતમની સેવા કરીકરીને તેં મોં પર કેટલી કરચલીઓ પાડી છે ! હું તારી

જુવાનીને વૃદ્ધાવસ્થા જોડે અટવાતી જોઇ
શકતો નહિ, પણ મારા મનની વાત તને
જણાવું શી રીતે ? ૧૮

અહલ્યા ( ઝૂલ્કાં જોડે રમતી ) : મહારાજ, તમને હજી બાળપણ સાંભરે છે ?

ઈન્દ્ર : તારા રૂપમાં લટ્ટુ બનનારાઓમાં સૌથી પહેલો હું હતો, પણ પૃથ્વીપ્રદક્ષિણામાં શાસ્ત્રીય છળ કરીને ગૌતમ જીત્યો એ મારે મન મોટામાં મોટી હાર હતી. અને તેં પણ ગૌતમનો સંસાર માંડીને સુખ ભોગવ્યું નથી. મારી જીત થઇ હોત તો તું આજે કયાં હોત ?

અહલ્યા ( સ્વપ્નમાંથી જાગતી હોય તેમ ) : કયાં હોત. ભગવાન ?

ઈન્દ્ર : ઈન્દ્રાસન પર સગર્વ ચડી બેઠી હોત; અહલ્યા મટી ઈન્દ્રાણી બની હોત.

[ અજગરના ફૂંફાડા જેવો પવન ફૂંકાવા માંડે છે.

અહલ્યા ( ઘેનમાં ) : ઈન્દ્ર, ઈન્દ્રાણી, ઈન્દ્રાસન.

ઈન્દ્ર ( અહલ્યાને ચૂમતો ) : તું જ મારું સર્વસ્વ હતી, અત્યારે છે, ભવિષ્યમાં થઇ રહીશ. ( ત્રાડ નાખી ) સર્વનાશ આવતો હોય તો ભલે આવે. એને કોઇ અટકાવશો મા.

[ ઇન્દ્ર અહલ્યાની કાયાને આવરી લે છે. અંધારું ખૂબ ઘટ્ટ બને છે. કાગળની હોય તેમ આખી પર્ણકુટિ ધ્રૂજી ઊઠે છે. બહાર વાવાઝોડું શરૂ થયું હોય છે.

વાતાવરણની વિલાસિતા ઉપર મૃત્યુના ઓળા જેવી શ્યામ છાયા ચકાવો લેતી દેખાય છે.

( નેપથ્યે )

પણે માતા જાહ્નવીનાં પાણી સળગે છે. વાયુમાં
પ્રલયની કઠોરતા આવી છે. ધરતીનું કણેકણ

જાગૃત થઇ ગયું છે. પારિજાતનાં ફૂલો ઉપર
ફણીધરોએ આવીને ફણા માંડી છે. ૧૯

[ ફરી પવનની ચીચીયારી સંભળાય છે. વૃક્ષો મૂળમાંથી ખેંચાઇને નીચે તૂટી પડતા દેખાય છે. આખી પર્ણકુટિને કોઈ જબ્બર બાહુવડે ઉચકતું હોય એવો ભાપભ કડાકો સંભળાય છે.

અહલ્યા ( ભાનમાં આવી ) : ઇન્દ્રદેવ, ઇન્દ્રદેવ, મને છોડી દો.

ઇન્દ્ર : તું યે આખરે બીકણ નીકળી અહલ્યા ?

અહલ્યા ( રડતી ) :

અંગપ્રત્યંગને જ્યાં જ્યાં તમારો સ્પર્શ થયો
છે ત્યાં ત્યાં હું સર્પદંશની પીડા અનુભવી રહી
છું. હજારો વિષધરોને હું સમીપ આવતા જોઇ
રહી છું. મારું આખું અંગ જવાળામાં સ્નાન
કરી રહ્યું છું. મને કોક બહાર કાઢો. ૨૦

[ માથે હાથ મૂકી, ચોધાર આંસુએ રડતી તે પર્ણકુટિ વચ્ચે ઘુંટણીએ પડે છે.

ઇન્દ્ર ( ગર્જના કરી ) : સર્વનાશ, પાછો જા, પાછો જા.

[ ચંદ્ર ક્યારનો અલોપ થયો છે. અંધારું આછરી જવા માંડ્યું છે. આકાશમાં વિજળી સાથે વાદળનો ગડગડાટ સંભળાય છે. પર્ણકુટિનાં બારણાંની વચ્ચે ગૌતમ રૌદ્રસ્વરૂપે ઊભેલા દેખાય છે.

ગૌતમ ( ફૂંફાડાની જેમ ) : અહલ્યા ! અહલ્યા !

[ પાષાણમૂર્તિણી જેમ અહલ્યા નીચે મોંએ ઊભી છે. ઇન્દ્ર ધ્રુજી રહે છે.

અહલ્યા : પ્રભુ, પ્રભુ, અંદર ન આવશો; પર્ણકુટિ ઇન્દ્રના આગમનથી અપવિત્ર થઇ છે.

ગૌતમ :

પગદંડીના પથ્થરે પથ્થરને. મેં એમ બોલતા

સાંભળ્યા હતા. માતા ગંગાજીનાં ઊછળતાં
પાણીમાંથી પણ એ જ અવાજ આવતો હતો.
અર્ધઉઘડયાં ફૂલો ચૂંટ્યાં ત્યારે પણ મેં આવાં
જ શાપવચન સાંભળ્યાં હતાંઃ 'પ્રભુમંદિર જેવી
નિર્મળ તારી પર્ણકુટિ, ઇન્દ્રના આગમનથી
ભ્રષ્ટ થઇ છે.' ૨૧.

(નેપથ્યે)

તમો ઊભા છો ત્યાં જ ઊભે ઊભે ઇન્દ્રે અહલ્યાને
'પ્રિયતમા !' કહીને સંબોધી હતી. તમારી
દૃષ્ટિ જ્યાં સ્થિર બની ગઇ છે ત્યાં જ અહલ્યાએ
ઇન્દ્રને આલિંગન આપ્યું હતું. અને હર્ષ નીચ્છા-
વેલી તમારી પવિત્ર શય્યા પર આળોટીને–૨૨

[હિમાલય પડતો હોય એવો જબ્બર કડાકો સંભળાય છે.

અહલ્યા (ઘુંટણીએ પડી) : ઋષિપુત્ર, ઋષિપુત્ર, મને ક્ષમા આપો.

[ઇન્દ્ર પાછળની બારીવાટે નાસવાની તૈયારી કરે છે.

ગૌતમ : ચોરની જેમ હવે શા માટે નાસો છો ઇન્દ્ર દેવ! હજી તમારે અંગે ભયની ધ્રૂજારી ભરી છે; અને બે ઘડી પહેલાં મેળવેલી અંતરની તૃપ્તિ પણ તમને અહીં ઊભા રહેવાની હિમત નથી આપતી?

તમે નિષ્કામ ભાવથી તમારા અંતરમાં ફરી વળો;
અને વિચારો કે અહીં આવીને 'હું' કંઇ વસ્તુ
સાથે લઇ જાઉં છું.' એક અકિંચન ઋષિ-
પુત્રના ઘરને આગ લગાડીને તમે પશ્ચાત્તાપનો
અગ્નિ સાથે લઇ જાઓ છો. મારી

## આર્યોની વસાહતો

આ વસાહતો જેને પૂર્વ તરફના દ્વીપકલ્પો કહેવામાં આવે છે તે અને તેની આસપાસનો પ્રદેશ અને બેટો એટલે જાવા, સુમાત્રા, બલિચંપા, કાંબોડિયા વગેરે દેશોમાંની વસાહતો છે. ચૌદમા સૈકા પછી આ પ્રદેશ કેટલાક વખત માટે ઈસ્લામી સંસ્કૃતિના અમલ નીચે હતો અને હાલ ખ્રિસ્તી-યુરોપિયન અમલ નીચે છે. એક સમયે ત્યાં હિન્દી સંસ્કૃતિ વિરાજમાન હતી એવી શંકા લેવાનું ય કારણ નહોતું, પણ જદારથી નષ્ટપ્રાય થયેલી એ સંસ્કૃતિ શિલાલેખો અને વાઙ્મયમાં જેમતેમ જીવન ટકાવી રહી હતી. પ્રભુ રામચન્દ્રના આગમન તરફ દૃષ્ટિ માંડીને બેઠેલી અહલ્યા પ્રમાણે તે શિલાબદ્ધ થઈ હતી. સૂક્ષ્મ દૃષ્ટિના પંડિતોનો હસ્તસ્પર્શ થતાં જ તેનું શિલારૂપ નાબૂદ થઈ તે મૂળના વૈભવમાં દેખાવા લાગી છે. આજે ફરીથી ત્યાં પૂર્વેના ઐશ્વર્યના દિવસો આવ્યા ન હશે તો પણ અલાઉદ્દીને જોએલા પદ્મિનીના અરીસામાંના રૂપ પ્રમાણે પહેલાંનું તેનું ઐશ્વર્ય શિલાલેખ અને વાઙ્મય એના દર્પણમાં સ્પષ્ટ પ્રતિબિંબિત થયેલું જોવા મળે છે. કેટલાક અવશેષો આજ સુધી ટકી રહેલા છે. કાંબોડિયાના રાજાનો આજે પણ અભિષેક જૂની વૈદિક પદ્ધતિ પ્રમાણે જ થાય છે. બાલી નામના લોક આજે પણ પોતાને બ્રાહ્મણ લોકના વંશજ કહેવડાવે છે. ગામનાં નામો હજી પણ અયોધ્યાપુર, કાંચીપુરી, ધર્મનગરી એવા સ્વરૂપનાં મળી આવે છે; પરન્તુ વૈદિક સનાતનીઓએ વસાવેલી વસાહતોનું ખરું સ્વરૂપ મુખ્યતઃ શિલાલેખો અને વાઙ્મય એને લીધે જ સાંભળવા મળે છે.

આ વસાહતીકરણ એ પ્રાચીન ભારતીય ઈતિહાસનો એક મહત્ત્વનો ભાગ છે. આ વસાહતીકરણ અને આ ક્રમનો મુખ્ય વિશેષ એ છે કે આ આક્રમણ સાંસ્કૃતિક આક્રમણ છે. પૂર્વ તરફના ટાપુઓમાં અને દ્વીપકલ્પોમાં વૈદિક આર્યોએ વસાહત

કર્યા પછી આ વસાહતનો અને માતૃભૂમિ જે આર્યભૂમિ એનો ખાસ સંબન્ધ રહ્યો નહિ. બીજા દેશોમાંના વસવાટ પછી જોતાં તેનું પર્યવસાન મુખ્યતઃ માતૃભૂમિને પોષવામાં થયેલું જણાય છે. બીજા દેશમાં જવું, ત્યાંના મૂળ રહેવાસીઓનો સમૂળો નાશ કરવો કિંવા ગુલામ બનાવવા અને વેપારી રીતે દેશને ધોઈ નાખી લૂટવો એવી આજના પાશ્ચાત્ય વસાહતીકરણની રીત છે; પરન્તુ આર્યોની વસાહતોનો પ્રકાર કન્યા સાસરે જઈને સુખી થાય એવો હતો. કન્યા સાસરે જઈને સુખી થાય એ જોવામાં જ માબાપને આનન્દ હોય છે. તેની પાસે તેઓ કશી અપેક્ષા રાખતા નથી. તેનો સંબન્ધ તો માત્ર તે કદી કદી પિયર આવે અને ભાઈભાંડુઓને ખાવાનું આપે એટલો જ. આ રીતે વસાહતમાંના કેટલાક રાજેન્દ્રોએ પોતાની માતૃભૂમિમાં કેટલોક ધર્માદો કરેલો જણાય છે. કડાર કિંવા શ્રીભોજના (૧૧ મો સૈકો) ચૂડામણિવર્મને ચોલ રાજાની પરવાનગીથી નેવાપટ્ટણમાં એક વિહાર બાંધ્યો અને તેના પુત્ર માર વિજયોત્તુંગ એણે બે ગામો વેચાતાં લઈને ઉપર્યુક્ત વિહારના નિભાવ માટે આપ્યાં એવો તામિલ વાઙ્મયમાં ઉલ્લેખ છે. તેવી જ રીતે, નાલન્દાના વિદ્યાપીઠને ચંપાધીશે કેટલાંક ગામો આપ્યાં હતાં એ સમ્બન્ધે બંગાળના રાજા બાલાદિત્યનો શિલાલેખ ઉપલબ્ધ છે. ચંપાદેશનો એક રાજા ગંગારાજ રાજપદનો ત્યાગ કરીને, માતૃભૂમિમાં આવીને ગંગાકિનારે મરણ પામ્યો એ વિષે ચંપાનો એક લેખ સાક્ષી આપે છે.

## સંસ્કૃતિની પ્રચંડ વૃદ્ધિ

ભરતખંડમાંથી પણ કદી કદી વિદ્વાન બ્રાહ્મણો અને વ્યાપારીઓ આ વસાહતોમાં જતા અને તેમનો પરસ્પર સમ્બન્ધ ચાલુ રહેતો. હજાર-દોઢ હજાર વરસ સુધી આ સમ્બન્ધ ચાલુ હતો. આવડા લાંબા સમયમાં હમેશ જ વ્યવહાર સરલ રીતે ચાલે એ અશક્ય. અર્થાત્ એક બે ખાંચાઓ પણ દેખાય છે.

વસાહતનો આ પ્રદેશ એક તરફ બંગાળ અને બીજી બાજૂએ મદ્રાસથી નિકટ છે, તેથી આ બે પ્રાન્તો સાથે તેનો સમ્બન્ધ વિશેષ આવતો. એને લીધે કેટલીક વાર ભાંજગડો પણ ઉત્પન્ન થતી એમ જણાય છે. દાખલા તરીકે, નાગપટ્ટણમાં વિહાર બાંધનાર શ્રી. ભોજરાજાનો ઉલ્લેખ કર્યો છે તેના પુત્ર ઉપર દક્ષિણના ચોલરાજા રાજેન્દ્રે સ્વારી કર્યાનો ઉલ્લેખ તામિલ ગ્રન્થોમાં મળી આવે છે. ઉલટ, બંગાલમાં દિનાજપુર જીલ્લામાંના એક મન્દિરલેખમાં (સને ૯૬૬) કંબુજાન્વય ગૌડરાજાએ ચન્દ્રમૌલિનું મન્દિર બાંધ્યું એવો ઉલ્લેખ છે. તે ઉપરથી કાંબોડિયાના રાજાએ બંગાળનો પૂર્વોત્તર ભાગ જીત્યો હતો એનું અનુમાન કરી શકાય છે. આ બે પ્રસંગો બાદ કરતાં મા-દીકરીનો સમ્બન્ધ ઠીક ઠીક હશે એમ લાગે છે. વચ્ચે વચ્ચે વિદ્વાન બ્રાહ્મણો આ વસાહતોમાં જતા અને કોઈક વાર વસાહતો તરફથી વકીલો પણ ભરતખંડમાં આવતા. પણ આ વ્યવહાર સરેરાશ ચાલુ ન હોવો જોઈએ. ત્રીજા સૈકામાં કાંબોડિયાના રાજા ચન્દ્રવર્માની કારકિર્દીમાં ભરતખંડમાંથી એક વ્યાપારી તે દેશમાં ગયો હતો. તેને મોઢે ભરતખંડનું વૈભવશાલી વર્ણન સાંભળીને ચન્દ્રવર્માએ પોતાનો એક વકીલ ભરતખંડમાં મોકલ્યો. તે વખતે ઉત્તર હિન્દુસ્તાનમાં મુરુંડ નામના રાજાઓ રાજ્ય કરતા હતા. વકીલ તે રાજાને ત્યાં ગયો અને પોતાના દેશમાં ભારતીય સંસ્કૃતિનું કેવી સારી રીતે સંરક્ષણ થાય છે તેનું સવિસ્તર વર્ણન કર્યું. મુરુંડ રાજાને આ સ્થિતિ અપરિચિત હતી માટે ચીની ઇતિહાસકાર લખે છે કે, રાજા બોલ્યો: 'સમુદ્રને પેલે તીરે પણ આવા આપણા લોક રહે છે શું !' આ ઉપરથી રાજાઓએ આવી વસાહતો માટે વિશેષ ડખલગીરી કીધી નહોતી એમ જણાય છે. વસાહતકારો પણ કાયમના વસાહતમાં સ્થિર થયા. એમ હોવા છતાં પણ ત્યાં તેમણે ભારતીય સંસ્કૃતિનાં સર્વ અંગોપાંગનો પ્રસાર કર્યો અને તે દેશ ભારતમય કરી મૂક્યો એ આશ્ચર્ય છે.

જાવા, સુમાત્રા, બલિ, કાંબોજ, ચમ્પા વગેરે જે વસાહતો ભારતીયોએ વસાવી તે વસાહતોનો સર્વ સ્થૂલ ઇતિહાસ ઉપલબ્ધ થયો છે. તે ઉપરથી કિયા કિયા ભારતીય રાજવંશોએ ત્યાં રાજ્ય કર્યું તેમની નામનિશાનવાર વંશાવલિ રજૂ કરી શકાય એમ છે પણ અહિં તેની જરૂર નથી અને ભારતીય સંસ્કૃતિનો ત્યાં પ્રસાર થયો એટલું જ જોવા જાણવાનું છે. એ બાબતમાં માત્ર બે વાતો અહિં નોંધવા જેવી છે અને તે એ છે કેઃ ભરતખંડમાંથી અહીં આવી વસ્યા પછી તેમને માતૃભૂમિ તરફથી કંઈ મદદ મળી નહિ એટલું જ નહિ પણ વિશેષ સમ્બન્ધ પણ રહ્યો નહિ. આવી સ્થિતિમાં જીતનારાઓ જ ઘણે ભાગે જીતાએલાઓમાં મળી જાય છે એનો દાખલો ભરતખંડના ઇતિહાસમાં પ્રાચીન કાલમાં તાર્તર જેતાઓનો આપી શકાય. આ તાર્તરો પૈકી કનિષ્ક, હવિષ્ક વગેરે રાજાઓ પ્રસિદ્ધ છે. તેમણે મોટું સામ્રાજ્ય સ્થાપ્યું, પરન્તુ છેલ્લે અહિંની રીતભાતો ઉઠાવીને તેમણે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો. કનિષ્કનું સ્થાન તો બૌદ્ધધર્મના ઇતિહાસમાં અશોકથી બીજું આવે છે. તેણે બૌદ્ધ પંડિતોની મોટી પરિષદો ભરીને મહાયાન પન્થની સંઘટના કીધી. ગ્રીક લોકોએ ભરતખંડના ઉત્તર ભાગમાં કેટલોક સમય રાજ્ય કર્યું. તે રાજાઓ પૈકી મિલેંડર નામના રાજાએ પણ બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો. 'મિલિન્દ પ્રશ્ન' નામનો બૌદ્ધોનો પ્રસિદ્ધ ગ્રંથ આ રાજાને ઉદ્દેશીને જ છે. હેલિયોડોરસ રાજાએ વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો હતો અને તેણે ઊભો કરેલો ગરુડસ્થંભ હજી સુધી ભેલસા મુકામે જોવા મળે છે

ઇન્ડોચાઇનામાંની વસાહતોનો પ્રકાર આથી જુદી જાતનો છે. બીજી સંસ્કૃતિ સાથે ઝઘડીને તેમણે પોતાની સંસ્કૃતિનું રક્ષણ કર્યું એ મહત્ત્વની વાત છે. જે પ્રદેશમાં તેઓ જઇ વસ્યા ત્યાંની સંસ્કૃતિ છેક જ હલકા પ્રકારની નહોતી. ચીની લોકોને તેઓ અનેક વાર પૂરા પહોંચ્યા હતા, છતાં વિશેષ મહત્ત્વની વાત તો એ કે,

ભારતીય સંસ્કૃતિના પ્રવેશ પહેલાં જ પ્રવેશ કરવા મથતી ચીની સંસ્કૃતિ સાથે તેને ઝઘડવાનું હતું. કેટલાક વખત માટે આ બન્ને સંસ્કૃતિની લડાઈ ચાલુ હતી, પરન્તુ ચીનને આ દેશ પાસે પડતો હતો અને માતૃભૂમિની મદદ હરવખત મળી શકે એમ હોવા છતાં આખરે વિજય તો ભારતીય સંસ્કૃતિને જ મળ્યો.

ચીની લોકો સાથે આમ યુદ્ધનો પ્રસંગ હોવાથી ચીની દ્વીપકલ્પોમાં ભારતીયો સહેલાઈથી જ વસી શક્યા એમ કહી શકાય નહિ. કેટલાક પ્રદેશમાં તેમને પોતાના પ્રભાવશાળી શસ્ત્રનો ઉપયોગ કરવો જ પડ્યો હશે. કાંબોડિયામાં કૌડિન્ય નામના વીરે પ્રથમ વસાહત સ્થાપી એ વિષે ચંપા( અનામ )માં ૭મા સૈકાના એક લેખમાં જે હકીકત આવેલી છે તે ઉપરથી આ વાત જાણવામાં આવે છે. શિલાલેખકાર લખે છે—तत्र स्थापितवांश्शूलं कौण्डिन्यस्तद्द्विजर्षभः अश्वत्थाम्नो द्विजश्रेष्ठाद्द्रोणपुत्रादवाप्य तम् ॥ કૌડિન્ય એ મૂળ પુરુષ અહીં આવ્યો અને તેણે દ્રોણપુત્ર અશ્વત્થામા પાસેથી મળેલ શસ્ત્ર અહીં રોપ્યો. છઠ્ઠા સૈકાના ચીની ગ્રન્થમાં ફુનાન ( અનામનો એક ભાગ ) વિષે આવી જ કથા છે. કથા મુજબ ફુનાનમાં રાણી રાજ્ય કરતી હતી ત્યારે હુએનટિન ( કૌડિન્ય ) નામનો એક રાજપુત્ર વહાણમાં બેસીને અહીં આવ્યો. તેને જોતાં રાણીએ સૈન્યનો જમાવ કરીને યુદ્ધની તૈયારી ચલાવી; પરન્તુ બન્દર પર જમાવટ ચાલતી હતી ત્યારે કૌડિન્યે એક તીર છોડીને બંદર પરના એક સૈનિકને અચૂક માર્યો. તાબડતોબ બંદર પર ગડબડ થઇ. આ ઉપરથી તેમને તીરના ઉપયોગની માહિતી નહોતી એમ જણાય છે. કારણ યૂરોપિયનોની બંદૂક જોઈને નીગ્રો ગભરાઈ ઊઠ્યા હતા તેવી રીતે કૌડિન્યનું શરસંધાન જોઈને રાણીનું સૈન્ય મર્મઆહત થઇ ગયું. અર્થાત્ રાણીએ કૌડિન્યનું શરણ મંજૂર રાખ્યું અને કૌડિન્યે તેની સાથે વિવાહ કરીને સંબંધની દૃઢ કીધી. આ કથા ઉપરથી અહીં ભારતીય સંસ્કૃતિ ધનુષ્યબાણની સાથે આવી એવો તર્ક સહજ

કરી શકાય છે. માત્ર એક વાર ત્યાં પગ મૂકયા પછી ત્યાંના લોકો સાથે સ્નેહસંબંધ જોડવાનો ઉપક્રમ સર્વત્ર થયેલો જણાઇ આવે છે; બીજું અંગ એટલે રાજશાસનનો વ્યવહાર સંસ્કૃત પ્રમાણે જ ત્યાંની ખ્મેર ભાષામાં કરવામાં આવતો એ છે.

વિવાહ અને ભાષા એવી બન્ને રીતે ખ્મેર સંસ્કૃતિ ભારતીય સંસ્કૃતિમાં ઘૂસતી હોવા છતાં અને મૂળ માતૃભૂમિ સાથે સમ્બન્ધ વિશેષ નહિ રહેવા છતાં પણ ભારતીય સંસ્કૃતિનાં બધાં અંગોપાંગો આ વસાહતવાળાઓએ હજારો વર્ષ સુધી મૂળના અવિકૃત સ્વરૂપમાં ચાલુ રાખી એ આશ્ચર્ય છે. દેવ, દૈવતો, વ્રત-નિયમ, ભાષા, પહેરવેશ, કાયદાકાનૂન, સમાજરચના વગેરે જે સંસ્કૃતિનાં અનેક અંગો તે સર્વમાં ભારતીય વલણ જ હજાર વર્ષમાં કાયમ રહ્યું. પહેલી વાત તો એ કે, સંસ્કૃત ભાષાની નિષ્ઠાપૂર્વક સંભાળ ચાલુ રહી. ખ્મેર ભાષા સાથે નિત્યનો સમ્બન્ધ ચાલુ હોવા છતાં અને રાજશાસનનો બન્ને ભાષાદ્વારા પ્રસારવાનો ઉપક્રમ હોવા છતાં પણ આ વસાહતવાળાઓએ સંસ્કૃત ભાષાની આરાધના ઘણી જ શ્રદ્ધાપૂર્વક કરી. ચંપામાં સંસ્કૃત ભાષામાં લખાયેલા હજારો શિલાલેખ ઉપલબ્ધ થયા છે, તેમની ભાષા પ્રૌઢ આલંકારિક છે. ઉપર કૌડિણ્યવિષયક શ્લોક આપ્યો છે. બીજો એક શ્લોક જુઓ. આ એક માતાના મન્દિર પર કોતરવામાં આવ્યો છે અને તેમાં માતાની સ્થાપનાની વિગત છે. તે શ્લોક નીચે મુજબ:

व्योमांबुराशितनुगे शकराजकाले,
देवीमिमां भगवतीं कलधौतदेहाम् ।
एकादशेहनि शुचेरसितेर्कऽवारे,
सोऽतिष्ठिपन्नृपनमंडलकीर्तिकांक्षी ॥

આ શ્લોકમાં ઉલ્લેખાએલા રાજાનું નામ ઇન્દ્રવર્મા એવું છે. બીજા રાજાઓનાં નામો દિલીપ, માંધાતા, પાંડુરંગ, યશો-

વર્મા, રાજેન્દ્રવર્મા એવાં જ છે. સંસ્કૃત વાઙ્મયમાંના સર્વ પ્રતિષ્ઠિત ગ્રન્થોનું અહીં અધ્યયન થતું. રાજાઓ પોતે વાઙ્મયના કેટલા ભોક્તા હતા એ ઉપરના ઇન્દ્રવર્માના દાખલા ઉપરથી જ લક્ષમાં આવશે. તેના વર્ણનનો શ્લોક નીચે પ્રમાણે છે:

मीमांसा षट्तर्क जिनेंद्रसूर्मि:
सकाशिता व्याकरणोदकौघ: ॥
आख्यानशैवोत्तरकल्पमीन:
पठिष्ट एतेष्विति सत्कवीनाम् ॥

આ ઉપરથી આ રાજાએ મીમાંસાદિ ષટ્ શાસ્ત્રો, બૌદ્ધ જૈન મતે વ્યાકરણઆખ્યાનો, કાવ્યો વગેરે સર્વ વિષયોનું અધ્યયન કર્યું હતું એમ જણાય છે. વૈદિક અને બૌદ્ધ એવાં સર્વ દર્શનોનો અભ્યાસ કરવામાં આવતો. ચંપામાં વૈદિક ધર્મનું વિશેષ જોર હતું. વચગાળે ભરતખંડમાંની વિદ્વત્ પરિષદ્‌ની જેમ શાસ્ત્રસભાઓ પણ થતી અને તેમાં સ્ત્રીઓ પણ ભાગ લેતી. દેવતાઓ સર્વ ભરતખંડના જ. શિવ એ મુખ્ય દેવ હતા. બધાથી તેનાં દેવળો વધારે. સિવાય, ગણેશ, કાર્તિકેય, બ્રહ્મા એનાં પણ દેવળો ખરાં. ઉમા, સરસ્વતી, ગંગા, લક્ષ્મી એ દેવીઓની સ્થાપના થતી. મૂળના ખ્મેર લોકોનાં દેવળોનો નાશ નહિ કરતાં તેને ભારતીય નામો આપવામાં આવ્યાં. શંકરનું નામ ઉચ્ચારવું સર્વમાં સુલભ. બ્રહ્મા, વિષ્ણુ, શિવ–ગણેશ, ઇન્દ્ર, લક્ષ્મી, પાર્વતી, અગ્નિ, બુદ્ધ : એપની પણ મૂર્તિઓ મળી આવી છે. કોઇ પણ કામની આગળ ઇશ્વર–ઇશ એવાં ઉપપદો લગાવ્યાં કે થયું. તેનો લાભ લઇને આતકેશ્વર, જલાગેશ વગેરે જૂનાં દેવસ્થાનોનું નવીન સંસ્કરણ કરવામાં આવ્યું. દેવતા પ્રમાણે વ્રતકલ્પોનું પણ થયું અને તેમને કાયમનુ સ્થાન આપ્યું. મહાભારત રામાયણનો નિત્યપાઠ ઘણાંખરાં મન્દિરોમાં ચાલુ રહેતો અને વચ્ચે વચ્ચે મહોત્સવ, લક્ષ

હોમ, કોટિહોમ પણ કરવામાં આવતા. ભારતીયોની જાતિ-સંસ્થા પણ અહીં રૂઢ હતી. ચાતુર્વર્ણ્યનું શુદ્ધ સ્વરૂપ કાયમ ટકાવવાનો પરિપાઠ રાજાઓએ ચાલુ રાખ્યો હતો, છતાં પર-જાતિની કન્યાઓ સાથે લગ્નવ્યવહાર ચાલુ થયો હતો તો પણ ચાતુર્વર્ણ્યનું શુદ્ધ સ્વરૂપ ટકાવી રાખવા માટે તેમની ઇચ્છા પ્રબળ હતી અને કાંબોડિયાના પાંચમા જયવર્માની કારકિર્દીમાં અને સૂર્યવર્માની કારકિર્દીમાં એમ બે વખત ચાતુર્વર્ણ્યની પુનર્ઘટના કરવામાં આવી હતી એવો ઉલ્લેખ મળી આવે છે.

કાયદાકાનૂનો મનુસ્મૃતિના આધારે જ રચવામાં આવતા. મનુસ્મૃતિ પ્રમાણે અઢાર વ્યવહાર માનૃકાનો વિચાર થતો. કામંદકીય નીતિસાર ૪થા સૈકામાં બલિદ્વીપમાં ગયો. ચંપાનો જય-ઇન્દ્રવર્મદેવ એ નારદીય અને ભારદ્વાજીય ધર્મશાસ્ત્રમાં પ્રવીણ હતો. રાજનીતિમાંના સામ, દામ, દંડ, ભેદનો ઉપયોગ કરવામાં આવતો. દંડને બદલે કેટલેક સ્થાને ઉપપ્રદાન કિંવા લાંચનો ઉલ્લેખ છે. રાજ્યમાંના ષાડ્ગુણ્યની જાણ તેમને હતી. અહીંના લોક દક્ષિણમાંથી આવેલા હોવાથી (વર્મા એ નામ દક્ષિણમાંના રાજાઓનું હોય છે) દાક્ષિણાત્યોની ભાગિનેય વારસની રીત ચંપામાં ચાલુ હતી. ભરતખંડમાંના સર્વ મતમતાંતરો તરફ ધ્યાન રાખવામાં આવતું. માતૃભૂમિ સાથેનો વ્યાપાર ચાલુ હોઈ વચ્ચે વચ્ચેથી કેટલાક વિદ્વાન બ્રાહ્મણો અને શ્રમણો પણ વસાહતોમાં જતા. ત્રીજા સૈકામાં કુનાન (અનામ-નો ભાઈ) રાજાનો વકીલ ગંગાકાંઠે આવ્યો હતો. તેને આવતાં એક વર્ષ થયું. પ્રવાસ દૂરનો તો પણ આવજા ચાલુ હતી. પાંચમા સૈકામાં ચંપાનો રાજા ગંગારાજ ગાદી છોડીને ગંગાકાંઠે દેહ છોડવા માટે ભરતખંડમાં આવ્યો. ઊલટપક્ષે આઠમા સૈકામાં અગસ્ત્ય, દસમામાં દિવાકર, બારમામાં હૃષિકેશ, ચૌદમામાં સર્વજ્ઞ સ્વામી એવા ઘણા વિદ્વાનો વસાહતોમાં ગયાનું

જણાય છે. આ વિદ્વાનોદ્વારા સંસ્કૃતિની જ્યોત ફરીફરી પ્રજ્વલિત થતી હોવી જોઇએ. ધર્મગ્રન્થોનું અધ્યયન પણ ઉત્તમ પ્રકારે ચાલુ હતુ. સુવર્ણદ્વીપ અથવા સુમાત્રાની વસાહતમાં અગિયારમા સૈકામાં એ બાબતમાં મોટું પદ પ્રાપ્ત કર્યું હતું. કારણ વિક્રમશિલા વિશ્વવિદ્યાલયમાંનો પ્રસિદ્ધ આચાર્ય બૌદ્ધ ગ્રન્થોનું અધ્યયન કરવા માટે સુવર્ણદ્વીપમાંના આચાર્ય ધર્મકીર્તિને ત્યાં જઇને બાર વર્ષ રહ્યો હતો. આટલી આસ્થાથી ત્યાં સંસ્કૃતિનું રક્ષણ કરવામાં આવતું હતું.

ભારતખંડમાંની કહાણીઓ, આખ્યાયિકાઓ, માન્યતાઓ પણ સુમાત્રામા રૂઢ થઇ હતી. કાંબોજનો સંસ્થાપક જે કૌંડિણ્ય, જેનો અગાઉ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેની કથા રામાયણમાંની, કથા ને અર્જુનની કથાની ધરતી પર રચવામાં આવી છે. ઇન્દ્રપ્રસ્થના રાજા આદિત્યવંશે પોતાના છોકરાને વનવાસ મોકલ્યો. ભટકતાં ભટકતાં તે રાજપુત્ર કાકબોક આવ્યો અને ત્યાંના રાજાનો તેણે પરાભવ કર્યો. એક દહાડો સંધ્યાકાળે સમુદ્રકિનારે તે ભટકતો હતો ત્યારે સમુદ્રને ભરતી આવવાથી તે ચારે બાજુથી ઘેરાઈ ગયો, પણ નાગરાજા તેના પર કૃપા કરીને સમુદ્ર પી ગયો. ત્યાં કાંબોજવન નિર્માણ કર્યું અને પોતાની કન્યા રાજપુત્રને અર્પણ કીધી. બીજી એક કહાણી એવી છે કે, સૌગિંગ અને વેરવંગ એવા બે રાજપુત્ર હતા. તેમની સાવકી માએ રાજાના કાન ફૂંકીને તેમને ફાંસીની શિક્ષા કરાવી; પરન્તુ મારાઓને દયા આવવાથી તેમને રાજ્ય બહાર લઈ જઇને છોડી મૂક્યા. પછી તેઓ ભટકતા ભટકતા દૈવવશાત્ બીજા રાજ્યમાં આવ્યા. ત્યાંનો રાજા અપુત્ર હતો અને નવો રાજા ઠરાવવાનો સમારંભ ચાલુ હતો. આ રાજપુત્રો ત્યાં જતાં હાથણીએ તેમના ગળામાં માળા પહેરાવી અને તેઓ રાજા થયા.

## ભારતીયોનું અનુકરણ

દેવાલયોમાં ચિત્રો કાઢવાની પ્રથા હતી અને તેમાં ભરત-

ખંડની જેમ કાલીયમર્દન, સીતાશુદ્ધિ, મારીચ-મૃગ, ગોવર્ધન પર્વત વગેરેનાં ચિત્રો દોરવામાં આવતાં. વાદ્યોમાં પણ મૃદંગ, શંખભેરી વગેરે રહેતાં. ભારતીયોની સહિષ્ણુ અને સમન્વયની વૃત્તિ પણ તેમણે કાયમ રાખી હતી. ઉપર ઇંદ્રવર્માનું વર્ણન આવેલું છે તેમાં મીમાંસાદિ દર્શન પ્રમાણે તેણે જિનેંદ્ર મુનિના મતનું પણ અધ્યયન કર્યું હતું એવું આવ્યું છે. શૈવ વૈષ્ણવો વચ્ચેના ઝઘડા પતાવવા માટે હરિહરની મૂર્તિની જે કલ્પના ભરતખંડમાં નીકળી હતી તે પણ અહીં માલૂમ પડે છે. હરિહરની મૂર્તિ બનાવવામાં આવતી અને હરિહરના નામનું લિંગ પણ સ્થાપતા. શંકર-નારાયણના દૈવતને પણ માનતા. ગયામાં વિષ્ણુપાદ છે, સીલોનમાં બુદ્ધપાદ છે તેની ધરતી પર કાંબોડિયામાં શિવપાદની સ્થાપના કરવામાં આવી હતી. અહીંના રાજાના અભિષેકના સમયે અહીંના બ્રાહ્મણ બાકુ રાજાના માથા પર અભિષેક કરે છે અને બૌદ્ધ શ્રમણો પ્રાર્થના કરે છે.

એક બે બાબતમાં થોડું ઘણું નાવીન્ય ઉત્પન્ન થયું. પહેલું એ કે વર્ણસંસ્થા જરા ઢીલી પડી. ક્ષત્રિય રાજાની કન્યા બ્રાહ્મણ સાથે વિવાહ કરે અને તેમના પુત્રને ક્ષત્રિય માનવામાં આવતો. ક્ષત્રિયોને બ્રાહ્મણના કરતાં પણ અધિક માન મળતું. ચંપાના એક શિલાલેખમાં રાજાનું વર્ણન છે. તે 'ब्राह्मणपुरोहितप्रमुखक्षत्रान्यनरपतिवृन्दजुष्टचरणारविंदः' એટલે બીજા રાજાઓ અને બ્રાહ્મણ પુરોહિતોએ જેનું પાદસેવન કર્યું છે એવો રાજા. દેવાલયમાં પોશાક પહેરીને જવાનો હક રાજાનો. દેવને દેવાલય સંસ્થાપકનું અથવા જેના સ્મરણાર્થે દેવાલય બંધાયું તે રાજાનું નામ આપવાનો એક બીજો પ્રકાર મળી આવે છે. દાખલા તરીકે કાંબોજમાંના પશૌવમાં રાજાએ બંધાવેલા બે દેવળોમાંની મૂર્તિઓને પોતાના પિતા અને પ્રપિતાનાં નામો ઇન્દ્રવર્મેશ્વર અને મહાપતીશ્વર એવાં આપેલાં છે. મનુષ્યનો દેવ બનાવવાના તે પ્રકારમાં ચીની ધર્મમતની છાપ હોવાનો સંભવ છે. આની પરસુરણ વસ્તુઓ

હોટી દશએ તો બાકીના સર્વ વ્યવહારમાં ભારતીયોનું જ અનુકરણ થતું.

દાનધર્મ

ભારતીઓની દાનધર્મની પ્રથા અહીં પણ નજરે પડે છે, અને દેવાલયના શાસનલેખ ઉપરથી દેવાલયમાંની વ્યવસ્થા અને દાતૃત્વ ધ્યાનમાં આવે છે. કાંબોજના બારમા સૈકાનો રાજા જયવર્મા મોટો બુદ્ધભક્ત હતો તેણે એક વિહાર બાંધ્યો. તેને ૩,૧૪૦ ગામો ધર્માદા આપ્યાં હતાં. આ વિહારમાં ૯૭૭૯ સ્નાતક વિદ્યાર્થીઓ હોઇ સેવકોની સંખ્યા ૬૬,૬૨૫ હતી. આ જ રાજાએ ૧૦૨ આરોગ્યશાળાઓ અને ૭૯૦ મન્દિરો બન્ધાવ્યાં અને તેના ઉત્પન્ન માટે ૮૩૮ ગામો આપ્યાં હતાં. નવમા સૈકાના યશોવર્માએ એક આશ્રમ બાંધીને ગણેશને અર્પણ કર્યો હતો. તે વિષે તેણે જે એક શાસનપત્ર કરી આપેલું તે ઉપરથી મંદિરની વ્યવસ્થાની કલ્પના કરી શકાય છે. શાસનમાંની કેટલીક મહત્ત્વની કલમો નીચે મુજબ છે. રાજા યશોવર્માએ આ દેવાલયને આપવા કરેલાં મોતીઓ, રૂપું, સોનું, ગાયો, અશ્વ, ગજ, દાસ-દાસીઓ, ઉપવનો વગેરેનો રાજાઓ વગેરે કોઈએ અપહાર કરવો નહિ. જે કોઈ દેવાલયને આશ્રયે આવે તેમને સર્વને દરરોજ અન્ન, વસ્ત્ર, ઔષધો વગેરે આપવાં અને જેઓ ધારાતીર્થે પડ્યા હોય અને જેમને વારસ ન હોય તેમને નામે આશ્રમમાં પિંડ તૈયાર કરીને દર મહિને યશોધર તળાવને કાંઠે વિધિપૂર્વક અર્પણ કરવા. શરણાગતને આશ્રય આપવો, વેશ્યાને આપવો નહિ. વિદ્યાર્થીઓને ચાક, શાહી, ભૂર્જપત્રો આપવાં વગેરે વગેરે

સંસ્કૃતિપ્રસારની અને વસાહત કરવાની ઉપર પ્રમાણેની સમૃદ્ધ માહિતી હાલમાં ઉપલબ્ધ થયેલી છે. અને તે સર્વ અન્ય વાઙ્મયો ઉપરથી એટલે ચીની ગ્રન્થ અને જાવા સુમાત્રામાંના લેખો ઉપરથી છે. જૂના સંસ્કૃત સાહિત્યમાં એનો કંઇ પણ

પત્તો નથી. જે ભારતીયોએ ભરતખંડમાંના મોટા મોટા સામ્રાજ્યસંસ્થાપકોનાં નામો અને કામગીરીઓની પણ દરકાર રાખી નહિ તેઓ ભરતખંડ બહારના કર્મવીરોની યાદ તો ક્યાંથી જ રાખે ? સુપ્રસિદ્ધ ગુપ્તોની પહેલાંના એક બે સૈકાઓ પર પણ અશ્વમેધ કરનારા સમ્રાટ થઈ ગયા. એવી અવ્વલ દરજ્જાની માહિતી સુદ્ધાં વડોદરાની પ્રાચ્યવિદ્યાપરિષદના અધ્યક્ષ ડૉ૦ જયસ્વાલના પરિશ્રમથી આજે ઉપલબ્ધ થઇ છે. ભાસ સરખા પ્રતિભાવાનનાં નાટકો અને રાજનીતિ ઉપરના જગવિખ્યાત ચાણક્યકૃત અર્થશાસ્ત્ર ગ્રન્થને વિસ્મૃતિમાં પચાવીને જેમણે ઓડકાર ખાધા તેમને હિસાબે કાસ્યપ કોણ અને કુમારજીવ કોણ ?

અને એનું કારણ માત્ર દુર્દૈવ ! ભૂકંપ સરખા કોઈ દૈવી કોપથી એ વાઙ્મય નષ્ટ થયું એવો તો કોઈ પુરાવો મળતો નથી ! મુસલમાનોની ચડાઇઓ એનું કંઇક કારણ કહી શકાય, પરન્તુ મુખ્ય દોષ તો ઇતિહાસગ્રન્થ લખવા વિષેની જે અનાસ્થા અને ઔદાસીન્ય એને માથે મૂકવા વિના ગત્યન્તર નથી ! !

## ઇતિહાસની અવગણના

ઇતિહાસગ્રન્થ લખવાની પદ્ધતિ જ હિન્દુસ્તાનમાં પ્રચલિત નહોતી એમ કહેવું વસ્તુસ્થિતિને અનુરૂપ નહિ કહેવાય, કારણ, 'મહાભારત' 'રામાયણ' 'ભાગવત' અને અનેક પુરાણો તેમ જ ઉપપુરાણો એમાં યે ઐતિહાસિક માહિતી ઉપલબ્ધ હોય, 'વિક્રમાંકદેવચરિત્ર' 'ગોડવહો' 'હર્ષચરિત' વગેરે જેવાં ચરિત્રો અને રજપૂત ભાટોની લખેલી વંશાવલિઓ અને મરાઠાઓની બખરો એ ઐતિહાસિક માહિતી પૂરી પાડવા સજ્જ છે. 'રાજતરંગિણી' નામનો અવ્વલ દરજ્જાનો ઐતિહાસિક ગ્રન્થ ઉપલબ્ધ છે, તેમાં પણ ગ્રન્થકારે પૂર્વેના અનેક ગ્રન્થોનો ઉલ્લેખ કરેલો છે, પરન્તુ સંસ્કૃત વાઙ્મયના અફાટ અરણ્યમાં ઉપરના ગ્રન્થોમાંનો ઐતિહાસિક ભાગ એકંદર રીતે જોતાં ઘણો જ અલ્પ છે, અને ખુદ હિન્દુસ્થાન વિષે પરદેશના પ્રવાસીઓએ ચોક્કસપણે ગેળવેલ અને

નોંધેલ માહિતી સાથે સરખાવતાં આપણા ઇતિહાસકારોમાં સ્વાભિમાનપૂર્વક એવી માહિતી નોંધી રાખવાની અનાસ્થા હતી એ કબૂલ કરવું જ પડશે: આ બાબતમાં લોકમાન્ય ટિળકે પણ આવો જ અભિપ્રાય ઉચ્ચાર્યો હતો. તે પણ વળી બાણ સરખા લેખકની બાબતમાં અને હર્ષ સરખા પ્રતાપશાળી ચક્રવર્તીના ચરિત્રને અનુલક્ષીને.

એ ચક્રવર્તીના રાજ્ય વિષે માહિતી આપણને બે સ્થાનેથી મળે છે: એક બાણભટ્ટ તરફથી અને બીજી એ રાજાના સન્માનિત ચીની પ્રવાસી હ્યુએનસંગના પ્રવાસવૃત્ત ઉપરથી. બંનેએ વસ્તુસ્થિતિ પ્રત્યક્ષ જોઇને વર્ણન લખેલું હોવાથી તે એકમેકને પોષક એવું જ છે, પરન્તુ બાણ કરતાં ચીની પ્રવાસીનામાં ઐતિહાસિક દૃષ્ટિ અધિક હોવાથી આ પરદેશી પ્રવાસીનુ વૃત્ત સ્થાનિક ચરિત્રકાર કરતાં કંઇક વધારે ઉપયુક્ત ઠર્યું છે. રાજાના ચરિત્રમાં તેનો કાળ, તેના દિગ્વિજય, તેનો રાજ્યવિસ્તાર વગેરે કરતાં અધિક મહત્ત્વની બીજી શી વાતો હોય? પરન્તુ બાણકૃત 'હર્ષચરિત્ર' વાંચીને ઐતિહાસિક દૃષ્ટિએ તો વાચક અજ્ઞાન જ અનુભવશે. તે અજ્ઞાન દૂર કરવા માટે તેને છેલ્લે ચીની પ્રવાસીનો પ્રકાશદીપ ઉપયોગી થઈ પડે છે. એ વિષે બાણભટ્ટ અને શ્રી હર્ષ નામના પોતાના નિબન્ધમાં લો. મા. ટિળક લખે છે કે, "બાણભટ્ટે પોતાનું 'હર્ષચરિત્ર' હંમેશના શિરસ્તા પ્રમાણે શ્લેષાદિ અનેક અલંકારોવડે સુશોભિત કર્યું છે. પણ ગમ્મત એવી છે કે, આખું 'હર્ષચરિત્ર' વાંચ્યા પછી પણ હર્ષ ક્યારે થયો? તેનું સામ્રાજ્ય ક્યાંથી ક્યાં સુધી હતું? તેણે કિયા કિયા રાજાઓને જીત્યા? એ માટે 'હર્ષચરિત્ર'માં પ્રત્યક્ષ માહિતી બિલકુલ મળતી નથી."

## હર્ષ રાજાનું વાત્સલ્ય

"કોઇક સ્થળે રાજાને જે વિશેષણો આપવામાં આવ્યાં છે તેમાંના શ્લેષો ઉપરથી એ માહિતી મળે છે, પરંતુ શ્લેષ ઉપરથી ઇતિહાસનું જ્ઞાન હર્ષના કાળમાં કદાચ થતું હશે તો પણ એ

પરંપરા પછીથી ચાલુ રહે એ અશક્ય હતું. સારાંશ, હ્યુએનસંગનું પ્રવાસવર્ણન જો આપણને મળ્યું ન હોત તો આ શ્લોકો સહમજાયા ન હોત એટલું જ નહિ પણ બાણે વર્ણન કરેલો શ્રી હર્ષ સાતમા સૈકામાંનો ચક્રવર્તી હતો એ સમજવાની પણ મારામાર પડત!" અર્થાત્ એને જ આપણે ઐતિહાસિક દૃષ્ટિની અનાસ્થા એવું નામ આપીશું; જે રાજાનું વર્ણન કરવાનો સુયોગ બાણને પ્રાપ્ત થયો હતો તે કોઇ સામાન્ય રાજા નહોતો. તેની કારકિર્દીમાં અનેક મહત્ત્વની વાતો બની હતી. તેના રાજ્યમાં ઢોરો માટે પણ દવાખાનાં હતાં, નહેરો અને બંધો જેવાં કામો પણ ઉત્તમ રીતે થતાં હતાં વગેરે વાતો જાણવા માટે પણ આપણને ચીની પ્રવાસીના મોઢા સામું જોવું પડે છે. આ રાજા દર પાંચ વરસે પોતાનું સર્વ દ્રવ્ય પ્રયાગમાં પોતાના માંડલિક રાજાઓ સમક્ષ બ્રાહ્મણ, બૌદ્ધ અને ગરીબોને વહેંચી દેતો. આ અભિમાન લેવાજોગ માહિતી પણ ' सकलभुवनकोशस्थाग्रजन्मना विभक्त ' એ એક વિશેષણમાં જ પરિસમાપ્ત થાય છે.

પોતાના જ માણસોનો ઢંઢેરો પીટવો એવો મોહ ટાળવો એ વ્યક્તિશઃ શાલીનતા ભલે ગણાય; પરન્તુ રાષ્ટ્રના ઇતિહાસનો પ્રસંગ હોય ત્યારે તેમાંના અભિમાનાસ્પદ પ્રસંગો તરફ દુર્લક્ષ કરવું એ અભિનન્દનીય વૃત્તિ ખરેખર નથી.

આ જ વૃત્તિને લીધે હિન્દુઓએ પોતાની સંસ્કૃતિના પ્રસાર માટે જે પરાક્રમ કર્યાં, જે આપત્તિઓ સહન કીધી, જે નિષ્ઠા અને યશ દર્શાવી તેનો સવિસ્તર ઇતિહાસ ભારતીય વાઙ્મયમાં લખાયો નહિ એ સ્પષ્ટ છે. ભારતીયોએ ઉપેક્ષા કીધી તો પણ ચીની પંડિતોએ તેને ઉદાર આશ્રય આપ્યો. હવે ચીની અને પાશ્ચાત્ય પંડિતોના ઘરનો અજ્ઞાતવાસ પૂરો કરીને આ ભારતીય વસાહતીકરણનો ઉજ્જવલ ઇતિહાસ પુનશ્ચ આપણને પ્રાપ્ત થતો હોવાથી તેનું સ્વાગત કરવામાં કોને આનન્દ અને અભિમાન નહિ ઊપજે?

# ફૂલેવરની રાણી[1]

લેફટનન્ટ નેરૂમાને ત્યાં ગંજીપો જામ્યો હતો. શિયાળાની લાંબી રાત પણ એકદમ પસાર થઈ ગઈ અને સવારના પાંચેક વાગ્યા હશે. રમત ખલાસ થતાં નાસ્તો આવ્યો જીતેલાઓનાં હૃદય હર્ષથી ઉભરાઈ જતાં હતાં અને આનંદની રમઝટમાં ક્ષણેક્ષણે માદક પીણાંના ઘૂંટડા લેતાં હતાં. બીજાઓ મૌન સેવતા બેઠા રહ્યા. શરાબની એક બે પ્યાલી પેટમાં જતાં વાતોમાં જોર આવ્યું.

"સુરીન, તમે શું કર્યું ?" ગૃહમાલિકે પૂછ્યું.

"હંમેશની જેમ હાર્યો. હું જીતતો જ નથી. રમતમાં ઘણો સાવધ રહું છું છતાં હારું તો છું જ."

"અને હરમન વિષે તમે શું ધારો છો ?" એક યુવાન ઈજનેર તરફ નજર કરતાં તેણે પૂછ્યું.

"એ કદી પાનાંને તો અડકયો જ નથી અને જુગાર પણ ખેલતો નથી, છતાં આપણી રમત સવારોસવાર સુધી બેસી રસપૂર્વક જોયા જ કરે છે અને થાકતો પણ નથી."

"મને આ રમત તો બહુ ગમે છે" હરમન બોલી ઊઠ્યો, "પણ જુગાર ખેલું એવી મારી સ્થિતિ નથી. દાવ ન લાગે તો ? થોડી મૂડી પણ તણાઈ જાય ને ?"

---

૧. રશિયન સાહિત્યકાર પુશ્કિનની રચેલી નવલિકા.

ટામકી બોલ્યોઃ "હરમન વિચારશીલ છે. વળી જર્મનીનો રહેવાસી હોઇ દરેક બાબતમાં સાવધાનીથી કામ લે છે. અરે ! તેને પણ ભૂલાવે એવાં મારાં દાદીમા ઉમરાવજાદી ફેડોરોવના છે."

"કેમ ? કેવી રીતે ?" બધા બોલી ઊઠ્યા.

ટામકીએ જવાબ આપ્યોઃ "એ શા માટે નથી રમતા એ જ મને ખબર પડતી નથી."

"તેમાં શું ? એંશી વરસની વૃદ્ધા હવે શું રમે ?"

"તેના વિષે તને કંઇ બીજી ખબર છે ?"

"ના, તું કહે."

"ઠીક, લે, હું કહું. સાઠ વર્ષ પહેલાં મારાં દાદીમા પારીસ ગયેલ. તે વખતે યૌવનની ચમક એના સ્વરૂપવાન અને મનોહર દેહ ઉપર ચમકતી હતી. રિશેલ્યુ પણ તેમના લાલિત્ય પાછળ મોહાન્ધ થયો હતો. તે વખતની લલનાઓ જુગારની શોખીન હતી તેમાં દાદીમાને તો જુગારના શોખની અવધિ. ઓરલીઅનના ઉમરાવ સાથે રમતાં દાદીમા એક દહાડે મોટી રકમ હાર્યાં. ઘેર આવી દાદા પાસે હારેલી રકમ ભરી દેવા માગણી કરી. દાદા લગભગ દાદીના દાસ જેવા જ હતા અને તેનું એક પણ વચન ઉથાપતા નહિ, છતાં જુગારનું આવું ખરચાળ અને વિપરીત પરિણામ જોઈ ક્રોધથી ધુંવાંકુંવાં થઇ ગયા. હજારો રૂપિયા આવા વિનાશકારક શોખની પાછળ, ફક્ત નશીબના ઓઠાની પાછળ, પાસાના ઊંધાચત્તા પડવાની પાછળ કેમ તણાઇ ગયા અને પોતાની ઋદ્ધિસિદ્ધિ કેમ ઘણાની ગઇ—એ બધું સંભળાવી, પોતાની લાગણીનો ઊભરો કાઢ્યો. અને "રાતી પાઇએ પ- નહિ મળે!" એવું સત્તાસૂચક ભાષામાં કહ્યું. દાદી રીસાઇ બેઠાં. પણ દાદાનું મન જરા પણ ન પીગળ્યું. દાદી જીવનમાં પહેલી જ વાર દલીલથી દાદાને સમજાવવા લાગ્યાં, પણ બધું એળે ગયું.

" મહાત્મા જરમેનને દાદી ઠીકઠીક ઓળખતાં. મહાત્મા વિષે ઘણી લોકવાયકાઓ ઊડતી. કોઈક તેને દંભી કહેતા. કોઈ તેને દૈવી પુરુષ માનતા. ગમે તેમ હોય, પણ તેઓ પૈસાપાત્ર હતા અને સમાજમાં ઉચ્ચ સ્થાન ભોગવતા. દાદીએ પત્રદ્વારા તેમની મદદ માગી. પરગજુ મહાત્મા આવી પહોંચ્યા અને હારેલા પૈસા મેળવવાનો બહુ જ સારો કીમિયો બતાવ્યો."

બધા જુગારીઓ એકચિત્ત થઈ રહ્યા. ટૉમકીએ નિરાંતે આગળ ચલાવ્યું.

" તે જ સાંજરે દાદી વરસેઈલ્સ પહોંચ્યાં અને પેલા ઉમરાવને મળ્યાં.

" 'હું પૈસા લાવતાં ભૂલી છું પણ ચાલો આપણે રમીએ.' દાદી એક પછી એક એમ ત્રણ પાનાં ઊતર્યાં અને દરેક વખતે જીત્યાં. દેણું ચુકવાઈ ગયું."

" તદ્દન ભાગ્યની વાત ! "

" કેવળ કલ્પિત વાત ! " હરમન બોલ્યો.

" અરે ! પાનાને નિશાનીઓ હશે. "

" તો પછી તું તારાં દાદી પાસેથી કેમ એ રીત નથી શીખતો ? "

ટૉમકીએ આગળ ચલાવ્યું: " દાદીને ચાર છોકરા-જુગાર-નો શોખ તેમના હાડમાં વસેલો, પણ દાદીએ તે કીમિયો કોઈને જણાવ્યો નહિ. મારા કાકા એક વાર સખત હારીને આવ્યા ત્યારે જ દયાથી તેમને દાદીએ તે ત્રણ પાનાં કહ્યાં. પણ વચન લીધું કે કદી તે યુક્તિ બીજી વાર ન અજમાવે. મને બરોબર ખબર છે કે તે દિવસ કાકા ખૂબ જીતીને આવ્યા હતા."

સવાર પડી ગયું હતું. શરાબનો એક એક પ્યાલો ખલાસ કરી બધાં વિખરાયાં.

૨

વૃદ્ધ ઉમરાવજાદી પોતાના ઓરડામાં વિશાળ દર્પણ સામે બેઠી છે. ત્રણ ત્રણ દાસીઓ તેની તહેનાતમાં છે. આ ઉમરે તેનામાં રૂપનો છાંટો પણ નહિ હોવા છતાં યુવાવસ્થામાં પડેલી ટાપટીપ કરવાની ટેવ ગઈ નહોતી અને કૃત્રિમ સૌન્દર્ય મેળવવા પહેલાંના જેટલો જ સમય ગાળતી. તેની યુવાન સહચરી લીઝા બારી પાસે બેસી ભરતકામમાં ગુંથાઈ હતી.

"નમસ્તે! દાદીમા! મારે આપને કંઇક પૂછવું છે"

"પોલ! બોલ શું છે?"

"મારા એક મિત્રને તમારી ઓળખાણ કરાવું? કહો તો શુક્રવારે નાચમાં પણ લાવું."

"ત્યાં જ ઓળખાણ કરાવજે."

"ઠીક અરે, મારી તમાકુની દાબલી કયાં છે" ટોમકીને ઓરડામાં એકલો રહેવા દઇ, ઉમરાવજાદી પડદા પાછળ ચાલી ગઇ.

લીઝાએ ધીમેથી પૂછયું: "એ તારો મિત્ર કોણ છે?"

"નરૂમા, તું ઓળખે છે કે?"

"ના. ઇજનેર છે?"

"તેં કેમ ધાર્યું?"

યુવતી હસી પડી.

"પોલ" ઉમરાવજાદીએ ટોમકીને બોલાવ્યો.

એકલી રહેલી લીઝાએ બારીમાંથી ડોકિયું કર્યું. એક યુવાન રસ્તા ઉપર ટહેલતો નજરે પડ્યો. લીઝા જરાક સંક્ષોભ પામી અને એણે પાછું ભરતકામ શરૂ કર્યું. એ જ ક્ષણે ઉમરાવજાદી બહાર ફરવા જવા માટે તૈયાર થઈ આવી.

" લીઝા, ગાડી બોલાવ. ચાલ ફરવા. ! "

" નથી સાંભળતી ? કેમ વાર લગાડે છે ? "

" જાઉં છું."

લીઝા સજ્જ થઇ આવી.

" કેટલી બધી વાર ! "

બાપડી લીઝાની સ્થિતિ ખરેખર દુઃખદાયક હતી. પારકાનો રોટલો તો અજીર્ણ જેવો છે અને તેમાંએ સમાજમાં ફરતી વૃદ્ધા સ્ત્રીની સહચરી થવું એ વિષમ છે.

ઉમરાવજાદી સ્વભાવની તીખી નહોતી, પણ સમાજે તેને બગાડી હતી. યૌવનકાળે તે પંકાતી પણ ઘડપણમાં તરછોડાયેલી ઉમરાવજાદીનો સ્વભાવ ચીડીયો અને વહેમી થયો હતો.

સમાજમાં હજી તે હરતીફરતી અને નવીન યુગની નવીન યુવતીઓ સાથે મળતી. લોકો તેને માન આપતા, પણ જેમ બને તેમ તેનાથી સંતાતા. બિચારી લીઝાની સ્થિતિ ખરાબ થતી. નાની નાની બાબતોમાં તેના ઉપર ગુસ્સો ઉતરતો. લીઝાના રૂપમાં કંઇ ઊણપ નહોતી પણ વૃદ્ધાના તેના સતત સહવાસને કારણે યુવાનો તેને હસતા. ભાગ્યે જ કોઈ તેને બોલાવતું. આથી લીઝાને ઘણું લાગી આવતું અને એકાંતમાં બહુ રડતી.

આજે લીઝા બારી પાસે ભરત ભરી રહી છે. તેવામાં એક યુવાન તરફ તેની નજર પડી. યુવાન બારી તરફ નિહાળતો સ્થિર ઊભો છે. નજર ફેરવી લીઝા તો પોતાના કામમાં લાગી. થોડીવાર પછી કુતૂહલથી બહાર ડોકિયું કાઢ્યું. પેલો યુવાન ત્યાં જ ઊભો છે. રસ્તા ઉપરના માણસો તરફ લીઝા ક્યારે ય ન જોતી. તે પાછી ફરી અને બે કલાક સુધી ભરત ભર્યા કર્યું. કામ પડતું મૂકતાં તેણે જરા બારીમાંથી જોયું. પેલો યુવાન ત્યાં ને ત્યાં જ ઊભો છે. . . . . . . .

"આ શું કામ ઊભો હશે?" એવો સહજ વિચાર એના મનમાં સ્ફુર્યો અને લીઝા શંકાશીલ હૃદયે અંદર ચાલી ગઇ.

એ દહાડા પછી ઉમરાવજાદી સાથે તે ફરવા જતી હતી. ત્યાં પગથીએ જ પેલો યુવાન ઊભો હતો. ગભરાઇને લીઝા ઝટપટ ઉમરાવજાદી પાસે ગાડીમાં બેસી ગઈ. ફરીને પાછી આવી ત્યારે સહેજે બારી તરફ જોયું. પેલો યુવાન અત્યારે પણ ત્યાં જ હતો અને લીઝાને જ નિહાળી રહ્યો હતો. આ વિચિત્ર પ્રસંગથી લીઝા તો ગભરાઇ અને એકદમ અંદર સરકી ગઇ.

તે દિવસથી દરરોજ પેલો યુવાન ત્યાં આવતો. તે જ જગ્યાએ બારી સામે જોઇ ઊભો રહેતો. આમ બન્ને વચ્ચે અકથ્ય આકર્ષણ થયું. હવે તો એક બીજાને વધારે ને વધારે નિહાળતાં અને શરમાઇ જતાં. એક દિવસ તો પરાકાષ્ઠા આવી. લીઝાના મુખ ઉપર સ્મિતની આછી રેખાઓ ફરી વળી. તે શરમાણી; મુખ નીચું કર્યું. કોણ જાણે કેમ તેનાથી ત્યાં ઊભું ન રહેવાયું. તે ઓરડામાં દોડી ગઈ અને અકથ્ય ભાવો હૃદયમાં ભરતી પલંગ પર માથું ઢાળી કલાકેક પડી રહી.

× ×

એ રશીઆમાં આવી વસેલા એક જર્મનનો પુત્ર હતો. તેનું નામ હરમન. લોભી પ્રકૃતિનો હોઇ બાપની નાની સરખી, ચાપણના વ્યાજને પણ અડકતો ન હતો. તે ગંભીર અને ઘણો ચપળ હતો અને તેનું દૃઢ ચારિત્ર તેને યુવાનીના દુર્ગુણોમાંથી બચાવતું. સ્વભાવે સટોડીઓ અને જુગારી હોવા છતાં પણ પૈસાના લોભથી એ નાની મૂડી ગુમાવી બેસવાની બીકે જુગાર કદી રમતો નહિ.

ત્રણ પાનાની પેલી વાતે તેને મંત્રમુગ્ધ-વિચારમગ્ન કરી મૂક્યો અને આશાના એ હવાઈ કિલ્લા બાંધવા લાગ્યો!

"કદાચ વૃદ્ધ ઉમરાવજાદી મને એ રીત બતાવે અને....

મારે તેની ઓળખાણ કરવી છે—ગમે તે ઉપાયે. અરે, તેની પાછળ પ્રેમઘેલો પણ થઇને ફરું. પણ તે છે વૃદ્ધ અને આમ સમય વીતતાં મરી જાય તો? શું એ ત્રણ પાનાની વાત સાચી હશે? ડહાપણ, મિતવાદ અને ઉદ્યમ—એ ત્રણ મારું ભાગ્ય ન વધારે? ખરો તો તે જ કીમિયો છે.

વિચારમગ્ન હરમન એક વિશાળ રસ્તા ઉપર સુંદર મહાલયો વચ્ચે પસાર થતો હતો. એક દમદમામવાળા ભવ્ય મહેલ પાસે અટકયો અને ત્યાંની દોડધામ જોઇને પાસે ઊભેલા પોલિસને પૂછ્યું: " અહિં કોણ રહે છે?"

" ઉમરાવજાદી......"

હરમન ચમકયો. તરત જ પેલી વાત સાંભરી આવી અને કાંઈ અકથ્ય બંધનથી ખેંચાઇ ત્યાં ખડો થઇ રહ્યો.

મોડી રાત્રે ઘેર જઇ સૂતો. ઊંઘમાં પોતાને સોનૈયાની અઢળક ઢગલીઓ અને નોટો વચ્ચે બેઠેલો જોયો. એક પછી એક પાનાં ઊતર્યે જતો હતો અને દરેક વખત પુષ્કળ ધન જુગારીઓ પાસેથી પડાવતો હતો.

સવારમાં જાગ્યો. હજી સ્વપ્ન ભૂલ્યો નહોતો. તરત જ તે બહાર નીકળી પડ્યો અને ઉમરાવજાદીના મહેલની બારીઓ તરફ દૃષ્ટિ ફેરવતાં એક તરુણ રમણીનું સુંદર મુખ દેખાયું. આ પળે તેનું ભવિષ્ય ઘડાતું હતું.

૩

લીઝા હજી તો બહારથી આવી ઝબ્બો અને ટોપી ઉતારતી હતી એટલામાં ઉમરાવજાદીનો સાદ આવ્યો. બન્નેને પાછું ફરવા ઉપડવાનું હતું. મહેલને પગથીએ પેલો યુવાન ઊભો હતો. ગાડીમાં બેસવા જતી લીઝાના હાથમાં ઝડપથી કાગળ સરકાવી તે તો ચાલતો થઇ ગયો. લીઝા તો ગભરાઇ, પણ ધીમે ધીમે

સ્વસ્થ થઈ. પેલી ચીઠ્ઠી મોજામાં સંતાડી મૂકી. આખેય રસ્તે લીઝા વિચારમાં રહી. ફરી આવીને તરત જ પોતાના ઓરડામાં દોડી જઈ ચિઠ્ઠી વાંચવા લાગી.

બહુ જ વિનય અને મૃદુતાભર્યાં વચનથી ભરપૂર એ પ્રેમપત્ર હતો. એક સરસ જર્મન નૉવેલમાંથી અક્ષરેઅક્ષર ઉતાર્યો હતો પણ લીઝાને જર્મન ભાષા આવડતી નહિ અને આવી લીટીઓ કદી વાંચી નહોતી. પત્રથી તે એકદમ પીગળી ગઈ. એક અજાણ્યા યુવાન સાથે એકદમ સંબંધ બાંધતાં તેનું મન જરાક પાછું હટ્યું. ત્યારે કરવું શું? એવી કોઈ સખી નહોતી કે જે શિખામણ આપે. છેવટે તે જવાબ લખવા બેઠી.

"આપની ઇચ્છા પવિત્ર હશે, પણ આમ અસભ્ય રીતે મને મળવું નહિ. આપના પત્રનો જવાબ આપું છું પણ કદી અણછાજતી છૂટ ન લેશો."

બહાર રસ્તામાં હરમનને જોઈને ચિઠ્ઠી ફેંકી ચિઠ્ઠી ઉપાડી હરમન પાસેની હોટેલમાં ચાલ્યો ગયો. તેણે ધાર્યો હતો તેવો જવાબ મળ્યો અને પોતાની યોજના ઘડતો ઘર તરફ વળ્યો.

ત્રણ દહાડામાં એક ચપળ દાસી લીઝા ઉપર ચિઠ્ઠી લાવી. હરમનના અક્ષર જોઈ તે થંભી:

"આ ચિઠ્ઠી મારી ન હોય."

"તમારી જ છે." પેલી લુચ્ચી દાસી બોલી: "જરા વાંચશો કે?"

લીઝાએ ચિઠ્ઠી વાંચી. હરમન મળવાની માગણી કરતો હતો. આવી એકાએક માગણી અને ચિઠ્ઠી મોકલવાની આ રીતથી લીઝા ભય પામી અને ચિઠ્ઠી ફાડી ફેંકી દીધી.

"ન હોય. આ મારા ઉપર નથી લખેલી."

"તમારી ચિઠ્ઠી ન હોય તો ફાડી શા માટે નાખી ? હું લખનારને પાછી આપત."

લીઝા મુંઝાણી : આંખમાં જળજળિયાં ભરાયાં.

"કદી આવી ચિઠ્ઠી ન લાવીશ અને મોકલનારને કહેજે કે બેશરમ રીતે વર્તે નહિ."

હરમન ગાંજ્યો જાય તેમ નહોતો. ગમે તેમ કરીને હમેશાં એક ચિઠ્ઠી લીઝા ઉપર મોકલતો અને લીઝાને પણ હવે તો એ પ્રેમપત્રો વાંચવામાં બહુ રસ પડતો. આજે તો લીઝાએ એક ચિઠ્ઠી લખી.

"આજે રાત્રે નાચ છે. હું અને ઉમરાવજાદી બે વાગ્યા સુધી ત્યાં રહીશુ. અમારા ગયા પછી નોકરો આડાઅવળા થઈ જશે. સાડાઅગિયારે તમે આવજો અને સીધા મેડી ઉપર ચડી જજો. બનતાં સુધી કોઇ સામું નહિ મળે, પણ દુર્ભાગ્યવશાત્ કોઇ મળે તો કહેવું કે ઉમરાવજાદીને મળવું છે. એમ થશે તો એ વખતે તો તમારે પાછું ફરવું પડશે. સામે ઉમરાવજાદીનો સૂવાનો ઓરડો છે. તેમાં બે બારણાં છે. જમણી તરફથી અધ્યયનના નાના ઓરડામાં જવાશે અને ડાબી બાજુથી મારા ઓરડામાં અવાશે.

હરમન તો ધડકતે હૃદયે એ વખતની રાહ જોતો બેઠો. દસના ટકોરે તો તે ઉમરાવજાદીના મહેલ પાસે ટહેલતો હતો. પવન સુસવાટા કરતો હતો; અને વરસાદનું સખત ઝાપટું આવતું હતું; રસ્તા ઉપરની બત્તીઓ ટમટમતી હતી. કોઈ માનવી દેખાતું નહોતું. થોડીવારમાં ઉમરાવજાદી અને લીઝા બહાર નીકળ્યાં અને ગાડીમા બેસી ચાલતાં થયાં.

બરાબર સાડાઅગિયારે તે મહેલને પગથીએ ચડ્યો. એક દાસી ઝોકાં ખાતી હતી. ઝડપથી હરમન તેની પાસેથી પસાર

થયો અને સીધો શયનગૃહ તરફ વળ્યો. ઝાંખા દીવાના પ્રકાશમાં એક સોદાનો પલંગ, બે ખુરશી અને એક નાનું ટેબલ દેખાતાં હતાં. લીઝાની ઓરડી તરફ જવાનું બારણું અધું ખુલ્લું હતું. હરમન ત્યાં ન જતાં અધ્યયનમંદિરના નાના ઓરડામાં ગયો.

...બધું શાંત અને સ્થિર હતું; દિવાનખાનાની ઘડીઆળમાં બારના ટકોરા થયા. એક પછી એક બીજા ઓરડામાંથી ટકોરા સંભળાયા અને પાછી નીરવ શાન્તિ પ્રસરી રહી.

આવું જ્ને ખમી, પણ બીનજરૂરી, સાહસ ખેડનાર હરમન, સ્વસ્થ અને શાન્ત, બારીને અઢેલીને ઊભો હતો. ઘડીઆળના બે ટકોરા સંભળાયા અને દૂર ગાડીનો અવાજ સાંભળી તે આવેશથી ચમક્યો. મહેલમાં જરાક ધમાધમ થઈ રહી. બત્તીઓ સતેજ થઈ નોકરો અવાજ કરી મૂકી દોડધામ કરવા લાગ્યા અને ત્રણ દાસીઓની મદદથી, થાકેલી ઉમરાવજાદી ઉપર આવી ખુરશી પર બેસી ગઈ. હરમન બારની તડમાંથી આ બધું જોઈ રહ્યો. લીઝા તેની પાસેથી પસાર થઇ પોતાના ઓરડામાં ચાલી ગઇ. હરમન જરાક ચમક્યો પણ તેની તરફ લક્ષ ન આપ્યું.

વૃદ્ધ ઉમરાવજાદીની ઊંઘ ઘણી ઓછી હતી. તે ખુરશી પર જ આંખો પટપટાવતી બેઠી રહી. ... એકાએક ચમકી ઊઠી. તેની સામે એક અપરિચિત યુવાન ઊભો હતો.

" જરા પણ બીશો નહિ. હું એક આજીજી કરવા આવેલ છું.'

વૃદ્ધા ટગર ટગર જોઈ રહી.

હરમને નમીને પાસે આવી એ જ શબ્દો ફરી કહ્યા.

વૃદ્ધા મૌન રહી.

" તમે મને પૈસાદાર બનાવી શકશો. પેલાં ત્રણ પાનાં..."

ઉમરાવજાદી હવે બધું સમજી ગઈ.

"એ તો મશ્કરી ! ! તારી કોઇએ મશ્કરી કરી." વૃદ્ધા બોલી.

"નાજી, તમને દુઃખમાં મદદ કરનાર મહાત્માને શું ભૂલી ગયાં?"

ઉમરાવજાદી અકળાઇ રહી. ભૂતકાળના હજારો બનાવે તેની નજર આગળ તરવા લાગ્યાં.

"જીતવા માટે મને પેલાં ત્રણ પાનાં કહો." હરમને દઢતાથી કહ્યું. ઉમરાવજાદી મૂંગી જ રહી.

"આપ શા માટે એ સંતાડો છો? આપના પૌત્રો ઘણા પૈસાદાર છે, તેમને કોઇને તેની જરૂર નથી. હું કરકસરી છું. પૈસાની કિંમત જાણું છું અને એ પાનાંથી મને......" તે થંભ્યો અને ધડકતે હૃદયે જવાબની રાહ જોઇ રહ્યો.

"પ્રેમને ખાતર, દયાને ખાતર, તારી વહાલામાં વહાલી વસ્તુ ખાતર...... મને એ વાત કહી દે"

વૃદ્ધા અડગ રીતે અબોલ જ રહી.

હરમન અચાનક ઊભો થયોઃ "અરે ડાકણ, હું જોઉં છું તું કેમ નહિ બોલે?"

ખીસામાંથી રીવોલ્વર કાઢી વૃદ્ધા સામી ધરી. આ જોતાં જ ઉમરાવજાદી બીની અને ઢળી પડી.

"અરે ચાલ. તારા ઢોંગ નહિ ચાલે. હું એ ત્રણ પાનાં જરૂર જાણીશ જ."

ઉમરાવજાદી કંઇ બોલતી નહોતી. હરમને જોયું કે તે મૃત્યુ પામી હતી.

૪

લીઝા કપડા બદલ્યા વિના વિચારમગ્ન બેઠી હતી. ઘેર આવતાં જ તેણે દાસીને રજા આપી અને પોતાના ઓરડા તરફ દોડી ગઇ. હરમન આવ્યો હશે એમ માનતી હતી. ઓરડામાં

નજર કરતાં જણાયું કે તેમાં કંઇ નહોતું અને તેથી રાણી થઇ ખુરશી ઉપર લાંબી થઈ. અને એનું મન ભૂત જીવનના સ્મરણમાં તલ્લીન થયું. હજી તો હમણાં જ બારીમાંથી તેણે-યુવાનને જોયો, પત્રવ્યવહાર શરૂ થયો અને આ રાત્રે તો આમ મળવાનો ઠરાવ પણ કર્યો હતો! આ બધું ચિત્રપટ સમું અદ્‌ભુત અને વિસ્મયકારક લાગ્યું.

એકાએક બાર ઉઘડયું અને હરમન દાખલ થયો.

લીઝા ચમકી અને ગભરાતા સ્વરે ધીમેથી બોલી: "કયાં હતા તમે?"

"ઉમરાવજાદીના ઓરડામાં. હું ત્યાંથી જ આવું છું. તે મરણ પામી છે."

"શું ... શું બોલો છો?"

"હા. અને મરણનું કારણ હું છું."

લીઝા તો બિચારી સ્તબ્ધ થઈ રહી.

હરમન પાસેની બારી ઉપર બેઠો અને બધી વાતો કરી. લીઝા ત્રાસથી એ બધું સાંભળી રહી.

બધા પ્રેમાતુર પત્રો, તેની આજીજીઓ એ બધું પ્રેમનું પરિણામ નહોતું. હરમનનો આત્મા પૈસા અને જુગારને ઝંખતો હતો. એ સકંજામાં આવી હતી અને હરમનની ક્રૂર લાલસાને તૃપ્ત કરવા માટે તે એક સાધનરૂપ થઈ પડી હતી. પોતાની પોતાને જ દયા આવી.

લીઝાનું હૃદય કકળી ઊઠયું. હરમન લીઝા સામું જોઇ રહ્યો. તે પણ હતાશ હશે. જો કે લીઝાના દુઃખને લઇને નહિ તેમ વૃદ્ધાના મરણને લઇને પણ નહિ-પણ લક્ષ્મી મેળવવાની આ સહેલી યોજના આમ સદાને માટે ચાલી ગઇ એ તેને સાલતું હતું.

"નરપિશાચ !" લીઝા ઉશ્કેરાઇ ગઇ.

"મારે તેની પાસેથી કંઈ પણ જોઇતું નહોતું અને મારી પીસ્તોલ ખાલી જ હતી."

આમ ને આમ સવાર પડ્યું અને ઝાંખું અજવાળું આવવા લાગ્યું.

"હવે અહિંથી જશે ? હું તને એક ગુપ્ત સીડી બતાવું પણ તે મૃતદેહ પાસેથી હું તો નહિ જઇ શકું."

"મને ફક્ત કહે કેમ જવું હું મારી મેળે ચાલ્યો જઇશ."

લીઝાએ ખાનામાંથી એક ચાવી આપી અને કેમ જવું એ તેને સમજાવ્યું. હરમન તેનો શીત હરત દબાવી જવા નીકળ્યો.

વૃદ્ધાનો મૃતદેહ શાન્ત અને અક્કડ પડ્યો હતો. હરમન ત્યાંથી પસાર થઈ અધ્યયનમંદિરમાંથી જણાવેલ ગુપ્ત રસ્તે થઇ બહાર નીકળી ગયો.

સવારે હરમન વૃદ્ધાની અંતિમ ક્રિયા થઇ હતી. ત્યાં જવા ઉપડ્યો. 'પોતે જ ખુની છે' એવો ઊંડોઊંડો ધ્વનિ તેના હૃદયમાં વેદના જગવતો હતો. જો કે ધર્મમાં તે માનતો ન હતો છતાં વહેમી પૂરો હતો અને વૃદ્ધ ઉમરાવજાદીનો આત્મા ભૂતરૂપે તેને હેરાન ન કરે તે માટે તેના મૃતદેહ પાસે માફી માગવા તે હાજર રહ્યો હતો. શ્વેત રેશમી વસ્ત્રથી ઢંકાયલું શબ સ્થિર પડ્યું હતું તેના બન્ને હાથ અદબ જેમ છાતી ઉપર બીડાયલા પડ્યા હતા. દેખાવ બીહામણો અને અરુચિકર હતો.

પૌત્રો, પ્રપૌત્રો ને અન્ય સગાંસંબંધીઓ એ મૃતદેહને ઘેરીને ઊભાં હતાં. વૃદ્ધમૃત્યુથી કોઇના હૃદયમાં ઊંડી આર્તવેદના ન હતી, કોઇના મુખ ઉપર મૃત્યુરંગી શોકની છાયા પણ ન હતી; છતાં સંસારના વ્યવહાર સાચવવા બધાં શ્યામ શોકસૂચક વસ્ત્રમાં છેલ્લું નમન કરવા હાજર થયાં હતાં. એક પછી એક બધાં શબને નમીને દૂર ઊભાં રહ્યાં.

હરમન પણ ત્યાં જઈ નમી પડ્યો. એ જ દશામાં, પોતાની ખરેખરી લાગણી વ્યક્ત કરતો ત્યાં પડી રહ્યો. તેને લાગ્યું કે શબ તેના તરફ ભયંકર રીતે, મશ્કરી કરતું, હસી રહ્યું હતું. ધીમેથી તે ઊઠ્યો. પાછે પગલે પોતાના સ્થાન પર ગયો લીઝાથી આ દશ્ય ન જોવાયું. એના હૃદયમાં, પાછલી રાતનાં સ્મરણોએ આઘાત પહોંચાડ્યો. એ ચીસ પાડી હેઠળ પડી ગઈ, મૂર્છા પામી. પાસેથી કોઈ બબડ્યું કે ઉમરાવજાદીનો અનૌરસ પુત્ર છે

હરમનનો આખો દિવસ શોકમાં જ ગયો. એણે પોતાના ભયથી હતાશ થયેલા હૃદયને ઉત્તેજિત કરવા ખૂબ દારૂ ચડાવ્યો. મોડી રાત્રે ઘેર જઈ સૂતો. ત્રણેક વાગતાં તે ઝબકી ઊઠ્યો. સામે જ કોઈક વ્યક્તિ ડોકિયું કરતી હોય એમ તેને લાગ્યું. એ તો ચકિત નયને આ નીરખી જ રહ્યો. કોઈ અંદર આવ્યું. તેણે ધાર્યું કે પોતાનો મિત્ર હશે. એ કાંઈ કળી ન શક્યો. શ્વેત સ્વાંગમાં સજ્જ થયેલી કોઈ વ્યક્તિ ધીમે પગલે પોતાના તરફ આવતી જોઈ એ ગભરાયો. એની શક્તિ હણાઈ ગઈ. એનાથી ચીસ પડાઈ ગઈ.

"બીતો ના. તું મને નથી ઓળખતો? મારી મરજી વિરુદ્ધ હું અહીં આવી છું." એ વ્યક્તિ બોલી. હરમન તુરત જ ઉમરાવજાદીને ઓળખી ગયો. ભૂતનું સ્વરૂપ જોઈ એ ડઘાઈ જ ગયો.

"તીડી, સત્તો ને એક્કો–એ પાનાં તને જીતાડશે, પણ જિંદગીમાં તારે એક જ વાર રમવું. તું લીઝાને પરણીશ તો હું તને મારા મૃત્યુ માટે માફી બક્ષીશ." ઉમરાવજાદીના એ સ્વરૂપે કહ્યું. આમ કહેતાં એ અદશ્ય થઈ ગઈ. મોટા ધડાકા સાથે બારણું વસાયું ને કોઈએ ફરી વાર બારીમાંથી ડોકિયું કર્યું.

હરમનને આ બધું કાંઈ જ ન સમજાયું. ભય, વિસ્મય અને આશાની અજબ લાગણીઓ વચ્ચે એ મુંઝાયો તે ઊભો થયો અને પાસેના ઓરડામાં ગયો. તેનો મિત્ર ઘસઘસાટ ઊંઘતો

હતો. એને કાંઇક પૂછી, સત્ય અસત્યનું પારખું કરવાનું મન તો થયું, પણ એણે ખૂબ દારુ ઢીંચ્યો હતો. એની સલાહ નકામી થઇ પડશે એવું એને લાગ્યું. બત્તી પ્રકટાવી, ઓરડાના ખૂણે ખૂણે એણે તપાસ કરી. બારણું જોયું તો ત્યાં તાળું વાસ્યું હતું. બારી ઉઘાડી બહાર જોયું. એકાએક પવનનો સુસવાટો આવ્યો અને બારી બંધ થઇ ગઈ. એને કાંઇ ન સૂઝયું. એ મુંઝાયો. એણે પોતાના શક્તિવિહોણા દેહને આરામ ખુરશી પર ઢાળી દીધો. અર્ધોક કલાક અચેતન દશામાં બેઠો રહ્યો. પછી મનને શાન્ત કરવા નોંધપોથીમાં આ અનુભવકથા ધ્રુજતે હાથે ટપકાવી.

૬

એક સાથે બે વિચારો મગજમાં ન રહી શકે, અને તીડી, સત્તો અને એક્કો–એ જ વિચારે ઉમરાવજાદીના મૃતદેહને વિસરાવી દીધો : તીડી, સત્તો ને એક્કો એના મનમાં ઘૂમ્યા કરતા હતા. કોઇ સુંદર લલનાને જોઈ તે કહેતો કે "કેવી સુંદર! જાણે લાલની તીડી!" કોઇ વખત પૂછે તો કહેતો કે "સાતમાં ત્રણ થયા છે!" તીડી, સત્તો ને એક્કો જ તેની નજર આગળ તરવરતાં. હવે તેને એક જ ઝંખના હતી. એ પાનાંનો ઉપયોગ કરી ખૂબ પૈસાદાર થવું.

મોસ્કોમાં પૈસાદાર જુગારીઓ ભેગા થતા. ચેકાલીન્કી તેમાં નેતા હતો. નરૂમાની મારફત હરમન ત્યાં ગયો. હસ્તધૂનન કરી શાન્ત ચિત્તે રમત શરૂ કરી.

"હું જીતીશ જ," હરમન શ્રદ્ધાપૂર્વક બોલ્યો.

"શું મૂકો છો?"

"સુડતાળીશ હજાર." હરમને બેફીકરીથી જવાબ આપ્યો.

આવી જબ્બર રકમ મુકાતી જોઇ બધા સ્તબ્ધ જ થઈ રહ્યા.

"આપ જરા વધારે મૂકો છો. પચીશ હજાર રાખો તો ઠીક." ચેકાલીન્સ્કી બોલ્યોઃ "અને આવી મોટી રકમ મૂકી તો કોઈ જ રમ્યું નથી."

'રમવું છે કે નહિ?' ગર્વપૂર્વક હરમન બોલ્યો.

ચેકાલીન્સ્કીએ શરમના માર્યા હા પાડી. હરમને બેન્કની નોટોનો ખડકલો પોતાની બેગમાંથી બહાર કાઢ્યો. રમત શરૂ થઇ.

હરમને તીડી માગી. જોનારા તો સ્તબ્ધ નયને આ બધું નીરખી રહ્યા. પાનાં ફેંકાયાં.

"હું જીતું છું." પોતાની બાજૂ પર પડેલી તીડી દેખાડતાં હરમને કહ્યું. એનું હૃદય ગર્વથી ફૂલ્યું. એણે જીવનની બાજી જીતી હતી.

બધે કોલાહલ થઈ રહ્યો. ચેકાલીન્સ્કી ખીજાયો, પણ આ કડવો ઘુંટડો ગળી ગયો.

'લાવો પૈસા.' હરમન નોટો ઉપાડી, શરાબનો પ્યાલો ખાલી કરી, ચેકાલીન્સ્કી સાથે હસ્તધૂનન કરી. અડગ ડગલાં ભરતો ચાલી નીકળ્યો.

બીજે દિવસે સાંજરે બધા ફરી ભેગા થયા. રમત શરૂ થઇ. હરમને સત્તો માગ્યો અને જીતીને દિગ્મૂઢ થયેલા પ્રેક્ષકો વચ્ચેથી લગભગ બે લાખ રૂપિઆની નોટોનો થોકડો બેગમાં નાખી ચાલી નીકળ્યો.

હવે તો હોહા થઈ રહી. આખું ગામ ખળભળી ઊઠ્યું. હરમન માગે તે પાનું નીકળે છે અને ગજબ જીતે છે. આ રમત શહેરભરમાં ચર્ચાતી થઇ પડી.

આજે ત્રીજી અને છેલ્લી રમત હતી. પ્રેક્ષક વર્ગનું ટોળું ઉભરાણું હતું. ચેકાલીન્કી નિસ્તેજ અને મૌનયુક્ત બેઠો હતો. ગર્વિષ્ઠ હરમન વિજેતાની દૃષ્ટિ ફેરવતો હતો. બન્ને પક્ષ તરફથી પોતપોતાની સર્વ સંપત્તિ હોડમાં મુકાણી. રમત શરૂ થઈ, સર્વત્ર નીરવ શાન્તિ પ્રસરી રહી.

જાણે એક મહાન દ્વંદ્વયુદ્ધ ચાલવાનું હોય!

રાણી અને એક્કો એમ બે પાનાં પડ્યાં.

"એક્કો જીતે છે." ગર્વિષ્ઠ હરમને પોતાનું પાનું ઉંચકતાં રાડ નાખી.

"ભલે ત્યારે આ રહ્યો એક્કો! આપ નામદારને તો છે ફૂલેવરની રાણી" પોતાના પક્ષમાં આવેલું એક્કાનું પાનું ઊંચું કરતાં ચેકાલીન્કીએ હર્ષના ઉન્માદમાં ત્રાડ પાડી.

હરમન, જાણે એકાએક ઘા લાગ્યો હોય તેમ, હેબતાઈ ગયો. ચેકાલીન્કીએ ઉછળતા હૃદયે બધી નોટો પોતાના તરફ ખેંચી.

ફૂલેવરની રાણી હજી સામે ટેબલ પર પડી પડી હરમન સામે અટ્ટહાસ્ય કરી રહી હતી ત્યાં અચાનક જાણે જૂની ઓળખાણ સાંભરી આવી હોય તેમ, "વૃદ્ધા ઉમરાવ–" હરમન ગાંડો બની બરાડા નાખવા લાગ્યો.

'તીડી, સત્તો ને એક્કો!' તે બકવા લાગ્યો.

× ×

લીઝા એક સારા જમીનદારને પરણી.

ભાવનગર

૯:૭:૩૨

# સોય

સોય જેવી ઝીણી અને નજીવી વસ્તુ પર મહત્ત્વભર્યું લખી નાને માથે મોટી પાઘડી પહેરાવ્યાનો પ્રસંગ પ્રાપ્ત કર્યો કહેવડાવ્યા બરોબર લાગે છે, પરંતુ મનુષ્યને સર્વત્ર અને સર્વકાળે ઉપયોગી નીવડતી સોય ખૂબ આવકારપાત્ર ઠરી છે, એ ડાહ્યા પુરુષે પળવાર પણ વિસરવું ન ઘટે જાણે કે જીવન સાથે તે કેમ જડાઇ હોય તેમ કેટલાક તો ટોપીની બખોલમાં કે ડગલાની સાંધમાં કે કાપડના તાણાવાણાની દરાડોમાં હરહંમેશ રાખી મૂકે છે. મુસાફરીએ નીકળનાર દોરીલોટો આવશ્યક માને તેમ કેટલાક અગમચેતીવાળા લોકો સોય વિષે સમજે છે. આંગ્લદેશ-ભાષાના સાહિત્યમાં સૌથી પ્રથમ સુખાન્ત નાટક તો સોય પર લખાયું છે. મનુષ્યને જ્યારે પોતાની નગ્નદશાનું શરમભર્યું જ્ઞાન થયું હશે ત્યારે લજ્જાનો પ્રવેશ થયો હશે. લજ્જાના પ્રાબલ્યે અંગઢાંકણરૂપ વસ્ત્રાભૂષણ અને એ પછી અંગને અનુકૂળ થાય એવી સીવણકામની કળા ઉદ્ભવ્યાં આ સીવણકામમાં સોયના

---

૧. આ સુંદર નિબંધિકા એના લેખકની મૌલિક કૃતિ છે; એની પ્રેરણા પણ એમને સ્વયંસ્ફુરિત છે; માત્ર, અમુક વાક્યો-વિચારો બને તેટલાં તીક્ષ્ણ બનાવવા તેમણે યોગ્ય શબ્દોની શોધ બને ત્યાંથી કરી છે, છતાં એની રજુઆત પાછી એમની પોતાની છે એ ઉમેરવું જરૂરી છે. —સંચાલક

ચીંથરામાં પણ જીવનતત્ત્વ પ્રેરવા પ્રયાસ કરે છે, અને તેમાં તે અમરપણું પ્રકટાવતી હોય એમ જીવંત બનાવી દે છે.

સોય કાપડના અખંડિત તાકાને સાવયવ બનાવવાનું કાર્ય કરે છે. ઉપયોગી અંગઢાંકણની સામગ્રી તૈયાર કરવામાં સાથ દઈ એકતાનતા લાવે છે–આકારયુક્ત પોશાકમાં પલટી પહેરવાશક્ય બનાવે છે.કુશાગ્ર બુદ્ધિ જેવી તીક્ષ્ણતાવડે સોય તાણાવાણામાં પેસી પેર નીકળે છે. દોરાવડે વસ્ત્રની પાંસળીઓમાં હાથ પ્રસારી વૃક્ષના મૂળની જેમ વસ્ત્રના મૃદુ પ્રાણને મુઠ્ઠીમાં પકડી રાખી તાંતણા વચ્ચે સહકાર સાધે છે. કોઈના હાથની કલાને કે સ્વાભાવિક કલાવૃત્તિને હાનિ પહોંચાડ્યા વિના કાપડનો અલ્પ ભાગ જે ઘસાવાથી, ઝડકો ભરાવાથી, ખેંચાઇ તૂટી જવાથી, આપમેળે ફાટી જવાથી, કસાઇ જવાથી છૂટો પડી ગયો હોય તેમાં ફરી પાછી એકવિધતા આણે છે.

સોયની તીક્ષ્ણ અણી અને સુમધુર કલ્પનાના બળવડે કલાના અણગણ નમૂના ઉતારાય, કાપડમાં રંગબેરંગી સાથીઆ પૂરાય, અપ્સરાઓનાં નૃત્ય દોરાય અને જીવનસુમનની એકેક પાંખડી જેવી ભાતભાતની કારીગીરી અંકિત થાય. પુષ્પોના હારતોરા કલગી, જૂઇની ચાદરો, મોગરાની ઝાલરો, બકુલની સેરોવડે શિરીષ, પોયણાં, પંકજ અને ગુલાબકેતકીના ફૂલોચકી દેવમંદિરનાં સિંહદ્વારો કે શ્રાવણના ફૂલહિંડોળા ભરવા સોય અઢળક સૌંદર્યથી સાથ આપે છે. પ્રિયતમને ગળે આરોપવાની ફૂલની વરમાળ અને પ્રિયાને અંબોડલે ભરવાની વેણીની ઇચ્છા સોય વિના અધૂરી રહી જાય છે.

એ સોયવડે પહેલાંની કલારસિક બહેનો કીડિયાની સૌભાગ્યસેર પરોવતી. અલક-મલક દહોણી વહી લાવવા સહાયભૂત થતી ઇંઢોણી મોતીથી ગૂંથતી. દેવદ્વારે નવધાન્યની નાનીનાની ઢગલી પૂરવા અથવા પૈ–પૈસો મૂકવાની કેડે લટકતી કોથળી નાના

મણકે ભરતી. ભાતભાતના તોરણોની કારીગીરી કરતી. મખમલની બિછાત પર જગપટનો ખુલ્લો ખ્યાલ રજૂ કરતી ચોપાટની બાજી પ્રેમમયી ઉલ્લાસથી ભરતી. સોય આ દરેક વસ્તુ પર કલાનો જુદો જુદો આંક પાડતી.

પ્રાચીનકાળથી ચાલતા આવેલા પુરાતન સંસ્કારોથી અશિક્ષિત સ્ત્રીઓનું દાક્ષિણ્ય સોયદ્વારા સચવાતું આવ્યું છે, એટલે આજે પણ શિક્ષણપદ્ધતિમાં મોટો ફેરફાર થવા છતાં સોય તરફનો પ્રેમ તલભાર પણ ઘટ્યો નથી. સ્વચ્છ વિશાળ ખંડની વચ્ચે ગોઠવેલા ગોળ મેજ પર ભરતકામનાં સાધનો અસ્તવ્યસ્ત પાથરી, ખુરશી પર બેઠેલી, સીવણકામના કેટલાક નમૂના હસ્તગત કરવા રંગભરી હથેલીઓ નચાવતી નવશિક્ષિત કન્યા એની સ્વેચ્છા તથા વિવિધતાના આનંદથી સોયવડે કેવી ઓપે છે ?

ગ્રામોફોનની સોય રેકર્ડે રેકર્ડે નૌત્તમ ગાણાં ગાય છે. ઝીણા તારની અંગુઠી પહેરી વીણાના કે તંબૂરાના હૈયેથી મંદ મંજુલ સંગીતસુધા વહેવડાવનાર તો સોય જ ને ? શારદાનો વાહક મયૂર પણ ઉન્મત્ત બને, દેવો પણ સ્વરમુક્ત બને, વાતાવરણ પણ શાંત રવમુક્ત બને એવા એવા અદ્ભુત સૌંદર્યયુક્ત સ્વરોને વિશ્વમાં અખંડિત વહેતા મૂકનાર સોય માટે કોને માન ન જાગે ?

વિજ્ઞાનથી ઉત્પન્ન કરેલા બળ કરતાં મનુષ્યનાં ચાતુર્ય અને હાથબળવડે ઉત્પન્ન કરેલી સોય જેવી ઝીણી નિકૃષ્ટ વસ્તુ અદ્ભુત અને અપૂર્વ છે. યાંત્રિકબળની સ્તુતિ ગાનાર મુડીદારો અને અર્થશાસ્ત્રીઓ કરતાં ફિલસુફો અને ચિંતકો સોયને ઉચ્ચતર ગણશે. એના કાર્યને પ્રિય અને આહ્લાદક માનશે. યંત્રથી હાથની બારીક કારીગરીનો અંતર નાશ થવા બેઠો છે, તેને સોયે કેટલેક અંશે બચાવ્યો છે. દરજીના કુળનું મંડાણ કરી, વિધવાઓ માટે મોટા તૂણવાના કાર્યમાં સહાયક થઈ, કપડાં સીવવાના સંચામાં પટપટ કામ કરી નાંખી, જીવનગુજરનું સાધન બની સમાજ પર મહદ્ ઉપકાર કરે છે. . . . . . :-

પરંતુ સોયના આ સુંદર કાર્ય કે મહદ્ ઉપકારથી અંજાઇ ભૂલભુલામણીમાં અટવાવાનું કશું કારણ નથી. સોય બનાવવાની કાચી જણસ આપણા દેશમાં હયાત છતાં એના જેવી નજીવી વસ્તુ પણ આ યાંત્રિક યુગમાં છેક જ પછાત રહી આપણે બનાવી શકતા નથી. ખડતલ, વળે પણ માર્ગ ન મૂકે એવી ઇંગ્લાંડ જર્મનીથી, અને બરડ વળતાં તૂટી જાય એવી કાચી સોય જાપાનથી આવે છે. હજારો મણ લોઢાં ટીપી ખાનાર આપણા લુહારને તે બનાવતાં કમકમાં ઉપજે છે. એની કિંમત અને કાર્ય મોંઘું દીસે છે. શક્તિનો મોટો હ્રાસ થયેલો માને છે. વિલાયતમાં સોય જેવી નાનકડી ચીજને નાનીમોટી એંસી શસ્ત્રક્રિયાવિધિમાંથી પસાર કરી, એનું આ 'સાદું' કલાવિધાન કરી યોગ્ય આકૃતિ આપવામાં આવે છે. કોઇ એનાં તાર ખેંચે, બીજા એના કડકા કરે, ત્રીજા એનું નાકું ટીપે, ચોથા કાણું પાડે, પાંચમા એની અણી કાઢે એમ એની પરંપરા ચાલે એ રીતે બાવળના અંગાંગ પર કે ફાફડા થોરના સકળ દેહે ઉગેલા અગણિત કાંટાની સંખ્યામાં સોય નિમિષમાત્રમાં પરદેશી કારખાનામાં ઉત્પન્ન થાય છે. આ રીતે સોય એ પાશ્ચાત્ય દેશની પ્રગતિસૂચક એકલું સાધન જ બસ છે, અને ઉદ્યોગની બાબતમાં આપણું શરમભર્યું પછાતપણું સાબિત કરે છે. આ પ્રકારે સોય આપણી અશક્તિનો ખ્યાલ આપી પ્રગતિનો પાઠ ભણાવે છે સોય જેવી નજીવી વસ્તુની પ્રતિભાના મૂળમાં આર્થિક મૂલ્યના બોધપાઠ નથી એમ કેમ કહેવાય ?

સોયના સાદા રૂપમાં શોકોદ્ગારનું ટૂંકું કાવ્ય હોય એમ ગતકાળના ચિંતનના ડંખ જેવી ડંખે છે. આગળથી હવામાં અણી પ્રસારી એ ડંખ ઉત્કટરૂપે પ્રતીત કરવા સદાસર્વદા તૈયાર રહે છે. ગડીઓ પડી ગયેલા વસ્ત્રમાં, કરચલીઓ જડેલા ધાગામાં, લુગડાના ડૂંચામાં, ડગલાના સંધાનમાં, કે દહીની ગોટીમાં તે ક્યાંક છુપાઇ રહેતી હોય છે, અને તે પકડતાં ગફલતમાં

ઘેંચાઈ જાય છે; ત્યારે કુણાં ઘાસની અંદર છૂપાઇ બેઠેલા સર્પના ડંશ જેવી તીક્ષ્ણ વેદના ઉપજે છે. આકાશના તારકફૂલડાં જેવાં કુમળાં કુસુમની પાંખડીઓ કે કમળનાળ ચૂંટી માલણકન્યા હાર થવા સોય લઇ વીંધતી જોઇ આપણું હૃદય કેવું કંપી ઊઠે છે ? સુંદરતા અને હિંસા હંમેશાં થડોથડ રહે છે. એથી સોયની બધી કલાસેવા છતાંય એવી કલાભગ્નક્રિયા અને કર્તવ્યન્યૂનતા કેટલીક વખત આવા સ્વરૂપે પ્રત્યક્ષ થાય છે. અગર તો, સોય જ્યારે થીંગડું દેતાં માછલી વેગે નવા કાપડમાંથી જૂના ધાગામાં પેસે છે, ત્યારે પણ કોઇ નવલકથાની નાયિકા જેમ પ્રથમ પૈસાપાત્ર પુરુષના ખોટા મોહથી અંજાઈ પ્રેમમાં પડે છે પરંતુ પાછળથી આત્મભાન થતાં ભીખારી પણ સાચા પ્રેમીની ઉપાસક બને છે; એમ સોય વિશે કોઇ કવિ અંતરે દૈવી દર્શન થાય છે. જીવનમાં આમ જ ભૂલો કર્યા પછી સાચો રાહ સાંપડે છે. ચિંતામણિના પ્રેમમાં ભ્રષ્ટ બનેલા સુરદાસ સાચું જ્ઞાન પ્રાપ્ત થતાં સોયાના અણિયાવડે બહારનાં ચક્ષુ સદા માટે બંધ કરી આંતરચક્ષુવડે દિવ્ય પ્રકાશ પામ્યા હતા ને ? જેમ હોકાયંત્રની સોય વહાણની ગતિના દિશાસૂચન અર્થે અનિવાર્ય અને સર્વસુલભ સાધન છે; તેમ જીવનના દિશાસૂચન અર્થે પોતાના જીવનનું નાવ હંકારવા નૈતિક આદર્શની સોય પણ સત્યપથદર્શક છે. દોરની ગૂંચ ઊકેલવા તેને ચોળવાથી, તાણવાથી ન ઊકલે; પરંતુ સોયની અણી જેવી સૂક્ષ્મતાની સહાયતાથી ઊકેલ આણી શકાય. સોય જેવું કાર્ય એ જ સંસારનું સાર્થક્ય અને જીવનમુક્તિનો મંત્ર.

સોય ફેલડા(રીલ)ના દોરાને પગલેપગલે પોતાની સાથ દોરે છે. જ્યાં જ્યાં સોય વિચરે છે ત્યાં ત્યાં સ્નેહતાંતણા સમાન દોરો એની પૂંઠે પળે છે. બન્નેનું જીવન સમાન્તર વહ્યા કરે છે. કાતરના ઉંદરિયા સ્વભાવની સામે સોયદોરો ગુંદરના સ્વભાવનું કામ આપે છે. વાચનમાળાની પહેલી ચોપડીમાં આવતી કુહાડી અને સોયની તકરારના તથ્યાંશમાં અત્રે ન ઊતરતાં એટલી તો સિદ્ધ વાત છે કે સોય અને

દોરો એક બીજાને આડે ન આવતાં થીંગડા ને કાપડ વચ્ચે સંગઠન કરાવી આપે છે. સોય નવા યુગની ભાવના, ઉલ્લાસ અને નવરસો પ્રકટ કરી ઘણું રૂપાન્તર અને પરિવર્તન પેદા કરે છે. એથી કુહાડી કરતાં શ્રેષ્ઠ સ્થાપિત થઇ ચૂકી છે. આ સોયના ભાવ દર્શાવવા દોરો આધારભૂત બને છે. કવિ પોતાના ભાવો દર્શાવવા પ્રકૃતિના આકારોનું, દશ્યોનું અવલંબન કરે છે, તેમ સોય દોરાનું શરણબંધન સ્વીકારે છે. મનુષ્યને સંસારના બંધન જેવું સોયને પણ દોરાનું બંધન છે. મને સંસારનો સંબંધ માની લીધો છે. મનના બંધાઇ રહેવાના સ્વભાવ જેમ સોયને પણ દોરા સાથે નાતો છે. દોરો એ સોય માટે યજ્ઞોપવીત છે. એને વ્રતબંધન સંસ્કાર થયા હોય એમ વિનાબંધન મુક્તિ નહિ એ મતનું પ્રતિપાદન કરે છે. સંસારના જડચેતન સર્વ પદાર્થો બંધનને વશીભૂત થઇને જ કામ કરે છે: એ સિદ્ધાંત સોયમાં પ્રત્યક્ષ થાય છે તેથી તો દોરો સોયના કાર્યને વિસ્તારી શકે છે. સોયનો આશય પારખી લઈ તે તારના આકારોથી સોયની કલાને સંકેતરૂપે કે સૂચનરૂપે ચિત્રરેખામાં આલેખે છે. આ વખતે કલાના નમૂનામા સૌંદર્યની રેખા સમાન, વળાંકની છટા સાથે ત્રિવલ્લરીના દોર જેમ લાંબે વહે છે. અને કાપડના તાણાવાણાના સમગ્ર સમૂહની રચનામાં ક્યાંક વણાઈ અદશ્ય થઇ જાય છે. વિચારને પરિશુદ્ધ કરી જીવનમાં વણી લેવાથી સંસ્કાર કેળવાય છે; તેમ દોરો સંસ્કારરૂપ બને છે. તે કાપડના જીવનનિર્વાહના આધારભૂત બને છે. કાપડના તંતુઓમાં હજારો ફેરફાર કે ઘસારા લાગે ત્યારે તે તૂટે, ફાટે, ચીરાય, ફસાય કે ફસકે છે. ત્યારે સોય અને દોરો કલા અને જીવન જેમ એકબીજામાં પ્રાણ પુરે છે. સોય વિના દોરો ન સોહાય અને દોરાના સહીપણામાં લગભગ પતિપત્નીનું દ્વૈતાદ્વૈત છે; જેને જીવન સાથે ઘટાવવાથી તે ઘણા ઊંચા પ્રકારના મર્મ સાથે સંબંધ રાખે છે, અને જીવનના પરમ ધ્યેયને વ્યંજી રહે છે.

# સ્પેનિશ રંગભૂમિનો સ્રષ્ટા

**: લોપે દ વેગા :**

તમે તમારા બે હાથનાં આંગળાં પર [ પાશ્ચાત્ય ] જગતના સૌથી મોટા નાટ્યકારોનાં નામો ગણી જાઓ, તો તમે લોપે દ વેગાનું નામ છોડી દઈ શકશો નહિ. તેનાં નાટ્યસર્જનોના વૈવિધ્ય અને વિપુલતાએ; નાટ્યગૃહની આકારરચના, નાટક અને કાયમી નાટકમંડળી, એ ત્રણેના પરસ્પર સાહચર્ય તથા એકીકરણના કાર્ય પર તેણે પાડેલા પ્રભાવે; તેનાં બહુસંખ્ય નાટ્યવસ્તુઓએ; અને તેનાં રૂઢીબંધી[1] પાત્રોએ આખા ય [ પાશ્ચાત્ય ] જગતની રંગભૂમિને પોતાનો પાસ ચઢાવ્યો છે. પેઢીઓ ને પેઢીઓ લગી, છેક આજના દિન લગી, સર્વ [ પાશ્ચાત્ય ] પ્રજાઓના નાટકકારો, નટો અને અભિનયગુરુઓ ( ડાયરેક્ટર્સ ) લોપેના થાળમાં જમ્યા છે; અને તેમાંના ઘણાખરાએ પોતા પરના એ ઋણનો સ્વીકાર પણ કર્યો નથી.[2]

નવરત્ન દરબાર સરખા સાહિત્યકલાના રસોત્સવના યોજક અકબરશાહના રાજ્યારોહણને જ્યારે છ વર્ષ વીત્યાં હતાં; માદ્રિદ સ્પેનનું પાટનગર બન્યાને માત્ર એક વર્ષ થયું હતું;

---

૧. આગળ જતાં જણાશે તેમ, એ પાત્રો વીશીથી ગણાય તેટલાં જ નહોતાં પણ વીશેક હજાર હતાં.

૨. ન્યુયોર્કના 'થીએટર આર્ટસ મન્થલી' ના લોપે દ વેગાની ત્રિશતાબ્દીના ( ઓગ. '૩૫ ) વિશેષાંકના અગ્રલેખમાંથી.

જોન હૉકિન્સની વેસ્ટ ઇન્ડીઝની યાદગાર સફરને એક વર્ષની, શેક્સપીઅરના જન્મને તથા માઇકલ એન્જેલોના મૃત્યુને બે વર્ષની વાર હતી, ત્યારે સ્પેનની અર્વાચીન રંગભૂમિનો સ્રષ્ટા લોપે ડી વેગા, ઇસવીસન ૧૫૬૨ના નવેમ્બરની પચીસમીએ, એ નવા પાટનગરમાં જન્મ્યો હતો.

તે ૧૬૩૫માં મરણ પામ્યો: એ બનાવને આગલે વર્ષે ફ્રેંચ એકેડેમી સ્થપાઈ હતી; એકેડેમીને આગલે વર્ષે ગૅલિલિયોને એનો સાચા તરીકે 'સાબિત' કરાયલો કોપર્નિકન સિદ્ધાંત ગળી ખાવાની ફરજ ઇટાલિયન ધર્મસભા ઇન્કિવઝિશને પાડેલી; અને એ જહાંગીરી કૃતવાને આગલે વર્ષે યશસ્વી યુરોપીઅન વેદાંતી સ્પિનોઝાનો જન્મ થયો હતો. લોપે ડી વેગાના મરણ પછીનાં વર્ષો જોઇએ તો: ૧૬૩૮માં ગૅલિલિયોએ હવે સ્વદેશને બદલે પરદેશ નેધરલૅંડ્ઝમાં પોતાનો અમૂલ્ય ખગોળગ્રંથ પ્રસિદ્ધ કર્યો; ૧૬૩૯માં વિખ્યાત ફ્રેંચ નાટ્યકાર રાસીન જન્મ્યો; અને ૧૬૪૦માં પોર્ટુગલ સ્પેનથી સ્વતંત્ર થયું.

જે જીવન એને જંને છેડે—જેમ કેટલેક અંશે વચગાળામાં પણ—ઇતિહાસના નાનામોટા પરિવર્તની પ્રસંગોથી મંડિત હતું, તે ત્રોંતેર સંવત્સરોના દીર્ઘ બહુરંગી સાહસકર્મી ઉદ્યોગશીલ જીવનની જગત્સાહિત્યના ઇતિહાસમાં ખરેખર અદ્વિતીય એવી સૌથી આશ્ચર્યકર સિદ્ધિ એટલે લોપે ડી વેગાનાં બધાં મળીને બાવીશસો (૨,૨૦૦) જેટલાં નાટકો. જેણે એવા જીવન અને એવી ભરપૂર વાઙ્મયસેવાદ્વારા માત્ર સ્પૅનિશ નહિ પણ પશ્ચિમની સમગ્ર રંગભૂમિ પર ગાઢ અસર પાડી, તેના અવસાનની ત્રીજી શતાબ્દી ગયે વર્ષે (ત્યારે હજી ખૂનખાર અને હેવાનિયતભર્યા આંતરવિગ્રહના ચડસે નહિ ચડેલા) સ્પેને તેમજ યુરપ-અમેરિકાના બીજા દેશોએ ઘણા ઉમંગથી અને દબદબાથી ઊજવી. જે યુરોપી સાહિત્યકાર આ સ્થૂલ જીવનની ભૂમિકા છોડ્યા પછી ત્રણ શતકે પણ એટલું માન પામી શક્યો, તેના

જીવનકવનથી લગભગ છેક અજાણ્યુ એવા આપણે, એ શતાબ્દી-વર્ષ બહુ દૂર ગયા પહેલાં, તેને વિશે થોડું કૈંક જાણવાનો પ્રયાસ કરીએ એ, આપણા સામાન્ય જ્ઞાનની વૃદ્ધિ તેમ જ દૃષ્ટિ-વિકાસના લાભાર્થે, સર્વથા યોગ્ય બલ્કે આવશ્યક છે.

## લોપે-યુગનું સ્પેન

લોપે ડી વેગાએ ચાર વર્ષની ઉમરે પદ્યરચના કરવા માંડેલી અને બારતેરની ઉમરે નાટ્યરચના. એટલી કાચી વયે પણ તેણે આપવા માંડેલી આશાનો પહેલો પાક ઊતર્યો ૧૫૮૫માં, પોતે ત્રેવીશનો થતાં એનું પહેલું નાટક ભજવાયું ત્યારે. એ વર્ષથી આરંભાઈને એના મરણ (૧૬૩૫) સાથે પૂરી થતી અર્ધી સદી એટલે સ્પેનિશ જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં મહાકાય નરવીરોનો કાળ: એ યુગમાં થયો ટોલેડો-કર નામીચો ચિત્રક અલ ગ્રેકો, જેણે સંતો સામંતો અને ધર્માધ્યક્ષોનાં સમુજ્જ્વલ ચિત્રો દોર્યાં; અને માદ્રિદ-કર કલાધર વેલાઝક્વેઝ, જેણે પોતાની સંજીવની પીંછીએ અમર કર્યા સ્પેનના દમામદાર બાદશાહો તથા ખૂબસૂરત બેગમો; અને સર્વાન્તીસ, જગતની સૌથી જાણીતી નવલનો સર્જક; અને ફિલિપ ધ સેકંડ-જેણે શિકસ્ત આપવા મગતરા ડ્રેકને, માતંગ શા 'સ્પેનિશ આર્માડા'નો છેક ઓગણીસ-વીસમી સદી સુધીની આખી યે દરિયાઈ તવારીખમાં અજોડ એવો કાફલો સુસજ્જ કર્યો અને મોટીમોટી આશાએ હંકાર્યો ઉત્તર ભણી; અને આ આપણો અદ્ભુત ચરિત્રનાયક-સમય આવ્યે નાટકશાળા છોડી, ખભે બંદૂક ધરી, બંદૂકની નળીમાં વળી પોતાને તરછોડનારી પ્રિયાના પ્રેમપત્રોના ચૂરાને નળીમાં દેવાના ડૂચા (Wadding) તરીકે ધરબતો, કાફલાનાં જહાજોમાં કૂદી પડનાર—જે કે ત્યાં ય એ જિંદગી-ભરનો ફરફી સનમને સંબોધતાં ઊર્મિગીતો રચ્યા વિના અને સ્વીસ્વીને લલકાર્યા વિના રહી શકતો નહિ.

સ્પેનની ત્યારની જાહોજલાલી સારા ય જગતના ઇતિહાસમાં વિરલ કહેવા જેવી છે. ત્યારે એ ભૂમિ જગતની મહારાણી અને સાગરોની અધિષ્ઠાત્રી લેખે સર્વત્ર સન્માન પામતી હતી. તેનું સામ્રાજ્ય જેમ આ બાજુ અર્ધા યુરપમાં પથરાયલું હતું તેમ પેલી બાજુ અમેરિકાની સુવર્ણભોમમાં પણ ઠેરઠેર વિસ્તર્યું હતું. એ કાળે સ્પેનની આંખે, જગતના દેશોમાં, ઇંગ્લંડ એટલે એક ફૂલફૂટાકિયો છોકરો અને ફ્રાંસ એટલે સંસ્કારિતાનું ડોળઘાલુ ડીંગલું : બંને તુચ્છ હતાં સૈન્યદળની, કલાવૈભવની, સાહિત્યશોભાની મહત્તાએ મહોરતા બલવાન પ્રતાપી અને પ્રોજ્જ્વલ સ્પેનની સમક્ષ અને કેમ ન હોય ? એ દિવસોમાં હિંદ હજી ઇંગ્લંડને હાથ ચઢ્યું નહોતું અને ફ્રાંસના સાહિત્યસમ્રાટો તથા કલાધીશો, એમને પોષનારા શોખીલા રાજરાણાઓ, હજી જન્મ્યા નહોતા; પણ સ્પેનના મસમોટા બંદર સેવિલમાં તો, નિત ઊગ્યે, મૅક્સિકોની સોનાપાટો અને મોન્ટેઝુમાની રૂપાલગડીઓ ઢગલે ને ઢગલે ઠલવાતી હતી-દેશની આર્થિકસાંસ્કારિક ઉભય પ્રકારની ઉન્નતિમાં પ્રાણ ફૂંકતી અને પ્રભાવશાલિતા રોપતી હતી.

## એ યુગની રંગભૂમિ

એ સર્વ સિદ્ધિઓ જેમ લોપે ડી વેગાની જુવાની, પ્રૌઢતા અને વાર્ધક્યના સમયની, તેમ, એને કીર્તિમંત બનાવનાર સુઘડ, વિશિષ્ટ રંગભૂમિ સ્પેનમાં સ્થપાઇ એ પણ એ જ અરસામાં. લોપેનું પહેલું નાટ્યસર્જન પ્રજાને મળ્યું જો ૧૫૮૫ માં, તો માદ્રિદનાં જે બે સૌથી પહેલાં સ્થાયી નાટ્યગૃહો, તે ખુલ્લાં મુકાયલાં ત્યાર પહેલાં થોડે જ વર્ષ—કોર્રેલ ડી લા ક્રુઝ ૧૫૭૯માં અને કોર્રેલ ડેલ પ્રિન્સિપે ૧૫૮૨માં. એ બંનેમાં તેમ જ શાહે સ્પેનના રાજગઢનાં ખાસ બંધાવેલાં ભપકાદાર નાટ્યગૃહોમાં લોપેની રચનાઓ ભજવાતી થઇ, ત્યાર પહેલાંની સ્પેનિશ રંગ-

ભૂમિ એટલે મોટાં નગરોમાં નગરચોક અને નાનાં નગર કે ગામડાંમાં એના મુસાફરખાનાના વંડાનાં વિશાળ ચોગાન. એમાં એક પાસ ચોરસ આકારે ચાર લાંબી પાટલી ( વગરઓઠીંગણના બાંકડા ) ગોઠવાય; એની પર ચાર-પાંચ પાટિયાં સીધાં ને સરખાં મુકાય; પડદો સાદો એકાદ જૂની ધાબળીનો હોય અને ' વિંગ ' તરીકે સોનેરી વરખવાળા ચામડાંના લાંબા પટ્ટા લટકાવે; ' વિંગ ' માં છુપાઇને બેસે એ રંગભૂમિના સંગીતવિધાયકો—કશા વાદ્યબાદ્ય વગરના, અને, ત્યાં બેસી જૂનાં કથાગીતો યથા-પ્રસંગ ગાનારા; ભજવણીનો સરંજામ જુઓ તો, એક જ કોથળામાં સહેલાઇથી સમાય એટલો—ચચ્ચાર ખોટી દાઢી અને ખોટા ચોટલા અને ચાર લાકડીઓ; નટચમૂ ( એ નાટકમંડળીઓ ભમતા નટોનાં નાનાંમોટાં જૂથોની બનેલી હતી ) પૂરાં અર્ધો ડઝન માણસોનું બનેલું પણ નહિ અને તેમણે પાઠ ભજવવાનો ભરવાડ કે ભરવાડણનો, આફ્રિકન નીગ્રોનો, સ્પેનિશ ગુંડા વિદૂષક કે ગામડિયા ખલાસીનો; એમાંનાં બે અથવા ત્રણ વચ્ચે જે સંભાષણો એક પછી એક થાશે, તેનું નામ ત્યારનું સ્પેનિશ નાટક—પણ, અભિનેતા જ્યારે આપણા લોપેના પુરોગામી નટ લોપે ડી વેંડા જેવો પ્રતિભાશાળી પુરુષ હોય, ત્યારે, એવાં પ્રાથમિક ઉપકરણોની સાહ્યથી પણ એ પ્રેક્ષકોનાં દિલને કબ્જે કરી હલમલાવી શકતો. એ પ્રેક્ષકગણમાંના જે ગરીબ હોય તેમણે ખુલ્લા ચોગાનમાં કાં તો ઊભા રહેવાનું ને બહુ થાય તો પાટલીઓ પર બેસવાનું હતું અને પૈસાદારોએ આસપાસનાં ઘરોની અટારીઓ કે ઝરૂખામાં આશાયસથી બિરાજવાનું હતું.

## નાટ્યગૃહો, નટો, પ્રેક્ષકો

એ પ્રકારનાં ' નાટ્યગૃહો ' અને રંગભૂમિમાં લોપે ડી વેગાના સમયથી જે મુખ્ય ફેરફાર થયો તે એ કે નાટ્યગૃહો માટે હવે પાકાં મકાનો થયાં અને રંગભૂમિ પહેલાં જેવી કામચલાઉ નહિ પણ નાટકોને લાયક-જરા રીતસરની થઈ.

પણ શણગાર જેવું તો કે એ પ્રજાકીય નાટકશાળાઓમાં લોપેનાં નાટકો માટે પણ નહોતું. જેમ શેક્સપીઅરના તેમ એના બાણમાં, નાટક-ભજવણીની આસપાસનો બધો દેખાવ સાદામાં સાદો હોય છતાં, નટ કે નટીનું વ્યક્તિત્વ અને હાવભાવ, તેમ જ, પ્રેક્ષકોની ઓછીવધુ સંસ્કારી કલ્પનાશક્તિ, જે દૃશ્ય ભજવાતું હોય તેને પોતપોતાનાં મનશ્ચક્ષુ સામે હૂબહૂ ખડું કરી શકતી

એવા એ સમર્થ નટોનું માન પણ એ જમાનામાં ઘણું જળવાતું; સ્પેનિશ રંગભૂમિ એ પ્રધાનપણે નટોની સર્જેલી રંગભૂમિ ગણાતી; એમનાં ત્યારે નોંધી રખાયલાં અને કાળજીથી સાચવી રખાયલાં બે હજાર નામો આજે પણ વાંચી શકાય છે. એમાં સૌથી અગ્રણી, આલેખાયલાં પાત્રો સાથે પૂરેપૂરું તાદાત્મ્ય અનુભવીને એમને રંગભૂમિ પર જાણે પુનઃ સજીવન કરનાર નટ ડમિયન એરિયાસ અને નટીઓ જુસેપા વાકા, મેરિયા કાલ્દેરોં, તથા મેરિયા રિકાલ્મે છે. લોપેએ પોતે અને એના સમકાલીનોએ એ સર્વની અભિનયકલાનાં વખાણ ફુલ્લા દિલે કર્યાં છે. જુસેપાની કલા પર તો લોપે ડી વેગા એટલો મુગ્ધ હતો કે એ કલાવતીથી પ્રેરાઈને જ તેણે તેના ભજવવા સારુ ખાસ 'લાસ આલ્મેનાસ ડી ટોરો' એ હાસ્યરસપ્રધાન નાટક રચ્યું હતું.

એવાં એ રંગીલાં અને કુશળ નટ-નટીઓ લોપેનાં નાટક ભજવે તે જોવા આખું ય માદ્રિદ ઉલટતું. ખેલ શરૂ થવાનો વખત બપોરના બેનો, પણ તેથી ઘણો વહેલો પ્રેક્ષકગણ ઉભરાતો. દરવાજે દાખલ થવાનો ભાવ એક 'રેઆલ' લેવાતો અને બેઠકના બીજા ચાર. પોતપોતાના દામ આપીને 'પિટ' વર્ગવાળા વચ્ચેની ખુલ્લી જગ્યામાં ઊભતા કે પાટલીએ બેસતા; એમની વચ્ચે આવીને શહેરની સામાન્યાઓ બેસતી અને આસપાસનાઓ જોડે શિષ્ટા–

શિષ્ટ જ્યાંદરાજી ચતુરાઈથી ચલાવતી; ખાસ ‘ બૉક્સીસ ’ની બેઠકોમાં ‘ મારક ’નાં મોંઢાંકણવાળી કુલવધૂઓ અને કુમારીઓ પણ લોપે સરખાની પ્રતિભાનાં સર્જનનો રસાસ્વાદ માણવા આવતી. આજનાં સિનેમાગૃહોમાં વચ્ચેવચ્ચે ફરફર કરે છે તેવા મિઠાઈ-બિઠાઈના ફેરિયા ત્યારે સોળમી સદીમાં પણ નાટક ચાલતું હોય ત્યારે જે વચ્ચે આવીઆવીને ભૂખ્યાંને ખાવાનું પૂરું પાડતાં તેમ નાટ્યરસનાં તરસ્યાંની રીસ જગાડતા. અને ‘ મોસ્કેટેરોસ ’ વર્ગના ‘ પિટ્ ’ના પ્રભુઓનો હર્ષોદ્‌ગાર કે શીસકારો ત્યાં ભજવાતાં સર્વોત્તમ નાટકોની આવરદા લંબાવી કે ટુંકાવી શકતો.

એ લૌકિક યાને ‘ પૉપ્યુલર ’ નાટ્યગૃહોથી નિરાળાં એવાં રાજવી નાટ્યગૃહો પણ પાટનગર અને એનાં ઉપનગરોમાં બાંધવામાં આવતાં. લોપે ડી વેગા છેક ઘરડો થયો ત્યારે એને માત્ર ૨૫૦ ‘ ડયુકેટ ’નું વર્ષાસન આપનાર ફિલિપ ધ ફોર્થે પોતાની રાણીને રીઝવવા તથા કીર્તિ કમાવા એવાં ત્રણ સુરમ્ય નાટ્યગૃહો હોશિયાર ઈટાલિયન કલાકારોની સહાયથી લખલૂટ ખર્ચે ઊભાં કર્યાં હતાં. એમાં દૃશ્યો, પડદા, પ્રકાશયોજના, બધું ખૂબીદાર અને એ કાળે સર્વાંશે અપૂર્વ ગણાય તેવું તૈયાર કરવામાં આવ્યું હતું. એમાંના એકમાં લોપેકૃત ‘ લા સેલ્વા સિન એમોર ’ ઠાઠમાઠથી ભજવાયલું, એટલો વળી એ નસીબદાર.

વીસમી સદીના જગતમાં ફ્રાંસ સૌંદર્યપરિધાનની અને હોલીવૂડ ફિલ્મોની ફેશન પ્રવર્તાવે છે, તેમ સોળ-સત્તરમી સદીના જગતમાં સ્પેન પશ્ચિમની આખી ય આલમમાં રંગભૂમિની ફેશન પ્રવર્તાવતું હતું. એ રંગભૂમિમાં એવો વ્યાપક પ્રભાવ પ્રગટાવનાર લોપે ડી વેગાનું જીવન પણ અનેક રીતે પ્રભાવી અને રંગભાવી હોય, પ્રેમશૌર્યના બહુબહુ ધૂપછાંવનું અનુભવનાર હોય, અને એ અનુભવોનો નિષ્કર્ષ એનાં સેંકડોની સંખ્યાએ

ગણાતાં નાટકોમાં ઊતર્યો હોય એ જેટલું સ્વાભાવિક તેટલું જ કુતૂહલજનક છે. એ જીવનનું પહેલાં રેખાત્મક દર્શન કરી લઈએ અને પછી એનાં નાટકો અને નાટ્યકલાનો બને તે આછો-પાતળો પરિચય સાધીએ.

## બાળક લોપેનું કવિત્વ

ઈસવી સોળમી સદીના છઠ્ઠા દસકામાં ઉત્તર સ્પેનના એક પ્રાંત (હાલ ઓવિયેડો કહેવાતા) આસ્તુરિયાસના ડુંગરાળ પ્રદેશમાં આવેલી કેરિયેડો નદીના તીરે વેગા ગામમાં ફેલિક્સ ડી વેગા કાર્પિયો નામે જુવાન સ્પેનિયાર્ડ રહેતો હતો. સંજોગ-વશાત્ પોતે બેકાર થતાં તે આજીવિકાનું સાધન શોધવા માડ્રિડ આવ્યો હતો, પત્ની ફ્રાંસિસ્કાને વતનમાં જ મૂકીને. શોધનાર જે શોધવા માડ્રિડ આવ્યો હતો, તે તેને ત્યાં મળ્યું કે નહિ એ તો કોઈએ નોંધી રાખ્યું જણાતું નથી; પણ જે શોધવા તે નહોતો આવ્યો તે—એક પ્રેમપાત્ર—તો એ મોજીલા શહેરમાં તેને હાથ ચઢી જ ગયાની સાખ ઈતિહાસ પૂરે છે પરંતુ એ સુખ (કે સુખાભાસ) ઝાઝો વખત ચાલ્યું નહિ. થોડા જ વખતમાં ફ્રાન્સિસ્કા, અધીરાઈ કે અદેખાઈની મારી, વેગાથી માડ્રિડનો લાંબો પંથ કાપીને આવી પહોંચી. એ વખતે એના શોખીન પતિદેવને પોતાનો શોખ જતો કરવો પડ્યો પહેલાં ઘર સાથે ઘરવાળીને પણ ત્યજનારે હવે માશૂકને ત્યજી, ઘરવાળીની જ સાથે દેશના એ પાટનગરમાં રીતસરનું ગૃહસ્થજીવન પાછું ગાળવા માંડ્યું થોડા વખતમાં એમને ત્યાં, ૧૫૬૨ના નવે-મ્બરની પચીસમીએ, પુત્રનો જન્મ થયો. એનું નામ તેમણે પાડ્યું લોપે, જે પાછળથી લોપે ડી વેગા નામે સાહિત્યમાં પ્રખ્યાત થયો.

ગત જન્મોના અનુભવસંચય સાથે તો બધા જીવો આ પાર્થિવ જગતમાં જન્મ ધરે છે; પણ કેટલાક, ગત જન્મોની

જ્ઞાનસંપાદનની શક્તિ પણ પ્રત્યક્ષપણે સાથે લાવે છે. ભાષાના અહણધારણની એ પ્રકારની શક્તિ બાળક લોપેમાં હતી. તેથી એ પાંચમે જ વર્ષે માત્ર સ્પૅનિશ નહિ–લૅટિન પણ વાંચી શકતો હતો અને દસમે વર્ષે તો લૅટિનમાંથી કવિ ક્લૉડિયનની 'ડી રાપ્ટુ પ્રોસર્પિની' એ કવિતા તેણે સ્પેનની એક બોલી કાસ્ટિલિયનનાં પદ્યમાં ઉતારી પણ હતી. એમ જ, પોતે કલમ ઝાલી શકે તેવડો થયા પહેલાં પણ તે પદ્યો રચતો અને ઉચ્ચારતો, તથા પોતાનાથી મોટી વયના (એટલે કે લખી જાણનાર) ગોઠિયાઓને એ ઉતરાવતો–બદલામાં ખાવાનું, ચિત્રો કે રમકડાં તેમને આપીને.

લોપે ડી વેગાનું પહેલું નાટક એની બાર વર્ષની ઉમરે લખાયું. એનું નામ હતું–એ નામ જાણે એના પોતાના ભાવિ જીવનનું સૂચક હોય તેમ–'એલ્ વર્દાદેરો એમાન્તે' ("The True Lover–સાચ્ચો આશક") એ લખાણમાં નાટક તરીકે કેટલી ભલીવાર હશે તે તો સમજી શકાય તેવું છે. પણ, તેમાં ક્યાંક ક્યાંક એની અસ્ફુટ પ્રતિભાના ચમકાર તો જરૂર છે.

લખવાની લત જેને એટલી વહેલી લાગી હોય, તે નિશાળનું લેસન તો સરખી રીતે શાનો કરે? એટલે, મોટી વયે આખી ય સમકાલીન તથા અનુગામી પ્રજાનો નાટ્યગુરુ નીવડનાર એ છોકરો પોતાના ગુરુનો તો ઠોઠ નિશાળિયો જ હતો. નિશાળમાંથી તે ઘણી યે વાર નાસી જતો; અને એ વખતે માડ્રિડના નગરચોકને ખૂણે ત્યારની (ભમતી સ્પૅનિશ તેમ જ હાસ્યરસના નટ ગનાસ્સાવાળી ઇટાલિયન) નાટકમંડળીઓ જે કૌશલયુક્ત અને ઊંચાં નાટ્યતત્ત્વવાળાં નાટકો ભજવતી, તે નિહાળવામાં તલ્લીન બનતો.[૧] એમ કરતાં કરતાં જગત જોવાની ઝંખના

૧. એ બનાવો એના બારમા વર્ષના. પછી પાંચસાત વર્ષે માડ્રિડનાં જે પહેલવહેલાં નાટ્યગૃહો ખુલ્લાં મુકાયાં તેમાં તે વખતે પણ લોપે ત્યાં હાજર હોવાનું અનુમાન થયું છે.

એક વાર-તેરમે વર્ષે-તો એના દિલમાં એટલી પ્રબળ ઊઠી કે તે એક દહાડો ઘર અને ગામ છોડીને એક ભાઈબંધની જોડે નીકળી પડેલો. બંને થોડે સુધી-શહેરનાં એક બે પરાં વટાવીને-પહોંચ્યા ત્યાં તો, ખોરાકી માટે વીંટીઓ અને બટન વેચવા જતાં બંને સાહસિકો પોલિસના હાથમાં જઈ ચડેલા. પોલિસ અમલદારો આમ તો સાહસશૂરા હોય, પણ આ બાલસાહસની બૂઝ તેમણે કોણ જાણે કેમ જાણી નહિ-એઉને સંભાળપૂર્વક એમના ઘરભેગા કરી દીધા.

## કવિ સિપાહી બને છે

એ સાહસ તો એમ અધૂરું ઊતર્યું પણ લોપેના દિલમાં સાહસવૃત્તિનો જે ઉછળતો ઝરો હતો તે એકાદ અંતરાયથી રોકાય તેમ નહોતો, એકાદ જાળે શોષાય તેમ નહોતો. એ વૃત્તિએ હવે નવું વહેણ શોધ્યું. ચૌદમે વર્ષે (૧૫૭૬) માતપિતા ખોયા પછી તુર્ત તે સ્પેનિશ નૌકાસૈન્યમાં માર્ક્વિસ ડી સાંતાક્રૂઝની ટુકડીમાં જોડાયો (૧૫૭૭). એ નોકરીને અંગે તે પોર્ટુગલ અને આફ્રિકામાં જે જે લડાઈ લડ્યો તેમાં તે હુમલો કરવે હમેશાં મોખરે અને પાછો વળવે સૌથી છેલ્લો, એવી બહાદુરીથી લડતો.

કિશોર લોપેનો બાહ્ય જીવનનો અનુભવ એ રીતે ઠીકઠીક વહેલો શરૂ થઈ ગયો, પણ વાઙ્મયનિર્મિતિના તેના જીવનકાર્યમાં એટલો જ અગત્યનો જે વિશેષ બુદ્ધિવિકાસ, તે થવો હજી બાકી હતો. એ વિકાસ માટેનો પ્રારબ્ધયોગ પણ તેને મળી રહ્યો, ૧૫૭૮માં પોતે સ્વદેશ પાછો ફર્યા બાદ એવિલાના બિશપ નામે ડોન જેરોનિમોને ત્યાં તેણે નવી નોકરી લીધી ત્યારે. લોપેનાં રચેલાં આશાસ્પદ ગોપગીતો અને ગોપજીવનનું પ્રહસન 'લા પેસ્ટોરલ ડી જેસિન્તો' એ સંસ્કારસંપન્ન માયાળુ ધર્માધ્યક્ષના જોવામાં આવતાં, તેણે, પોતાના એ કવિ-પરિ-

ચારકને રીતસરના વિદ્યાભ્યાસનો હજી બની શકે તે લાભ અપાવવા માટે, તેને પોતાને ખર્ચે અલ્કાલાના વિદ્યાપીઠમાં મોકલ્યો, જ્યાં એ માજી સૈનિક અને ભાવિ સાહિત્યસમ્રાટે ફરી એક વાર વિદ્યાર્થીજીવન થોડો સમય ગાળ્યું. એ ગાળામાં તેણે ત્યાં ધર્મશાસ્ત્ર ફિલસુફી ગૂઢ વિદ્યાઓ ('ઑકલ્ટ' સાયન્સીસ') ગણિત : એ વિષયોનો કેટલોક અભ્યાસ કર્યો.

લોપે અલ્કાલા ગયો ત્યારે એની ઉમર તો સોળસત્તરની જ હતી પણ તેના તરવરિયા સ્વભાવને એ વાતાવરણ તથા શાસ્ત્રીય અભ્યાસ ઝાઝો રુચ્યો નહિ હોય; કેમ કે વિદ્યાપીઠમાં પૂરું વરસ પણ ગાળ્યા વિના તેણે માદ્રિદ આવીને નોકરી શોધવા માંડી અને ડયુક ઑફ આલ્વાનું મંત્રીપણું મળે તેમ હતું એ સ્વીકારી લીધું. આ સમયે જ તેણે એ કાળે જાણીતા યુરોપી સાહિત્યકાર સન્નાઝેરોની કૃતિના નમૂના પર 'આર્કેડિયા' એ ગદ્યપદ્યાત્મક રચના લખી. એમાં કેટલીક રંગદર્શિતા ને કાવ્યત્વ છે, ગોપ-કાવ્યનાં અને વીરરસપ્રધાન મહાકાવ્યનાં તત્ત્વો છે, પણ સાથે સાથે વધુપડતા દ્વિઅર્થી શબ્દપ્રયોગો જેવી એ કાળની શૈલી-કૃત્રિમતા પણ ઠેકઠેકાણે છે.

વિદ્યાપીઠ છોડીને જ્યારે-૧૫૭૯માં કે '૮૦માં-લોપે પાછો માદ્રિદ આવ્યો ત્યારે ત્યાંની રંગભૂમિ પર જેમ (ભવિષ્યમાં એનાં જ નાટકોને પોતપોતાની તેજસ્વી અભિનયકલાદ્વારા લોકપ્રિય કરનાર) નટીઓનો પહેલીવારકો પ્રવેશ-અને તે, ઈંગ્લંડમાંના તેવા પ્રવેશ કરતાં પણ ૫૦ વર્ષ વહેલો-થઈ ચૂક્યો હતો, તેમ, તેણે પોતે પણ સંખ્યાબંધ નવાં નાટકો લખ્યાં હતાં. નાટકકાર તરીકેની એની ખ્યાતિ ૧૫૮૦-૮૫ના અરસામાં તો એટલી વધી હતી કે તેના સમકાલીન સર્વાન્તીસે નોંધ્યા પ્રમાણે, લોપે એ વખતે પોતાની માત્ર ત્રેવીશની ઉમરે પણ સ્પેનના સૌથી અગ્રિમ બુદ્ધિશાળીઓમાંનો એક ગણાતો થયો હતો. તે

એ રીતે પોતાની બુદ્ધિશક્તિથી સાહિત્યસેવીઓમાં માનનું સ્થાન પામ્યો તેમ રંગભૂમિની દુનિયામાં પણ પોતાના છટાદાર દેખાવ અને શોખીલા પહેરવેશથી, ચપળ જબાંદરાજીથી પણ, ઘણાંને પ્રિય થયો હતો.

## પ્રેમની મોજ—અને સર્જનની

એ દુનિયાના એ સમયના રંગીલા અને જલદ વાતાવરણે લોપે ડી વેગા જેવા તેજીલા વ્યક્તિત્વવાળા અને રંગભાવી સાહિત્યકારના જીવનમાં જે અનેક મીઠાકડવા પ્રસંગો–પ્રેમના અને બીજા–આણ્યા તેની વિગતોમાં અહીં ભાગ્યે ઊતરી શકાય. એનાં નાટકો સ્વીકારનાર નાટકમંડળીના વ્યવસ્થાપક જેરોનિમો વેલાઝ્‌કવેઝની પરણેલી પુત્રી એલીના સાથે એનું પ્રેમમાં પડવું; એ પ્રેમનો સ્વીકાર; પ્રેમની એ આગનું લોપેના દિલમાં ઠંડું પડવું; પ્રિયાના પિતા જોડે ઝગડો; નાટકો બીજા વ્યવસ્થાપકને હાથ જવા માંડવાં; વધુમાં, પહેલા વ્યવસ્થાપક અને તેનાં કુટુંબીઓ સામે-તેમનામાંની પોતાની પ્રેયસી ફિલિસ ઊર્ફે એલીના સામે સુદ્ધાં-કસીદા યાને નિન્દાત્મક કટાક્ષકાવ્યો લખીલખીને લોપેનું મિત્રમંડળીમાં એ વાંચવું; એ દુઃસાહસને પરિણામે બદનક્ષીનો દાવો, જેનો ચુકાદો એવો આવ્યો કે લોપેએ માદ્રિદ-ત્યાગ કરવો પડે (૧૫૮૮): ત્યાગ કરીને તે બીજા પ્રાંત વેલેન્શિયામાં જાય છે, એક મિત્ર ક્લોડિયો કોન્ડેની સાથે; એ મિત્ર વળી કંઈ આફતમાં આવી કેદમાં પુરાતાં લોપે તેને છોડાવે છે; પોતાની સજાની મુદત (દસ વર્ષ) પૂરી થયા પહેલાં, સજા થયા પછી ત્રણ જ મહિને, પહેલાંની એક બીજી પરિચિતા ઈસાબેલને ઝંખતા લોપેનું માદ્રિદ આવવું; મિત્રોની મદદથી એ યુવતીના અપહરણનો પ્રયાસ; મિત્રો પર એ ફરજ છોડી, લોપેનું કાયદાની બીકે માદ્રિદથી ભાગવું; તેની વતી, એક અવેજી વર તરીકે, એના એક મિત્રનું ઈસાબેલને પરણવું; દરમ્યાન લોપેનું લશ્કરી જહાજ "સાન જુઆન'માં દરિયાઈ

સેનાના સિપાહી તરીકે સ્પેનિશ આર્માડામાં જોડાવું; ત્યાં વળી કોઈવાર ફુરસદ મળે ત્યારે ત્યારે એને હાથે પ્રેમકાવ્ય 'લા હર્મોસ્યુરા ડી એન્જેલિકા'નું રચાવું: આવા કેટલાક મુખ્ય બનાવો તેણે અલ્કાલા વિદ્યાપીઠ છોડ્યા પછીના દસકામાં બન્યા હતા.

૧૫૮૯ની શરૂઆતમાં લોપે પાછો સ્વદેશ આવ્યો. આ વખતે તેણે ( માડ્રિડ તો હજી જવાય તેમ નહોતું તેથી ) વેલેન્શિયામાં પોતાપૂરતું ઘર માંડ્યું. ઇસાબેલ રાજધાનીમાંથી ત્યાં જતીઆવતી. થોડે સમયે તેને એકેક પુત્ર અને પુત્રી થયાં.

હવે લોપેએ પોતાની કલાભક્તિ પણ ફરીથી આદરી. એલિનાના પિતા સાથે લોપેનો સંબંધ બગડ્યા પછી એનાં નાટકો જે નવા વ્યવસ્થાપક ગાસ્પર ડી પોરીસે સ્વીકાર્યાં હતાં, તે માડ્રિડથી વેલેન્શિયા આવીને લોપેને મળી ગયો અને " તમે જેટલી ઝડપથી નાટકો લખી શકો તેટલીથી લખો, હું એને એટલી જ ઝડપે તખ્તા પર ઉતારતો જઈશ " એવી બાંહ્યધરી આપીને, તેણે આપણા જુવાન નાટકકારને ઘણી કીર્તિ અને કેટલાક પૈસા કમાવાની સરળતા કરી આપી.

એ નાટકો મોટે ભાગે હાસ્યરસપ્રધાન હતાં, જે એ વખતે ' Cape and sword' અથવા 'comedies of intrigue' કહેવાતાં અને જેની સાથે લોપે ડી વેગાનું નામ મુખ્યત્વે જોડાયલું છે તે. લોપે એ પ્રકારનાં નાટકો લખતો જાય; ગાસ્પરનો કાસદ બબ્બે મહિને આવીને એ લઈ જાય; એવી જ રીતે વધુ કાસદો પણ પછીથી આવતા અને સંતોષાતા થયા; એમ કરતાં કરતાં, ૧૫૯૫માં, બીજા કોઈએ નહિ ને એને સજા કરાવનાર વેલાઝ-ક્વેઝે જ માડ્રિડમાંની સ્પેનની વડી અદાલતને અરજી કરી કે લોપે ડી વેગાની બાકીની સજા રદ કરી તેને અહીં પાટનગરમાં પાછો આવવા દ્યો, એનું આપણું સાહિત્યરત્ન દેશને ખૂણે પડ્યું પડ્યું જ ઝાંખું એ કે આપણે માટે સારું નથી—આવી ઘટનાઓની પરંપરા બનતાં, લોપે એ સાલમાં ફરી એકવાર માડ્રિડ આવ્યો.

સુખનો દિવસ એમ ફરી ઊગ્યો ત્યાર પહેલાં બે વર્ષે, તેની પત્ની વેલેન્શિયામાં તેની પાસે એક વાર માંદીમાંદી આવેલ અને મરણ પામી હતી. બીજી વારનાં લગ્ન ડોના જુઆના ડી ગાર્ડો સાથે થયાં ત્યાર પહેલાં—અને પછી પણ! —તેને કેટલીક, એની ઓછીવધુ વફાદારી પામતી પ્રિયતમાઓ હતી તેમનામાંની કેટલીકથી તેને પ્રજા પણ થઈ હતી. જુઆનાને પેટે ૧૬૦૫માં અવતરેલો લોપેનો અતિપ્રિય પુત્ર કાર્લોસ સાત જ વરસની વયે મૃત્યુ પામ્યો હતો.

## ઉમરાવોના મંત્રીપદે

૧૫૯૫થી ૧૬૦૫ : આ દશકા દરમ્યાન લોપેએ ડ્યુક ઑફ આલ્બાના બીજી વારના મંત્રી તરીકે તથા વારાફરતી બીજા ત્રણ ઉમરાવોને ત્યાં—માલ્પાઈકા, સારિયા અને લેમોસના માર્ક્વિસોને ત્યાં-એ જ પ્રકારની નોકરી કરી હતી. મંત્રીપદનું કામ હળવું જ; બાકી તો, એ જમાનાની એ એક રીત હતી, સાહિત્યના સેવકને પોષવાની લોપેને આમ આજીવિકા સંબંધી સગવડ થઈ ગએલી તેથી જ ૧૬૦૪ની સાલ સુધીમાં એનાં નાટકોની કુલ સંખ્યા અઢીસોએ તો પહોંચી ચૂકી હતી. તેમાંનું એક ' લાસ બોડાસ ડેલ આલ્મા ય એલ્ એમોર ' ( ' આત્મલગ્ન અને દિવ્ય પ્રેમ ' ) ૧૫૯૯માં સ્પેનના રાજકુટુંબમાંના એક લગ્નસમારંભવેળા રચાયલું.

૧૬૦૫માં લોપે ડ્યુક ઑફ સેસ્સાનો મંત્રી બન્યો. આ વેળા પોષક અને પોષિતનો પરસ્પર મેળ સારો જામવાથી, બંનેનો સંબંધ ચિરંજીવ નીવડ્યો. એવો મેળ જામવાનાં કેટલાંક કારણ હતાં. છવ્વીસ વરસનો એ ભરજુવાન સ્પેનિશ ઉમરાવ શાયરીનો પરખંદો અને પોષણહાર હતો તેમ ઇશ્કબાજીનો પણ એક્કો હતો. આપણા કવિરાજને પણ, ઉપર જોયું તેમ, એ બંને વાતનો છંદ હતો. આથી, સેસ્સાના રહસ્યમંત્રી અને મિત્ર-

વર્ષ તરીકેની ફરજો લોપેને ઘણી મનગમતી થઇ પડી. તે જેમ પોતાના પ્રેમપત્રો લખતો, તેમ સેસ્સાને પણ એની પ્રિયાઓ પ્રત્યેના પત્રો, કોઇ વાર ઉષ્ણ પ્રેમે ધગતા તો કોઈવાર ઉષ્માવંત પ્રેમે હુંફાળા તો કોઇ વાર ટંડા પ્રેમે કાતિલ, એમ યથાપાત્ર લખી આપતો. એ જ રીતે, પ્રેમવિષયક કાવ્યો અને કવિતકાંમાં લોપે પોતાનું દિલ ઠલવતો; અને સેસ્સાનું દિલ પણ, એની આજ્ઞા થયે, એવી સુન્દર રચનાઓમાં ઠલવી આપતો

નાટકો લખવાની તેની પોતાની પ્રવૃત્તિ પણ મંદ પડી નહોતી. અને ૧૬૨૭ લગીમાં તેનાં નાટકોનો સરવાળો પાંચસોની સંખ્યાએ પહોંચ્યો હતો. તેમાંનાં કેટલાંક લૌકિક રંગભૂમિ માટેનાં સામાજિક નાટકો હતાં; કેટલાંક રાજકુળના લગ્નપ્રસંગો માટેનાં પ્રહસનો હતાં; તો વળી થોડાં, સ્પૅનિશમાં 'ઑટો' કહેવાતાં ધાર્મિક ઉત્સવોમાં ભજવવાનાં નાટકો હતાં. તેવા એક ઉત્સવમાં તેણે સેંટ ટેરેસાની પ્રશસ્તિરૂપે રચીને ગાઈ બતાવેલું ભક્તિકાવ્ય એમાંની કાવ્યકલાને તેમ જ એના રચનારની ઉત્કૃષ્ટ સાભિનય ગાનકલાને કારણે પણ અત્યંત લોકપ્રિય થયું હતું. એ ઉત્સવોમાં કોઇ વાર પાદપૂર્તિ વગેરેની કવિઓની સ્પર્ધા ચાલતી તેમાં પણ લોપે અવારનવાર ભાગ લેતો હતો.[1]

---

૧. આ નિબંધનો ઉત્તરાર્ધ આવતા અંકમાં છપાશે ને એને છેડે, નિબંધ માટે વાપરેલાં લખાણોની યાદી પણ આવશે.

ડૉ. કીથે પોતાનો "સંસ્કૃત નાટક" ઉપરનો ઉચ્ચ કોટિનો ગ્રંથ ૧૯૨૪માં વિલાયતમાં પ્રસિદ્ધ કર્યો; તેમાં જે જે સમર્થ જર્મન, ફ્રેંચ વગેરે વિદ્વાનોએ આગળ સંશોધન કરેલું તેનાં તત્ત્વો પણ સુંદર રીતે તારવી લીધાં છે. નવી ઐતિહાસિક દૃષ્ટિથી, સમગ્ર વિષયનાં સાંગોપાંગ અભ્યાસ, અન્વેષણ ને દૃષ્ટાંતયુક્ત આકર્ષક તત્ત્વચર્ચા, એમણે કરી સ્તુતિપાત્ર, મૌલિક ગ્રંથ રચ્યો છે. એ પુસ્તકના ત્રીજા વિભાગમાં, 'નાટકના વિવિધ પ્રકાર' ('The Types of Drama') ઉપર બરાબર સાત જ પાનાંમાં (પૃ. ૩૪૫-૩૫૧) આ આખો વિષય બહુ યુક્તિથી સમાવી દીધો છે. ભરતનું 'નાટ્યશાસ્ત્ર', ધનંજયનું 'દશરૂપ' ને વિશ્વનાથનું 'સાહિત્યદર્પણ'–આ ત્રણ મુખ્ય ગ્રંથોનો આધાર લીધો છે. પાશ્ચાત્ય પદ્ધતિથી તત્ત્વપરીક્ષા કરી, નાટક, પ્રકરણ, સમવકાર, ઇહામૃગ, ડીમ, વ્યાયોગ, અંક, પ્રહસન, ભાણ, અને વીથી–એમ દશ પ્રકારો વિષે દશ ફકરામાં નોંધ કરી છે.

પછીથી, વિવિધ સ્વરૂપમાં વિકાસ પામેલાં, અઢાર ઉપરૂપકો ક્યારે ચોક્કસ અસ્તિત્વમાં આવ્યાં તેનો ડૉ. કીથ નિર્ણય કરી શકતા નથી; રીતસર વિગતવાર નોંધ પહેલી 'સાહિત્યદર્પણ'માં (ઇ. સ. ૧૩૮૩) જોવામાં આવે છે. ખાસ વિચારવા જેવાં ઉપરૂપકોમાં, નાટિકા, પ્રકરણિકા, સટ્ટક તથા ત્રોટક જ ગણવામાં આવ્યાં છે; કારણ કે, બીજાં ઉપરૂપકોનાં દૃષ્ટાંતો પ્રાચીન નાટ્ય સાહિત્યમાંથી જડતાં નથી. આ ઉપરથી ડૉ. કીથને એમ માનવાનું કારણ મળે છે કે બાકીનાં જે ગૌણ ઉપરૂપકો છે તે નૃત્ય, વાદ્ય ને સંગીતના સવિશેષ આધારે રચાયલાં હશે.

જ્યારે નાટ્યશાસ્ત્રનાં આ બધાં રૂપકો તથા ઉપરૂપકોનો નાટ્યસાહિત્યના વિકાસની દૃષ્ટિથી વિચાર કરીએ છીએ ત્યારે તો ડૉ. કીથને એમ જ લાગે છે કે જો આપણે નાટક, પ્રકરણ,

નાટિકા, વ્યાયોગ, પ્રહસન તથા ભાણ બાદ કરીએ તો તો પછી બીજા બધા પ્રકારો મહત્ત્વના નથી. એ વિદ્વાન્ વિવેચકને તો એમ પણ લાગે છે કે બાકીનાં ઘણાખરા પ્રકારો પ્રસિદ્ધ નાટ્યસાહિત્યમાંથી ભાગ્યે જ ઉત્પન્ન થયા હશે; રૂઢિચુસ્ત કેટલાક લેખકોએ શાસ્ત્રના પ્રમાણે પછીથી કેટલાક નિરર્થક પ્રયોગો કર્યા હોય તેવો વધારે સંભવ છે.

આ ઉપરથી, એટલું તો સ્પષ્ટ થાય છે કે પાશ્ચાત્ય વિદ્વાનોને આપણા સંસ્કૃત નાટકોનાં રૂપકો ને ઉપરૂપકોમાં ઊંડો રસ પડતો નથી; તેમને કેટલાક પ્રકારો તો કેવળ નિરર્થક કે કપોલકલ્પિત જેવા લાગે છે. નાટ્યશાસ્ત્રનો કોઈ પણ મુખ્ય હેતુ સિદ્ધ કર્યા વિના, જીવન વિનાની કૃત્રિમ ઝીણવટ તથા કારણ વિનાની ઉપાધિ આવા પ્રકારો ને ઉપપ્રકારોની છણાવટમાં તેમને લાગે છે. અત્યારના ઉપલબ્ધ સાહિત્યમાં આવા સૂક્ષ્મ ભેદો તદ્દન ગૌણ લાગે છે; અને નાટ્યશાસ્ત્રનાં મૂળ તત્ત્વો સાથે એ ભેદોને બહુ સંબંધ જણાતો નથી. થોડાક સુંદર અપવાદો સિવાય, એક જ ઢબનાં નાટકો અને એક જ ઢબનો વિકાસ–પછી નાયક કે નાયિકામાં ગમે તે સૂક્ષ્મ ભેદ પાડો. હિંદ બહારના વિદ્વાનો તો મોટે ભાગે એમ જ માને છે કે રસશાસ્ત્રના અતિ સૂક્ષ્મ પણ કલાયુક્ત ને મનહર ભેદોમાં જ સંસ્કૃત નાટ્યશાસ્ત્રની સાચી સેવા સમાયલી છે.

આપણા નાટ્યશાસ્ત્રના સામાન્ય અભ્યાસની દૃષ્ટિથી આ હકીકત સમજાય તેવી છે; પરંતુ, જે ઉત્કૃષ્ટ અભ્યાસ છે તે ધીરજ ને ખંતપૂર્વક સંશોધન કરી, પ્રાચીન નાટ્યશાસ્ત્રનાં અંગો ને ઉપાંગોને નવી દૃષ્ટિથી વિચારી તત્ત્વપરીક્ષા કરી, માનવજ્ઞાનમાં નિરંતર વૃદ્ધિ કરે છે. ઉચ્ચ શિક્ષણયુક્ત જિજ્ઞાસુઓ માટે પ્રો. માંકડે, ડૉ. કીથનાં સાત પાનાંમાંથી, પોતાના ગ્રંથનાં બસો અગિયાર પાનાં સુધી, આ વિષયના ઊંડાણમાં ઉતરી, ઘણો નવો

પ્રકાશ પામ્યો છે. નાટ્યશાસ્ત્રનાં અને નાટ્યસાહિત્યનાં જેટલાં પુસ્તકો કે પ્રતો તેમને મળી શક્યાં તેનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરી, વિવેકબુદ્ધિ વાપરી, ભેદો ને ઉપભેદોમાં સરળતાથી ઉતરી, આવો મૌલિક ગ્રંથ રચવા માટે, તેમની શક્તિને ધન્યવાદ ઘટે છે.

પ્રો. માંકડે પોતાનો વિષય આઠ પ્રકરણોમાં વહેંચી દીધો છે. પહેલા પ્રકરણમાં, 'નૃત્ત, નૃત્ય તથા નાટ્ય' શબ્દોના વિવરણમાં, પાંડિત્યયુક્ત છતાં સરલ ચર્ચા કરી, નાટ્ય ને રૂપકનો ભેદ પણ સ્પષ્ટ કર્યો છે. એના સારરૂપ એમ કહી શકાય કે નૃત્ત એ ભાવપ્રધાન હોય છે; નૃત્ય એ તાલપ્રધાન હોય છે; અને નાટ્ય એ રસપ્રધાન હોય છે. બીજા પ્રકરણમાં, નાટ્ય અને રૂપકના વધારે સૂક્ષ્મભેદોમાં ઉતરી, નૃત્ય, સંગીત તથા અભિનય છેવટ રૂપકમાં વિકાસ પામે છે ત્યારે કેવી પરાકાષ્ઠાએ પહોંચી શકે છે તે સમજાવ્યું છે. સંગીતક, કાવ્ય, પ્રેક્ષા, સમાજ—વગેરે શબ્દોમાંથી છેવટ રૂપક, લગભગ દસમી સદીમાં ચોક્કસ અર્થમાં વપરાયો તે જણાવ્યું છે. ત્રીજા પ્રકરણમાં, રૂપકના દસ પ્રકારોમાં બહુ ઝીણવટથી, વિવિધ ગ્રંથોના આધારે ઉતરી, નાટક, પ્રકરણ, સમવકાર, ડિમ, ઈહામૃગ, વ્યાયોગ, અંક, પ્રહસન, ભાણ, તથા વીથીનાં યોગ્ય દૃષ્ટાંતો પણ ઠીક પ્રમાણમાં આપ્યાં છે.

ચોથા પ્રકરણમાં, પ્રો. માંકડ પોતાનું ખરેખરું મંતવ્ય રજૂ કરે છે: બધાં રૂપકો ક્રમે ક્રમે નાટક કે પ્રકરણની પરાકાષ્ઠાએ કેવી રીતે પહોંચી શક્યાં અને તેમનો ક્રમશઃ વિકાસ, અંકો, પાત્રો વગેરેની દૃષ્ટિથી, કેવી રીતે સાધી શકાયો તે તેમણે શ્રમપૂર્વક સમજાવવાનો પ્રયાસ કર્યો છે: એકાંકી ભાણમાંથી દ્વિઅંકી પ્રહસન, પછી ચાર અંકવાળાં ઈહામૃગ ને ડિમ અને છેવટ નાટક ને પ્રકરણનો પૂર્ણ વિકાસ—વગેરે (પૃ. ૮૩.). 'ભગવદજ્જુકમ્'માં એમ જણાવવામાં આવ્યું છે કે બીજા પ્રકારો નાટક ને પ્રકરણમાંથી ઉત્પન્ન થયા છે; આનો વિરોધ કરવામાં

આવ્યો છે. પાંચમા પ્રકરણમાં નાટક અને પ્રકરણમાંથી જ પ્રશાખાઓ જેવા વિસ્તરેલા ચાર નાટચપ્રકારો ( નાટી કે નાટિકા, પ્રકરણી કે પ્રકરણિકા, તોટક કે ત્રોટક, ને સટ્ટક ) ઉપર વિવરણ કર્યું છે.

છઠ્ઠા પ્રકરણમાં, જેને નૃત્યપ્રકારો કહેવામાં આવે છે તેવાં ઉપરૂપકો એક પછી એક લઇ, શાસ્ત્રીય પદ્ધતિથી, ગ્રંથ પછી ગ્રંથનો આધાર લઇ, તેનો વિગતવાર અભ્યાસ કર્યો છે. અને આ સઘળો ઊંડો અભ્યાસ પ્રો. માંકડે એક કોષ્ટક (Table) તૈયાર કરી તારવ્યો છે આ સૂક્ષ્મ તારવણી જ એટલી મૌલિક છે કે એના ઉપરથી જ કોઇ યુનિવર્સિટિ તેમને માનદ ઉપાધિ આપવા પ્રેરાય: દરેક ઉપરૂપકના આધારભૂત ગ્રંથ ઉપરથી, તત્ત્વચર્ચા, વસ્તુ, સંગીત, અંક, નાયક, રસ, નાયિકા, સન્ધિ, વૃત્તિ—વગેરે દૃષ્ટિથી, બહુ જ ઉપયોગી સરખામણી કરી, સુંદર સામગ્રી રજૂ કરી છે. પછીથી, સાતમા પ્રકરણમાં આ નૃત્યપ્રકારોનો કેવો ક્રમશઃ વિકાસ થયો હશે તેનો વિચાર કર્યો છે. તેમાં ( પૃ. ૧૩૫ ) પોતાનું મુખ્ય મંતવ્ય ( Thesis ) છે તે સુંદર રીતે સ્પષ્ટ કર્યું છે: નૃત્તપ્રકારોમાંથી નૃત્યપ્રકારો કે ઉપરૂપકોનો ક્રમશઃ વિકાસ ને તેમાંથી નાટચપ્રકારો કે રૂપકોનો ક્રમશઃ અંગે અંગનો વિકાસ થતાં, ' નાટક ' કે ' પ્રકરણ'ના રૂપમાં સંસ્કૃત નાટચપ્રકારની પરાકાષ્ઠા. આ મંતવ્યના સમર્થનમાં છેલ્લું ને આઠમું પ્રકરણ લખ્યું છે. ઋગ્વેદમાં જે સંભાષણો કે સંવાદો છે તે શરૂઆતના નૃત્યપ્રકાર તરીકે ગણ્યા છે ( 'ભાણિક' જેવા ).

અંતમાં, પહેલા પરિશિષ્ટમાં બહુ ઉપયોગી એક યાદી આપવામાં આવી છે જેથી આપણે જાણી શકીએ કે નાટ્યશાસ્ત્રને લગતા ગ્રંથોમાં કયાં કયાં નાટકોનો ઉલ્લેખ છે. બીજા પરિશિષ્ટમાં નાટ્યશાસ્ત્રના પારિભાષિક શબ્દો ઉપર ઉપયોગી વિવરણ છે. અને, છેવટે, સંસ્કૃત ને અંગ્રેજી નામાવલિઓનાં આવશ્યક સૂચી-

પત્રો પણ છે. ઉપરાંત કેટલીક ઉપયોગી પ્રાસંગિક નોંધો તેમણે બે મહાન ગુજરાતી વિદ્વાનો—પ્રો. કે. હ. ધ્રુવ ને પ્રો. બ. ક. ઠાકોર—પાસેથી મેળવી નોંધી છે.

પ્રો. માંકડના આ સમર્થ સંદર્ભ વિષે ચર્ચા કરતાં, એ મુખ્ય ધ્યાન રાખવાનું છે કે કોઈપણ સંશોધનનું પુસ્તક સહુ વિદ્વાનોને પૂરો સંતોષ આપે તો જ સફળ ગણાય એ કેટલાકની માન્યતા ભૂલભરેલી લાગે છે; ફક્ત એટલું ખાસ આવશ્યક છે કે એ સંદર્ભમાં પ્રતિપાદન કરેલી વસ્તુ બુદ્ધિગ્રાહ્ય હોવી જોઇએ અને ન્યાયની દૃષ્ટિથી આપણા મનમાં બંધબેસતી બનવી જોઇએ. આ દૃષ્ટિથી વિચારતાં, આ સંદર્ભ, નવો મૌલિક વિચાર રજૂ કરવા છતાં, સંપૂર્ણ સફળ ગણી શકાય. એક પ્રાચીન મત, અભિનવગુપ્તનો, એવો છે કે આ બધાં ઉપરૂપકો ભરતના નાટ્યશાસ્ત્રમાં નહિ હોવાથી,કોહલે આ કપોલકલ્પિત સૂક્ષ્મ પ્રકારો પછીથી યોજ્યા હશે (પૃ ૧૦૨). નાટ્યશાસ્ત્રનો સામાન્ય નિયમ એવો છે કે પહેલાં નાટકો–રૂપકો–ઉપરૂપકો વગેરે લખાય અને પછી વિવેચકો તેમાંથી તત્ત્વચર્ચા કરી, વિવેચનશાસ્ત્રના નિયમો ઘડે; છતાં આટલા બધા સૂક્ષ્મ ભેદો ને પ્રભેદો જોતાં, એવું પણ બનવા સંભવ છે કે બીજ–ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે, અમુક મુખ્ય નાટકોના પ્રકારો અસ્તિત્વમાં હોય તે ઉપરથી, બીજા શું શું શક્ય છે એની કલ્પના કરીને ગૌણ સૂક્ષ્મ પ્રભેદો કેવળ કપોલકલ્પિત બન્યા હોય! આથી કોહલ જેવા વિવેચકે પોતાની કલ્પના કે બુદ્ધિના ઘોડા દોડાવ્યા હોય તે અસંભવિત છે એમ પણ કેમ કહી શકાય? જ્યારે આપણી પાસે ચોક્કસ કશી તવારીખ કે નોંધ નથી, અને ઘણાં પ્રાચીન ઉપરૂપકોની પ્રતો પણ જોવા મળી શકતી નથી, અને જે નામો છે તેની ચોક્કસ વિગતો જાણવાનું કશું સાધન નથી ત્યારે પંડિતો પણ મુંઝાય તેમાં શી નવાઈ?

આ મોટી મુશ્કેલી હોવાથી, અભિનવગુપ્તના આધારે કોહલ સાચા કે અર્વાચીન વિકાસશાસ્ત્રની દૃષ્ટિથી પ્રો. માંકડનો સંદર્ભ સત્ય, એ મહાપ્રશ્ન છે. છતાં એટલું તો ચોક્કસ કે પ્રો. માંકડે, નવી દૃષ્ટિથી, પોતાનાં પ્રમાણો એવી સ્પષ્ટતાથી ને એવાં સુરેખ રીતે રજૂ કર્યાં છે કર્યાં છે કે તેમનું મંતવ્ય સ્વીકારી લેવાનું મન તો જરૂર થઈ જાય છે. એટલે, એમનો સરસ સંદર્ભ બુદ્ધિગ્રાહ્ય છે તેમાં શંકાનું કારણ નથી.

પ્રો. માંકડે વિશેષ ઐતિહાસિક તથા તુલનાત્મક દૃષ્ટિ કેળવવાની જરૂર છે. પોતાના સંદર્ભના સમર્થનમાં, ગ્રીક, લૅટિન કે ઇંગ્રેજી નાટ્યના વિકાસ સાથે તેમના નાટ્યશાસ્ત્રની દૃષ્ટિનો વિચાર કર્યો હત તો તેઓ વિશેષ અસરકારક પ્રમાણો આપી શકત. દાખલા તરીકે, ઇંગ્રેજી નાટકોની શરૂઆત તેમનાં દેવળોમાં થતી પૂજાવિધિમાંથી અમુક રીતે જોઈ શકાય છે. ધાર્મિક પ્રચારની દૃષ્ટિએ જરાક સંગીત ને અભિનય સાથે ધર્મપુસ્તકનું વાંચન હોંસીલા પાદરીઓએ કરવા માંડ્યું અને શ્રોતાજનો મગ્ન થઈ ડોલવા લાગ્યા અને તે ઉપરથી 'મિસ્ટરી', 'મિરેકલ' ને 'મોરેલિટી'—વગેરે પ્રકારોનો વિકાસ થયો. પરંતુ; આ બધી વિગતોમાં ઉતરવાનો આ પ્રસંગ નથી; ફક્ત સૂચન માત્ર જરૂરનું લાગે છે.

અલબત્ત, આપણે ભૂલવું ના જોઈએ કે આ યુવાન અધ્યાપકનું કેટલાંક વર્ષોના સંશોધનનું આ પ્રથમ જ ઇંગ્રેજી પુસ્તક છે; હવે, જે કરવાનું રહે છે તે આની સાથેનું જ એક સંસ્કૃત નાટ્યશાસ્ત્રનું એવું સંશોધનનું પુસ્તક કે જેમાં આટલી વિશેષ તત્ત્વપરીક્ષાનો આકર્ષક રીતે સમાવેશ થતો હોય: (૧) ઉપલબ્ધ, પ્રકટ કે અપ્રકટ, નાટકોમાં, આપણા સંસ્કૃત નાટ્યશાસ્ત્રવિશારદોની દૃષ્ટિથી નાટ્યવસ્તુની તપાસ; (૨) વસ્તુવિકાસનો સાંગોપાંગ અભ્યાસ—બિંદુ, પતાકા, પ્રકરી વગેરે તથા પંચસંધિ

વગેરે–નો દરેક નાટકવાર-વિગતવાર વિચાર; (૩) પાત્રોની સંપૂર્ણ સમીક્ષા–નાટ્યશાસ્ત્રને આધારે ને કલાની દૃષ્ટિથી; (૪) રસશાસ્ત્રની દૃષ્ટિથી, મુખ્ય ને ગૌણ રસોનો તેમજ શુદ્ધ તથા મિશ્ર રસોનો નાટકવાર ઝીણવટથી વિચાર; (૫) ભાષાશાસ્ત્રની દૃષ્ટિથી, સંસ્કૃત ને પ્રાકૃત ભાષાઓનો વિવિધ પ્રકારનાં નાટકોમાં ઉપયોગ–તેની સફળતાનિષ્ફળતાનું શાસ્ત્રીય પૃથક્કરણ; (૬) ગદ્ય ને પદ્યના ઉપયોગોમાં વિશિષ્ટ કળાતત્ત્વોનો સમાવેશ; અને (૭) અલંકારશાસ્ત્રની દૃષ્ટિથી, ભિન્ન ભિન્ન નાટકોના કાવ્યવિલાસો કે કલાક્ષતિઓ–વગેરે વગેરે.

અને, આ બધાની ઉપરાંત, આપણા સંસ્કૃત નાટ્યશાસ્ત્રનો, વિવિધ દેશોના નાટ્યશાસ્ત્રો સાથેનો સાંગોપાંગ, તલસ્પર્શી તુલનાત્મક અભ્યાસ અર્પતો સંશોધનગ્રંથ તો હજી લખાવાનો બાકી છે જ.

આમ, આખો નાટ્યશાસ્ત્ર ને નાટ્યકલાનો વિષય ગંભીર, વ્યાપક ને સર્વદેશીય અભ્યાસ જ્યારે મ ગી રહ્યો છે, ત્યારે પ્રો. માંકડે, બહુ ડહાપણથી, શરૂઆતમાં, એક જ નાનકડા પ્રદેશ ઉપર એકાગ્ર ચિત્તથી, રૂપકો ને ઉપરૂપકોના ભેદો શાસ્ત્રીય રીતે, ને સરળ તથા બુદ્ધિગમ્ય ભાષામાં, સુંદર રીતે સ્પષ્ટ કર્યા છે; અને પૂર્વ તથા પશ્ચિમના સંસ્કૃત ભાષા–સાહિત્યના અભ્યાસીઓને પોતાના ઊંડા સંશોધનનો એવો સંગીન લાભ આપ્યો છે કે સહુ તેમના ઋણી બન્યા છે આવા આશાસ્પદ, સંશોધનપ્રિય, સંસ્કૃત તથા ગુજરાતીના અધ્યાપક સવિશેષ મૌલિક ને ઉજ્જ્વળ ગ્રંથો રચે અને ઊગતા ગુજરાતી વિદ્વાનોનું ગૌરવ દેશાંતરમાં પ્રસરાવે તે ભાવના સાથે વિરમું છું.

રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

# મનોરાજ્યનાં મૌક્તિકો

અનુસંધાન અંક ત્રીજાથી સંપૂર્ણ

આ પ્રકારનાં લેખનમાં એક ખાસ ભયસ્થાન છે. તે એ કે વિચાર પોતે ખાસ અસામાન્ય કે તેજસ્વી હોય તો પણ તેને આકર્ષક લેબાસમાં રજૂ કરવાનો મોહ ખાલી શબ્દજાળની બિછાત બિછાવવામાં કારણભૂત બને એવો પૂરતો સંભવ છે. આ ભયસ્થાન રા. ધૂમકેતુને સાવ નથી નડયું એમ નહિ કહી શકાય. આમાંના ઘણા વિચારોનું કથિતવ્ય સામાન્ય પ્રકારનું ગણાય તેવું છે, કેટલીક વાર અર્ધ કે ઊન સત્યો સિદ્ધાન્તોની પદવીએ ઠાવકી ગંભીરાઇથી રોચક સ્વાંગમાં ચઢી બેસી અસાવધ વાચકને આંજી નાખે તેવું પણ બને છે અને કેટલીક વાર કોઇ કોઇ વિચારોનો આત્મા ' નવે વેષે નવે દેહે ' ફરી નજરે ચડતો હોય એવું પણ બને છે. પણ રા. ધૂમકેતુને ન્યાય આપવા ખાતર કહેવું જોઇએ કે આવી ખામીઓ ઊડીને આંખે વળગે એટલા મોટા પ્રમાણમાં તો અહીં નથી જણાતી, અને જ્યાં જ્યાં જણાય છે ત્યાં ત્યાં પણ તે કર્તાની આકર્ષક રજુઆતને લીધે વાચકના દિલને એવી ગોઠી જાય છે કે તેને તેની સામે ફરિયાદ કરવાનું સૂઝે જ નહિ. ખરું પૂછો તો છૂટક ચિન્તનમનનના સંગ્રહ જેવા આવા વિષયને અને શુષ્કતાને નહિ જેવું જ અંતર હોય છે. તે એવો જ શુષ્ક રહે કે રસભર બને એ તો લેખક પોતાના વ્યક્તિત્વનું અને શૈલીચમત્કારનું એમાં જેટલું પૂરણ કરે તેના પર આધાર રાખે છે. રા ધૂમકેતુ એમને હવે તો સિદ્ધ થઇ ચૂકેલી ગદ્યશૈલીને લીધે એવી સરસતા એમનાં કથનમાં લાવી શકયા છે. રા. ધૂમકેતુ આપણા ગણતર શિષ્ટ ગદ્યલેખકોમાંના એક છેઃ તેમના સરળ છતાં સચોટ, મિતભાષી અને રસમધુર ગૌરવાન્વિત ગદ્યના નમૂના પ્રસ્તુત પુસ્તકમાં ઠેરઠેર જડે તેમ છે. કથિતવ્યને

ગૌરવ અને મરોડ અર્પવા એમણે ભાષાશૈલીના અનેક પ્રયોગો કર્યા છે. કોઇવાર એ કટાક્ષનો ઉપયોગ કરે છે, કોઇ વાર ચેસ્ટરટનના જેવી વિરોધાભાસી શૈલી અજમાવે છે. દા. ત.

દુનિયામાં જે ચીલા ઉપર ચાલે છે, તે ચીલા ઉપર ચાલતો જ નથી.

જેને જીવનમાં બધું જ ગમ્ય છે તેને કાંઈ જ ગમ્ય નથી.

કેટલીક વાર પોતાના વક્તવ્યને ગંભીરતાથી નિબંધશૈલીમાં રજૂ કરે છે તો કેટલીક વાર કોઇ મધુર ભાવના કે કલ્પનામાં એને વણી દે છે. વળી આ જુઓઃ—

એણે કહ્યું કે તમે નિરાશાવાળા છો. મેં કહ્યું કે સાથે બેસીને ઘડેલું સ્વપ્ન છિન્નભિન્ન કરનાર કોઈ મિત્ર તમને મળ્યો નથી.

નબળાઈનાં આંસુ ! તમે કવિતારૂપે કાં વહો ?

ન જીવેલા જીવનના પડઘા ! તમારું જ નામ કલ્પના ?

આ નમૂનાઓમાંના કર્તાના કથિતવ્યને આપણી બીજી રીતે મૂકવાનો, છતાં તેમ કરતાં તેની ચોટ લગીરે મોળી ન પડે એની સાવધાની રાખીને, પ્રયત્ન કરી જોજો, એટલે તમને રા. ધૂમકેતુની શૈલીની ખૂબી સમજાઇ જશે. મારી તો આ પરથી એવી ખાતરી બંધાઈ ગઇ છે કે રા. ધૂમકેતુએ પોતાની વિચારણાને આકર્ષક ને અસરકારક ઉઠાવમાં મૂકવાને વિચારમનનના મુદ્દામાલ કરતાં શૈલી ઉપર વધુ સભાન લક્ષ રાખ્યું લાગે છે. આ શૈલી આ પુસ્તકનું વિશિષ્ટ આકર્ષણ છે.

છતાં 'રજકણ' કાંઈ આ દિશામાં एकमेवाद्वितीयम् છે એમ રખે માનતા. કવિવર રવીન્દ્રનાથનું 'Stray Birds' તો તમે વાંચ્યું હશે અને એમાંની અગમ્યવાદી, કાવ્યમય, અર્થગંભીર ચિંતનકણિકાઓનો રસોપભોગ માણ્યો હશે જ. એ

ઉપરાંત ગુજરાતી સાહિત્યમાં એ જ શૈલીના લખાણુમાં સમય-દૃષ્ટિએ કદાચ પ્રથમ સ્થાનને પાત્ર એવી, શિષ્ટ, સંસ્કારી અને પ્રસન્નમધુર ભાષાથી ઓપતી, નવું જ રહસ્યદર્શન વાચનારાઓને કરાવતી કાકાસાહેબની 'વિચારકલિકા' તમે અદ્યાપિ ન જોઇ હોય તો તમારું પહેલામાં પહેલું કર્તવ્ય હવે એ કે તમારે 'કાકા કાલેલકરના લેખો' મંગાવી તેમાંથી એ સઘ વાંચી જવી. ગિજુભાઇનાં 'પ્રાસંગિક મનન' અને 'શાન્ત પળોમાં' એ બે પુસ્તકો પણ આ જ પ્રકારનાં ગણાય. પહેલા પુસ્તકને મુકાબલે બીજામાં ગિજુભાઈ આજન્મ શિક્ષકનો સ્વાંગ ઉતારી નાખી, ઘડીભર સાહિત્યકાર ને ક્યારેક કવિ પણ બની જતા લાગે છે; એને અંગે વૈવિધ્ય તેમજ ભાષાદૃષ્ટિએ કેટલાક સારા શૈલીપ્રયોગોને તેમાં ઉચિત સ્થાન મળ્યું હોઈ પ્રથમ પુસ્તકની અનુભવનિષ્ઠ છતાં સહેજ સુક્કી લાગતી વિચારણા કરતાં એમાંની ચિન્તરમણા રસભર લાગે છે. આ સિવાય, સહેજ ઠીકઠીક કહેવાય એવાં કોઇ કોઇ સામયિકોમાં 'સૌરભ' શીર્ષક હેઠળ પ્રગટ થતા રા. ભગવાનલાલ માંકડનાં ચિંતનવાક્યોથી તો સમકાલીન સાહિત્યપ્રવાહનાં રસિયાં તમે વાકેફ હશો. અને તાજેતરમાં પ્રગટ થએલા ખલીલ ગિબ્રાનના એક સુપ્રસિદ્ધ પુસ્તકનો રા. કિશોરલાલ મશરૂવાળાકૃત અનુવાદ 'વિદાય વેળાએ' આ પ્રકારના સાહિત્યમાં અમૂલ્ય ઉમેરો કરે છે. જે સરળ ભાષામાં ગહન તત્ત્વચિન્તન તેમાં રજૂ થાય છે તે ખરેખર અપૂર્વ છે. 'રજકણ'માં કાલેલકરના જેવી સર્વગ્રાહી વેધક વિદ્વત્તા ને અર્થપૂર્ણ ચિન્તનસંભાર અને 'વિદાય વેળાયે'માંનું અતિસરળ અને અતિસ્પષ્ટ તત્ત્વજ્ઞાન કદાચ નહિ હોય, તથાપિ આ પ્રકારના સાહિત્યમાં તેનું સ્થાન સાહિત્યદૃષ્ટિએ ઊંચું તો જરૂર ગણાશે એમાં શક નથી. મને

ખાતરી છે કે તમે જરૂર એવી ઇચ્છા પ્રદર્શિત કરવામાં મારી જોડે સહમત થશો જ કે આવી રજકણુ ખૂબ ખૂબ ઉરાડી રા. ધૂમકેતુ ગુજરાતી સાહિત્યાકાશમાં એનો મોટો વંટોળ જમાવે.

આ ઉપરાંત એંશી પાનાં રોકતા અમનિબંધો 'તેજ અને છાયા' નામક વિભાગમાં ઘણું સત્ત્વશાળી વાચન મળે છે. નર્મદની મહત્તા આંકવા મથતો તેજસ્વી લેખ: મહત્ત્વાકાંક્ષા અને પુરુષાર્થ વચ્ચેનું તમારા જેવાંને કદાચ જરા ઝીણું કાંતેલું લાગે એવું છતાં પ્રતીતિજનક ભેદદર્શન : "માત્ર સુધારાની ઉપલક દૃષ્ટિએ નહિ પણ પ્રજાકીય સમૃદ્ધિ, શારીરિક યોગ્યતા, સૌંદર્ય, કલાજીવન એ સઘળી દૃષ્ટિએ" જે કદી પૂરો તો નહિ ઊકેલાય એવા લગ્નના સનાતન કોયડાને ઊકેલવા મથતી સ્વતંત્ર વિચારણાઃ નવલિકાનાં લક્ષણ, સ્વરૂપ, જરૂરિયાતો વગેરેની મીમાંસા : આ સર્વ આ વિભાગનાં ઉજળાં અંગો છે.

પણ 'રજકણુ' વિશે આટલું બસ. છતાં અચ્યુતં કેશવં કરતાં અગાઉ, પ્રસંગ છે એટલે બીજાં પુસ્તકની પણ તમને પિછાણ કરાવી દેવી છે. એ પુસ્તકનું નામ છે 'ચબરાકિયાં.' જરા પારસીશાઇ લાગે છે, નહિં ? પણ એના લેખક રા. ફિરોજશાહ રુસ્તમજી મહેતા પારસી હોય ત્યારે બીજું શું થાય ? એ શબ્દ અંગ્રેજી શબ્દ 'એપિગ્રામ' (epigram) વાસ્તે લેખકે પોતે જ યોજ્યો છે. અને આમુખકાર પ્રો. દાવરને, કાકા કાલેલકરને તેમ જ અન્ય જાણીતા સાક્ષરોને એ શબ્દ ખાસ ખોટો નથી લાગ્યો. એટલે તમારા કાનને આ શબ્દથી હવે તો તમારે ટેવવાનું રહ્યું. મૂળ તો જાણે લાઠી સાહિત્ય-સંમેલન વેળા વાંચવા માટે સ્વીકારાયેલો આ નિબંધ છે, પણ 'એપિગ્રામ'નું ખાસ અલગ સ્વતંત્ર સાહિત્ય આપણે ત્યાં રચાય અને પુરોગામી સાહિત્યમાં છે એટલું સંગ્રહાય ને સંપાદાય એવી લેખકની શુભ મુરાદે તેમના આ નિબંધને પુસ્તિકારૂપે

પ્રગટ કરાવ્યો છે. આવો વિરલ ઉજાવવાની જરૂર તો હતી જ, અને સ્વાભાવિક રીતે હસમુખી અને હાસ્યપ્રિય ગણાતી પારસી કોમના એક બિરાદર એ પ્રયાસ ઉપાડી લે એ બરાબર જ થયું છે. પારસીશાઈ છાંટ વિના શુદ્ધ ગુજરાતી લખનારા પારસી લેખકોની યાદીમાં તમને આ 'ચબરાકિયાં' ના લેખકના નામનો ઉમેરો કરવાનું સૂઝતું હું.

પાંત્રીસ પાનાની આ પુસ્તિકાના ચાર ખંડ પાડવામાં આવ્યા છે. પહેલા ખંડમાં ચબરાકિયાં ( epigrams ) એ કોઈ નવી બનાવટ નથી એમ કહી પ્રાચીન સંસ્કૃત તેમ જ ગુજરાતી સાહિત્યમાંથી કેટલાક ચબરાકિયાંના નમૂના લેખક આપે છે. મને લાગે છે કે સંસ્કૃત તથા ગુજરાતી સાહિત્યનું જરા વધુ વાચન-પરિશીલન કર્યું હોત તો અહિં આપ્યા છે એના કરતા વધુ સારા નમૂના પૂરા પાડી શકાત. અખાના અનુભવબિન્દુમાંથી એક છપ્પય અહિં ટાંકવામાં આવ્યો છે એના કરતાં વધુ ચોટ ભરી સૂક્તિઓ કે ચબરાકિયાં અખામાંથી જથ્થાબંધ મળી શકે એમ છે બીજો ખંડ ચબરાકિયાંની ઉત્પત્તિ તેમ જ તેનો આછો ઇતિહાસ આલેખે છેઃ તેમાં તેનું આદિ જન્મસ્થાન ગ્રીસ કઇ રીતે છે એ જણાવ્યું છે. પણ ખરું જોતાં ત્રીજો ખંડ આખા નિબંધમાં ખાસ મહત્ત્વનો છે, એ માટે કે તેની અંદર ચબરાકિયાંના સ્વરૂપ તથા લક્ષણોની સહેજ શાસ્ત્રીય ચર્ચા કરવામાં આવી છે. "ચબરાકિયાં એટલે એવાં ચબરાક ટુંકા વાક્યો જે વાંચતાવેંત મોહ પમાડે ને વાંચ્યા બાદ વિચાર કરાવે" એવી ચબરાકિયાંની વ્યાખ્યા બાંધી લેખક એનાં મુખ્ય લક્ષણો આમ ગણાવે છે તે સંક્ષિપ્ત હોવા જોઇએ, તેનામાં કોઇ ચટકો કે ( Sting ) નિશાનબિંદુ (Point) હોવાં જોઇએ, તેની ભાષા સલિલ અને ચમત્કારયુક્ત હોવી જોઇએ અને બને ત્યાં તેનામાં શબ્દવિરોધમાંથી નિષ્પન્ન

થતો અર્થચમત્કાર ( Antithesis અને Paradox ) હોવો જોઇએ. આટલે સુધી બરાબર પણ કેવી કહેવતો ચબરાકિયાં કહેવાય અને કેવી નહિં એની ચર્ચા કરતાં ને નમૂના આપતાં, મને લાગે છે કે, કર્તાએ થોડું ગોથું ખાધું છે. કર્તાનો પ્રયાસ આદરણીય અલબત, પણ ચબરાકિયાનું સ્વરૂપનિરૂપણ આથી વધુ શાસ્ત્રીય લક્ષણબંધી તેમજ ઝીણવટની અપેક્ષા રાખે છે એમ મારું માનવું છે. લેખકની ખરી શક્તિ તો ચોથા ખંડમાં એમણે પોતાની ટંકશાળમાં ઘડેલાં ૧૦૧ ચબરાકિયાં વાનગી દાખલ રજૂ કર્યાં છે ત્યાં દેખાય છે. તમે એ સંગ્રહને 'પ્રસ્થાન' માં એ છપાયેલો ત્યારે વાંચ્યો જ હશે એટલું માની લઇ હું અહિં બહુ ઉતારા નહિં આપું, અને આપીશ તેટલા ' રજકણ '-માંના ઉતારાઓની માફક ટૂંકા ગોતીને જ આપીશ. જુઓ:

ફાંકાંમાં આટલી વિશેષતા ખરી કે તે શેખચલ્લીપણાં કરતાં કાંઈક વધારે જ નક્કર છે !

ઘણી વેળાએ ' સ્વમાન ' સ્વમમતા કે સ્વમમત જેવાં વિશેષ જણાય છે.

પૌર્વાત્યો ઈશ્વરને મોટે ભાગે ' વિનવી ' જાણે છે.

પાશ્ચાત્યો ઇશ્વરને મોટે ભાગે ' વાપરી ' જાણે છે.

મેં એક પંડિતની વિચારસૃષ્ટિ દીઠી; એમાં સૌન્દર્યને સ્થાન નહોતું.

મેં એક પૈસાદારની સૌંદર્યસૃષ્ટિ જોઈ; એમાં વિચારને સ્થાન નહોતું.

જોબન ! તને પોતાને મેં કદી રડતું સાંભળ્યું નથી.

પ્રભુની દુનિયામાં એક પણ ' ચમત્કાર ' ન હોય–પણ ' ચમત્કાર '-ની દુનિયામાં અનેક ' પ્રભુજી'ઓ હોય છે !

યથા નામ તથા ગુણ આ ચબરાકિયાં જરૂર તમને ગમી જશે એમાં મને શંકા નથી. વધુમાં તમે રા. ફિરોજશાહ મહેતા-ને જરૂર આવી સુંદર રીતે વિચારતણખાઓને કયારેક ધારદાર,

કયારેક રમુજી શૈલીમાં અક્ષરદેહ આપવા બદલ અભિનંદન પણ પાઠવશો એમ મને લાગે છે. આટલાંનો સ્વાદ દાઢે વળગે તો ચબરાકિયાં નં. ૨૪, ૨૭, ૪૩, ૫૩, ૫૫, ૬૦, ૬૧, ૬૫, ૬૬, ૭૪ તથા ૧૦૦ ચીંધું છું, જો ચોપડી તમારી પાસે હોય તો વાંચી લેશો. પણ આ એકસો ને એક ચબરાકિયાંનું એક વાર પારાયણ કરી જનારને પહેલવહેલી પ્રતીતિ એ થશે જ કે આમાં કર્તાને જરા શબ્દરમતનો વધુ શોખ છે. ચબરાકિયાંનું ભયસ્થાન એ કે નજીવા ટાયલાંને માત્ર ઝાકઝમક કે શબ્દરમતથી મઢવાની વૃત્તિ કેટલીક વાર એના લેખક પર સવાર થઇ બેસે. પ્રો. દાવરે તેમજ લેખકે પોતે જ આ સામે ચેતવણીસૂર કાઢ્યા છતાં આમાંથી સર્વાંશે મુક્ત લેખકથી રહી શકાયું નથી. નવમું ચબરાકિયું લ્યો. એમાં 'નગ્નતાનો પ્રેમ' અને 'પ્રેમની નગ્નતા'થી લેખકનું શું ઇંગિત છે તે કાંઈ સ્પષ્ટ થતું નથી; સ્પષ્ટ થાય છે માત્ર શબ્દવિરોધની એક રમત જ. ૭૩ માં ચબરાકિયાંમાં વાર્તા વિષે 'કળાનો ધંધો' તો જાણે સમજ્યા, પણ 'વાર્તા વિષે ધંધાની કળા' એ શબ્દોથી કોઈ સાર્થ રહસ્ય છતું થઇ નથી જતું અને એમ જુઓ તો આ આખા ય સંગ્રહમાં શબ્દોને ખૂબીથી લડાવી તેમાંથી ચબરાકિયાં નિષ્પન્ન કરવાની ચબરાકીભરી યુક્તિ નજરે પડે છે. પણ આમ કોઇ કોઇ ઠેકાણે-અલબત ન્યાયને ખાતર કહેવું જોઇએ કે તે બહુ થોડાં છે-જ્યાં અર્થવાહકતા કરતાં શબ્દરમત જ ઉપસી આવી છે ત્યાં અંદરનો અર્થ કાં તો કથળી જાય છે, કાં તો કહેવા જેવો અર્થ તેની પાછળ હોતો નથી. પણ એકંદરે તો આવાં અર્થગર્ભ ખટમધુરાં, મસાલેદાર ચબરાકિયાં પીરસવા બદલ રા. ફિરોઝશાહને હાર્દિક મુબારકબાદી આપવાની જ રહે છે. એમનો ચબરાકિયાં-પ્રેમ એમની પાસે બોલાવે છે: "........ચબરાકિયાં ગર્ભિત તથા માર્મિક હોવાને લીધે અનુભવને એક ઇશારામાં અપનાવે છે—

દલીલને એક દાણામાં ફેંકે છે અને કોઈ વાર તો યુગોની પ્રજ્ઞાને એ બે ચાર બોલોની રમતમાં જાહેર કરે છે." હું ઇચ્છું છું કે સાહિત્યના આ એક અંગના સ્વતંત્ર ખિલાવ અર્થેનો એમનો પ્રચારયત્ન આ નિબંધ ફલીભૂત કરે.

એક બીજી રીતે આ નિબંધનું મૂલ્ય ખેવડાય છે, અને તે છે પ્રો. દાવર જેવા આજન્મ અભ્યાસીનું અંગ્રેજીમાં આમુખ તથા કાકા કાલેલકરનો મનનીય અભિપ્રાય, જે એક નાનકડા નિબંધની પણ ગરજ સારે છે. એ બન્ને વિદ્વાનોએ પોતપોતાની રીતે ચબરાકિયાંના સાહિત્યપ્રકાર પર મહત્ત્વની ચર્ચા કરી છે. એ બંને એકમેકથી સ્વતંત્ર રીતે પોતપોતાનાં લખાણમાં એકેકને મળતી જ સૂચના કરે છે કે ચબરાકિયાં એકી પલાંઠીએ વંચાય નહિં, એનો ઉપયોગ તો ભોજન પછીના મુખવાસની માફક, ફુરસદની વેળાએ છુટક છુટક થવો જોઇએ. તેમજ લખવા ખાત્તર એકલાં ચબરાકિયાં લખવા કરતાં 'વર્ણનમાં, ચર્ચામાં, સંભાષણમાં કે નિબંધોમાં જેમ ભાવના ઉદ્દીપિત થાય અને ચિત્તવૃત્તિમાં જોસ કે આવેશ વધે' ત્યારે એની મેળે એ તૈયાર થવાં જોઇએ અને લખાણમાં સોનાની વીંટીમાં હીરાનું નંગ જેમ જડાઇ જવાં જોઇએ, એવી જરૂરી ચેતવણી પણ એ બંને એક સામટા પોકારે છે. લેખકને આવા બે વિદ્વાનોએ પ્રોત્સાહન આપી એની પીઠ થાબડી છે એટલે ખેવડા ઉમંગથી હવે તેઓ પોતાની સાહિત્યપ્રવૃત્તિ ખિપાવતા રહેશે એવી આશા અસ્થાને નથી.

પણ હવે બસ કરું. ફાઉન્ટન પેનમાં શાહી ખૂટવા આવી છે તેમજ રાતના બારના ટકોરા હમણાં જ થયા એ તો ખરું જ, પણ તમારા પુણ્યપ્રકોપની બીક પણ મોટી છે. નાનકડા નાકનું ટીચકું ચડાવી તમે બોલી ઉઠવાનાં. "તમારું તો ખાતું જ, ભાઈસાહેબ, બહુ વિચિત્ર! ન લખો તો છ છ મહિના લગી

ચાર અક્ષરે ય ન લખો, અને લખવા માંડો ત્યારે એવડા બધા લાંબા કાગળો લખો કે અમારે એ વાંચતાં જ ખાસ્સો એક કલાક જોઇએ. મારું તો માથું દુઃખવા આવ્યું !?' તમારા વળતી ટપાલના કાગળમાં મારી ચાર કલાકની આ માથાફોડનો એવો શિરપાવ મને મળશે એ તો હું ધારી જ બેઠો છું, પણ એમાં મારો વાંક નથી. કલમ લઈ મેજ કને બેસવાનો તો હું ગજબ આળસુ છું, પણ તમે મને લખ લખ કરી કંઇક સાહિત્ય-ચર્ચા કરવા માટે મોંમાં આંગળી નાંખી બોલાવો ત્યારે પછી મારે તો તમે ગળાગળ ધરાઇ જાઓ એટલું બધું લખવું જ રહ્યું ને ? મને તો ભય છે કે જતે દહાડે મારે ય 'કમળ'ભાઇની માફક કરવું પડશે. તેમારાં બહેનપણી કીર્તિદા ' કમળ 'ભાઇનો જીવ જ ખાતાં, મને આના વિશે લખો ને તેના વિશે સમજાવો વગેરે. તેમાં વળી તેની બહેનપણી કોઈ સાગરિકા ય ભળી ને તે ય પણ લેતી પડી. કમળભાઈ કરે શું બિચારા ? એમણે તો આથી સર્વાર્થસાધક મૌનનો જ આશ્રય લઇ લીધો. એટલે મારી ય તમને નમ્ર સૂચના છે કે હવેથી તમને પત્ર ન લખવાની એક માસ સુધીની રજા ભોગવવાનો કાયદેસર હકદાર તમે મને ગણશો જ. નહિંતર મારે ય કમળભાઇની માફક મૌનવ્રત લઇ લેવું પડશે, હો ! પછી કહેશો નહિ કે કીધું નો'તું

લિ. તમારો

નાનો દરીઓ લાડકો ' અ '

# પ્રાપ્તિ—સ્વીકાર

[ જુદાં જુદાં પ્રકાશનમંદિરો ( પ્રકાશકો : સોલ એજંટો તથા વ્યક્તિઓ) તરફથી ગયાં સવા–દોઢ વર્ષમાં મળેલાં પ્રકાશનો-માંથી જે જે વિશે હજી લખી લખાવી શકાયું નથી, તે સર્વનો આભારપૂર્વક અને વિગતે સ્વીકાર અહીં કરીએ છીએ જેની પર લખવા જેવું છે તેની પરિચયનોંધ કે સમાલોચના હવે પછી બનતી ત્વરાએ છપાશે.—સંચાલક.]

## શ્રી ફૉર્બસ ગુજ. સભા : મુંબાઇ

**ગુજરાતના ઐતિહાસિક લેખોઃ**–ભાગ બીજો : ગિરજાશંકર વ. આચાર્ય ( રૂ. ૪.I ). ૨. **પ્રબંધચિન્તામણિ** :–ગુજ. ભાષાંતર : દુર્ગાશંકર કે. શાસ્ત્રી ( રૂ. ૧ ). ૩. **મહાભારત** :–નાકરરચિત; ગ્રં. ૨ : કેશવરામ કા. શાસ્ત્રી ( રૂ. ૧ ) ૪ **હવામાનશાસ્ત્ર** અને ગુજરાતની આબોહવા : ભીમભાઇ પી. દેસાઈ : મુકુન્દ પી. ઇનાકર ( રૂ. ૧ ). ૫. **બુદ્ધિવર્ધક** વ્યાખ્યાનમાળા, પુષ્પ ૧, ૨; (છ આના). ૬. **શ્રીકૃષ્ણલીલાકાવ્ય,** કાયસ્થ કવિ કેશવરામકૃત (સમાપ્રિ ગ્રંથ): અંબાલાલ બુ. જાની (રૂ. ૧॥)

## ગુજ. વર્ના. સોસાયટી : અમદાવાદ

**ધર્મ અને સમાજ** : પુ. ૨ : સ્વ. સર રમણભાઇ મ. નીલકંઠ (રૂ. ૧), ૮. **ભૌગોલિક કોષ,** પ્રાચીન–મધ્યકાલીન: ડાહ્યાભાઇ પી. દેરાસરી (રૂ. ૦॥). ૯. **વહાણુની પરિભાષાઃ** હરિલાલ ર. માંકડ ( રૂ. ૦I ) ૧૦. **ગુજ. સાહિત્યમાં સૉનેટ;** સુંદરજી ગો. બેટાઈ ( રૂ. ૦I ) ૧૧. **મિરાતે અહમદી** : વો. ૨; ખં. ૩. દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી (રૂ. ૧). **હિંદુસ્તાનનો ઇતિહાસ** ('ઉત્તરાર્ધ') : છોટાલાલ બા. પુરાણી ( રૂ. ૧.) ૧૩. **ગુજ. વનસ્પતિઓ** : બાપાલાલ ગ. વૈદ્ય ( રૂ. ૦॥.) ૧૪. **હાલના જમાનામાં સ્ત્રીઓની ફરજ** : નિર્મળા બહેન ક. જોષી ( રૂ. ૦I ). ૧૫. **કેળનો બગીચો** : મગનલાલ ગજ્જર ( રૂ. ૦I )

## નવજીવન પ્ર. મંદિર : અમદાવાદ

**જીવનવિકાસ :** કેળવણીનાં અંગેની ચર્ચા : દત્તાત્રેય બા. કાલેલકર (રૂા. રાા). ૧૭. **લોકજીવન :** દ. બા. કાલેલકર (રૂા. ાા). ૧૮. **ઊધઈનું જીવન** (મેટરલિંકકૃત) : કિશોરલાલ મશરૂવાળા (દસ આના). **તિમિરમાં પ્રભા,** ટૉલ્સ્ટૉયકૃત કિ. મશરૂવાળા (દસ આના). ૨૦. **સુવર્ણની માયા :** કિ. મશરૂવાળા (એક આનો), ૨૧. **બે ખુદાઈ ખિદમતગાર :** મહાદેવ હ. દેસાઈ (નવ આના). ૨૨. **ત્યારે કરીશું શું ?** ટૉલ્સ્ટૉયકૃત : નરહરિ દ્વા. પરીખ (રૂા. ૧.) ૨૩ **શ્રી રાજચંદ્રનાં વિચારરત્નો :** ગોપાલદાસ જી. પટેલ (રૂા. ાા). ૨૪. **મહાવીર સ્વામીનો સંયમધર્મ**. શ્રી સૂત્રકૃતાંગનો છાયાનુવાદ : ગો. જી. પટેલ (રૂા. ૧)

## શ્રી. દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર : ભાવનગર

**શ્રી દ. મુ.** બાળ સાહિત્યમાળા પુસ્તિકાઓ ૧ થી ૮૦ : સં. ગિજુભાઈ ને તારા બહેન (દરેકનો દોઢ આનો). ૨૬, ૨૭. **હનુમાન વિભીષણ,** ભરત લક્ષ્મણ : નાનાભાઈ (આના પાંચ ને ત્રણ) ૨૮ થી ૩૫. **માબાપોના પ્રશ્નો,** માબાપ થવું આકરું, પ્રાથમિક કલા–કારીગરી શિક્ષણ (બે ભાગ), ટપાલમાં, વનવૃક્ષો, મહંમદરોલ, આશ્રમવૃક્ષો : ગિજુભાઈ (આના ૮, ૧૦, ૧૦, ૧૦; બાકીનાંના આ. ૫). ૩૬. **જાણવું જોઈએ :** શંકર (આના ૫). ૩૭. **કુદાં પતંગીયા :** હેમુભાઈ (આ ૫,) ૩૮. **શબ્દચિત્રો :** કમળાબહેન (આ. ૫.). **મોટાં થઈશું ત્યારે :** જ. ઓઝા (આ. ૫.) ૪૦ **પ્રવાસ વાર્તા.** : ન. બધેકા : શં. શાહ (આ. ૫,) ૪૧. **નીલ-પંખી** મેટરલિંકકૃત : દલપત કોઠારી (આ. ૧૪)

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ

૪૨. **સત્યમય જીવન** કિ. મશરૂવાળા (આ. ૧૦) ૪૩. **દ્વિરેફની વાતો,** ભા. ૨ : રા. વિ. પાઠક (રૂા. ૧) ૪૪. **ચતુરંગ અને બે બહેનો :** રવિબાબુકૃત : નગીનદાસ પારેખ (રૂા.૧ા) ૪૫. **તમને એ નહીં સમજાય,** ટૉલ્સ્ટૉયકૃત : ચંદુભાઈ હ. દેસાઈ (આ. ૬) ૪૬. **દેવદાસ :** શરદબાબુકૃત : ભોગીલાલ ગાંધી (રૂા. ાા)

૪૭. **સામ્યવાદ અને સર્વોદય** : નરહરિ દ્વા. પરીખ (છ આના). ૪૮. **કાગાવા** : ચુનીલાલ પુ. બારોટ (આ. ૬). ૪૯. **ઑક્સેચીઝમ અને બીજી વાતો**, રાજગોપાલાચાર્યકૃત : જેઠાલાલ ગાંધી (આ. ૭). ૫૦. **સાબરમતી** : સં. નગીનદાસ પારેખ (રૂા. ૧).

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ

પ્રાકૃત માર્ગોપદેશિકા : પં. બેચરદાસજી (રૂા. ૨). ૫૨. **કર્મભૂમિ**, પ્રેમચંદજીકૃત : માણેકલાલ ગો. જોષી (પૂર્વાર્ધ રૂા. ૨; ઉત્તરાર્ધ રૂા. ૨૧). ૫૩. **સ્વામી**, શરદબાબુકૃત : રમણલાલ પી. સોની (રૂા. ૧). ૫૪. **જીવનસંગીત** : હરિપ્રસાદ વ. દેસાઈ (રૂા. ૨). ૫૫. **જૌહર** : ધીરજલાલ ધ. શાહ (આ. ૬).

## સૌરાષ્ટ્ર કાર્યાલય : રાણપુર

૫૬. **ત્રિલોચન** : ક. કોઠારી : ગુણ. આચાર્ય (રૂા. ૧||). ૫૭. **પૂર્વજોના પાપે** : ગુણ. આચાર્ય (રૂા. ૧||). ૫૮. **ઈન્કલાબ** : ગુણ. આચાર્ય (રૂા. ૧||).

## શ્રી સયાજી સાહિત્યમાળા

૫૯. **હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ** : દેવેન્દ્ર ર. મજમુદાર (રૂા. ૦|||). ૬૦. **જૂની ગુજ. ભાષા** : ચતુરભાઈ પુ. પટેલ (રૂા. ૧|||).

## અંજલિ ગ્રંથમાલા : કરાંચી

૬૧. **હરિયાના માંમલા** : 'ચાકડત' (રૂા. ૦|). ૬૨. **ધૂપસળી** : વિનોદ ભટ્ટ (રૂા. ૧). ૬૩. **સંજીવની** : 'સોપાન' (રૂા. ૧|||). ૬૪. **પશ્ચિમની કલાકૃતિઓ** (વાર્તાસંગ્રહ : રામચંદ્ર દા. શુક્લ (રૂા. ૧)

## આર. આર. શેઠની કંપની : મુંબઇ

૬૫. ઉષાકાન્ત : ભોગીન્દ્રરાવ દિવેટિયા (રૂા. ૨|). ૬૬. શંકિત હૃદય અને સંયુક્તા : રમણલાલ વ. દેસાઈ (રૂા. ૨|).

૬૭. પીડાગ્રસ્ત પ્રોફેસર કનૈયાલાલ મા. મુનશી. (રૂા. ૧). ૬૮, ૬૯. કુમુદિની, રતિબંધુકૃત; જીવનયાત્રા, શરદબાબુકૃતઃ કિસનસિંહ ચાવડા (રૂ. ૩; રૂ. ૧). ૭૦. નવાં ગીતો. ભા. ૧ ૨ઃ ત્રિભુવન ગો. વ્યાસ (આના છ ને આઠ).

## જીવનલાલ અ. મહેતા : અમદાવાદ

૭૧. સોલંકી યુગની કીર્તિકથાઓ—અંબાલાલ ના. મિસ્રી. (રૂા. ૨). ૭૨. રશ્મિઃ રસિકલાલ જોષી (રૂા. ૨॥).

## દિવેટિયા એન્ડ સન્સ : અમદાવાદ

૭૩, ૭૪—રાજ્યશ્રી, જયશંકરપ્રસાદકૃત; બિલીપત્રઃ રમણિક કિ. મહેતા (આ ૬ ને ૨) ૭૫. રાજીનામુંઃ નટવર મ. પટેલ (આ. ૭)

## સી. જમનાદાસની કં. મુંબઈ

૭૬. હૃદયવીણા : નરસિંહરાવ ભોળાનાથ (રૂા. ૧). ૭૭. યોગેશની વાતોઃ છગનલાલ ન. યોગી (રૂા. ૧).

## એન એમ. ઠક્કરની કંપની : મુંબઈ

૭૮. જાતીય દામ્પત્ય વિજ્ઞાનઃ કેશવલાલ લ. શાહ (રૂા. ૨). ૭૯. કીર્તિદાઃ ઇન્દુલાલ ગાંધી (રૂા. ૨॥).

## ફકરસનદાસ ના. સન્સ : સૂરત

૮૦. ફૂલકણી : પ્રીતમલાલ મજમુદાર (રૂા. ૦). ૮૧. ભારતના ઇતિહાસની વાતોઃ—ભા. ૧ઃ રા. અક્કડ (આ. ૭).

## પ્રાજ્ઞબંધુ પ્રિ. પ્રેસ : અમદાવાદ

૮૨. દેશદિવાન : ગુણવંતરાય આચાર્ય (રૂા. ૧॥). ૮૩. બવકારાઇ જનાવરઃ 'સાહિત્યપ્રિય' (રૂા. ૦).

## બજરંગ વ્યાયામમંડળ : રાજકોટ

૮૪ થી ૮૬.ચાલવું, એક નૈસર્ગિક વ્યાયામ; આપણો.

પોશાક; દીર્ઘાયુ અર્થે પ્રાણસંચય; તંદુરસ્તી કેમ સચવાય ? છોટાલાલ લ. માંકડ ( આ. ૩, ૨, ૨, ૧ ).

વા. મો. શા. પબ્લિશિંગ હાઉસ : અમદાવાદ

૮૮ થી ૯૧. ભરતવિલાસ; મૃત્યુના મોંમાં; આર્યધર્મ; માયાની છાયામાં: વાડીલાલ મો. શાહ ( રૂા. ૨, ૧॥; આ. ૫, ૬ ).

અશોક પ્ર. મંદિર : વડોદરા

૯૨. ગંમત ગીતોઃ—ગિરીશ ( આ. ૫ ). ૯૩ થી ૯૯. મહારાષ્ટ્રનો મહારથી; ત્રણ તપેલાં; અવળચંડો; ગણિતચમત્કાર; અજબ દુનિયાં; સુંદરપુરી; નાનીમોટી વાતોઃ નાગરદાસ ઈ. પટેલ; રમણલાલ ના. શાહ ( આ. ત્રણ કે બે ). ૧૦૦. બાળ વિનોદમાળા, ભા. ૧, ૨: ના. ઈ. પટેલ ( આ. ૧૫, ૧૫ ).

[ બીજાં ૪૦ થી ૫૦ પુસ્તકોનો સ્વીકાર આવતા અંકમાં. ( તા. ૨૫-૯-૩૬ ) ]

પત્રો વિરુદ્ધ પુસ્તકો

યાદ રાખવું કે પુસ્તકો જેટલું ગુપ્તપણું ચોપાનીયામાં ને ચોપાનીયા જેટલું વર્તમાનપત્રોમાં ઘણું કરીને હોયજ નહિ. એમાં જે વિચારો આપવામાં આવે તે તાત્કાલિક લોકોની રૂખને અનુસરતા, અને વખતે એકતર્ફી જ હોયછે, માટે એ વિચારો ઉપર પુસ્તકોના જેટલો આધાર રાખવો નહિ. બંને પક્ષના વર્તમાનપત્રો વાંચવા, અને જે વાંચવું તે ઉપર પોતે પણ વિચાર કરવો.

( 'નિબંધરીતિ' ) —નવલરામ

# ભાષા અને સાહિત્ય

સ્વ. સર લલ્લુભાઇ શામળદાસ

But oh for the touch of a vanish'd hand,
And the sound of a voice that is still!

એ ભર્યો ભર્યો, પોરસમય, પ્રોત્સાહક સાદ આપણે હવે ફરી કદી સુણવાના નહિ; અનેકના બેલી અને બાંધ્યધરના એ બળવંત માયાવંત દસ્તનો સ્પર્શ હવે ફરી કદી એ કોઇ પામવાના નહિ. એ સાદ સદાનો શાંત થયો અને એ દસ્ત સદાનો અદૃશ્ય થયો. ગુજરાતી સંસ્કારજીવનની ક્ષિતિજે નાંખી નજર પહોંચે ત્યાં સુધી નિહાળીને તો, એમની સકળ વિશેષતાને બરાબર ધ્યાનમાં લઇને, વિનાસંકોચ કહી શકાય: ".You will not look upon his like again."

દેખાવે ભવ્ય અને એ વિશિષ્ટ ભવ્યતાએ કરી આજના ગુજરાતમાં અપ્રતિમ; સ્વભાવે સૌજન્યશીલ અને હસમુખા—એ સૌજન્યે કરી સૌ કોઈના માનાર્હ, એ રમૂજવૃત્તિએ કરી નિજ જીવનના ઘણા સહ્ય-અસહ્ય ભારને સદૈવ હળવો કરતા; વ્યવહારે વિચક્ષણ અને એ વિચક્ષણતાએ કરી આ યુગના ભારતીય વ્યાપારવીરો અને ઉદ્યોગપતિઓની અગ્રપંક્તિમાં સ્થાન પામનાર; હૃદયે ભાવનાશાળી, અને એ ભાવનાના સોનેરી સૂત્રમાં વ્યવહારના મણિગણમાત્રને કૌશલથી પરોવી જાણનાર; પહેલેથી જ ઊંચા વાઙ્મયના સંસ્કારે સંપન્ન અને છેલ્લે સુધી એ સંપત્તિને દીપ્તિ·

માન રાખવે સમર્થ : આવાં બહુવિધ સુલક્ષણોએ અંકિત એવા, આપણા સાર્વજનિક જીવનના સર લલ્લુભાઇ શામળદાસ અને એમનાં ઘણાં નાનાંમોટાં ભાવાનુરક્ત આપ્તજનોના મુરબ્બી શ્રી લલ્લુકાકા, એમનું અવસાન ત્રોંતેર જેવી પાકટ વયે અને ભરીપૂરી ભાગ્યશાલિતા વચ્ચે થયું તો પણ શોક કરાવ્યા વિના રહેતું નથી.

જ્યોતે જ્યોત પ્રગટે અને જગત એમ પરંપરાએ ફરી ઊજળું રહે. સ્વર્ગસ્થની જીવનજ્યોતને ઉજ્જવળ કરનાર ત્રણ પરમ સંસ્કારી અને ચારિત્ર્યવાન પુરુષો હતા : સ્વ. ગોપાલકૃષ્ણ ગોખલે, પ્રો. દસ્તુરજી, રા. બરજોરજી પાદશાહ. આ ત્રણ વ્યક્તિઓને પોતે એક વ્યાખ્યાનમાં પોતાના જીવનનાં વિધાયક બળો તરીકે ઓળખાવી હતી. એમાંના પહેલા નામ વિશે વાચકોને કંઈ કહેવું એ સોનાને રસવા જેવું થાય, એટલે નહિ કહીએ; પ્રો. દસ્તુરજી એટલે, હમણાં જ એ અંક પર વાચકોએ શામળદાસ કૉલેજ વિશેની વિસ્તૃત નોંધમાં જે સિદ્ધાંતનિષ્ઠ વિદ્વાનનો પરિચય કર્યો છે તેઓ; અને રા. પાદશાહ એટલે બ્રાઉનિંગના એક અઠંગ અભ્યાસી જેમણે એ કવિનો રંગ સ્વર્ગસ્થને લગાડ્યો હતો. વ્યાવહારિક જીવનના પ્રભાતે જ જેમને એવી વંદનીય ત્રિમૂર્તિની પ્રેરણા ઝીલવાની મળી હોય, તેઓ પોતે જ જીવનના મધ્યાહ્ને અને સંધ્યાએ ઘણાંય પંથભૂલ્યાંની પ્રેરણામૂર્તિ બન્યા, તેમાં શું આશ્ચર્ય ?

બ્રાઉનિંગ એમનો પ્રિય કવિ હતો. તેના અફર આશાવાદનો સુભગ ચેપ એમને લાગ્યો અને અંત લગી રહ્યો હતો. એનાં કાવ્યોમાંથી ઉચિત અવતરણો સ્વર્ગસ્થનાં વ્યાખ્યાનોમાં વાંચવામાં આવતાં ત્યારે વાંચનારને થતું કે આ જમાનાના વ્યાપારી વાતાવરણ વચ્ચે પણ કાવ્યસેવન અશક્ય નથી, બલ્કે આવશ્યક છે. સ્વ. સૌ. સુમતિબહેને ‘સૉલ’ પરથી આપણને

મનોરમ 'દિવ્ય ગોપપાલપ્રશસ્તિ' આપ્યું, એ પણ એ જ આઉન્નિંગભક્ત પિતાના અને રા. પાદશાહના સંસ્કારને પ્રતાપે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના એક આજીવન સભ્ય; ફાર્બસ સભાના દ્રવ્યનિધિના સંરક્ષકોમાંના એક; '૧૯૧૦–૨૦ના દસકામાં યશસ્વી 'કાર્ય' કરનાર ભંડોળ કમિટીના પણ એ જ રીતે એક દ્રવ્યસંરક્ષક; ભાવનગરમાં ભરાયલી સાહિત્યપરિષદના (૧૯૨૪) સત્કારમંડળના ઉપપ્રમુખ; ત્રૈમાસિક 'કૌમુદી'ના કદરદાન આશ્રયદાતાઓમાંના એક : ગુજરાતી સાહિત્યની પ્રવૃત્તિઓના સંચાલન અને પોષણમાં પણ આમ સ્વર્ગસ્થનો નોંધપાત્ર હિસ્સો હતો. એમની પ્રતિષ્ઠા અને કીમતી વ્યવહાર-જ્ઞાન એ પ્રવૃત્તિઓને ઘણી રીતે અને લાંબા સમય સુધી લાભદાયી નીવડ્યાં હતાં.

પહોર આ દહાડે અમને ઉમેદ હતી કે શામળદાસ કૉલેજ સ્થપાઇ એ સમયનાં મોંઘામૂલાં સંસ્મરણો મુ. શ્રી લલ્લુકાકાની કલમે લખાઇને 'માનસી' માં પ્રકાશ પામે. એ વિષયની અમારી વિનંતિ સ્વીકારવાની કૃપા પણ તેમણે કરી હતી. એ ગોઠવણ એમના અનારોગ્યને કારણે અધૂરી રહી અને કાયમની અધૂરી રહી. પરિણામે, ગુજરાતના શિક્ષણવાઙ્મયે એક પ્રથમ પંક્તિનો લેખ ખોયો એમ કહેવામાં અત્યુક્તિ નથી.

ઉપર જે ભાવનગરપરિષદનો ઉલ્લેખ કર્યો છે તે પ્રસંગના સ્વર્ગસ્થના ભાષણમાંથી એક કંડિકા ટાંકી આ નોંધ પૂરી કરવી યોગ્ય લાગે છે. એ ભાષણમાં જેમ તેમનો લાક્ષણિક વિનોદ તરવરે છે તેમ એમની દેશભક્તિ અને ભાષાભક્તિ પણ સાદા છતાં સ્પષ્ટ શબ્દોમાં જોવામાં આવે છે. કેટલાક પ્રાસંગિક વિવેચન બાદ તેમણે કહ્યું હતું :

"મને લાગે છે કે હવે તો આપણે ગુજરાતી સાહિત્યનો અને

ગુજરાતી ભાષાનો પ્રચાર યથાશક્તિ ન કરીએ તો આપણે કંઈ જ કર્યું નથી. જે ભાષા લોકો સમજી શકે તે ભાષામાં જ લોકોની જોડે કામ લેવું જોઈએ. અમે અંગ્રેજી ગમે તેવું સારું લખવાબોલવાનો ડોળ કરીએ, પણ અમારી બહેનો અને વગરકેળવાયલા ભાઈઓ આપણા અંગ્રેજી વિચારો સમજી શકે નહિ; માટે તેમને આપણા કામમાં ભાગ લેતા કરવા હોય તો તેઓ સમજી શકે એવી ભાષામાં કામ થવું જોઈએ. — વિ.

૨

૨૫. પ્રેમચંદજી

નામે ધનપતરાય મુનશી અને ઉપનામે 'પ્રેમચંદ' એ હિંદી ભાષાના સમર્થ સાહિત્યકારનો પરિચય ગુજરાતને અગાઉ માસિક 'વીસમી સદી' દ્વારા, પછી રા. કિસનસિંહ ચાવડા, રા. યજ્ઞેશ શુકલ વગેરેએ કરેલાં ભાષાંતરોદ્વારા, અને છેવટ સદ્ગત હંસ લિમિટેડના ભારતીય મુખપત્ર 'હંસ' દ્વારા આમ વિવિધ રીતે થયો હતો. કાલક્રમે જોઈએ તો, પત્રકાર વિવેચક અને નિબંધી મહાવીરપ્રસાદ દ્વિવેદી, કવિ મૈથિલીશરણ ગુપ્ત, સંશોધક ગૌરીશંકર ઓઝા તથા વિવિધ ક્ષેત્રોના વિહારી મિશ્ર-બંધુઓની જાણ શિક્ષિત ગુજરાતીઓને પહેલી થએલી; પરંતુ નવલકાર અને નવલિકાલેખક 'પ્રેમચંદ'ની જાણ જેટલી મોડી થઈ તેટલી વ્યાપક પણ વધુ થઈ: હિંદીને વિચારવાહન લેખે વાપરનાર બીજા કોઈ પણ વાઙ્મયસેવક કરતાં એમની કૃતિઓ ભાષાંતરરૂપે આપણા પ્રાંતમાં વધારે વંચાઈ છે. આ વિશેષતા જો એક પક્ષે ૧૯૧૫–૨૫ કરતાં ૧૯૨૫–૩૫માં વધુ અંશે થએલા હિંદીપ્રચાર અને તેની અનુષંગી પ્રવૃત્તિઓને આભારી છે તો બીજે પક્ષે, સ્વર્ગસ્થનાં લખાણ (કાવ્યો કે નિબંધોના નહિ પણ) નવલનવલિકાના રૂપમાં છે તથા તેમાંની ભાવનાઓ અને વિશિષ્ટ લક્ષણો એક કરતાં વધુ અર્થમાં યુગાનુકૂળ

છે, એ હકીકતને આભારી છે. ગુજરાતનો આ 'પ્રેમચંદ'પ્રેમ આજે જેટલો વિશાળ અને ઉત્કટ છે તેટલો કાલે સ્થિર પણ હશે કે નહિ એ ચર્ચવાનું આ સ્થાન નથી. અત્યારે પ્રસંગ પણ નથી; પરંતુ એટલું તો વિનાવિરોધભયે કહી શકાય કે, અર્વાચીન ભારતવર્ષમાં આ બે પ્રાંતોનો સૌથી જીવંત અને નિકટવર્તી સંસ્કારસમન્વય, સાહિત્યના સાધનવડે જેટલો થઇ શકે તેટલો, 'પ્રેમચંદ'ને પ્રતાપે શરૂ થયો હતો એમ ભારતીય સાહિત્યના ભાવિ ઇતિહાસકારે નોંધવું પડશે.

'પ્રેમપૂર્ણિમા' 'પ્રેમ પ્રસુન' 'સપ્ત સરોજ' વગેરે ડઝન કરતાં પણ વધુ સંખ્યામાં સરેરાશ ૨૫-૨૫ નવલિકાવાળા નવલિકાસંગ્રહો; 'સેવાસદન' અને 'કર્મભૂમિ' 'કાયાકલ્પ' 'ગબન' અને 'ગોદાન' વગેરે દસબાર નવલો; 'સંગ્રામ' અને 'કર્બલા' એ નાટકો; 'આઝાદ-કથા' 'મહાત્મા શેખ સાદી' 'અવતાર' વગેરે અનુવાદિત કે સંકલિત ગ્રંથો: 'પ્રેમચંદ'-સંહિતાનું પૂર આમ ઘણાં મંડલોમાં વિસ્તરે છે. એ યથાર્થદર્શી અને બહુવિધ સાહિત્યકૃતિઓમાં મૂર્ત થતાં વસ્તુ અને કલા વિશે 'લીડર'માં લખતાં શ્રી. આર. સી. ટંડને જે સંક્ષિપ્ત પણ સર્વગ્રાહી અભિપ્રાય આપ્યો છે તે અહીં ટાંકવા યોગ્ય છે:

આપણા સમાજનાં પાત્રો આલેખવામાં તેમનો સમોવડિયો કોઇ નથી. આપણાં ગામડાંના લોકોની, તેમનાં સુખદુઃખોની, તેમની ચિંતના તથા અભિલાષાની ઓળખ પોતાને હમેશાં રહેલી એ દેખાઇ આવે છે. એ જીવનના આલેખન જેટલું જ ફતેહમંદ આલેખન પોતે આપણા મધ્યમ વર્ગના જીવનનું કરી શક્યા છે. આપણા સમાજજીવનનું વર્ણન કરવાનો સમય જ્યારે ભવિષ્યના ઇતિહાસકારને આવશે ત્યારે તે પોતાની સાધનસામગ્રી સારુ 'પ્રેમચંદ'ની કૃતિઓ ભણી વળશે. એમની પાત્રસૃષ્ટિ વિશાળ પટ પર પથરાયલી છે; અને, વિસ્મયની વાત છે કે તેમની અવલોકનશક્તિ એ સર્વને

પડોંચી વળે છે તથા એમની સાથેનો નિકટવર્તી માનવતાયુક્ત સંસર્ગ ગુમાવતી નથી.

આ પ્રકારની ઊંચી ગુણવત્તાવાળી પ્રેમચંદજીની રચનાઓમાંની જે ઉત્કૃષ્ટ છે તે જગતની કોઇ પણ ભાષાની ઉત્કૃષ્ટ રચનાઓ સાથે સરસાઈમાં ઊતરી શકે તેવી છે એમ એ જ વિવેચકે કહ્યું છે. આની કેટલીક સુન્દર નવલિકાઓનાં ભાષાંતર ઇંગ્લિશ તેમ જ જપાનીઝમાં પણ થયાં છે એ આપણે સૌને માટે આશ્ચર્યનો નહિ તેટલો મગરૂબીનો વિષય છે.

સ્વર્ગસ્થના જીવન અને સાહિત્યનો સવિશેષ, વિવેકપૂર્વકનો પરિચય કરવાની તક ગુજરાતને સાંપડતી રહે એમ ઇચ્છીએ છીએ.

વિ.

## વાસરિકા

### કણાદના રામ

૨૭ જુલાઇ ૧૯૩૫ : વૈશેષિકદર્શનના આદ્ય દ્રષ્ટા કણાદ મુનિના રામ આપણા સૌના રામ કરતાં જુદા હતા એમ લાગે છે. ... આજે એક સ્થળે આ ગામના એક ગયા જમાનાના ડાક્ટર વિષે વાત થતી હતી કે તેઓ આખો જન્મારો કટ્ટર અનીશ્વરવાદી રહ્યા, પણ એમનું જે છેલ્લું દોઢેક વર્ષ ક્ષયરોગની પીડામાં વીત્યું એ દરમ્યાન તેઓ ઈશ્વરવાદ ભણી વળ્યા હતા ખરા. "કેટલાકમાં એમ પાછળથી ફેર પડે છે ને કેટલાક કણાદની જેમ આખર લગી નાસ્તિક રહે છે." વાત કહેનારે કહ્યું; તેમણે પછી જે વિગત આપી તેનો સાર : કણાદ માનતા કે જગતનું આદ્ય તત્ત્વ તેમ અંતિમ તત્ત્વ પ્રભુ નહિ પણ પીલુ છે (ખાવાનાં પીલુ નહિ ને પીલુ રાગે નહિ : અહીં, પીલુ =પરમાણુ); એમનો અંતકાળ સમીપ આવ્યો, ભાન જવા માંડ્યું, ત્યારે એ દર્શનધારી પાસે આવીને બેઠેલા તેમના આસ્તિક નૈયાયિક મિત્રે એ સૂચવ્યું કે હવે એક રામનો જ આશરો છે માટે હે મુનિવર્ય કણાદ ! તમે હવે રામ ! રામ ! કહો; પણ, કણાદે તો "પીલવઃ પીલવઃ પીલવઃ" એટલું કહીને જ પ્રાણ છોડ્યા.

## પાશ્ચાત્યોનું દુઃખ

૩૭: એટલે કે, તેઓ આપણને દે છે એ નહિ પણ તેમનું પોતાનું દુઃખ; અને તેમનું દુઃખ, આજની બેકારી કે કાલની લડાઇ વિશેનું ઐહિક નહિ પણ આધ્યાત્મિક. ... ત્યાંના એક સારા ધર્મચિન્તક સર ડૉ. ચંગહરબંડે પોતાના નવા ગ્રંથ 'મોડર્ન મિસ્ટિક્સ'માં ચર્ચેલો એક પ્રશ્ન રજૂ કરતાં એક અવલોકનકાર કહે છે કે યોગીએ ('મિસ્ટિક' એટલે યોગી જ ને ?) સર્વાત્મભાવ સાધીને પોતાના આત્માને એ રીતે પરમાત્મામાં લીન થવા દેવો જોઈએ ? કે, સર્વત્ર વહતા પરમાત્મ પ્રવાહને પોતામાં વહેવા દેવા માટે નિજ આત્માભળ ઉઘડેલું રાખવું જોઇએ ? પછી, યોગવિદ્યાથી આકર્ષાયેલા પાશ્ચાત્યોની વતી કહેવામાં આવ્યું છે કે તેઓ તો ઉછરેલા હોય છે વૈજ્ઞાનિક પ્રગતિના વાતાવરણમાં ને એમને તો એ કારણે પોતાનું વ્યક્તિત્વ જાળવવું વધુ ગમે; તેથી, ઉપલામાંનો પહેલો–પરમાત્મલીનતાનો–માર્ગ એમને ભાગ્યે માન્ય રહે. ... મને લાગે છે કે ( યોગ સંબંધી હજી જરાક અમથું જ પણ મૂલ્યવાન જે વાંચ્યું છે તેને આધારે બોલું છું ) યોગી અહીંનો હોય કે ત્યાંનો અને તેનું વાતાવરણ વૈજ્ઞાનિક હોય કે ધાર્મિક, પણ અંતે માર્ગ તેણે વાપરવાના હોય છે. હદ–બેહદની અશુદ્ધિથી ભરેલી આપણી ચેતનાને યોગક્રિયાદ્વારા વિશુદ્ધ કરવી હોય તો એમાં પહેલી પ્રક્રિયા એ કે ચેતનાને મધ્યવર્તી કેન્દ્ર સમજીને, વિસ્તરતાં કુંડાળાના સંચલનવડે એક જાતની એકકેન્દ્ર કે સમાન-કેન્દ્ર ('હોરિઝોન્ટલ') પ્રક્રિયાવડે–બધી મલિનતાને દૂર ને દૂર હટાવવાની હોય છે. ( બલ્કે મલિનતાને જ એકાગ્ર આત્મબળથી પલટી નાંખીને તેને પવિત્રતા બનાવવાની હોય છે. ) પછી બીજી ક્રિયા તે, એવી રીતે પરિશુદ્ધ કરાયલી ચેતનાને ઊર્ધ્વતની કે ઊર્ધ્વગામી ('વર્ટિકલ') ગતિમાં મૂકવી, ઊંચે ચઢાવવી; એવો ચઢાવ સુલભ થતાં, પરમાત્મતત્ત્વનો અવતાર તેમાં સ્વયમેવ થશે. મતલબ, આત્માએ પોતાનું પરિમિત, મનોમય ભૂમિકાને જ મહામહત્ત્વનું લાગતું, વ્યક્તિત્વ ખોયા વિના યોગી થવાતું નથી; અને એક વાર એટલી સિદ્ધિ-મનોમયથી ઊંચી ભૂમિકાએ આપણે ચઢ્યા ને ઠર્યા જેટલી સિદ્ધિ-પ્રાપ્ત થયા પછી, સચ્ચિદાનંદની પરોશના એ દ્વંદ્વરહિત છતાં જ્ઞાનં-

ક્રિયામય સૂક્ષ્મ પ્રદેશમાં વિહરતાં-સદેહે વિહરતાં-આત્મા જે ન્યારું જ વ્યક્તિત્વ અનુભવે છે, તેને મુકાબલે આપણી આ ચલણુ નીચી ભૂમિકાવાળું વ્યક્તિત્વ તો ક્ષુદ્રાતિક્ષુદ્ર છે; પેટ્ટું પમાતાં ને મણાતાં, આનો લોભ રહી જ શકતો નથી. માટે યોગતજ્ઞી પાશ્ચાત્યોએ કે પશ્ચિમરંગી પૌરસ્ત્યોએ આ વિષયમાં દુઃખ પામવું છોડી દઈ, ઉપરની કે તેવી જ બીજી સમજણ મેળવી લેવી, જેને પરિણામે પરમ સુખ પમાશે એવી ખાતરી ખુશીથી આપી શકાય.

## સુલભ અધ્યાત્મશાસ્ત્ર

૨૩મી ઑક્ટો : ટેનીસન કવિ હતા, એ તો હવે જૂની વાત થઈ; હાલના કેટલાકને મન તેઓ કવિ જ નહોતા, એ તો વળી જૂની-શત્યવત્, ખોટી-વાત; પણ, તેઓ ઊંચી અધ્યાત્મદશાના માણનાર હતા, યોગાનુભવી કહેવાં જેવા હતા, એ નવી વાત મેં હમણાં જ જાણી. આ ઉલ્લેખ "ફ્લાવર ઇન ધ ક્રેનીડ વૉલ"વાળી પ્રસિદ્ધ પંક્તિઓ વિશે નથી, પણ એમના પત્રોમાંનો એક ઉતારો હમણાં જ 'સીક્રેટ પાથ'ના કર્તાએ એ ચોપડીમાં કરેલો વાંચ્યો, એને વિશે છે; તમે પણ એ વાંચો :

A kind of waking trance I have frequently had quite from boyhood, when I have been all alone. Out of the intensity of the consciousness of the individuality, the individuality itself seemed to dissolve and fade away into boundless being; and this not a confused state, but the clearest of the clear, the surest of the surest; utterly beyond words; where death was an almost laughable impossibility, the loss of personality (if so it were) seeming no extinction but the only true life.

બાળકપણથી જ સમાધિ જેવાં સંવેદન; વ્યક્તિગત ચેતના કોઈ વાર એટલી તીવ્ર બને કે વ્યક્તિત્વ જ પીગળી જઈને કોઈ નિઃસીમ સત્ત્વમાં સમાતું અનુભવાય; એ અનુભવ હોય સુવિશદ ધ્રુવતમ અને અનિર્વચ્ય; મૃત્યુ ત્યારે એટલું તરી જવાયું હોય કે એ હાસ્ય-પાત્ર અશક્યતા લાગે; જીવાત્મા એ ક્ષણે પરમાત્મામાં એવો લયલીન,

કે આત્માનું એવું ' ખોવાનું ' એ ખોટ કે વિનાશ નહિ પણ એક-માત્ર ખરું જીવન લાગે : એવું બધું, (તમે કદાચ કહેશો ), કોઈ વિરલ કવિજનના નસીબમાં હોય તો કોણ જાણે; એનો ય એ વિભ્રમ નહિ હોય એ કેમ જાણ્યું ? અમારે નસીબે તો આ જમાનામાં વંધ્યે જતી પેટ માટેની વેઠ અને અંગત જંજાળો એવી ને એટલી થઈ છે કે તમારું ચોપાનિયું ને એમાંની આવી બાલરિકા વાંચીએ છીએ એ માટે પણ તમારે પાડ માનવાનો; ને, તમને ય આ ચોખ્ખી નોટિસ કે આવું આવું બહુ લખશો તો એ બંનેને ધૂંસરિક કહીને અમારે ખભેથી પહેલી તકે ઉછાળી મૂકશું—હા વળી ! ... એ ઉદ્ગારો-ના મારે ઘણા જવાબ આપવાના છે, જે ભવિષ્યમાં આપતો રહીશ. હમણાં એટલું જ કે જો પોલ બ્રુન્ટનનું નાનકડું ' સીક્રેટ પાથ ' ક્યાંયથી મેળવી શકો તો સહૃદયતાથી વાંચી જજો. બધી રીતે પોતાને અર્વાચીનતાના અવતાર માનતાં મનુષ્યો માટે પણ કેટલુંક આત્મદર્શન કેવી રીતે શક્ય છે એ તેણે આપણને પતીજ પડે તેવી રીતે તો તો ખરું જ, પણ આપણે એનાં કથનને સ્વાનુભવની કસોટીએ ચઢાવી શકીએ તેવી રીતે પણ વર્ણવીને સમજાવ્યું છે. તેણે અધ્યાત્મવિકાસ માટે જે ત્રણ પ્રક્રિયાઓ સૂચવી છે તે પણ સાદી, સહેલી અને હાનિરહિત છે. એવું જ ' એ સર્ચ ઈન સીક્રેટ ઈન્ડિયા ' તો પેલું ઘણીક વાર્તાઓ માટે કહેવાય છે ને તેમ, એક વાર વાંચવા માંડ્યું એટલે પૂરું કર્યા વિના છોડવું ન ગમે તેવું છે. ... તમારા ગામની લાયબ્રેરીમાં એ ગ્રંથો ન હોય તો એ મગાવી આપવા સેક્રેટરીનો જીવ ખજો. કોઈને પણ જીવ ખાઈએ એ પાપ છે ને તમારા આત્માને ય એમ કરવાથી થોડો નવો મેલ ચોંટવાનો (જૂનો, અત્યાર પહેલાંનો, ઘણો હશે એમ માની લીધું એ માટે દિલગીર છું; બાકી એ વાત તો સાચી ને ?). પણ બંને ગ્રંથોમાં સુગંધીદાર આધ્યાત્મિક સાબુ એટલો ભર્યો છે કે મેલની ચિંતા કરવાની જરૂર નથી, પણ એ સાબુ મળવનો છે માટે બીજા ન હકના નવાનવા મેલ હૈયે જમાવ્યા કરશો માં; નહિ તો, સેક્રેટરીનો જીવ તો તમે ખાતા ખાશો પણ ત્યારપહેલાં પેલી ' મહતી વિનષ્ટિ ' તમને જ ખાઈ જશે અને વિકાસ વિકાસને ઠેકાણે રહેશે.

## પ્રગતિશીલ 'વાસ્તવ' કથન

૧૫મી જુલાઇ ૧૯૩૬: પ્રગતિશીલોના પ્રમુખ કહે છે કે ગુજરાતી નવલકારોના બાપદાદા કમાઈને દોલત મૂકી ગયેલા અથવા વારસામાં જમીન આપી ગયેલા, તેથી જ એ નવલકારોને એકાબેકા પ્રેમની વાતો લખવાનું સૂઝયું. એ કથન નરદમ અને હુરદમ જૂઠ્ઠું શું નથી ? ગોવર્ધનરામના પિતાની પેઢી ભાંગ્યા પછી તેમણે જાતમહેનતે રળીને નિર્વાહ કર્યો, નિવૃત્તિનિવાસ સ્વીકાર્યો, 'સરસ્વતીચંદ્ર' રચ્યો; મેઘાણીની અકિંચનાવસ્થા હવે અજાણી નથી; જીવંત નવલકારોમાંથી, એકના હજારો પૈતૃક રૂપિયા ક્રેડિટ અને સ્પાશી બૅન્કોમાં નાશ પામ્યા પછી, વકીલાત જમાવતાં, તેમણે પોતાની બે શ્રેષ્ઠ નવલો લખી; અને બીજાને માટે એવું બન્યું છે કે માથે મોટા કરજના ભાર વચ્ચે પણ આકરી નોકરી કરતાં તેમણે એમની પ્રસિદ્ધ વાર્તાઓ આપણને આપી છે. આ નક્કર હકીકતો એટલું જ બતાવે છે કે ગુજરાતી સાહિત્યના નવતર નેતાઓ જો ગુલબાંગો હાંકીહાંકીને જૂઠ્ઠાણાંની દિશામાં જ પોતાની પ્રગતિ કરવાના હોય તો એ એવી પ્રગતિને તો મોત જેમ વહેલું સાંપડે તેમ જ સારું... તરુણ ગુજરાતી 'પ્રોલેટેરિયન' ભાવનાવાળા વાઙ્‌મયસેવકોએ આપણી માતૃભાષાદ્વારા જો કંઈ પણ કામ પોતાના ધ્યેય પ્રમાણે કરવું હોય તો તેમણે પોતપોતાનું હાલનું 'બુર્ઝવા' જીવન છોડી દઇ, અધ્યાપક કે શિક્ષક કે પત્રકાર મટી જઇ, ગોર્કીની માફક ભમતારામ બની, ગુજરાતી ખેડુ-મજૂરોની વચ્ચે જ ચોવીસે કલાક ગાળવા જોઇએ. તો જ તેમને પ્રોલેટેરિયન સાહિત્ય તથા શાસ્ત્રનાં લખાણો લખવાની ખરી પ્રેરણા અને ખરી હકીકત મળશે; તેમનાં હાલનાં પોકળપણું ટળીને, સંગીનતા આવશે. એ-ગરીબોનું-જીવન વાઙ્‌મયમાં ઊતરવું ન જોઇએ એમ કોઇ કહેતું નથી, વિરોધ છે તે એ વિષયની હાલની છેક જ બેસાંગી રીત સામે. ... આ સંબંધમાં, જેમનો બુર્ઝવા-વિરોધ આંધળો ન હોય તેઓ ગયા માર્ચ તથા મેનાં 'લંડન મર્ક્યુરી' માંની પ્રોલેટેરિયન સાહિત્યને લગતી ચર્ચા વાંચશે તથા વિચારીને આચરશે તો પોતાનું, ગરીબોનું, સાહિત્યનું ગુજરાતનું કેટલુંક ખરેખરું ભલું કરી શકશે.

## છબિલું વેશ્યાપણું

**૧૯મી:** બ્રિસ્બેન ક્યાં આવ્યું? ઑસ્ટ્રેલિયામાં, એક ઘણા અર્વાચીન દેશમાં; પણ ત્યાં યે કેટલીક વાર પેલા માળા 'જૂનવાણી' બનાવો બનતા લાગે છે: ગ્રંથકારોનાં ચાડાં સાને છબીઓનું પ્રદર્શન ભરાય ત્યારે 'ઑન ટુ બી હેંગ્ડ'ના કર્તા પૉલ મેક્ગ્વાયરે કર્યું તેમ ગ્રંથકાર પોતાની છબી જાહેરમાં રજૂ થાય તેની સામે વિરોધ દર્શાવીને જ એ પૂરી પાડે છે: "મને લાગે છે કે ગ્રંથકારોને એમના ગ્રંથોદ્વારા આપણે સાંભળવા જ જોઇએ—દેખવા નહિ; તેમનો અવાજ સાંભળીએ ત્યારે પણ એમને દેખવાનું ઠીક નથી. રેડિયોમાં જ સાંભળ્યા વધુ સારા એમને તો." ...મને પોતાને તો, સાહિત્યકારે પોતાની છબી છાપવા આપવી કે બીજા કને હોય તે છાપવાની સંમતિ આપવી, તેમાં અને વેશ્યાવૃત્તિ કરવામાં ઝાઝો ફરક નથી લાગતો: દુકાને બેઠેલ વેશ્રી દુહાગણ પોતાનો ચહેરો વટાવે છે રૂપિયા—આના કમાવા, તો છાપામાં છપાતો આ દુહાગી પોતાનો ચહેરો વટાવે છે ચોપડીઓ ખપાવવા: "જુઓ, જોયો મને? કેટલો પ્રતિભાશાળી દેખાઉં છું! હવે મારા અમર ગ્રંથો તમે જરૂરાજરૂર ખરીદજો અને રસ એમાં હોય તેથી પણ વધુ લૂંટજો—લખાણના રસમાં આ લલિત વદનથી નિષ્પન્ન થતો રસ મિલાવી મિલાવીને."

## પ્રવૃત્તિ વિ. નિવૃત્તિ

**તા. ૧૮મી:** કોઇવાર અંગ્રેજ લેખક પણ જ્ઞાનયોગનો સારો સ્વતંત્ર ગ્રંથ લખી જાણે છે. એનો એક નમૂનો તે ક્રિગ્ઝેરેડ-કૃત 'રેશનલ મિસ્ટિસિઝમ.' એના આઠમા પ્રકરણમાંથી આ એક બે વિચારબિંદુઓ: (૧) જેને આત્મદર્શન થયું હોય તેણે પ્રવૃત્તિમાર્ગ છાંડવો જ જોઇએ તેવું નથી; ઊલટું, એ દર્શનનો લાભ પામેલાં ઘણાંખરાં માણસોની સિદ્ધિદ્વારા જ સ્થૂલ જગતમાં પણ એવું ઘણું કાર્ય કરવાનું હોય છે જેવું અન્યથા છે અશક્ય. એ થઈ બહુસંખ્યોની, બહુમતીવાળાની વાત. પણ આ આબતમાં યે એક લઘુમતીવાળો 'કોમ' છે જ. આ વર્ગની વ્યક્તિઓની સમુત્ક્રાંતિની અમુક તબક્કે ચાલતી હોય છે ત્યારે તેની પોતાની ઉન્નતિને માટે તો નિવૃત્તિમાર્ગ આવશ્યક હોય જ છે; પણ, એનું નિવૃત્તિમય જીવન સમસ્ત માનવજાતિનું યે કલ્યાણ સાધવા આવશ્યક હોય,

તેવું પણ બને છે. આમ હોવાનું કારણ શું ? કારણ એ કે એવો સંન્યાસયોગી પોતાના ધ્યાનાત્મક-ચેતનાવાળા જીવનવડે આખી ય જાતિની આંતરચેતનાને વિશુદ્ધ કરવામાં અને એને ઊંચી લેવામાં એવું તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ છતાં નક્કરમાં નક્કર કાર્ય કરતો હોય છે, અને એ રીતે જગતકલ્યાણ કરવામાં ભાગ ભરતો હોય છે, જેવા કાર્યની પણ જરૂર મોટી અને અસર ઊંડી રહે છે. છીછરા સંશયવાદથી અને છોકરમતીલા બુદ્ધિવાદથી ( બધો બુદ્ધિવાદ એવો નથી; અહીં એકતરફી ને પરાણે મર્યાદિત બનતા 'બુદ્ધિગ'હુઓને જ ગણ દેવામાં આવી છે. )-એવા વાદોથી પીડાતા ચાલુ જમાનાએ આવી અગોચર આધ્યાત્મિક પ્રવૃત્તિને પણ સમજતાં શીખવાની અગત્ય છે. એવા વાદીઓમાંથી કોઈકોઈને, આવા વિષયની કે એનો પ્રયોગ કરનારની વાત ચાલતી હોય ત્યારે એ પ્રયોગીઓ વિશે બોલતાં સાંભળીએ છીએ: " એ બધા વરસો ને વરસો લગી ઢૂંઢી સાધુ જોઈને શું કર્યાં કરે છે, દેશ આખો જ્યારે સળગી રહ્યો છે ત્યારે ? " ભલા ભાઈ, દેશ ખાખ થઈને પૃથ્વીપટેથી નાબૂદ થયો નથી, એ સદ્ભાગ્ય યોગના સિદ્ધો અને મહાન સાધકોએ જ દેશને સંપડાવ્યું નહિ હોય તેની તું જેવા વામણાને શી ખબર પડે ? અને, તારા-મારા જેવા સ્થૂળ પ્રવૃત્તિમાનો જે સારું કરતા હશે તેમાં પણ જેમ ઈશ્વરનો તેમ આ ઈશ્વરી એજંટોનો હાથ નથી જ, એમ કોણે કહ્યું ? અને એમની જ કેટકેટલી કીમતી મદદ આપણે અને આપણા વંશજો બધા ય મળીને કોઈક દહાડો જે દિવ્યતાથી દેશ અને દુનિયાને ભરી દેવાના છીએ, તેમાં મળતી અને મળવાની નથી એ પણ તેં હમણાંથી જ જોઈ નાંખ્યું, એમ ? એટલે, તારે એટલી ખાતરી રાખવી જ કે એવી ઢૂંઢી આ તારી જેમ કરે છે તેટલું સત્કાર્ય તો જરૂરાજરૂર જગતના ભલાને માટે, હરકોઈ સંજોગોમાં, કરવાની જ છે. (૨) એ જ ગ્રંથમાં ગ્રંથકાર આગળ ચાલતાં 'ગોલ્ડન ફાઉન્ટેન'નાં આધુનિક અદ્વૈતાનુભવી યુરોપી સન્નારીની એ કૃતિમાંથી સવિસ્તર અવતરણો આપે છે; અને કહે છે કે પોતાને જ એકલાને આધુનિક માનનારા અમુક તરેહના અત્યારના માનસશાસ્ત્રીઓની આ વિષયની ચલણી ટીકાઓનો રદિયો આપતાં અદ્વૈતાનુભવ એ કંઈ અમુક અમુક 'ગ્રંથીઓ' કે 'સ્વસૂચન' કે વિભ્રમ-

બિભ્રમનું પરિણામ નથી, પણ એ એવું "પરિણામ હોય' તેમ લાગે છે એટલું જ; કારણ, એ અનુભવ જેમ આપણને આપણે એને એના બાહ્યરૂપાત્મક સ્વરૂપે વિચરીએ ત્યાં લગી ગ્રંથી–પરિણામ "વગેરે લાગ્યા કરવાનો, તેમ, એના તાત્ત્વિક સ્વરૂપે એને ઓળખવાનો પ્રયાસ આપણી ચાલુ પરિમિત ચિત્તદશાથી પર થઈને કરીએ ત્યારે. સત્ય વસ્તુ તરીકે જ–વસ્તુ માત્રના અગોચર, હૃદયગમ્ય અને અનુભવગમ્ય પરમ તત્ત્વ તરીકે–સ્વીકારવાનો: આપણે ત્યાં જે 'સ્વાનુભૂત્યૈકમાન'' કહેવાયું છે તેને માટે એ વિદ્વાન ગ્રંથકારે આપેલો આ ખુલાસો, સહૃદયોને કેટલો બધો વાસ્તવિક લાગે છે! આપણામાંના જે ઘણાખરા આચરણે અને ઘણા માન્યતાએ આ વિષયમાં હજી દુર્ભાગ્યે દુર્હૃદયી છે, તેમણે પણ આપણા જૂનમાં જૂના ને પશ્ચિમના કિંગસ્લેંડ વગેરે જેવા ખરા પ્રગતિશીલ લેખકોનું આ દૃષ્ટિબિંદુ સ્વીકાર્યા વિના છૂટકો નથી જ; કેમ કે, માનવું અત્યારે મુશ્કેલ છતાં સાવ સાચું છે કે જગતનાં અનિષ્ટમાત્ર અને દુઃખમાત્રનું સૌથી કારગત લાગે તેવું ઔષધ એટલે સંસ્કારેલી બુદ્ધિએ મેળવેલું તેમ જ શુદ્ધીકૃત હૃદયે પ્રીછીને વ્યવહારના નિત્યજીવનમાં પણ ક્ષણેક્ષણે આચરેલું,–એવી રીતે ચિંતનથી મેળવવાનું અને આચરવાનું–ઊંચામાં ઊંચું આધ્યાત્મિક જ્ઞાન–ન બીજું કશું, ન બીજું કશું.

આજે એક જૂની લાઇબ્રેરીમાં હાથ ચઢી 'સ્વરૂપ-પુષ્પાંજલિ.'–મસ્તકવિ ત્રિભુવનની એ ભજનિકામાં છે વળી અદ્વૈત કથની એટલે આ વખતે એની પર નહિ લખું, ઉપલી કંડિકાઓમાં એ 'ઊંડા' તમે જીરવી રાકો તેવી કદાચ વધુ અપાયો હોઈને. પણ–

નહિ ચંદા, નહિ સૂરજ તારા, નહિ વીજચમકાર.

એ એના ૧૦૭મા ઉદ્ગાર યાને ભજનમાંની પંક્તિ વિચારો. કંઈ એને મળતું બીજું યાદ આવે છે? મને તો આવ્યું:

નહિ સૂરજ, નહિ ચન્દ્ર:

હો અબધૂત! નહિ વીજળીચમકાર.

આ ગીતવાણું નાટક ૧૯૧૪નું અને મસ્તકવિ ૧૯૦૧ની. પણ આ હકીકત પરથી કોઈ ઉતાવળે અભિપ્રાય આપી દે ત્યાર પહેલાં કહું કે દરેક નાનેનાના ઋણનો પણ સ્વીકાર કવિઓએ કરવો જ જોઈએ.

એવો આગ્રહ અહીં નહિ પકડીએ તો ચાલશે. એટલું ઝીણું કાંતવા કરતાં, અંગ્રેજ ટિપ્પણકારો "A reminiscence of—" એ રીતે આવે પ્રસંગે નોંધે છે તેમ નોંધીશું કે ગીતકારને ભજનકારના અસરકારક શબ્દોનું સંસ્મરણ રહી ગએલું અને એ ને એ જ શબ્દો તેમને પોતાના હેતુ માટે પણ સર્વોત્તમ લાગવાથી એને તેમણે પ્રજાકીય મિલકત માની લઈને ઉપયોગમાં લઈ લીધા.

## સુન્દર બે અર્પણશ્લોક.

૨૫મી : મસ્તકવિએ એ લઘુ ગ્રંથ અર્પણ કર્યો છે પોતાના પરમ મિત્ર કલાપીને, 'ઉત્સર્ગ' એ મથાળાના નાનકડા કાવ્યથી; જે એ પ્રકારની કાવ્યરચનાનો ઋજુકોમલ નમૂનો છે:

જ્યાં ઉર ઉર ઉઘડી મળી જાય સ્નેહે,
આનંદમાં રસ પીતાં લવ ભાન ના રે'—
એવા અનંત ભવના સુર સોબતીને
કંઠે રહો ભજનની શુચિ માલિકા આ.
કોઇ કરે સ્મરણમાં વર કીર્તિસ્તંભ,
કોઇ કરે તીરથમાં જઇ દાનપુણ્ય,
કોઇ કરે શરીરનો તતકાળ ઘાત,
હું તો કરૂં સ્મરણમાં તવ ગાન માત્ર.

## ચાર પારિભાષિક શબ્દો

૨૬મી : માંદ અઠવાડિયું ગયું હશે. એ વખતે કંઈ કાર્યવશાત્ મેં એક અંગ્રેજી વિરામચિન્હ 'કોલન'નો ગુજરાતી પર્યાય ઘડવાનો યત્ન કરેલો; અને 'સેમીકોલન'ના પર્યાયના સામ્ય પરથી 'કોલન' માટે 'ઉપાર્ધવિરામ' ચાલે એમ લાગેલું. પણ આજે આણુધારી હાથ ચઢેલી નવલરામની 'નિબંધરીતિ'ની પૂર્તણીમાં (આ જોડણી એમની જ છે) જુદો શબ્દ નજરે પડ્યો ત્યાંથી એ તેમ જ બીજા ત્રણ, કોઇને કામ લાગે ધારી (ખાસ કરી એટલા માટે "નિ. રી" હવે સામાન્યતઃ દુર્લભ છે.), અહીં ટાંકી રાખું છું:

| | | | | |
|---|---|---|---|---|
| ૧. કોલન | ... | ... | ... | મહાવિરામ |
| ૨. ડૅશ | ... | ... | ... | અવચ્છેદરેખા |
| ૩. હાઇફન | ... | ... | ... | સંધાનરેખા |
| ૪. ઍપૉસ્ટ્રૉફી | ... | ... | ... | લોપકચિન્હ |

## મ. ન. દ્વિ. પછીનું 'સુદર્શન'

એની સમગ્ર સમીક્ષા અહીં કરવી નથી. આ તો, મણિલાલ વિદેહ થયા પછીના ચોથાપાંચમા વર્ષની ફાઈલ હમણાં જ જોઇ, એ પરથી જે લાગ્યું તે લખું છું કે એના આદ્યદ્રષ્ટા ગયા પછી, ભલે જુદી રીતે પણ, એ માસિકની વિશિષ્ટતા કેટલીક તો જળવાઇ હતી. એમનો 'રાજયોગ' ઘણું કરીને ગુજરાતીમાં ગ્રંથાકારે પ્રસિદ્ધ થયો નથી, પણ, 'વિશ્વવિહારી–અનુજ' એણે કરેલું ભાષાંતર આ અંકોમાં ૧૯૦૨–૦૩–૦૪ દરમ્યાન છપાયલું મુમુક્ષુઓ વાંચો શકશે ... 'એક સંન્યાસી'ના ઉપનામથી એ જ વર્ષોમાં લખાયલા ધાર્મિક વિષયો એ વાચનપ્રકારથી જે ગણતર ગુજરાતીઓ હજી વિમુખ થયા ન હોય તેમને રસ પડે તેવા છે. ... બીજું પણ કેટલુંક (જેમ કે, ઉપલા વર્ષોમાં નહિ પણ બીજે કોઇ સમયે છપાયલી 'ભદ્રંભદ્ર'ની નીડર ને માર્મિક સમાલોચના) વાંચવા કે જોઇ જવા જેવું એ ફાઇલોમાથી નીકળી શકે. મતલબ, વાઙ્મયનો ભાવી ઇતિહાસકાર, જો તે સમગ્રદર્શી અને સમતોલચિત્ત પણ હશે તો, પોતાના ગ્રંથનો માસિકવિભાગ લખતાં, ૧૮૯૮ પછીના 'સુદર્શન'ને ઉવેખી નહિ શકે. ... એ સમયની એક બીજી નાની પણ ધ્યાનપાત્ર વિશેષતા નોધવા જેવી લાગે છે : માસિકમાં લેખના લેખકનું નામ મથાળાની સાથે નહિ પણ નીચે ટીપમા લખાતું. ક્યાં એ પદ્ધતિ અને ક્યાં આજની અમુક પદ્ધતિ, જેમાં લેખકનામને લેખનામના કરતાં ય ઊંચે આસને પધરાવવામાં આવે છે. આમ શાથી ? 'સુદર્શન'યુગના લેખકો કરતાં 'માનસી'યુગના લેખકો ખરેખર જ મહત્તર છે ? કે પછી આગલા યુગની વસ્તુપૂજનને 'જૂનવાણી' ગણી, વ્યક્તિપૂજાની નવવાણી આપણે સવિશેષ તાર સ્વરે ઉચ્ચારતા થયા છીએ, બદલામાં નમ્રતાને હૃદયનિકાલ ('દિલનિકાલ' લખવું જોઈએ; પણ હવે તો હિંદીપ્રચારના હિતાર્થે ભાષામાં ય, જાણે ગમે તે ભોગે, હિંદુમુસ્લીમ ઐક્ય કરવાનું છે ને?) કરીને? ...

ખરું કારણ એ હશે કે માત્ર નવીનતા તરીકે જ લેખકનામ ઉચ્ચતર પદે સ્થપાતું હશે; અને, ભૂલવું ન જોઇએ કે એ નામને મુકાબલે લેખનામને વધારે જાડે અને મોટે બીબે છાપવમાં આવે છે.

## સ્વદેશની એક વ્યાખ્યા

माता च पार्वती देवी, पिता देवो महेश्वरः ।
बान्धवाः शिवभक्ताश्च, स्वदेशं भुवनत्रयम् ॥

આ વાંચીને તમે કદાચ કહેશો : "વળી પાછું તું તારું અધ્યાત્મ વચ્ચે લઈ આવ્યો, તેં જ ના પાડેલી છતાં." પણ, શું કહું કે શું તમે (કે, શું આધુનિક ચાર્વાક જેવો ફ્રોઈડાચાર્ય ને તેના ચેલાઓ)-કોઇ પણ એ વિષયથી કદી પણ છટકી શકીએ તેમ નથી, આપણા અમે તેટલા પ્રયાસો છતાં; કારણ, એમર્સને બ્રહ્મની પાસે બોલાવ્યું છે તેમ,

They reckon ill, who leave me out,
When me they fly I am the wings;
I am the doubter and the doubt
And I the hymn the Brahmin sings.

અલબત્ત, એ વાતની પ્રતીતિ થવી મુશ્કેલ છે પૂરતા યોગાભ્યાસ વિના. એમર્સન તો કેટલેક અંશે આજન્મ યોગી હતો અને આપણો—યોગવેદાંતના સૌથી પુરાણા વારસોનો—આ જન્મ યોગોઓમથી બીધા કરવામાં જ કદાચ પૂરો થવાનો. પણ એટલી નિરાશા નિષ્કારણ છે એમ લાગે છે. ચાલુ 'પ્રબુદ્ધ ભારત' સાનંદ નોંધે છે તેમ, તાજેતરના એક 'ટ્વેન્ટીએથ સેન્ચરી'માં એક સમકાલીન ઇંગ્લિશ વિચારક જેરલ્ડ હર્ડે આપણી ય આજની દુનિયાનાં બધાં દુઃખો ટાળવાના એક અને અનન્ય સાધન તરીકે યોગસાધનાનું યથાયોગ્ય પાલન કરવાનું સૂચવે છે. બીજાં પણ ઘણાં ચિન્હો છે, ધર્મવિષયને હવે સમજુ પાશ્ચાત્યો બાતિયાત નથી ગણતા એ હકીકતનાં એટલે, પૌરસ્ત્યોએ ધર્મને ભાંગવાની કે ધર્મથી ભડકવાની નહિ પણ ઘટતી રીતેઆતે એને જાળવાની દુઃખદ ફરજ (હમણાં શરૂઆતમાં તો એ દુઃખ જ રહે ને ?) ઊભી થાય છે ... પણ પેલો સંસ્કૃત શ્લોક તો અદ્ધર જ રહી ગયો. ... ... ... (આવતા અંકમાં ચાલુ).

—વિ.

## ફૂલ અને પથ્થર

[ આ ચર્ચાપત્રવિભાગ છે. તેનું મથાળું આવું રાખ્યું છે તે એટલા માટે કે તેમાં જેમ સાત્વિક ચર્ચાનાં ફૂલ ચર્ચાપત્રીઓ વેરશે તેમ રાજસી ચર્ચાના પથ્થર પણ ફેંકશે. ઉમેદ રાખીએ છીએ કે ચર્ચાપત્રીઓ બને ત્યાં લગી પહેલા વર્ગમાં ગણાવાનો જ લોભ કેળવે. ]

### જુના ગુજરાતી દુહા

**' માનસીના ' મે. તંત્રી સાહેબ**

નમસ્કાર. વિ. આપના ત્રૈમાસિકના સં. ૧૯૯૨ના વસંતપંચમીના અંકમાં ' જુના ગુજરાતી દુહા : એક ચર્ચા ' નામનો લેખ છપાયો છે. એના પેટામાં પાન ૧૮૯ના મથાળે દુહાની પરીક્ષા વખતે, ' કરીર ' શબ્દની વ્યાખ્યા કરતાં શ્રી. માંકડ આ પ્રમાણે લખે છે :

દુહો ૧૬. કરીરનો અર્થ ' ઝાડવું ' કર્યો છે પણ કરીર એટલે ' કેરડો ' એ જાણીતું છે. ( સરખાવો : પત્રં નૈવ વગેરે )

„ ૪૧. કરીરનો અર્થ ' થોર ' કર્યો છે તે પણ ( કેરડો એક જાતનો થોર છે છતાં ) બરાબર નથી. ...

આ અવતરણોમાંથી ત્રણ મુદ્દા તારવી લેવાય :

૧ કરીર એટલે કેરડો, થોર નહિ.

૨ કેરડો " એક જાતનો " થોર

૩ અ કેરડાને પાંદડાં નથી થતાં.

આ „ વસંતઋતુમાં પાંદડાં નથી હોતાં.

દુહાના કાવ્યસ્વરૂપની ચર્ચામાં મારે તો નથી ઊતરવું. મારે તો માત્ર, વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ શ્રી. માંકડનાં વિધાન કેટલાં યથાર્થ છે, એટલું જ દર્શાવવું છે, એટલે ઉપરનાં ત્રણ વિધાન તપાસીએ. અનુક્રમે લેતાં,

૧. કરીર એટલે કેરડો એ વાત સાચી છે. કરીરનો અર્થ ચોર કરતાં ભાઈ મધુસૂદન જેવા સંસ્કૃતપ્રાકૃતના પ્રખર વિદ્વાને આ વાત કેમ ધ્યાનમાં નહિ લીધી હોય એ નવાઇ જેવું છે.

૨. કરીરને ચોર કહેવો એ બરાબર નથી. એ પણ કથન યથાર્થ છે. કરીર એટલે ચોર નહિ-આટલું કહીને ભાઈ માંકડ અટકયા હત તો ઘણું સારૂં; પણ કોણ જાણે શાથી એમણે આ કથન ભેગું જ એક વાકય ઉમેરી દીધું : ' કેરડો એક જાતનો ચોર છે. ...' એક વખત 'કેરડો એટલે ચોર નહિ.' અને બીજી વખત ' કેરડો એક જાતનો ચોર ' એમ કહેવું એ ચોખ્ખી અસંગતિ છે. ભાઇ મોદીએ કરીર=ચોર કહ્યો છે, એ જો અસત્ય હોય તો, કોઇ પણ કાળે કોઇ પણ પ્રસંગે કરીર=ચોર ન સંભવી શકે : પછી તે ગમે તે ' એક જાતનો ચોર ' હોય ( કઇ જાતનો ચોર એ ભાઈ માંકડે દર્શાવ્યું હત તો ઘણું સારૂં ). વળી ભાઇ માંકડે આપેલા ' એક જાતનો ' એ વિશેષણથી કરીર વિશિષ્ટ ચોર ભલે હોય તો પણ સ્વરૂપે ' ચોર ' મટી જતો નથી. તેમજ ' છતાં ' શબ્દથી કરીરને ચોર ન ઠરાવવા માટે, કઇ બાધક વાત ભાઈ માંકડ કહે છે, તે પણ સમજાતું નથી. શું પ્રસ્તુત ચર્ચાસ્પદ દુહાઓના વસ્તુસ્વરૂપમાં જ એવો કોઈ વિસંવાદ દેખાય છે કે જેથી, આ દુહાઓના પ્રસંગમાં કરીરનો અર્થ ચોર ન કરી શકાય : જ્યારે અન્યત્ર આ ' કરીર ' પોતે જ ચોર બની જાય ? સમજમાં નથી ઉતરતું, એટલે જે વાતમાં ભાઇ માંકડ, ભાઈ મોદીનો વાંક કહાડે છે, એ જ દોષ જાતે કરતા દેખાય છે.

વનસ્પતિશાસ્ત્રની દષ્ટિએ વસ્તુસ્થિતિ આવી છેઃ

કેરડો અને ચોર બંનેના ભિન્ન ભિન્ન વર્ગ છે. કેરડો એ Capparidaceae કરીરાદિ વર્ગ અંતર્ગત વનસ્પતિ છે. એની વૈજ્ઞાનિક સંજ્ઞા Capparis aphylla. એનો પીનરાઇ કંથેર. કચ્છના પ્રદેશમાં ભાઇ માંકડ કહે છે તે પ્રમાણે એનું બાહુલ્ય હશે પણ ઉત્તર ગુજરાતમાં મેં એ ઠેરઠેર નજરે પડે છે.

ચોરનો વર્ગ Euphorbiaceae. વૈજ્ઞાનિક સંજ્ઞા Euphorbia neriifolia. ખરસાંડી, એરંડો, કંથોઈ, વગેરે એનાં સમાંવડાવાં.

૩. કેરડાને પાન થતાં જ નથી, એમ કહેવું વાસ્તવિક નથી. એને પાન તો થાય છે જ પણ તેનાથી વૃક્ષ સુશોભિત નથી લાગતું. વળી એનાં પાન માત્ર વર્ષાઋતુમાં જ હોય છે : બાકીની બધી ઋતુઓ એ અપર્ણ દશામાં ગાળે છે. એના આ સ્વભાવને અનુલક્ષીને જ પ્રાચીન કવિઓએ એને વસંતઋતુમાં પર્ણહીન યથાર્થ ચીતર્યો છે

આના અનુસંધાનમાં અત્યંત મહત્ત્વની એક વાત કહેવી જોઈએ.

કેરડો અને થોર બંનેના નૈસર્ગિક વર્ગ જુદા છે, છતાં એમના જીવનવ્યવહારને જોતાં (ecologically) તો આ બંને વનસ્પતિઓ એક જ સ્વભાવની Xerophytous દેખાય છે. Xerophytes વનસ્પતિઓ એટલે જયાં ઓછું પાણી હોય, તેવે સ્થળે, સૂકા રેતાળ પ્રદેશમાં ઊગનારી વનસ્પતિ. આવે સ્થળે પાણી ઓછું એટલે વનસ્પતિના પ્રાણરૂપ રસને, સૂર્યનો તાપ જેમ ઓછું ચૂસે તેમ એમના જીવનની વૃદ્ધિના સંયોગો વધારે અનુકૂળ. એટલે આવી વનસ્પતિઓના દેહને જેટલો ઓછો ભાગ સૂર્યની નજરે પડે તેટલું વધારે હિતાવહ. આથી જ આવી Xerophytes વનસ્પતિઓને અત્યંત ઓછાં પાન હોય છે. કવચિત્ વર્ષનો મોટો ભાગ પાન જ નથી હોતાં જેથી એમના દેહની ઓછામાં ઓછી સપાટી પર સૂર્યનો તાપ પડે. વળી આ વનસ્પતિઓમાં, વૃદ્ધિ અને પોષણ અર્થે બીજાં વૃક્ષો કરતાં વધારે પાણી સંગ્રહી અને શોષી શકાય એવી પણ રચના દેખાય છે. દા. ત. કેરડો અને થોરને પાન આવે ચોમાસામાં જ; તે પણ ખૂબ જાડાં દળદાર, રસથી ભરેલાં. એમનાં થડ અને મૂળિયાં પણ રસને સંગ્રહી શકે તેવાં ભારે.

આમ સ્વભાવે સમાન જીવન જીવનારાં છે છતાં, કેરડો તે કેરડો અને થોર તે થોર; કેરડો થોર નહિ તે નહિ જ.

નવો વાસ, દાણાપીઠ,
અમદાવાદ.
આ. સુ. ૫ / ૯૨

હરિનારાયણ આચાર્ય

## પ્રો. માંકડનો ઉત્તર

ઉપરનું ચર્ચાપત્ર હું વાંચી ગયો છું, અને મારાં મૂળ લખાણમાં

જે બે અસંગતિ રહી ગઇ હતી તેના તરફ મારૂં ધ્યાન ખેંચવા માટે હું ચર્ચાપત્રીનો ઋણી છું. કેરડાને ચોમાસામાં પાન હોય છે એ સાચી વાત છે. કેરડો થોર નથી છતાં મેં એને એક જાતનો થોર ગણ્યો હતો તે લૌકિક વપરાશને લઇને. શાસ્ત્રીય સ્થિતિ, ચર્ચાપત્રી જણાવે છે તેવી જ હશે. એ વિષયનું મારૂં અજ્ઞાન હું કબૂલું છું. આ બન્ને અસંગતિઓ દૂર થયા પછી પણ મારી મૂળ દલીલમાં કશો જ ફરક પડશે નહીં એના તરફ આ ચર્ચામાં રસ લેનારાનું ધ્યાન ખેંચું છું.

ડોલરરાય ર. માંકડ

## પ્રાચીન દુહાનું હરણથલ કયું ?

બુદ્ધિપ્રકાશ( પુ. ૮૭, અં. ૧-૨ )માં રા. મધુસૂદન મોદીએ જૂના ગુજરાતી દુહાઓ પાઠાન્તર, ભાષાન્તર અને અર્થાન્તર સાથે પ્રકટ કર્યા હતા. જેના વિવેચનના કેટલાક મુદ્દા સંબંધી પ્રો. ડોલરરાય માંકડે 'માનસી'ના પ્રથમ વર્ષના વસન્તપંચમીના અંકમાં મતાન્તર દર્શાવ્યો છે. તેમણે પાઠભેદ અને અર્થભેદની જે ક્ષતિઓ બતાવી છે તથા સંવાદાત્મક દુહાનો જે અનુક્રમ બતાવ્યો છે તેમાંની ઘણીખરી બાબતો મને યથાર્થ જણાય છે, પરન્તુ તેઓ આ દુહાઓને કાઠિયાવાડના ગણે છે અને સંવાદમાંનું હરણથલ હુંશારના જોડીઆ પાસે કોઈ સ્થળ હશે એમ કલ્પના કરે છે; એ બે બાબતો વિષે મારો મતભેદ જણાવું છું.

રા. મધુસૂદન મોદીએ આ દુહાને ગુજરાતના ગણ્યા, તે ઉપરથી દુભાઇને તે કાઠિયાવાડના છે એમ સાબીત કરવાને પ્રો. ડોલરરાયે પ્રવૃત્તિ કરી છે એમ સમજાય છે, પરન્તુ જે સમયના દુહા છે-વિક્રમની સત્તરમી શતાબ્દી પહેલાંના-તે સમયમાં ભાષામાં પ્રાન્તભેદ હોવાનું કંઇ વાસ્તવિક પ્રમાણ મળ્યું નથી. તે સમયે પશ્ચિમ રાજસ્થાન( મારવાડ )થી દ્વારકા સુધી સમાન ભાષા પ્રવર્તતી હતી એવો મત હવે સ્વીકારાતો જાય છે; તો તે સમયની ગુજરાતી ભાષામાં પ્રાન્તભેદ પાડવો એ ઉચિત નથી.

આ દુહામાં પ્રો. ડોલરરાયે બતાવેલા કચ્છ-કાઠિયાવાડની

અને કાઠિયાવાડમાં એ પક્ષીઓ ઉત્તર તરફ જતાં હોવાથી તે પ્રદેશ સિંધની દક્ષિણનો કચ્છ–કાઠિયાવાડનો પ્રદેશ હોવો લઇએ એમ પ્રો. ઉમરરાય કલ્પના કરે છે; પરન્તુ મૂળ દુહામાં કુંજડીઓ ઉત્તર તરફ જાય છે એમ કહ્યું નથી. મૂળમાં તો માત્ર સિંધવ દેશમાં તેઓ જાય છે, એમ કહ્યું છે.* ગુજરાતમાંથી કુંજડીઓ સિંધમાં ન જાય ?

દુહાને કાઠિયાવાડના ગણવામાં છેલ્લું અને મહત્ત્વનું કારણ તેમાં જણાવેલું 'હરિણસ્થળ' તેઓ ગણાવે છે. આગળપાછળનો સંબંધ જોતાં તે કોઇ ગામનું નામ ન હોય તેમ જણાય છે, અને કચ્છ–કાઠિયાવાડનું કોઈ ગામ તેઓ બતાવી શક્યા નથી, પરન્તુ જોડીયા ગામની એક ભાગોળનું નામ 'હૈંથળ' હોવાથી એ બાજુ એ નામનું પડેલાં ગામ હશે એમ તેમણે કલ્પના કરી છે, પરન્તુ તે માટે ચોક્કસ પ્રમાણ રજુ કર્યું નથી. તેઓએ બીજો એક વિકલ્પ મૂક્યો છે કે ખાડીના કાંઠાના પ્રદેશનાં અમુક ભાગને ખારવાઓ 'હૈંતલ' કહે છે. આ પણ હરિણસ્થળને માટે નિર્ણાયક પ્રમાણમાં ગણી શકાય નહિ. જો હું એમ બતાવું કે હરિણસ્થળને મળતા નામવાળું ગુજરાતમાં એક ગામ છે તો એ સ્થળ બાબત કંઈ શંકા રહેશે નહિ. મૂળ દુહો આ પ્રમાણે છેઃ—

फट्टि फट्टि छांडु वोलिउ अम्ही तणइ ड (डेइ)?।
प्रम्ह सरखो गोरडी नहो हरणथलेइ ॥ १८ ॥

આમાં જણાવેલું હરણસ્થળ ગામનું નામ છે એ ચોક્કસ છે. ઉત્તર ગુજરાતમાં ઊંઝાની પાસે 'હૈડોર' નામનું ગામ છે. તે આ હરણસ્થળ હોવાનો વિશેષ સંભવ છે. એના પછીનો દુહો એનો નિર્ણય કરી આપે છેઃ

हरणयलां मइ जोइआं जोइउं पट्टण-पीठ।
तम्ह सरखी गोरडी अम्हि गोरू चारत दीठ ॥ १९ ॥

અર્થાત્ મેં તારા હરણથલા જોયાં તો ઘણાં ગામ જોઇ નાંખ્યા છે અને પાટણ શહેર પણ જોયું છે; તારા જેવી ઘણી સુંદરીઓને તો

---

* कुंझडियां कुरलाईआं सूयां सिंघवदेस ।
ऊडइ पांख पसार करि वाहलां किमहि मलेसु ॥ १ ॥

મેં ગ્રંથો ચરાવતી જોઇ છે. પાટણ-પીઠ નો અર્થ રા. મધુસૂદન મોદી 'નગરનાં સ્થાન' કરે છે, પરન્તુ એ શબ્દ અહીં બહુવચનમાં નથી, પરન્તુ એકવચનમાં જ છે. જોઇઉ-જોયું એ એકવચનનું ક્રિયાપદ છે, તેથી તેનું કર્મ પણ એકવચનમાં જ છે. આ જોતાં એ શબ્દ બધાં નગરવાચક નથી, પણ એક જ નગરવાચક છે. આ નગર તે ગુજરાતનું પાટણ હોવું જોઇએ એ સ્પષ્ટ છે. પાટણ હેડોરથી પશ્ચિમે બારતેર ગાઉ ઉપર છે. આથી આ હરણુથલ તે હેડોર એ બાબતમાં શંકાને સ્થાન રહેશે નહિ.

પાટણ. તા. ૧-૯-૩૬. રામલાલ ચુનીલાલ મોદી

## પ્રગતિવાદ: એક વિચારસ્ફોટ

શ્રી તંત્રી, 'માનસી'

આપના ત્રૈમાસિકના અખાત્રીજના અંકમાં પ્રગટ થયેલી 'દેડકાની પ્રગતિ' નામક નોંધ વિષે વિચારસ્ફોટની દૃષ્ટિએ થોડુંક લખી મોકલું છું તો તે છાપી આભારી કરશો.

એ નનામી (એટલે કે જેને માટે તંત્રી જવાબદાર ગણાય તેવી) નોંધના લેખકનું કથન સરવાળે, અમદાવાદમાં જૂનમાં ભરાયેલા પ્રગતિશીલ સાહિત્યકારોના સંમેલનના કામચલાઉ મંત્રીઓ ઉપર કેન્દ્રિત થતું લાગે છે. લેખકે ઘણી સિફતથી, કેટલાક મૂલ્યવાન દેખાતા વિચારોને ખાંડનું પડ ચડાવી અંદરખાનેથી દેખાતી—અને આ નોંધોની અંદર વારંવાર દેખાઇ આવતી—એક જાતની કલહપ્રિયતાને[1] એમાં છુપાવી દીધી છે. એમ ન હોત તો અમુક વ્યક્તિઓને ઉદ્દેશમાં રાખ્યા વિના ન જ વાપરી શકાય તેવા અમુક શબ્દપ્રયોગો 'નવી દુનિયા' અને 'બબુભાઇનો વરો' વગેરે તે કરત જ નહિ.

---

૧. શાન્તમ્ પાપમ્!...પણ બધા જ સત્ત્વશાલી પત્રકારો 'કલહપ્રિય' હોય છે; અને કેટલાક સત્ત્વશાલી કાવ્યકારો પણ કલહપ્રિય છે: જેમ કે, 'કોયા ભગતની કડવી વાણી'ના, આખા ય સમાજની સાથે કલહમાં ઉતરેલા, કથાક્ષરસ્વામી કર્તા. મતલબ, કલહ કેટલીક વાર કર્તવ્ય જ બને છે ત્યાં કોઇનો શો ઉપાય?—સંચાલક

એક સર્જન અને ચિંતનનું કામ કરતા ત્રૈમાસિકમાં આવી અશિષ્ટ મનોવૃત્તિવાળું લખાણ ન શોભે તેવું મારું નમ્ર મત છે.

લેખકને પોતાની નોંધમાં બે ત્રણ વાતો કહેવાની છે. સામાન્ય રીતે સાહિત્ય પ્રગતિશીલ છે. 'એટલે પ્રગતિશીલ લેખકોની આ પ્રવૃત્તિ બિનજરૂરી છે. અને આ પ્રવૃત્તિ ઉપાડનાર માણસો કૂવાંના દેડકા જેવા, દુર્ગ્રહોથી સદંર્ભ બંધાયલા અર્ધજાગૃત, અધકચરા માણસો છે. એટલે આ (ખાસ કરીને અમદાવાદની) પ્રવૃત્તિ તો તદ્દન નકામી છે. તેમણે સાચી સાહિત્યસેવા કરવાને 'તટસ્થ અભ્યાસ'થી સદસદ્‌વિવેકબુદ્ધિ, આત્મૌપમ્ય સાહિત્યકળાના ધર્મોનું આચરણ વગેરે પ્રકારની સાધના કરવી જોઇએ.

પ્રગતિશીલ લેખકોની પ્રવૃત્તિ આજે હિંદવ્યાપી બનેલી છે, ત્યાં એક જ સ્થળના સંચાલકોને લક્ષમાં રાખી, બધાને વિષે લખાય છે એમ બતાવી, કથનની અતિવ્યાપ્તિ–અવ્યાપ્તિના બંને દોષો આવી જાય છે. પ્રગતિશીલ લેખકોની સામે પ્રગતિશીલ લેખકોના સંમેલનના પ્રમુખ સ્વ. પ્રેમચંદજીના શબ્દોનો ઉપયોગ કરી લેખ આ પ્રવૃત્તિનું પોતે જ વજન આપે છે, અને એ પ્રવૃત્તિ સામેનો પોતાનો વિરોધ નબળો કરી નાખે છે, એ સ્પષ્ટ છે. સાહિત્યકાર પ્રગતિશીલ છે એ કથન પ્રત્યેક સાહિત્યકારને નામે ઓળખાતી વ્યક્તિ માટે સાચું છે એવું માનવાની ધૃષ્ટતા તો લેખકે નથી કરી. કારણ એમણે સાહિત્યની એક વ્યાખ્યા આપીને લખ્યું છે કે 'એ રીતે પ્રગતિ પમાડનારો પ્રત્યેક વાઙ્‌મયનિર્માતા પ્રગતિશીલ છે.' હવે આપણે એ જ પૂછવાનું રહે કે એમની વ્યાખ્યા પ્રમાણે–એ રીતથી ભિન્ન રીતના વાઙ્‌મયનિર્માતાનું શું? હું કહેવાની રજા લઈશ કે આ સાહિત્યજગતમાં આ લેખકે આપેલી વ્યાખ્યાથી વિરુદ્ધ પ્રકારના ઘણા લેખકો વિદ્યમાન છે. અને એટલે જ આ સાહિત્યજગતમાં નવા વિચારદર્શનની સ્પષ્ટતા પ્રગટાવતી આ પ્રવૃત્તિનો ઉદય થયો છે. સાહિત્યને અંગે પ્રગતિકારક કરા વિચારો કરવા જ નહિ એ અર્થું કથન છે. એ વિદ્વાન લેખકથી અજાણ્યું નહિ જ હોય કે જેવી રીતે સાહિત્યનો ઉપભોગ કરનારના અનેક પ્રકારો છે તેમ સાહિત્યની રચના કરનારા–સાહિત્યકારોના પણ અનેક લક્ષણ-

ભારે, પ્રસારે છે. અને આ પ્રવૃત્તિ સાહિત્યજગતમાં તેને જે અનિષ્ટ તત્ત્વો લાગે છે, તેમની સામે મંડાયેલી છે.

એ લેખકના મતે આ પ્રગતિશીલતાની પ્રવૃત્તિ ઉપાડનાર બધા લેખકો 'સાહિત્યના ખરા દૈવત વિના' ના, વાદો બાંધનારા, સાદા સીધા ગતિશીલ પણ નહિ, યત્નગતા અશ્વ જેવા નહિ, પણ ઘાંચીના બેલ કે કૂવાના દેડકા જેવા છે, દુર્મહોથી બંધાયલા છે, જૂનાને નામે ભડકનાર, નવાને નામે મોહનાર, બાયલા અને બેવકૂફ છે. આત્મનિરીક્ષણ વિનાના, અધકચરા છે. (લેખકની કલહપ્રિયતાનું આ વિશેષણોમાંથી સારું ઉદાહરણ મળી રહેશે.) લેખક આ બધી વિશેષણાવલિ હિંદના અને પરદેશના બધા લેખકોને સાથેસાથ લગાડવા માગતા હોય તો તેમની વિકસિત સદસદ્વિવેકબુદ્ધિની વાત તો બાજુએ રહી, પણ સાદી બુદ્ધિ માટે પણ વિચારવું પડે તેમ છે. આ પ્રવૃત્તિથી પરિચિત રહેનાર જોઇ શકશે કે એમાં જોડાનાર લેખકોમાંથી મોટો ભાગ અત્યારના પ્રતિષ્ઠિત લેખકોનો છે. મેક્સિમ ગોર્કી પ્રેમચંદ, રોમાં રોલાં, ર. વ. દેસાઇ, ઉમાશંકર જોશી, સુન્દરમ, ચંદ્રવદન મહેતા આ બધાને એ લેખક કઈ કોટિના ગણે છે તે જાણવું આનંદકારક થઇ પડશે. જો આ જોડાનાર બધા લેખકો નહિ પણ અમુક જ એક બે કે ત્રણ જણ જ આવા હોય તો લેખકે તેમનાં નામ દઇ તેમને પડકાર કરવો હતો કે તમે નાલાયક છો માટે સાહિત્યજગતમાંથી નીકળી જાઓ અને તે વધારે હિંમતનું કામ લેખાત

પ્રગતિશીલ લેખકપ્રવૃત્તિમાં પ્રસ્તુત લેખકે જે સાહિત્યસાધનાના માર્ગ બતાવ્યા એ સૌનો કદી ઇન્કાર કરવામાં આવ્યો હોય તેવું જાણમાં નથી. ઉલટું નોંધના લેખક એ સાધનાને જરા પોતા માટે વધારે જરૂરની ગણી હોત તો સારું એમ લાગે છે.

મને તો લાગે છે કે છૂપી રીતે કોઈ વ્યક્તિની મર્યાદાઓ (જે આપણા પોતાનામાં પણ-એક નહિ તો બીજી રીતની હોય છે) ઉપર કાદવ ઉડાડવાને બદલે-(જે ક્રિયા સામો માણસ તેમના પર પણ સરળતાથી કરી શકે તેમ છે)-પ્રગતિની જ ચર્ચા કરી હોત તો વાઙ્મયની વધારે સેવા થાત. સાહિત્યના જગતમાં ઘણાં કાળાં મોટાં છે એ વાત સૌ જાણે છે. સાહિત્યજગતની અપ્રામાણિકતા, કલુષિતતા,

સંકુચિતતા અને મલિનતા હવે કોઇથી અજાણી રહી નથી. ઘણાયે સાહિત્યકારનું જીવન અપ્રગતિશીલ છે, તેમની રચનાઓ અને ભાવનાઓ અપ્રગતિશીલ છે એ આપણે સ્વીકારવું પડશે. અને એટલે જો આપણે સાહિત્યને 'નવીન સમાજની વિધાત્રી' બનવવું હોય તો આ રોગને પારખવે અને તેનો ઈલાજ શોધ્યે જ છૂટકો છે. આ પ્રગતિશીલતાની પ્રવૃત્તિને અંગે ખરી ચર્ચવા જેવી વાત એ નથી કે સાહિત્યકાર પ્રગતિશીલ છે કે નહિ? પણ પ્રગતિ શામાં રહી છે એ. સ્વ. પ્રેમચંદજીના વ્યાખ્યાનનો મુખ્ય વિષય તો તેમને મતે પ્રગતિ શેમાં છે તેની ચર્ચાનો છે. નોંધના લેખકે એ મુદ્દાઓને અથવા 'મગુભાઇની વંડ'ના નિવેદનમાંના મુદ્દાઓને સ્પર્શી તેની છણાવટ કરી હોત તો વધારે લાભ થાત. હજી પણ એ કરી શકાય તેમ છે. અને તે કર્યે જ સાહિત્યને લાભ છે. આ પ્રગતિ તે દેડકાની, ઘાણીના (ઘાંચીના નહિ) બળદની કે ચનગનતા ઘોડાની છે તેની ચર્ચા નકામી છે. કારણ જ્યારે માણસો વાદ કરવા બેસે છે ત્યારે પ્રતિપક્ષીને ગમે તે વિશેષણો વિના મહેનતે-સત્યની પરવા છોડીને આપી શકાય છે. વાદનું લક્ષણ કોક જ વાર સત્યાન્વેષણ હોય છે.

સત્યાન્વેષીનું પહેલું લક્ષણ વિનમ્રતા અને અહિંસા હોય છે. મારે દુઃખ સાથે કહેવું જોઈએ કે પેલી નોંધમાં એ બંનેનો અભાવ છે.

અમદાવાદ
તા. ૧૯-૧૦-૩૬ } લિ.
ત્રિભુવનદાસ લુહાર

## એક સુધારો

રત્નેશ્વરકૃત ભાગવતના ગતાંકમાંના અવલોકનમાં એમ જણાવેલું છે કે તેનો દશમસ્કંધ આર્યજ્ઞાનવર્ધક માસિકમાં છપાયાનું સાંભળ્યું છે. એ વિષે મારા મિત્ર રા. નટવરલાલ દેસાઇ લખે છે કે એ સ્કંધ ઉક્ત માસિકમાં નહિ, પરન્તુ પંડિત ગટુલાલજીના એક શિષ્યે ઈ. સ. ૧૮૭૧માં છપાવ્યો હતો.

રા. સુ. મોદી.

## લલ્લુકાકાનાં સંસ્મરણો

સર લલ્લુભાઈ શામળદાસ મહેતા જેઓના એકાએક મૃત્યુથી આખો મુંબાઈ ઈલાકો તો શું પણ હિંદુસ્તાનનો મોટો ભાગ અતિખેદમાં પડ્યો છે, તેઓ જેઓજેઓના પરિચયમાં આવ્યા હતા તેઓમાં એટલા બધા પ્રિય થઇ પડ્યા હતા કે તેઓ સામાન્ય રીતે લલ્લુકાકાના નામથી જ ઓળખાતા હતા. મારા તો તેઓ કાકા જ હતા એટલે હું એમને કાકાના નામથી સંબોધું એ અયુક્ત નથી.

તેઓના પિતા શામળદાસ પરમાણંદદાસ મહેતાને ભાવનગરની દિવાનગીરી તેમના પિતાના વારસામાં ઊતરી હતી. સુપ્રસિદ્ધ ગગા ઓઝાના તેઓ જમણા હાથ હતા. ગગા ઓઝાએ ભાવનગર જેવું બનાવ્યું તેમાં ખરો માનસિક પરિશ્રમ તો તેઓનો જ હતો. તેઓના પુત્ર લલ્લુકાકા બહુ બુદ્ધિશાળી થાય તેમાં કંઈ આશ્ચર્ય નથી. મને યાદ છે કે હું અને તેઓ બંને એક સાથે પીરછલ્લાની વલ્લભદાસ મહેતાજીની નિશાળમાં ગુજરાતીનો અભ્યાસ એકડે એકથી શરૂ કરવા દાખલ થયા હતા. તેઓ તો એટલા બધા બુદ્ધિશાળી કે એકાદ બે વર્ષમાં બહુ આગળ વધી ગયા. હું તો હજી ગુજરાતી ધોરણમાં ભટકતો હતો તેવામાં તેઓએ તો સૂરતવાળા પ્રાણનારાયણ માસ્તરની એંગ્લોવર્નાક્યુલર સ્કૂલમાં અંગ્રેજીની માધ્યમિક કેળવણી તો પૂરી કરી હતી.

ભાવનગરમાં તે જ સમયમાં હાઈસ્કૂલ સ્થપાઇ હતી અને જમશેદજી માસ્તર એ સ્કૂલના હેડ માસ્તર હતા. તે સ્કૂલમાં

પણ તેઓએ થોડા વખતમાં અભ્યાસક્રમ પૂરો કરી મેટ્રીકની પરીક્ષા પસાર કરી.

ત્યારપછી તેઓને વિદ્યાભ્યાસનો એટલો બધો શોખ હતો કે તેઓ મુંબઈની એલ્ફિન્સ્ટન કૅાલેજમાં દાખલ થયા હતા. તેઓએ ત્યાંની પહેલા વર્ષની પરીક્ષા પસાર કરી તેવામાં એટલે ઇ. સ. ૧૮૮૪માં તેઓના પિતા સ્વર્ગવાસી થયા. ભાવનગરના મહારાજા તખ્તસિંહજીની તેઓની ઉપર એટલી બધી કૃપા હતી કે તેઓનું કાયમી નામ રાખવાની તેઓએ ઇચ્છા બતાવી. લલ્લુકાકાએ તે પ્રસંગને ઝડપી લીધો અને ભાવનગરમાં આર્ટ્સ કૅાલેજ પોતાના પિતાના નામથી સ્થાપવાની મહારાજા સાહેબને સૂચના કરી.

તુરત મહારાજા સાહેબે એ સૂચના અમલમાં મૂકી. ૧૮૮૫ના જાન્યુઆરીમાં કૅાલેજ ઉઘાડવામાં આવી. તેનું નામ શામળદાસ કૅાલેજ રાખવામાં આવ્યું. દરમ્યાન લલ્લુકાકાને પિતાની ઇચ્છાને વશ થઇને રાજકીય અનુભવ લેવાની ખાતર એમના સેક્રેટરીની જગ્યા સ્વીકારવી પડી હતી. અને તેઓના ભાઇ વિઠ્ઠલદાસ નાયબદિવાન થતાં તેઓને વસુલાતી અધિકારીની જગ્યા આપવામાં આવી હતી. આવા બહુ પ્રવૃત્તિમય હોદ્દા ઉપર છતાં તેઓએ કૅાલેજનાં સત્રો ભરીને ત્યાં F. B. A. નો અભ્યાસ પૂરો કર્યો અને તે જ વર્ષની પરીક્ષામાં તેઓ બહુ ઊંચે નંબરે પસાર થયા. મુંબઇમાં પરીક્ષા આપવા જતાં હું પણ પ્રીવિયસની પરીક્ષા આપવા માટે તેઓની સાથે જતો અને તે પ્રસંગે તેઓ રાત્રે મારી પાસે બેસીને 'કાદંબરી'માંથી પાનાં ને પાનાં કડકડાટ મોઢેથી બોલી જતા હતા. કેં પણ ભૂલ વિના બોલી જતા હતા. એવી તેઓની તીવ્ર સ્મરણશક્તિ હતી. વસુલાતી અધિકારી તરીકે તેઓએ ભાવનગરમાં રહીને જ્યાંસુધી કામ કર્યું ત્યાંસુધી હું પણ તેઓના

ખાતામાં થાણદાર અને ડેપ્યુટી વહીવટદારની જગ્યાએ હતો. મહાલોમાં જ્યારે તેઓ ફરવા નીકળતા ત્યારે વેપારીઓ તો શું પણ ખેડૂઓ પણ તેઓને જોઇને બહુ રાજી થતા હતા અને તેમનાં ટોળેટોળાં લલ્લુકાકાનાં દર્શન કરવા આવતાં હતાં. નોકરોને તો તેઓ એવી સારી રીતે રાખતા કે તેઓ મહાલના મુખ્ય ગામમાં જેટલા દિવસ રહેતા તેટલા દિવસ ખાતાના તમામ નોકરોને પોતાની સાથે બેસાડીને જમાડતા. તેઓની સહનશક્તિ તો એટલી બધી સરસ હતી કે એક વખતે એક ખેડૂતી બાઇને કંઇ ફરિયાદ હશે તેનો નિકાલ થયા છતાં જ્યારે તેઓ ફરવા નીકળ્યા ત્યારે તેમની પછવાડે ને પછવાડે ગઇ. લલ્લુકાકાએ તેને બહુ સમજાવી છતાં તેણે માન્યું નહિ અને તેમનો ઓઢેલો ખેસ લઇ લીધો. ખેસ પોતે તેની પાસે રહેવા દઇને ચાલતા થયા.

શામળદાસ કોલેજ સ્થપાયા પછી, મણિભાઇ નથુભાઇ દ્વિવેદી અને દસ્તુરસાહેબ જેવા પ્રોફેસરો તેઓના મિત્ર થઈ ગયા હતા. તેઓએ તે પ્રસંગનો લાભ લઇ એક મંડળ સ્થાપ્યું હતું અને યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષા દાખલ કરાવવા માટે પ્રથમ ચળવળ તે મંડળે કરી હતી. ત્યારપછી ભાવનગરનાં રાજ્યખટપટ થવાથી તેઓને ભાવનગર છોડવું પડ્યું પણ તેઓને તેથી ગેરલાભ ન થતાં એટલો બધો લાભ થયો કે જેનું પરિણામ સૌના જાણવામાં છે. વેપારઉદ્યોગમાં પણ તેઓની બુદ્ધિ પ્રવેશ કરી શકી અને મોટી મોટી કંપનીઓ, કારખાનાં અને બેંકોમાં પોતે અગ્રભાગ લઇ ઘણાંને ઉપકારી થઇ શક્યા. સહકારી પ્રવૃત્તિના તો તેઓ પિતા જ હતા. અને આજે સહકારી પ્રવૃત્તિ એટલી બધી વિજયશાળી થઇ છે તે તેઓના સતત પ્રયાસનું પરિણામ છે.

તેઓની વાણીમાં એટલું બધું તો માધુર્ય હતું કે જેઓના પ્રસંગમાં તેઓ આવતા તેમને વશ કરી લેતા. બે વિરોધી

પક્ષોને પણ તેઓ એક સાથે પ્રિય થઈ શકતા હતા. મહાત્મા ગાંધીજીના પરિચયમાં તેઓ વારંવાર આવતા છતાં સરકારનો વિશ્વાસ તેઓએ જરા પણ ગુમાવ્યો નહોતો. હાલના ગવર્નર-સાહેબે તો તેઓને લેંડ-મોર્ટગેજ બેંકના પ્રમુખ બનાવ્યા હતા, અને તેઓના પ્રિય મિત્ર થઈ ગયા હતા. ભાવનગરની સાહિત્ય-પરિષદ વખતે પણ તેઓ સત્કારમંડળના ઉપપ્રમુખ હતા. સાહિત્ય-પરિષદમાં હમેશાં બે વર્ગ હોય છે. એક વર્ગ ચાલતી પ્રણાલી તોડી કંઇક નવું રૂપ આપવાને ઇચ્છે છે ત્યારે બીજો વર્ગ ધીમેધીમે સુધારો કરવાનો આગ્રહ રાખે છે. ભાવનગરમાં પણ તે વખતે તેવી સ્થિતિ ઉત્પન્ન થઇ હતી પણ તેઓએ વિષય-વિચારિણી સભામાં આવીને એ બે પક્ષો વચ્ચે ઘણીઘણી બાબતો-માં વિરોધો હોવા છતાં એ વિરોધોની બંને પક્ષો ખુશી થાય તેવી પતાવટ કરી હતી.

એવા સર્વલોકપ્રિયના મરણથી સૌને ખેદ થાય તેમાં આશ્ચર્ય નથી, છતાં તેઓએ તો મૃત્યુને પણ શાંતિથી વધાવી લીધું હતું. તેઓનો આત્મા સ્વર્ગમાં હવે શાંતિ પામતો હશે તેમાં કંઈ આશ્ચર્ય નથી.

ભાવનગર } માનશંકર પીતાંબરદાસ મહેતા
તા. ૧–૧૧–૩૬

સુરબ્બાધી લલ્લુકાકા

ઈ. સ. ૧૮૬૩માં અભિજાત કુલમાં જન્મેલા લક્ષ્મીદેવીની સેવા કરનાર કુટુંબમાં અમીરી ચિહ્નો ધારણ કરનાર સામાન્ય રીતે ઓળખવામાં આવતા મુ. શ્રી લલ્લુકાકા ભાવનગરમાં ઉછર્યા; મુંબઇની સાથે ઋણાનુબંધ કેમ જાણે પ્રથમવયથી જ તીવ્ર અને ગાઢ હોય તેવી રીતે એલ્ફીન્સ્ટન કોલેજમાં ઊંચી કેળવણી

લીધી; અઢાર વર્ષની ઉમરે રાજ્યની સેવા કબૂલ કરવી પડી ને કરી.

બચપણથી પૂર્વજન્મના સંસ્કારોવડે સરસ્વતીની ઉપાસના જામતી ગઇ તે એટલે દરજ્જે ઘટ્ટ બનીને જડ ઘાલી શકી કે વિદ્યાર્થી અવસ્થામાં પડેલી આ ઉપાસનાની ટેવ પોતાના સ્વર્ગવાસ અગાઉ પંદરવીશ દિવસ ઉપર તો મોજૂદ રહેલી કે પ્રભાતના પ્રહરમાં બત્તી કરી, સામાન્ય રીતે અન્ય ગૃહસ્થ દાતણ પાણી કે સ્નાનસંધ્યા કરે તે વખતે સ્વ. લલ્લુકાકા પોતાની સરસ્વતીદેવીની ઉપાસના શરૂ કરે; અને રાત્રે મોડી ઘડી સુધી તે સેવા બંધ થતી નહિં.

સત્યવાદી હરિશ્ચંદ્રને જેમ વિશ્વામિત્ર ઋષિએ માત્ર સત્યવ્રતનો ભંગ કરાવવા માટે અત્યંત દુઃખ દીધું તેવું કાંઇક સર લલ્લુભાઇ શામળદાસના જીવનચરિત્રમાં બન્યું. કાં જાણે લક્ષ્મીદેવીએ ધાર્યું ન હોય કે પોતાની શોક્ય સરસ્વતીની અનન્ય ભક્તિ ધારણ કરનારને પોતે દમે અને પોતાના ભક્ત બનાવે. લક્ષ્મી તો બ્રાહ્મણ કુલ સાથે સાહજિક રીતે વૈરિણી હોવાનું નીચેના શ્લોકમાંથી સમજી શકાય છે:

पीतोऽगस्त्येन तातश्चरणतलहतो वल्लभोऽन्येनरोषाद्,
बाल्याद्विप्रेन्द्रवर्यैर्वदनविवरे धारिता वैरिणी मे ।
गेहं मे छेदयन्ति प्रतिदिवसमुमाकांतपूजानिमित्तं,
तस्मात्खिन्ना सदाऽहं द्विजकुलसदनं नाथ ! नित्यं त्यजामि ॥

એ લક્ષ્મી પ્રથમ તો વૈરભાવ પ્રદર્શિત કરી ચૂકી. ઇ. સ. ૧૮૯૯ની સાલમાં મુ. શ્રી લલ્લુકાકાથી રાજલક્ષ્મી પરાઙ્મુખ બની ઊભી રહી. તેના પ્રત્યુત્તરમાં સરસ્વતીદેવીની ઉપાસના સુદૃઢ બની. પોતે રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થઇ મુંબઇનિવાસ કર્યો. વિદ્યા અનેક પાસાથી અને અનેક દિશામાંથી વૃદ્ધિંગત બનતી ગઇ, તેમ તેમ વૈશ્યલક્ષ્મી–વ્યાપારલક્ષ્મીને સ્વરૂપે લક્ષ્મી-

દેવી કોડિયાં કરવા માંડી; ધીરેધીરે એવો વખત આવ્યો કે લક્ષ્મીદેવીએ નખરાં કરી લલચાવ્યા અને વિવિધ સ્વરૂપે પોતાનો સંપૂર્ણ પ્રેમ બતાવ્યો; છતાં પોતે સરસ્વતીદેવીના અનન્ય ભક્ત; એટલે દરજ્જે ઉપાસના સુદૃઢ જમાવી કે ચલાયમાન બિલકુલ થયા નહિ. કાં જાણે કવિકુલગુરુ કાલિદાસના શ્લોકને પણ ખોટો પાડનારૂં સ્વ. લલ્લુકાકાનું વર્તન નિવડ્યું ન હોય:

> लब्धोतवाप्रार्थ यता नवाश्रिय
> श्रियोदुरापः कथमीप्सितोभिवेत् ? ॥

પોતે વસુધૈવ કુટુમ્બકમૂનો ન્યાય પાળતા હોઇને વિશ્વદેશી-વિશ્વસ્વરૂપી વર્ત્તન કરનાર હોવાથી વર્ણભેદ રાખ્યા વગર Cosmopolitan સ્વરૂપે રાજ્યસેવાનો સ્વીકાર કરતાં વાંધો ન લીધો હોય તેમ સરકારની કાઉન્સીલમાં નિયુક્ત બની લક્ષ્મીનો સ્વીકાર તે રીતે ને તેટલે દરજ્જે કર્યો.

માટે જ પ્રથમ કારકિર્દીના સંગીન ભાગ તરીકે પરસ્પર સહાયક ધર્મ પ્રસારવાના સતત અને અથાગ પ્રયાસો કર્યા ( Co-operative movement ) વર્ણાશ્રમ ભેદ વિના, ગરીબ-તવંગરના ભેદ વિના અને મૂડીવાળાઓ તથા મજૂર વર્ગના ભેદ વિના ખરા સ્વરૂપે વિદ્યાદેવીના પ્રભાવવડે જ "પરસ્પર સહાયની ભાવના" ના બળવડે, લક્ષ્મીદેવીને નમાવવાના કાર્યમાં જે સફળતા સ્વ. લલ્લુભાઈ શામળદાસે મેળવી છે તે સઘળી તેના જીવનકાર્યના એક મોટા કીર્તિ-સ્તંભ તરીકે થઇ રહેલ છે.

જન્મથી લક્ષ્મીપુત્ર, સમજણનો વિકાસ થતાં અસાધારણ બુદ્ધિપ્રભાવવાળાં સદ્‌ગત પરગજુ અને પરોપકારનાં કાર્યો બચપણથી કરતા આવ્યા તે સરસ્વતી-સત્રો અનેક કર્યાં તેના અંગભૂત બન્યાં. સહાધ્યાયીઓને વિદ્યાદેવીની ઉપાસના કરવામાં સહાય આપવાની નાનીશી બાબત આમરણાંત રાખીને તેમનાં

જ્યેષ્ઠ પુત્ર શ્રી. વૈકુંઠરાયમાં અધિક અંશે સંક્રાંત થયેલી હજી સુધી જોવામાં આવે છે. "ભાંગ્યાના બેરુ." એટલે ગરીબોના બેલી, એ જીવનસૂત્ર સ્વીકારનારા સદ્ગતને "સાધુ" જ કહી શકાય એવાં અનેક વર્તનો તેમનાં હતાં.

उपकारिषु यः साधु साधुत्वे तस्य को गुणः ?
अपकारिषु यः साधु स साधुः सद्भिरुच्यते ॥

જ્યારે વિદ્યાદેવીની ઉપાસના ફલીભૂત થતી ગઇ; અને લક્ષ્મીદેવી વધારે વખત દમવાને બદલે દાસી બની રહી ત્યારે મુંબઇ નગરી જે વિશ્વદેશી વ્યાપાર અને વ્યવહારનું સ્થળ છે ત્યાં ગરીબાઈના ઉદ્ધારના ઘણા વિધિઓ રચ્યા અને તે પૈકી એવો સમય આવી ગયો કે વિદ્યાદેવીના સત્રમાં જોડાયેલા હોય તેવાં લગભગ ૭૫ કુટુંબોને આશ્રય મળી ચૂક્યો અને તેટલે દરજ્જે મુંબઈમાં Colony સંસ્થાન કોઈ જાણે સ્થપાયું ન હોય તેવું બન્યું.

પણ "મો-ન્ડી-થર્સડે"-(Maundy Thursday) ખ્રીસ્તી ધર્મ વાળા ઇંગ્લાંડના રાજ્યમાં પ્રવર્તતો વિધિ કે વ્રતનો મહિમા એવો છે કે જે રાજા હોય તે એ દિવસે એક ડઝન ગરીબોના પગ ધોઇને પોતાનાં જેટલાં આયુષ્યનાં વર્ષો વ્યતીત થયાં હોય તેટલી સંખ્યામાં "પેની" તો ચોક્કસ ગરીબોમાં (પાઉંડ પણ હોય ખરા) વહેંચે અને તે રિવાજ જેમ્સ બીજાએ ઉત્કટ કર્યો હતો. એવી રીતે ૭૩ કુટુંબોને ગરીબીમાંથી તારી ચૂક્યા બાદ તેટલી ઉમ્મરે સદ્ગત લલ્લુભાઇ સાહેબનું તા. ૧૫ મી ઓક્ટોબર ૧૯૩૬ "ગુરૂવારે "પ્રભાતમાં સ્વર્ગમાં સમાયેલી બુદ્ધિનું તેજ ચિતાના અગ્નિના તેજ સાથે એક બની ગયું ! તેમનું આદર્શ જીવન સ્મરણાવશેષ થઈ ગયું ! એમની જીવનયાત્રાની અનેક કારકિર્દી કોઇ સમર્થ કાલાંઇલ

જેવા વિદ્વાનના હાથથી લખાય ત્યારે એ આદર્શ જીવન જીવનાર વીરપુરુષની ખરી કદર કરી શકાય. એમના આત્માને કાયમનો આત્યંતિક મોક્ષ અને નિવૃત્તિ હજો. એ જ

લી: શંભુપ્રસાદ શિવપ્રસાદ

રણજિતરામ-પુષ્પહાર

સમકાલીન વિવેચનપ્રવૃત્તિમાં સહેજે અગ્રપંક્તિમાં સ્થાન ભોગવનાર 'વિવેચનનો આદર્શ' એ ઉત્તમ નિબંધ વગેરેના કર્તા રા. ભાઈ વિશ્વનાથ મગનલાલ ભટ્ટને રણજિતરામ સુવર્ણચંદ્રક એમના વિવેચક તરીકેના જ્વલંત કાર્યની કદર તરીકે આપવાનો છે એ નિમિત્તે પુષ્પહાર અર્પવાનો પ્રસંગ ગઈ તા ૧૭-૧૦-૩૬ના રોજ અમદાવાદમાં ત્યાંની સાહિત્યસભાએ યોજ્યો હતો.

રણજિતરામ જેવી જ જીવનની સાદાઈ અને ત્યાગવૃત્તિ; એમના જેવી જ સંશોધન માટેની ચિવટ; વિવેચનનો પણ આ જમાનામાં તો અન્યત્ર અલભ્યવત્ થએલો એવો ઉચ્ચઆગ્રહ કે લખવું તો વિષયનું શક્ય તેટલું વધુમાં વધુ અવગાહન કરીને અને નહિ તો ન લખવું; ઉપરાંત, વિવેચક તરીકે રણજિતરામ જેવાં જ અભય અને સત્ત્વસંશુદ્ધિનું સેવન: આ ગુણોએ અલંકૃત રા. ભાઈ વિશ્વનાથ પ્રસ્તુત ચંદ્રક પામવા માટે સર્વથા યોગ્ય છે એ અમારા મત સાથે વાચકો સંમત થશે જ એવી અમારી ખાતરી છે. એક કરતાં વધુ પ્રકારના વિપરીત સંજોગો વચ્ચે તેઓ કીમતી વાઙ્મયસેવા કર્યે જાય છે, ધીરતાથી અને

---

૧. ચંદ્રકની અવેજીમાં હાર; કેમ કે "અત્યંત કળામય રીતે બનાવવા આપેલા ચંદ્રકો હજી ત્રણ વર્ષથી મુંબઈથી આવ્યા નથી." (તા. ૨૫ મી ઑક્ટોબરના 'પ્રજાબંધુ' માંનો સભાવૃત્તાંત)

અચળ ભાવનાભક્તિથી. એ રીતે તેમણે આપણને 'પારિભાષિક કોશ' અને 'જોડણીકોશ' આપ્યા; 'વીર નર્મદ' 'નર્મદનું કાવ્યમંદિર' આપ્યાં; 'નર્મદયુગનું વાઙ્મય' એ નિબંધાવલિ આપી; અને થોડા સમયમાં 'નર્મદનું ગદ્યમંદિર' પણ એક વિસ્તૃત ને વિદ્વત્તાયુક્ત ઉપોદ્ઘાત સહિત આપશે. આ સિવાયનું એમનું કેટલુંક લખાણ નિબંધો, અવલોકનલેખો વગેરે રૂપે સામયિકોમાં વેરાયલું પડ્યું છે તે પણ ઓછું મૂલ્યવાન નથી. એનો કોઇ સંસ્થા કે પ્રકાશક વેળાસર સંગ્રહ કરે તો, ગુજરાતીના ઉચ્ચતર અભ્યાસમાં લમણાં કનિષ્ઠ ચોપડીઓ માન્ય થાય છે, એ આપત્તિ ટળે; શિષ્ટ વાચકોને પણ સારું શાસ્ત્રીય વાચન મળે.

આપણે ઇચ્છીશું કે આપણા આ સુપાત્ર ચંદ્રકધરનો યશ શુક્લપક્ષીય ચંદ્રકલા સમો પ્રતિદિન વધશે અને ગુજરાત પણ તેમની વિશેષ કદર કરી, વિશેષ કાર્યની તક તેમને આપશે.

**ઇવાન પેટ્રોવિચ પાવલોવ ( ૧૮૪૯–૧૯૩૬ )**

૧૯૨૯ના ઉનાળાની એક બપોરે કેમ્બ્રિજ વિદ્યાપીઠમાં યુવાન વિદ્યાર્થીમંડળ સામે એક વૃદ્ધ પ્રતિભાશાળી રશિયન પ્રોફેસર ઉત્સાહથી વ્યાખ્યાન આપતો હતો. દર અર્ધી મિનિટે એના રશિયન શબ્દોનું અંગ્રેજીમાં ભાષાંતર થતું હતું. આમ લગભગ ત્રણ વાર ચાલ્યું. એટલામાં તો પોતાના વ્યાખ્યાનમાં તલ્લીન થઈ જતાં પ્રોફેસરે પાંચ મિનિટ સુધી સપાટાબંધ રશિયન વાણીપ્રવાહ ચલાવ્યો. પણ પછી તરત જ સ્મૃતિ જાગૃત થતાં તેણે જોરથી હાથ ચોળ્યા અને પોતે કોને સંબોધે છે તેનું ભાન થતાં ત્રણ ચાર વખત ઉપરાઉપરી ખડખડાટ હસવા માંડ્યું. શ્રોતાવર્ગને પણ પુષ્કળ આનંદ ઉપજ્યો અને એ રીતે પ્રાણીશરીરના મહાન અગ્રગામી પાવલોવે વિદ્યાર્થીઓનાં દિલ જીતી લીધાં.

પાવલોવની આ શક્તિ ગહન હતી. લોકોની બુદ્ધિ ઉપર અને પછી તેમનાં હૃદય ઉપર એ ઊંડી અસર કરતી. રશિયાની પ્રબળ ક્રાંતિ પછી જ્યાં પ્રકટેલી સંપૂર્ણ સાદાઈના ચિન્હરૂપે પાવલોવ હતો. 'Figure of a man is to be measured by his personality and not by the circumstances of his birth.' અર્વાચીન રશિયન રાજ્યના આ મહામંત્રને મૂર્તસ્વરૂપે સમજાવવા જ પાવલોવ સરજાયો હોય એમ લાગતું. મહાપ્રસંગો સમયે જ્યારે બીજાઓ જન્મસિદ્ધ સંપત્તિ અને હક્કોને પૂજતા, ત્યારે તે સર્વથી યે મહાન પાવલોવ–સોવિયેટ રશિયાએ હવે જેને સર્વથી ઉચ્ચ ગણ્યો છે તેવા, કામદાર વર્ગના જાડા ભૂરા 'સુટ'માં ઊભો રહેતો. સૈનિક સરખો, કાંઇક પાતળો પણ શક્તિ અને ઉત્સાહથી જાણે કંપતો અને ગૌરવશીલ તો યે ઉદાર એવો એ વિદ્વાન પ્રો. પાવલોવ આ વર્ષના ફેબ્રુઆરી માસમાં વિદેહ થયો.

સત્યાશી વર્ષના દીર્ઘાયુષ્યમાં પાવલોવે મેળવેલી સિદ્ધિઓ અસામાન્ય હતી. પ્રાણીના માનસ સાથે તેની જીવનક્રિયાઓ કેવી રીતે સંકળાયલી છે એ તેણે અનેક સાદા તો યે અતિશય બુદ્ધિપૂર્વક રચેલા પ્રયોગોથી બતાવ્યું "સજીવન શરીરમાં ચાલી રહેલી ક્રિયાઓનો અભ્યાસ કરવો હોય તો પ્રાણી તદ્દન તંદુરસ્ત અને દુ:ખથી મુક્ત હોવું જોઇએ. બેશુદ્ધ અવસ્થામાં પણ આવો અભ્યાસ કરી શકાય નહિ સાજા અને માંદા શરીરમાં જીવનક્રિયાઓ નિરાળી હોય" એવો આ અત્યારે સાધારણ લાગતો નિયમ પાવલોવે પ્રથમ સમજાવ્યો. શરીરના જે ભાગની ક્રિયાનો યાંત્રિક કે રાસાયનિક દૃષ્ટિએ અભ્યાસ કરવાનો હોય તે ભાગને સહેલાઈથી પહોંચી શકાય તેવી રીતે અદ્ભુત શસ્ત્રક્રિયાથી પાવલોવ ગોઠવતો. પછી શસ્ત્રઘાને સંપૂર્ણ રૂઝ આવી જાય એટલું જ નહિ પણ પ્રાણી પોતાને ઘા થયો છે એ વાત તદ્દન ભૂલી જાય ત્યાં સુધી પાવલોવ રાહ જોતો. આ રીતે તૈયારી થઇ

ગયા પછી ચપળ પ્રાણીને પણ ખબર ન પડે તેટલા કૌશલ્યથી ટૂંક વખતમાં પોતાને જરૂરનું નિરીક્ષણ તે કરી લેતો કે કોઇ રસાયન બહાર કાઢવાનું હોય તો તે પણ કાઢી લેતો.

શરીરની પાચનક્રિયા અને તેમાં સહાયતા કરનારી ગ્રંથીઓ વિશે પાવલોવના પ્રયોગો અને અવલોકન સુપ્રસિદ્ધ છે. આ સંશોધનો માટે તેવામાં તરતનું જ સ્થપાયેલું નોબેલ પારિતોષિક ૧૯૦૪માં પાવલોવને પહેલવહેલું જ મળેલું. આ પ્રકારના પ્રયોગોથી જણાયું કે નજર સામે ધરેલા ખોરાકના ગુણ ઉપરથી મગજ થૂંક ઉત્પન્ન કરનાર ગ્રંથીને સંદેશ મોકલે છે અને તેથી ખોરાકના ગુણ પ્રમાણે અનુકૂળ હોય તેવું જ થૂંક ઉત્પન્ન થાય છે. આથી ખોરાક સૂકો હોય કે ન ભાવે તેવો હોય તો થૂંકમાં પાણીનું પ્રમાણ વિશેષ હોય છે જેથી કરી ખોરાક જોઈતા પ્રમાણમાં પાણી સાથે ભળે અને સહેલાઇથી ગળે ઉતરી જાય. પાવલોવને લાગ્યું કે આ ક્રિયાઓ સાથે મન અને મગજને ઊંડો સંબંધ છે. ખોરાકનો સ્વાદ કલ્પવો એ મનનું કામ છે. ખોરાક જો નજર આગળ હોય તો મનને બહુ થોડું કામ કરવું પડે અને તેથી આ ક્રિયામાં મનનું સ્થાન કદાચ ગૌણ લાગે. આંખ સામે ખોરાક ન હોય પણ માત્ર ટેવથી કેળવેલા, ખોરાકની સાથે જ પહેલાં જોડેલા, સંજોગો અને વાતાવરણ ખોરાકની ગેરહાજરીમાં પણ ઉત્પન્ન કરવામાં આવે તો, પ્રબળ કલ્પનાશક્તિથી મન પહેલાંની જેવું જ ખોરાકને અનુકૂળ થૂંક ઉત્પન્ન કરી શકે.

આ પ્રકારના પ્રયોગો માટે પાવલોવને કૂતરું બીજાં પ્રાણીઓ કરતાં ઉત્તમ લાગ્યું. કોઇ બીજે ઠેકાણે તેનું ધ્યાન ખેંચાય નહિ એવા સ્થળે તેને લઇ જતા, મેટ્રોનોમને* ચોથે

* અમુક સમયમાં ધારેલી સંખ્યા પ્રમાણે ટકોરા કરાવી શકાય તેવું યંત્ર.

કે પાંચમે ટકોરે તેની સામે કશા પણ અવાજ વગર યાંત્રિક મદદથી, ખોરાકની રકાબી આવે એવી ગોઠવણ પાવલોવે કરી. થોડા દિવસ આ પ્રમાણે ચાલ્યું એટલે કૂતરાને એમ લાગ્યું કે 'મેટ્રૉનોમના પાંચ ટકોરા' થાય કે તરત જ મને ખોરાક મળે છે. પછી, સંજોગોમાં બીજો કશો પણ ફેરફાર કર્યા વગર પાવલોવે કૂતરાને ખોરાક આપવો બંધ કર્યો; તરત જ જણાયું કે ધારેલે ટકોરે કૂતરાના મોંમાં પહેલાંની જેવું જ થૂંક ઉત્પન્ન થાય છે. આ સાદા પ્રયોગે સહેજમાં બતાવી આપ્યું કે પહેલાં જે ક્રિયામાં ઇંદ્રિય અને મગજનું સ્થાન મહત્ત્વનું લેખાતું તે હવે માનસનું છે એમ સ્પષ્ટ થયું. મનમાં ઉપજતો વિચાર મગજ ઉપર તત્કાળ અસર કરી, અમુક યાંત્રિક કે રસાયનિક ક્રિયાઓ શરીરના,—વિચાર જેને લાગુ પડતો હોય તે, ભાગ પાસે કરાવે છે. મગજનું કામ મનના હુકમ પ્રમાણે જરૂરી તંતુઓ ગોઠવી દેવાનું!

આ બંને પરિસ્થિતિ સમજાવવા પાવલોવને નવા શબ્દો યોજવા પડ્યા. ખોરાકની હાજરીમાં કૂતરાના મોંમાં ઉત્પન્ન થતું થૂંક એ સ્થિતિ Conditioned reflexની અને પહેલાંની જેવા જ સંજોગોમાં પણ ખોરાક વિના થતી સ્થિતિ Unconditioned reflexની.

આવી જાતના ઘણા પ્રયોગોને અંતે પાવલોવ નિશ્ચય ઉપર આવ્યો કે ઉચ્ચ કોટિનાં પ્રાણીઓનાં મગજ અને જ્ઞાનતંતુઓ વિશે એમ ચોક્કસ કહી શકાય કે તેમનું વર્તન અમુક કામ માટે ઉત્તેજન આપનાર અને તે કામમાં અવરોધ કરનાર એ બે તત્ત્વો વચ્ચેના સમતોલપણા ઉપર આધાર રાખે છે. પ્રાણી-શરીર મારફત કોઈ પણ ક્રિયાનું થવું કે ન થવું તે, એ ક્રિયાનાં પ્રેરક કે સામેનાં બળ બેમાંથી જેનું વિશેષ જોર હોય તે પ્રમાણે થાય છે. આ બેમાંથી એક કે બીજું બળ અમુક સંજોગો અને વાતાવરણમાં નિરંકુશ રહી શકે છે, અને બંને બળો અમુક

રેવથી ઉળવાયલા પ્રાણીશરીરને એવી રીતે ઉત્તેજિત કરે છે કે ઘણી વાર શારીરિક ક્રિયા માનસિક સાથે બહુ ઓછો સંબંધ ધરાવે છે તેમ લાગે, ( કૂતરાનું ઉપર જણાવેલું દૃષ્ટાંત ). વળી કુદરતી સ્વભાવની અનેક ભાતોને લઈને અમુક પ્રાણીઓ પ્રેરક તત્ત્વોને અને બીજાં અવરોધક તત્ત્વોને વધુ અધીન હોય એમ જણાય છે જો પ્રેરક અને અવરોધક એ બંને તત્ત્વોનું સામસામું જોર સરખું હોય તો જ્ઞાનતંતુઓ અવ્યવસ્થિત થઈ નબળાં પડી જાય અને દાક્તરો જેને પ્રબળ ' ન્યુરોસિસ ' કહે છે તે રોગ લાગુ પડે.

પાવલોવને પોતાની જન્મભૂમિ રશિયામાં જ પુષ્કળ માન મળ્યું હતું તેથી ઘણાઓને લાગતું કે સોવિએટ રાજ્ય જેને ઈશ્વરમાં શ્રદ્ધા નથી, તેને પાવલોવનાં કાંઈક અંશે જીવનના યાંત્રિકવાદને પોષે તેવાં સંશોધનો પ્રિય હશે; પણ સોવિએટમાં શ્રદ્ધાનું સ્થાન સંસ્કૃતિને મળે છે અને મનુષ્યજાતનો સર્વોત્કૃષ્ટ અભ્યાસ મનુષ્ય જ છે એમ તે ભારપૂર્વક કહે છે.

ભદ્રમુખ ક. વૈદ્ય

## સહયોગીઓ

આ પૃષ્ઠ પ્રેસમાં જવાના સમય લગીમાં ' નવચેતન ' ' ગુણસુંદરી ' ' મહાગુજરાત ' ' બે ઘડી મોજ ' અને ' ગુજરાતી ' ના દીપોત્સવી અંકો મળ્યા છે તેની તથા વાર્ષિક ' શારદ ' ની પહોંચ આભાર સાથે સ્વીકારીએ છીએ. એ તથા હવે મળશે એ અંકો પર લેખ આવતા અંકમાં લખીશું.

—સંચાલક

## નિકા—પૂર્તિ

### પરિચાયિકા

૧. ઈશાવાસ્યોપનિષદ્ :—રમણિક અ. મહેતા, મુંબાઇ (રૂ. ૦।). અત્યાર પહેલાંનાં ઓછામાં ઓછાં ત્રણ ભાષાંતર આ ઉપનિષદનાં યાદ આવે છે : સ્વ. મગનભાઇ ચ. પટેલનું, દિ. બ. કેશવલાલ હ. ધ્રુવનું, રા. ન્હાનાલાલ કવિનું. એમાંના પહેલામાં શાંકરભાષ્ય વગેરેને આધારે સમજુતી છે એ તેની વિશેષતા; બીજું અને ત્રીજું પ્રસંગગંભીર પદ્યમાં છે એ તેની વિશેષતા; એ પ્રયાસો પછી પણ, પ્રસ્તુત ભાષાંતરકારે કર્યું છે તેવા, મૂળ મંત્રો ઉપરાંત મૂળ સંસ્કૃત ભાષ્ય અને એ બંનેના સરળ ભાષાંતરવાળા આ પ્રયાસ માટે પણ અવકાશ હતો જ. બ્રહ્મવિદ્યાના સૌ પ્રેમીઓ એનો ઉત્સાહ અને કાળજીથી ઉપયોગ કરશે એમ ઇચ્છીએ. (પ્રસંગોપાત્ત ઉમેરીશું કે જેઓ શ્રી અરવિંદનું ઇંગ્લિશ બહુ મુશ્કેલી વિના અનુસરી શકે તેમ હોય, તેમણે આ ઉપનિષદ્ પરત્વે એમની અસામાન્ય આર્ષ દૃષ્ટિનો તેજે વ્યાપ્ત ઇંગ્લિશ ભાષ્યનું અવગાહન એક નહિ અનેક વાર ને વારંવાર કર્યા વિના રહેવું જોઇએ નહિ.)

૨. કોણ મહાન ? વિદ્યુતરાય ચ. દેશાઈ, ભાવનગર.—વિશાખદત્તની પ્રસિદ્ધ કૃતિમાંથી વસ્તુ લઈ, કેટલાંક પાત્રોની વધઘટ કરી, પ્રસંગો નવા ગોઠવી, પ્રધાનપણે ગદ્યમાં અને કેટલાંક સુગેય ગીતો સહિત, આ ત્રણઅંકી નાટક રચેલું છે. એ રીતે " ચાણક્ય અને અમાત્યની રસાકસી " ગૂંથતી આ રચનામાં " શરૂ કરી છે બુધના રાક્ષસ અને ચાણક્યની, 'કોણ મહાન ?' પ્રશ્નથી; અને સંપૂર્ણ કરી ' બંને મહાન ?'ના ઉત્તરે: " મૂળમાં જે ફેરફારો કર્યા છે તે રસજ્ઞતાથી કર્યા છે. સંભાષણો એકંદરે ચાતુર્યયુક્ત છે. કર્તાનો પ્રયાસ પહેલો હોવાથી, ભાષામાં કેટલીક કૃત્રિમતા આવી છે; એ હવેનાં એમનાં નાટકોમાં ન હોય એમ ઇચ્છીશું. નાટકમાં રસ

લેનાર સૌ કોઈએ આ અભિનવ પ્રયોગ ધ્યાનથી વિચારી જવો જોઈએ, એમ અમને લાગે છે.

**૩. ગાયત્રી-ત્રિદર્શન** : કનુ દેશાઈ, અમદાવાદ (રૂા. ૭ા)—ત્રિકાલસંધ્યાના મંત્રોને આધારે દોરાયલાં ગાયત્રીનાં ત્રણ સ્વરૂપનાં ચિત્રોનો આ નાનકડો, મનોહર, જનોઈપ્રસંગે અવશ્ય ભેટપાત્ર સંપુટ છે. ત્રણે કાલે 'રવિમંડલમધ્યસ્થા' એવી કુમારી ગાયત્રી, યુવતી સાવિત્રી અને વૃદ્ધા સરસ્વતીનાં જે જુદેજુદાં ખાસ લક્ષણ મંત્રોમાં વર્ણવાયાં છે તે પ્રમાણે થએલાં આ ત્રણ આલેખનોમાંનું બીજું સૌથી સુન્દર છે. સંપુટના આરંભમાં 'ગાયત્રી ઉપાસના' એ લઘુ લેખમાં ગાયત્રી મંત્રનું સવિસ્તર અર્થનિરૂપણ કરવામાં આવ્યું છે અને પૂર્વોક્ત ત્રણે મંત્રોના અર્થ આપ્યા છે તેથી ચિત્રો સમજવામાં ઘણી સરળતા થાય છે. આર્યોના સૌથી પવિત્ર મંત્રને આ રીતે નયનમનોહર રંગરેખામાં મૂર્ત કરીને ચિત્રકારે માત્ર ગુજરાતની નહિ, સમસ્ત ભારતની કલાને જે મૂલ્યવંત અર્પણ કર્યું છે તે અભિનંદન અને આદરને પાત્ર છે એમાં શક નથી.

**૪. જામનગરનું સૂર્યગૃહ**: છોટાલાલ મા. કામદાર; વાંકાનેર, કાઠિયાવાડ (બે આના).યેગ્ય રીતે જ 'કાઠિયાવાડની એક અજાયબી' તરીકે ઓળખાવાયલા જામનગરના પ્રસિદ્ધ (પણ હજી પ્રસિદ્ધતર થવાને સર્વથા પાત્ર) સૂર્યપ્રભા-મંદિર વિશેની આ સચિત્ર પુસ્તિકા છે શરૂઆતમાં, પ્રાચીનોને કિરણોપચાર અજાણ્યો નહોતો એ વાત સંક્ષેપે દૃષ્ટાંતો અને અવતરણોથી દર્શાવી, પછી પ્રસ્તુત મંદિરનું, તેમાંનાં યંત્રોનું તથા ત્યાં મટાડાતાં દર્દો પરની એ ઉપચારની શુભ અસરનું વર્ણન કર્યું છે. બન્ને જામનગરનરેશોની સન્મહેચ્છાનું અને પ્રજાહિત માટેની લાગણીનું એ પ્રતીક-જેના સંચાલનમાં ડૉ. પ્રાણજીવન મા. મહેતા જેવા ગુજરાતસમસ્તને ભૂષણરૂપ એક ભાવનાશાળી અને કર્મકૌશલયુક્ત ડૉક્ટરનો મુખ્ય હિસ્સો છે તે-લેખકે સાર્વજનિક માહિતી માટે કરેલા આ જરૂરી પ્રયાસને કારણે સર્વત્ર વધારે જાણીતું અને કાર્યસાધક નીવડો એમ ઇચ્છીશું.

**૫. મનન અને મંતવ્યો** : રતનલાલ વિ. ખાંડવાળા, સુરત, (રૂ. ૦ાા).-સુરતના સાપ્તાહિક 'લોકવાણી'માં 'વ્યાપારી આલમનાં આંદોલન' એ મથાળા નીચે કર્તાએ લખેલાં ૬૭ લખાણોનો આ

સંગ્રહ ગાંધીજીની ૬૭મી જયંતીપ્રસંગે બહાર પાડી તેમને અર્પણ કરવામાં આવ્યો છે. વ્યાપારવિષયક ગ્રંથો ગુજરાતીમાં ઝાઝા નથી તેવે વખતે, એ ક્ષેત્રના પ્રશ્નોને વ્યાવહારિક ઉપરાંત ભાવનાલક્ષી દૃષ્ટિએ ચર્ચનાર આ નાનો ગ્રંથ-જેમાં વિષયનું સારું જ્ઞાન, દેશદાઝ અને સરલસંસ્કારી શૈલીની ત્રિવેણી શાંત પ્રવાહે વહી રહી છે તે-જરૂર આવકારપાત્ર છે એમ કહેતાં આનંદ થાય છે.

## પ્રાપ્તિ-સ્વીકાર

**૧. કરીમ મહમદનાં કાવ્યો અને લેખો :** કરીમ મહમદ માસ્તર, જૂનાગઢ (રૂા. ૨). **૨ મહાવીરસ્વામીનો આચારધર્મ:** ગોપાળદાસ જી. પટેલ (નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; રૂા. ૦॥), **૩. માતર તાલુકાની આર્થિક તપાસ :** જે. સી કુમારપ્પા (ગુજ. વિદ્યાપીઠ, અમદાવાદ; રૂ. ૦॥). **૪. વ્રતચિત્રાવલિ :** કનુ દેસાઇ, અમદાવાદ; (રૂા. ૧।) **૫ શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ :** દુર્ગાશંકર કે. શાસ્ત્રી (ફાર્બસ સભા, મુંબાઇ; રૂા. ૧). **૬-૭ શાયરી** ભા. ૧, ૨; **હિંદુસ્તાની ભાષા :** 'ઝર' રાંદેરી, રાંદેર (નં. ૬મો રૂા. ૦॥; નં. ૭, ભેટ). **૮ થી ૧૧. જીવનનો આનંદ :** દત્તાત્રેય બા. કાલેલકર (રૂ. ૧॥); **ઓતરાતી દિવાલો :** દ. બા. કાલેલકર (આના ૭); **સુખમની,** શીખગુરુ અર્જુનદેવકૃત : મગનભાઇ પ્ર. દેસાઈ (રૂ. ૦॥); **ગીતાપદાર્થકોષ :** ગાંધીજી (રૂ. ૦।); ચારે પ્રકાશનો નવજીવન પ્ર. મંદિર (અમદાવાદ)નાં. **૧૨. જીવનનો પ્રકાશ :** ગોવિંદ હ. પટેલ (ગો. હિ. પટેલ, વડોદરા; રૂ. ૧).

કામકાજ 'ઘણું ધીમું જ' ચાલશે એવી ઠંડી-હિમ આશા એના પ્રારંભે જ અપાઇ છે, એ બરાબર નથી. ગુજરાતના કરતાં ગરીબ એવું મહારાષ્ટ્ર (અને તે પણ, ઘણી વાર તો, નાણાં ગુજરાતમાંથી જ ઉસરડી જઇને, ગુજરાતી વિદ્યાસેવકોને એ રીતે કાયમના ભૂખભેગા કરી નાંખતુંનાંખતું) જો સાહિત્ય ઇતિહાસ અને ઉચ્ચતર શિક્ષણનું દરેક કાર્ય રીતસરની મુદતે-નહિ અણઘડ ધાંધલવાળી અમેરિકન ઝડપે અને નહિ 'ઘણું ધીમું જ'-ઊકેલે છે, તો સાધનસંપન્ન અને વ્યવહારકુશળ ગુજરાતની એક નવી ઉત્સાહશીલ સંસ્થા પોતાનો પ્રત્નતત્ત્વીય અને વૈજ્ઞાનિક સંશોધનવ્યવહાર ઘટતા વેગથી શા માટે ન કરી શકે? ઉચ્ચતર વિદ્યાવિકાસવડે સરકારિતાની પરંપરાને અખંડ અને સબળ રાખવાના વિષયમાં ગુજરાત એટલું બધું તો ઢીલુંપોચું અને પછાત છે કે તેની એ પ્રકારની હરેક પ્રવૃત્તિ કરકસરથી તેમ જ વાજબી ત્વરાથી થવી જોઇએ એમ લાગ્યા વિના રહેતું નથી.

અમે આશા રાખીએ છીએ કે ગુજરાત સંશોધનમંડળના સ્થાપકો સ્વતંત્રપણે અથવા તો પૂર્વોક્ત સંમાન્ય સંસ્થાઓદ્વારા, જેમ વધુ યોગ્ય લાગે તેમ, સંગીન અને નોંધપાત્ર કાર્ય આવતાં પાંચ દશ વર્ષમાં કરીને પ્રાંતના વિદ્યારસિકોનો ચાહ અને સંતોષ પ્રાપ્ત કરશે જ.

## પ્રગતિવાદ અને 'માનસી'

એમાંના [ ત્રૈમાસિકવિભાગમાંની ] 'દેડકાની પ્રગતિ' અને ગેરકી-વાળી નોંધ તો મને ખૂબ ગમી. એ લોકો [ પ્રગતિવાદીઓ ] ખોટી અહમહમિકાને વશ થઇને નકામો વાદો જ વધારે છે, એટલે એમને માટે તમે કર્યું છે એવા સત્યકથનની ખાસ જરૂર હતી. હવે ગમે એટલું કરે પણ તમારાં એ બે પાનાંએ એ લોકોને ઊગતા જ બરાબર દાબી દીધા છે, એટલે ગુજરાતમાં એમનું ટટ્ટુ બહુ આગળ નહિ ચાલે. એક પત્રમાંથી ( તા. ૧૩-૮-૩૬ )

જેમાંથી ઉપલી કંડિકા લીધી છે તે પત્ર અમને ગયો અંક પ્રગટ્યા પછીના પખવાડિયામાં જ મળ્યો હતો; એ જ

માસની ત્રેવીસમીના 'પ્રજાબંધુ'એ અમારી એ નોંધનો મુખ્ય ભાગ ઉતારી, એમાંના વિચારોને વિશાલતર વાચકગણ સમક્ષ મૂકી આપ્યો; આ અંકની મંજૂષામાં સંઘરી લઇએ છીએ તે 'ગુજરાતી'માંની આ વિષય પરની કંડિકાઓ પણ અમારા નમ્ર મતનું જ સમર્થન કરે છે.

આ અંકમાં અમારા એક સંમાન્ય ચર્ચાપત્રી, પ્રગતિવાદને અંગે વિચારસ્ફોટ કરવાની અભિલાષા સેવતા, અમને બનતા સંયમથી—લગભગ સ્નેહભાવે—ઊધડા પણ લે છે. એ પ્રગતિવંત ચર્ચાપત્રી રા. ભાઇ ત્રિભોવનદાસ એમ સૂચવે છે કે અમારે પ્રગતિવાદની તત્ત્વચર્ચા કરવી. પણ એ જરૂર હવે રહે છે ખરી, ઉપલી કંડિકામાં એકત્ર કરેલાં અનુમોદન અમને મળ્યા પછી ? અમને નથી લાગતું કે રહેતી હોય. એટલે, અંગતભાવી ઉલ્લેખો કરવા અમારો આશય નહોતો એટલું સ્પષ્ટ કરી, જ્યાં સુધી પ્રગતિવાદી મિત્રો કોઇ અસાધારણ પ્રગતિશીલ સાહિત્યસિદ્ધિ—અને તે એમના આ નવતર વાદને જ પ્રતાપે થએલી તથા અન્યથા ન જ થઇ શકી હોત તેવી—કરી બતાવે નહિ, ત્યાં સુધી અમારે જે કરવાનું રહે છે તે એટલું જ કે એમના સર્વ કાર્યને સમભાવથી છતાં અમારી પૂર્ણસ્વાતંત્ર્યમયી સાહિત્યદૃષ્ટિને કાયમ રાખીને અવલોકતા રહેવું. એ પ્રકારના અમારા સહકારની તેમને જો કૈં કિંમત હોય તો એ હમેશ મળતો રહેશે એની ખાતરી આપીએ [1]છીએ.

---

૧. આ નોંધ પ્રેસમાં મોકલતી વખતે, તા. ૮મી નવેંબરના 'પ્રજાબંધુ'માં, પ્રગતિવાદીઓની તા. ૩જી નવેંબરની સભાનો ટૂંકો અહેવાલ અમારા જોવામાં આવ્યો છે. એ વાંચ્યા અને ધ્યાનથી વિચાર્યા પછી પણ અમને અમારું દૃષ્ટિબિંદુ ફેરવવાની જરૂર જણાતી નથી. ત્યાં જે સન્નારીઓ અને આઠ સન્નરોએ પ્રગતિશીલ સાહિત્ય વિશેનાં જે મંતવ્યો રજૂ કર્યાં છે તે ગયા જુનમાં પ્રગતિવાદ ગુજરાતમાં ફુટી નીકળ્યો, ત્યાર પહેલાંનાં સાહિત્યમંતવ્યોથી કાં તો ખરેખર જુદાં પડતાં નથી; અથવા, એ મંતવ્યો સાહિત્યનાં નથી પણ સાહિત્યેતર કાચાપાકા વિદેશી વાદોનાં હોઈ, સાહિત્ય વિશે છેવટનો મત બાંધવામાં સાવ નકામાં છે.

## ભારતીય સાહિત્યપરિષદ

વર્ધામાં ગાંધીજીના પ્રમુખપદે ચાલતી આ સંસ્થાની પહેલી પત્રિકા એના મંત્રીઓ તરફથી મળી છે. તેનો સ્વીકાર અને સત્કાર કરતાં આનંદ થાય છે. દેશનાં પ્રાંતીય સાહિત્યોનો પરસ્પર પરિચય હિંદીદ્વારા વધારવાનો સંસ્થાનો આશય છે. તેણે 'હંસ' દ્વારા એ ઠીક પ્રમાણમાં અત્યાર પહેલાં બર આણ્યાનું આપણે જાણીએ છીએ. એનું મુખપત્ર હવે સંજોગવશાત્ નીકળી શકે તેમ નથી એટલે તેણે પોતાનું કાર્ય પુસ્તકમાળાદ્વારા કરવાનો વિચાર કર્યો છે. એ રીતે 'સરસ્વતીચંદ્ર'નો સંક્ષેપે પરિચય ગુજરાત બહારના હિંદીવાનોને થશે એ જેમ સંતોષની વાત છે, તેમ, એ કાર્યક્રમમાં (ત્રણેક સમકાલીન ગુજરાતીઓ હોવા છતાં) હજી સ્વ. મણિલાલ નભુભાઇ, સ્વ. કાન્ત કે રા. ન્હાનાલાલ કવિનાં નામો નથી એથી નવાઈ પણ લાગે છે. આ ત્રુટી ગંભીર હોઇ, દૂર થવી જોઇએ. અમે આશા રાખીએ છીએ કે પરિષદની પુસ્તકમાળા કાર્યદક્ષતાપૂર્વક અને અણુધટતા વિલંબ વિના શરૂ થઈ શકશે.

## ૧૪મી પી. ઈ. એન. પરિષદ

સપ્ટેંબરના પહેલા અઠવાડિયામાં બ્યૂનોઝ આયર્સ (દ. અમેરિકા)ખાતે મળેલી એ પરિષદમાં, સત્ત્વશાલી વાઙ્મયસેવકો ભેગા થાય ત્યારે જે ત્રણ પ્રકારની ઘટનાઓ બન્યા વિના રહેવી જોઇએ નહિ, તે ત્રણે બની હતીઃ (૧) ઊંચી કક્ષાનું સંસ્કારાત્મક વ્યાખ્યાન, જેનો નમૂનો ત્યાં હિંદનાં પ્રતિનિધિ મેડમ વાડિયાલિખિત ' ધ પ્લેસ ઑફ ફિલૉસોફી ઇન ધ લાઇફ ઑફ ધ માસીસ ' તરીકે મોજૂદ હતો; (૨) સમકાલીન વાઙ્મયજીવનના કોઇ મહત્ત્વના પ્રશ્ન વિશેનો વિવાદ, જે આર્જેન્ટાઇનનાં પ્રતિનિધિ ઉના વિક્ટોરિયા ઓકામ્પોએ લેખકની સમાજ પ્રત્યેની જવાબદારી વિશે ઉઠાવેલી ચર્ચામાં અને

તેમાં બીજાં કેટલાંક લીધેલા ભાગમાં જોવામાં આવે છે; અને ( ૩ ) " तत्र युद्धं कचाकचि. " પરિષદમાં આ છેલ્લું તત્ત્વ આણવાની જવાબદારી એબિસિનિયાબાઉ ઇટલીના પ્રતિનિધિને આડકતરી રીતે આભારી હતી, જો કે મુખપિસ્તોલમાંથી પહેલો શબ્દભડાકો કરેલો તે, પી. ઇ. એન. કલબના નવા ચુંટાયલા આંતરરાષ્ટ્રીય પ્રમુખ ફ્રેંચ કવિ અને નવલકથાકાર મોં ઝુલે રોમેંએ. આ છેલ્લા બનાવને એક સુપ્રચરિત ગુજરાતી દૈનિકના સાહિત્યપૃષ્ઠે પૂરતી પ્રસિદ્ધિ આપેલી હોઇ, એની વિગતોમાં ઉતર્યા વિના એટલું જ કહીશું કે ઇટાલિયન પ્રતિનિધિનાં યુદ્ધ અને શાંતિ વિશેનાં પરસ્પરવિરોધી મંતવ્યોમાંથી, શાંતિ પ્રત્યે જ તેમની ખરી અને આખરી વફાદારી હોવાનું તેમણે સ્વીકાર્યું, એ સમાધાનનો જશ હિંદનાં માનવંત પ્રતિનિધિને મળ્યો હતો. લેખકજવાબદારી વિશેના વિવાદમાં મુખ્ય ચર્ચાબિંદુ એ હતું કે લેખકે સમાજહિતને લક્ષમાં રાખીને પોતાનાં શૃંગારવિષયક તથા ધનીનિર્ધનવિષયક લખાણો લખવાં જોઇએ કે માત્ર સ્વૈરાચારને ખાતર ? આ બીજા પક્ષના બે તરફદારો હતા, પણ સમાજહિતવાળાની ત્યાં બહુમતી હતી. જનસમુદાયના જીવનમાં તત્ત્વચિંતનના સ્થાન વિશેના સ્થિર ભાવનાતેજે દીપતા મૅડમ વાડિયાના વ્યાખ્યાનમાં, પહેલાં તો, આજના જનસમુદાય પર રાજ્યનીતિજ્ઞો અને વૈજ્ઞાનિકો જે વધારે પ્રબળ અને પ્રત્યક્ષ અસર પાડી શકે છે તેનો વિગતવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે; રાષ્ટ્રવાદે આ જમાનામાં ધર્મનું સ્થાન કેવી રીતે લીધું છે એ બતાવ્યું છે; એ વાદની અતિશયતામાંથી જગતને બચાવવા માટે ભાવનાલક્ષી સર્જકો–ચિન્તકો જાગૃત થતા જાય છે એ હકીકત રજૂ કરી છે; અને, સર્જકોએ–સર્વ પ્રકારના કલાકારોએ–જનસમુદાય હાલ જે અતિશૃંગારી કે વિલાસી સાહિત્યકલા ભણી ખેંચાય છે તે દુર્દશામાંથી એને ઉગારી લઇ, સમાજ પ્રત્યેના પોતાના કર્તવ્યનો ગંભીર

ભાવે વિચાર કરી, જીવનની નવી ફિલસુફી માટે ઝંખતા જનસમુદાયને એ બાબતમાં માર્ગદર્શન કઇ રીતે કરાવવું જોઇએ –મનુષ્યમાત્રના હૃદયમાં સંસ્ફુરતા આત્મતત્ત્વનો મનુષ્યજાતિના 'वसुधैव कुटुम्बकं'પણાનો, તથા પ્રકૃતિમાં કાર્યકારણરૂપે પ્રવર્તતા કર્મસિદ્ધાંતનો[1] આધાર લઇને રચેલી ફિલસુફીદ્વારા કઈ રીતે કરાવવું જોઇએ–એ શ્રદ્ધાપૂર્વક અને નિર્ભયતાથી (આ જમાનામાં અધ્યાત્મનું નામ પણ લેવામાં ભારે નિર્ભયતાની જરૂર પડે છે એ તો વાચકો જાણતા હશે.) દર્શાવ્યું છે. એ વ્યાખ્યાન આખીય પરિષદનું સૌથી મૂલ્યવાન અંગ હતું એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

જગતની સંસ્કૃતિનું સંરક્ષણ અને તેનો વિકાસ એ આ આંતરરાષ્ટ્રીય વાઙ્મયસેવીઓના મંડળનું મુખ્ય ધ્યેય હોવાથી સંસ્કૃતિનો ધ્વંસ કરી નાંખવાની તૈયારી કરતાં યુદ્ધોનો તેણે એક વિસ્તૃત ઠરાવદ્વારા વિરોધ કરી, વિશ્વશાંતિની વાંછના પ્રગટ કરી હતી, જે વિશેના શુભ સંદેશ તેને તેના નિવૃત્ત થતા પ્રમુખ શ્રી. એચ. જી. વેલ્સ તરફથી તેમ જ ગાંધીજી, રવિબાબુ અને શ્રી સરોજિનીદેવી તરફથી મળ્યા હતા. —વિ.

---

1. મૂળ ઇંગ્લિશમાં 'લૉ ઑફ જસ્ટિસ, ઑફ કૉમ્પેન્સેશન' છે. પણ સંદર્ભ પરથી ચોખ્ખું જણાય છે કે જે વિવક્ષિત છે તે કર્મ-સિદ્ધાંત, બીજું કશું નહિ.

# મંજૂષા

## પાદપૂર્તિ[1]

: મંદાક્રાન્તા :

ઊંડા ખાડા ઉદરપટના રંક સૌ પૂરવાને,
કુવાડો લૈ વન વન ફરી વેડતા વાડીઓને;
રોટી એનાં કુસુમ કુમળાં પામશે બાળ જ્યારે,
વાડી કુંજો ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

૨

લાવા જેવી જગતભરને બાળતી ઘોર હિંસા,
ઘેરી ઊભી ભરતભૂમિને—બુદ્ધની જન્મદાતા;
શાતા પામે વિહગ હરિણો પારધી ત્રસ્ત જ્યારે,
આશિષોથી ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

૩

મીઠી માતા કુદરત-કલા ! નામ તારૂં લજાવી,
પીંખી રૂહેતા વસન પીંછને અસ્થિ ને ચર્મલોભી;
હિંસા-તૃષ્ણા ધનલુલુપની સ્થંભશે ઘોર જ્યારે,
દૈવી પ્રેમે ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે

૪

હોમાતી જ્યાં કુસુમકલી શી બાલિકા લગ્ન-યજ્ઞે,
રેંસાતી જ્યાં અબુધ વિધવા ઘોર વૈધવ્ય દાહે;
અન્યાયો આ વિરમી, પ્રગટે સ્નેહસ્વાતંત્ર્ય જ્યારે,
સંસારીનાં ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

---

૧. સાહિત્યસંમેલનમાં વંચાયેલ પાદપૂર્તિ

૫

સંસારીઓ જગતભરનું વિશ્વ બંધુત્વ ભૂલ્યા,
રેંસ્યા બંધુ રૂધિર તરસ્યા, દ્વેષ ને વૈર પ્રેર્યા;
ભૂલી ભેદો ગરીબ ધનીના શ્વેત ને શ્યામ રંગી,
સંપી રૂહેતાં ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

તા. ૧-૧૧-૧૯૩૬.

વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી

## નવલવિશેષ

### ગુજરાત સંશોધનમંડળ

ગુજરાત હિંદમાં અનેરૂં સ્થાન ભોગવે છે. એની સાંસ્કારિક પ્રતિષ્ઠા દ્વારકા, સુદામાપુરી, સોમનાથ, ભૃગકચ્છ, સોપારા, વલ્લભીપુર, પાટણ, સિદ્ધપુર વગેરે અનેક પ્રાચીન શહેરોના ઇતિહાસ ઉપર બંધાયેલી છે. અર્વાચીન કાળમાં ગુજરાતી સંસ્કારોનો વિજયધ્વજ કોલંબો, કોચીન, કરાંચી, કાનપુર, કલકત્તા વગેરે શહેરોમાં ફરકતો જોવામાં આવે છે. મહાત્મા ગાંધી અને સ્વામી દયાનંદ સરસ્વતીએ વિશ્વવિખ્યાત જ્યોતિર્ધરો ગુજરાતી સંસ્કૃતિના ઉત્કૃષ્ટ ફલરૂપ છે. મુંબઈની જાહોજલાલી પણ ગુજરાતીઓના પરિશ્રમથી રચાયેલી છે. આ કીર્તિ અને પ્રતિષ્ઠા ગુજરાતી બોલતી હિંદુ, જૈન, પારસી, મુસલમાન, ઇસાઇ એ સર્વે કોમોના પ્રયાસોથી બંધાયેલી છે; આખો દેશ કચ્છ, કાઠિયાવાડ અને તલ ગુજરાતનાં વિવિધ રાજ્યોમાં વિભક્ત થયેલો હોવા છતાં પણ તેની સાંસ્કારિક એકતા અને અસ્મિતા સર્વત્ર પ્રસિદ્ધ છે.

આવા ગૌરવવાળી પ્રજાની અભિલાષાઓ અને સંસ્કારો

પોષવાને માટે, તેના ઇતિહાસ અને પ્રાચીન સંસ્કૃતિના અન્વેષણને માટે, અને અર્વાચીન કાળને યોગ્ય ભવિષ્યનાં વિધાનોની રચનાને માટે. વિશાળ દૃષ્ટિવાળી એક સંસ્થાની જરૂર ઘણા વખતથી સ્પષ્ટ દેખાતી હતી આવા ઉડતા વિચારોને મૂર્તિમંત સ્વરૂપ આપવાનું કામ કેટલાએક મિત્રોને સૂઝ્યું અને તેમને ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઇ દીવેટીઆ તરફથી પ્રોત્સાહન મળ્યું. તેમના પ્રમુખપણા નીચે પચીસેક સંસ્કારવાંછુ ગૃહસ્થોએ તા. ૩૦મી ઓગસ્ટે અને તા૦ ૩૦મી સપ્ટેમ્બરે એમ બે વાર મળીને ઘણી ચર્ચા પછી મંડળનાં ધારાધોરણ નક્કી કર્યાં, અને મંડળ સ્થાપવાનો નિર્ણય કર્યો. આ મંડળે વ્યવસ્થાપક કાઉન્સીલ નીમી છે અને આગળ કામ શરૂ કર્યું છે. પહેલી કાઉન્સીલના સભ્યોનાં નામ નીચે પ્રમાણે છેઃ પ્રમુખ, ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઇ દીવેટીઆ. ઉપપ્રમુખો; આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ, શ્રીયુત કનૈયાલાલ મુનશી, રા. રૂસ્તમજી મસાણી, ડૉક્ટર જીવરાજ મહેતા. સભ્યોઃ રા. વિશ્વનાથ વૈદ્ય, શ્રીયુત ગિરિજાશંકર આચાર્ય, દિવાન બહાદુર હીરાલાલ કાજી, ડૉ. અરદેશર કાલાપેસી, ડૉ. કૃષ્ણલાલ ગર્જર, શ્રીયુત જયસુખલાલ મહેતા, ડૉક્ટર દુર્લભજી વ્યાસ, પ્રોફેસર સુબોધચંદ્ર મહેતા. ખજાનચીઃ શ્રીયુત પોપટલાલ શાહ. સામાન્ય મંત્રી પ્રોફેસર ચંદુલાલ વકીલ.

મંડળની ઇચ્છા ગુજરાતનાં સર્વ દેશી રાજ્યોનો સહકાર મેળવવાની છે. અને તેને માટે તૈયારી ચાલે છે. તે ઉપરાંત બ્રીટીશ હિંદમાં પણ સરકારી સંશોધનખાતાંઓનો સહકાર યોજીને તેમને ગુજરાતના સંશોધનના પ્રશ્નોમાં વધારે રસ લેતા કરવાનું કામ પણ હાથમાં લેવાનું છે. ગુજરાતના ધનિકો અને કાર્યકરોનો સહકાર સાધવાનું કામ પણ શરૂ કરવામાં આવ્યું છે.

ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છ એ બધા પ્રદેશોમાં મંડળ-

ની શાખાઓ ઊભી કરવાના પ્રયાસો ચાલુ છે. અમદાવાદમાં આ કાર્ય આચાર્યશ્રી આનંદશંકરભાઇની દેખરેખ નીચે શ્રીયુત હીરાલાલ પારેખે ઉપાડી લીધું છે. વડોદરામાં શ્રીયુત મણિલાલ નાણાવટી, ડૉકટર કુંવરજી નાયક, અને પ્રોફેસર જ્યોતિ મહેતા આ કામ માટે તત્પર થયા છે. સમયની અનુકૂળતા પ્રમાણે રાજકોટ, ભાવનગર અને ભૂજમાં પણ શાખાઓની યોજના કરવામાં આવશે

સંશોધનનું કાર્ય ઘણું ધીમું જ હોઇ શકે આ કાર્યમાં સતત કામ ધૈર્ય અને ખંત ઉપરાંત અઢળક નાણાંની જરૂર છે. કલકત્તા સુધી સંશોધનની શિષ્યવૃત્તિઓ સદ્ગત શ્રીમાન્ પ્રેમચંદ રાયચંદે આપેલી છે. સ્વ. જમશેદજી ટાટાની સંશોધન માટેની સખાવત જગજાહેર છે. આવા દેશમાં હિંદુ મુસલમીન અને પારસી શ્રીમંતોના સહકારને માટે મંડળ વિજ્ઞપ્તિ કરે તો તે વ્યર્થ નહિ જાય.

સંશોધનના પ્રશ્નોની વિવિધતાને પહોંચી વળવા માટે મંડળે દરેક વિષયના નિષ્ણાત વિદ્વાનોની સમિતિઓ નીમી છે. આ સમિતિઓએ યોગ્ય વિચાર અને તુલના કર્યા પછી જ સંશોધનનાં કામ હાથમાં લેવામાં આવશે અત્યાર સુધી નીચેની સમિતિઓ નીમવામાં આવી છે:

(૧) પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસ, (૨) વૈદક અને આરોગ્ય, (૩) અર્થશાસ્ત્ર, વાણિજ્ય અને સામાજિક શાસ્ત્રો, (૪) ભૌતિક શાસ્ત્રો, (૫) જીવવિદ્યાની શાખાઓ, (૬) શિક્ષણ શાસ્ત્ર, (૭) કૃષિશાસ્ત્ર. સંશોધનથી પ્રાપ્ત થયેલી સામગ્રી મંડળના મુખપત્ર અને પુસ્તકોદ્વારા અંગ્રેજી તેમજ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. આ સંબંધમાં કોઇ પણ દિશામાંથી સૂચના મળશે તો તેની ઉપર વિચાર કરવામાં આવશે.

પત્રવ્યવહારનું સ્થાન—માનાર્થ સામાન્ય મંત્રી પ્રોફેસર ચંદુલાલ વકીલ, યુનીવર્સીટી હોસ્ટલ; ૭૯, ક્વીન્સ રોડઃ મુંબઇ. ૨.

## 'મરાઠી ગ્રંથાંચી સૂચી'

'મહારાષ્ટ્ર સાહિત્યપત્રિકા' ના જણાવવા પ્રમાણે, ૧૮૦૫ થી ૧૯૩૫ સુધીનાં ૧૩૦ વર્ષમાં છપાયલા મરાઠી ગ્રંથોની વિગતવાર સૂચીનો પંદરસો પાનાં થાય તેવડો ગ્રંથ રા. શંકર ગ. દાતેએ ગયા બેત્રણ વર્ષમાં લખી તૈયાર કર્યો છે અને એ થોડા વખત પછી પ્રગટશે. દરેક ગ્રંથ વિશેની માહિતી એ ગ્રંથને ખાનગી કે જાહેર ગ્રંથાલયોમાં નજરે જોઇને મેળવવામાં આવેલી હોઈ, સૂચી શાસ્ત્રીય અને અદ્યતન બનશે. ઘણો શ્રમ તેમ જ ખર્ચ માગે તેવું આ સાહસ એક જ વ્યક્તિએ માથે ઉઠાવી પાર પાડ્યું છે એ હકીકત ખાસ ધ્યાન ખેંચે તેવી છે.

## મરાઠી વ્યાકરણની શતાબ્દી[1]

એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનમાં ( હાલની એલ્ફિ. કૉલેજમાં ) ઉચ્ચતર શિક્ષણ સંપાદન કરી, પોતાની વિદ્યાર્થી–અવસ્થા દરમ્યાન જ ૧૮૩૬ માં, દાદોબા પાંડુરંગ તર્ખડકર (૧૮૧૪–૧૮૮૨), તે 'શિશુબોધ', 'યશોદા–પાંડુરંગી' વગેરેના કર્તા, તેમણે અર્વાચીન કાળનું સૌથી પહેલું મરાઠી વ્યાકરણ રચેલું હોવાથી, એ પ્રસંગને આ વર્ષે પૂરી થતી શતાબ્દીનો ઉત્સવ એને છાજતી રીતે ઉજવવાની સૂચના મહારાષ્ટ્ર સાહિત્યપરિષદને કરવામાં આવતાં, એ તેણે ઉપાડી લઇને આ વર્ષના અંત પહેલાં એક મરાઠી વ્યાકરણપરિષદ ભરવાનું ઠરાવ્યું છે. તેમાં, મરાઠી વ્યાકરણનો અભ્યાસ વધારવાની તથા એને નિશ્ચિત વલણ આપવાની દૃષ્ટિએ નીચેના વિષયો પર નિબંધવાચન અને ચર્ચા થશે: (૧) વ્યાકરણની ઐતિહાસિક ભૂમિકા; (૨) વ્યાકરણ-શાસ્ત્રની વ્યાપ્તિ; (૩) વ્યાકરણનું ભાષા પર થતું પરિણામ; (૪) વ્યાકરણમાં કાલ–પરિસ્થિતિ પ્રમાણે થતા ફેરફાર; (૫) વિદ્વાનોને ઉપયોગી, શિક્ષિત પ્રૌઢોને ઉપયોગી તથા કૉલેજમાં ભણનારને ઉપયોગી વ્યાકરણગ્રંથો રચવા સંબંધી વિચારણા.

---

૧. આ સંબંધી વધુ માહિતી 'મહારાષ્ટ્ર સાહિત્યપત્રિકા'ના ૩૨મા અંકમાં છે.

## 'શ્રી રામદાસ આણિ રામદાસી'

મહારાષ્ટ્રના પ્રસિદ્ધ ધર્મોદ્ધારક શ્રી સમર્થ રામદાસસ્વામીને લગતું આ માસિક મરાઠીમાં ચૌદ વર્ષથી નીકળે છે. તેમાં સમર્થ-કાલીન અનેક અપ્રખ્યાત કવિ અને સંતોનું વાઙ્મય પ્રગટે છે; ઉપરાંત, કાવ્યચર્ચા પુસ્તકપરીક્ષણ વગેરેનાં લખાણ પણ આવે છે. હમણાં અધિક ભાદ્રપદમાં એના પંદરમા વર્ષનો જે બીજો અંક બહાર પડ્યો, તેમાં શ્રી સમર્થનાં લઘુ કાવ્યોનું તથા તંજાવર પ્રાંતમાંના સમર્થશિષ્ય મેરુસ્વામીરચિત 'ભીમોપદેશ'નું ક્રમિક પ્રકાશન શરૂ થયું છે. એ લઘુ કાવ્યોનું મહત્ત્વ મહારાષ્ટ્ર સારસ્વતમાં એટલું અસામાન્ય મનાય છે કે માસિકની પ્રકાશક સત્કાર્યોત્તેજક સભાએ (ધુળિયા : ખાનદેશ) તેનો રીતસર માલિકીહક નોંધાવી, એ માસિક સિવાય બીજે કશે એ કાવ્યો છાપી શકાય નહિ તેવી ગોઠવણ કરી છે. વર્ષો-વર્ષ ઉજવાતી રામદાસ-જયંતીના પ્રમુખનાં વ્યાખ્યાનો તથા ત્યારે વંચાતા નિબંધો પણ આ માસિકમાં છપાઈને કાયમ માટે સચવાઇ રહે છે.

## આર્યોનું અજોડ રસશાસ્ત્ર

ગઇ તા. ૧૫મી ઑક્ટોબરે મદ્રાની થીઑસૉફિકલ સોસાયટીના આશ્રય નીચે, મદ્રાસમાંની ભારતીય શિષ્ટમાન્ય ('ક્લાસિકલ') વાઙ્મય અને કલાના અભ્યાસ માટેની સંસ્થાના સ્થાપક દિ. બ. કે. એસ. રામસ્વામી શાસ્ત્રીઆરે '.ભારતીય રસશાસ્ત્રનો ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્ય' પર ભાષણ આપતાં કાલિદાસ વગેરેમાંથી દૃષ્ટાંતો ટાંકીને જણાવ્યું હતું કે : (૧) પ્રાચીન આર્યોએ રચેલા રસશાસ્ત્રની જોડી દુનિયામાં બીજે જડે તેમ નથી; (૨) એ શાસ્ત્રમાં માનવીના મનોભાવોની ઝીણામાં ઝીણી વિગત પર ધ્યાન આપવામાં આવ્યું છે; (૩) એ ઝીણવટ-ભર્યાં નિરૂપણો કરવામાં લેવામાં આવેલા અમને અપ્રખ્યાત શ્રી મીનાક્ષી-

મંદિરના વિધાનમાં લેવાયેલા શ્રમ. કરતાં ચઢિયાતો કહી શકાય; (૪) એ શાસ્ત્રનું એક અગત્યનું તત્ત્વ એટલે તેમાં સૂત્રરૂપે વહેતો સંસ્મરણાત્મક અને ચિંતનશીલ વિષાદ; (૫) અંતર્ચક્ષુને યોગશક્તિદ્વારા થતું દર્શન, એ પણ આપણા રસશાસ્ત્રનું એક વિશિષ્ટ તત્ત્વ છે.

## પી. ઇ. એનના નવા પ્રમુખ

ધ્વનિપૂર્તિની છેલ્લી નોંધમાં જે પી. ઇ. એન. પરિષદની નોંધ છે, તે પ્રસંગે એ કલબના નવા આંતરરાષ્ટ્રીય પ્રમુખ તરીકે મોં. ઝુલે રોમેં ચુંટાયા હતા. તેઓ ફ્રેંચમેન છે અને 'મેન ઓફ ગુડવિલ' એ નામથી ઇંગ્લિશમાં ઊતરેલી, ઔદ્યોગિકરાજકીય સહિત જીવનનાં બધાં ક્ષેત્રોને સ્પર્શતી નવલકથાવલિના કર્તા છે. કવિ પણ છે. તેમનો જન્મ ૧૮૮૫માં થયો હતો. બાલ્યવયમાં અને કિશોરવયમાં શિક્ષણ મોંત માત્ર્માં લીધા પછી તેઓ ૧૯૦૯માં ફિલસૂફીના ગ્રેજ્યુએટ થયા હતા. પછીનાં ૧૦ વર્ષ તેમણે પેરિસ–નીસ વગેરે સ્થળે ફિલસૂફી શીખવી હતી. તેમણે યુનેનિમિસ્ટ સાહિત્યસંપ્રદાયના નેતા તરીકે (તેના બીજા નેતાઓ આર્કોસ અને દુહમેલ હતા.) પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. એ સંપ્રદાયનો મુખ્ય સિદ્ધાંત એવો છે કે અર્વાચીન શહેરોનો જનસમૂહ સમષ્ટિલક્ષી વિચારો અને લાગણીઓના પ્રવાહમાં વહે છે તેથી તેમને સંગઠિત કરનાર, ભેગો બાંધી રાખનાર, તેમને અજાણી એવી કોઇક શક્તિ છે જ. એ સંપ્રદાય એટલે કોઇ જાતની વેદી વિનાનો, બિનલડાયક સમાજસત્તાવાદી ખ્રિસ્તિ ધર્મ. સંપ્રદાયનું મુખ્ય સ્થાનક લ'એબ્બેયે ખાતે છે. ત્યાં સંપ્રદાયીઓ સંઘજીવન ગાળતા રહે છે. ઝુલે રોમેંનાં ૧૯૨૦ના અરસાનાં કાવ્યો, નવલો તથા નાટકો, સંપ્રદાયની પૂર્વોક્ત મુખ્ય ભાવનાને પ્રધાનપણે પ્રતિબિંબિત કરનારાં છે. એનાં ૧૯૨૨–૨૫ના અરસાનાં નાટકો, એમાં જે મોલિયેરની કૃતિઓના જેવું મર્મવેદન અને હાસ્યરસ છે તેને લીધે, ફ્રાંસમાં ઘણાં લોકપ્રિય થયાં હતાં.

## યુજીન ઑનીલ

ચાલુ સાલનું સાહિત્યનું નોબેલ પ્રાઇઝ મેળવનાર આ અમેરિકન નાટકકાર ન્યુયૉર્કમાં ૧૮૮૮માં જન્મ્યા હતા. કેળવણી તેમણે કૅથૉલિક નિશાળોમાં અને પ્રિન્સટન યુનિવર્સિટીમાં લીધી હતી. તેમણે જુદેજુદે વખતે ખલાસી નટ ( એમના પિતા પણ નટ અને થીએટર-મૅનેજર હતા ) અને વૃત્તાંતી ('રીપોર્ટર') તરીકે કામ કર્યું હતું. ૧૯૧૪-૧૫માં હાર્વર્ડ યુનિવર્સિટીમાં વધુ કેળવણી લીધા પછી થોડે વખતે અમેરિકન નાટકકારોની પહેલી પંક્તિમાં તેઓ પોતાનાં નાટકો વડે આવ્યા હતા. એમની રચનાઓનું વસ્તુ તથા પાત્રો ખલાસી વગેરે લોકજનના વર્ગોમાંથી લેવાયું હોય છે. એ રચનાઓમાં એ વર્ગોની આશાનિરાશા અને સમસ્યાઓ કરુણાન્તરૂપે નિરૂપાઇ હોય છે. 'ધ મૂન ઑફ ધ કૅરિબ્બીઝ' 'એમ્પરર જોન્સ' 'ધ હેરી એપ' 'ધ સ્ટ્રેંજ ઇન્ટર્લ્યુડ' 'મૉર્નિંગ બીકમ્સ ઇલેક્ટ્રા' વગેરે ૧૦-૧૨ વિખ્યાત નાટકો તેમણે લખ્યાં છે.

## હાર્વર્ડના પનોતા પુત્રો

હાર્વર્ડ યુનિવર્સિટીની સ્થાપનાની ત્રીજી શતાબ્દી સપ્ટેંબરમાં ઉજવાઇ. તે પ્રસંગે, ઉત્સવ સમિતિએ પ્રગટ કરેલી એ વિદ્યાપીઠમાં કેળવણી લીધા પછી બહારના જગતમાં જેમણે નામ કાઢ્યું. તેવા પચાસ પુરુષોની નામાવલીમાં ત્રણ યુ. સ્ટે.ના પ્રમુખો છે-જોન એડમ્સ, જો. કિ. એડમ્સ, થી. રૂઝવેલ્ટ; ગ્રંથકારો-ડના, એમર્સન, ઓ. ડબ્લ્યુ હોમ્સ, વિલિયમ જેમ્સ, લૉવેલ, પાર્કમેન, થોરો વગેરે; વિજ્ઞાનીઓ-અગાસિઝ, ન્યુટાઉન, થી. રિચર્ડ્ઝ વગેરે; ધર્મોપદેશકો-ડબ્લ્યુ. ઇ. ચેનિંગ, થી. પાર્કર વગેરે.

# નવા ભારતીય ગ્રંથો

## કર્ણાટક સંસ્કૃતિ

કર્ણાટકવાસીઓની માતૃભાષા કન્નડિમાં આ સવાસો પાનાંનો નાનો ગ્રંથ બેંગલોરથી પ્રગટ થયો છે. એના કર્તા રા. નરસિંહ શાસ્ત્રી દેવડુએ ૧૯૩૩માં મહીસુર યુનિ.ના આશ્રયે આપેલાં વ્યાખ્યાનો અહીં ગ્રંથાકારે આપવામાં આવ્યાં છે. કર્તાએ કર્ણાટકની સંસ્કૃતિનું આ શબ્દચિત્ર દોરવામાં પુરાણોનાં તેમ જ સ્ત્રી વર્ગનાં ગીતો, વાર્તા, કથાઓ, કહેવતો, હાલરડાં અને ઉખાણાંને સામગ્રી તરીકે સ્વીકાર્યાં છે. તેમ કરતાં, શિષ્ટનીચ કે ધનિકનિર્ધનનો ભેદ રાખ્યા વિના આચાર, વિચાર તથા રિવાજોનો, હાલ પ્રચલિત પ્રણાલીઓનો, શિલાલેખોનો અને પ્રજાના વાઙ્મયનો ઉપયોગ કર્યો છે. કન્નડિગો (કર્ણાટકવાસીઓ) આદિકાળે દ્રવિડ પ્રજા તરીકે કેવા હતા અને આર્યોની અસર હેઠળ તેઓ આવ્યા પછી તેમનામાં શા શા ફેરફાર થયા એ પણ છેલ્લા પ્રકરણમાં દર્શાવ્યું છે. આ રસપ્રદ અને ઉપયોગી પુસ્તક એવી જ રસપ્રદ શૈલીમાં લખાયું છે. હિંદી તેમજ બીજી પ્રાંતભાષાઓમાં તેનું ભાષાંતર થવું જોઇએ.

## ડૉ. કૃષ્ણ. આયંગર ગૌરવગ્રંથ

મદ્રાસ યુનિ. માં અગાઉ ભારતીય ઇતિહાસ અને પ્રત્ન તત્ત્વના અધ્યાપક હતા તે 'રાજ્યસેવાસક્ત' રાવબહાદુર ડૉ. એસ. કૃષ્ણસ્વામી આયંગર, એમ. એ., પી એચ. ડી., એફ. એ. એસ. બી તેમની ગયા એપ્રિલમાં આવેલી ૬૫મી જયંતી વખતે તેમના માનમાં ભારતીય તેમજ દેશાવરી વિદ્વાનોએ એક પાંચસોથી યે વધુ પાનાંનો ગૌરવગ્રંથ તેમને અર્પણ કર્યો છે. પોતાની લાંબી કારકિર્દી દરમ્યાન રા. બ. આયંગરે અધ્યાપક અને પંડિત તરીકે, ગ્રંથકાર અને તંત્રી તરીકે અસાધારણ

પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હોઇ, આ ગ્રંથના નિબંધીઓમાં મેસર્સ વિન્ટરનિત્સ, આનંદકુમાર સ્વામી, ડી. આર. ભાંડારકર, ગંગનાથ ઝા. શેષાદ્રિ, રાધાકુમુદ મુખરજી અને બીજા સંખ્યાબંધ આર્યવિદ્યાવિશારદોનાં નામો જોવામાં આવે છે નિબંધો સિત્તેરથી ય વધુ સંખ્યામાં છે. તેના મુખ્ય વિભાગો આ પ્રમાણે: સર્વસામાન્ય ભારતીય ઇતિહાસ; દક્ષિણ ભારતીય ઇતિહાસ; ધર્મ અને તત્ત્વદર્શન; ભાષા, પાંડિત્ય, સાહિત્ય; કલા અને પ્રત્નતત્ત્વ; બૃહત્તર ભારત. ગ્રંથના એક માનનીય અવલોકનકારને મતે, નીચેના ૭ નિબંધો સંશોધનની દૃષ્ટિએ સૌથી વધુ ગુણવત્તાવાળા છે:

૧. ધી સસાનિયન કોંક્વેસ્ટ ઑફ ધી ઇન્ડસ રીજિયન (પ્રો. જાર્લ સાર્પેન્તિએ.)

૨. સાતીયપુત્ત ઑફ અશોક'ઝ ઇડિકટ ધી સેકંડ (રા. એમ. ગોવિંદ પઇ)

૩. સાઉથ ઇંડિયા એઝ એ સેંટર ઑફ પાલી બુદ્ધિઝમ (ડૉ. બી. સી. લૉ)

૪. ઈ–ત્સિંગ ઍંડ ભર્તૃહરિ'ઝ વાક્યપદીય (પ્રો. કુન્હન રાજા)

૫. હિસ્ટોરિકલ ડ્રામાઝ ઈન ઇન્ડિયન લિટરેચર (પ્રો. વિન્ટરનિત્સ)

૬. હિંદુ લૉ ઈન જાવા ઍંડ બાલિ (પ્રો. આર. સી. મજમુદાર)

ગ્રંથનું સંપાદન કરનાર વિદ્વાનોએ કેટલાક નિબંધો સાથે જરૂરી ટીપ વગેરે આપેલ છે; આરંભમાં ગ્રંથવિષયના ચરિત્ર અને કાર્યનો લેખ લખ્યો છે; તેમ જ તેમના ગ્રંથોની સાલવાર સૂચી પણ આપી છે. આમ, પ્રસ્તુત ગૌરવગ્રંથને સર્વાંગશાસ્ત્રીય બનાવવામાં મહેનતની કચાશ રાખવામાં આવી નથી.

### તુકારામ બાવા

કર્ણાટકની 'ગુબ્બી નાટક મંડળી' એ ભજવેલા નાટક 'શુકા[ તુકા ]રામ બાવા' નામે કન્નડ નાટકનું આ તમિળ ભાષામાં થએલું સંયોજન છે. એ તિન્નેવેલીવાળા રા. કે. કૃષ્ણસ્વામીએ રચ્યું છે. શ્રી પાંડુરંગ વિઠ્ઠલના અનન્ય ભક્ત તુકારામની ભક્તિનો પ્રભાવ, એમનું સમગ્ર જીવન, તેમણે વેઠવાં પડેલાં સંકટો ( પત્ની, ગરીબી, કરજ વગેરે વિશેનાં ), તથા એ સંકટો એમના પ્રભુપ્રેમને લીધે પ્રભુકૃપાથી કેમ નષ્ટ થયાં, એનું અસરકારક નિરૂપણ આ નાટકમાં થયું છે. જ્ઞાતિનાં અનિષ્ટોનો સ્પર્શ પણ ઔચિત્યપૂર્વક થયો છે, જો કે નાટકનું મુખ્ય વસ્તુ તો ઉપર કહ્યું તેમ એ ભક્તવર્યની જીવનલીલા જ છે.

## નવા યુરોપી ગ્રંથો

### લા દર્નિયર અદવેંત્યુર દ રામ

'ઉત્તરરામચરિતમનું' આ ફ્રેંચ ભાષાંતર ગયે વર્ષે પૅરિસથી ત્યાંના પ્રસિદ્ધ આર્યવિદ્યાવિશારદ મર્હુમ એમિલ સેનારના નામે નીકળતી ગ્રંથમાળાના ચોથા મણકા તરીકે બહાર પડ્યું છે તેમાં ટિપ્પણ પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે. આખા ય ગ્રંથમાં સંસ્કૃત વાઙ્મયના આગળ વધેલા અભ્યાસીઓને પણ ઉપયોગી થાય તેવી ઘણી માહિતી છે. ઉપરાંત એના ઉપોદ્‌ઘાતમાં ભવભૂતિ વિશે જાણવા જેવી બધી હકીકત જેટલા નમૂનેદાર સંક્ષેપથી અને વિશદતાથી રજૂ થઇ છે, તેટલાં સંક્ષેપવિશદત આ વિષયના આજસુધીના બીજા કોઇ ગ્રંથમાં જોવામાં આવ્યાં નથી, એમ એનું અવલોકન 'ઇંડિયન કલ્ચર' ત્રૈમાસિકમાં લખનાર વિદ્વાન બી. કે. ઘોષ, ડી ફિલ, ડી. લિટ. કહે છે. છંદોની, વિશેષનામોની અને શબ્દોની એમ ત્રણ વર્ણાનુક્રમણીઓ પણ આપી હોઇ, ગ્રંથ વાપરવામાં અભ્યાસીઓને વિશેષ સરળતા થાય એમ છે.

# સામયિકોમાંથી[1]

## ભુલાતા બે મહાન સત્પુત્રો

[ પ્રો. ઠાકોર 'ગુજરાતી' ૨૪-૨-૩૫ છેલ્લું ઠક્કર વ્યાખ્યાન ]

...આપણાં વ્યાખ્યાનોના બીજા બે વિષય નર્મદ[1] અને ગો. મા. ત્રિ. બંને મહાપુરુષ હતા તથા એક બીજાથી અત્યંત બીજાની બુદ્ધિ અને સૂક્ષ્મતા તર્ફ. બંનેને મહાવાક્યો પ્રિય; પરંતુ એકનાં મહાવાક્ય મિનારા કે અધેશંકુની આકૃતિનાં, ત્યારે બીજાનાં ભૂલભુલામણીની અણી લગી જાય, પરંતુ સ્વચ્છતા ન જ ગુમાવે એવી સંકુલ વર્તુલાકૃતિનાં. નર્મદ ઘડપણે પણ જુવાનજોધ, ગોવર્ધનરામ જુવાની અને બેજવાબદાર છંદીલાપણું જાણે આગલા ભવમાં ક્યાંક ભૂલી આવીને જ આ ભવે અવતરેલા. પણ નર્મદ મુકાબલે તનદુરસ્ત, જો કે નાજુક પણ હોઈ, કવીશ્વર દલપતરામ, અંબાલાલ સાકરલાલ, કે શિવકાશી જેવી તનદુરસ્તી એમની પણ નહિ. આપણા ગોવર્ધનરામ તો સદા રોગી; એમનું શરીર રોગોનો જ માળો, તથાપિ એમની મુખમુદ્રા સદા ય તેજસ્વી. નર્મદ એટલે અંગારો, ગોવર્ધનરામ તો શુક્રતારિકા. નર્મદ જોસ્સાદાર યાહોમ જ ફરમાવે, સેનાને મોખરે ધ્વજધારી લેખે પહોળી છાતી અને સ્થાણુસમી ડોકે ડગલાં ભરનારા એને કોડ. ગો. મા. ત્રિ. તો જાણે એમના જ જરા શંકર. મદોન્મત્ત વીરતાના આવેશમાં આવી જતા ગજરાજ જેવા મહારાજોને પણ નાથવાની એમની કલા આબાદ, ત્યારે નર્મદ એવી કલામાત્રને તુચ્છ ગણનારો. પોતાની ટેક, પોતાનું હીર, પોતાની આર્યજનેતાનું દૂધ-અને માથે ઇશ્વર છે જ, હું

---

૧. એના અવસાનની અર્ધશતાબ્દી આ વર્ષમાં આવી ગઇ, એ પ્રસંગ નિમિત્તે આ સુચિન્તિત અને ચિંત્ય કંડિકા અહીં ઉતારી છે. છેલ્લા અર્થઘન તેમજ "જોરસા"ઘન વાક્યને સુદ્રાઘન પણ બનાવ્યાની જવાબદારી અમારી છે.—સંચાલક "માનસી"

ભલે રણમાં ખપી જાઉં, અનુયાયીઓ જિતવાના જ, વિજયનાં ઊંચાં સુખ, સ્વાતંત્ર્યનાં અમીવર્ષણ માણવાના જ એવી એની શ્રદ્ધાએ તે કર્તવ્યનિષ્ટ. ગોવર્ધનરામ, મહેચ્છાસમીરણ જ સત્યનો પ્રવાદ છે, તે પ્રવાદ જ આ વિશ્વ છે, કોઇ પણ ઇચ્છાઓ એ પ્રવાહને પ્રતિકૂલ વહે તે અસત્ય, તે અનીતિ, તે અવનતિ, તે સત્યાનાશ, એવી પર્યંષક શ્રદ્ધાએ કર્તવ્યનિષ્ટ. બે ય હૃદયમાં સૌથી દૃઢ પીંડી ગુજરાત અને ગુજરાતીઓ ઉપર અનહદ પ્રેમની. બંનેની મોટામાં મોટી સ્થાયી વાંછના ગુજરાતીઓનું સાચામાં સાચું, ઊંચામાં ઊંચું, જીવનના ખૂણેખૂણા ઉજાળતું હિત. **પોતાના આવા મહાન સત્પુત્રોના આશયો અને ચિન્તનો, સૂચનો અને વિચારો ઉકેલવામાં, સમજવામાં અને અપનાવવામાં ગુજરાતી પ્રજા જેટલી મંદ રહેતી જણાય છે, તેટલી તે કમનસીબ, કમઅક્કલ, કમતાકાત, નગુણી અને હીણી છે.**

## ‘ પ્રગતિવાદ ’ એક તટસ્થ અભિપ્રાય

[ ‘ ગુજરાતી ’ : તા. ૨૫–૧૦–૩૬; પૃ. ૧૫૭૪; ૧૫૭૯ ]

પ્રગતિકારક જુવાન સાહિત્યકારોએ પોતાના મંડળ માટે જે નામ રાખ્યું છે તે વાજબી નથી. અંગ્રેજી ભાષામાં ‘ પ્રોગ્રેસિવ ’ શબ્દનો સર્વાર્થ પ્રગતિ શબ્દમાં સમાતો નથી, પણ ‘ ઈવોલ્યુશન ’નો અર્થ પ્રગતિ થાય છે. બંનેમાથી એકકે નામ તેમનાં કામ અને ટીકાને બંધબેસતાં આવતાં નથી. તેઓએ તેને બદલે ક્રાંતિકારી સાહિત્યમંડળ કે એવું જ કોઈ નામ રાખવું યોગ્ય હતું. તેમના વિચારો અને ભાષા સાહિત્ય કરતાં રાજદ્વારી અને વિપ્લવકારી વિશેષ છે; રાજકારણની છાયા તેમા વિશેષ પડતી છે.

× × ×

સાહિત્યમાં પ્રગતિ થાય, એને જૂના અને નવા સર્વ સાહિત્યકારો આવકારે છે. પણ અમુક વ્યક્તિઓ જ પ્રગતિનો ઇજારો ધરાવે છે અને એમના અર્થનો પ્રગતિવાદ એ જ ખરો ‘ પ્રગતિવાદ ’—એવા

આગ્રહ સામે ઘણે સ્થળેથી વિરોધના સૂર નીકળ્યા છે. 'માનસી'–કાર શ્રી. વિજયરાય વૈદ્યે 'દેડકાની પ્રગતિ' એ શીર્ષક તળે જે ઉલ્લેખ કર્યો હતો, તે આ વિરોધનું સ્પષ્ટ સૂચન છે. હમેશાં બન્યું છે એમ, જ્યાં 'વાદ' ઊભો થાય, ત્યાં નવો વાડો વધે જ. સમાજવાદી ભાષામાં એને આપણે 'વર્ગ' કહીએ તો એથી 'વર્ગવિગ્રહ' પણ સંભવે છે. અત્યારે જૂના સાહિત્યકારો, નવીન સાહિત્યકારો અને 'પ્રગતિવાદી' સાહિત્યકારો એવા વર્ગ પડી ગયા છે અને સાહિત્યના વર્ગલાભો પ્રાપ્ત કરવા પરસ્પર ખેંચતાણો કરી રહ્યા છે. પ્રશ્ન થાય છે કે સાહિત્યમાં આમ કેમ? સાહિત્ય એટલે જ પ્રગતિ નથી શું? પછી પ્રગતિવાદ ઊભો કરી 'પ્રગતિવાદી' તરીકે ઓળખાવવામાં સ્વપ્નસિદ્ધિનો મોહ નથી જણાતો?

## બિહાર અને બિહારીઓ

[ કિ. મશરૂવાળા : 'હરિજનબંધુ' તા. ૨૭ : ૯ : ૩૬ ]

ઉપનિષદકાળથી બિહારમાં આર્યોનો વસવાટ છે. યાજ્ઞવલ્ક્ય, જનક અને બીજા અનેક બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓનું આ ભૂમિ સ્મરણ કરાવે છે. બુદ્ધ અને મહાવીર પણ અહીંના જ; પાલી અને પ્રાકૃત ભાષાનાં સાહિત્યો અહીં લખાયાં. બૌદ્ધ ભિક્ષુઓના અનેક વિહારોને લીધે આખા પ્રાન્તનું નામ બિહાર પડી ગયું એમ માન્યતા છે. એનો અર્થ એ થયો કે બુદ્ધિ અને ભાવનાનો જેટલો ઉચ્ચ વિકાસ થઈ શકે તેટલો વિકાસ કરી ચૂકેલા મનુષ્યો આ ભૂમિમાં હજારો વર્ષથી પાકતા આવ્યા છે. આજે પણ કેટલા યે વેદશાસ્ત્રપારંગત બ્રાહ્મણો, વ્યવહારકુશળ કાયસ્થો અને વૈશ્યો અહીં પાકે છે. સામાન્ય લોકોની યે મુદ્રા પર બુદ્ધિશક્તિની ખામી દેખાતી નથી. એમની આંખો મૂઢના જેવી નથી. બે વાત કહેવામાં આવે તો તેને તેઓ ઝટ સમજી લઈ શકે છે. એમની રીતભાત, બોલી વગેરે ખાનદાનીભરી અને શિષ્ટ છે. હિંદુસ્તાનના કોઈ પણ ભાગોમાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરીએ તો જેવો ગંદી ભાષાનો અને તોછડાઈનો વ્યવહાર આપણે કાને અથડાયા વિના રહેતો નથી, એ બિહારમાં જણાતો નથી.

## 'જ્યુબિલી'ની વ્યુત્પત્તિ

[ મંજુલાલ સે. દવે ... 'નવગુજરાત' હીરક-અંક ]

'જ્યુબિલી' (Jubilee) અંગ્રેજી ભાષાનો શબ્દ છે. તેનો અર્થ હાલમાં 'કોઇ પણ જાતનો આનંદ-સમય' એવો થાય છે... 'જ્યુબિલી-વર્ષ' એ નામનું વર્ષ બાઇબલમાં જણાવેલું છે; અને તે દર ૫૦મા વર્ષને લાગુ પાડવામાં આવ્યું છે. સાત સાત વર્ષનો એક એવા સાત ગાળાને અંતરે એટલે ૪૯માં વર્ષ પછીના વર્ષને તેવું વર્ષ ગણવાનું ઠરાવવામાં આવ્યું છે; અને તે વર્ષે દરેક જાતનો આરામ લેવો એવો આદેશ કરવામાં આવ્યો છે. તે વર્ષમાં કોઈ પણ જાતની જમીનમાં વાવણી કરવી નહિ, તેમ જ ખેતરમાંનો કોઇ પણ પાક લેવો નહિ એ વગેરે પ્રકારની આજ્ઞા કરેલી છે. આવા ૫૦મા વર્ષને 'જ્યુબિલી વર્ષ' કહેલું છે. એ વર્ષ શરૂ થાય એટલે તમામ ગુલામોને છોડી મૂકવાનું જાહેર કરવામાં આવતું અને જો તે કોઇની મિલકત બીજા કોઇએ લઈ લીધી હોય તો પાછી તેને આપી દેવાનું ફરમાવવામાં આવતું. આ જ્યુબિલી શબ્દનો મૂળ શબ્દ હીબ્રુ ભાષામાં છે અને તે 'યોબીલ' (yobel) છે; આ 'યોબીલ' શબ્દનો અર્થ 'ઘેટું' અથવા 'ઘેટાનું શિંગડું' એવો છે એમ તમામ વિદ્વાનો કહે છે. 'ય'કારનો આગળ જતાં 'જ'કાર ઉચ્ચાર થયો 'યોબીલ' શબ્દમાં 'ઓ' છે તેનો 'ઉ' ને પછી 'યુ' ઉચ્ચાર થવા લાગ્યો ... એટલે 'યોબીલ'–'જુબીલી'–'જ્યુબિલી' એવો ઉચ્ચાર થતો ગયો. હવે જ્યારે આ 'જ્યુબિલી વર્ષ' એટલે ૫૦મું વર્ષ આવતું ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે તમામ પ્રકારનો આરામ લેવા માટે તેમ ગુલામોને બંધનમુક્ત કરવા વગેરેને માટે ઘેટાના શિંગડામાંથી બનાવેલ તતુડાથી અવાજ કરીને લોકોને ખબર આપવામાં આવતી. ... ... તેવી ખબર મળે એટલે લોકો જાણતા

કે ૫૦મું વર્ષ અથવા જ્યુબિલી વર્ષ આવ્યું છે. આ પ્રમાણે 'યોબીલ' એટલે ઘેટું એ શબ્દમાંથી જ્યુબિલી વર્ષના અર્થની ભાવના સમજાતી થઈ.

### ડા વિન્સી વૈયાકરણી પણ હતો

[ 'જન્મભૂમિ' તા. ૨૭-૯-૩૬ ]

પ્રખ્યાત કલાકાર લીઓનાર્ડો ડ વિન્સીને સદીઓથી મશહુર ચિત્રકાર, શિલ્પી, કવિ અને સંગીતકાર તરીકે વધાવી લેવામાં આવ્યો છે; પરંતુ તાજેતરની શોધખોળ પરથી જણાય છે કે એ પ્રખ્યાત વ્યાકરણશાસ્ત્રી પણ હતો. મીલન ખાતે, સ્પોર્ઝેસ્કોના મહેલમાં જ્યાં વિન્સીને લગના પાંચ હજાર કરતાં વધુ દસ્તાવેજો અને કૃતિઓ પડી છે, ત્યાંથી એમના હાથે લખાયેલા મહાન શબ્દકોષની રૂપરેખાઓ તાજેતરમાં મળી આવી છે.

### સાંસ્કૃતિક હિત પહેલું જુઓ

[ આનંદશંકર ધ્રુવ : 'પ્રજાબન્ધુ' તા. ૮-૧૧-૩૬ ]

શ્રી. ધ્રુવે [ પ્રમુખ તરીકેના ભાષણમાં ] જણાવ્યું હતું કે માધ્યમિક કેળવણી હજી સુધી યુનિવર્સિટીની કેળવણી સાથે જોડાયેલી છે. એ પ્રકારનો સંબંધ ચાલુ રહેવો જોઇએ. ઉપયોગિતાની દૃષ્ટિએ જોતાં માધ્યમિક શિક્ષણમાં ધંધાદારી કેળવણીની દૃષ્ટિ છે, પણ સાંસ્કૃતિક ઉપયોગિતાના વિષયોને દૂર કરવા જોઇએ નહિ; કારણ કે તેમ થતાં માધ્યમિક શાળાઓ ધંધાની શાળાઓ જેવી બની રહેશે. અત્યારે પ્રવર્તતી બેકારીને લીધે આ પ્રકારની શાળાઓની ગંભીર જરૂરીઆત જણાય, પણ આનો ઉપાય ઘણી રીતે થઇ શકે છે. માધ્યમિક શાળાઓ આ બધી ફરિયાદોની દવા આપી શકે તેમ નથી. આર્થિક કલ્યાણ પહેલાં સાંસ્કૃતિક હિત તરફ જોવું જોઇએ. બર્ટ્રાન્ડ રસેલનું અવતરણ ટાંકીને તેમણે જણાવ્યું હતું કે એક યુવકને તે એન્જીનીઅર કે ડોક્ટર બને તે પહેલાં તેને 'મનુષ્ય' બનાવવો.

જરૂરી છે. જોવાની, જાણવાની, અનુભવવાની અને સમજવાની શક્તિ તેણે પહેલાં મેળવવી જોઇએ. બિનધંધાદારી વિષયોની ઉપયોગિતા તરફ પૂરતું ધ્યાન અપાય અને શિક્ષકો પોતાની શાળાઓમાં વિશ્વવિદ્યાલયનું વાતાવરણ ટકાવી રાખવામાં નિષ્ફળ નહિ જાય એવી આશા તેમણે વ્યક્ત કરી હતી.

## રોટી મળ્યા પછી ?

[ કેથેરિન ગેરાલ્ડ :' નૉર્થ અમેરિકન રીવ્યુ ' ડીસે.' ૩૫ ]

બ્રિટિશ ને અમેરિકન સામયિકોના લેખોમાં રાજકીય, આર્થિક કે સામાજિક ચકચારો છે, પ્રચારકાર્ય છે, પણ ચિંતન નથી ને મીઠાશવાળી સમજાવટ નથી; તેથી ખરા નિબંધનો વિકાસ નથી. અત્યારની આર્થિક લડાઇની લડાયક મનોદશાને કારણે લોકોને માત્ર રડીખડી ઘડી દુર્ગ્રહો વિનાની મળે છે. તો પણ હું માનું છું કે આપણે અત્યારે તેવી દુર્ગ્રહરહિત ઘડીની જરૂર મોટી છે એમ ઘણા સ્વીકારશે. અત્યારે જ્યારે હકીકતશોધની ઘેલછાએ તથા પ્રચારકામોના સડાએ, વિવેચનાત્મક ગદ્યની કરતાં પણ કવિતા અને નવલને વધારે નિર્દયપણે હાનિ કરી છે, ત્યારે આપણને નિબંધની ખાસ અગત્ય છે. આપણે ચર્ચાચર્ચીથી દૂર રહેવાની આવશ્યકતા છે-જેમ, આંકડાના વધુ પડતા કોઠાઓથી પણ. કબૂલ કરીએ કે આપણે લડાઇની [આર્થિક લડાઇની ] સ્થિતિમાં છીએ; પણ આપણી સ્થિતિ શું ખરેખર એટલી બધી ખરાબ છે કે અર્થવૃત્તિ સિવાયની આપણી બધી જ વૃત્તિઓને આપણે atrophy થવા-ખોટી પડી જવા-દેવી જોઇએ ? એ શું એવી ખરાબ છે કે રોટીની પરિભાષા સિવાયની કોઇ જ ભાષામાં આપણને જીવનનો વિચાર કરવો પોસાય તેમ જ નથી ? આપણા બધા રાજકીય ને આર્થિક ઝગડાના પાયારૂપ એવો, મનુષ્યમાત્રને રોટી મળવાની ખોળાધરી આપવાનો જીવ પર આવીને કરેલો, નિશ્ચય : એવો નિશ્ચય કરવો એ કદાચ

આપણું પ્રધાન કર્તવ્ય ગણાય. " અને પછી ? " ફ્રેંચ લોકો પૂછે છે તેમ. જ્યારે દરેક જણને માટે રોટીની ખોળાધરી મળી જશે ત્યારે, બીજા વિષયોમાં રસ લેવાની શક્તિ પણ આપણામાં રહે એટલા માટે, આપણે આપણાં ચિત્ત, આપણાં હૃદયમન, સંકુલતાવાળાં વૈવિધ્યપ્રેમી અને સંસ્કૃતિમંત રાખવાં જોઇશે એ સમજવા જેટલી આપણે આપણી જાતની કિંમત આંકવાનું ધરતું નથી કે શું ?

## પરલોકવિદ્યાનાં તત્ત્વો

[ ' કેસરી ' તા. ૮મી સપ્ટેમ્બર ૧૯૩૬ ]

જાણીતા મહારાષ્ટ્રી પરલોકવિદ્યાવિશારદ રા. વિ. દા. ઋષિએ એ વિષય પર પુનામાં સપ્ટેંબરને પહેલે દહાડે આપેલાં ભાષણમાં, તેમણે, ૧૯૩૪માં બાર્સેલોના ખાતે એ વિષયની જે આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાઈ, તેમાં ત્યાં એકત્ર થએલા ચિન્તકોએ આ વિદ્યાનાં જે જે મુખ્ય તત્ત્વો ( કોઇ ધર્મગ્રંથ કે દંતકથા કે અંતઃપ્રેરણાને આધારે નહિ પણ ) અર્વાચીન અન્વેષણપદ્ધતિની કસોટીએ ચઢેલાં તરીકે સ્વીકાર્યાં છે, તે નીચે પ્રમાણે ગણાવ્યાં હતાં : (૧) મરણ પછી મનુષ્યનો સૂક્ષ્મ દેહ કાયમ રહે છે અને પ્રત્યેક વ્યક્તિનો વિશિષ્ટ ગુણધર્મ, પ્રેમ અને સ્મૃતિ મરણ પહેલાં હતી તેવી જ રહે છે; (૨) માધ્યમ (medium) યાને મધ્યસ્થી તરીકે કાર્ય કરી શકનાર મનુષ્યવ્યક્તિદ્વારા એવી સૂક્ષ્મદેહધારી વ્યક્તિ સાથે આપણે સંવાદ કરી શકીએ છીએ અને એવા સૂક્ષ્મદેહધારીનું અસ્તિત્વ બીજી અનેક રીતે પણ સમજી શકાય છે; (૩) મરણ પછી તાબડતોબ કે જીવનો પુનર્જન્મ પૃથ્વી પર થતો નથી, પણ તેણે અનિશ્ચિત કાલ સુધી [ નિશ્ચિતપણું જે હોય છે તે વ્યક્તિવાર જુદું જુદું; એ બાબતનો સર્વસામાન્ય એક જ નિયમ નથી, એ અર્થમાં ' અનિશ્ચિત ' ] હાલ આપણને અદૃશ્ય છે એવા જગતમાં રહેવું પડે છે. સામાન્ય રીતે એવું બને છે કે

પરલોકવાસી એવા એ જીવને ફરીથી જન્મ લેવાની ઇચ્છા હોતી નથી; પણ કર્મ, વાસના કે બીજા એવા એકાદ કારણને લીધે તે આ લોકમાં પાછો આવે છે. એ રીતે જેનો પુનર્જન્મ થયો હોય તેવા માણસના અસ્તિત્વ વિશે આપણને પરિચિત પરલોકવાસીઓ મારફત ખબર મળી શકે છે. પરલોકવિદ્યાવાદીઓમાં ઘણે ભાગે પુનર્જન્મસિદ્ધાંતનો સ્વીકાર થયો છે. (૪) આ લોકમાં કરેલાં સારાંખોટાં કર્માનુસાર મનુષ્યને મરણોત્તર સુસ્થિતિ કે દુઃસ્થિતિ પ્રાપ્ત થાય છે. આને જ સામાન્યપણે 'કર્મવિપાક' [ Law of Karma ] કરીને કહે છે. ભાષણકર્તાએ વધુમાં કહ્યું હતું કે આ વિદ્યાના બળે મૃતજનોનાં સગાંના મનનું સમાધાન થઇ શકે છે. એવા પ્રયત્નો કરવાથી મૃતજનના આત્માની ઉન્નતિને અડચણ આવતી નથી. જડવાદનું ખંડન કરવાનું આ ઉત્કૃષ્ટ સાધન છે. વ્યાવહારિક બાબતોમાં પણ મૃતના આત્મા પાસેથી કોઇ કોઇ વાર મહત્ત્વપૂર્ણ માહિતી મળી શકે છે. એ આત્મા આ લોકમાંનાં પોતાનાં આપ્તજનોને વીસરતો નથી, માટે આપણે પણ તેને વીસરવો જોઇએ નહિ.

## પ્રાચીન લશ્કરી શિક્ષણ[1]

[ ગોવિંદશાસ્ત્રી ગાડગીલ : 'કેસરી' ૧૯-૫-૩૬ ]

પ્રાચીન કાળમાં લશ્કર મુખ્યત્વે ચાર પ્રકારનું હતું : પાયદળ, હયદળ, રથ અને હાથી; અને હથિયારોમાં, ધનુષ્ય ને બાણ, ભાલો, તરવાર, ચક્ર, ગદા વગેરે. એમાંનાં ધનુષ્યબાણનું મહત્ત્વ વધારે હતું. વસિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ અને વૈશંપાયને ધનુર્વેદ ને યુદ્ધશાસ્ત્ર પર જુદાજુદા ગ્રંથો રચ્યા છે. એ ગ્રંથો પરથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે એ સમયનું લશ્કર ઉત્તમ શિસ્ત અને તાલીમવાળું રહેતું. લશ્કરનાં અંગોમાં, ઉપર કહી તે ચાર પ્રકારની ફોજ ઉપરાંત ખજાનો, છાવણી, રસ્તા, દવાખાનું, નાવિક કલા, ટપાલ-

1 ચાલુ વર્ષની મસંતવ્યાખ્યાનમાળા :-પુષ્પ ૨૦મામાંથી એક કંડિકા

ખાતું અને જાસૂસખાતું : એ હતાં. બાણની મગદૂર પાંચસેં ગજ પર્યંતની હતી, અને એ કલાકમાં સાઠ છોડી શકાતાં એવાં વર્ણન મળે છે. સિપાહીની લાયકી જોઈને, તેને કયું શસ્ત્ર આપવું એ ઠરાવવામાં આવતું. જે સરસ નેમ તાકી શકે તેને ધનુષ્યબાણ, શૂરો હોય તેને ઢાલતરવાર, બુદ્ધિ ઓછી પણ શરીરબળ વધુ તેને ગદા, અને, બુદ્ધિ ઓછી ને શરીરનું બળ પણ સામાન્ય તેને ભાલો : એ રીતે શસ્ત્રાસ્ત્ર સોંપાતાં. લશ્કરી શિક્ષણ દરેક શહેરીએ લેવું એવો ઉલ્લેખ જો કે મળતો નથી તો પણ એ સમયનાં ગ્રામો તથા નગરોનાં વર્ણન પરથી એટલું અનુમાન તો નીકળી શકે છે કે તરુણો લશ્કરી શિક્ષણ લેતા હશે. પોતાના ગ્રામ કે નગરનું રક્ષણ કરવા નાગરિકો શક્તિમંત હોય એવું નિયમ તરીકે જોવામાં આવે છે. જે ગામના લોકો એ રીતે સ્વરક્ષણ કરી શકે નહિ તેમની પર લશ્કર નિભાવવાના ખર્ચ માટે રાજ્ય એ બાબતનો કર નાંખતું.

## ગ્રંથસ્થ સર્જન

### મહાનના મંત્ર

[ વિષ્ણુરાય ય. દેસાઇ : ' કોણ મહાન ? ' પૃ. ૪ ]

રાગ : મિશ્ર તિલક કામોદ, લાવણી

મહાનના તો મંત્ર અનેરા !
એ શબ્દે પ્રાણ દેનારા ( ૨ )
એ આત્મબળે ઝૂઝનારા ( " )
સદ્ધર્મ સમયને માને ! ... ... મહાનના૦

જગતપટમાં હવિ બનનારા :
એ આગ હૈયે ભરનારા ( ૨ )
એ નાદ દિલે ધપનારા ( " )
સદ્ધર્મ સમયને માને ! ... ... મહાનના૦

પામરમાંથી પરમ થનારા :
એ સત્યવ્રતે શમનારા ( ૨ )
એ અસ્ત બની ઉગનારા ( " )
સદ્ધર્મ સમયને માને !... ... મહાનના૦

અમરનામ મરણે મરનારા
એ સમયપૂર તરનારા ( ૨ )
એ અમર ધ્રુવ બનનારા ( " )
સદ્ધર્મ સમયને માને ! ... ... મહાનના૦

## ગ્રંથસ્થ ચિન્તન

### તમન્ના જાગી છે ?

[ ન્હાનાલાલ કવિ : ' યુગયુગાન્તરનાં દર્શન ' ]

**પાદલિપ્તપત્તનના પુરજનો !**

પૃથ્વીને ઘેરીને આ ક્ષિતિજની ઝાલરો પડેલી છે. આઘે આઘે ધરતી આભમાં ઢોળાઈ જાય છે ત્યાં, આસમાનના પડદાઓની પાછળ, નિરખવાની આરઝુ કદી થઇ છે ? શ્રમ કદી કર્યો છે? નયનને કદી પ્રેર્યાં છે? એ આભપડદાઓની પાછળ યુગયુગાન્તરનાં દર્શન છે.

પૃથ્વી ફરતી એ આભઝાલરો ઢળેલી છે, એવી માનવઆત્મા ફરતી પૃથ્વીની ઝાલરો ઢળેલી છે. દીવાને ફાનસમાં પૂરે એમ આતમદીવડાને દેહની દીવીમાં, સંસારના ફાનસમાં, જગતના ઝુમ્મરમાં પૂરેલો છે; અને ઉપર માયાના પડદા ઢાળેલા છે. કેટલાએક એ ફાનસ ને ઝુમ્મર ને માયાના પડદા નિર્મળ કાચ જેવા પારદર્શક હોય છે, ઘણાખરા ઓધરાવાળા મેલા કાચ જેવા અપારદર્શક હોય છે. પણ એ પારદર્શક અને અપારદર્શક પૃથ્વીપડદાઓની ભીતર આન્તર્ચક્ષુઓ જઈ દર્શન કરે છે. કદીયે એ પૃથ્વીપડદાઓની સંહીનાં દર્શનની તમન્ના જાગી છે ?

અગોચર કુંજોમાં ત્યાં અગમ્યદેશે બ્રહ્મધામ છે. યુગયુગાન્તરનાં ત્યાં દર્શન છે.

## આર્ય પ્રજાના રસ્તા

[ વીરેંદ્રરાય ચં. મહેતા : ' શિલ્પસમૃદ્ધિ[1] ' પૃ-૮ ]

દરેક ગામડા અથવા શહેરને ' સર્ક્યુલર રોડ ' એક પણ અપવાદ સિવાય હતો. તે મંગલવીથિ ના સુંદર નામથી ઓળખાતો. તેનો ઉપયોગ રથયાત્રા માટે થતો હોવાથી એ રસ્તો ' પ્રૉમીનાડ ' અગર ' સુસ્વાર ' બનતો. રથયાત્રાનો મહિમા એવો હતો કે જેમ અત્યારે વાઈસરૉયની કે રાજાની સ્વારી નીકળે અને રસ્તાઓ સાફસુફ થઈ જાય તેમ રથયાત્રાના વરઘોડા વખતે પણ બનતું. એવો જ પ્રબંધ જલયાત્રામાં તળાવનું પાણી સાફ કરવામાં થતો. પૅટ્રિક ગેડીસે ઇંદોરમાં દિવાળીનો દિવસ ' ગ્રેટ ક્લેન્ઝિંગ ડે' તરીકે પળાવી ઇંદોરનું અનારોગ્ય ઘટાડ્યું હતું. હજુ પણ તેને મળનો રિવાજ ગુજરાતકાઠિયાવાડમાં છે. એ જ સફાઈનો વિચાર મહણ સંબંધી રૂઢિઓમાં છે અને એ જ કારણે તે દિવસે હરિજન ભાઈઓને પણ પૂજા આપવાનો વિધિ છે. નગરવિધાન હિંદી બીજમાંથી વિકાસ પામેલું હોઈ સમાજની રહેણીકરણી અને વિધાન વચ્ચે સુંદર સુમેળ સાધી શકાતો. ' સર્ક્યુલર રોડ્ઝ ' ની માફક ' આર્કેડેડ રોડ્ઝ ' અને ' વિસ્ટા રોડ્ઝ ' પણ હતા. રસ્તા ઉપરના આર્કો સંબંધી તો ઘણી જગ્યાએ વર્ણન આવે છે. વિજયનગર અને ગુલબર્ગના 'આર્કેડેડ રોડ્ઝ' તો પ્રસિદ્ધ છે. ' વિસ્ટા રોડ્ઝ ' તો હિંદી નગરવિધાનની ' બેસીસ' [પાયો] કહીએ તો પણ ચાલે. એ સુંદર ગોપુરો અને નગરગર્ભના બ્રહ્મપદમાં ઓજસ વરસાવતાં ગગનચુંબી મંદિરો કે ભવ્ય મહાલયો ગમે તે જોનારને ભવ્યતા અને ભાવનાથી ભરી દે એ સહેજે કલ્પી શકાય તેમ છે. એ જ કારણે ગોપુરોને હિંદી સ્થપતિએ સ્થાપત્યના અદ્ભુત નમૂના બનાવ્યા.

---

1. બારમા સાહિત્યસંમેલનનો નિબંધ.

## ભૂલાં પડેલાં ભાંડુઓ.

[ જયેન્દ્રરાય દૂરકાળ: 'ધર્મ અને રાષ્ટ્ર[1]' પૃ. ૧૦ ]

આપણા માનવકુળમાં કેટલાંક ભૂલાં પડેલાં ભાંડુઓની ધર્મ પ્રત્યેની ઉપેક્ષા, અરુચિ કે અવજ્ઞાનું મૂળ કારણ એ છે કે કેટલાંક ઝાકઝમાળ જૂઠાણાંએ ઘણે ઠેકાણે રાજ્ય જમાવી દીધું છે; અને તેથી કેટલાંક સનાતન સત્યો એમની સ્મૃતિમાંથી સરી ગયાં હોય છે. દૃષ્ટાંત તરીકે, સંયમથી શાંતિ મળે છે અને વિકારોને પોષવાથી મન વધારે ને વધારે બહેકીને અશાંત થાય છે, એ વાતને ઘણા ભૂલી જાય છે અને તેથી ધારે છે કે સંયમની વાડ એ પ્રગતિની આડે આવનારી છે. જ્યારે વસ્તુતાએ તો પ્રગતિના સાચા માર્ગની જ એ બંને બાજુએથી રક્ષા કરે છે. વળી બીજું, માણસે માણસે ફેર હોવા છતાં અને કોઈ ટકાના તેર હોવા છતાં યુરોપની એક ભ્રમણા ચારે તરફ લાગુ થઇ રહી છે કે બધાં માણસો સરખાં અને પ્રત્યેક મનની સરખી કિંમત: પછી તેની પાછળ ગમે તેટલું વિચારબળ, બુદ્ધિબળ કે જ્ઞાનબળ હોય. એકાવન મત પાસે પચાસ મતવાળા પક્ષે મોટામાં મોટી બાબતમાં પણ તાબે થવું એની પાછળ આ ભૂલ ગાદીએ ચઢી બેઠી છે. યુરોપમાં એને ગાદીએથી ધક્કેલી કાઢવાની શરૂઆત થઇ ગઇ છે. પણ આપણે અહીં તો વિલાયતના જરીપુરાણા સિદ્ધાંતો આવે છે એટલે એ અસત્યનો પરિહાર ત્યાંથી સ્ટીમર પર ચઢીને ક્યારે આવે છે તેની આશા રાખવી અને પ્રતીક્ષા કરવી રહી. બુદ્ધિમાં, ગુણમાં, રૂપમાં, શક્તિમાં, સંસ્કારમાં અને સ્વભાવમાં પંચભૂતનાં પૂતળાં હોવા છતાં સૌ મનુષ્યો અણસરખાં છે એ સત્યને જો આપણે જોઇ શકીએ તો મતદારોની પેટીમાંથી સત્ય અને ડહાપણ ખોળી કાઢવાની દવાઇ તદબીરમાં આપણો વિશ્વાસ ઓછો થઇ જાય અને એને સરખાં ગણવા–ગણાવવાની

---

૧. બારમા સાહિત્યસંમેલનનો નિબંધ.

અસત્યમૂલક પ્રેરણા પણ ઢીલી પડી જાય; અધિકારભેદને આપણે વધારે સારી રીતે સમજતા જઈએ અને સરખાપણાની ઉપરછલી સરસાઈ, લડાઈ, ઝઘડા અને કટુતા વધે છે એ હકીકત સહેલાઈથી સમજી શકીએ; અસત્યમૂલક વ્યવસ્થાનું આવું જ પરિણામ આવે, એ આપણને વધારે સુસ્પષ્ટ થાય અને આપણે મુદિતા, મૈત્રી અને કરુણાના સ્વાભાવિક ભાવોને કેળવીને પુનઃ માનવજગતની શાંતિ, સંપત્તિ અને સહકારિતાને વધારે સ્વસ્થતાથી અને સફળતાથી સાધી શકીએ. એ રીતે આપણે જગતના વૈવિધ્યમાં, જગદીશના ઐક્યને વધારે સારી રીતે અનુસરી શકીએ અને ધર્મ એ સાધ્ય અને રાજ્ય એ સાધન એ આપણા મિત્ર અને પુરાતન પરિવ્રાજકોની સનાતન પ્રણાલિકાને વધારે અનુસરતા થઈએ; અને ખાંડ સામે જ ખાંડુઓર થવાની મહાશક્તિ આપણા સમાજને પ્રાપ્ત થાય.

## ત્રણ પરિમાણની પાર

( આર. એચ. વોર્ડ : ' ધ પોલિસ પ્રાયર ' પૃ. ૧૨, ૧૩ )

તેમની [ ' એ ગ્લેસ્ટનબરી રોમાન્સ ' એ પ્રસિદ્ધ નવલકથા વગેરેના કર્તા જૉન કાઉપર પોવિસની ] વિશાલતર દૃષ્ટિને જગત આપણા બધાથી જુદી રીતે દેખાય છે. આપણે સાધારણ રીતે જગતને એક સીધાસટ ત્રણ પરિમાણના ( લંબાઈ પહોળાઈ ઊંડાઈ એ પરિમાણોવાળા ) દૃશ્ય તરીકે જોઈએ છીએ : તેમાં એક દેખાવ પછી બીજો આવે; એક બનાવ પછી બીજો બનાવ; અને એક મિનિટ પછી બીજી મિનિટ. પણ જગત વાસ્તવિક રીતે તેવું નથી. જગત તો ચેતનમય સૂક્ષ્મ વહેણોનો સમૂહ છે; નિઃસીમ, કાળગર્વિત, ઘણાં ( ત્રણથી વધું ) પરિમાણોવાળા, કદાચ અજ્ઞેય છતાં અનુમાનવિષય થવો સંભવે તેવા એ પ્રકારનો ( ચેતનમય સૂક્ષ્મ વહેણોનો ) સમૂહ છે. આપણે જેનો સ્પર્શ કરી શકીએ તેવી બાહ્ય સ્થૂળ વસ્તુઓનું જગત હવે અવાસ્તવિક દેખું છે; અને એ એવું દેખું છે તે બીજા કોઈ કારણથી

નહિ, તો આ કારણે : ભૌતિકશાસ્ત્રીઓને જ એવું માલૂમ પણ છે કે એ 'વસ્તુઓ'નું સ્થૂળરૂપ એ સાચું રૂપ નથી, કેમ કે એ દરેક 'વસ્તુ' વીજળીનાં અણુને રૂપે આંદોલિત થતી થતી અને પ્રકાશતી પ્રકાશતી, સૂક્ષ્મત્વ પામતી હોય છે-અદશ્યમાં વેરાઈ જતી હોય છે. આ રીતે, ઇન્દ્રિયગોચર આખું ય 'વાસ્તવિક' જગત છે ખરી રીતે તો અવાસ્તવિક જ. પણ તો પછી, અસલ વસ્તુને આપણે કયાં શોધવી ? સત્–પદાર્થની કયાં ભાળ મેળવવી ? એની શોધ આપણે ચતુર્થ પરિમાણુ સહિતના–અને ચારથી યે વધુ પરિમાણોવાળા–જગતમાં કરીને, ત્યાંથી એની ભાળ મેળવવાની છે. એ આપણને નથી દેખાવાતું, જ્યાં લગી આપણે આપણી સ્થૂળ દૃષ્ટિને પ્રભાવે એ અદીઠ સૃષ્ટિ પ્રત્યે અંધ છીએ ત્યાં લગી. એ સૃષ્ટિના ધ્વનિ આપણા વ્યક્તિગત આત્મવિકાસના પ્રમાણમાં કોઈવાર આપણામાં ગુંજે છે તો કોઈવાર ગાજે પણ છે. એ ભેદો ગૂઢ છે, અર્ધજાણીતા જેવા ય છે. હૃદયમાં વસતા ચૈત્ય-પુરુષની અંતર્દૃષ્ટિને એ ગમ્ય છે, સુગમ છે. એ દૃષ્ટિ આપણને અમર જીવનના તેમ જ મર્ત્ય માનવીના જીવનના અસંખ્ય સંદેશ સુણાવી તથા અસંખ્ય સંવેદન કરાવી શકે છે.

## ગાવડીમુખો જમાનો

[ હે. પીઅર્સન: 'લૅમ્બી' (લેખૂશિયરચરિત્ર) ]

ગયા જમાનાઓની સરખામણીમાં, આપણો જમાનો તો છે ગાવડીમુખો[1]. આધુનિક મનુષ્યોનાં હૈયાં એટલાં આળાંફૂંળાં છે કે જો આજે લૅમ્બ જીવતા હોત, અને ઓગણીસમી સદીમાં જેવું 'નિખાલસપણું' વાપરવાની છૂટ રહેતી તેવા નિખાલસપણાથી જુદાં જુદાં માણસો વિશેના પોતાના અભિપ્રાય પ્રગટ કરતા હોત, તો તેમના સમયનો અર્ધો ભાગ અદાલતોમાં અને બીજે

1. " Mealy-Mouthed જેવું હોય તેવું સાફ રીતે કહેવાને શરમાતું, ગાવડીમુખું"–અંગ્રેજીગુજરાતી કોશ.

એમાં તુરંગોમાં વીતતો હોત; તેમ જ, તેમનું આવરદા કદાચ મુફલિસઘરમાં (વર્ક હાઉસમાં) પૂરું થયું હોત. સમાજની આખી ઇમારત આ જમાનામાં એટલી તો સખળડખળ થઈ ગઈ છે કે, તેઓ કરતા તેવી ટીકા વડે સમાજની વ્યક્તિઓને ઉઘાડી હવે પડાય તેમ નથી.

## ‘ઉપનિષદ્’ નો અર્થ

[ ઉપનિષદ્‌ના ર. મહેતાલિખિત ઉપોદ્ઘાતમાંથી ]

‘સદ્’ ધાતુ છે. એમાં ‘ઉપ’ અને ‘નિ’ એ ઉપસર્ગ જોડીને ‘ક્વિપ્’ પ્રત્યય લગાડવાથી ‘ઉપનિષદ્’ શબ્દ સિદ્ધ થાય છે. અર્થાત્ ઉપ+નિ+સદ્+ક્વિપ્ એવા એના અવયવો છે. ‘ષદ્લૃ ગત્યવસાદન વિશરણેષુ’ આ અનુશાસન પ્રમાણે ‘સદ્’ ધાતુનો અર્થ “ગતિ, અવસાદ અને વિશરણ = હિંસન=વિનાશ કરવો, ગમન કરવું, પહોંચાડવું, શિથિલ કરવું” એવો થાય છે. ઉપ= સમીપ, પાસે; નિ= નિશ્ચયરૂપે, ભક્તિપુરઃસર પાસે બેસવું— એવો ‘ઉપનિષદ્’ શબ્દનો ધાત્વર્થ છે; કિંવા, નિશ્ચયરૂપે જેના દ્વારા બ્રહ્મને પ્રાપ્ત કરી શકાય અથવા સંસારના કારણરૂપ અવિદ્યાનો વિધ્વંસ કરી શકાય, તેનું નામ ઉપનિષદ્. ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યા. ઉપનિષદો પ્રાયઃ બ્રહ્મવિદ્યાને જ પ્રતિપાદન કરે છે અને આત્મૈક્યને અવબોધે છે.

## વર્ણાનુક્રમણી


અનાસક્તિ, ૧
અમે મનુજ !, ૫
અંતરની તડ સાંધો રે !, ૬
ઉપધ્વનિ, ૧૫૮
ગ્રંથસ્થ ચિંતન, ૧૮૪
,, સર્જન, ૧૮૩

ધ્વનિ, ૧૧૬
ધ્વનિપૂર્તિ, ૧૪૨

નવલવિશેષ, ૧૬૫
નવા ભારતીય ગ્રંથો, ૧૭૨
,, યુરોપી ,, ૧૭૪
નિકષ, ૯૪
નિકષપૂર્તિ, ૧૫૫

પાદપૂર્તિ, ૧૬૪
પ્રાચીન ભારતીય વસાહતો, ૩૯
પ્રાપ્તિ–સ્વીકાર, ૧૧૧; ૧૫૭
પ્રો. આંકડનું સંશોધન, ૮૪

ફૂલ અને પથ્થર, ૧૩૨
ફૂલેવરની રાણી, ૫૪

ભાષા અને સાહિત્ય, ૧૧૬

મ. ન. દ્વિ.નો સમય, ૭
મનોરાજ્યનાં મૌક્તિકો, ૧૦૨
મંજૂષા, ૧૬૪

વર્ણાનુક્રમણી, ૧૯૨
વાસરિકા, ૧૨૧

સર્વનાશ, ૨૬
સ્પેનિશ રંગભૂમિનો સ્રષ્ટા, ૭૯
સામયિકોમાંથી, ૧૭૫
સોય, ૭૧

# માનસી

વર્ષ બીજું : ગ્રંથાંક બીજો



આ અંકમાં

| | | |
|---|---|---|
| નિકુમાર ભટ્ટ | અનંતરાય રાવળ | સુન્દરમ્ |
| માશંકર જોષી | રવિશંકર ભટ્ટ | મનુભાઇ દેસાઇ |
| તિલાલ તોલાટ | પ્રહ્લાદ પારેખ | નાથાલાલ દવે |
| સ્કર વહોરા | રતિલાલ છાયા | શિવપ્રસાદ બુચ |

## નિકષ


| | | |
|---|---|---|
| સોસાયટીનો નવો ગુચ્છ | ( વિ. ) ... ... | ૩૨૦ |
| સ્વ. મગનભાઈ ચ. પટેલકૃત | ( ,, ) ... ... | ૩૨૩ |
| આપણો નૂતન ચિત્રવૈભવ | ( ,, ) ... ... | ૩૨૫ |
| અસો–પાંચસો શબ્દોમા | ( ,, ) ... ... | ૩૨૬ |
| પરિચાયિકા ... ... | ( ,, ) ... ... | ૩૩૦ |
| પ્રાપ્તિ–સ્વીકાર ... ... ... ... ... | | ૩૪૦ |


## ધ્વનિ


| | | |
|---|---|---|
| ૧. ભાષા અને સાહિત્ય | ( વિ. ) ... ... | ૩૪૩ |
| ૨. નાટક અને ચલચિત્ર | ( ર. સં. ભટ્ટ ) ... ... | ૩૪૭ |
| ૩. કેળવણી | ( શિવપ્રસાદ બુચ ) ... ... | ૩૫૨ |
| ૪. ઇતિહાસ અને પ્રત્નતત્ત્વ | (શા. તોલાટ) ... ... | ૩૫૯ |
| ૫. મંદિરનો ઘંટનાદ | ( વિ. ક. વૈદ્ય ) ... ... | ૩૬૪ |


## મંજૂષા


| | | |
|---|---|---|
| ૧. સ્વ. નરસિંહરાવની પુણ્યસ્મૃતિમાં | ... ... | ૩૬૭ |
| ૨. સામયિકોમાંથી ... ... | ... ... | ૩૭૨ |
| ૩. મંથસ્થ ચિન્તન ... ... | ... ... | ૩૭૮ |
| ૪. વર્ણાનુક્રમણી ... ... | ... ... | ૩૮૮ |



**માનસી ગ્રંથશ્રેણી**: સંચાલક વિજયરાય ક. વૈદ્ય, રૂવાપરી રોડ; ભાવનગર ... લવાજમ ( વાર્ષિક ) રૂ. ૫; દેશાવર રા. ૮; ( છૂટક ) રૂ. ૧॥. ... **શાખાઓ : ( ૧ ) મુંબાઇમાં :** મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં, પ્રિન્સેસ સ્ટ્રીટ; **( ૨ ) સુરતમાં:** લોકવાણી મુદ્રણમંદિર. ચૌટા પુલ; **( ૩ ) વડોદરામાં :** પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ, રિયાપુરા; **( ૪ ) અમદાવાદમાં :** ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ; **( ૫ ) કરાચીમાં:** પ્રો. ડોલરરાય રં. માંકડ; ૧૮, ગુજરાતનગર; **( ૬ ) રાજકોટમાં :** ધ ન્યુ સ્ટોર્સ, ટાઉન હૉલ સામે; **(૭) જામનગરમાં :** રા. રામચંદ્ર ઓઝા; ઓઝાનો ડહેલો. **( ૮ ) જૂનાગઢમાં :** મૂગટરાય વ. ત્રિપાઠી, નવો નાગરવાડો; **( ૯ ) પોરબંદરમાં :** જયેન્દ્રરાય મ. પાઠક, રામટેકરી રોડ.

# ફાર્બસ સભા ત્રૈમાસિક

ગુજરાતના પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ તથા ગુજરાતી સાહિત્યના સંશોધન, વિવેચન અને પ્રકાશનનું કદ રૉયલ ૮ પેજી, પંદર ફારમનું, પાનાં ૧૨ નું એ. સારા કાગળ, સુંદર છપાઇ, સચિત્ર પૂરું છતાં વાર્ષિક લવાજમ રૂા. ૩.

ચોથા અંક જાન્યુ.–માર્ચના વિષયો–ગુજરાત અને લિપિકલ્પદ્રુમ, સાહિત્ય તથા અક્ષરશિક્ષણ,–લાટદેશ અને દક્ષિણ ગુજરાતનું દિગ્દર્શન,–ઉષાહરણ–હારમાલા,–નરસિંહયુગના કવિઓ (૨). આપણો ખોરાક વગેરે. નામ નોંધાવો :

૧ સંપાદક: રા. રા. અંબાલાલ બુ. જાની,

૩૬૫ શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઇન, મુંબઇ નં ૪
૨ એન. એમ. ત્રિપાઠી, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૩.

નવાં પ્રકાશનો ] શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં [ નવાં પ્રકાશનો

૧. હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ : કવિ મધુસૂદનરચિત (૨. સં. ૧૬૧૪) મૂલ્ય રૂા. ૦–૧૨–૦.
૨. જીવન અને ઉત્ક્રાન્તિ: (જીવનવિજ્ઞાનનું રસિક પુસ્તક) લે. રા. રા. ભીમભાઈ લાલભાઇ દેસાઈ, એમ. એસસી. સચિત્ર–૧૧ આકૃતિઓ. પારિભાષિક કોષ સાથે પા. ૧૫૦ મૂલ્ય રૂા. ૦–૧૨–૦
૩. ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૨ જોઃ ગુર્જરવંશથી ચાલુક્યવંશ પર્યંતના. મૂલ્ય રૂા. ૪–૮–૦.
૪. ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૧ લોઃ પ્રાચીન સમયથી ગુર્જરવંશ પર્યંતના. મૂલ્ય રૂા ૪–૮–૦
૫. હવામાનઃ ગુજરાતની પરિસ્થિતિઃ રા. રા. મુકુન્દ ઉનાકર તથા રા. ભીમભાઈ ન. દેસાઈ પા. ૧૫૦ સચિત્ર, નકશાઓ મૂલ્ય રૂા.૦–૧૨–૦.
૬. પૃથ્વીનો ઇતિહાસઃ રા. યશવંત ગુ. નાયક પા. ૧૨૦ સચિત્રઃ મૂલ્ય રૂા. ૦–૧૨–૦
૭. કૃષ્ણક્રીડા કાવ્યઃ (પ્રાચીન, દશમ સ્કંધ પરબંધ. ભાગવત) મૂલ્ય રૂા. ૦–૧૨–૦

દરેકનાં રૉયલ ચાર પેજી પાનાં ૪૦૦, પાકું પૂઠું.

☞ બુકસેલરોને જથ્થાબંધ લેનાં ૨૦ ટકા કમીશન મળશે.

સભાનાં બીજાં પુસ્તકો લાયબ્રેરીઓ અને ઇનામો માટે અરધી કિંમતે મળશે.

પત્રવ્યવહાર કરવોઃ—ઠેઃ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કુાં બુકસેલર્સ: પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨.

# પત્રકારની સૃષ્ટિમાં

## ૬. પત્ર-પ્રવૃત્તિનો ભાવિ પ્રવાહ ... (૧)

[ સર રૉ. ડોનલ્ડ: 'ફ્યુચર ઑફ જર્નાલિઝમ' (૧૯૨૮) ]

વર્તમાનપત્રોની પ્રવૃત્તિનો બધો ય ઝોક હવે વિવિધતા ખીલવવા તરફ છે. સમાચાર શાને કહેવા એની વ્યાખ્યાને હવે મર્યાદા નથી. લૌકિક ( 'પૉપ્યુલર' ) પત્રોમાં, ચીલે ચાલનારું વૃત્તાંતલેખન ઓછી, અને સર્જનાત્મક સમાચાર વધુ, જગ્યા રોકે છે. વિશિષ્ટ લક્ષણની લેખશ્રેણીઓ એક પછી બીજી ચાલતી જ હોય છે. એના વિષયો સામાજિક હોય છે; જીવનના ઉલ્લાસવાળા રસરંગી હોય છે; માનસ-શાસ્ત્રીય, ધાર્મિક કે નૈતિક હોય છે; અથવા, પારલૌકિક જીવનને વર્ણવનારા, એ અજ્ઞાત પ્રદેશોની શોધખોળને લગતા હોય છે; આમ, મનુષ્યને મનુષ્ય તરીકે રસ પડે તેવું કૈંક ને કૈંક એ શ્રેણીઓમાં હોય છે. ભવિષ્યના પત્રકારત્વમાં અંગતભાવી સૂર ઘણો દીસી આવે તેવા રૂપનો થશે; અને, આ પ્રકારના પત્રકારત્વને ટકવવા તથા પોષવાને આતુર એવાં, સાર્વજનિક કાર્યકરો હશે એ, મોભાદાર સ્ત્રીપુરુષો પોતપોતાના પ્રચારકાર્ય પર્તુ પ્રતિનિધિઓ ( 'પબ્લિસિટી-એજન્ટ્સ' ) પણ રોકશે.

# માનસી

સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૨ ———— ગ્રંથ ૨


## અભીપ્સા

[ 'પુરાણું નવલાં તો ગે' લેખાંક ૪ ]

"અનાસક્તિ એટલે ચેતનાની, ખરે જ, જલકમલવત્ અવસ્થા. એ અવસ્થાએ પહોંચ્યા પછી એને સવિશેષ ઊર્ધ્વારોહણની અભીપ્સા થાય, અને એ પ્રભુકૃપાએ સંતોષાય પણ, એમાં આશ્ચર્ય નથી. એ અભીપ્સાની સિદ્ધિ એટલે બ્રહ્મસાક્ષાત્કાર."

એવી અભીપ્સાની દિલમાં પ્રાથમિક રૂપે પણ હાજરી, એટલે સાચા જીવનનો રાહ; એની છેક ગેરહાજરી એટલે છતે ભાને બેભાની.

અભીપ્સાવંત માનવી એટલે જાગેલા આત્માવાળો માનવી; અભીપ્સાવિહીન એટલે નીંદરતા આત્માવાળો માનવી: પહેલો ઇંદ્રિયો ભાવો અને વિચારોના જીવતને ગૌણ ગણે છે, બીજો એમાં જ ગૂંચવાયો રહે છે; એક ચેતનાને એવી રીતે જાગતી ને જાગતી રાખે છે કે તે તેજનો ઝરો બની ઇન્દ્રિયાદિકને આઠે પહોર સાફ ઉજળાં અને પ્રશાન્ત રાખે ત્યારે બીજો કેઇ ચેતના-બેતનાને પોતે જાણે પિછાનતો જ ન હોય તેમ, બ્રહ્મને જાણે મિથ્યા અને જગતને પરમ સત્ય ઠરાવતો, પોતાની એવી વૃત્તિવિવશતાએ કરીને, ઇંદ્રિયાદિકને આઠેઆઠ પ્રહોર મેલાં અંધારિયાં અને હવેયાં જ રાખે છે.

'પરિણામે, જાગૃત માનવી અભીપ્સુ બને છે અને નિદ્રિત અનભીપ્સુ.'

જાગૃત સમજે છે કે મારી અસલ જાતને ઓળખવાનો સતત પ્રયાસ કરવો એ જ મારી ખરામાં ખરી નોકરી છે, ખરામાં ખરો ધંધો

છે, ખરામાં ખરી મૌજમજાહ છે, ખરામાં ખરો સર્વ પ્રકારનો—પંડ અને કુટુંબનો, નાત અને સમાજનો, દેશ અને દુનિયાનો—વ્યવહાર છે. અને નિંદિત ? એની તો બધી સાચી સમજ જ બહેર મારી ગઈ છે, ત્યાં બીજું શું થાય ? તેણે હમણાં તો એવા બહેરા જ રહેવાનું; તેણે સાંભળવા—સમજવાનો સમય પાકે ત્યારની વાત ત્યારે; ત્યાં લગી તો તેણે, (પતરાનાં ચાવી દીધેલાં હોય છે તેમ) માટીનાં જીવ દીધેલા રમકડાં તરીકે, વિરાટે પોતાની અદ્‌ભુત લીલા રમવા સારુ માટીમાંથી ઘડીઘડીને જીવ દીધેલાં રમકડાં તરીકે, જીવ્યા કરવાનું; એ રીતે, પોતાની અસલ જાતને ભૂલવાનો પ્રયાસ કર્યા કરવાનો.

અસલ જાતને ઓળખવાનો સતત પ્રયાસ એટલે શું ? એટલે અભીપ્સા. પણ અભીપ્સા એટલે ? 'અભીપ્સા'નો અર્થ 'અમુકની તરફ જવાની, અમુકને આપણા અંતરમાં અનુભવવાની તીવ્ર એષણા' એવો થઇ શકે. એ અમુક એટલે કોણ ? એ અનુભવ અને એષણા વળી શી ચીજ છે ?

# સૌન્દર્યલહરી

## એક તરતું ફૂલ

: શિખરિણી :

લઉં કે ના આને ? વખત જ, વિચારી હું જ થકયો,
અને આવ્યું ત્યાં, અંજલિ જલમહીંથી ન ઉંચકી.

નમ્યું માથું, આંખે સ્પરશ ન કર્યો ત્યાં વહી ગયું,
ગયું ! રે કાં ના મેં કુસુમ તરતું એ લઇ લીધું ?

રહ્યો તાકી, એકી નજર દૂરથી આવત સમે,
પ્રસારી'તી ને અંજલિ જલમહીં તુર્ત ઝીલવા.

'લઉં કે ના ?'—એ ત્યાં મુંઝવણ ઉરે થૈ ઘસમી, ને
જરી રે ! લંબાવી કર, ન લઇ લીધું વહી જતું.

રહ્યો તાકી, પ્હોંચી નજર વદને ત્યાં લગણ તો,
પછી ? પાછો એ એમ મન મૂંઝવે કાં નવ લીધું ?

હશે ક્યાંથી આવ્યું શિદ, કયહીં જશે, કો કરથકી
પ્રવાહે મૂકાયું, કહીં કવણ કાજે વહી રહ્યું ?

ખર્યું કો વેણીથી; તટપર ઊગ્યા બુદ્બુદનું
નદીની વેણીમાં ભગિનીશણગારે સુમ સર્યું ?

અણુપૂર્ણનું વા પવન અથવા આગ થકી
ઉડાડી લાવ્યો શું કરથકી અજાણ્યે ચુંટી લીધું,

પછી પ્રાયશ્ચિત્તે જલમહીં મૂક્યું કોઈ મનુજે,
બધાં હર્ષે જોશે, નદી ય દીપશે એમ ગણીને

ઉરે શાતા પામી ?-જરીક ક્ષીણ એકાદ ફૂલને
જલે થંભાવીને શિદ ન સહુ એવું પૂછી લીધું ?

ભલે ના થંભાવ્યું, વહી-ગયું ભલે ! આ કરવડે
ચૂંટાયાં શું ઓછાં કુસુમ વનવાડી મહીંથી, તે

ઉમંગે વિસ્તારી દલ, જલતરંગે વહી જતું
ચૂંટાયું છોડેથી, કુસુમ જલથી ચાહ્યું ચૂંટવા ?

રહી બાકી જે જીવનઅવધ તેમાં વહી જઈ
દૂરે દૂરે રહોંચી નિજસુરભિ વેરી પ્રકૃતિમાં

જગે જીવેલું સાર્થક કરી જતાં એ કુસુમની
અધૂરી યાત્રામાં મન ધરિયું વિક્ષેપ કરવા ?

જલે મૂકાયું'તું મનુજકરથી કે પ્રકૃતિથી
જલે વ્હે-શોભાવા મનુજપ્રકૃતિ એ બસ નથી ?

ઉમાશંકર જોષી

## દર્શન

૧

સંગેમરમરમાં નવ જન્મ્યું    શબ્દ મહીં ના વા કો છંદ
હજુ નહિ રંગે અવતાર    વાદ્યતણો કોઈ નહિ તાર

માત્ર કલ્પનાનો આધાર
સ્વપ્નામાં તેનો સંચાર.

૨

પરમાનંદ પ્રગટતો હૈયે
કલાકારને તે નિરખે,
જેને જન્માવાને તેનું
રાત્રિદિન હૈયું તડપે;
ખોજે આરસને વા છંદ
વાદ્યતણા તારો વા રંગ.

૩

દર્શનકેરા સર્જનમાંહી
ભરવા નિજના શ્વાસોશ્વાસ
જીવંત તેને જગમાં કરવા
કલાકારનો શો ઉલ્લાસ :
મટી જતો એ નરવામન
વિરાટ બાનો એ આત્મન.

પ્રહ્લાદ-પારેખ

## તારા ઝીણા

: ઉપજાતિ :

પ્રકંપ વારાબ્ધિમાં પડેલા
તારા ઝીણા અર્ધ પ્રકાશ વેરે,
જાણે છૂટી પાંદડીઓ ફૂલોની
ઉન્માદમાં ઉછળતા વીચિના
અકલ્પ્ય એ વેગમહીં વીંટાતી
કડિ જઈ રીયુ સહૃદમાંહી
ગૂંથાઇને હાર અમૂલ્ય અર્પે.

ભાસ્કર વહોરા-

## સૌ. ઈલાને

વસંતતિલકા

ઇલા, ભલે ન તુજ દર્શનકાજ કાલે
થાઉં કદીક ઉડુ એકલ આભકેરાં;
ત્યાંથી ઝીણું સ્મિત સરી પૃથવી પરે યે
આવી ચૂમે મૃદુલ સ્મિત મુખે તને જે.

નાચી ઉઠે કુદરતે તરુફૂલ-ઝાડે,
મીઠી વસંતઋતુની રૂપ-રંગ-સેના;
તો ત્યાં થઇ સુખીય બંસી સૂરોની વાઉં,
એના સૂરે તવ ઉરે અભિષેક ઢાળું.

ચંદા ઝીણી કુમુદ-ચંદની પાંખ ખોસી,
જ્યારે લટાં ફરકતી મહીં-જાય ચાલી.-
ત્યારે મીઠાં મધુવડે ભરપૂર નેત્ર
રાચું સુવાસિત-લહેર મહીં ઝૂમવાને.

ને મૃત્યુ પેલું કદી કાળ કરાલ પાંખે
આવી હને કલરવે ફફડાટ નાખે,
થંભી જશે પલક એ પદ-તાલ; ઝીલી,
બેડી ફરી નૂપુરની પદ બાંધીશું એ.

રતિલાલ છાયા

# અભિલાષા

મને ગમે સખી ! નાવિક થાવું;
નાજુક હોડી જલે હું ઝુકાવું,
મને ગમે સખી ! નાવિક થાવું.
સંધ્યાની લાલિમા ઉતરે ધીરે
શાન્ત અશાન્ત સરોવર નીરે,
ઉત્સુક નયને તું ઊભી તીરે,
ત્યાં મુજ હોડી હું લાવું. ૧

ઉછળે સંધ્યાનું નીરવ ગાન,
વિહાર ઉત્સુક વદે તું વાણ,
"માગો તે આપીશ" ને હું માણું !
ત્યાં મુજ નાવ ઝુકાવું;
શુક્રતારા સ્મિત વેરતી ગગન
મંદ સુમન્દ વહી રહે પવન
બેસે તું અર્ધનિમિલિત નયન
ને હું નાવ ચલાવું. ૨

કાસારિજલ ત્યાં થાય પ્રકમ્પિત,
શ્યામલ તુંજ કલાપ સુગન્ધિત
છૂટી પડે; લટ સમીર-ચુમ્બિત
નર્તતી ઊડે અલગના;
ટેકવી કોમલ ગૌર કરદ્વય
પ્રકૃતિસૌન્દર્યમાં બની તન્મય
લાવણ્યપુંજ શી સૌમ્ય, દ્યુતિમય,
બેસે તું ધ્યાનનિમગ્ના. ૩

ઉગે શશાંક ત્યાં ગિરિશિખરે,
શુભ્ર જ્યોત્સ્નાતણી સરિત સરે
ઉછળી આવતી કાસાર પરે,
નાચી રહે પ્રતિબિમ્બ;

વૃક્ષ-ઘટા ઊભી શાન્ત ઝરે ફૂલ,
શાન્ત પારિજાત, શાન્ત છે બકુલ,
ઝીલે સુધાકર-રશ્મિ તરુકુલ,
શાન્ત અશોક કદમ્બ. ૪

નિહાળતી તું ઉલ્લસિત નયન
વર્તુલ વારિતણાં, તુજ વદન
નાચી જતાં નમણાં સ્મિત-સ્પંદન,
હું એકધ્યાન નિહાળું:

મારે ઉરે પણ વર્તુલ જાગે,
પ્રસરે, ઉછળે, દોડતાં આગે,
ઊંડી અમીમય ઝંખના જાગે,
નિત્યનવીન એ ઝંખના જાગે,
એકલો નાવ ચલાવું. ૫

પ્રસન્ન ચિત્તે તું જાય કિનારે,
" નાવિક! શું કહો આપવું મારે ? "
સસ્મિત જ્યારે તું વાણી ઉચ્ચારે
ખંજન પડતાં ગાલે.

ઉચ્ચરું ત્યાં હું અભિનવ આશા,
આતમની સર્જનજૂની પિપાસા,
અદમ્ય અંતરની અભિલાષા
" એક જ ચુંબન, આલે ! " ૬

નાથાલાલ દવે

# કન્યાકુમારી[1]

કન્યાકુમારીને રસ્તે ! ભારતભૂમિના ચરણના અંગુઠાની તરફ! પ્રવાસમાં ઉત્સુક રહેતું હૃદય વધારે ઉત્સુક બન્યું ! પણ રાતની અધૂરી રહેલી ઊંઘ પાંપણો ઉપર પલાણતી હતી. એ ઝોકાંની સ્થિતિમાં પડખે દબાવેલો કામળો ક્યારે નીચે સરી પડ્યો તેનો ખ્યાલ ન રહ્યો. પાછળની બેઠક પર બેઠેલી વિધવાઓ કામળાને પડતો જોઇ બૂમ પાડી ઊઠી. મોટર અટકી. બસવાળો દોડીને કામળો લઇ આવ્યો. મેં પાંપણો પરથી ઊંઘ ખંખેરી. અમારા વેશ-પહેરવેશથી જુદાં પડી આવતાં અમે આ કામળાના બનાવથી આકર્ષણનું વિશેષ કેન્દ્ર બન્યાં. વિધવાઓ એમની મલયાલમમાં અમને પ્રશ્નો પૂછવા લાગી.

એમની આગળ હિંદીને પણ ભાંગીભાંગીને બોલવી પડે, નાનાં છોકરાંને લાડવો ખવાડીએ તે પ્રમાણે ! મેં 'ગુજરાત'નું નામ ઉચ્ચાર્યું. અહીંની જનતામાંથી કોઇ ગુજરાતને નથી ઓળખતું. આપણો ત્યાંનો ખેડૂત પણ ક્યાં કન્યાકુમારીને ઓળખે છે ! મેં 'મહાત્મા ગાંધી'નું નામ દીધું. 'મહાત્મા ગાંધીના દેશનાં અમે છીએ.' તેઓએ પરિચયનું સ્મિત કર્યું. પણ ગુજરાતની ભૌગોલિક સ્થિતિ તો તેમને અજાણ્યું જ રહી. મહાત્મા ગાંધી ! હિંદના ભિન્ન ભિન્ન પ્રાંતોનાં હૃદયને સાંધનારી સાંકળ! હજાર હજાર માઇલ દૂર પડેલા, લાખો ગામડાંમાં કરોડો-ની સંખ્યામાં વસતા, સેંકડો ભાષાઓ બોલતા, અનેક વિશિષ્ટ-

---

૧. લેખકના અપ્રસિદ્ધ દક્ષિણ ભારતના પ્રવાસનું એક પ્રકરણ.

વિરુદ્ધ કંઇ કરવા તે આગ્રહ રાખતો ન હતો. પાંચ અંગ્રેજી ભણેલો એ ઊંચો, જુવાન, મીઠા અવાજનો મુખ્યો અમને મંદિરમાં લઇ ગયો, ત્યાંથી સ્નાનના ઘાટે લઇ ગયો અને રસ્તામાં કન્યાકુમારી દેવીની કથા તેના રાખેલા મુજબ કહી બતાવી.

ધર્મશાળાના આંગણામાંથી સમુદ્ર નથી દેખાતો. કન્યાકુમારીનું મંદિર પૂર્વ ક્ષિતિજનો ભાગ રોકે છે. મંદિર તરફ જતાં સુંદર પહોળા રસ્તા ઉપર નાનકડાં ઘરોની હાર હતી અને ઠેકઠેકાણે Meals for Brahmins ('બ્રાહ્મણો માટે ભોજનિયાં') નાં પાટિયાં હતાં. અમારી નજરને પકડતાં વેંત એ ઘરોમાંથી કોઇ ને કોઇ બોલી ઉઠતું: 'Sir, meals? three annas', પણ ભાતની ઉપાસના અમારે હજી મોડી કરવાની હતી.

### મંદિરપ્રવેશ

નાનકડા ગોપુરમાંથી મંદિરમાં પેઠાં. પદ્મનાભની પેઠે જ અહીં પણ અમારે અંગવસ્ત્રો ઉતારવાં પડ્યાં. કન્યાકુમારીમાં પણ ત્રાવણકોરના અધિદેવ પદ્મનાભનું જ રાજ્ય છે. એટલે અહીં પણ એ રિવાજ હોય એ સ્વાભાવિક છે. મોટા કોટમાં આવેલું આ મંદિર તાજું છે. ગોપુર અને અંદરના મંડપો અંકળામય રંગોએ રંગેલા છે, ભીંત ઉપર દેવીના ચરિત્રપ્રસંગો આજની નિર્જીવ કલમે આલેખાયા છે. ઉત્તરાભિમુખ બેઠેલી કુમારીની સન્મુખનો ભાગ દ્રાવિડ સ્થાપત્યશૈલીના અલંકરણોનો સાધારણ નમૂનો છે. મંદિરના પૂર્વ અને વાયવ્યના ભાગો તો ઉજ્જડ અને હવડ જેવા છે. ત્યાં થાંભલા ઉપરનાં દેવદેવીઓ ધૂળ ખાતાં બેઠાં છે, અને મંદિરમાં આવેલું એક તીર્થ અત્યારે તો અંધારો કૂવો બની બેઠું છે!

દેવીનાં દર્શન બંધ થવાની વેળા નજીક હતી એટલે અમે સ્નાન કર્યા વિના જ દેવીનાં દર્શન કરવાનું યોગ્ય માન્યું. ગર્ભગૃહ ખાસ્સું લાંબું હતું. છત તદ્દન નીચી હતી. અને બહારથી

પ્રકાશ કે હવા કયાંયથી ન આવી જાય તેની બરાબર સાવચેતી રખાઈ હતી, છતાં અહીં સંકડામણ લાગતી ન હતી. ભાવિકોની ભીડ ઓછી હોવાને લીધે પણ એમ લાગતું હોય. મુખ્ય દ્વારથી માંડીને દેવીના સ્થાનવાળા ગર્ભાગાર સુધીના રસ્તાને બે પડખે દીવીઓની બે હાર ટમકતી હતી. અને અંદર દીવાઓથી ઉજ્જ્વળ બનેલા ખંડમાં દેવી પૂજારીને હાથે શણગાર ધારણ કરી રહ્યાં હતાં. હિમધવલ આરસની નમણી દેવીનું કેવું મુગ્ધ મનોહર એ દર્શન હતું! દેવીને દીઠા પછી આ અંધકાર, અને હવાના અભાવની યાતના સાર્થક લાગી. દેવી સાચે જ હિમાલયતનયા લાગતાં હતાં. એમના ગૌરીત્વનો પૂરો પ્રભાવ જોઈ શકાય માટે જ, જાણે, આ અંધારું તેમની આજુબાજુ આવેલું હતું. શાંત મંદિરમાંની આ રમણીય પ્રતિમા અંતરમાં પ્રસન્નતા પ્રેરી રહી, પણ કન્યાકુમારીનાં ખરાં દર્શન તો હજી હવે થવાનાં હતાં.

મંદિર બહાર નીકળ્યા અને ખરેખરું ભૂશિરદર્શન થયું. નાનપણમાંથી જેને ભણતા આવ્યા છીએ અને ભારતમાતાનો મહિમા વર્ણવતાં જેનું નામ અનેકશઃ ઉચ્ચાર્યું છે તે જ આ કન્યાકુમારી! નકશામાં જે રીતે જોઈએ છીએ તેવી જ રીતે ભૂમિનો ત્રિકોણાકાર છેડો બંને બાજુથી અણીદાર થતો આવતો હતો. એ છેડા ઉપર કન્યાકુમારીનું મંદિર અને સાંથી થોડે પૂર્વમાં જમીનનો છેલ્લો છેડો—હિંદભૂમિનું દક્ષિણતમ બિંદુ.

આ બાજુ ઉત્તરે બંગાળાનો ઉપસાગર, સામે હિંદી મહાસાગર અને દક્ષિણે અરબી સમુદ્રઃ ત્રણે જલરાશિઓ ત્રણ બાજુથી આવીને ભૂમિનાં ચરણ ધોઈ રહ્યા હતા.

નીલ સિન્ધુઓનાં જલથી ધૌતચરણ બનેલી ભુવનમનમોહિની દેવી મારા મનમાં પ્રત્યક્ષ થયાં. ત્રિભુવનોનાં મનને મોહ પમાડે તેવું આ દર્શન હતું.

## સમુદ્રોનું વિવિધ વ્યક્તિત્વ

ત્રણે સમુદ્રો પોતાનું જુદું જુદું વ્યક્તિત્વ જાળવી રહ્યા હતા. ઉત્તરે વાયવ્યમાં ચડતી જતી કિનારાની રેખા સાથે વિસ્તરતો બંગાળાનો ઉપસાગર શાંત સૂનો હતો. એનાં પાણી કેટલા પ્રકારની લીલાશ ધરી રહ્યાં હતાં! સૂર્યનાં કિરણોથી આછી ચળકતી સપાટી ઉપર આછા અને ઘેરા લીલાં, જાંબલી, વાદળી અને કીરમજી રંગોનાં જાણે કુંડ, ખેતરો અને પહોળાં પટા પથરાયાં હતાં.

સામે હિંદી મહાસાગર ક્ષિતિજમાં સમાઈ જતો હતો. પ્રભાતસૂર્યનાં ઉગ્ર થતાં કિરણોએ એ આખા પૂર્વ ભાગને ઝળહળાવી મૂક્યો હતો. પવન થોડો જ હતો છતાં એનાં પાણી ઉછળ્યા વિના રહેતાં ન હતાં. અમાપ થઇ જતા એ મહાસાગરને આંખમાં શમાવવો અશક્ય હતો. આ હિંદી મહાસાગર! અહીંથી હવે જમીન નહિ આવે. ઠેઠ દક્ષિણ ધ્રુવ સુધી આઠ હજાર માઇલ પડેલો આ સાગર અહીંથી પોતાનું સામ્રાજ્ય આરંભે છે! આઠ હજાર માઇલ લગી! એટલું ઊડવા જતાં કલ્પના પણ થાકી જતી હતી.

અને આમ દક્ષિણ તરફ અરબી સમુદ્ર એ તો પરિચિત લાગ્યો. એ તો મુંબઇ ઇલાકાનો જ દરિયો ને! સાવ નાનપણથી ગોખેલો અને મુંબઇમાં જોયેલો. બંગાળાના ઉપસાગર કરતાં એ મોટો એટલે પોતાની શક્તિ જરા બતાવે તો ખરો જ. ગર્જના તો એના તરફથી જ આવતી હતી. ત્રણ ભાઇ જેવા આ ત્રણ જલનિધિઓ ભારતમાતાનાં ચરણોમાં અનાદિ કાળથી બેઠા છે. એમનાં માતૃસ્તોત્રો અખંડ ગુંજ્યા કરે છે.

અમે મંદિરની બહાર નીકળ્યાં અને રેતીમાં ચાલતાં સ્નાનઘાટે પહોંચ્યાં. પંડ્યો પોતાની સાથે હાથમાં તુલસીપત્રાદિ લઈ આવ્યો હતો. તે બતાવી અમને સંકલ્પ કરાવવા તૈયાર થયો

'કયો સંકલ્પ ?' મારું મન વિકલ્પે ચડ્યું. 'મારા કરવાના સંકલ્પો તું નહિ કરાવી શકે !' તેને કહેવાનું મન થઈ આવ્યું પણ મેં કેવળ ટૂંકમાં ના પાડી. લેશ પણ રોષ દાખવ્યા વિના તે સંમત થયો અને માત્ર દક્ષિણા માગીઃ દક્ષિણા લઈ તે ચાલતો થયો અને અમારાં કપડાં અને પૈસા સાચવવાની શિખામણ આપતો ગયો ! શું આ તીર્થક્ષેત્રમાં પણ માણસને ચોરી કરવાની જરૂર રહે છે. અને યાત્રીઓને પોતાની સંપત્તિના સ્વામિત્વનો મોહ પણ અવિચળ રહે છે ? એ ગયો અને હું છૂટ્યો. જતાં જતાં દરિયામાં ઊંડે જવાની પણ એ મનાઈ કરતો ગયો અને તદ્દન કમ્મર જેટલા પાણીને ઓળંગી કોરે પગે સામેના ખડક પર જઈ શકાય તેવું હતું છતાં તે તરફ મને જતો જોઈ તેણે તો ચીત્કાર જ કરી મૂક્યો; છતાં હું તો ચાલ્યો જ.

સવારના દસેકનો સુમાર હતો. રેતી ઉપર સૂર્યનાં કિરણ તેમની સવારની સુનેરી ઝાંય તજી તપેલી ચાંદી જેવા વર્ણમાં પથરાતાં હતાં. ઉત્તરે, દક્ષિણે અને પૂર્વે ઉપસાગર, સાગર અને મહાસાગર પથરાયા હતા. મલબાર કિનારાની લીલા રંગની બધી છટાઓ જમીન ઉપરથી ઊતરીને સમુદ્રમાં આવીને સમાઇ હતી અને સમુદ્રનો રાતો ભૂખરો વર્ણ જમીન પર પહોંચી ગયો હતો.

## 'વિવેકાનંદ રૉક'

હાથમાં કેમેરા લઇ એક ધોતિયાભેર હું સ્નાનઘાટને ઓળંગી સામેના ખડક ઉપર પહોંચ્યો. નાનાં છોકરાં પણ જઇ શકે એવા આ ખડક પર જવાની પંડ્યો કેમ ના પાડતો હતો તે મને ન સમજાયું. ઉત્તરમાં એક મોટા ગજરાજ જેવો બીજો ખડક હતો અને તેની આસપાસ તેનાં બચ્ચાં જેવા બીજા ખડકો હતા. આ જ 'વિવેકાનંદ રૉક' સ્વામી વિવેકાનંદ તેમના બે વરસના ભારતપર્યટનમાં અહીં આવેલા ત્યારે દરિયો તરીને આ ખડક ઉપર બેઠેલા. ત્યાં તેમને ભારતમાતાનું દર્શન

થયું. તે ઊઠ્યા અને કન્યાકુમારીના મંદિરમાં જઈ સાષ્ટાંગ પ્રણામ કરી તેમણે ભારતમાતાની આજીવન સેવાનો સંકલ્પ કર્યો. એ ખડક તો દૂર હતો, ત્યાં એકલા તરીને જવા જેટલી આપણામાં હિમ્મત ન હતી, અને દરિયામાં હોડી પણ ન હતી કે જે ત્યાં લઈ જાય; એટલે મેં સ્નાનઘાટની સાંકેના ખડક જેટલે જ્યાંથી જ સંતોષ માન્યો, અને મારી અલ્પ શક્તિ પ્રમાણે ભારતમાતાનું સ્વરૂપ સમજવા પ્રયત્ન કર્યો. મારું એ દર્શન કેવું હતું!

હાથમાં કેમેરા લઈ, પલળેલા ધોતિયાએ વિચિત્ર દેખાવમાં હું ફોટોગ્રાફ લેવાનો વિચાર કરી રહ્યો હતો. સામે પગથિયાં પર મંગળા નહાતી હતી. એકલી એક. એની ગુજરાતની લાલ સાડીમાં એ રક્તબિંદુ, આ ચિત્રના એક પાત્રરૂપે તેમાં સમાઈ જતી હતી. થોડેક ઉપર કન્યાકુમારીના મંદિરના ઊભા લાલ અને સફેદ પટા દેખાતા હતા. બંને બાજૂએ રેતી હતી. અને સૂર્યનાં કિરણ પણ રેતી જેવાં રાતાં હતાં આમ ઉત્તરે અને દક્ષિણે એ સ્નાનઘાટ આગળથી કિનારો સીડીનાં પગથિયાં પેઠે બંને દિશામાં આગળ આગળ વધતો જતો હતો. ચાલ્યા જાઓ, ચાલ્યા જાઓ, આમ ગંગાના મુખ અને આમ સિંધુના મુખ સુધી–સળગતી જામગરી પેઠે દૃષ્ટિ સડસડાટ બંને બાજૂએ પહોંચી ગઈ. અને હજી આગળ, હજી આગળ એશિયા ખંડ, સુમાત્રા અને ફ્રાન્ટ જોસેફને યાદ કરીએ તો આથી નીચે હવે દરિયામાં બીજો કોઈ ભૂભાગ નથી. આ બાજુ પશ્ચિમેઃ આ ત્યાં આફ્રિકાને ! હા, પણ એ અપરિચિત કિનારાઓ એટલી સહેલાઈથી પ્રત્યક્ષ ન થયા

## ભારતનું સુરેખ દર્શન

અહીંથી તો ભારતમાતાના પાણીમાં બોળાયેલા પગના અંગુઠા જેવા આ ખડક ઉપર ઊભા રહી ભારતમાતાનું જે દર્શન વધારે સુરેખ અને સ્પષ્ટ બન્યું. પૃથ્વીની સપાટી ઉપર પથરાયેલી ભૌગોલિક વિશિષ્ટતાઓવાળી હિંદની આકૃતિનું સમગ્ર આકલન

વિશદ રીતે જેટલું અહીંથી કરાય છે તેટલું અન્યત્ર નહિ થતું હોય. જ્યાંસુધી ભૂમિ ઉપર હોઈએ છીએ ત્યાંસુધી તેમાંથી જાતને ઉંચકી દૂર મૂકીને દેશને જોવાની કલ્પના કરવી સહેલી નથી. પશ્ચિમ કિનારે કે પૂર્વ કિનારે સાગરમાં હોઈએ છતાં એ બંને હિંદનાં પાસાં હોઈ બીજું પાસું એટલું દૂર જતું રહે છે કે કિનારાની રેખા સિવાય બીજું કશું ખ્યાલમાં નથી આવતું. માત્ર અહીં, આ દક્ષિણતમ બિંદુએ જમીનથી પચાસેક હાથ દૂરના ખડક ઉપર પણ ઊભા રહેતાં જમીનથી સર્વથા દૂર થઈ ગયાનું ભાન અનુભવી શકાય છે. બંને બાજુએ સરખી રીતે તોળાઇ રહેલો કિનારો નજર આગળ વધતો જાય છે. અને વધતાં વધતાં હિમાલયનાં શિખરો સુધી પહોંચતાં વાર નથી લાગતી.

આ હિંદ, મારી જન્મભૂમિ ! એની અંદર હતો ત્યારે જે નહોતો સમજી શકતો તે હવે સમજી શકું છું. આજે તેના તરફ ખરો ભૌગોલિક ભૌતિક પ્રેમ અનુભવી શકું છું. મારું મકાન જેવી રીતે વહાલું લાગે છે, તેવીજ રીતે આ ભૂમિ મને વ્હાલી લાગે છે. એનાથી ભિન્ન થતાં જ, આંચળેથી વછોડાયલા વાછરડાની પેઠે, એની સાથેના અવિચ્છેદ્ય સંબંધનું ભાન થાય છે. હૃદય પીગળે છે. માતા, આ તારાં ચરણ, ત્યાં આળોટવાનું મન થાય છે. નમો નમઃ ભગવતિ !... અને—હું કૅમેરાની ચાંપ દાબું છું !

પૃથ્વીના પાદાંગુષ્ઠ સદૃશ આ પત્થર ઉપરથી ભારતની જીવતી સમૃદ્ધિ પ્રત્યક્ષ કરતાં હવે મુશ્કેલી પડતી નથી. આમ પશ્ચિમ કિનારે ચાલ્યા જઇએ. મલબાર, કેરળ, કોંકણ, મહારાષ્ટ્ર, ગુજરાત, સિંધ; આમ પૂર્વ કિનારે જઇએ, તામિલનાડ, આંધ્ર, ઓરિસ્સા, બંગાળા; અને આમ સીધી નજર નાખીએ તો કર્ણાટક, મધ્ય પ્રાંત, રાજપૂતાના, વરાડ, સુક્ત પ્રાંતો, પંજાબ અને કાશ્મીર. આ ભિન્ન ભિન્ન અંગોનાં વિશિષ્ટ લક્ષણો જેવાં ઊંચી ગિરિમાળાઓ, સપાટ ગિરિપૃષ્ઠો, ભરચક લીલોતરીના

કિનારાઓ, સુક્કી જમીનો, રેતાળ પ્રદેશો, નજરે દેખાય છે. એ જમીનમાં ઊગતી વનસ્પતિ અને ખેતી નૈઋત્ય અને ઈશાનના પવનોથી ડોલતી દેખાય છે, અને એ બધામાં સ્થળ-સ્થળના વતનીઓ જાણે તે જમીનની જ વિશિષ્ટ પેદાશ હોય તેવા, તેમની ભાષા, તેમના વર્ણ અને તેમની દિનચર્યામાં પ્રત્યક્ષ થાય છે. અને એ બધી ભિન્નતાની પાછળ વ્યાપેલું એક અભિન્ન પ્રાણતત્ત્વ જોઉં છું. પૂર્વમાં ઊઠેલો બુદ્ધિનો ચમકાર, હૃદયનો ઉચ્છ્વાસ, કે કર્તવ્યનું આહ્‌વાન પશ્ચિમમાં પહોંચી જાય છે. પશ્ચિમમાં ઊઠે છે તો પૂર્વમાં પહોંચી જાય છે. હરદ્વારનાં પાણી રામેશ્વર પહોંચે છે અને રામેશ્વરના શંખ કાશ્મીરમાં પૂજનને માટે વપરાય છે. હિંદ એક છે : અભિન્ન છે. ભૌગોલિક ઐક્યવાળા હિંદમાં સાંસ્કારિક ઐક્ય એથી યે વધારે છે. છતાં હજી કંઈક ખૂટે છે શું ખૂટે છે ? એ જવાબ મને અહીં કોણ આપશે ! આર્ય પ્રાણના ફુવારા જેવા સ્વામી વિવેકાનંદને એ જવાબ અહીંથી લાધ્યો હતો. આજે અર્ધી સદી પછી એ જ જવાબ મળે છે. હિન્દનો પ્રાણ દરિદ્ર છે. ત્યાં નારાયણની સ્થાપના કરો. દરિદ્રનારાયણને આરાધી તેમાં નર-નારાયણ પ્રગટાવો. એ પ્રગટીકરણની જડીબુટ્ટી સાગર પારથી તરતી તરતી હિંદમાં આવે છે. આપણી જડીબુટ્ટીઓ મંદ લાગી છે જોઈએ છીએ કે એ નવી જડીબુટ્ટી કેટલી કામ આવે છે

પીઠ તપે છે. અહીંથી વિવેકાનંદ[?] શિલા બહુ દૂર નથી. આ ખડકની નીચે સાગરમાં કૂદવાનું મન થાય છે. અને ઘોડા જેવી ઊંચી ગરદન પર સફેદ ફેનિલ કેશવાળી ઝુલાવતું એક મોજું ધસારો કરીને ખડકના પગમાં અફળાય છે. ના, ના, આ સૌંદર્ય તો નિહાળવા માટે જ છે. વળી કદી સાગરમધ્યમાં જન્મીશું તો એ લહાવ લઈશું. હાલ તો હિંદી મહાસાગર પાસેથી મોજાં ઉછાળવાનો પાઠ ભણવો હોય તેમ અરબી

સમુદ્ર નાનાં નાનાં મોજાં કિનારા પર લઇ આવે છે. તે જ જોઇએ.

અને કાકાસાહેબને કેટલો ઠપકો આપું ? ખડકની પૂર્વ બાજુમાં એક નાનકડો ગોખ છે ત્યાં બેસીને તેઓએ ધ્યાન કર્યું હતું, એમ તેમણે મને, હું એમને પ્રવાસે નીકળતાં પહેલાં મળ્યો ત્યારે કેમ ન કહ્યું ? ખડકને સીધો પાણીમાં ઉતરતો ધારી મેં એ બાજૂ ઝાઝી નજર ન કરી. કેમેરાને ખભે ટીંગાવી નીચે ઉતર્યો. પેલા નીચા રસ્તા પર મોજાંનું કદ વધતું જતું હતું. મારે ઉતાવળ કરવી જોઇએ.

## કન્યાકુમારી શા માટે ?

અમે સ્નાન કરીને ઉપર ચડ્યાં. આ રહ્યો એક મંડપ. નાના ઓટલા ઉપર થોડાક પત્થરના થાંભલા છે અને તે ઉપર નાનું પત્થરનું સપાટ છાપરું છે. અહીં પાર્વતી, લગ્ન માટે વાટ જોઇને બેઠાં હશે. દક્ષિણને રંજાડનાર બાંડાસુરનો ધ્વંસ કરવાને પાર્વતીને કુંવારી કન્યાનું રૂપ લેવું પડ્યું. હિરણ્યકશ્યપની પેઠે એ દાનવે પણ બહુ ચતુરાઇથી વરદાન માગ્યું હતું. હું આથી ન મરું, તેથી ન મરું; પણ કુંવારી કન્યાનું નામ એ ભૂલી ગયો. પાર્વતી કન્યાકુમારી બન્યાં રાક્ષસને હણ્યો. અને શિવની સાથે લગ્નની વાટ જોતાં બેઠાં. લગ્નનું મુહૂર્ત આવ્યું છતાં શિવ ન આવ્યા મુહૂર્ત વીતી ગયું. દેવી ચીડાયાં. લગ્નનાં ચોખા-કંકુ દરિયામાં ફેંકી દીધાં. અને એ જન્મ કુંવારા રહીને જ વીતાવ્યો. પાર્વતીના એ ચોખા હજી પણ દરિયામાંથી મળે છે. સ્ત્રીને પ્રસુતિ એ ચોખા પીવડાવ્યાથી સરળ બને છે, એમ માની પથ્થરના આ ચોખા જેવા કણ, ઘણા લઇ જાય છે. અને કંકુ જેવી રેતી તો અહીં બેશુમાર છે જ.

ઇતિહાસ કહે છે કે, બાંડાસુરે જેવી રીતે અહીંની પ્રજાને હેરાન કરી હતી તેમ આ શાંત, ડાહ્યા, સીમાનું ઉલ્લંઘન ન કરનાર સમુદ્રે પણ ભૂમિને આક્રાન્ત કરવા માંડેલી, તેવે વખતે

દક્ષિણનું આધિપત્ય ભોગવતા પાંચ રાજા પરાન્તકે સમુદ્રને રોક્યો હતો. ક્યાં રોક્યો હતો ? કેવી રીતે રોક્યો હતો ? એ પ્રશ્નોના જવાબ મળતા નથી. આપણે એ ઇતિહાસની અટવીમાં બહુ દૂર નહિ જઈએ.

આ સ્થળ જ કાળને ભૂલાવે તેવું છે. નિઃસીમ સાગર અને નિઃસીમ ભૂમિના આ સંગમસ્થાને એ બે તત્ત્વો સિવાય બીજું બધું ભૂલી જવાય છે. સાગરની ગંભીરતાને અપમાનતાં અહીં વેપારી વહાણો નથી, માછીમારોની હોડકીઓ પણ નથી, જમીન ઉપર મોટું નગર નથી અને ભૂમિ ઉપર અત્યાચાર જેવાં લાગતાં કારખાનાં કે ગોદામો નથી. અક્ષુબ્ધ પ્રગલ્ભ નિર્મળ પ્રકૃતિ, પૃથ્વી અને પાણી અહીં પથરાયાં છે અને તેમના પર ભૂતમાત્રને પ્રસવનાર સવિતા કિરણોની ડાળીઓ ઝૂકાવતા ઝળુંબી રહ્યા છે. વીસમી સદીના આ કાળમાં પણ અહીંથી જગતની આદિમાં સહેલાઇથી પહોંચી જવાય છે. પ્રકૃતિ પણ પરિવર્તન પામે છે એ જાણવા છતાં સૃષ્ટિની અનાદિ અને અનંત દશાનો ઉચ્છ્‌વાસ અહીં લઇ શકાય છે. જાણે આ જોયા જ કરીએ. આ બાજુ ઉછળતાં પાણી અને આ બાજુ ક્રમશઃ આકારાતી ધરતી—જીવનમાં બીજું કશું જાણે હવે જોઇતું નથી. આ નિરાલંબ નિર્વિકાર સ્થિતિ. હૃદયમાં એક પ્રકારનો પ્રસન્ન ઉલ્લાસ રમી રહે છે. આમ ને આમ જ જીવન ચાલ્યું જાય તો ? પ્રથમ દર્શનની આ પ્રસન્નતા આજીવન ટકી રહે તો ?

હિમાલયની ગુફાઓ કે શિખરો જેવું આ સ્થળ પણ ચિરકાળ વસવાટ કરવાને યોગ્ય લાગે છે. પણ બીજા તાંતણાઓ મનને ખેંચી રહ્યા છે. આ પ્રસન્નતા અહીં આવતી કાલે આવા જ પ્રકારે અનુભવાશે કે કેમ ? તેની શંકા છે; છતાં ઇચ્છા થાય છે કે આ ઘડી જીવનવ્યાપક થઈ જાય, અને આ જ દશામાં

પલાંઠી મારીને બેસી જાઉં અને આ જિંદગી પૂરી કરી નાખું. પણ એવો નિરવધિ અક્ષુબ્ધ આનંદ પ્રાકૃત માણસ માટે શક્ય હોઇ શકે? હાલ તો એની વિદાય જ લેવાની રહે છે, એટલે ચિરંલાભ તો એ થયો છે કે જીવનમાં એક ક્ષણે તદ્દન મુક્ત પ્રસન્ન અક્ષુબ્ધ ઉલ્લાસ અનુભવવાનું આ સ્થળે શક્ય બન્યું હતું એ સ્મરણ કદી ભૂલાવાનું નથી. ગમે ત્યાં, ગમે ત્યારે પણ આ સમુદ્ર, આ પૃથ્વી, આ સૂર્ય અને તે વચ્ચેની હૃદયની તે સ્થિતિ સંભારી શકાય છે. મારી યાત્રા સફળ થઇ છે. જીવવા માટે એટલી કાયમની મૂડી મળી ચૂકી છે, એ એક મોટું આશ્વાસન છે.

ચાલો. મોટર ઉપડવાની વેળા થઇ છે. ફરીને દેવીનાં દર્શન કરી લીધાં. પેલા 'સર, મીલ્સ?' પૂછતા બ્રાહ્મણોને ડોકું ધુણાવી ના પાડતાં અમે ધર્મશાળામાં આવ્યાં. અહીંના વિવેકાનંદ પુસ્તકાલયના સંચાલકે ફાળો માગ્યો. તે આપ્યો. એ આર્યસમાજી બંધુ અહીં જામેલા અને ફાવતા જતા ખ્રિસ્તી ધર્મપ્રચારકોની સામે કમર બાંધીને બેઠા છે. મુશ્કેલીઓ પારાવાર છે છતાં શ્રદ્ધાથી ઝૂઝે છે. ગુજરાતનું નામ સાંભળી તેના મનમાં અહોભાવ જાગે છે. અમે ભેગા મળી મહાત્મા ગાંધીનું નામસ્મરણ કરીએ છીએ. ક્વિલોનમાં મિલવાળા અમદાવાદી શેઠ ગિરધરલાલ અહીં દશેક દિવસ રહી ગયા છે અને ગુજરાતીઓની પ્રતિષ્ઠા વધારતા ગયા છે. દક્ષિણના ગુજરાતી વેપારીઓ અહીં વારંવાર આવતા લાગે છે. થોડો વખત અહીં ગાળવામાં પણ મજા આવે તેવું છે. અમે થોડાક કલાક ગાળીને જ અહીંથી નીકળી પડ્યાં. હજી ઘણે દૂર જવાનું છે. ...

તા. ૨૬ : ૪ : ૩૬

એકવીસમું

# મહારાષ્ટ્ર સાહિત્યસંમેલન

## જલગામ

અમદાવાદમાં બારમું ગુજરાતી સાહિત્યસંમેલન ભરાયું લગભગ તે જ અરસામાં એટલે તા. ૧૦-૧૧ મી નવેમ્બરને દિવસે જલગામમાં મહારાષ્ટ્ર સાહિત્યસંમેલનની એકવીસમી બેઠક થઈ. છેલ્લા અધિવેશન સમયે જલગામવાસીઓ તરફથી સંમેલનને આમંત્રણ અપાયા પછી પરિષદસંમેલનવાદના અસંખ્ય ફણગાઓ ફૂટ્યા, અનેક મુશ્કેલીઓ ઊભી થઇ અને સંમેલન જલગામ ભરાય છે કે કેમ તે પણ શંકાસ્પદ થઇ પડ્યું! પરંતુ છેવટ પરિષદે મુખ્ય પાંચ સિવાયના પોતાના બીજા બધા નિયમો તાત્પૂરતા તહકૂબ રાખવાથી સંમેલન જલગામ ભરી શકાયું.

### અધ્યક્ષ

નિયમ પ્રમાણે પરિષદમંડળે પ્રમુખપદ માટે સૂચવેલાં કવિવર્ય શ્રીતાંબે, ભક્તિપરાયણ શ્રી. પાંગારકર, ઇતિહાસાભ્યાસી શ્રી સરદેસાઇ, સાહિત્યભક્ત ને રાષ્ટ્રભક્ત શ્રી. વરેરકર અને પંડિત-કવિ "માધવ જ્યૂલિયન" ઉર્ફે પ્રોફેસર માધવરાવ પટવર્ધન એ પાંચ નામોમાંથી સ્વાગતમંડળે ઘણી મોટી બહુમતીએ છેલ્લાની જ પસંદગી કરી. પ્રોફેસર-અથવા એમને પોતાને

પ્રિય એવો શબ્દ વાપરીએ તો "પ્રાધ્યાપક"-પટવર્ધનની * સાહિત્યસેવા બહુવિધ છે. એમણે મરાઠી સાહિત્યક્ષેત્રમાં પગલાં માંડયાં કવિ તરીકે. એમનાં પહેલાં બે ખંડકાવ્યો એટલાં બધાં જાણીતાં નથી, પરન્તુ ઓમર ખય્યામની રૂબાયતોનું એમણે કરેલું સમશ્લોકી ભાષાન્તર, "દ્રાક્ષકન્યા" અને 'સ્વપ્નરંજન" નામનો ભાવનાગીતોનો એમનો સંગ્રહ વિદ્વત્પ્રિય તેમ જ લોકપ્રિય પણ થયાં છે. બીજી એમની સઘન સાહિત્યસેવા તે એમણે કોઈની પણ મદદ લીધા વિના સ્વપ્રયત્ને જ તૈયાર કરેલો ' ફારસી-મરાઠી કોશ" અને કાવ્યશાસ્ત્રવિષયનો ગ્રંથ "છંદોરચના." આ છેલ્લો ગ્રંથ એકલા મરાઠીમાં જ નહિ પરન્તુ સમસ્ત હિંદી વાઙ્મયમાં અદ્વિતીય ગણાય એવો છે. આ બધું છતાં એમની પસંદગીની વિરુદ્ધ ભરસભામાં વિરોધ કરવાની તૈયારી સુધીના સૂરો કેટલેક સ્થળેથી નિકળ્યા જ! સુભાગ્યે સ્વાગતમંડળે દૂરદર્શીપણું વાપરી પ્રમુખની દરખાસ્ત, ટેકા વગેરે ઔપચારિક બાબતોને તિલાંજલિ આપેલી હોવાથી સંમેલનની બેઠક વખતે કોઈ પણ જાતના ગંભીર દેખાવો થવા પામ્યા નહોતા.

## સ્વાગતાધ્યક્ષ અને તેમનું ભાષણ

સ્વાગતમંડળના પ્રમુખની પસંદગી કરવામાં જલગામે એક પ્રકારની નવીનતા સાધી. મહારાષ્ટ્ર સાહિત્યસંમેલનમાં

---

* પ્રોફેસર માધવરાવ ત્ર્યંબક પટવર્ધન: જન્મ વડોદરા, સને ૧૮૯૪; શાળા-કૉલેજ-શિક્ષણ, વડોદરા; બી. એ. વડોદરા કૉલેજ ૧૯૧૬; એમ. એ. એલ્ફિન્સ્ટન કૉલેજ, મુંબઈ, વિષય અંગ્રેજી અને ફારસી ભાષા-સાહિત્ય ૧૯૧૮; ડેક્કન એજ્યુકેશન સોસાયટી, પૂના, આજન્મ સેવક શિક્ષક-પ્રોફેસર ૧૯૧૮-૧૯૨૫; શિક્ષક ૧૯૨૫-૨૮; રાજારામ કૉલેજ, કોલ્હાપૂર, અંગ્રેજી અને ફારસીના પ્રોફેસર ૧૯૨૮ થી આજ દિન સુધી: અધ્યક્ષ, કવિસંમેલન, નાશિક ૧૯૩૩; અધ્યક્ષ કાવ્યવિભાગ મહારાષ્ટ્ર સાહિત્યસંમેલન, વડોદરા, ૧૯૩૪.

પ્રતિનિધિઓનું સ્વાગત કરવાનું માન આજ સુધી કોઈ પણ સાહિત્યસેવિકાને મળ્યું નહોતું તે જલગામે જાણીતા મરાઠી નવલિકાકાર જલગામનિવાસી સૌ. આનંદીબાઈ શિર્કેને આપ્યું. સૌ. શિર્કે અર્ધ-ગુજરાતી હોવાનો દાવો આપણે કરી શકીએ એમ છીએ. કારણ એમનું પ્રાથમિક શિક્ષણ નવસારીમાં ગુજરાતી મારફત થયું હતું અને એમને પ્રથમ લેખનકાર્ય કરવાની પ્રેરણા પણ "સરસ્વતીચંદ્ર" માંથી મળી હતી એ નોંધવા જેવું છે.

પ્રતિનિધિઓનું સ્વાગત કરતાં એમણે પૌરાણિક કાળથી માંડી ઐતિહાસિક કાળ સુધીનું ખાનદેશનું ગતગૌરવ વર્ણવ્યું અને પછી ખાનદેશની સાહિત્યસેવા તરફ વળતાં ખાનદેશસ્થ સદેહ અને વિદેહ સાક્ષરો, કવિઓ અને લેખકોનો અને તેમની કૃતિઓનો તેમણે વિગતવાર ઉલ્લેખ કર્યો. તેમાં જલગામવાસી એક ગુજરાતી દંપતીનો પણ સમાવેશ કર્યો એ વિશેષ. ત્યાર પછી તેમણે ખાનદેશની પ્રાંતિક બોલી અહિરાણી વિશે પોતાના વિચારો વ્યક્ત કર્યા. ખાનદેશ એક સમયે અહિર અથવા આભીર વંશના ક્ષત્રિય રાજાઓના તાબામાં હતો. તે વખતે અહિર-વંશની બ્રાહ્મણ, ગોવાળ, સોની વગેરે જાતિઓ અહીં વસતી હતી. આ સર્વ અહિરોની બોલી તે અહિરાણી. આજે પણ એ બોલી પૂર્વ અને પશ્ચિમ ખાનદેશમાં થોડેઘણે અંશે બોલાય છે. પરન્તુ શિક્ષણનો વધુ ને વધુ પ્રચાર થતાં એ બોલનારાની સંખ્યા દિવસે ને દિવસે ઓછી થઈ ગ્રંથસ્થ મરાઠીનો જ પ્રચાર વધતો જાય છે. આ અહિરાણીના પર ગુજરાતીની અસર સ્પષ્ટ દેખાઈ આવતી હોવાથી ડૉ. ગ્રિયર્સન એને ગુજરાતીની જ એક ઉપશાખા ગણે છે. ડૉ. ભાંડારકરને મતે ગુજરાતના પશ્ચિમ કિનારા તરફ રહેનાર આભીર લોકો જે આભીરી ભાષા બોલતા અને જેનો ઉલ્લેખ પ્રાકૃત વૈયાકરણીઓએ પણ કર્યો છે તેના પરથી જ અહિરાણી ઉત્પન્ન થઈ છે. આ મુદ્દો સમેટતાં પ્રાંતિક ભાષાની વિશેષતાઓનો સમૂળગો નાશ કરતાં તેની

અણમોલ શબ્દસંપત્તિ, વાક્યપ્રયોગો, કહેવતો વગેરે પચાવી, તેનો સમાવેશ મૂળભાષામાં કરી લેવાની તેમણે જે સૂચના કરી તે આપણે ત્યાં પણ સ્વીકારવા જેવી છે. ગયા યુરોપીય યુદ્ધ પછી સમાજના આચારવિચારમાં થયેલી ક્રાંતિએ ગયા ૧૫-૨૦ વર્ષના મરાઠી સાહિત્યમાં ઉપજાવેલી અસરનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું કે નવમતવાદીઓના વિચાર નવીન અને બંડખોર લાગે છતાં તેનાથી ગભરાઈ જવાની જરૂર નથી. આ વાદના મંથનમાંથી જે સારરૂપ નવનીત નિપજશે તે છેવટ સમાજ અને સાહિત્ય બેઉને હિતકર જ નિવડવા સંભવ છે. એમણે પોતે જે સાહિત્યપ્રકારનું વિપુલ લેખન કર્યું છે તે નવલિકા તરફ વળતાં તેમણે કહ્યું કે જેમ કાવ્યશાસ્ત્ર અને વૃત્તદર્પણ વાંચી કવિ થઈ શકાય નહિ તેમ માત્ર નવલિકાના તંત્ર (technic) નો અભ્યાસ કરી ઉત્કૃષ્ટ નવલિકાકાર બની શકાય નહિ. નવલિકાલેખકમાં પોતાનામાં ઊંડી સહાનુભૂતિ, વ્યક્તિ અને પ્રસંગોનું સૂક્ષ્મ અવલોકન, જગતના સારાનરસા અનેક અનુભવો, સંવેદના અને કલ્પનાશક્તિ—આટલાની ખાસ આવશ્યકતા છે. એ હોય તો પછી તંત્રનો પરિચય તેને મદદ કરી શકે ખરો, પરન્તુ માત્ર તંત્રના પાયા પર રચેલી નવલિકા-મહેલી ઝાઝો વખત ટકી શકે નહિ. રશિયન સાહિત્યની અસર વિશે એમણે દર્શાવેલા વિચારો આપણને પણ માર્ગદર્શક જણાશે. કેટલાક પ્રગતિશીલ ગણાતા લેખકો પારકા સમાજને વિશે પોતે વાંચેલા વિચારો, ભાવનાઓ અને પ્રસંગો ઉછીના આણી, તેને દેશી રંગના લપેડા ચોપડી પોતે ભારતીય જીવનનાં મૌલિક ચિત્રો સરજે છે એવો મિથ્યા ભ્રમ સેવે છે. ખરું જોતાં કલાકૃતિના મૂળમાં અનુભવનું સિંચન હોવું જોઈએ. એ અનુભવ સ્વાનુભવ હોય કે પરાનુભવ પણ હોઈ શકે, પણ જો તે પરાનુભવ હોય તો કલ્પના અને સહાનુભૂતિની મદદ વડે તે આત્મસાત્ થયેલો હોવો જોઈએ.

## અધ્યક્ષનું ભાષણ

પ્રમુખ પ્રો. માધવરાવ પટવર્ધને કરેલી આધુનિક મરાઠી સાહિત્ય વિશેની ટીકા આપણા આજના ગુજરાતી સાહિત્યને પણ લાગુ પડી શકે એમ છે. એમને મતે વર્તમાન સાહિત્ય ભલે સુલલિત દેખાતું હોય તો પણ એકંદરે તે સંકુચિત-દૃષ્ટિનું, છાલકું અને દૂબળું છે અને તેથી શાળાકૉલેજમાં ભણતાં કુમારકુમારીઓ અને યુવકયુવતીઓ અને જેમનો ફાલતુ સમય બીજી કોઈ રીતે પસાર થઇ શકતો નથી એવા પ્રવાસીઓ અને ગૃહિણીઓ એમના સિવાયના પ્રૌઢ, ઉદ્યોગી અને સુશિક્ષિત લોકો સાહિત્યનું સેવન કરતાં ક્વચિત જ દૃષ્ટિએ પડે છે. સામાન્ય લોકોને ભક્તસાહિત્ય વિશે જે પ્રેમ ઉભરાય છે તે તેમને આધુનિક સાહિત્ય લૌકિક છતાં પણ તેને વિશે જણાતો નથી. શૃંગાર એ ભલે આદ્યરસ હોય પરન્તુ નિરંતર તેનું જ ચિંતન કર્યા કરવું એ કામકીટોનું લક્ષણ છે. પરાક્રમી માણસનો શૃંગાર ગૌરવવંતો હોય છે, તે પ્રશંસનીય પણ છે; પરન્તુ દુર્બલોની શૃંગારલોલુપતા માત્ર દયાજનક છે

પરન્તુ વર્તમાન સાહિત્યનાં વહેણોને તપાસી તેનાં સરવૈયાં કાઢવાનો સંમેલનપ્રમુખોનો જાણીતો રિવાજ એમણે બાજુએ મૂકી ભાષાના સ્વરૂપ વિશે જ મોટે ભાગે ચર્ચા કરી. આ વિષય પરત્વે એમના પોતાના વિચારો છેલ્લાં બેત્રણ વર્ષો થયાં ખૂબ જ જાણીતા છે. "હાલ થાય છે તે જ પ્રમાણે અંગ્રેજી શબ્દોનું અને વાક્યરચનાનું આપણી ભાષામાં સતત મિશ્રણ ચાલુ રહ્યું ... તો કાળે કરીને તેનું સ્વરૂપ પલટાઇ એવું થઇ જશે કે તેને અંગ્રેજીથી જુદું પાડવું પણ અશક્ય બનશે અને ત્યારે મૂળ સ્વરૂપનું નામનિશાન નહિ રહે." આ ઉક્તિમાં દર્શાવાતી સ્વ વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરની ભૂમિકાથી એમની પોતાની ભૂમિકા શી રીતે નિરાળી છે તે એમણે વિસ્તારથી બતાવ્યું એમને મતે જે ક્રાંતિ આપણે પોતે હેતુપૂર્વક,

જેણુભૂજને; અગળપાછળનો વિચાર કરીને, કરીએ છીએ તેનાથી આપણું બાહ્ય રૂપ ગમે તેટલું બદલાતું હોય છતાં આપણું પોતાપણું તેનાથી નષ્ટ થતું નથી; ઊલટું એ વધુ પ્રભાવશાળી જ બને છે. પરન્તુ જે ક્રાન્તિ આપણે પોતે નિર્માણ કરતા નથી, પણ જે, બીજાઓએ કરેલી, આપણી બેકાળજીને લીધે આપણે સ્વીકારી લઈએ છીએ તે આપણી અસ્મિતાનો નાશ કર્યા સિવાય રહેતી નથી. આવી ક્રાન્તિ કીડીને વેગે થતી હોય તો પણ વિચારવંતોએ તેને અનિષ્ટ ગણી તેનો વિરોધ જ કરવો જોઈએ. ભાષામાં શબ્દોની લેવડદેવડ અનિવાર્ય છે એ તેઓ સ્વીકારે છે; પરન્તુ પરભાષાના શબ્દોને આપણે આપણી વિપરીત અને અભિમાનશૂન્ય મનોવૃત્તિને લીધે આપણી ભાષામાં ચઢિયાતો દરજ્જો આપી તેનું બહુમાન કરીએ છીએ તેનો તેમણે સખત વિરોધ કર્યો હતો. પરદેશી શબ્દોના બોજા નીચે કેટલાક મરાઠી શબ્દો અને વાક્યપ્રયોગો કચડાઈ મૃત્યુ પામ્યા છે અને બીજા કેટલાકના પ્રાણ કંઠે આવ્યા છે તે એમને સાલે છે. પરધર્મીઓમાંથી પણ જેઓ જેઓ મરાઠીને પોતાની સ્વભાષા ગણે છે તેમને તેમને મરાઠી ભાષાનું સ્વરૂપ નિશ્ચિત કરવાનો અધિકાર હિન્દુ મહારાષ્ટ્રીઓના જેટલો જ એમને મતે છે. પરન્તુ જેઓ મહારાષ્ટ્રમાં રહેતા હોવા છતાં જેમને મરાઠી વિશે પોતાપણું લાગતું નથી, જેમને પોતાના હિતસંબંધ અન્ય મહારાષ્ટ્રીઓથી ભિન્ન હોય એમ લાગે છે, જેમની સહાનુભૂતિનો પવન માત્ર મહારાષ્ટ્રની બહાર નહિ પરન્તુ હિન્દુસ્થાનની પણ બહાર એક વિશિષ્ટ ખૂણામાં જ વહે છે તેમને મરાઠી ભાષા અને સંસ્કૃતિને લગતી ચળવળમાં જરાયે દખલ કરવાનો અધિકાર નથી એમ એમણે જણાવ્યું હતું. ટૂંકમાં એમની ભૂમિકા ઇસ્લામી સંસ્કૃતિ-વિરોધીની કે હિન્દુ મહાસભાવાદીની છે એ તેઓ પોતે નાકબૂલ કરવા તત્પર જણાય તો યે એ કોઈને યે સ્પષ્ટપણે દેખાય એમ છે.

ભાષાશુદ્ધિ વિશે સ્વ. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરની "નિબંધમાલા" માંથી મુદ્દાઓ લઈ એમણે વિસ્તૃત ચર્ચા કરી. ભાષાશુદ્ધિ તો સ્વ. વિષ્ણુશાસ્ત્રીને પણ કરવી હતી, પરન્તુ તેમને પરદેશી શબ્દો કરતાં વિશેષે કરીને પરદેશી વાક્યરચના જ વધુ ખૂંચતી હતી. પ્રો. પટવર્ધનને મતે પરદેશી વાક્યરચના અવારનવાર કદાચ ચલાવી લેવાય, પરન્તુ પરદેશી શબ્દોને તો ભાષામાં પ્રવેશ કેમે કરીને ન જ મળવો જોઈએ. આપણી ઉદાસીનતાને લીધે ભૂતકાળમાં જે પરદેશી શબ્દો ભાષામાં ઘૂસી ઘર કરી બેઠા છે તેમને પણ કાનપટ્ટી પકડી એક પછી એક બહાર કાઢવા જોઈએ !

આ બનવું કેટલે દરજ્જે શક્ય અને ઈષ્ટ છે એ વાત વિવાદાસ્પદ છે. ભાષાને ઘડનાર જે અનેક બળો કાર્ય કરી રહ્યાં હોય છે તેમાં સૌથી પ્રધાન અંશે લોકસમૂહ અને કંઈક ગૌણ અંશે મહાન સાહિત્યસ્વામીઓ છે: આ મહાન લેખકો પોતે ઘડેલા અમુક નવીન શબ્દોને માન્યતા અપાવી ભાષામાં તેને દાખલ કરી શકે, પરન્તુ પરદેશી શબ્દોનો શબ્દકોશમાંથી મહાંતર બહિષ્કાર તે શી રીતે કરી શકે ? જ્યારે જ્યારે કોઈ પણ બે પ્રજા કે સંસ્કૃતિ એકબીજાના સંસર્ગમાં આવે છે ત્યારે ત્યારે સરળ ને અર્થવાહી-ખાસ કરીને જેની ઊણપ સ્વભાષામાં જણાતી હોય એવા-શબ્દોની લેવડદેવડ થયા સિવાય રહેતી જ નથી. આ કાયપ્રવાહ કુદરતના કાયદા પેઠે કોઈ પણ એક વ્યક્તિએ એ તરફ વિશેષ લક્ષ આપ્યા સિવાય, સ્વયં સતત ચાલુ જ રહે છે. તેની આડે પંડિતોના ફતવાના બંધ ગમે તેવા બળવાન રચાય તો યે તેનું પૂર ધસમસતું આગળ ને આગળ જ વધ્યું જાય છે. કૃત્રિમ ઉપાયોથી કોઈક મહાન સાહિત્યસ્રષ્ટા ભાષાના શબ્દભંડોળ પર અસર કરી શકે પરન્તુ કોઈ પણ સંજોગોમાં તે બહિષ્કારાત્મક નહીં તો ન્યૂન જ રહેવાની. પ્રો. પટવર્ધન પૂછે છે કે પરભાષામાંથી મરાઠીમાં

આવેલા શબ્દોમાંથી ખરેખર એવા કેટલા શબ્દો છે કે જેનું કાર્ય મરાઠીમાંના અસલ, સ્વદેશી શબ્દોથી થઈ શક્યું ન હોત ? પરન્તુ એમને સામો પ્રશ્ન એમ પૂછી શકાય કે કોઇ પણ ભાષામાં ખરેખર પર્યાયવાચક કે સમાનાર્થી શબ્દો કેટલા હશે ? એક શબ્દથી સૂચવાતો અર્થ તેના "કહેવાતા" પર્યાયથી પૂર્ણપણે વ્યક્ત કરી શકાય છે ખરો ? અને એમ માની લઇએ કે ઘણાં ઉદાહરણોમાં એ શક્ય છે તો પણ ભાષાના શબ્દકોશમાં જેમ વધુ શબ્દો હોય તેમ વધુ ઠીક નહિ ? * અંગ્રેજી ભાષાનો શબ્દસંગ્રહ આટલો બધો સમૃદ્ધ શાથી થયો વારુ ? પરદેશી માલ પર તેમણે ભલે બહિષ્કાર પુકાર્યો હશે પરન્તુ પરદેશી શબ્દો સાથે તો તેમણે છુટા વ્યાપારની જ નીતિ શું હમેશાં અખત્યાર નથી કરી ?+ કોઇ પણ ભાષામાંથી છેક ઐતિહાસિક અને પ્રાક્-ઐતિહાસિક કાળથી માંડી આજ સુધીના આવેલા બધાને પરદેશીસમ અને પરદેશીભવ શબ્દો તરીકે કાઢી નાંખીએ તો પછી મૂળના એવા શબ્દો સામાન્ય દૈનિક વ્યવહાર ઉપરાંત સાહિત્યસંસાર ખેડવામાં કેટલે દરજ્જે ઉપયોગી થઇ પડે ? અને મૂળ શોધતાં શોધતાં ક્યાંએક સુધી ઊંડા જવું ? !

---

* સમાનાર્થી એકથી વધુ શબ્દોની પસંદગી ને પલટણ લેખક-સરસ્વતીની તહેનાતી સ્વીકારતા સદાસર્વદા સજ્જ ઊભા હોય તો ભાષાશુદ્ધ બોલવા તેને વધુ સુલભ ન બને ? અને ગદ્યલેખક કરતાં જેને અર્થ અને ભાવના, સૂક્ષ્મ છટા અને ધ્વનિ વ્યક્ત કરવાં છે તે પદ્ય-લેખકનો માર્ગ વધુ સુગમ ન બને ?

+ અંગ્રેજ આદ્ય કવિ ચૉસરને ઉદ્દેશી બીજા એક કવિએ લખેલી, "Thou, well of English undefiled," એ પંક્તિ ટાંકી પ્રો. પટવર્ધન પૂછે છે કે આ વાંચી કેમ અહીં કોઇનો પિત્તો ઉછળતો નથી ? પરન્તુ એ જ ચૉસરે પરભાષાના અને ખાસ કરીને ફ્રેંચ ભાષાના અસંખ્ય શબ્દો વાપર્યા છે ને કેટલાકનું અંગ્રેજીકરણ કર્યું છે, એ અંગ્રેજી ભાષાસાહિત્યના અધ્યાપકસાહેબ કેમ ભૂલી જાય છે ?.

પરન્તુ પ્રોફેસરસાહેબે પોતાના ભાષણને છેડે સ્પષ્ટ કર્યું છે તેમ આ એમની ભાષાશુદ્ધિની ચળવળ સ્વત્વસંરક્ષણની અને સ્વત્વસંવર્ધનની છે. પરકીય શબ્દોનો બહિષ્કાર એ સ્વકીય શબ્દોની સ્મૃતિ તાજી રહે એટલા માટે યોજાયેલું એક સાધન જ છે. તે સાધન કદી જ ન હોઈ શકે, એમને મતે પરકીય શબ્દોના બહિષ્કારની પ્રવૃત્તિ શુદ્ધ મરાઠી શબ્દોની શુદ્ધિ અને પુનર્જીવન માટે જ છે. આ પ્રકારની ચળવળ કંઇ છેક જ નવીન નથી. યુરોપમાં જર્મન, બોહેમિયન અને અર્વાચીન ગ્રીક ભાષામાં આવી જ ભાષાશુદ્ધિની પ્રવૃત્તિ થઈ હતી. મરાઠીમાં રૂઢ થયેલા પરકીય શબ્દોએ સમાનાર્થી મરાઠી શબ્દોને ગુંગળાવી મારી નાંખ્યા છે એ એમના મતના સમર્થનમાં એમણે મરાઠી ભાષાના પ્રથમ પંક્તિના લેખક શ્રી નરસિંહ ચિંતામણ કેળકરકૃત લોકમાન્ય ટિળકના ચરિત્રમાંથી 'ટિળક પહેલાંનું મહારાષ્ટ્ર' એ પ્રકરણનો ઉલ્લેખ કર્યો હતો. એ લગભગ ૪૬ પાનાના પ્રકરણમાંથી આશરે ૭૦–૭૫ ફારસી અરબ્બી શબ્દો વીણી કાઢી, તેની જગ્યાએ શુદ્ધ (પ્રો. પટવર્ધન અહીં 'શુદ્ધ' શબ્દ વધુ પસંદ કરશે!) મરાઠી શબ્દો કયા કયા વાપરી શકાયા હોત તે એમણે બતાવવાનો પ્રયત્ન કર્યો છે. એમને મતે આ શુદ્ધ મરાઠી શબ્દોની અવગણના નરસોપંત જેવા કમાયલા, રસિક અને ભાષાસૌષ્ઠવ પ્રત્યે લક્ષ દેનારા સાહિત્યસ્વામીને હાથે થાય છે એ જ દર્શાવે છે કે પરકીય શબ્દો કેટલા પ્રબલ બન્યા છે અને તેમણે કેટલી હદ સુધી મરાઠી પર પસારો કર્યો છે. પ્રો. પટવર્ધનને મતે સ્વકીય મરાઠી શબ્દોની વિસ્મૃતિ થાય એનું નામ જ મૃત્યુ!

એકંદરે પ્રો. પટવર્ધનનું સ્વભાષાભિમાન અભિનંદનીય છે પરન્તુ છેક જ ઐકાન્તિક ભૂમિકા ગ્રહણ કરવાથી તે કેટલું હાસ્યાસ્પદ નિવડે છે તે પ્રત્યે આપણે ત્યાં 'બાંડભટ'ના લેખકે ક્યારનો યે અંગુલીનિર્દેશ કર્યો છે. 'જમીન', 'વ', 'જરૂર'

'મદત,' 'શહર,' 'હજાર,' 'શરૂઆત,' 'શિવાય,' ''કાયમ,' 'તયાર,' 'નફા,' 'નુકશાન,' વગેરે મૂળના પરદેશી પરન્તુ હવે આપણી ભૂમિમાં ઊંડાં મૂળ ઘાલેલા અને દેશી તરીકે જ ઓળખાતા, domiciled subjects જેવા શબ્દોનો બહિષ્કાર કરવાની ઝુંબેશ કોઈક સાદી સમજ સુદ્ધા ગુમાવી બેઠેલો પ્રચારાંધ જ કરી શકે. પ્રો. પટવર્ધનના સમગ્ર કથનમાં રહેલો સત્યાંશ એટલો જ કે જરૂરી ને બિન-જરૂરી હરેક પ્રસંગે આપણા લેખકો પરભાષાના શબ્દો ને વાક્યરચના એ વધુ રુઆબદાર લાગે માટે અથવા બીજા કોઈક કારણે વાપર્યે જાય છે ( અને આનું સચોટ ઉદાહરણ "પ્રતિભા" નામના અગ્રગણ્ય માસિકમાં તાજેતરમાં જ પ્રગટ થયેલી 'લીના' નામની નવલિકામાંથી એમણે પૂરું પાડયું હતું ) એ રીતે ચાલુ રહે તો ભાષાનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઝાઝો વખત ટકી શકે નહિ. આને વિશે બે મત કોઇને જ ન હોઈ શકે, પરન્તુ "માધવ જ્યુલિયન" જેવા રસિક કવિ ને ભાષામર્મજ્ઞ હિન્દુ-મહાસભાવાદી મતપ્રચારકનો વેશ લે અને પોતાને જ હાથે દસ-બાર વર્ષ પૂર્વે પોતાનાં કાવ્યોમાં વપરાયેલા ભારોભાર અરબ્બી-ફારસી શબ્દો હવે આજે મૂળમાંથી ઉખેડી કાઢી, તેને સ્થાને 'શુદ્ધ' મરાઠી શબ્દોની યોજના કરી એ કાવ્યોનું પુનઃ સંસ્કરણ કરવા પ્રેરાય એને ભાષાદષ્ટિએ શાસ્ત્રશુદ્ધ અને આવકારલાયક કોણ ગણી શકે ?

ધર્મ, ભાષા અને દેશ એ સમાજનાં એકબીજા સાથે સંબંધ ધરાવતાં અંગો હોવાથી પ્રો. પટવર્ધને મહારાષ્ટ્રીય સમાજની સૂક્ષ્મ ચિકિત્સા કરી, તેની મનોવૃત્તિના કેટલાક મુખ્ય દોષો પણ નિર્ભયપણે બતાવ્યા. તેમાં મોટાઈની ખુમારી એ સૌથી આગળ પડતો દોષ એમણે ગણાવ્યો. મરાઠા વીરોએ રાજ્ય સ્થાપ્યું ને પરાક્રમ ગજાવ્યાં; પરન્તુ તેનું આજે શું ? પૂર્વજોની સ્મૃતિના કેફમાં ચકચૂર રહેવાથી મહારાષ્ટ્રીઓનું

આજે અનહદ નુકશાન થાય છે. આ ઉન્માદ–અવસ્થામાં પરપ્રાંતીયો વિષે તેમના મુખમાંથી તુચ્છતાવાચક પ્રલાપો નીકળે એ સ્વાભાવિક રીતે જ પરપ્રાંતીઓનાં મને દુઃખદાયી છે. પ્રત્યેક પ્રાંતમાં કંઈક ને કંઈક વિશિષ્ટ ગુણો હોય છે; પરન્તુ એ તરફ દુર્લક્ષ કરવાથી આપણી પોતાની જ પ્રગતિનો માર્ગ વિકટ બને છે. એ આપણા પડોશી અને દેશબાંધવો જ હોવાથી તેમની ન્યાય્ય આકાંક્ષા વિષે સક્રિય સહાનુભૂતિ વ્યક્ત કરી, તેમની સાથે મિત્રભાવે રહ્યા સિવાય આપણી પોતાની ઉન્નતિ સુગમ થનાર નથી. એમને મતે સંકુચિત દૃષ્ટિનો દોષ પણ મહારાષ્ટ્રીઓમાં છે. ભાષા અને સાહિત્યના ક્ષેત્રમાંનો આ દૃષ્ટિસંકોચ તે આપણા ઐક્ય અને ઉન્નતિની આડે આવે છે. આ દૃષ્ટિસંકોચને લીધે જ સાહિત્યનું સર્જન કરતી વખતે મુઠ્ઠીભર અંગ્રેજી ભણેલા લોકોની નીચેના થરમાં જે પ્રચંડ મરાઠી લોકસમૂહ વસે છે તેની વિસ્મૃતિ થાય છે અને તેને પણ રીઝવે–જાગૃત કરે એવું લોકભોગ્ય સાહિત્ય પેદા કરવા તરફ લેખકોની પ્રવૃત્તિ જણાતી નથી. થોડોક પરિશ્રમ વેઠવો પડે તો તે વેઠીને પણ આમવર્ગને સમજાય અને પોતાની લાગે એવી સાદી અને સરળ ભાષા વાપરવી જોઇએ. આ બાબતમાં મહારાષ્ટ્ર અને ગુજરાતી સાહિત્યસંમેલનના પ્રમુખોએ એક જ સૂર કાઢ્યા છે એ નોંધવા જેવું છે.

### ઠરાવો

પ્રમુખના ભાષણ વિશે આટલો વિસ્તાર કર્યા પછી સંમેલનનાં બીજાં અંગો વિષે મારે ઝાઝું કહેવાનું રહેતું નથી. આ એકવીસમા અધિવેશનનું સૌથી મહત્ત્વનું કાર્ય તે વર્ષો સુધી લંબાયલા પરિષદ–સંમેલનવાદનો અહીં જ આવેલો નિવેડો. બંધારણ–મંડળે સૂચવેલા આસરે સોએક નિયમોમાંથી અઠ્ઠાણું વિષે સૌ કોઇ જ એકમત થઇ શક્યા એ વાદપ્રિય મહારાષ્ટ્રને માટે કંઈ ન્હાનીસૂની વાત ન ગણાય! અને જે બે નિયમો

વિશે સંમેલનની વિષયવિચારિણી સભામાં મતભેદ જણાયો તે ( પ્રથમઃ પરિષદનું કેન્દ્ર હાલ છે તેમ પૂના જ રાખવું કે ક્રમાનુસાર પૂના, મુંબઇ અને નાગપુર બદલવું; અને બીજોઃ પરિષદ તરફથી પ્રસિદ્ધ થતી પત્રિકાનું ધોરણ તંત્રીના માર્ગસૂચન માટે સ્પષ્ટ કરવું કે હાલ છે તેમ તેને બેલગામ જ રહેવા દેવો. ) પણ તીવ્ર વિરોધ હોવા છતાં બહુમતીએ પસાર થયા.

સંમેલનમાં પસાર થયેલા બીજા ઠરાવોમાંથી મુખ્યત્વે શ્રી. કાકાસાહેબ કાલેલકરના ઠરાવનો ઉલ્લેખ કરવો જોઇએ. એ ઠરાવમાં કાકાસાહેબે તડજોડીનો મધ્યસ્થ માર્ગ ગ્રહણ કર્યો હતો. તેમાં મરાઠી ભાષામાંના પરદેશી શબ્દોના, શુદ્ધ મરાઠી શબ્દોની જગ્યાએ વર્તમાનમાં પ્રવેશ શોધતા નવીન પરદેશી શબ્દો અને ભૂતકાળમાં પ્રવેશ પામી ચૂકેલા અને આજે રૂઢ થઇ મરાઠી જ બનેલા મૂળના પરદેશી શબ્દોઃ એમ બે વિભાગ કરી એમાંથી પહેલા વર્ગનો બહિષ્કાર માન્ય અને બીજાનો અમાન્ય–એવી કંઈક નીતિ કાકાસાહેબે તત્ત્વનિષ્ઠા કરતાં વધુ સંજોગવશાત્ ગ્રહણ કરેલી જણાતી હતી. ખુદ પ્રમુખસાહેબનો આ પ્રશ્ન વિશેનો મત જગજાહેર હોવાથી આ ઠરાવ એમનો નિંદ્યાત્મક છે એમ ઘણાને લાગતું સ્વાભાવિક હતું, પરન્તુ ઠરાવ લાવવામાં પોતાનો એવો કોઇ પણ ગુપ્ત હેતુ નથી અને ઠરાવ પાસ-નાપાસ થયે એમને કોઈ પણ જાતનો હર્ષશોક થનાર નથી એવો ખુલાસો એમણે પ્રથમ જ કરી દીધો. આ ઠરાવ પરની ચર્ચા વખતે વાતાવરણ અત્યંત તીવ્ર બન્યું, કંઇક અંશે પ્રાંતિક અને ધાર્મિક અસહિષ્ણુતાની પણ ઝાંખી થઇ; પરન્તુ એકંદરે આ વાદવિવાદની કક્ષા ઘણી ઉચ્ચ પ્રતિના હતી એમ તો કબૂલ કરવું જ જોઇએ. નાગપૂરના પ્રોફેસર પેંડસેએ જૂનાનવા સૌ પરદેશી શબ્દોને એક જ લાકડીએ હાંકી કાઢવા જોઇએ એવા અર્થનો સુધારો મૂક્યો અને મત લેવાતાં તેને થોડીક બહુમતી મળી. પરન્તુ વ્યક્તિશઃ મતગણત્રીની માગણી થતાં સભામાં

કોલાહલ મચી રહ્યો અને સામ્રાજ્યોનાં ભવિષ્ય જાણે ત્રાજવામાં તોળાતાં હોય એમ સૌને લાગવા માંડ્યું; પરન્તુ ઠરાવ વિશે પોતાને પ્રથમથી જ આગ્રહ ન હોવાથી ઠરાવ મૂકનાર અને સુધારો સૂચવનાર બન્નેની સંમતિથી ઠરાવ પડતો મુકાયો બીજા ઠરાવો મોટે ભાગે સામાન્ય વહીવટના અને સર્વમાન્ય હોવાથી પ્રમુખસાહેબે સ્વસ્થાનેથી જ મૂક્યા અને તેના પર વધુ ચર્ચા પણ થઇ નહિ.

## નિબંધચર્ચા

પ્રમુખનાં ભાષણો અને ઠરાવની ચર્ચામાંથી બચેલા સમયમાં કેટલાક નિબંધોનું વાચન અને તે પર ચર્ચા થયાં. તેમાં મુખ્યત્વે નાગપુરના કવિ શ્રી. અનિલ દેશપાંડેએ વાંચેલા "મુક્તછંદ" વિશેનાં નિબંધનો ઉલ્લેખ કરવો આવશ્યક છે આ વિશેનાં એમનાં પોતાનાં મનન અને અભ્યાસ ઘણાં તલસ્પર્શી અને વિસ્તૃત જણાતાં હતાં. ખંડકાવ્યને યોગ્ય છંદ શોધી મરાઠીમાં વાપરવાનો તેમણે જ પ્રથમ પ્રયત્ન કર્યો છે, પરન્તુ આપણે ત્યાં એ પ્રયત્ન અને તેની સર્વાંગી શાસ્ત્રીય ચર્ચા આજથી આસરે એક વીસી અગાઉ થઇ ગયેલી હોવાથી આપણને પોતાને આકર્ષક એવું એમાં ઘણું થોડું હતું. બીજા નિબંધો "કલા અને જીવન", "જીવન અને સાહિત્ય" "કલા અને નીતિ" અને "નવમતવાદ" વિશે હતા; પરન્તુ નિબંધવાચન, ખાસ કરીને એ નિબંધોમાં પિષ્ટપેષણ જ હોય છે ત્યારે, આપણે ત્યાંની પેઠે અહીં પણ કંટાળાભર્યું જ માલૂમ પડે છે.

### કાવ્યગાયન

સંમેલનને અંગે યોજાયલા ઇતર કાર્યક્રમમાં સૌથી વધુ આકર્ષક કાવ્યગાયન હતું. તે વખતે પ્રમુખસાહેબે પોતાનું સ્થાન જાણીતા વિનોદી કવિ શ્રી. પ્રહલાદ કેશવ અત્રેને સુપરત કરી પોતાનો બોજો હળવો કર્યો. એમાં નામાંકિત કવિઓ:

શ્રી. અનિલ દેશપાંડે, શ્રી ગિરીશ, પ્રો. પટવર્ધન, શ્રી. અત્રે અને વિશેષે કરીને જેમનો ઉલ્લેખ થવો જોઈએ તે-ડૉ. કેતકર (કારણ કે એ અત્યંત સ્વતંત્ર બુદ્ધિના મરાઠી વિદ્વાન, કવિ પણ છે એ મારી પેઠે બીજા ઘણાઓએ ત્યારે પહેલી જ વખત જાણ્યું.) એમનાં કાવ્યગાયન થયાં. શ્રી આપ્પા પેંડસેએ કોઈક બીજાની લખેલી નીચેની લીટીઓ ગાઈને સાર્વત્રિક હાસ્ય અને આત્યન્તિક ટીકા કેળવ્યાં.

हा देश माझा, हा धर्म माझा !
ही आई माझी, हा बाप माझा।
विचार पडतो परि या मनाला,
' ही पत्नि माझी ' म्हणूं मी कुणाला ?

આ કાવ્યગાયન–સમારંભમાં શ્રી. અત્રેની સમયસૂચકતા અને કુશાગ્રબુદ્ધિનું ઉદાહરણ જોવા મળ્યું. એક બિચારો શિક્ષક-કવિ પોતાનું "ટ્રેઈલોગ" વિશેનું કાવ્ય ગાવા વ્યાસપીઠ પર ઉપસ્થિત થયો. પરન્તુ તે જ કાવ્ય આગલા દિવસની રાત્રિની સભામાં ગવાઈ ગયેલું હોવાથી શ્રોતાઓ તે ફરીથી સાંભળવા તૈયાર નહોતા. અને તેની સામે વિરોધદર્શક ઉદ્‌ગારો નીકળવા માંડ્યા. એટલે તરત જ શ્રી. અત્રેએ ઉભા થઈ "કાવ્યરત્નાવલિ" માસિકના પૂંઠા પર છપાતી પંક્તિઓ થોડાક પ્રાસંગિક ફેરફારો સાથે* ટાંકી બતાવી એટલે સભાજનોનો બધો વિરોધ એકાએક શમી ગયો. અને પેલા બિચારા કવિનું કાવ્યગાયન નિર્વિઘ્ને પાર પડ્યું. આની સરખામણીમાં પ્રો. પટવર્ધન સભાસંચાલન-

---

* तीं तीं पदें निदय फिरुनि येती
त्या त्यान अर्था प्रति दावितातीं
चातुर्य गाण्यांतचि फार आहे
तें काव्य तेणें नच वाटताहे.

ની કળાથી છેક જ અપરિચિત લાગ્યા. વિષયવિચારિણી સભાની બેઠક વખતે પણ એમણે જરા વધુ કડકપણું અને નિશ્ચયાત્મક વૃત્તિ દાખવ્યાં હોત તો કેટલી યે અનાવશ્યક ચર્ચા મૂળમાં જ દબાઈ ગઈ હોત; પરન્તુ એમણે પોતે જ પૂર્ણાહુતિ કરતાં કહ્યું હતું તેમ સાહિત્યભક્તોને કેટલીક વખત ઠરાવ, સૂચના, ઉપ-સૂચના, પોઇંટ ઑફ઼ ઑર્ડર, પોલ વગેરે સંબંધી નિકાલ આપવા જેવાં અસાહિત્યિક કામો કરવાં પડે છે એ એમનું દુર્ભાગ્ય !

છેવટ સ્વાગતાધ્યક્ષે ઇંદોરમાં કબૂલેલાં શબરીનાં બોર જળગામમાં તેમણે ન ચખાડ્યાં તે માટે મીઠા ઠપકા અપાયા અને આભારપ્રત્યાભારપ્રદર્શનનો વિધિ જરા વધુપડતો લંબાઇ સંમેલનની બેઠક વિસર્જન થઈ. ... ...

આગલી કોઇ બેઠકમાં હાજર રહેવાનો લાભ આ લેખકને મળેલો ન હોવાથી પ્રમુખસાહેબે પોતાના ઉપસંહારમાં ઉચ્ચારેલું કથન કે શુદ્ધ સાહિત્યચર્ચા આ અધિવેશનમાં સૌથી વિશેષ થઇ છે, તે એણે તો નિઃસંદેહ માની લેવાનું જ રહ્યું !

# અઢી કલાક

આ રાતની ઠંડીથી તો તોબા! મગને અત્યાર સુધીમાં કંઈ નહિ તો ય સત્તરેક શિયાળા ઓળંગ્યા હતા પણ આવી કારમી ઠંડીનો અનુભવ એને આજે પહેલવહેલો જ થયો. પવન પણ સખત. ગોવાગલી વટાવી મગન આગળ વધ્યો. ઓઠને કંપતા અટકાવવા તેણે દાંત સાથે બળપૂર્વક પીસ્યા. એક વાર બેઉ હાથ પરસ્પર જોરથી ઘસી તેણે કોટની બાંયમાં સંતાડ્યા તો ખરા, પણ તેમ કરવા જતાં ખભા ઉપરથી ફાટેલી બાંયે ચરરરરર અવાજ કર્યો એટલે કચવાતે મને મગને એ યુક્તિ પડતી મૂકી. મૂઠીઓ સખત ભીડી એણે આગળ ધપવા માંડ્યું, પણ પવન અને ઠંડીએ આ વખતે તેને પરાસ્ત કરવાનું જાણે કારસ્તાન રચ્યું હોય એમ ટાઢ વધતી જ ગઈ.

વિશાળ રસ્તા ઉપર આવતાં મગનની નજર બીજે છેડે આવેલા કેપિટોલ સિનેમા ઉપર પડી. એક બાજુએ મોટરોની ઠઠ જામી હતી. કેટલીક મોટરો સિનેમા પાસે આવી, ધીમી પડી, એકાદ ક્ષણ થોભી આગળ ચાલી જતી હતી. સિનેમા પાસે નવજુવાન સ્ત્રીપુરુષોની આવજા અત્યારે વિશેષ હતી એટલે એક ખેલ પૂરો થઇ બીજો શરૂ થવાની તૈયારી હશે એમ લાગતું હતું.

નવેક વાગવાની તૈયારી હતી.

મગન સિનેમા તરફ ચાલ્યો : શા ઉદ્દેશથી, તેની કદાચ તેને ય ખબર નહિ હોય! તે ઘેરથી નીકળ્યો હતો તે કોઇ

ખાસ કામને અંગે નહિ. આજ સવારનો એ ભૂખ્યો હતો. રાતના ભૂખે એને બહુ પજવ્યો અને એને ઊંઘ પણ ન આવી, એટલે એને થયું કે ચાલ, બહાર જરા રખડી આવું : ફરવાથી કાં તો સ્ફૂર્તિ આવશે અથવા થાકથી ઊંઘ આવશે.

મોટરો અને તેના માલિકોની દુનિયાથી જાણે પોતે પર હોય એમ મગન બેપરવાઈથી સિનેમા-હાઉસના દરવાજા આગળ થઈ પસાર થતો હતો પણ એવામાં એક ભૂરી મોટર એની નજદીક આવી ઊભી રહી અને તેનું ધ્યાન તે મોટર તરફ જરા વિશેષ ખેંચાયું. એ મોટરને મગન ઓળખતો હતો. મુંબઈ આવ્યાં તો તેને માત્ર ચાર દિવસ થયા હતા પણ આ ચાર દિવસમાં તો એ મોટરને એણે ચૌદેક વખત જોઈ હતી. એ જ મોટરમાં બેસી મુંબઈના એક શેઠીઆનો પુત્ર પ્રાણસુખ રોજ કોલેજમાં પહેલા વર્ષના વર્ગ ભરવા આવતો અને મગનને તેની સાથે એક જ પાટલી પર બેસવાનું-અનેકને ઈર્ષ્યા કરાવે એવું-સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ ચાર દિવસના સદ્‌ભાગ્યની કદરથી-કે પછી સાથે આવેલી શ્રીમતી વિદ્યુલ્લતાએ તરતમાં જ કરેલી શેઠીઆઓની કંજુસાઈ ઉપરની કટાક્ષટીકા ખોટી ઠેરવી એને પોતાની ઉદારતાથી આંજી નાખવાના હેતુથી-પ્રાણસુખે મોટરમાંથી ઉતરતાં જ પાસે ઊભેલા મગનના ખિસ્સામાં છટાથી પાંચ રૂપીઆની નોટ સરકાવી દીધી અને જાણે કંઈ જ ન બન્યું હોય એમ સિનેમા-હાઉસમાં દોસ્તો સાથે પ્રવેશ કર્યો. આશ્ચર્યમુગ્ધ મગન સહેજ સ્વસ્થ થઈ કંઈ પણ કહેવા જાય તે પહેલાં તો પ્રાણસુખ અને તેની ટોળી અંદર પહોંચી ગઈ હતી. "ઓ શેઠ!" ની બૂમ મારી એ પ્રવેશદ્વાર પાસે ગયો ત્યાં તો એની બોચી ઉપર કોઈ પહેલા જેવા પોલિસદાદાનો પંજો પડ્યો અને એ પંજાના માલિકે વંશપરંપરાગત વારસામાં મેળવેલા અને પ્રયત્નપૂર્વક કેળવી રાખેલા વિનયવર્તનનો મગનને અચ્છો પરચો કરાવ્યો: "દૂર

ખસ, ભિખારા !" પોલિસના મોંમાંથી અમૃતવાણી વછૂટી. મગન એક બાજુ દૂર ખસી ગયો અને બ્હાવરો બ્હાવરો વિચારમાં પડ્યો કે હવે પોતે આ પાંચની નોટનું કરવું શું ? એને પાછી સ્વીકારનાર કોઇ હતું નહિ અને પેલી ટોળી ફિલ્મ જોઈ બહાર આવે ત્યાં સુધી વાટ જોયા કરવી એ કેટલું બધું કંટાળાભર્યું ? વળી એ ટોળી પાછાં વળતાં તેને મળે જ તેની ખાતરી શી ? ક્ષુધાદેવીએ લાગ જોઇ આ જ મુહૂર્તે પોતાનું બધું જોર અજમાવ્યું એટલે મગન ચાલ્યો હોટેલની શોધમાં. બીજે દિવસે વર્ગમાં પ્રાણસુખને પૈસા પાછા દઇ શકાશે એવા વિચારે એણે મન મનાવ્યું.

હોટેલમાં જઇ અચ્છી તરેહથી મગને ખાધું. ક્ષુધા શાન્ત થવાથી એના શરીરમાં સ્ફૂર્તિ આવી. બિલ ચૂકવતાં વધેલા સાડાચાર રૂપીઆના રણકારે એની ચિત્ત-શક્તિ જાગૃત કરી. એક પછી એક વિચાર એને આવવા લાગ્યા કે એણે આ કર્યું શું ? એણે પારકાના પૈસા કેમ લીધા ? શું એ સાચે જ ભિખારીવૃત્તિનો ભોગ બન્યો ? એનું સ્વાભિમાન, એનું સ્વાશ્રયવ્રત ક્યાં સંતાઈ ગયું ?

અને છેલ્લા ચાર દિવસના બનાવો સિનેમાની ફિલ્મ માફક મગનની મનોભૂમિ ઉપર રમવા લાગ્યા. આ ચાર દિવસમાં તેણે કેટકેટલા અનુભવ કર્યા હતા ? ગરીબ માને પોતાના ગામમાં મૂકી મગન મુંબઇ આવ્યો હતો તે એ આશાએ કે મુંબઇમાં ભણી શકાશે અને નિર્વાહજોગું કંઇક કમાઇ પણ શકાશે. મેટ્રિક સુધી તો એ ગામડામાં રહી પાસેના શહેરની હાઇસ્કૂલમાં દાખલ થઇ સારી રીતે ભણ્યો પણ હવે તેમ બને તેમ નહોતું. કોઈ મિત્રની સલાહ માની એ વડોદરા કે અમદાવાદની કૉલેજમાં ન ભણતાં મુંબઇ આવ્યો. થોડીઘણી મૂડી માએ આપી હતી તેમાંથી કૉલેજની ફી ભરી હતી અને બાકીના

પૈસા એણે એક નવા મિત્રને બે ત્રણ દિવસ માટે ઉછીના આપ્યા હતા. પણ તે મિત્ર તો ફરી દેખાયો જ નહિ-મુંબઈ છોડી એ તો ક્યાંય ભાગી ગયો હતો! મગનની આવી પરિસ્થિતિ જોઇ એક બીજા થોડાબોલા પણ ભલા મિત્રે એને એક જગ્યાએ ટયુશનની વ્યવસ્થા કરી આપી. પણ ત્યાં આ ભાઇસાહેબને પોતાને જ ન ફાવ્યું. એક બેરિસ્ટરની બીજી વારની બૈરીને ભણાવવા મગનને રાખ્યો પણ તે બાઈના હાવભાવ અને એની વાતચીત મગનના ગામડીઆ સ્વભાવને અનુકૂળ ન આવી એટલે તેણે પોતે જ બેરિસ્ટરને ના લખી મોકલી અને એ જ સવારથી તો એને એવા અનુભવ થવા લાગ્યા કે એને લઇને એનું મન છેક જ મુંઝાઈ ગયું. પ્રથમ તો સવારમાં જ એક ઓળખીતા સાથે મગન કોઇએક સખી ગૃહસ્થને ત્યાં નોકરીની શોધમાં ગયો. એ ગૃહસ્થે એના જેવા વિદ્યાર્થીએ સદાવ્રતનો લાભ લેવો જોઇએ એવી ઉદાર અને ઉપયોગી સલાહ આપી. મગને એવી સલાહ સાંભળવા કરતાં તમાચો ખાવો પસંદ કર્યો હોત એમાં શક નહિ.

એ સખી ગૃહસ્થને ત્યાંથી નાસી છૂટી મગને પોતાની ઓરડીમાં ભરાઈ જઈ ધ્રૂસકે ધ્રૂસકે રોઇ હૃદય-ભાર હળવો કર્યો હાથમોં ધોઇને એ વખતસર કોલેજમાં ગયો. ત્યાં એને એક સ્કોલરશિપની બાબત :માટે પ્રિન્સિપાલની ઑફિસમાં હાજર થવાની નોટિસ સિપાઇ આપી ગયો. ઑફિસમાં તેણે પોતાના બીજા આઠ સહાધ્યાયીઓને એ જ કારણસર બેઠેલા જોયા. એ બધાનાં મોં દર્શન કરવા જેવાં હતાં. ગરીબાઇ, ખોટી નમ્રતા અને દીનતાનું પ્રદર્શન કરવામાં એ બધાએ જાણે પરસ્પર સરસાઈ આરંભી હતી. એક બીજા તરફ ઇર્ષ્યાથી છૂપી, તીરછી નજર દરેક જણ પ્રસંગ મળ્યે નાખ્યા કરતો. કેટલાક અનુભવોની કડવાશ પીપીને શુષ્ક થતું જતું મગનનું હૃદય આ નાટક જોઇ ક્ષણભર તો ખીલ્યું. પ્રિન્સિપાલને મળવાના હુકમને માન આપવા

ખાતર એ ત્યાં શોભ્યો, નહિ તો આ નાટકી ટોળીમાં ભળવાનું એને કદી પસંદ પડત જ નહિ. પ્રિન્સિપાલ સાહેબે ઑફિસમાં પેસતાં જ સલામ ઝીલતાં ઝીલતાં સૌ ઉપર નજર ફેરવી. મગનના સશક્ત શરીર અને કરમાએલા છતાં ગૌરવભર્યા સૌમ્ય મુખથી આકર્ષાઈ સાહેબે પહેલી વાત એની સાથે જ શરૂ કરી.

" કેમ, સ્કૉલરશિપ લેવા આવ્યા છો ને ? પણ મિસ્તર, તમે કંઈ ગરીબ નથી જણાતા ! ગજવામાં તો સુંદર ફાઉન્ટપેન રાખો છો ને સ્કૉલરશિપની માગણી કરતાં જરા શરમાતા નથી ? સ્કૉલરશિપ તો સાચો જ ગરીબ હોય તેને મળે છે. "

" સાહેબ, સંયોગો સારા હોત તો સ્કૉલરશિપ માટે અરજી જ ન કરત. ને આ પેન તો મને ભેટ મળેલી છે " મગને ટૂંકો જવાબ આપ્યો.

" હા...હા ..! " પ્રિન્સિપાલ સાહેબ ખડખડાટ હસી પડ્યા. તમારું ભેજું બહુ ફળદ્રુપ જણાય છે, મિસ્તર, પણ હું એમ છેતરાઉં એવો નથી ... પણ જો તમારી ભેટની વાત સાચી હોય તો મારી સાથે એક શરત કરોઃ તમે તમારી ફાઉન્ટનપેન વેચી નાખી ખડીઆ-હોલ્ડરથી ચલાવો ને હું તમને સ્કૉલરશિપ મળે એવી ભલામણ કરું. બોલો, છે કબૂલ ? "

એક ક્ષણ હૃદય-મંથન અનુભવી મગને શાન્ત પણ મક્કમ જવાબ આપ્યો : " ના, સાહેબ ! એ શરત મને કબૂલ નથી. સ્કૉલરશિપ મળે કે ના મળે પણ આ પેનથી હું જાણીબુઝીને વિખૂટો નહિ પડું,-મને માફ કરશો ! "

પ્રિન્સિપાલ સાહેબને આ વીરોચિત ઉત્તર એકદમ તો ગમ્યો પણ એમને પણ પ્રતિષ્ઠાના હાઉએ પરાજિત કર્યા. 'મારી સીધી સાદી શરત ન માને છતાં ય હું એને સ્કૉલરશિપ અપાવું તો પછી ભવિષ્યમાં મારું માન શું રહે ? અને વળી એ મને છેતરતો નહિ હોય એની શી ખાતરી ? ' આવી કંઈક

શંકા-આશંકાના વમળમાં ગોથાં ખાઈ સાહેબ જરા ભવાં ઉંચાં ચઢાવી મગનને ઉદ્દેશી બોલ્યાઃ " ભલે, મારી શરત તમને કબૂલ ના હોય તો તમે જઇ શકો છો. .. સિપાઈ, બીજા વિદ્યાર્થી-ને બોલાવ. "

મગન ફરીથી વર્ગમાં ન જતાં સીધો પોતાની ઓરડી તરફ વળ્યો. શિષ્યવૃત્તિની એકમાત્ર આશા આમ વિનાવાંકે નષ્ટ થતી જોઇ એનું મગજ ગુંચવાતું હતું, પણ પેલી પેનથી એને વિખૂટા નહિ થવું પડે એ વિચારે એનો હૃદય-ભાર જાણે હળવો થયો હોય એમ સહેજ ઉલ્લાસથી એ પોતાને રહેઠાણે પહોંચ્યો. ઓરડીમાં પેસી પેનને હાથમાં પકડી એણે પ્રેમથી ચૂમી એકાદ બે અશ્રુબિંદુથી ભીંજાઇ જાણે પુનિત થઈ હોય એમ ઓપી ઉઠતી એ પેન તરફ મગન મુગ્ધભાવે એકી ટશે જોઇ રહ્યો. કંઇકંઇ મીઠાં સ્મરણોએ એના શાન્ત હૃદયમાં ભાવતરંગ જગાવ્યા. એ પેન એને ભેટ આપી હતી એની પ્રિય સખી અને સહાધ્યાયિની સ્નેહલતાએ. હાઇસ્કૂલની એની કારકિર્દીમાં ગણિતજ્ઞ તરીકે મગન-ની કીર્તિ સારી જામી હતી અને એના ગણિતના અધ્યાપક સેવકલાલનો એ લાડકો વિદ્યાર્થી હતો. સમય મળ્યે મગન એમની પુત્રી સ્નેહલતાને પણ ગણિતના દાખલા શીખવતો અને એમ એક-બીજા વચ્ચે સ્નેહગાંઠ બંધાઇ હતી. પ્રણયરંગથી કે જ્ઞાતિબંધન તોડી લગ્નગ્રંથીથી એક થવાના કોલ દેવાની આકાંક્ષાથી એ બંને હજી અલિપ્ત હતાં છતાં ય પ્રસંગ મળ્યે એકબીજાને ભાવભીની ભેટ આપવા જેટલી છૂટ એ લેતાં. મગન ને સ્નેહલતા મેટ્રિક સાથે થયાં ને કોલેજમાં પણ ઘણુંકરીને સાથે ભણત-પણ એવામાં સેવકલાલનાં પત્ની ગુજરી ગયાં એટલે દુ:ખી પિતાને આશ્વાસન દેવા એકાદ વર્ષ અભ્યાસ મુલતવી રાખી સ્નેહલતાએ ઘેર રહેવું યોગ્ય ધાર્યું. મગનને મુંબઇ વિદાય દેતી વખતે સ્ટેશને સ્નેહલતાએ આ પેન ભેટ આપી હતી અને તે જ ક્ષણે એ પેનથી કદી વિખુટા નહિ પડવાનો નિશ્ચય મગને કરી રાખ્યો હતો.

આ અનુભવપરંપરા જાણે સાચે જ ફરીથી એની દૃષ્ટિ આગળ સજીવ રૂપ લેતી હોય એમ મગન બે હાથ ઉપર માથું મૂકી એના જ વિચારોમાં તલ્લીન થઇ ગયો. એ ચાહત તો એના પોતાના શ્વાસોશ્વાસ સાંભળી શકત એટલી બધી સ્તબ્ધ નીરવતા એની આજુબાજુ હતી. હોટેલના માલિકે પ્રથમ તો બીજા ઓર્ડરની આશા રાખી હતી પણ મગનને નિશ્ચેષ્ટ બેસી રહેલો જોઇ એ કંટાળ્યો અને "સાહેબ, કંઈ લેશો ?" કહેતો કહેતો એની પાસે આવ્યો. મગન વિચાર-નિદ્રામાંથી ઝબકીને જાગ્યો. અને કંઈ ખાસ સમજ્યા વગર "ના" કહી બહાર નીકળ્યો. માથું જરા ભારે લાગતું હતું અને ઠંડી વધતી જતી હતી એટલે તેણે પગલાં પોતાની ઓરડી તરફ વાળ્યાં. વળી પાછું કેપિટોલ સિનેમા આગળ આવ્યું અને સિનેમાહાઉસ નજરે પડતાં જ મગનને પ્રાણસુખ સાંભર્યો ગજવામાં પડેલા પેલા સાડાચાર રૂપીઆ જાણે પોતાના માલિક પાસે પાછા જવા ઉત્સુક થયા હોય એમ રણક્યા. પારકા પૈસાનો વિચાર આવતાં મગન પુનઃ બેચેન થયો. સાડાચાર તો સાડાચાર પણ પ્રાણસુખ મળે તો તેને તેટલા પણ રૂપીઆ પાછા આપી દેવાની એને આકાંક્ષા થઈ અને જેમ જેમ સિનેમાહાઉસ પાસે આવ્યું તેમ તેમ એ આકાંક્ષા તીવ્રતર થવા લાગી. એ તીવ્રતાથી આવેશવશ થતા મગનને નજીકના રેસ્ટોરામાં લહેર કરતા પ્રાણસુખનો ખડખડાટ હાસ્યયુક્ત લહેકાતો સૂર પારખ્યો. એ એકદમ રેસ્ટોરાંમાં પેસવા જતો હતો પણ અંદરનું દૃશ્ય જોઇ બારણામાં જ ખંચાયો. હાથમાં મદ્યની પ્યાલી પકડી, ડાબે કાંડે બાંધેલું ઘડીઆળ પાસે ઊભેલી એક છોકરીને બતાવી ચિત્રવિચિત્ર ચાળા સાથે પ્રાણસુખ કંઇક લવતો હતો. એની સિનેમા-ટોળીમાંનું કોઇ એની સાથે જણાતું નહોતું. અને એની પાસે ઊભેલી છોકરી એંગ્લો-ઇંડિયન હતી કે ગોવાનીઝ તે મગન તો નક્કી ન કરી શક્યો. પણ પ્રાણસુખે આશરે ચાર પાંચ પ્યાલી અડાવી

હશે એમ એના રંગઢંગ ઉપરથી ચોખ્ખું જણાયું. " હેં ... હેં ... દોસ્ત, આ અગિયાર બજ્યા ... અડધા કલાકની વાર ! ... બંદા સાડાઅગિયારે રમજાન દિલોજાન પાસે ... જવાના હા... હા ... હા ... બસ અડધા કલાક પછી "... પ્રાણસુખ પેલી રેસ્ટોરાંવાળી છોકરીને ઉદ્દેશીને આવું કંઇ લવતો હતો. " પણ આજે ... તો તમે મને તમારી સાથે ફરવા લઇ જવાના હતા ને ? ચાલો, ચાલો, કાલે રવિવારની રજા છે. " પેલી છોકરીએ પોતાનો હક્ક આગળ ધર્યો. " ના ... ના... ના ...ના ... આજે તો બસ રમજાન ... એને મેં કહાવ્યું છે, આજે તો બસ એ જ. સાડાઅગિયાર ... " એમ બોલતાં બોલતાં પ્રાણસુખની આંખો દરવાજામાં ઊભેલા મગન ઉપર પડી અને મગન આ તમાશાનો કે આ વાર્તાલાપનો કંઇ અર્થ સમજે તે પહેલાં પ્રાણસુખ પોકારી ઉઠ્યોઃ " સા......લા ભિખારા ! પાછો ફરીથી ... વેઇટર ! પોલિસ ! પોલિસ ! કાઢો એને બહાર અહિંથી ! ... " " પણ પ્રાણસુખ શેઠ, હું તો તમારા પૈસા..." મગને જવાબ આપવા માંડ્યો, પણ પ્રાણસુખ હાથમાંની પ્યાલી કંઈ અદ્દભુત ત્વરાથી ગટગટાવી દઇ બરાડ્યો: " હેં...મારા પૈસા ફરીથી લેવા આવ્યો ? પેલી વિદલડીએ મોકલ્યો ? ઊભો રહે તું ! ભિખારા ! પોલિસ, પોલિસ ! મારીને કાઢો એને અહીંથી બહાર !...... "

બિચારો મગન આમ આડું વેતરાયું જોઇ પોલિસના દંડુકાથી બચવા ત્યાંથી મૂઠીઓ વાળી ભાગ્યો. આઝાદ મેદાનને બીજે છેડે જઈ, પાછળ કોઇ નથી આવતું એની ખાતરી કરી, એક બાજુની પાટલી પર એ બેઠો ને બેઠો તેવો જ ઢગલો થઇ પડ્યો. આ બધું શું ચાલી રહ્યું હતું એની એને કંઈ સમજ ન પડી. ભિખારાના અપમાનજનક બિરુદ માટે એ કદી તૈયાર ન હતો. એનું મગજ કામ કરતું અટકી ગયું હતું, અને હૃદય અપમાનની ઝડીઓ સહી સહી પત્થર જેવું કઠણ

થઇ ગયું હતું. થોડી વાર પછી કોઈ એક અજાણી વ્યક્તિ એની પાસે આવી અને એના કાનમાં કહેવા લાગી: "આહ, આવી ટંડીમાં અહીં ઠુંઠવાઓ છો. શું કામ ? મિસ્તર, ચાલો મારી સાથે! મીઠી, મઝેની હુંફાળી જગ્યાએ લઇ જાઉં, એવી લહેજત પડશેની!......અંહ, ચાલો અહીં પાસે જ છે." મગન અત્યારે છેક ઢીલો થઇ ગયો હતો. એની વિચારશક્તિ જાણે થીજી ગઈ હતી. "હું?......હું?......ક્યાં? ક્યાં!" એમ એ બબડતો રહ્યો અને પેલી અજાણી વ્યક્તિએ એનો હાથ ઝાલી એને તાણવા માંડ્યો.

પોતે ક્યાં જાય છે એના ભાન વગરનાં ઘેટાં કસાઇવાડે દોરાઇ જાય તેમ ક્ષણભર બુદ્ધિ–શક્તિ ખોઇ બેઠેલો મગન પેલી વ્યક્તિની પાછળ પાછળ દોરાયો. અને નજીકની એકાદ ગલીમાં આવેલા મોટા મકાનના ત્રણ દાદર ચડી એક ખંડમાં ધકેલાયો. ખંડમાં પેસતાં જ પાછળનું બારણું બંધ થઇ ગયું અને અંધારામાં તે આથોડીઆં મારે તે પહેલાં તો ચપોચપ વીજળીના ચાર પાંચ દિવા થવાથી એ ચમક્યો. પાસેની ઓરડીમાંથી એક યુવતી મગનની સામે આવી ઉભી રહી, મોંમાં પાનપટ્ટી, માથામાં ફૂલવેણી, અકારણ જુગુપ્સા ઉત્પન્ન કરે એવું એનું હાસ્ય: આ બધા તરફ શૂન્યમનસ્ક મગનની આંખો ફરી વળી પણ એને કંઇ સમજાયું નહિ. એ તો જ્યાં હતો ત્યાં જ સ્તબ્ધ ઊભો રહ્યો: જાણે મૂઢતાની મૂર્તિ.

આ વિચિત્રતાથી પેલી બાઇને જરા નવાઇ લાગી. એનું પોતાનું કુદરતી સૌંદર્ય અકાળે ઓસરતું હતું અને એનું સ્થાન ભયંકર રીતે ધીમા પણ મક્કમ આક્રમણદ્વારા લેતી હતી તે હકીકત એ બાઇ અત્યાર સુધી તો ખૂબ કુશળતાથી છૂપાવી શકી હતી; પણ આજે એણે બનીઠણી તૈયાર થવામાં પૂરતી કાળજી રાખવા છતાં ય આ યુવક એનાથી કેમ આકર્ષાતો નહોતો ? સુંદર ન હોય છતાંય આકર્ષણ ઉપજાવવાની, શહેરી સ્ત્રીને સુલભ એવી,

બધી કળા એણે અજમાવી. જરા હમકો કરી એ બોલી: "અહીં શું ઉભા રહ્યા છો? અંદર ચાલોની! અહીં તો હરી જવાય છે."

પણ મગન તો ન હાલે કે ચાલે! એને તો આ બધું કોઈ ગેબી સ્વપ્નસૃષ્ટિમાં બનતું હોય એમ લાગ્યું. પાસેના મકાનમાંથી ગાયનના સૂર, અને વચ્ચે વચ્ચે "વાહ-વાહ" "શાબાશ"ના અવાજ સંભળાતા હતા. પણ મગન આડું-અવળું જોયા સિવાય ચિત્રવત્ ત્યાં જ ઊભો રહ્યો.

પેલી બાઇને આ બહુ વિચિત્ર લાગ્યું, પણ એ એમ હારે તેવી નહોતી. રમકઝમક એ મગનની પાસે આવી અને એનો હાથ પકડવા ગઈ, પણ ત્યાં તો જાણે વીજળીનો સખત આંચકો લાગ્યો હોય એમ મગન ત્યાંથી એકાએક બેચાર ડગલાં પાછો હટી ગયો. પેલી બાઇ પણ જાણે બ્હી ગઈ હોય એમ ક્ષણભર તો ગભરાઇ, પણ બીજી જ પળે એણે કર્કશતાથી કહ્યું: "આ શું? આઘોપાછો કેમ થાય છે? પાંચસાત મિનિટમાં પરવારી લે વળી! નહિ તો પ્રાણસુખ શેઠને આવવાનો વખત થયો છે તે આવી પહોંચશે તો તારે એમ ને એમ પાછું જવું પડશે.'

એકાએક કૂદવાથી કે પછી પ્રાણસુખનું નામ સાંભળવાથી મગન કંઇક ભાનમાં આવતો જણાયો. "છિ: છિ. છિ:! તું અહીં કેમ આવી પડ્યો?" એના અંતરને જાણે કોઈએ પ્રશ્ન કર્યો. બારણું બંધ હતું એટલે એણે એ બાઇને ધ્રૂજતે સ્વરે પૂછ્યું: "મને અહીં કેમ તાણી આણ્યો?...મને જવા દે!"

"હા, હા! જવા દે! બોલ્યા ભાઇસાહેબ?" એ બાઇએ તીરછું હાસ્ય ફેંકી સંભળાવ્યું: "જવા કયાં દે? પહેલા પૈસા મૂકી દે ને પછી ચાલ્યો જા ફાવે ત્યાં!"

"પૈસા? પૈસા શાના?" મગને સામો પ્રશ્ન કર્યો તો ખરો પણ એને ત્યાંથી નાસી છૂટવું હતું અને એની પાસે પેલા પૈસા પડ્યા હતા તેની યાદ એને પજવતી હતી એટલે તરત જ એણે ખીસ્સામાંથી મૂઠી ભરી સાડાચાર રૂપીઆ એ બાઇની તરફ

કહ્યું: "લે બાપુ! પૈસા લે, પણ મને છોડ દે મને જવા દે! હું ભૂલો પડયો છું!"

મગનની આજીજીથી પીગળીને કે પછી પેલા રૂપીઆના ચળકાટથી સંતોષાઇને બાઇએ બારણું ખોલી મગનને બહાર જવાનો રસ્તો બતાવ્યો. જાણે કોઇ વાઘણના પંજામાંથી છટકયો હોય એમ મગન ત્યાંથી એકદમ નાસી છૂટ્યો. ફૂટપાથ પર નીચે આવી કઈ બાજુ પર વળવું એનો વિચાર એ કરતો હતો એવામાં ત્યાં જ આગળ એક મોટર આવી અટકી અને અંદરથી પ્રાણસુખ ઉતર્યો. એને જોતાં જ જાણે કંઈ અદ્ભુત સ્ફૂર્તિમાં આવ્યો હોય એમ મગન એની પાસે દોડ્યો અને પ્રાણસુખના મોં ઉપર જોરથી એક મુક્કો લગાવ્યો. પ્રાણસુખને તમ્મર આવ્યાં પણ મારથી એની મદિરાની અસર જરા ઓછી થઇ. 'શોફર, દોડ ... દોડ ... મને.આ ગુંડાએ માર્યો...પોલિસ, પોલિસ!"

મગને બીજો હુમલો કર્યો નહિ. જાણે માથા ઉપરનો બોજો બળપૂર્વક ફેંકી દીધો હોય એમ હાશ કરતો એ ત્યાં ઊભો રહ્યો. પ્રાણસુખની બૂમ સાંભળી શોફર અને પોલિસ આવી પહોંચ્યા. મગનને એમણે પકડ્યો. સહેજ પણ આનાકાની વિના મગન તાબે થયો. બત્તીના ઉજાસમાં પ્રાણસુખે મગનને ઓળખ્યો અને "ગધેડા, મારા પૈસાનો આવો બદલો?" એમ કહી પાંચ સાત ગાળો ચોપડી. એ ગાળોની પુષ્પવર્ષા હસને મોંએ ઝીલતો ઝીલતો મગન પોલિસ સાથે ચાલતો થયો.

દૂર દૂર પોલિસ સાથે આનંદથી ચાલ્યા જતા મગનના શબ્દો પ્રાણસુખને કાને અથડાયા:

આ મા સ્નેહલ સખી સહુ, દેજો દુવા અમાપ,
પરધનસ્પર્શનું પાપ એ, કરજો મુજને માફ!

ક્ષણભર પ્રાણસુખને એની પાછળ દોડી એને છોડાવી લેવાનું મન થયું, પણ એવામાં ઊંચે બારી ખુલી અને બે તાળી પડી.

# સ્નેહમુદ્રા

[ અનુસંધાન વ. ૧, અં. ૪થી સંપૂર્ણ ]

પણ ' સ્નેહમુદ્રા 'નો ચિન્તનસંભાર આટલેથી અટકતો નથી, તેમાંનું ભાવનાનું ઉચ્ચોચ્ચ શિખર તો છે પ્રેમની, સ્થૂળ અને સૂક્ષ્મ પ્રેમની, તાત્ત્વિક મીમાંસા 'તેત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય'કારે રા. મુનશીને કામમીમાંસક તરીકે ઓળખાવતાં કવિશ્રી ન્હાનાલાલને પ્રેમમીમાંસક કહ્યા છે. એ જ વિશેષણના સૌથી પ્રથમ હકદાર હોય તો તે ગોવર્ધનરામ, એ વિશે જરા જેટલો સન્દેહ કોઇને હોવો ન જોઇએ. દાંપત્યપ્રેમમાંનાં સ્થૂળ તત્ત્વો રફતે રફતે અદશ્ય થતાં જઈ કેવી રીતે સૂક્ષ્મ પ્રેમની સંસિદ્ધિ થાય છે એનું જે નિરૂપણ ' સરસ્વતીચંદ્ર 'માં કરવામાં આવ્યું છે અને દૈહિક વાસના વિનાના સૂક્ષ્મ પ્રેમનાં અદ્વૈતમાં જેનું ઉચ્ચતમ શિખર બતાવવામાં આવ્યું છે તેની પ્રથમ ચર્ચા તો 'સ્નેહમુદ્રા'માં જોઇએ છીએ. ' રસઐક્ય વણ નહિં મિત્રતા ' એ સૂત્રનું પ્રતિપાદન કરી "સ્ત્રી–પુરુષૈકરું લગ્ન એવી મિત્રતાનો હેતુ છે" એવો લગ્નસ્નેહનો આદર્શ ' સ્નેહમુદ્રા 'કારે મૂક્યો છે. હવે એ સ્નેહમાં સ્થૂળ તત્ત્વ કેટલું અને સૂક્ષ્મ કેટલું તે તપાસતાં ગોવર્ધનરામભાઈ કહે છે કે "સ્ત્રી પુરુષના સ્નેહનો પ્રવાહ પોતાના મૂળ આગળ જ મદનના પ્રવાહને પોતાનામાં ભળેલો અનુભવે છે." ( અહિંયાં એ જાણી લેવું આવશ્યક છે કે કવિ સ્થૂળ દેહવાસનાયુક્ત વિલાસી પ્રેમને ' મદન ' નામ આપે છે, અને સૂક્ષ્મ પ્રેમને ' રતિ ' શબ્દથી ઓળખાવવા ધારે છે. આ ભાવનાનો વારસો ગોવર્ધનરામ પાસેથી લેનાર અને તેને વધુ

જ્વલન્ત રૂપે મૂકનાર કવિ ન્હાનાલાલ આ સ્થૂળ અને સૂક્ષ્મ પ્રીતિને અનુક્રમે ' કામ ' અને ' પ્રેમ ' નામથી ઓળખાવે છે. ) ત્યારે આમ ગોવર્ધનરામ મદનનો એકડો તદ્દન કાઢી નાખતા નથી, પણ ઊલટું તેને દાંપત્યસ્નેહના પહેલા નૈસર્ગિક પગથિયા તરીકે માને છે. કાંડ ૨૫, ૨૮ અને ૩૧માંની નાયકની સ્થૂળ સંભોગશૃંગારયુક્ત રસકેલીનાં સ્મરણો આ સિદ્ધાંતના પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે. હૃદયભૂત કહે છે કે " સ્નેહાસવની લ્હેરમાં દીસા મદનતરંગ " અને શિવમંદિરમાં જેમ આણગો પૂજાય તેમ રતિમંદિરમાં મદન પણ રતિની વગેસગે ઠીક પૂજન પામે છે એમ કહી પોતાની રસકેલીઓનાં વર્ણન માટે બચાવ કરે છે. વળી ૬૮મા પાનાની ટીપમાં દર્શાવવામાં આવ્યું છે તેમ રતિભક્તિ પણ સામાન્ય કર્મોની માફક સકામ અને નિષ્કામ એમ બે પ્રકારની હોય છે; તેમાં સકામ રતિભક્તિમાં મુખ્ય ભાગ મદન કે કામ, સ્થૂળ પ્રેમ, જે કહો તે, ભજવે છે; અને પછી "શરીરધર્મ કામ ક્ષય પામતાં એકલી રતિભક્તિ રહે છે, આવી રીતે ' સકામ ' રતિને અન્તે ' નિષ્કામ ' રતિની ઉત્પત્તિ થાય છે." માટે જ કવિ હૃદયભૂત કને ઉચ્ચારાવે છે:

> રતિપતિ એથી કહેવાઇ બળીશ સુરવર્ગમાં, ભાઇ !
> બળીશ હર-કોપથી હોયે જીવીશ રતિરાણીને રોપે. (પૃષ્ઠ ૬૮)

આમ હોવા છતાં મદનની નિંદાનાં પણ ઠીકઠીક પ્રમાણમાં વાક્યો ' સ્નેહમુદ્રા ' માં જોવામાં આવે છે તેનું શું કારણ, એવો પ્રશ્ન ઉઠે એ સ્વાભાવિક છે. એનો અર્થ મારી દૃષ્ટિએ આમ લાગે છે: જે વસ્તુ ઉત્તરોત્તર વિકાસને માટેનું એક સાધન જ હોય તે જ્યારે સાધ્ય થઇ બેસે ત્યારે તે હરગીઝ ઇષ્ટાપત્તિ ન હોય. ઠામઠામ ભટકતાં સ્વૈરાચારી મનને સ્થિર કરવાના એક સાધન તરીકે મૂર્તિપૂજાને સ્વીકારવામાં આવી છે, છતાં એ સ્થિતિને વહેલામાં વહેલી તકે વટાવી જઇ અધિક ઉત્ક્રાન્તિ લે

ન કરાય અને મૂર્તિપૂજાને જ પહેલા અને છેલ્લા સાધ્ય તરીકે માનવામાં આવે તો પછી એ મૂર્તિપૂજાની વિરુદ્ધ સ્વામી દયાનંદ જેવાને જેહાદ પોકારવી જ પડે ને? એવી જ રીતે મદનને પ્રથમ ક્રમ તરીકે જરૂર સન્માન્યો, પણ કાયમ એ સ્થિતિમાં જ રહી ઇતિકર્તવ્યતા માનવી એ કાંઇ અંતિમ હેતુ નથી, પરંતુ તેમાંથી સ્થૂળ તત્ત્વોને નીચોવતા જઇ ઉત્તરોત્તર સૂક્ષ્મ પ્રીતિની કક્ષાએ પહોંચવાનું લક્ષ્ય છે. એ ભૂલાઈ જઇ મદન જ સાધ્ય બની જાય એવી સ્થિતિ સામે હું ધારું છું કે ગોવર્ધનરામે રોષ બતાવ્યો છે, તેના એક બે દાખલા લેવા જ બસ થશે. રદ્દમા કાંડમાં ' જયા-જયંત 'માંના વામીઓની સચોટ યાદ આપતા વંઠેલાઓ તથા ગણિકાઓને કવિ આમ વર્ણવે છેઃ

> પશુયોનિ સ્મરનું પ્રેરેલું એકેન્દ્રિયનું જ્ઞાની,
> ગ્રામ્ય રચે કોલાહલ એ યૂથ અપરસમાં રસ માની. (પૃષ્ઠ ૫૦)

અને ચેતનમિત્ર તેમને હાંકી કાઢતાં અનંગને તસ્કર કહે છે અને રતિને ' સ્નેહભૂપની રાણી ' બનાવે છે, અને કહે છેઃ " સ્નેહભૂપની આ રાણી પાસે ખપે મદન બમંડળમાં. "

મદનપ્રેરિત આવી ' સકામ રતિભક્તિ ' વિકસતે વિકસતે નિષ્કામ, સૂક્ષ્મ બનવી જોઇએ એ ગોવર્ધનરામની ભાવના છે, અને ' સરસ્વતીચંદ્ર 'માં કુમુદ અને સરસ્વતીચંદ્રનું સૂક્ષ્મ પ્રીતિનું અદ્વૈત સાધી, તેમને દેહવાસનાથી પર સૂક્ષ્મ રસસાયુજ્ય અનુભવતાં બતાવ્યાં છે તે પણ આ ભાવનાને મૂર્ત કરવા માટે જ. અને પછી મગદૂર છે દુન્યવી કોઇ પણ શક્તિની કે આવો સ્નેહયોગ તોડી શકે? ' સ્નેહમુદ્રા 'માંનું હૃદયભૂત આથી જ ઉચ્ચરે છે કેઃ-

> જુદાં આપણ, તો ય ભેગા, સાચું એ જેય,
> તોડે કોણ જ યોગ સાચા સ્નેહનો ? ( પૃષ્ઠ ૮૭ )

અને પછી આવો નિર્મળ પ્રેમ, ચંદ્ર અને ચકોરી જેવો નિર્ભેળ, સૂક્ષ્મ અને વજ્રલેપી પ્રેમ

તજી દેની જે દેશ ન છાંડ્યો
સ્વીકાર અંજળ ક્યાં છે

કે "એક દીપ હોલાઈ જાય તો બીજો તરત સળગાવે" જેવા ટૂંકદષ્ટિ બોધને ફગાવી દે છે. સાચો સ્નેહ ફરી પરણતો જ નથી, એટલે જ હૃદયભૂત વંઠેલાંઓ, અભિસારિકા, વીજળી, અપ્સરાઓ એ સર્વના પ્રલોભક ઉપદેશને ઠોકરે મારે છે અને પોતે સ્નેહયોગમાં જ મસ્ત રહે છે. તે તો કહે છે:

વિયોગ યોગ સમો છે ભાવ
× × ×
સ્નેહીનો સ્નેહીરૂપ મોક્ષ

અને યમરાજ કે વિધિપ્રહાર એ સ્નેહયોગમાં વિક્ષેપ પાડી શકતા નથી, વિધિને ય લાત મારી સ્નેહસાયુજ્ય મેળવે છે.

આપણે વચમાં વચમાં જોતા ગયા છીએ કે 'સરસ્વતીચંદ્ર'માંના લગભગ બધા વિચારોનું મૂળ જોવું હોય તો તે 'સ્નેહમુદ્રા'માં મળે છે. સદ્‌ગત રણજિતરામે કહ્યું છે તેમ "સરસ્વતીચંદ્રમાં સ્નેહનું જે સ્વરૂપ નાયકનાયિકાના જીવનમાં વ્યાપ્ત જણાય છે તે આ કાવ્યમાં કવિત્વમય રીતિએ આલેખ્યું છે." ગોવર્ધનરામ પછી કવિ ન્હાનાલાલે આ જ પદ્ધતિએ પ્રેમની મીમાંસા કરી છે, પણ કવિ તો રહ્યા જબરા ભાવનાવાદી, વિરાટની માફક ત્રણ જ પગલાંથી વિશ્વને ભરી લે એવા, એટલે તેમણે આથી આગળ જઈ 'જયા-જયન્ત'માં તો કામનો, ગોવર્ધનરામ જેને મદન કહે છે તેનો, નિતાન્ત બહિષ્કાર સૂચવ્યો છે. એ તો કહે છે:

જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં શરીર
નથી એવું કાંઈ બ્રહ્માંડમીમાંસાનું ન્યાયસૂત્ર
× × ×
પ્રેમ ત્યાં ન હોય કામવાસના
પ્રેમમાં નથી દેહની વાંછના ('જયા-જયન્ત')

અને 'કામ અને રસાનંદને ભિન્ન પ્રમાણવાનું' પ્રતિબોધે છે. કુમુદ અને સરસ્વતીચંદ્રનું સૂક્ષ્મ પ્રીતિનું અદ્વૈત એટલે જયા અને જયન્તનું આત્મલગ્ન. ઘણાઓ તરફથી કવિની આ ભાવના માટે શંકા ઉઠાવવામાં આવી છે, પણ આપણે આટલું વિધાન જરૂર કરી શકીએ કે ગોવર્ધનરામનું નિરૂપણ વધુ ક્રમપુરઃસર અને તેથી વાસ્તવિક લાગે છે, કારણ તેઓ કવિ ન્હાનાલાલની પેઠે સ્થૂળ દેહવાસનાની તદ્દન બાદબાકી નથી કરતા પણ તેને સૂક્ષ્મ પ્રીતિના પોષક તરીકે પ્રથમ પગથિયારૂપે આવશ્યક ગણે છે. પણ એમાં એ બંનેનો સ્વભાવભેદ જ પ્રત્યક્ષ થાય છેઃ કવિ એટલે પ્રાચીન મંત્રદ્રષ્ટા ઋષિ, તે ભાવનાત્મક સૂત્રો કવી નાખે છે, જ્યારે ગોવર્ધનરામ એક વિચારક ને માનસશાસ્ત્રી જેવા છે, એટલે તેમના નિર્ણયો શાસ્ત્રીય પૃથક્કરણપૂર્વક બુદ્ધિજન્ય વધુ હોય છે. પણ એ વાત જવા દઈએ. આપણે તો અહિં એ જોવાનું કામ છે કે પ્રેમનિરૂપણની બાબતમાં કવિ ન્હાનાલાલ પર ગોવર્ધનરામની ઘણી અસર છે 'વસંતોત્સવ'-માંની સ્નેહની વ્યાખ્યા કે "પ્રાણપ્રાણની રસકથા તે સ્નેહ," તેમ જ 'ઇન્દુકુમાર'માંની લગ્નભાવના-"આત્મા ઓળખે તે વર, ન ઓળખે તે પર"-એ રસઐક્ય વિના મિત્રતા સંભવે જ નહિં અને ઉરતંત્રના તાર બંનેના મળે ત્યારે જ સાચું લગ્ન, એ 'સ્નેહમુદ્રા'ની ભાવનાને જ 'નવે વેશે, નવે દેહે' રજૂ કરે છે. આ ઉપરાંત પ્રો. બ. ક. ઠાકોરે પણ સ્થૂલ-સૂક્ષ્મ પ્રેમની આ ભાવનાને

ધરી દૈહી પ્રીતિ નરપશુ લહે પામર સુખો,
ધરી આત્માપ્રીતિ રસજીવન મોજે ઉછળિયે. (ભણકાર)

એ પંક્તિઓમાં યોગ્ય ઉઠાવમાં મૂકી છે. આમ પ્રેમ-મીમાંસા ગુજરાતી સાહિત્યમાં ઉત્તરોત્તર થતી ચાલી છે એના પ્રથમ ઉત્પાદક તરીકે તો મને લાગે છે કે ગોવર્ધનરામને જ

ગણાવવા જોઇશે. જ્યારે રસઐક્યવડે ઉરતંત્રના તાર જોડાયા હોય, જ્યારે 'અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી' એ સ્થિતિ પ્રવર્તતી હોય, જ્યારે 'ઉપાધિહીન રસસાયુજ્ય'માં દંપતી "એકબીજામાં સમાહિત થાતાં આનંદયોગમાં ન્હાયે" (પૃ૪ ૫૬), જ્યારે સુતપ્ત જળ વરાળ થઈ ઊડી જાય તેમ મદનરસ પ્રેમની આંચથી ઊડી જઇ 'નિર્મળી આત્મભાવના'–રૂપે જ સંસ્થિતિ કરે, જ્યારે વૈરાગ્ય પણ સ્નેહરૂપ બની સ્નેહયોગ એ જ એક ને અનન્ય યોગ રહે, ત્યારે અપૂર્વ પ્રેમભાવનાની સિદ્ધિ સાંપડે, ત્યારે પછી નંદનવન પૃથ્વીને આંગણે જ ઉતરેલું હશે. સમકાલીન સમાજવ્યવસ્થામાં રૂઢિનાં તાંડવનૃત્ય વચ્ચે લગ્ન એ સ્નેહની ક્રૂર વિડંબના જ કરી રહ્યાં હતાં અને છે, ત્યારે સ્નેહનું આ ઉજ્જ્વલ પુણ્યમંગલ દર્શન આપણને પ્રથમ 'સ્નેહમુદ્રા'માં કરાવવા બદલ આપણે ગોવર્ધનરામના અત્યંત ઋણી છીએ. આટલું સમજ્યા પછી આ પુસ્તકના નામાભિધાનની સાર્થકતા સાવ સ્પષ્ટ થાય છે; 'સ્નેહમુદ્રા' એટલે હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહની છાપ એટલું જ માત્ર નહિ, 'સ્નેહમુદ્રા' એટલે સ્નેહમીમાંસા, સ્નેહ ઉપર સુંદર ભાષ્ય.

આમ શુદ્ધ સ્નેહ તથા દેશકલ્યાણની ભાવના આ પુસ્તકમાં કેન્દ્રવર્તી તરીકે છે પણ ઉપર મેં દેશસેવાની ભાવના પ્રથમ વર્ણવી તે પરથી એનો ક્રમ એ જ છે એમ માનવાનું નથી. ખરી રીતે તો સેવા નાનામાં નાની એકમથી શરુ થાય (Charity begins at home) એ નિયમ અનુસાર ગોવર્ધનરામ જનકલ્યાણ કે દેશહિતના વિચારમાં શરૂઆત દરેક કુટુંબથી કરવા માગે છે. એટલે પારણામાંથી સ્મશાન સુધીના મનુષ્યના જીવનપ્રવાસમાં જે જીવનના ગુરુત્વમધ્યબિંદુ તરીકે છે તે લગ્નના પ્રશ્નને પ્રથમ હાથ પર લે છે. કર્તાએ નિરૂપેલી ભાવના પ્રમાણે ખરા સ્નેહયોગનાં દંપતી અન્યોન્ય પ્રેરણા આપી

જનહિત સાધવા કમ્મર કસે એ આદર્શને આ ભાવનાશ્રેણીમાં પ્રથમ ઉદ્દિષ્ટ રાખેલો જણાય છે. 'સ્નેહમુદ્રા'માં નાયકનાયિકાના સંબંધમાં આ મૂર્ત થતું દેખાય છે, એ ઉપરાંત 'સરસ્વતીચંદ્ર'માં પણ નાયક કુમુદ જોડે સૂક્ષ્મ પ્રીતિના અદ્વૈતે અને કુસુમ જોડે સંસારલગ્ને જોડાયા બાદ કલ્યાણગ્રામની યોજના અમલમાં મૂકતો વર્ણવાયો છે એ પણ આ જ બતાવે છે.

પણ 'સ્નેહમુદ્રા'માં આ ઉપરાંત પણ ઘણું બધું ભર્યું છે. ગોવર્ધનરામનું ચિંતનક્ષેત્ર મર્યાદિત નથી, માનવીના સાંસારિક પુરુષાર્થથી માંડી મૃત્યુની ગહન ફિલસૂફીને સ્પર્શી આવે એટલું એ વ્યાપક છે. ખરું પૂછો તો ગોવર્ધનરામ પછી એવો વિશાળદ્રષ્ટા સર્વસ્પર્શી વિચારક હજુ ગુજરાતે જોયો નથી, જોવો બાકી છે. ગાંધીજીનું નામ તમે કોઈ સૂચવશો તો મારે વાંધો નથી. અતિ લંબાણભયે બધું ય હું અહિં ચર્ચી શકું તેમ નથી, પણ તેમાંની સત્ત્વશાળી ભાવનાસમૃદ્ધિ સંક્ષેપમાં ચીંધી દેખાડીશ. 'ઘૂવડ' કાંડમાં ભાવનાસેવીઓને ભાવનાગંડુ તરીકે લેખતા, ધર્મનીતિ સદાચારને હસી કાઢતા, ઉજળા કરતાં કાળું જ જોવાનો નિશ્ચય કરી બેઠેલા, 'તિમિરના જ્ઞાની' એવા વક્રદર્શી,' સંસારના અવળા પક્ષના જ્ઞાની' મનુષ્યોનાં પ્રતિનિધિ તરીકે ઘૂવડના મોંમા એની ફિલસુફી અચ્છી રીતે મૂકાઇ છે. મૃત્યુની ફિલસુફી સુંદર રીતે રજૂ કરતો ૧૧મો કાંડ તો ગોવર્ધનરામની શક્તિ તેમજ પ્રતિભાનું ઊંચામાં ઊંચું શિખર છે. તેની અંદર 'વિભુ–ઉર જેવું', વિભુને અનુકરતું *अणोरणीयान् महतो महीयान्* જેવું આકાશ પોતાનું સ્વરૂપ વર્ણવી હૃદયભૂતિને સમઝાવે છે.

મુજ બન્ધુ! આ વિભુ ઉર! ઘડીમાં આમ વપુ સંકોચતાં
તું શીખીયું ક્યારે જ? ભુલ્યું ભાન તું શું શોધતાં?

નથી લાગતું કે શ્રી કૃષ્ણ ધનંજયને '*अशोच्यानन्वशोचस्त्वम्* ...'

કહી મૃદુ ઉપાલંભ આપતા હતા તેનો અહીં સુંદર પડઘો છે? પણ આગળ વાંચીએ:

નથી નાશ કોઈ પામિયું, નથી એક કો વિખૂટી પડી,
ઘનરાજિ ઓગળી હોય, ધરની–ઉરમાં સરીને વહી

પછી એક સરસ દૃષ્ટાંત આવે છે, પણ તે નહિં ટાંકું. પછીની પંક્તિદ્વય

નથી તે નવું થાશે નહી, છે તે નથી ના થઈ જશે
તાપે તપ્યું જળ બાષ્પ બનશે, નષ્ટ પણ તે ના થશે.

ગીતામાંનાં 'નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ।' ની ગુજરાતીમાં સુંદર રજુઆત કરે છે. અને આટલું શીખવ્યા પછી એ અનન્ત આકાશનું ભવ્ય ઉદ્બોધન આવે છેઃ

રે શોક, રોવું તજી દે, જીવ, તું અનન્ત!
જો, આ અનન્ત મુજ કોતર છે ગભીર;
તે મધ્ય વ્યાપી સુતી, પાસ જ પ્રિય હારી,
જોતી તુંને, નજર તું પણ નાંખ તારી.

આ વાંચ્યા પછી મૃત્યુ એ આત્યંતિક વિનાશ છે એમ કોણ કહેશે? પણ મંદિરને જેમ કળશ હોય છે એમ આ કાંડના કળશરૂપ તો કડીઓ ૨૮–૨૯ છે. જેમાં એક સુંદર અર્થગર્ભ અન્યોક્તિદ્વારા, કદાચ રા. નરસિંહરાવની 'સ્મરણસંહિતા'ના પ્રધાન સંદેશની કેટલાકને યાદ આપે, તેવી મૃત્યુની ફિલસુફી રજૂ કરવામાં આવી છે. આ રહી તે કડીઓઃ

રે પદ્મ! અભ્ર વચમાં પડતો નિહાળી
શાને બીડાય? તુજ વાસરરત્ન રે એ
સપ્તુર્તિ નીરની કરી વપુ નિજ હોમી,
ધારો અદૃશ્ય બની નીર—સુધા ધરાને. ૨૮
રે! સૂર્ય મુજ ઉરમાં હજી છે દયાળ;
દેખાય એ નહી તથાપિ મરીચિ એના

પેશી પયોદપટમાં કરી બથ જેવું
મ્હોળું ઘનુ, ઝઝુમતા તુજ સેજ માથે. ૨૯

(સ્નેહમુદ્રા : કાંડ ૬૧)

તત્ત્વજ્ઞાન અને ઉચ્ચ પ્રતિના કાવ્યત્વનો મનોહર સમન્વય રજૂ કરતી આ કડીઓના વાચ્યાર્થ તેમ જ અર્થપૂર્ણ ધ્વનિ તેની નીચે ગ્રંથકર્તાએ પોતે સ્પષ્ટ કરેલા હોવાથી જિજ્ઞાસુઓને તે વાંચી લેવાનું સૂચવવામાં આવે છે.

આ પ્રકારનાં વિરહકાવ્યોની શોકધારા મૃત્યુમાંથી ફૂટતી હોઈ પોતાનાં પ્રિયપાત્રને અચાનક ઝડપી લેના એ ભેદી બનાવ પાછળ શું રહસ્ય હશે, ગત સ્વજન પાછું કદી જોવા મળે કે કેમ, મૃત્યુ એટલે બસ આત્યંતિક વિનાશ જ કે પછી તેની ય પાર ઔર કુછ ભૂમિ હોતી હશે, મૃત્યુનું સૃષ્ટિક્રમમાં શું સ્થાન આ અને આવા પ્રશ્નો કવિહૃદયને ઘેરી વળે છે. એનાં ચિન્તનમંથન બાદ કવિ મૃત્યુ પર કોઇ ફિલસુફી રચી કાઢતો હોય છે શું 'ઇન મેમોરિયમ' શું 'સ્મરણસંહિતા' કે શું 'કલાપીનો વિરહ' સૌમાં આ તત્ત્વ આવ્યા વિના રહે જ નહિ. 'સ્નેહમુદ્રા'ના કવિની એ ફિલસુફીનો સૂર વેદાન્તના કેવા આશાવાદમાં ઝબોળાઇ વાચકો આગળ રજૂ થાય છે એ અહિં આપણને જોઈ શકીએ છીએ.

એવી જ સુંદર ભાવના 'વનસમૃદ્ધિ'માં (કાંડ ૮૭) દેખા દે છે. ચાહ્ય સો ઘોર અંધકાર હોય, દેશના અતિમાઠા કઠણાઇના જ દસકા હોય, પણ અન્તે એનું પરિણામ ફાવવાનું નથી, 'If Winter comes, can Spring be far behind?' એ ન્યાયે એના ઉદયનું પ્રભાત મોડું વહેલું ઊગવાનું, એ અંધકારમાં, એ અવદશામાં પણ મહાપુરુષો જાગવાના એવો પ્રેરક આશાવાદ રજૂ કરતો એ કાંડ જોઇ જવા જેવો છે. એમાંની આ પંક્તિઓમાં:

અંધકારનો સમો પ્રબળ ! આ દશા થઇ મ્હારી !
સુંદર, કોમળ, સબળ, જાત મુજ તિમિરથી વીંધાઇ.
ત્હો ય હરિનો હાથ અમારે ! અંધકારમાં જીવું !
પોષણ પામું ! રહું સુવાસિત: અંતર્ગળ ના મૂકું !
દડું-પામું આનંદ વિજનમાં; ભલે લોક ના દેખે !

ભારતીમૈયા જ પોતાનું અંતર ઠાલવતી હોય એમ નથી લાગતું ? સેંકડો વર્ષોથી એક પછી બીજા એમ અનેક પરદેશીઓથી આક્રાન્ત ભારતે સ્વાતંત્ર્યનાશનું ગાઢું તિમિર જ જોયું છે, છતાં એ અંધકારની વચ્ચે એનો પ્રાણ હજુ અસ્ત નથી થયો, પોતાનું આત્મભાન ભલે ખોયું હોય અંતર્ગળ નથી ખોયું. ગોવર્ધનરામે સમસ્ત દેશને દૃષ્ટિફલકમાં લીધો છે, 'સરસ્વતીચંદ્ર' પણ એની સાખ પૂરે છે. નર્મદ પણ દેશવત્સલ હતો, 'દેશાભિમાન' શબ્દનો શિલ્પી ય એ જ હતો, છતાં ગુજરાતથી આગળ એની વિચારસીમા નહોતી વિસ્તરી; અલબત્ત, એનું કારણ તો એ છે કે સમકાલીન સમાજવ્યવસ્થામાં યુગધર્મ માગે છે તે સુધારા કરીને ક્ષયરોગી સમાજશરીરમાં ચેતન લાવવા મથનો તે પ્રખર સુધારક હતો. ખરું કહીએ તો પ્રવૃત્તિશાળી ક્રિયાવાન નેતા પોતાના કાર્યપ્રદેશ પૂરતો વિચાર ચલાવી એમાં મગ્ન રહે છે, જ્યારે ગોવર્ધનરામ જેવા, પ્રત્યક્ષ કોઈ પણ પ્રવૃત્તિમાં પડ્યા વિના તટસ્થ ઊભા રહી દેશના વાતાવરણના સર્વ પ્રવાહોનો અભ્યાસ કરનાર ચિન્તકની દૃષ્ટિ વધુ વ્યાપક હોય એ સ્વાભાવિક છે.

પણ હવે વધુ લાંબું નહિં કરું. 'મહાપુરુષોના સાંસારિક પુરુષાર્થ'ને મૂર્ત કરતો સિંહ (કાંડ ૭૬), હજારમુખે માનવીના હૃદય આગળ કોલાહલ મચાવી મૂકતી નાનાવિધ પ્રવૃત્તિઓની સૂચક 'ગર્જના' (કાંડ ૫૭), કવિહૃદયને ઉદ્દીપ્ત અને ઉદ્વિગ્ન કરતી સૃષ્ટિલીલાનાં પ્રતીકરૂપ 'વૃષ્ટિ' (કાંડ ૫૩), ધર્મપ્રકાશની દ્યોતક 'આકાશગંગા' (કાંડ ૫૯), શુભાશુભ

તથા પાપપુણ્ય, વિવેકનાં ચશ્માં ઉતારી લીધેલાંઓની દૃષ્ટિ રજૂ કરતું 'અંધતિમિર' (કાંડ ૬૪), નાની ક્ષુદ્ર દેખાતી વસ્તુઓ અને બિનાઓને પણ સૃજનહેતુ હોય છે, એને ઉવેખશો મા, એવો ઉપદેશ બોધતું તમરું (કાંડ ૮૪): 'સ્નેહમુદ્રા'ની બહુવિધ ભાવનાસમૃદ્ધિ માટે તે તે કાંડ તેમજ કાંડો ૮૦, ૮૨, ૭૫, ૮૮, ૯૦, તથા ૧૧૦ અભ્યાસીઓ માટે મનનાર્હ છે, એટલું સૂચન અત્ર બસ છે.

તો પ્રશ્ન નથી થતો કે આવી ભવ્ય સુંદર ભાવનાઓનો ભર્યોભર્યો અર્થસંભાર હોવા છતાં 'સ્નેહમુદ્રા' કેમ વધુપડતા અંધકારમાં રહી છે? આ પ્રશ્નનો જવાબ એટલે ગોવર્ધનરામની કવિ તરીકેની નિરપેક્ષદૃષ્ટિએ તુલના. •જે વસ્તુ 'સ્નેહમુદ્રા'ની ખૂબી તરીકે ગણાય છે તે જ એને દુર્ગમ બનાવે છે. કવિતા, સ્વ. રમણભાઇના સિદ્ધાંત મુજબ અંતઃક્ષોભનું પરિણામ હોય કે કવિ ન્હાનાલાલ કહે છે તેમ ચિત્તપ્રસન્નતાનું સંતાન હોય, પણ એ તો સર્વસ્વીકૃત વાત છે કે મગજ નહિં પણ હૃદય સાથે-ચિન્તન સાથે પછી, પણ પ્રથમ તો ઊર્મિ સાથે-કવિતાને ઉત્પત્તિ તેમ જ ઉપભોગની દૃષ્ટિએ વધુ નિકટનો સમ્બન્ધ છે. અત્યારે અર્થાનુસારી ચિન્તનપ્રધાન કવિતાને આદર મળતો જાય છે એની ના નથી; કલાપી જેવાના લાગણીવેડા તથા કવિ ન્હાનાલાલ જેવાની ઔકલી ભાવનામયતાની એવી જ પ્રત્યાઘાતી અસર હોય. પણ કવિતાએ હૃદયને હલાવવાનો માર્ગ મૂકી દઈ માત્ર હાંસોહાંસ ભરેલાં તત્ત્વજ્ઞાનના ભારવાહ બનવું ન જોઇએ જેટલે અંશે એવું થાય છે તેટલે અંશે કવિતા પોતાની મર્યાદા છાંડે છે અને તેના દંડ તરીકે તેના હૃદયસ્પર્શિત્વના ટકા ઓછા થાય છે. 'સ્નેહમુદ્રા'માં આવું જ કાંઇ થયું છે. ખૂબ વાંચી વિચારેલા એના જુવાન પંડિત કર્તાને પોતાની આ કાવ્યકૃતિમાં બને

તેટલો જ્ઞાનસંભાર ભરી દેવાનું પ્રબળ આકર્ષણ અનિવાર્ય થઇ પડયું હોય તેમ લાગે છે. ઉપર જોઇ તેવી ચિન્તનસામગ્રીને માટે નહિં પણ એ સિવાય જડ-ચેતન અનેક સત્ત્વોનાં મોમાંથી ગોવર્ધનરામે પોતાની સ્પષ્ટાસ્પષ્ટ બહુમુખી વિચારધારા રેલાવી છે તેને માટે આ ટીકા છે. તેઓ પોતે પૃષ્ટ ૭૭ની પાદટીપમાં કહે છે તેમ "હૃદયની પાસે જગત અનેક સંસ્કારોદ્વારા બોલે છે." પણ એમાં સપાટી પર તરતા સીધા અર્થ ઉપરાંત લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થનાં ગુંચળાં પણ સમાવવામાં આવ્યાં છે. આ લક્ષ્યાર્થને કવિ વ્યંગ્યાર્થ નામથી ઓળખાવે છે અને વ્યંગ્યાર્થને ધ્વનિતાર્થ નામ આપે છે એમ કરવાની કંઇ ખાસ આવશ્યકતા મને તો લાગતી નથી, સંસ્કૃત અલંકાર-શાસ્ત્ર પ્રમાણેના એમના રૂઢ શબ્દોથી રીતસર વ્યવહાર થઇ શકત. એ તો જાણે ઠીક, પણ કેટલીક વાર તો એકએ નહિં પણ અનેક વ્યંગ્યાર્થ કે ધ્વનિતાર્થ ધરવી દેવાનો મોહ કર્તાથી ખાળી શકાયો નથી. ઉદાહરણ જોવાં હોય તો ઝાકળ, વૃષ્ટિ, ગર્જના, વનસમૃદ્ધિ, અન્ધતિમિર, તમરું વગેરે કાંડોની ટીપો જોવી; તેમાંથી ખબર પડશે કે કેટલી બધી વાર એકથી વધુ ધ્વનિઓની પેરેડ 'સ્નેહમુદ્રા'કારે કરાવવી ધારી છે. તેમાંય વળી કર્તાની આપ-કબુલત પ્રમાણે "ધ્વનિતાર્થ ઘણું-ખરું ગ્રંથના પ્રસંગ સાથે સુસંબદ્ધ નથી, અને કેટલાક કાંડમાં તો કેવળ અસંબદ્ધ છે." એટલે પછી 'સ્નેહમુદ્રા'નું રસાસ્વાદન કરનારની મુશ્કેલીઓનું પૂછવું જ શું? પ૭મો કાંડ સોઃ ગર્જનાથી વાચ્યાર્થરૂપે શું અભિપ્રેત છે તે સમજાય તેવી વાત છે; તેનો વ્યંગ્યાર્થ છે, માનવીના 'સ્મશાન-પ્રબોધાદિને ક્ષણ-વારમાં નષ્ટ કરી' નાખનાર સાંસારિક પ્રવૃત્તિઓ. બહુ સારું. પણ એમાંથી ઊઠતા ધ્વનિઓ જોવા છે? એ છે "દયાહીન રાજા અથવા અધિકારી વર્ગ, પરદેશ જીતનાર જુલમી રાજા, સૃષ્ટિ ઉપર દુઃખ વરસાવનાર અપૌરુષ શક્તિ" એમ ત્રિવિધ.

આમાંનો કયો અર્થ વાચ્યાર્થ જોડે કે ગ્રંથના પ્રસંગ જોડે સુસંબદ્ધ છે ? ' અન્ધતિમિર 'માં ( કાંડ ૧૪ ) લગભગ અર્ધો ડઝન ધ્વનિઓ સમાવ્યા છે ! અને આટલેથી બસ હોય તો ય વાંધો નહોતો. કેટલીક વાર તો ' સ્નેહમુદ્રા 'ના કવિ પોતાની વિચારસરણીને એવી અમૂર્ત ( abstract ) અને ઝીણી કરી નાખે છે કે એથી એમનું વક્તવ્ય પોતાની ચોટ ખોઇ બેસે છે તેમ જ કંઇક અંશે દૂરાકૃષ્ટ તથા ક્લિષ્ટ થઇ પડે છે. ઘૂવડ, ઉત્સવપ્લાયન, અન્ધતિમિર, અરણ્યોદર, આકાશમાં ચડી આવતા માળામેઘ વગેરે કાંડો આના નમૂના તરીકે મૂકી શકાય. "સ્નેહમુદ્રાના કર્તાના ટિપ્પણ છતાં તેના ધ્વનિ અનુભવાયા નથી" એવી સ્વ. રણજિતરામ જેવાની ફરિયાદ સાવ અકારણ નથી. એક જ વિચાર બનો તેટલી સ્પષ્ટતાથી અને પારદર્શકપણે રજૂ કરવા તરફ લક્ષ રખાયું હોત તો વિશદતા આવત, પણ પોતાનો જ્ઞાનસંભાર હાલવનાં લોકોને આમાંનું કેટલું ગમ્ય થશે તેનો તો ઠીક, પણ એક કાવ્યકૃતિ કેટલો વિચારભાર સહી કે જીરવી શકે તેનો ય ખ્યાલ રાખવાનું કર્તા વીસરી ગયા છે. અવધૂતરાજ દત્તાત્રેયે અજગર, શમળી, કંકણ આદિ ચોવીસ જડચેતન પ્રકૃતિસત્ત્વોને ગુરુ તરીકે સ્થાપ્યાં હતાં અને તેમની કનેથી બોધ સાંપડ્યો હતો. પણ સહુ કાંઈ એવી સૂઝ કે શક્તિવાળા હોય ? એટલે ગોવર્ધનરામે એથી ઊલટો ક્રમ લઈ ઘૂવડ, શિયાળ, શ્વાન, સિંહ જેવાં ચેતનવાન પશુઓ તેમજ આકાશ, પર્વત, નદી, વિજળી, ઝાકળ વગેરે જડપ્રકૃતિ સત્ત્વોને ધરારગુરુઓ બનાવી દીધાં છે અને તેમની કને હૃદયભૂત પર પોતાનું જ્ઞાન, જગતના બહુરંગી સંસ્કારો, લદાવ્યાં છે એમ લાગે છે. ' સ્નેહમુદ્રા 'નો વાચક આથી જોશે કે પ્રિયાવિરહને લીધે દુઃખિયું એવું કર્તાનું હૃદય ચિન્તનમનનને ઝુલે ચડે છે, ત્યારે એમનું દુઃખ તો કોણ જાણે ક્યાં કુ...ક્રિ...ઉ થઈને ઊડી જાય છે અને બસ તત્ત્વજ્ઞાનમાં મસ્ત બને

છે. ચિંતન અને ફિલસુફી એટલે તો જાણે ગોવર્ધનરામને ગોળનું ગાડું મળ્યું ! અલબત્ત, એમ તો કરુણ-પ્રશસ્તિકાવ્યોના સંપ્રદાય મુજબ 'સ્નેહમુદ્રા' પણ ઊર્મિ અને ચિન્તનને તાણેવાણે વણાઈ છે-હૃદયભૂતના આછીઘેરી તીવ્રતાવાળા વિરહોદ્દગારો આ બતાવે છે જ,–પણ મારે જે કહેવાનું છે તે એ જ કે 'સ્નેહમુદ્રા'માં કાવ્યત્વને આવો વિચારભાર પ્રમાણમાં દાબી દે છે સાચી વાત તો એ છે કે ગોવર્ધનરામનું માનસ જ કલાકારનું નહિ, તેટલું ધર્મોપદેશકનું (preacherનું), વિચારકનું છે. 'સરસ્વતીચંદ્ર' જેમ એ વાતની સાબિતી આપે છે તેમ તેટલા જ પ્રમાણમાં 'સ્નેહમુદ્રા' પણ એની સાખ પૂરે છે. આને અંગે, 'સરસ્વતીચંદ્ર'ની લોકપ્રિયતાથી આકર્ષાઈ તેના કર્તાની આ કાવ્યકૃતિ વાંચવા ઇચ્છનાર કદાચ 'સ્નેહમુદ્રા'થી નાસીપાસ થાય તો નવાઈ નહિ, જો કે 'સરસ્વતીચંદ્ર'ના અભ્યાસીને તો ખબર પડી જ ગઈ હોવી જોઇએ કે પોતે કેવા પ્રકારના સાહિત્યકાર જોડે સહીયારાં બાંધે છે. પણ આ બધું કહેવામાં ગોવર્ધનરામના વિરાટ માનસ (gigantic mind)-નર્મદને રા. નરસિંહ ત્વે આપેલું એ વિશેષણ ગોવર્ધનરામને પણ લગાડવું સર્વથા સમુચિત છે-ને હું અન્યાય કરવા નથી માગતો. દોષ એમના સમૃદ્ધ ચિન્તનસંભારમાં નથી, પણ એની રજુઆતમાં છે એ જ મારે બતાવવું હતું.

અને એમની ભાવનાસમૃદ્ધિની રજુઆતમાંથી એમની શૈલીના મુદ્દા પર સહેજે ઉતરી પડાય છે. જો આ બધું ય ચિન્તન સરળ વિશદ લલિત કાવ્યશૈલીથી મઢાયું હોત તો ય કાંઇ વાંધો નહોતો, પણ 'સ્નેહમુદ્રા'ની કવિની શૈલી બાબતમાં પણ ખાસ ફરિયાદ કરવાપણું રહે છે. કવિ તરીકેની એમની ભાષા-શૈલીની કવિ નથુરામ સુંદરજીએ કરેલી 'માનવતી પ્રિયા' જોડેની પેલી જાણીતી સરખામણી—

તોડી પછાડી ભૂષણો, કરી દૂર સર્વ સુવર્ણને,<br>
રસરાગ બેઠી ખોઈ, ખૂબ કઠોર કીધા ચર્ણને;

રતી છુપાવી મુખ, દુઃખણીએ ન જોયું અમ ભણી,
શું મિત્ર, માનવતી પ્રિયા ? ના. ગિરા ગોવર્ધનતણી.

'સ્નેહમુદ્રા'નાં વાચન પરથી ઉપજેલી હોવી જોઈએ એમાં શંકાને સ્થાન ન હોવું જોઇએ. એક રીતે કહીએ તો સ્નેહમુદ્રા'ની કાવ્યશૈલીને નારિકેલપાકના ઉત્તમ નમૂના તરીકે રજૂ કરી શકાય. નાળિયેરના વેષ્ટનરૂપ છાલછાલોતરાંને ઉખેડવાના કષ્ટસાધ્ય શ્રમ પછી જ અંદરનું સફેદ મિષ્ટ કોપરું મેળવી શકાય છે. એવી જ રીતે 'સ્નેહમુદ્રા'ની જરા ખડબચડ તથા દુર્બોધ લાગતી ભાષાનાં ઝાળાંઝાંખરાં સાફ કર્યા પછી જ એમાંના ઉત્તમ ભાવના-પ્રકર્ષનો ઉપભોગ કરી શકાય છે. મધુર-કોમલ-કાન્તપદાવલી', સરળ સરતી પ્રવાહિતા, સપ્રમાણ લયબંધ, શબ્દસંગીત વગેરે કવિતાને આવશ્યક સામગ્રી ગોવર્ધનરામને હાથ બહુ બેઠી નથી એમ જરૂર લાગે છે. કેટલેક સ્થળે ભાષાવિલાસ નકામો આડંબરી, દીર્ઘસૂત્રી ને ક્લિષ્ટ થઈ ગયો છે, તે એટલે સુધી કે નીચે કર્તાએ ક્યાંક ક્યાંક આપેલી ટીપો છતાં ઘણી વાર અર્થ સ્ફુટ નથી થતો. "ગોવર્ધનભાઇમાં પૂરની પરવતા હતી, ઝરણની સુકુમારતા નહોતી" એ કવિ ન્હાનાલાલનું વાક્ય ગોવર્ધનરામની શૈલીને ઉદ્દેશીને કહેવાયું હોય તો નવાઈ નહિ. આ સાથે એમ પણ લાગે છે કે 'સરસ્વતીચંદ્ર'માં દેખાય છે તેટલો વિપુલ શબ્દભંડોળ પણ કર્તાની મદદે અહિં નથી આવ્યો લાગતો. જો કે એમની લેખનપ્રવૃત્તિના પ્રારંભકાળનું જ આ સર્જન હોવાથી એમ બનવું સ્વાભાવિક જ છે. વળી કેટલાક શબ્દોની આસપાસ જે સંસ્કારછાયા પરાપૂર્વથી વીંટળાયેલી હોય અને સંકેત કે રૂઢિથી જેનો અમુક જ અર્થ કરવા આપણે ટેવાયા હોઇએ, એવા શબ્દોને ગોવર્ધનરામ કંઈક અપરિચિત અર્થમાં વાપરે છે. એને અંગે કાવ્યનો સ્પષ્ટાર્થબોધ થવામાં અંતરાય આવે છે. ઉદાહરણ તરીકે 'ભવ' શબ્દને અહિં કુદરત કે પ્રકૃતિ( Nature )ના અર્થમાં બેસાડવામાં

આવ્યો છે, તેમ જ 'રતિ' શબ્દને પ્રેમ અથવા સ્નેહના વ્યંજક તરીકે પુસ્તકમાં આદિથી અન્ત લગી વાપરવામાં આવ્યો છે. એવી જ રીતે 'સુરત' શબ્દના રૂઢ અર્થને કંઇક પરિશુદ્ધ કરી, સુરત એટલે સ્નેહયોગ એ અર્થમાં જ એનો ઉપયોગ કર્યો છે. એક વાર આ શબ્દો અને કર્તાએ તેમાં ઉદ્દિષ્ટ રાખેલા અર્થથી પરિચિત થઇએ પછી વાંધો નહિં, પણ સામાન્ય વાચકો શરૂઆતમાં આનાથી કંઇક મુંઝાય ખરા. આ સિવાય 'સન્તમસ', 'નિધુવન', 'ઉત્સ્વપ્નાયન', 'વિપન્નસંસાર', 'અનુશય', 'ગણ્ડૂષ', 'વૃન્દારક', 'પ્રસંજન' જેવા ભડકાવતા ભોંભરા અને લગભગ ખૂણેખાંચરેથી શોધી કાઢેલા હોય એવા લાગતા સંસ્કૃત શબ્દોના વિનિયોગ સામે ય ખાસ ફરિયાદ કરવાની રહે છે. કવિનો સંસ્કૃતપ્રેમ એમની કને એટલા બધા ને એવા શબ્દોનો પ્રયોગ કરાવે છે કે ઠીકઠીક સંસ્કૃત જાણનાર વાચકને પણ કોષનો ઉપયોગ કર્યા વિના છૂટકો ન થાય. 'સ્નેહવિષ્ણુરૂપ-કૃષ્ણમુકુટશિખીકલાપકેરી' જેવા લાંબા અસહ્ય સમાસ (પૃ. ૧૫) તેમ જ કાંડોનાં આડંબરી નામો પણ આનું જ પરિણામ છે એમ કહેવું જોઇએ. એકંદર જોતાં ક્લિષ્ટતા, અર્થની અસ્પષ્ટતા, તથા પદલાલિત્યના અભાવને લીધે 'સ્નેહમુદ્રા'ના કર્તાની શૈલી એક રીતે 'નર્મકવિતા'ની તેવી જ શૈલી જોડે સરખાવી શકાય, જો કે ભાષાની તેમ જ ભાવોની શિષ્ટતામાં તો ગોવર્ધનરામ નર્મદ કરતાં કયાંય ચડી જાય છે.

ભાષાશૈલીની આ કઠિનતા જોડે આ કાવ્યનું વસ્તુ તેમ જ વાતાવરણ બીજી થોડીક વધુ મુશ્કેલીઓ વાંચનારને માટે ઊભી કરે છે. એક રીતે કહીએ તો જે થોડુંઘણું વસ્તુ આ કાવ્યનું કર્તાએ યોજ્યું છે તે બહુ જીવન્ત અને નક્કર નથી લાગતું. જાણે પોતાના ચિન્તનવિભવને વ્યક્ત કરવા માટે, તેમ જ તેને વધુ પ્રતીતિજનક ને સ્વાભાવિક કરી દેખાડવા માટે થોડાંક

ઓડાં કર્તાએ યોજ્યાં હોય એવું જ કંઈ લાગે છે. આને અંગે વસ્તુ કંઈક અસ્પષ્ટ ને ધુમ્મસરંગ્યું લાગે છે. વળી તમે જોઈ શકશો કે આ નાનકડી રંગભૂમિ પરનાં પાત્રોમાંથી કોઇને વિશેષ નામ ન આપતાં ચેતનમિત્ર, ચેતનપાન્ય આદિ સામાન્ય સંજ્ઞાઓથી સૂચવવામાં આવ્યાં છે. એ મિત્રદ્વયની પત્નીઓનો પણ કંઇ ખાસ નામકરણસંસ્કાર કરવામાં નથી આવ્યો, અને ગ્રીક નાટકોમાંનાં 'કોરસ'નો હેતુ સારતી પેલી સખીમંડળીને તો નામની જરૂર જ શી હોય? આમ કહેવા ખાતર કંઇક વસ્તુ અને ઝાંખાં ઓળા જેવાં પાત્રો, તેમની ઓથે કર્તાએ પોતાનો ભાવનાભંડાર વ્યક્ત કર્યો છે, છતાં એ 'અભિત્તિચિત્ર' જેવો જ રહે છે એ કહી નાખવું જોઇએ.

અને આ પાત્રોનો વ્યવહાર તો જુઓ. આ દુનિયામાં માણસોને મરવું એ તો સાવ સહેલી વાત લાગે છે. સતીનો બાપ પોતાના દોષના પશ્ચાત્તાપથી તત્કાળ મરણ પામે છે, નાયકપત્ની સતીની કરુણ આપવીતી સાંભળે છે ને પ્રાણ છાંડે છે, ખુદ નાયક પોતાના પ્રવાસનું બયાન મિત્રપત્નીને આપીને પંચત્વ પામે છે, મિત્રપત્ની નાયકની દુઃખદ સ્થિતિ વિશે સાંભળીને તરત જ મરણની મૂર્છા પામે છે! સામાન્ય વાચક વિચારે આ દુનિયામાં પ્રવેશ કરી હેબતાઈ જ જાય કે આ શું માળું, અહીં તો સૌ બસ વાત કરીને કે સાંભળીને તરત મૃત્યુ પામે! પણ એટલેથી બસ નથી, 'સ્નેહમુદ્રા'કારની તરંગકોટિ એથી આગળ જાય છે. મૃત્યુ પામેલાં નાયક તથા મિત્રપત્ની પાછાં હૃદયભૂતરૂપે અને પ્રાણરૂપે અવશિષ્ટ રહે છે અને પોતાનાં શબ ઉપર 'સુરત' રચે છે, અને મિત્ર આવતાં વળી એને ય પોતાના 'સુરત'માં મેળવી લઈ 'સરસ્વતીચંદ્ર'માંના પેલા પ્રયાણામદ્વૈતમૂની યાદ આપે તેવું 'ત્રિતય-સુરત' રચે છે (જુઓ કાંડ ૩૭). પછી પેલું હૃદયભૂત વળી સાચ્ચાં ભૂતની પેઠે 'હાય, હાય'ના મંત્ર(!)થી ધૂણવા લાગે. 'અંધક્ષિતિજ'માંથી વરેલાનું યૂપ

ઉતરી આવે, ભર્ત્સના પામી પાછું 'અરબડતાં, ધરતીમાં સમાઇ અદૃશ્ય થાય' વગેરે ઝિનાઓ વધુ ક્લિષ્ટતાને નોતરે છે. આ બધું ધીરજથી જોનાર અન્તે હૃદયભૂત, મિત્ર, તથા મિત્રપત્નીનાં સામટાં જ્યોતિને આકાશમાંથી ઉતરી આવતાં નાયકપત્નીનાં જ્યોતિઃસ્વરૂપમાં વિલીન થતાં જુએ છે * ( પૃષ્ઠ ૧૭૨ ). આ પરથી દીવા જેવું સ્પષ્ટ થાય છે કે ગોવર્ધનરામના ભાવનાસૃષ્ટિની આ બધી માયા જ છે. એ ખરું, પણ સામાન્ય વાચક આ અગમ્ય અટવીમાં મુંઝાઇ જઇ આ તરંગોને સમજી શકે નહિં અને "કાંઇ સમજાયું નહિં"ની ફરિયાદ કરે તો તેનો વાંક નથી.

ત્યારે આવી રીતે ઠાંસોઠાંસ ચિન્તન, અવિશદ શૈલી, સંસ્કૃતપ્રચુર ભાષા, તથા કેટલેક સ્થળે શબ્દજાળ અને તરંગકોટિ (conceits)યુક્ત વસ્તુ તથા વાતાવરણ: આવી આવી સામગ્રી 'સ્નેહમુદ્રા'ને અત્યાર સુધી અંધકારમાં રાખવા માટે જવાબદાર છે. 'સ્નેહમુદ્રા'ના મંદિરના પ્રવેશદ્વારથી જ કેટલાક અટકી જાય, કેટલાક એથી આગળ બેચાર ડગલાં જઇ પાછા આવે, કેટલાક વધુ ખંતીલા એથી આગળ જાય, પણ મંદિરના ગર્ભ સુધી પહોંચી અંદરના દેવનાં દર્શન કરી શકે નહિં; માત્ર જૂજ અભ્યાસીઓ જ એવા હોય જે અન્ત લગી ધીરજ ખોયા વિના ઠેઠ સુધી પહોંચી દર્શન કરી આવેઃ 'સ્નેહમુદ્રા' વિશે આવી જ કથની કહેવાની રહે છે.

---

* એ પ્રસંગ વર્ણવતી પંક્તિઓ

"......આકાશતેજ ઉતર્યું નીચું, ને નીચેથી,
ઊંચું ચડ્યું પથિક ઉરનું જ્યોતિ ઝાઝું."

એ 'અભિજ્ઞાનશાકુન્તલ'માંના सा निन्दति स्वानि भाग्यानि વાળા એ પંક્તિથી શરૂ થતા શ્લોકમાં સ્ત્રીરૂપ એક જ્યોતિ–મેનકા–શકુન્તલાને ઉપાડી આકાશમાં ઊંચે લઇ જાય છે એ શબ્દચિત્રની સ્પષ્ટ અસર કે છાયા બતાવે છે.

પણ આવી છોટી મોટી ખામીઓ છતાં ગોવર્ધનરામ કવિ નથી એમ ઝનૂનપૂર્વક કહી નાખનારને થોડી ખામોશ પકડવાનું કહેવું જોઇએ. એ ખરું છે કે એમનો કાવ્યસ્રોત એકધારો તેમ જ મંજુલ ગતિએ નથી વહેતો, પણ તે સાથે એટલું કબૂલ્યા વિના છૂટકો નથી કે તેમ છતાં ઉચ્ચોચ્ચ પંક્તિની કવિપ્રતિભાના ઝબકારા, મેઘલી રાતે વીજળીના આશ્ચર્યરતા ચમકારા જેમ, અવારનવાર દર્શન દઈ જાય છે અને વાચકોને ગોવર્ધનરામની ખરી શક્તિનું ભાન કરાવી જાય છે. કાંડ પાંચમાનું સુંદર પ્રકૃતિવર્ણન તેમજ ૨૮મા કાંડની પહેલી છ કડીઓમાંનું રમ્ય શબ્દચિત્ર ગોવર્ધનરામને એક અચ્છા પ્રકૃતિકવિ તરીકે સાબિત કરે તેવાં છે. કવિની સૌંદર્યદૃષ્ટિ, તરંગવિલાસ, ભાષાસામર્થ્ય, તેમ જ પ્રકૃતિપ્રેમ જોવાં હોય તો પાંચમો કાંડ વાંચ્યા વિના રહેવું ન જોઇએ. એની છઠ્ઠી કડી વાંચોઃ

> સ્નેહતણો આવ્યે ઉમળકો નભ–નારી ગઈ
> ભૂલી ભાન ને સંભ્રમવશ થઇ, તેથી જ એના
> અર્કબિમ્બરૂપ ગૌરસ્તનથી સરી પડયું જરી
> સ્તનોત્તરીય શું કરચલીવાળું થઇને આવું
> સૂક્ષ્મ જાળીનું ને વળી ઝીણું સુપારદર્શક
> મેઘરૂપ આ ? કેટલુ રાચું ? કેટલું નાચું
> જોઈ જોઈ સખે—
>
> હા ! હા ! હા !—રતિ સજી રે !

'ઇન્દ્રધનુષ્ય જોઇને મારું તો હૈયું નાચવા લાગે છે' કહેનાર પેલા આંગ્લકવિ વર્ડ્ઝવર્થના જેવો ઉલ્લાસ અહિં નથી જણાતો ? અને આકાશ એ નારી, સૂર્ય એનું ગૌરસ્તન અને મેઘપટળ*

* એક રીતે જુઓ તો વીજળી, મેઘ અને વૃષ્ટિ : પ્રકૃતિલીલાનાં આ ત્રણ સ્વરૂપો તો ગોવર્ધનરામનાં ખાસ માનીતાં હોય એમ લાગે છે. મેઘ, ચન્દ્ર, સાગર, શુક્રતારા ઈ૦ જેમ રા. નરસિંહરાવનાં માનીતાં પ્રકૃતિચિત્રો છે તેમ. પાંચમા કાંડમાં છે એવાં એમનાં સાક્ષાત

એ એનું સ્તનોત્તરીય: એ ઉપમાના સુંદર મેળમાં રહેલી કવિ-દૃષ્ટિ ને સૌંદર્યદૃષ્ટિ પ કયાં ઓછાં છે ? હજુ વધારે ટાંકવાનું મન થાય છે, પણ બસ. 'સ્નેહનિદાન', 'વત્સલતા' અને 'હિન્દી સ્નેહ' એ ત્રણ કાંડ તો એકથી વધુ વાર કોઇ કોઇ કાવ્યસંગ્રહમાં અવતારાઇ ચૂકયા હોવાથી સૌને પરિચિત હશે. દુ:ખિયારી વિધવાનું આત્મવૃત્ત, એને છાજે એવી સરળ, મધુર અને હૃદયસ્પર્શી રીતે મુકાયું છે. એ ઉપરાંત કવિ ન્હાનાલાલનાં 'જયા–જયન્ત 'માંની નૃત્યદાસીની ચાર્વાક ફિલસુફી જેવી પ્રલોભક ભોગવાંછુ ફિલસુફી ઉચ્ચારતી અભિસારિકાનાં ૩૨મા કાંડમાંનાં ગીતો, ૩૬મા કાંડની છેલ્લી બે કડીઓ, ૪૬મા કાંડમાં નદીની આત્મોક્તિ, ૫૧મા કાંડમાં સખીમંડળીનું દર્દભર્યું ગીત " એવા રુડા આંબલિયાની ડાળ મૂકીને, કોયલ, કયાં ગયાં રે ? " ૫૫મો કાંડ, ભવ્ય તત્ત્વદર્શન કરાવતું ૬૧મા કાંડમાંનું આકાશનું સંબોધન, ૯૬મા કાંડમાંની પ્રભાતશુક્રનું ઝુલણાછંદમાં કવિત્વ અને ફિલસુફીનો અજબ સમન્વય સાધતું ગીત, ગોવર્ધનરામના ભાષાપ્રભુત્વની પ્રતીતિ કરાવતા ૭૬, ૮૦ અને ૯૪મા કાંડ, ફિલસુફીના ગહન સનાતન કોયડાને સ્પર્શતો ૮૫મો કાંડ, રા. નરસિંહરાવની 'ચંદા 'ની જોડે ઊભી શકે એવું ઉષાનું ગીત (કાંડ ૧૦૮), અન્તની

મોટાં નાનાં વધુ મોટામાં, તો ન્હાનાં પણ મોટાં !
વ્યોમદીપ રવિ નભબિંદુ તો ધરદીવડાં નહી ખોટાં !

નો કેટલાક અતિઉત્સાહીઓને અલ્પસંતોષનો વ્યંજક હોઇ ઘાતક લાગતો, છતાં મને તો પ્રેરક લાગતો સંદેશ સુણાવતી

---

કાવ્યત્વપ્રચુર રસિક વર્ણનો તો ખરાં જ, પણ ઘણીવાર ઉપમા કે અલંકારોમાં પશુ તેમનો ઉપયોગ કવિ કરે છે, અને હૃદયસૂત્રને સંબોધતાં પ્રકૃતિસરોમાં પણ એનાં જ નામ છે. અત્રે દષ્ટાંતો ટાંકવાનું અશકય છે, કાંડો ૫, ૫૩, ૭૪, ૮૦, ૮૮ આ ત્રણમાંથી કોઈ એક રીતે એમના વાપર માટેનાં નિદર્શન માટે જોઇ લેવા.

ચક્રવાકીની ઉક્તિઃ આ સૌ 'સ્નેહમુદ્રા'ના કવિને પ્રથમ પંક્તિના કવિની શક્તિઓવાળા આદમી તરીકે સિદ્ધ કરે છે. 'ગોવર્ધનરામમાં કવિ તરીકે તો શું છે?' એવી શંકાદષ્ટિથી વાંચનારાઓને આ કવિતાઓમાં ગોવર્ધનરામ કવિ તરીકેની પોતાની શક્તિનો પરચો આપી દે છે* એમ જરૂર અભ્યાસીઓને લાગશે.

---

* ગોવર્ધનરામની કેટલીક ઉપમાઓની મૌલિકતા, નાવિન્ય તથા ચમક ખાસ આકર્ષક છે, અને તેમની કવિપ્રતિભાની પ્રતીતિ કરાવે છે. ૧૬૨મા પૃષ્ઠ ઉપર પવનની લહરીની ઉક્તિ "ગૌર ગાલ પર ખંજન સમ નદીવદને લ્હેરો પાડું" આનો સુંદર નમૂનો પૂરો પાડે છે. એ સિવાય, ૧૩૫મે પાને 'ચલી સૂની સૂની રેતી' વિરહિણીને 'શયનસાગરે હોડલી સમી' તેમ જ "પ્રલયવારિમાં વિષ્ણુ તે સમી" એમ બે સુંદર ઉપમાઓવડે વર્ણવી છે, ૧૫૩મે પાને પ્રભાતશુક્રને 'ઉષાતણા પદનખ જેવો' કહ્યો છે, તેમ જ ૧૨૭મે પાને

"ત્રિનયન કેરા ભાલ નયન સમ, વર્ષ પ્રલયના ભડકા!
તડિતમય ઊડે અહો તનખા!"

એ પંક્તિઓમાં વીજળીના તણખાને માટે વપરાયેલ અલંકાર: આ સૌ વધુ નમૂના તરીકે ગણાવી શકાય; અને પૃષ્ઠ ૧૪મે વીજળીને વર્ણવતી

...... મેઘકોયલા પર ભભકાથી
સળગી ઉઠી, દિશાસગડીમાં રમણીય ભડકો
બની અધઃશિખ, ............

એ પંક્તિઓમાંની ભવ્ય કલ્પના ઘડીભર તો એમાં રહેલી હીનોપમા તરફ દુર્લક્ષ કરાવે છે, પણ આ સાથોસાથ, ૭મા કડીની પહેલી કડીમાં દિશાઓને સ્વૈરિણી, રાત્રિને કુટ્ટિની, ઘૂવડ ઈ૦ ને 'અધમ ભડવા' કહ્યાં છે એ રૂપકોમાં ગોવર્ધનરામ રસવૃત્તિને આવે હીન દરજ્જે કાં લઈ જાય, એવો પ્રશ્ન નથી ઊઠતો? પણ એમ તો 'સરસ્વતીચંદ્ર'માં જમાલ અને અલકકિશોરીવાળા પ્રસંગનું સ્થૂળ તાદશ ચિત્રણ રસપૂર્વક કરવામાં આવ્યું નથી શું? એનો જવાબ એ આ રૂપકનો જવાબ.

આ ઉપરાંત કવિ તરીકેની ગોવર્ધનરામની બીજી એક બે વિ-

લાંબા ઉતારા આપવાનું અત્ર શક્ય ન હોવાથી અત્રે માત્ર આંગુલિનિર્દેશ કરીને જ સંતોષ માન્યો છે. એમાંની કેટલીક તો સુંદર છૂટક કવિતા તરીકે ઊંચું સ્થાન પામે તેવી છે અને ગુજરાતી કવિતાનું સાંગોપાંગ પ્રાતિનિધ્ય રજૂ કરવાનો દાવો કરતો કોઇ પણ કવિતાસંગ્રહ આમાંથી કોઇ નહિ ને કોઇ કવિતા-ને સ્થાન ના આપે તેટલે અંશે અધૂરો જ ગણાશે. અથવા તો આવી સારી સામગ્રી પૂરેપૂરી રાખી અન્ય શુષ્ક દીર્ઘસૂત્રી વસ્તુ ટૂંકાવીને 'સ્નેહમુદ્રા'ની ટૂંકી આવૃત્તિ કાઢવામાં આવે તો એ એનું ઘટતું સ્થાન તેમ જ સત્કાર જરૂર મેળવે એમાં શક નથી.

આમ કેટલુંક તો સો ટચનું સોનું છે, પણ એની સાથે બીજો મોળો માલ પણ હોવાથી 'સ્નેહમુદ્રા' વાંચનારાઓને બહુ રસોદ્બોધક નથી થઇ; એ રસિકતા અને શુષ્કતાના સંમિશ્રણ-વાળું કપિત્થફળ છે એમ કહેનાર એકંદરે તો સાચા જ છે. તો ગોવર્ધનરામનું કવિ તરીકેનું મૂલ્યાંકન શું, એ પ્રશ્નનો એકંદર સરવાળે જવાબ આપવો હોય તો આ ઉપરાંત 'સરસ્વતી-ચંદ્ર'માંની એમની છૂટક કવિતાઓ પણ જોઇ જવી જોઇએ. 'અવની પરથી નભ ચડ્યું વારિ ...' જેવું દર્દમય ભાવપૂર્ણ ગીત, 'દીધાં છોડી પિતા માતા ...' જેવી સરસ્વતીચંદ્રની અશ્રુધારા રેલાવતી દિલસ્પર્શી ગઝલ, 'જોગીરાજ ઊભા રહો જરી' એ સુંદર અનુવાદકાવ્ય 'માજી મને જોગી મળ્યો એક ...' વગેરેમાં દર્શન દેતી ગોવર્ધનરામની શક્તિ પણ

શિષ્ટતાઓ અહીં નજરે પડે છે. એક એ કે પ્રાસાનુપ્રાસ લાવવો જ જોઇએ એ પ્રણાલિકાનો અહીં વિવેકપુરઃસર ભંગ થયો છે. કવિ ન્હાનાલાલે એમનાં તાત્ત્વિકના આપણમાં આ બદલ એમની ઠીક સ્તુતિ કરી છે. બીજી વિશિષ્ટતા એ કે સંગીત માટેની કર્તાની અચ્છી નજર પાદટીપોમાં આપેલા મૂળ રાગો પરથી જણાઈ આવે છે. એમાંની કેટલીક તો ઉસ્તાદી સંગીતની ચીજો પણ છે. ગોવર્ધનરામે એ રાગોમાં પોતાની પણી કવિતા રચેલી અહીં દેખાશે.

ધ્યાનમાં લેવી યોગ્ય છે. છતાં એકંદરે તો અમેરિકન તત્ત્વજ્ઞાની કવિ એમર્સનની કવિ તરીકે આંકણી કરતાં તેના વિવેચક હર્નના નીચેના શબ્દો, જે કર્તાના ભાગિનેય રા. કાન્તિલાલ પંડ્યાએ 'શ્રીયુત ગોવર્ધનરામ'માં ટાંક્યા છે, તે ગોવર્ધનરામને સર્વથા લાગુ પડે છે:

"As regards his poetry, it does not flow. It lacks the lyrical e'lan. It is heavy and burdened with thought, often to the point of obscurity. But admitting all this, it can at least be said that it contains sufficient poetic sense and feeling to equip a dozen minor poets of today. Some of his poems, indeed, possess a rare and spiritual charm ..... ... But it must be recognised that as a poet he seldom ceases to be the philosopher, and the appeal of his verse as a whole is more to the thinker than to the lover of the poetic form."

કવિ ગોવર્ધનરામનો એક શબ્દમાં પરિચય આપી દેવો હોય તો મને લાગે છે કે 'ફિલસૂફ-કવિ' એ શબ્દ બસ છે.

છતાં 'સ્નેહમુદ્રા' વિશે કહેવાનું બધું કહેવાયું નથી. એના બેચાર મુદ્દા, અથવા કહો કે વિશિષ્ટતા, તપાસવાનું બાકી છે, તો એ તરફ એક ઊડતો દૃષ્ટિનિક્ષેપ કરી લઈએ. એક વિશિષ્ટતા તે આમાંની સખીમંડળી અને તેનું આ પુસ્તકમાં સ્થાન. ઇસ્કિલસ, સોફોકલીસ કે યુરીપિડીસ જેવા ગ્રીક નાટકકારોનાં શોકાન્ત નાટકો ('ટ્રેજેડી'ઓ) જેમણે મૂળ કે અંગ્રેજી અનુવાદોદ્વારા વાંચ્યા હશે, અથવા આંગ્લકવિ સ્વીન્બર્નની 'એટેલાંન્ટા ઇન કેલિડોન' જેવી ગ્રીક નાટકની અનુકૃતિથી પણ

જેઓ પરિચિત હશે તેમને એમાંની એક વિશિષ્ટતાએ–કોરસે ખાસ આકર્ષ્યા હશે. આ વૃન્દ (chorus) ગ્રીક નાટકમાં ખાસ મહત્ત્વનું અંગ ગણાતું. સામાન્ય રીતે આઠ, બાર અને કેટલીક વેળા તો પચાસની સંખ્યાએ પહોંચતું. એ વૃન્દ નાટકની ક્રિયા (action) થી બહુધા અલિપ્ત રહી પ્રત્યક્ષ ભાગ ન લેતું; તેનું મુખ્ય કર્તવ્ય તો નાટકનાં મુખ્ય પાત્રોનાં શુભાશુભ કાર્યો અથવા ભાવોને પકડી લઈ તેનું અનુરણન કરવાનું અને નાટકમાં સંગીતનું તત્ત્વ પૂરું પાડવાનું હતું. 'સ્નેહમુદ્રા'માંની સખીમંડળી આબેહુબ આવાં કોરસ જેવી જ લાગે છે. એકંદર આઠ વેળા એ બોલે છે, અને તે દરેક વખતે 'સ્નેહમુદ્રા'નાં મુખ્ય પાત્રોનાં વચન, કાર્ય કે મનોભાવ ઉપાડી લઇ તેને સબળ–વ્યંજકતાથી વધુ અસરકારક રીતે વાચકો કને રજૂ કરે છે. 'સંસ્કારવિરોધ' નામક ૨૪મા કાંડમાં બિચારા હૃદયભૂતની વિષમ કરુણ હાલત નિહાળી તેની પત્નીના મૃદુ છતાં પ્રેરક સહચારમાં એ કેવું સુખી હતું એ તીવ્ર વિરોધ કાવ્યમય વ્યંજકતાથી સખીમંડળી ગાય છે. ૩૫મા કાંડમાં ભવભૂતિની एको रसः करुण एव निमित्त भेदात् ... ની યાદ આપતી 'એક કરુણ–રસ–મગ્ન પણ ધરતું નવ નવ કાય' એ પંક્તિમાં વર્ણવાયેલી હૃદયભૂતની કરુણ અવસ્થાની અસરને વધુ ગાઢ બનાવી, એમાંથી ઊડી આવતી દ્વિજસુરી ૩૬મા કાંડમાં સખીમંડળી કેવી સુંદર રીતે ગાય છે, એનો નમૂનો જોવો હોય તો પાંચમી છઠ્ઠી કડીઓ જોઇએ:

આશાવાયુ વિષે મહાગરુડ. ને ન્હાની ઊડે ચલ્લિઓ:
ન્હાનો મેઘતણા જ તોડી પટ એ, શ્રી–શિર એ ધરે
આ ચંચૂ ભરતી જઃ હોય જડ જે નૈરાશ્ય–વિશ્વંભરા,
તેમાં સર્વ સુવે, મરે, નુઈ ઊઠે, જીવે મરી વા ન વા.

નિશા અને દિન દ્વિરૂપ કાળમાં
નિરાશ ને આશસમેત પ્રૂઢીમાં,
અભેદપાટો નયને લપેટતાં
કિશોર બેઉ રતિનાં જ તે રમે.

આમાંનો સગ્રગ્ર ભાવ હૃદયભૂતની અવસ્થા પર એક ટચુકડું ભાષ્ય જ નથી લાગતું ? તેમ નિરાશાના કાજળઘેરા અંધકારમાં પણ આશાની ઉજમાળી રેખા સાથેસાથ જ દર્શન દે છે. એવું આશ્વાસન રજૂ કરી સ્નેહયોગીઓએ અભેદપાટા આંખે લપેટી જેવી છે તેવી દુનિયા અનુભવી લેવી એવો પ્રેરક સંદેશ પણ અહિં નથી મળતો ? તેવી જ રીતે હૃદયભૂત બિચારું પોતાની પત્ની જોડે અનુભવેલાં પૂર્વસુખનાં સ્મરણોમાં સ્વપ્નલીન બને છે ત્યારે આ સહૃદય સખીમંડળી "જગ જૂઠું રે ! સ્વપ્ન ખરું આવું !" એ સુંદર ગીત ગાય છે, અને પછીના ૫૧મા કાંડમાં એક એવી જ મનોહર અન્યોક્તિદ્વારા નાયકપત્નીને સંબોધે છે. "એવા રુડા આંબલિયાની ડાળ મૂકીને, કોયલ ક્યાં ગયાં રે ?" તેમાં કોયલના એ મીઠાં ટહૂકારને અનેક ઉપમાઓદ્વારા વર્ણવી એને આર્જવયુક્ત વિનવણી કરે છેઃ

> વાગે વ્હાલાંના ભણકાર, ફૂએ એવું કાનમાં રે
> ઊચું આંખ જુવે તો રહી જાય..........મુકીને૦
> તમને આવી છે આવી પાંખ, આંબલિયો અપંગ છે રે
> ઊભો ઊભો ફુરે ને કરમાય !..........મુકીને૦

અહિં મૃતપત્નીક હૃદયભૂતની કરુણ અવસ્થા કેવી સબળ રીતે વ્યક્ત કરી છે ?

અને અન્તે પ્રભાત થતાં હૃદયભૂત "વ્હાલીતણા ઉર વિષે" પેસવાની તૈયારી કરે છે. ત્યારે પણ એક સુંદર અર્થવાહી કાવ્યમાં એ ભાવને વધુ સ્પષ્ટ કરનારું સખીમંડળીનું ગીત જ છે. એ આખું ય કાવ્ય મનોહર છે, પણ લંબાણભયે કશું ન ટાંકતાં ૧૧૫મો કાંડ જોઇ લેવાની સૂચના કરું છું. આમ ગ્રીક 'કોરસ'ની પેઠે સંગીત તેમ જ ચિન્તનનું તત્ત્વ (lyrical and meditative element) આ સખીમંડળી પૂરું પાડે છે. એના મોંમાં મુકાએલી કવિતા ખરેખર ઉચ્ચ પ્રકારની કવિતા ગણાય તેવી છે, અને કવિ ન્હાનાલાલનાં નાટકોમાં

કેટલાંક ભાવગીતોમાં કંઈ સૂચક મધુર ધ્વનિ તેમ જ સંગીતનું મનોહર મિલન થયું દેખાય છે, તેવું જ બધું આમાં પણ હોવાથી તેની જોડે આ સખીમંડળીનાં ગીતોને સરખાવવાનું મન થઇ જાય તેમ છે. 'કોરસ' તરીકે તેનો આ કલાભર્યો વિનિયોગ સહૃદયોને જરૂર આનંદશે; તેને નિરર્થક માનનાર, આથી સમજાશે કે, તેનું રહસ્ય પૂરું પ્રીછી શક્યા નથી

'સ્નેહમુદ્રા' એક રીતે 'સરસ્વતીચંદ્ર'ના અભ્યાસીઓને ખાસ મહત્ત્વની છે, કારણ એની અંદર એ મહાનવલની ભાવના તેમ જ વસ્તુનું આદિ-બીજ માલૂમ પડે છે એ આપણે જોયું છે. આ કાવ્યમાંની સ્થૂળ-સૂક્ષ્મ પ્રેમની મીમાંસા 'સરસ્વતીચંદ્ર' ભાગ ચોથામાં વધુ છણાઈ મૂર્ત સ્વરૂપ પણ પામે છે. દેશહિતની ભાવના વિશે પણ તેમ જ; કલ્યાણગ્રામની યોજનામાં મૂર્ત થતી દેશકલ્યાણની પુણ્યભાવના જનહિતના 'સ્નેહમુદ્રા'માંના આદર્શનો વિસ્તાર છે. બીજી રીતે જુઓ તો નાયક તથા મિત્ર એ સરસ્વતીચંદ્ર અને ચન્દ્રકાન્તનાં મૂળ સ્વરૂપો જ લાગશે. 'સ્નેહમુદ્રા'માંની પેલી વિધવાની આપવીતીમાં 'સરસ્વતીચંદ્ર'ની કુમુદના જીવનની શોકકથાનાં મૂળભૂત બીજ છે એમાં ય શક નથી. અને તો 'સ્નેહમુદ્રા'ના નાયકને પણ 'સરસ્વતીચંદ્ર'ના નાયક સાથે સહોદરભાવ હોય એમ લાગે છે. સરસ્વતીચંદ્ર કુમુદથી વિભિન્ન થયો એટલે 'શશિ જતાં પ્રિય રમ્ય વિભાવરી' એ પ્રભાકરનાં મનમાનીતાં કિરણ તો ન પ્રણ્યાં, પણ તેણે પોતે ય પોતાની પ્રેરણાપાંખ ગુમાવી. અને તે બદલનો એનો પશ્ચાત્તાપ ચોથા ભાગમાં જોઇ પણ શકાય છે અહીં નાયક પણ પત્ની ખુવે છે અને ભગ્નાશ-શો જીવનસંગ્રામમાં જાણે હારી બેસે છે. છતાં બને "સ્નેહીનો સ્નેહરૂપ વૈરાગ્ય" એમના સ્નેહયોગમાં વિક્ષેપ ન પાડતાં ઊલટો એને બલવત્તર બનાવે છે. સરસ્વતીચંદ્ર નંદશંકરના કહેવા મુજબ થોડોઘણો 'ભટકતો ફિલસૂફ' ( Vagabond philosopher ) જેવો

લાગે છે, તો 'સ્નેહમુદ્રા'નો નાયક પણ પોતાના સ્વભાવમાં તેવાં જ તત્ત્વો દેખાડે છે. પત્ની જતાં જનકલ્યાણ અર્થે તેમ જ પ્રિયાએ "હિન્દુદેશના અસુરો" પર વેર લેવાનાં કાર્ય માટે સૂઝવાની એની તાકાત નથી રહેતી, માત્ર પત્નીની માફક હિંદુ લોકો પર એક શાપ આપતો જાય છે. અને અહીં જ સરસ્વતીચંદ્ર અને તેની વચ્ચેના તફાવતની રેખા સ્પષ્ટ ઉપસી આવે છે. સરસ્વતીચંદ્ર વધુ પ્રમાણમાં ફિલસૂફ અને દેશવત્સલ છે, જ્યારે આ નાયક વધુ અંશે સ્નેહનો ફુદાગી ફકીર જેવો જ લાગે છે. પણ બહુ ઝીણું કાંત્યા વિના આટલું તો સિદ્ધ થયું માની જ લેવું પડશે કે 'સરસ્વતીચંદ્ર' તથા તેના કર્તાના અભ્યાસીઓને, ગોવર્ધનરામની ભાવનાઓ તથા તેના વિકાસની જિજ્ઞાસા અર્થે, 'સ્નેહમુદ્રા'નું વાચન અનિવાર્ય ગણાવું જોઈએ.

જેવી ખાસ વિશિષ્ટતા નથી દેખાતી. ખબરદારની 'દર્શનિકા'ને કેટલાક વિરહકાવ્ય ગણે પણ નહિ, કારણ 'અમૃતમય આત્મજા તાતમન તહેમીના'ના મૃત્યુ પછી સ્મારકરૂપે આ દીર્ઘકાવ્ય કવિએ લખ્યું છે એની ના નહિ, પણ આખા કાવ્યમાં ક્યાંય પિતૃહૃદયના પોતાના ( personal ) વિરહોદ્‌ગાર કે રુદન નથી દેખાતાં અને માત્ર એકલું ચિંતનમંથન જ આદિથી અન્ત લગી માલુમ પડે છે, અને એ રીતે રુરુદિષા અને ચિન્તન એ બે વિરહકાવ્યનાં આવશ્યક લક્ષણોમાંથી એક જ ત્યાં હોવાની પ્રતીતિ કરાવે છે. ત્યારે પસંદગી કરવાની રહે છે બાકીનાં ત્રણમાંથી, અને એમાં નિઃશંક 'સ્મરણસંહિતા'નો નંબર પહેલો આવે છે. 'કલાપીનો વિરહ' તેમ જ 'સ્નેહમુદ્રા'માં ભવ્ય ચિંતનો ને ભાવનાઓ છે. ઊર્મિની ભીનાશ પણ છે, છતાં એકંદરે 'સ્મરણસંહિતા' જેવી ભાષા તથા ભાવની વાહકતા તથા પારદર્શકતા, અને ચિંતનનું વૈશદ્ય તેમનામાં નથી દેખાતાં. વળી 'સ્નેહમુદ્રા'ને મુકાબલે 'સ્મરણસંહિતાનો' ચિંતનસંભાર કંઇક ઓછો હોવા છતાં જેટલો છે તેટલાનું પ્રતિપાદન એવી સુંદર રીતે કરાયું છે. એકના એક આશાજનક તેજસ્વી પુત્રના અકાળ મરણથી ફુટેલી કરુણરસની ધારા એટલી વેધક અને અસરકારક છે, તેમ જ ઊર્મિ અને ચિન્તનની એવી સમપ્રમાણતા છે અને શોકોર્મિમાંથી ફિલસુફીમાં એવું સ્વાભાવિક સંક્રમણ થાય છે કે ગુજરાતી વિરહકાવ્યોમાં તો 'સ્મરણસંહિતા'ને જ પ્રથમ સ્થાન આપવું જોઇશે. 'સ્નેહમુદ્રા' તથા 'કલાપીનો વિરહ' અવશ્ય બીજે નંબરે આવી શકશે. આગળ જોઇ તેવી ખામીઓ અને ક્ષતિઓ છતાં એટલું સમૃદ્ધ ચિન્તન તેનામાં છે કે એ સ્થાનની એ જરૂર અધિકારી છે.

આમ 'સ્નેહમુદ્રા'નું વસ્તુ, ભાવના, શૈલી, ખામીઓ, વિશિષ્ટતાઓ, વિરહકાવ્યસાહિત્યમાં તેનું સ્થાન, એ સૌની આપણે ચર્ચા કરી. આ સમગ્રાવલોકન કરતાં એક વાત શું નથી

સાબિત થતી કે 'સ્નેહમુદ્રા' એ છેક વિસારે પાડવા જેવી કૃતિ નથી, તેમ જ એક બે લીટીમાં તેને અવગણી નાખવાને એ લાયક નહોતી? એમાં લાલિત્ય કે પ્રસાદ નહિં હોય, શૈલીની વિશદતા નહિં હોય, પણ સમગ્ર સબળ ચિન્તનનો એવડો બધો ભાવનાસંભાર તેમાં છે કે અન્ય સર્વ કૃત્યાશોને વિસારે પાડી માત્ર એને જ ખાતર એનો નવેસરથી અભ્યાસ થવો જોઇએ છે. તેમાં ય વળી અર્થપ્રધાન કવિતાના આ જમાનામાં તો એ આવશ્યકતા બેવડાય છે. બને તેટલા વધુ પ્રમાણમાં શાળામાં શીખવાતા કાવ્યસંગ્રહોમાં એનું પ્રતિનિધિત્વ જળવાય તેમ જ શક્ય હોય તો એમાની કેટલીક શુષ્ક, શબ્દાળ, તરંગી સામગ્રી ચાળી કાઢી, એક રસિક ટૂંકી આવૃત્તિ પણ તૈયાર કરાય તો આપણા એક મહાન સાહિત્યકારનું મનોરાજ્ય લોકો સમક્ષ વધુ રજૂ થાય, તેમ જ એમનું ઋણ અદા કરી શકાય. મુંબઇ યુનિવર્સિટીએ બી. એ. ના અભ્યાસક્રમમાં એને સ્થાન આપ્યું છે, એ આ દૃષ્ટિએ ખરેખર આવકારપાત્ર પગલું છે. ધીરજથી તેનો અભ્યાસ કરનાર અન્તે સિંહાવલોકન કરી જોશે તો પોતાને નિરાશ થવાપણું બહુ નથી મળ્યું એમ જોઇ શકશે. 'સ્નેહમુદ્રા'ના અવલોકન તેમ જ મૂલ્યાંકનનો આ પ્રથમ પ્રયાસ છે; "જુઓ તો ખરા, આ દાટેલા ખજાના તરફ આંખ કાં મીચો? જુઓ તો સહી, આ સરસ છે" એટલું કહી અત્યાર સુધી ઉપેક્ષિત રહેલી આ ગોવર્ધનકૃતિ પ્રત્યે સૌનું ધ્યાન ખેંચી શકું ને એ વાંચવા સૌને લલચાવી શકું તો ય આ પ્રયાસની સફળતા માનીશ.

# ચોકડીનું નિશાન[1]

## પાત્રો

કેપ્ટન બાર્ટલેટ.

નેટ બાર્ટલેટ (કેપ્ટનનો પુત્ર.)

સ્યુ (કેપ્ટનની પુત્રી.)

ડૉક્ટર—હિગિન્સ.

મેરી એલન. વહાણના ત્રણ ખલાસીઓ—સીલાસ, કેટસ, જીમી.

દૃશ્યઃ—કેપ્ટન બાર્ટલેટનું મકાન......કેલીફોર્નીઆના કિનારાના-ઊંચા ખડક પર એ 'કેબિન' જેવું મકાન બાંધવામાં આવ્યું છે. સફરી જહાજના જેવો જ સરંજામ એના ઓરડામાં છે. તખતાની ડાબી પાસ, પહેલાં ભીંતમાં ગોળાકાર ડોકાબારી ('પોર્ટ હોલ') છે, તેની પછી ઉપર જવાની સીડી છે; પછી બીજી પાંચ ડોકાબારી છે. વહાણમાં વપરાય તેવી બત્તી પાછલા ડાબા ખૂણામાં એક ટેબલ પર પડી છે. પ્રેક્ષક સામેની ભીંતમાં નીચેના ખંડમાં જવાની સીડી. જમણી બાજુએ ખાટલા પર ધાબળો પાથરેલ છે. અને તેની આ બાજુએ ટેબલ અને બે સાદી ખુરશીઓ છે. બધી ડોકાબારીઓમાંથી ચંદ્રનું તેજ, લીલી ભરીને ચાકળી ધૂળ જેવું, ખંડમાં પડે છે અને તેથી ટેબલ પરનું હોકાયંત્ર સ્પષ્ટ દેખાય છે. જમીન પર જૂનો પેરા રંગનો કામળો પાથર્યો છે. તેના પર હોકાયંત્રની અર્ધગોળ છાયા પડે છે. છતમાં લાંબું, કાચના બારવાળું, હવાબારિયું છે.

---

૧. તાજેતરમાં નોબેલ પ્રાઇઝ જીતેલા યુજીન ઓનીલકૃત 'વ્હેર ધ ક્રોસ ઇઝ મેડ'નું ભાષાંતર. ઓનીલ વિશે નોંધ પણ આ અંકના ધ્વનિવિભાગમાં છપાશે.—સંચાલક

શરદની રાતનો પહેલો પહોર છે. પવનનો આછો નિઃશ્વસ જેવો અવાજ વખતે વખતે આવે છે. નીચેથી સાગરનો ધીરો પણ નિયમિત નાદ સંભળાયા કરે છે.

પડદો ઉપડયા પછી થોડી વારે પાછજનું બારણું ધીરેથી ઉઘડે છે. નેટ બાર્ટલેટ ગુપચુપ અંદર આવે છે. ઓરડામાં કોઈ નથી તેની ખાતરી થતાં તે બહાર કોઇને નિશાની કરી બોલાવતો દેખાય છે. ડોકટર હિગિન્સ ઉપર આવીને બારણું બંધ કરે છે, અને ઓરડામાં કુતૂહલપૂર્વક જોતા ઊભા રહે છે. એ સામાન્ય કદના ત્રીશ–પાંત્રીશ વર્ષના ડોકટર છે. નેટ બાર્ટલેટ ખૂબ ઊંચો છે. તેનો જમણો હાથ કાપી નાંખવામાં આવેલો છે. તેના જાડા ખમીસની જમણી બાંય નકામી લટકે છે. ત્રીશ વર્ષનો હોવા છતા તેની ઉમર વધારે લાગે છે. તેના મોટા માથા પર વાળ અસ્તવ્યસ્ત વિખરાયેલા છે, અને માથાના ભારથી ખભા નમી ગયેલા લાગે છે. તેનો ચહેરો ખાડાવાળો અને નાક અણીવાળું છે. આંખો કાળી અને મોટી છે. ચહેરા પર થોડા દિવસની દાઢી ચઢેલી છે. તેનો અવાજ ધીમો પણ ઘેરો છે.

**નેટઃ** દેખાય છે કે ડોકટર?

**હિગિન્સઃ** (મનમાંની અસ્વસ્થતાને દબાવવા પ્રયત્નપૂર્વ શાન્ત કરેલા સાદે). હા. હા. બરાબર. બહાર ચાંદની છે એટલે—

**નેટઃ** એટલું ઠીક છે. એને વધારે પ્રકાશની જરૂર નથી પડતી, કાચની બારીમાંથી આવે છે તેટલું અજવાળું તેને બસ થાય છે.

**હિગિન્સ** (ચમકીને) કોને? તમારા પિતાને?

**નેટ** બીજા કોની વાત હોય?

**હિગિન્સઃ** (આસપાસ જોઇ) વહાણની કેબિન જેવો આ ઓરડો છે.

**નેટઃ** હા, મેં તમને પહેલેથી જ ચેતવેલા ને?

**હિગિન્સઃ** ચેતવેલા? એમાં ચેતવણી શાની? મને તો આ

બધું—તમારા પિતાના મનના આવા કાંટા—સ્વાભાવિક લાગે છે; અને, જાણવું ગમે તેવું.

નેટ: ગમે તેવું ? ... હશે.

હિગિન્સ: અને તમે કહ્યું તેમ એ ઉપર જ રહે છે ? નીચે આવતા જ નથી ?

નેટ: કદી નહિ. આમ ને આમ ત્રણ વરસનાં વહાણાં વાયાં મારી બહેન તેને ત્યાં ખાવાનું આપી આવે છે. (ખુરશી પર બેસીને) ખૂણામાં બત્તી છે. એ અહિં લાવો અને બેસો. આપણે બત્તી કરીએ. તમને અહિં સુધી હું લઈ આવ્યો—આટલે ઊંચે. શાન્તિથી બેસો. અહિં આપણી વાતો કોઇ સાંભળી શકે તેમ નથી. અને આ બધું તમે જાતે જ જોઇ લો. મારે બધી હકીકત તમને સમજાવવી જોઇએ. એ માટે બત્તી કરવી પડશે. નહિતર આ બધું તમને સ્વપ્ના જેવું લાગશે. અહિં બધું જ સ્વપ્ના જેવું લાગે છે.

હિગિન્સ : (બત્તી મૂકીને) આ જગ્યા જરા એવી છે.

નેટ: એનું અજવાળા તરફ ધ્યાન નહિ જાય. એની નજર ત્યાં હશે—દરિયા પર; અને બત્તી જોઇને આ તરફ આવે તો ભલે આવે તમારે તેને મળવું તો પડશે જ—વહેલા કે મોડા. (દિવાસળી કરીને તે બત્તી પ્રગટાવે છે.)

હિગિન્સ: કયાં છે,—તે ?

નેટ: (હાથ ઊંચો કરી) ત્યાં. છાપરા પર. બેસો જરા. એમ કાંઈ એ નહિ આવી જાય.

હિગિન્સ: આની પર છાપરું પણ છે, એમ ? વહાણ પર હોય છે તેવું ?

નેટ: હા. વહાણના તૂતક જેવું જ. ત્યાં પણ એ બત્તી, હોકાયંત્ર વગેરે રાખે છે. અને બેઠા બેઠા વાટ જુએ છે. અત્યારે

પવન છે, નહિતર એમની હરદ્દરનો અવાજ તમે અહીંથી સાંભળી શકત. આખી રાત એ ત્યાં ટહેલવાના. (એકાએક કર્કશ બની) મેં ન કહ્યું તમને કે એમનું ખસી ગયું છે?

**હિગિન્સ:** (ધંધાદારીની અદાથી) તેમાં નવું શું છે? એ વાત તો મેં ઘણી વાર સાંભળી છે. હું અહિં પાગલખાનામાં ડૉક્ટર થઈને આવ્યો ત્યારથી લોકોને એ વિશે વાતો કરતા મેં સાંભળ્યા છે. તેઓ આ પ્રમાણે ચાલ્યા છે; રાતે, કેમ?

**નેટ:** હા. રાતે જ. (બિહામણે સાદે) એને જે જોવું છે તે દિવસે કેમ કરીને સૂઝવાનું? સ્વપ્નાં ને—એવું એવું.

**હિગિન્સ:** પણ એને જોવું છે શું, એની કોઈને ખબર છે? કોઈને એણે પોતે વાત કરી છે?

**નેટ:** (અધીરાઈથી) કેમ? એ તો બધા ય જાણે છે. વહાણ—બીજું શું?

**હિગિન્સ:** કયું વહાણ?

**નેટ:** તેનું પોતાનું વહાણ—'મેરી એલન' એ નામ મારાં ગત થયેલ માના નામ પરથી જ પાડેલું.

**હિગિન્સ:** પણ તે ... એ પાછું આવવાનો વખત વીતી ગયો છે? કેમ આવ્યું નથી? છે શું?

**નેટ:** ત્રણ વરસ પહેલાં સેલીબીસ ટાપુઓની નજીક ડૂબી ગયું—બધા ખલાસીઓ સાથે.

**હિગિન્સ:** (વિસ્મયથી) હં, હં. (થોડી વારે) પણ તમારા પિતા હજી એવા સંશયને વળગી રહ્યા છે કે—?

**નેટ:** એમાં તેમણે કે બીજા કોઈએ કશો સંશય રાખવાનું કારણ જ નથી. તોફાન પછી પંદર દિવસે એ સાવ ભાંગીને ઊંધું વળેલું જણાઈ આવેલું. 'વ્હેલ' મચ્છીના શિકારીઓ 'જ્હોન સ્લોકમ' વહાણવાળાએ એને એવું જોએલ. તેમણે એની

પાસે જઈ નામ વાંચી આવવા હોડી ઉતારેલ ને એ પરથી ખરી વાતની ખાતરી થઈ.

હિગિન્સઃ તેની તમારા પિતાને જાણ નથી?

નેટઃ જાણ તો હોય જ. સૌથી પહેલું એ એમણે જ જાણ્યું. જાણ્યું તો એમણે બધું ય છે, બરાબર જાણ્યું છે, ડૉક્ટર! પણ તે માનતા નથી. તે કદી માનતા હોત તો આજે જીવતા ન હોત.

હિગિન્સઃ (અધીરાઇથી) ચાલો જોઉં. મિ. બાર્ટલેટ! આપણે હવે મુદ્દા પર આવવું જોઇએ. તમે મને વધારે ગુંચવાડામાં નાંખવા તો અહિં ન જ આણ્યો હોય! મારા દવાખાનામાં હું તેમને લઈ જઇશ ત્યારે બધી ચોખ્ખી વિગતોની મને જરૂર પડશે. એ રીતે જ હું તેમનું દર્દ સમજીને સારવાર કરી શકું. મને પૂરેપૂરી હકીકત કહો.

નેટઃ (સચિંત, ધીમે સાદે) અને આજે જ રાત્રે તમે એને અહિંથી લઈ જશો! નક્કી?

હિગિન્સઃ અહિંથી જઇ હું વીશ મિનિટમાં જ મોટર લઇ પાછો આવીશ. એમાં ફેર પડે નહિ.

નેટઃ અને ઘરમાં પેઠા પછી કયે રસ્તે થઇને અહિં ઉપર આવવું એ તમને યાદ છે?

હિગિન્સઃ અલબત્ત, છે. પણ, મને સમજાતું નથી—

નેટઃ બહારનું બારણું તમારે આવવા ખુલ્લું જ રાખીશું. ત્યાંથી સીધા તમે ઉપર આવજો. હું અને મારી બહેન અહિં બેઠાં હઇશું-એની સાથે. અને જુઓ-અમને આ વાતની ખબર નથી—કોઇકે અહિંના સત્તાવાળાઓને ફરિયાદ કરી છે-અમે નહિં, હોં!—એમ કહેવાનું. એને જરા સરખો ખ્યાલ ન આવે કે મેં—

હિગિન્સઃ હા, હા, એ તો બધું બરાબર. પણ હજી મને- એ તોફાનબોફાન કરે એવું ખરું?

નેટઃ ના. ના. એ હમેશાં શાન્ત રહે છે, અતિશાંત. પણ તે કંઈ પણ ગમે તે-કરી બેસે, જો એમને ખબર પડી કે-

હિગિન્સઃ હરકત નહિ. એ વાતની ખાતરી રાખો. હું ખબર નહિ પડવા દઉં. પણ બે જણને સાથે લાવીશ-જખત છે ને-(બોલતાં અટકી, પછી ધંધાદારી સીધા અવાજથી). હવે, મિ. બાર્ટલેટ, તમને વાંધો ન હોય તો આ કેસની વિગત-વાર હકીકતો પર આવીએ.

નેટઃ (ડોકું ધુણાવતો, વિચારમાં ગરક થઈ) કોઈ વાર એવું ય બને છે, જ્યારે હકીકતો-લ્યો ત્યારે મુદ્દા પર આવીએઃ મારા બાપ અને દાદા હતા વહેલ મચ્છીનાં શિકારી વહાણોના કપ્તાન. બાપુએ એ રીતે છેવટની સફર કરેલી આજથી સાત વરસ પર. ગયા ત્યારે તો કહેતા ગયેલા કે બે વરસમાં આવશું, પણ અમે તો ચાર વરસ પૂરાં થયાં પહેલાં એમનું મોઢું જોયું જ નહિ. કયાંથી જોઈએ? એમનું વહાણ ભાંગેલું હિંદી મહાસાગરમાં, હિંદી-ચીનવાળા દરિયામાં. એટલે, બાપુ ને એમના સાથીઓમાંથી જે છ જ બચ્યા, તે બધા જઈ પડયા એ દરિયાના આર્કી પેલેગોના એક ઉજ્જડ-દોજખ જેવા ઉજ્જડ, હોં ડૉકટર સાહેબ-બેટ ઉપર. આટલો ય આશરો મળ્યા પહેલાં તો એ લોક ખુલ્લી હોડીમાં સાત સાત દિવસ લગી એમ ને એમ રખડેલા, દરિયામાં. વહાણમાંહ્યલા બીજા બધાનું શું થયું, એની તો ખબરે શી પડે? પડયા હશેરતો શાર્કબાર્કને મોંએ ... જે છ જણા બાપુની જોડે બેટ પર ઊતરેલા, એમાંથી ય ત્રણ જ જીવતા રહેલા, જ્યારે મલાયા લોકનાં એણીકોર નીકળેલા એક હોડકાંના કાફલાવાળાઓએ એમને હોડકાંમાં ઉઠાવી લીધા ત્યારે. એ વેળા તો એ ચારેચાર ભૂખે ને તરશે ગાંડાતૂર થઈ ગયેલા. આવંદે એ ચાર જણા

'ફ્રિસ્કો'[૧] પહોંચ્યા હતા. (ખૂબ ભારપૂર્વક) ચાર જણ એટલે: બાપુ, સિલાસ હોર્ન, કેટ્સ અને જિમી. એ ચાર. (પરાણે હસતાં) એટલી છે તમારી 'હકીકતો,' આ બધું ય એ વખતે છાપામાં આવેલું–બધું બાપુએ કહેલી વાત પ્રમાણે.

હિગિન્સ: પણ બેટ પર જે પેલા ત્રણ રહેલા, તેમનું શું ?

નેટ: (કર્કશપણે) ખુલ્લામાં શરદીના માર્યા મૂઆ હશે, કદાચ; કે પછી, ઘેલછાના માર્યા દરિયામાં પડતું મૂક્યું હોય. કહેવાતું તો એમ જ હતું. વળી કોઇ એવી ધુસપુસે કરતું કે એમને હલાલ કરીને ખાધા પણ હોય, કદાચ. પણ ત્રણેત્રણ ગયા–ખતમ થયા–એમાં તો કૈં શક જ નહિ. હકીકત એટલી. બાકી તો, કોને ખબર છે ? અને, એમાં બીજું છે પણ શું ?

હિગિન્સ: (કંપતાં) 'છે પણ શું ?' કેમ ? મને તો લાગે છે કે છે ને ઘણું છે.

નેટ: (કરડાકીથી) અહિં વાત છે હકીકતોની. ડૉક્ટર. (હસીને) અને સાંભળો કેટલીક વધુ: બાપુની સાથે બચેલા ત્રણને –હૉર્ન, કેટ્સ અને જિમીને–પોતે આ ઘેર સાથે લાવેલા. બાપુ તો માંડ ઓળખાય એવા થઈ ગએલા. તેમણે તો દોજખનાં દુઃખ વેઠેલાં; ને દેખાતા હતા ય તેવા જ. બાલ બધા સફેદ થઈ ગએલા. પણ એ તો તમે ય હમણાં જ નજરે જોશો. અને એમના સાથીઓ–એ ત્રણે પણ ઓલાદોલા જેવા દેખાતા હતા. ઘેલા કહો તો પણ ખોટું નહિ. (ફરીથી હસે છે.) આટલું, ડૉક્ટર, હકીકતો જણાવવાપૂરતું. એ આટલે પૂરી થાય છે અને હવે સ્વપ્નાં શરૂ થાય છે.

હિગિન્સ: (શંકાપૂર્વક) લાગે છે કે–હકીકતો જ બસ છે.

નેટ: ચોનો. (વાતને ધીરેધીરે આગળ ચલાવે છે:)

---

૧. સાન ફ્રાંસિસ્કોનું ટૂંકું નામ.

બાપુએ મને એક દિવસ બોલાવ્યો. અને બધાની વચ્ચે પહેલી વાર વાત કરી. એક મોટું રહસ્ય મને સમજાવવામાં આવ્યું. મલાયા ટાપુ પર કોઇ અંધારી જગ્યામાં તેમને એક જબરદસ્ત પેટી જડેલી અસલના ચાંચિયાઓ રાખતા તેવી એ પેટી હતી. કેટલા ય વખતની જૂની, કાટ ચઢેલી અને એ પેટી ઉઘાડતાં બસ–( હસતાં હસતાં ) શું હોય, બોલો જોઉં ડૉક્ટર ?

હિગિન્સઃ ( જવાબમાં હસતાં ) ખજાનો, બીજું શું ?

નેટઃ જોયું ? તમે પણ કેટલા શ્રદ્ધાળુ નીકળ્યા ! ખજાનો ( હસી પડીને ) હા, બીજું શું હોય ? એ પેટી ઉઘાડી; અને બીજું તમે કલ્પી શકો–હીરા, મોતી ઝવેરાત–કલ્પનાને કોણ બાંધી શકે તેમ છે ? ( મશ્કરીમાં હસે છે. )

હિગિન્સઃ ( રસપૂર્વક ) પછી ?

નેટઃ પછી ભૂખ અને તરસ આવ્યાં. ટાપુ પર કોઇ ન મળે; ખજાનો કંઇ ખાવાની વસ્તુ નથી. બધા રીબાયા અને ગાંડા થવા માંડ્યા. સમજશક્તિ બુઝાઈ જવા લાગી. બાપુને એમ થયું કે પોતે પણ પાગલ થઈ જશે. અને બધી વાત ભૂલી ન જવાય તે માટે તેમણે શું કર્યું હશે, કહો જોઉં ?

હિગિન્સઃ ખજાનો દાટી દીધો ?

નેટઃ બરાબર. બહુ સાદી વાત છે, ખરું ? જે ઠેકાણે દાટ્યો તેનો નકશો બનાવીને બાપુએ પાસે રાખ્યો, અને પછી મેં કહ્યું તે દશામાં બધા ઘેર પધાર્યા ( ખીસ્સામાંથી ચોળાઈ ગયેલો કાગળ કાઢી ) આ એ નકશો. જોઇ લો બરાબર ( ટેબલ પર નકશો પાથરે છે. )

હિગિન્સઃ ( બરાબર જોઇને ) આ તો રસ પડે તેવું છે. હું ધારું છું કે ખજાનો હશે, જ્યાં–

નેટઃ ચોકડીનું નિશાન કર્યું છે ત્યાં.

હિગિન્સ: અને બધી સહીઓ ?

નેટ: હા. સીલાસ અને કેટ્સની એ સહીઓ છે. જિમીને લખતાં આવડતું નહિ. તેણે અંગૂઠાની છાપ મારી છે. અને આ રહસ્યનો હું વારસ તેથી મારી સહી છે. અમારાં આગલાં ઘરબાર વેચીને બાપુએ 'મેરી ઍલન' વહાણ તૈયાર કર્યું, અને ખજાના માટે એ સફરે ઉપડ્યું તે દિવસે અમે એ સહીઓ કરેલી.

હિગિન્સ: અને એ વહાણની તે હજી વાટ જુએ છે–ત્રણ વરસ પહેલાં ડૂબી ગયું તે ?

નેટ: હા. એ જ 'મેરી ઍલન' પેલા ત્રણે માણસો વહાણમાં ગયા. બાપુ સાથે જવાના હતા. પણ મારાં મા માંદાં પડી ગયાં, તેથી તેમને રોકાઈ રહેવાનું થયું. પછી તે મૃત્યુ પામ્યાં. પછી વાટ જોવા આ કૅબીન બાંધવામાં આવી. મારી શંકા દૃઢ થતી ગઈ. અને છેવટે મને ખજાનામાંનો કીમતી નમૂનો બાપુએ હાથમાં આપ્યો. આ રહ્યો હજી એ મારી પાસે. (ખીસ્સામાંથી ચકચકતા પથ્થર જડેલી જાડી મોટી બંગડી કાઢીને ટેબલ પર ફેંકે છે.)

હિગિન્સ: આ હીરા સાચા છે ?

નેટ: તમને ય એમ માનવાનું મન થઇ જાય છે ? કોડી અને કાંકરા છે, ડૉક્ટર ? મલાયાનાં બૈરાં એ પહેરે છે. હવે તમે સમજ્યા એના ગાંડપણનું કારણ ? હજી એ વહાણની વાટ જુએ છે અને તેથી હું તમને કહું છું કે એને લઈ જાઓ દરિયાથી દૂર, ત્યાં એ સાજા થાય તો. કરજ કાપીને આ મકાન હવે મારે છોડવાનું છે. કાં તો અમારે અહિંથી જવું પડશે. રપુનું હવે વેવિશાળ થવાનું છે. સાથે એ હોય તો ?

હિગિન્સ: તમારી પરિસ્થિતિ હું સમજી શકું છું. અને તમારી આ વાત પણ મને કામ આવશે એ ખજાનાની વાત કરશે ત્યારે હું તેને સમજાવી શકીશ.

બાપુએ મને એક દિવસ બોલાવ્યો. અને બધાની વચ્ચે પહેલી વાર વાત કરી. એક મોટું રહસ્ય મને સમજાવવામાં આવ્યું. મલાયા ટાપુ પર કોઇ અંધારી જગ્યામાં તેમને એક જબરદસ્ત પેટી જડેલી અસલના ચાંચિયાઓ રાખતા તેવી એ પેટી હતી. કેટલા ય વખતની જૂની, કાટ ચઢેલી અને એ પેટી ઉઘાડતાં બસ–(હસતાં હસતાં) શું હોય, બોલો જોઉં ડૉકટર?

**હિગિન્સ:** (જવાબમાં હસતાં) ખજાનો, બીજું શું?

**નેટ:** જોયું? તમે પણ કેટલા શ્રદ્ધાળુ નીકળ્યા! ખજાનો (હસી પડીને) હા, બીજું શું હોય? એ પેટી ઉઘાડી; અને બીજું તમે કલ્પી શકો–હીરા, મોતી ઝવેરાત–કલ્પનાને કોણ બાંધી શકે તેમ છે? (મશ્કરીમાં હસે છે.)

**હિગિન્સ:** (રસપૂર્વક) પછી?

**નેટ:** પછી ભૂખ અને તરસ આવ્યાં. ટાપુ પર કોઇ ન મળે; ખજાનો કંઇ ખાવાની વસ્તુ નથી. બધા રીબાયા અને ગાંડા થવા માંડ્યા. સમજશક્તિ બુઝાઈ જવા લાગી. બાપુને એમ થયું કે પોતે પણ પાગલ થઈ જશે. અને બધી વાત ભૂલી ન જવાય તે માટે તેમણે શું કર્યું હશે, કહો જોઉં?

**હિગિન્સ:** ખજાનો દાટી દીધો?

**નેટ:** બરાબર. બહુ સાદી વાત છે, ખરું? જે ઠેકાણે દાટ્યો તેનો નકશો બનાવીને બાપુએ પાસે રાખ્યો, અને પછી મેં કહ્યું તે દશામાં બધા ઘેર પધાર્યા (ખીસ્સામાંથી ચોળાઈ ગયેલો કાગળ કાઢી) આ એ નકશો. જોઇ લો બરાબર (ટેબલ પર નકશો પાથરે છે.)

**હિગિન્સ:** (બરાબર જોઇને) આ તો રસ પડે તેવું છે. હું ધારું છું કે ખજાનો હશે, જ્યાં–

**નેટ.** ચોકડીનું નિશાન કર્યું છે ત્યાં.

હિગિન્સઃ અને બધી સહીઓ ?

નેટઃ હા. સીલાસ અને કેટ્સની એ સહીઓ છે. જિમીને લખતાં આવડતું નહિ. તેણે અંગૂઠાની છાપ મારી છે. અને આ રહસ્યનો હું વારસ તેથી મારી સહી છે. અમારાં આગલાં ઘરબાર વેચીને બાપુએ ' મેરી એલન ' વહાણ તૈયાર કર્યું, અને ખજાના માટે એ સફરે ઉપડ્યું તે દિવસે અમે એ સહીઓ કરેલી,

હિગિન્સઃ અને એ વહાણની તે હજી વાટ જુએ છે— ત્રણ વરસ પહેલાં ડૂબી ગયું તે ?

નેટઃ હા. એ જ ' મેરી એલન ' પેલા ત્રણે માણસો વહાણમાં ગયા. બાપુ સાથે જવાના હતા. પણ મારાં મા માંદાં પડી ગયાં, તેથી તેમને રોકાઈ રહેવાનું થયું. પછી તે મૃત્યુ પામ્યાં. પછી વાટ જોવા આ કેબીન બાંધવામાં આવી. મારી શંકા દૃઢ થતી ગઇ. અને છેવટે મને ખજાનામાંનો કીમતી નમૂનો બાપુએ હાથમાં આપ્યો. આ રહ્યો હજી એ મારી પાસે. ( ખીસ્સામાંથી ચકચકતા પથ્થર જડેલી જાડી મોટી બંગડી કાઢીને ટેબલ પર ફેંકે છે. )

હિગિન્સઃ આ હીરા સાચા છે ?

નેટઃ તમને ય એમ માનવાનું મન થઇ જાય છે ? કોડી અને કાંકરા છે, ડૉક્ટર ? મલાયાનાં બૈરાં એ પહેરે છે. હવે તમે સમજ્યા એના ગાંડપણનું કારણ ? હજી એ વહાણની વાટ જુએ છે અને તેથી હું તમને કહું છું કે એને લઈ જાઓ દરિયાથી દૂર, ત્યાં એ સાજા થાય તો. કરજ કાપીને આ મકાન હજુ મારે છોડવાનું છે. કાં તો અમારે અહિંથી જવું પડશે. રહ્યુનું હવે વેવિશાળ થવાનું છે. સાથે એ હોય તો ?

હિગિન્સઃ તમારી પરિસ્થિતિ હું સમજી શકું છું. અને તમારી આ વાત પણ મને કામ આવશે એ ખજાનાની વાત કરશે ત્યારે હું તેને સમજાવી શકીશ.

નેટ: તમે ત્યારે આજે જ એને લઇ જશો ને? મારી બહેનને ખાતર—

હિગિન્સ: હા. વખત થયો છે. હું હમણાં જ પાછો આવીશ. (નેટ બારણું ઉઘાડે છે.)

નેટ: અને જરૂર વિલંબ ન કરશો તે અહિં જ હશે

(ડૉક્ટર જાય છે. તેના જવાનો અવાજ સાંભળતો નેટ થોડીવાર ઊભો રહે છે. પછી બારણું બંધ કરીને ખુરશી પર બેસે છે. બત્તી જરા ઝાંખી કરે છે. મોજાંનો ઘુઘવાટ સંભળાયા કરે છે. નેટ વિચાર કરતો બેસે છે. પાછળનું બારણું સહેજ ઉઘડે છે. તેના અવાજથી તે એકદમ ચમકી જાય છે.)

નેટ: કોણ છે?

(બારણું આખું ઉઘડે છે. સ્યુ અંદર આવે છે અને બારણું બંધ કરે છે. એ પચીશેક વર્ષની દૂબળી દેખાતી સ્ત્રી છે. તેના ઉદાસ ચહેરા પર વાળનાં જુલ્ફા ફરફરે છે. તેની મોટી આંખોમાં આસ્માની રંગની છાંટ છે. તેનો અવાજ જરા મ્લાન અને અને ધીમો છે.)

સ્યુ: હું છું. તમે ચમક્યા કેમ?

નેટ: (પાછો ખુરશીમાં બેસીને) કંઇ નહિ. મને એમ હતું કે તું તારા ઓરડામાં હશે.

સ્યુ: (પાસે આવીને) હું વાંચતી હતી. ત્યાં મેં કોઇના જવાનો અવાજ સાંભળ્યો. કોણ ગયું અહિંથી?

નેટ: એક માણસ. મારા ઓળખીતા.

સ્યુ: પણ તે હતા કોણ?

નેટ: ડૉક્ટર.

સ્યુ: તેને તમે અહિં લાવેલા? આ ખંડમાં? મને ખબર ન પડે એ માટે!

નેટ: હું એને આ બધું બનાવવા લઇ આવ્યો હતો.

સ્યુઃ પણ તે પેલા પાગલખાનાના ડૉક્ટર તો નહોતા ને ? મને સાચું કહો, ભાઈ ! મને બીક લાગે છે.

નેટઃ ના. ના. તું નિરાંત રાખ.

સ્યુઃ પણ મને વાત તો કરો.

નેટઃ વાત શું કરવાની છે ? મને એમ થયું કે તે જરા દરિયાથી દૂર રહે તો સારું. વહાણ અને ખજાનો એના મગજમાંથી નીકળી જાય એટલે બસ. બોલ, એમાં મેં ખોટું શું કર્યું છે ?

સ્યુઃ દરિયાથી દૂર ખસે તો તે એક પળ પણ ન જીવે.

નેટઃ અને તને ખબર છે ? લેણદારો કાલે જ આવ્યા હતા. મકાન આપણે ખાલી કરવાનું છે. અને જો રહેવું હોય તો એ અહિં ન જોઈએ.

સ્યુઃ પણ બાપુ એને શું નડે છે ?

નેટઃ શું નડે છે ? આખી રાત–ખડક ઉપર–અંધારે કે અજવાળે–એ હાથ ઉછાળતા ફરે–અને નીચે રસ્તે જતા માણસોને એ જોઇ બીક લાગે છે. લોકો ભૂતની વાતો કરે છે. આમ થાય તો આ મકાનમાં પછી રહેવા કોણ આવે ?

સ્યુઃ પણ કારણ બધાને ખબર હોય પછી બીક શાની લાગે ?

નેટઃ બીક તો લાગે. હું પોતે ઘણી વાર ગભરાઇ જાઉં છું.

સ્યુઃ શાથી ?

નેટઃ એના અવાજથી. દરિયો ગાજે છે અને એ ગાંડા થાય છે. જે દરિયાએ મારી જિંદગી બગાડી, (ઠૂંઠો હાથ બતાવી) મારી આ દશા કરી—

સ્યુઃ એમાં કાંઈ બાપુનો વાંક નથી.

નેટઃ એમ ? મને નિશાળ એણે છોડાવી. મને બેવકૂફ

જેવો ખલાસી બનાવ્યો. મારું શરીર કંતાઇ ગયું. અને ભાંગેલી હોડી જેવો નકામો બની હું કિનારે આવ્યો.

સ્યુ: હવે એ બધું તમારે ભૂલી જવું જોઈએ

નેટ: ભૂલી જવાની વાતો થાય, સ્યુ! ટૉમ થોડા વખતમાં સફરેથી પાછો આવશે. ખૂબ કમાઇને આવશે. તારાં લગ્ન થશે. તું કપ્તાનની પત્ની થઇશ--અને હું—

સ્યુ: મારી સાથે આવજો. હું, તમે અને બાપુ

નેટ: તને ભારરૂપ થવા ? એ બને નહિ. (નિશ્ચયપૂર્વક) હું તો અહિં જ રહેવાનો. મારું પુસ્તક પૂરું થવા આવ્યું છે. અને એ પૂરું હું કરીશ જ. જો તે અહિં ન હોય તો મને કોઈ સતાવે તેમ નથી.

સ્યુ: (ગભરાઇને) ન હોય ? એ ક્યાં જાય ?.

નેટ: એ શાન્તિથી રહે અને રહેવા દે તેવે સ્થળે.

સ્યુ ના. ના. ભાઇ! આપણાં બાને ખાતર પણ તમારે આમ ન કહેવું જોઇએ.

નેટ: હં. હં. સ્યુ! એને ન સંભાર. એ બિચારી આ જોવા નથી રહી. એના શાંતિ પામ્યા રૂદને ન જગાડ--આ બધું જોઇને કકળવા.

સ્યુ: ભાઇ!

નેટ: (અકળાઇને) મહેરબાની કરીને માનું નામ ન લે, સ્યુ! (જરા શાન્ત થઇને) જો. આ મકાન માટે આપણને બે હજાર પૌંડ મળવાના છે. મેં લેણદારો સાથે નક્કી કર્યું છે. દેવું પતી જાય અને વળી એટલી રકમ પણ આપણને મળે.

(સ્યુ તિરસ્કારપૂર્વક એની સામે જોઈ રહે છે.)

અને તારાં લગ્ન થશે. હજાર પૌંડ હું તને આપીશ.

સ્યુ: મારે એ પૈસા નથી જોઈતા.

નેટ: એમાં કાંઈ ખોટું નથી, સ્યુ ! મારે ક્યાં તાણ છે ? હું તો મોટા ખજાનાનો વારસ છું. (કૃત્રિમ હાસ્ય કરીને) ઉદાર થવું મને પોસાય તેમ છે.

સ્યુ: તમને શું થયું છે ?

નેટ: મને ? હું આ રમતથી થાકી ગયો છું. અને એને એ વાત-દરિયો, વહાણ અને ખજાનો. (ખીસ્સામાં હાથ નાખતાં મેલી આંગળી તેના હાથમાં આવે છે. ખીજાઈને તે બહાર ફેંકી દે છે.) ઘણા દિવસ એ ચાલ્યું-આજે બધાં સ્વપ્નાં પૂરાં થશે આજ રાતે એ જાય એટલે પંચાત મટી.

સ્યુ: (નેટની સામે સ્થિર નજર માંડી) એટલે? આજે બાપુ જાય છે? તમે એને મોકલી દો છો ? પાગલખાનામાં ? એ હજાર પૌંડ માટે બાપને વેચ્યા ? ઓ ... નેટ ... ભૂંડું થજો તારું—

(પવનનો સુસવાટ થાય છે. સ્યુ સ્થિર નજરે જોતી ઊભી રહે છે. તેના હોઠ બીડાયેલ છે. પવનમાં તેના વાળ ઊડે છે. બત્તીની જ્યોત જરા ફરકે છે.)

નેટ: જરા ધીમે, સ્યૂ !

સ્યુ: (સામે જોયા વગર) તમે એને વેચ્યા.

નેટ: એમ ન બોલ, સ્યુ ! આ જો. (ખીસ્સામાં હાથ નાખી) મારી વાત સાંભળ. આ નકશો-આ ખજાનો-ચોકડીનું નિશાન કર્યું છે ત્યાં. વરસો થયાં મેં એ પાસે રાખ્યો અને સ્વપ્નાં સેવ્યાં. આશામાં ને આશામાં મારું પુસ્તક મેં કોરે મૂક્યું. મારું મગજ નકામું થતું ગયું. આ બધી ઘેલછા, આ ગાંડપણ ક્યાં સુધી ? સ્યુ, ક્યાં સુધી એ સહન કરવું ? હવે મારી ધીરજનો અંત આવ્યો છે. આજની રાત. અને બસ બધું ખલાસ થશે. હું મુક્ત થઈશ.

સ્યુ: (ઊંડેથી બોલતી હોય તેમ) હં ! બધું ખલાસ.

નેટ: એમ શું ગાંડાની જેમ જોઈ રહે છે ? જો, આજે બધું પત્યું છે. (નકશો બત્તી આગળ ધરી સળગાવે છે રાખની કરચલીઓ વળે છે. કાગળ ધીરે ધીરે બળી જાય છે) આજે સ્વપ્નાનું વિસર્જન અને સાદી જિંદગીની શરૂઆત આ નકશો ગયો. અને સાથે ગાંડપણ પણ ગયું. હવે બીજો નકશો નથી.

સ્યુ: (ધીરા અમાનુષ સ્વરે) નથી ?

(નેટ ચમકે છે, પૂતળા જેવી જડ સ્યુ સામે જોઈ રહે છે. સ્યુ સાગર તરફ એકધ્યાન બનીને ઊભી છે.)

નેટ: છે. પણ એ તો ગયો. સીલાસ પાસે બીજો નકશો હતો. પણ સીલાસ તો દરિયાને તળિયે જઈ સૂતો છે. અને નકશો પણ તેની સાથે. (નકશાની રાખ પગથી કચરી નાખીને) મેં એને વેચ્યા. એમ કહે તો એમ, પણ હવે વાત પૂરી થાય છે. હમણાં ડૉક્ટર એને લેવા આવશે.

(ઉપરથી એક લાંબો ઘેરો સાદ સંભળાય છે. ધડાકા સાથે બારણું ઊઘડે છે. ઓરડામાં પવનની ઝાપટ આવે છે. સ્યુ અને નેટ ચમકીને ઊભાં રહે છે. કેપ્ટન બાર્ટલેટનાં પગલાં સંભળાય છે.)

નેટ: આપણી વાત સાંભળી ?

સ્યુ: (નાક પર આંગળી મૂકી) શ. શ..!

(કેપ્ટન બાર્ટલેટ અંદર આવે છે. નેટના જેવો તેનો ચહેરો છે પણ શરીર ખૂબ જ મજબૂત અને ટટ્ટાર છે. તેના વૃદ્ધ ચહેરા પર સફેદ વાળ પથરાયેલા છે આંખો મોટી અને તીક્ષ્ણ છે. લાંબો કોટ અને દરિયાઈ સફર માટેનાં બૂટ તેણે પહેરેલાં છે. અતિશય ઉત્સાહ અને આનંદથી તે અંદર આવે છે અને નેટ સામે હાથ લંબાવી ઊભા રહે છે. નેટ એક ડગલું પાછળ હટી જાય છે.)

બાર્ટલેટ: હું ગાંડો હતો, કેમ ? ત્રણ વરસ થયાં તને એમ હતું કે હું ગાંડો હતો. 'મેરી એલન' ડૂબી ગયું ' તું, ખરું ?

નેટ: ના. ના. બાપુ ! આ–

બાર્ટલેટ: ગપ નહિં માર, હેવાન ! હું તો તને નડતર થઈ પડ્યો 'તો ગને મોકલી દેવો' તો–પાગલખાનામાં, કેદમાં, કેમ ?

સ્યુ: બાપુ, ના. એમ શું ... ?

બાર્ટલેટ: તું નહિ, છોકરી ! તારી વાત નથી. તું તો તારી મા જેવી છે.

નેટ: ( ફિક્કો પડી જઈ ) તમે એમ ધારો છો કે હું—

બાર્ટલેટ: તારી આંખો કહી આપે છે, કમજાત ! લ્યાનત હજો તું પર !

સ્યુ: એમ ન કરાય, બાપુ !

બાર્ટલેટ: તું આઘી જા. મારી મશ્કરી કરતો'તો કેમ ! બધાં સ્વપ્નાં હતાં–સ્વપ્નાં ! મારી વાત નહોતો માનતો, નહિ ?

નેટ: હું હજી ય માનું છું, બાપુ !

બાર્ટલેટ: હવે તો માનેજને, એમાં નવાઇ શી ? નજરે દેખાય ત્યારે.

નેટ: નજરે ?

બાર્ટલેટ: હજી તેં 'મેરી એલન' જોયું નથી ? મારો સાદ તેં ન સાંભળ્યો ?

નેટ: ( ગૂંચવાઇને ) સાદ તો સાંભળ્યો. પણ શાનો ?

બાર્ટલેટ: જો હવે 'મેરી એલન' આવે છે. દક્ષિણના દરિયા પરથી. મેં નહોતું કહ્યું કે એ આવ્યા વગર રહે જ નહિ.

સ્યુ: બાપુ ! જરા શાન્ત થાઓ. કંઈ જ નથી.

બાર્ટલેટ: ( નેટ પર નજર રાખી ) પાછું આવ્યું મારું વહાણ. આખું સોનાથી ભર્યું છે. બેવકૂફોને એ નહિ સમજાય. જો, પણે આવ્યું–સામે જો. કાળાં ડિબાણ પાણી પર, મોજાંઓની વચ્ચે. જો, ત્યાં લંગર નાખે છે.

નેટ: ( ચકિત સ્થિર આંખે ) 'મેરી એલન!' એ શી રીતે ઓળખાય?

બાર્ટલેટ: કાંઈ મગજ ખસી ગયું છે? મારું વહાણ હું ન ઓળખું?

નેટ: પણ રાત છે. બીજું કોઈ વહાણ હોય.

બાર્ટલેટ: ભાન છે કે નહિ? આવી ઊજળી ચાંદનીમાં, રૂપેરી ફીણ ઉડાડતું, જો સામે આવ્યું! સીલાસને મેં બત્તી કરવાનું કહ્યું હતું, યાદ છે?

નેટ: લાલ અને લીલી રોશની.

બાર્ટલેટ: ( ઉત્સાહથી ) ત્યારે આંખ ઉઘાડ જરા. જો. ઉઘાડ આ બારી ( નેટ બારીમાંથી નજર કરે છે. તેનો ચહેરો અસ્વસ્થ અને આશ્ચર્યમૂઢ બની જાય છે. )

નેટ: ( ધીરેથી, મંત્રની પેઠે ) લાલ અને લીલી બત્તી–ઓ ઉપર.

સ્યુ: ( ચિંતાથી ) મને જોવા દો તો.

બાર્ટલેટ:—( સંતોષથી, રુવાબથી ) દેખાયું કે! તૂતક ઉપર બધા જણ ઊભેલા છે. ચાંદાના અજવાળામાં મેં બરાબર જોયા. સીલાસ, હેરિસ, જિમી ... ચાલ આમ.

( નેટની સાથે સહુ બાર્ટલેટ ઉપર ધસે છે. "મેરી એલન! મેરી એલન!"ની બન્ને બૂમો મારે છે. સ્યુ ચિંતાતુર ચહેરે નમરાઈને ઢળ્યા કરે છે. પેલી વારે તે ચહેરા પર પોતાના હાથ ઢાંકી દે છે અને રડવાથી તેના ખભા ધ્રૂજતા દેખાય છે. નેટ પિછલી બારે અંદર દોડતો આવે છે. )

સ્યુ: (રડતે સાદે) આજે વળી બાપુની તબિયત વધુ ખરાબ છે. તમે એમની હાએ હા કરો છો એ બરાબર છે. આજે એમ કરવા જેવું જ છે.

નેટ: હાએ હા શું વળી? તને તે કૈં સાન છે?

સ્યુ: ત્યારે?... ... દરિયામાં તો કંઇ યે નથી. વહાણે નથી અને માણસોએ નથી.

નેટ: તારી આંખોમાં ફૂલાં પડ્યાં લાગે છે! આ રહ્યું સામે વહાણ. લાલ અને લીલી બત્તી. હરામખોરોએ ગપ મારેલી કે એ ડૂબી ગયું. હું યે બેવકૂફ બન્યો ને એ વાત સાચી માની

સ્યુ : (ફરી વાર બારીએ જોઇને) પણ વહાણ છે જ ક્યાં? ત્યાં તો નથી કશું ય.

નેટ : હવે જા. ઉપરથી મેં બધું જોયું છે.

સ્યુ : તમને શું થયું છે? આટલા ધ્રૂજો છો કેમ?
(નેટને કપાળે હાથ મૂકે છે.)

નેટ : દૂર રહે. મારી પાસે પાસે ન આવ.
(બાર્ટલેટ અંદર આવે છે. તેનો ચહેરો ફરી ગયો છે. સ્વપ્ન સાચું પડ્યાનો આનંદ તેની આંખોમાં ઉભરાય છે.)

બાર્ટલેટ : વહાણમાંથી હોડી પણ ઉતરી. સીલાસ, કેટ્સ અને જિમી આવે છે. હોડી પાણીમાં રમતી રમતી આવે છે. સાંભળ હલેસાંનો અવાજ!

નેટ : (ઉત્સાહથી) એ સંભળા ... ય!

સ્યુ : (નેટના કાનમાં) એ તો પવન છે. દરિયો ગાજે છે.

બાર્ટલેટ . હોડીમાંથી ઊતર્યા. સાંભળ. બધા કિનારે આવે છે. નહોતો કહેતો હું મારીકોરીને કે એ આવવાના જ? આખરે આવ્યા—આખરે બધા ધરતી પર કદમ ભરે છે, કેટલા ય દિવસે.

( બાર્ટલેટ ટટ્ટાર ઊભો રહે છે. પવન અને સાગરનો ઘુઘવાટ એકાએક બંધ થઈ જાય છે. ભારે શાંતિથી વાતાવરણ સ્તબ્ધ બની જાય છે. ઓરડામાં આસ્તે આસ્તે લીલા પ્રકાશની લહેરો એક પછી એક પથરાય છે; ઊંડા પાતાળદરિયાનું હોય તેવું ઘેરું લીલા રંગનું પ્રવાહી તેજ ઓરડાને ભરતું જણાય છે. )

નેટ : ( બહેનનો હાથ પકડી ) ઉજાસ કેવો પલટે છે! રથુ ! લીલું અને સોનેરી ... આ બધું. દરિયાની ભોં-ભોંયે. ડૂબી ગયો-ડૂબ્યો છું-વરસોથી ... ( હિસ્ટિરિયાને સાદે ) મને કાઢ-કાઢ !

રથુ : ( એનો હાથ પસવારતી ) એ તો આ ચાંદની, નેટ. કૈં પલટ્યું કર્યું નથી, હાં; શાન્ત થાઓ.

( નેટ તેને પકડી રાખે છે. પ્રકાશનો રંગ વધારે ને વધારે ઘેરો બનતો જાય છે. )

બાર્ટલેટ : ( એકધારું ગુંજતો ) ધીરે, ધીરે, એ આવે છે. એમને ઉપાડીને, ભારે પગે એ પેટી તેઓએ ઉપાડી છે. નીચે બારણા આગળ આવ્યા સંભળાય છે ને ?

નેટ : હા. મેં બારણું ઉઘાડું મૂક્યું છે.

બાર્ટલેટ : એમને માટે !

નેટ . એમને માટે.

રથુ : ( કમકમાટથી ) : રથ ... રથ....... ( નીચે સીડી પર પગનો ભારે અવાજ થાય છે. બારણું અથડાયું હોય તેવો અવાજ આવે છે. )

નેટ : ( રથુને ) : કાં સાંભળ્યું ?

રથુ : એ તો પવનમાં અફળાય છે બારીનું બાર.

નેટ : પવન તો મુદ્દલે નથી.

બાર્ટલેટ : કેવા ચઢે છે ! ચઢી આવો, બચ્ચાઓ ! કેટલા ભારે પગ પડે છે ! (ખુલ્લા પગોનો ચઢવાનો અવાજ નીચલા માળેથી પહેલાં, પછી સીડી પર, આવે છે.)

નેટ: હવે તો સંભળાય છે ને ?

રચુ: એ તો ધુંસો નીચે ધુમાધુમ કરે છે. બીજો અવાજ નથી–બીજું કશું ય નથી, નેટ.

બાર્ટલેટ: (બારણા પાસે દોડયો જઇ, એને ફટાક કરતું ઉઘાડી નાખે છે) અંદર આવો, દોસ્તો, અંદર. આવ્યા અંતે ઘરને નેડે.

(સીડી પરથી ઓરડામાં સીલાસ, કેટ્સ અને જિમીના આકાર વિનાઅવાજ ઊંચા આવે છે. છેલ્લા બેએ એક ભારે પટારો ઉપાડયો છે. ત્રણેના પગ ખુલ્લા છે. કપડાંમાંથી પાણી નીતરે છે. આંખો સ્થિર અને નિસ્તેજ છે. શરીર જાણે સડીને ખવાઇ જવા માંડમાં હોય તેવાં લાગે છે. કાળાં કપડાં પર શેવાળ લડબડે છે. પેટી મૂકીને ત્રણે ઊભા રહે છે. ત્રણેના શરીર ધીરે ધીરે સળવળે છે–સાગરને તળિયે શેવાળ સળવળે તેમ. નિશ્ચેતન નજરે જોતા ત્રણે મૂંગા ઊભા રહે છે.)

નેટ: (એમની ભણી ડગલું દેતો) જુઓ ! (હરખઘેલો બનતો) આવ્યા આવ્યા, તમે ભલે આવ્યા, દોસ્તો !

રચુ: (એનો હાથ ઝાલતી) બેસી જા, નેટ. કંઇ યે નથી ત્યાં તો. બાપુ, બેસી જાઓને.

બાર્ટલેટ:(રચુ તરફ જોયા વગર) છેવટે લાવ્યા ખરા. (નેટ સામે આંગળી બતાવીને) એ નાલાયક છે. એને કાંઇ આપવાનું નથી. આપણે જ બધા વહેંચી લેશું. ચાલો ઉપર.

(બાર્ટલેટ આગળ ચાલે છે,ત્રણે આકૃતિઓ એની પાછળ ચાલે છે. ખારાનુ આગળ જતાં સીલાસનો

હાથ દરિયાના મોજાની પેઠે ઊંચો થાય છે અને બાર્ટલેટના હાથમાં એ કાંઈક મૂકે છે. બાર્ટલેટ એ લઈને ખુશ થતો હસે છે. તે ઉપર ચઢે છે. આકૃતિઓ એની પાછળ પાછળ સળકે છે. )

નેટ: (ઘેલછાથી) થોભો ! ( બૂમ પાડીને) ઊભા રહો. સીડી ચઢવા આગળ ધસે છે. )

સ્યુ: (તેને પકડી રાખી) નેટ, જા માં. બાપુ !–પાછા આવો.

નેટ: બાપુ ! ( દોડતો ઉપર ચઢવા જાય છે, પણ સીડીના એની સામે બંધ લાગતા બારણા સાથે ઝીંકાઈ નીચે પછડાય છે.)

સ્યુ:...(જાણે હિસ્ટિરિક થએલી, ઘરને પાછલે બારણે જઈ ) દોડો દોડો ! કોઇ મદદે આવો !

( ડૉકટર હિગિન્સ ઝડપથી દાદરો ચડતા ઉપર આવે છે.)

હિગિન્સઃ શું છે ? બાઇ, શું છે ?

સ્યુ: મારા બાપુ–પણે ગયા.

હિગિન્સઃ ત્યાં મને દેખાતું નથી, મારી બત્તી કયાં? આહ ! ( ઓરડામાં અને સ્યુ પર ટૉર્ચનું અજવાળું પડે છે. સ્યુનો ભયભીત ચહેરો ડૉકટર જોઇ રહે છે, લીલો પ્રકાશ ઓસરે છે. સાગરનો ઘુઘવાટ અને પવન પણ પાછો સંભળાવા લાગે છે. બારીઓમાંથી ચાંદની ફરીથી ઓરડામાં નીગળે છે. હિગિન્સ સીડીના બારણા આગળ જાય છે. નેટ નીચે પડયો પડયો હજી ત્યાં ઠોકયા કરતો હોય છે. )

હિગિન્સઃ અરે–અરે, નેટ બાર્ટલેટ ! લાવો, હું ખોલી જોઉં.

નેટ: ચાવી ચઢાવી દીધી. મારાથી ઉઘાતું નથી ( જડસા જેવો હિગિન્સના સામે ટીકે છે. )

હિગિન્સ· ( સીડી ભણી જોઈ, અચંબાભર્યા સાદે )

બારણું તો ખુલ્લું જ છે. ( ઉપર ચઢે છે. ) તમને થયું છે શું ? બાર્ટલેટ !

નેટ: ક્યાં ગયા એ બધા ? જો જો બરાબર. !

હિગિન્સ: બધા ? કોણ ? અહીં તો કોઈ નથી. ( પછી એકાએક ચમકતો ) અરે–કોઈ આવજો ! કેપ્ટન બેભાન થઇ ગયા છે.

( નેટ ધીમો ધીમો ઉપર ચઢે છે. સ્યુ બારણા આગળ ઝટ ઝટ બત્તી સળગાવી, લાવી, ઊભી રહે છે. સીડી પર અવાજ થાય છે. વૃદ્ધ બાર્ટ–લેટને ઊંચકીને નેટ તથા હિગિન્સ નીચે ઊતરે છે.)

હિગિન્સ: અહીં સુવાડીએ. (નીચો નમીને તે બાર્ટલેટની છાતી પર માથું મૂકે છે, પણ હૃદયના ધબકાર સંભળાતા નથી. એટલે સ્યુ સામે જોઇ એ માથું હલાવે છે. )

સ્યુ: બસ ખલાસ ?

હિગિન્સ: હૃદય અટકી ગયું છે.

નેટ: સીલાસે કાંઇક એના હાથમાં મૂક્યું. શું હશે એ ?

સ્યુ: ( હાથ ઘસતી ) ઓહ, નેટ ! હવે તો મૂંગો રહે ! ગયા બાપુ તો. ( હિગિન્સ સામે વેદનાથી જોતી ) મહેરબાની કરી, જાઓ—જાઓ.

હિગિન્સ: મારા સરખું કામકાજ હોય તો ?

સ્યુ: જાઓ—મહેરબાની કરી–( હિગિન્સ બહાર જાય છે. નેટ જાણે કોઇ અગમ્ય ખેંચાણે ખેંચાતો ધીરે ધીરે પિતાના મૃતદેહ તરફ ખસે છે. )

નેટ: તેં જોયું નહિ ! સીલાસે એના હાથમાં પેલું કંઇક મૂકેલું.

સ્યુઃ ( ડુસકાં ભરતી ) નેટ, નેટ, આમ આવતો રહે. એને અડકતો નહિ. નેટ ! આવતો રહે.

( નેટ એ સાંભળતો નથી. મહામહેનતે તે પિતાની મુઠ્ઠી ઉઘાડે છે. મુઠ્ઠીમાંથી ચોળાઈ ગયેલો કાગળ નીકળે છે. )

નેટઃ ( આનંદથી ચીસ પાડીને ) નકશો...! ( બત્તી આગળ ધરીને ) આવી ગયો નકશો ! ત્યારે મારી મહેનત નકામી નથી ગઇ ! હજી વખત છે. મકાન વેચીને હું જઇશ. ગયે જ છૂટકો કરીશ. જો અહીં લખ્યું છે—" ચોકડીનું નિશાન કર્યું છે ત્યાં ખજાનો છે " હું જઇશ. બસ જઇશ.

સ્યુઃ ( આંખો હાથથી ઢાંકી ડુસકું ખાતી ) ઓ પ્રભુ ! આમ આવતો રહે, નેટ, આવતો રહે.

[ પડદો પડે છે. ]

# લોપે ડી વેગા

[ ગતાંકના પૃ. ૯૩થી આગળ ]

## પ્રતિષ્ઠાની પરાકાષ્ઠાએ

વર્ષો વીતતાં ગયાં તેમ તેમ સ્પેનભરમાં લોપે ડી વેગાની પ્રતિષ્ઠા બઢતી ગઈ. સને ૧૬૧૪માં એ પરાકાષ્ઠાએ પહોંચી. સમસ્ત સ્પેનના સાહિત્યજગતના સમ્રાટ તરીકે ત્યારે એને સૌ કોઈ સ્વીકારતું. એ કાળે તે આખા ય દેશના સાહિત્યકારોને માથે સર્વાધિકારી સમોવડ હતો—આશરે એ સદી પછીના ફ્રાંસમાં જેવો વોલ્ટેર, તેવો આ સમયે સ્પેનમાં લોપે ડી વેગા. આજે એને વાઙ્મયિક દુનિયા સ્પેનિશ રંગભૂમિના સ્રષ્ટા અને સમર્થ નાટ્યગુરુ લેખે જ વધુ યાદ કરે છે, પણ, આજે લગભગ છેક ભુલાયાં છે એવાં લોપેનાં સંખ્યાબંધ મોટાંનાનાં લખાણોનો–બૃહત્કાવ્યો અને ઉદ્બોધનકાવ્યોનો, ગોપગીતો, સૉનેટો વગેરેનો–અમેય પ્રભાવ એના સહજીવીઓ પર પડ્યો હતો તેથી એ કાળે તે સાહિત્યજીવનમાં એક મહાન જીવંત શક્તિ સમાન હતો.

લોપે હવે અમીરી પોષણહારો પ્રત્યે પણ પહેલાંના કરતાં વધારે સમાનતાના ભાવથી વર્તતો તથા એ સર્વ પણ તેની જોડે સબહુમાન વર્તતા. કૅથૉલિક જગતના જગદ્‌ગુરુ અને આચાર્યવર્ય પોપ પણ લોપેને પોતાની તરફથી ઇલકાબ આપતા અને એમના પ્રતિનિધિઓ ફરતાફરતા સ્પેનમાં આવે ત્યારે લોપે ડી વેગાની મુલાકાત લીધા વિના દેશ છોડતા નહિ.

મહત્તા આમ તેની નિત્યની સહચરી બન્યે જતી હતી ત્યારે તેની બીજી પત્ની ગુજરી ગઈ (૧૬૧૩). ૧૬૧૪માં લોપેએ સંસારી જીવન તજી, ધર્મગુરુ તરીકેની દીક્ષા લીધી; કેમ કે, પત્નીમૃત્યુ એ તેને દૈવે મારેલ બીજો[1] દુઃસહ ફટકો હોઈ, તેનું મન વૈરાગ્ય તરફ વળવા માંડ્યું હતું. પણ, ટકચો, એટલો વખત ખરા દિલનો હશે છતાં, આખરે એ શ્મશાન-વૈરાગ્ય નીવડ્યો. એના જેટલી ચંચળ પ્રકૃતિનો માણસ કેથોલિક ધર્મનું આકરું દીક્ષાવ્રત કેમ પાળી શકે ? દીક્ષાને ટાંકણે મૂછો ઉતરાવવી પડી તેથી પણ જે શૌકીન કોચવાયો હતો, તે પોતાના નવા જીવનની અનેક યમનિયમોવાળી પ્રતિજ્ઞાઓ પૂરાં પાંચ વર્ષ પણ ન પાળી શકે એ ખેદકર છતાં સમજાય તેવું છે. એના એવા ચાંચલ્યની સાબિતી દુનિયાને દીક્ષા પછીના ચોથા વર્ષમાં મળવા માંડીઃ તે નવી પ્રેમિકાઓની. પાછળ ભમવા માંડ્યો–૫૪ની ઉંમરે ! તેમાંની એક નામે માર્ટા, જેને તેણે 'ઍમિરિલિસ' નામથી સાહિત્યમાં અમર કરી છે, તે તો વળી પરિણીતા પણ હતી અને તેને લોપેથી એક પુત્રી પણ થઈ હતી.

## પ્રકાશનપ્રવૃત્તિ, નાટકોની અને બીજી

લોપે ડી વેગા અત્યાર સુધી, દસકાઓથી, નાટકમંડળીઓને આપવા નાટકો રચતો હતો પણ તેણે એને હજી ગ્રંથાકારે છપાવ્યાં નહોતાં. પરિણામે, ત્રાહિતો ચોરીછુપીથી કે એના મિત્રો એની જાણ સહિત એ કાર્ય કરતા એવી રીતે ૧૬૧૭ લગીમાં તો, આઠ ગ્રંથોમાં તેનાં સોએક નાટક છપાયાં હતાં. પછી, ૧૬૧૮થી ૧૬૨૫ દરમ્યાન તેણે પોતે એ પ્રવૃત્તિ પર

---

૧. તેનો પ્રિય પુત્ર સાત વર્ષનો થઈ ૧૬૧૨માં મરણ પામેલો, એ ઉપર આવી ગયું જ છે.

ધ્યાન આપ્યું; કારણ, પેલા અપહરણિયા પ્રકાશકોએ તેની પ્રતિષ્ઠા અને તીજોરી, બંનેને સારી પેઠે હાનિ કરી હતી.

લોપે નાટકોના પ્રકાશન પર જેટલું ઓછું, તેટલું જ વધુ ધ્યાન બૃહત્કાવ્યો વગેરે—જેને તે પોતાના યશઃશરીરનાં વધારે બલાઢ્ય સંરક્ષકો માનતો હતો, તે-પ્રકાશવા પર આપતો હતો. એ રીતે તેણે દુશ્મનદેશ ઈંગ્લંડના પ્રોટેસ્ટંટ કેપ્ટન ડ્રેકની ( આપણે ત્યાંનો એક પ્રાંતિક ને પ્રાકૃતઆવી છતાં અસરકારક ભાષાપ્રયોગ વાપરવાની છૂટ લઈએ તો ) 'ખોખાત બગાડી નાંખનારું' અને હમદીન મહારાણી મેરી ક્વીન ઑફ સ્કૉટ્સની જયગાથા ગાનારું કાવ્ય લખી છપાવ્યું હતું. આગળ જતાં તેણે 'ડૅરોટીઆ' નામે એક લાંબું સંવાદાત્મક પદ્યવર્ણન પણ પ્રસિદ્ધ કરેલું. તેમાં તેણે પોતાનાં પ્રારંભનાં પ્રેમવિષયક સાહસો વિશે લખ્યું છે અને જીવન તથા કલાની પોતાની ફિલસૂફીનું નિરૂપણ કર્યું છે.

## કલાદર્શન : સ્વતંત્ર તેમ જ સમયસેવી

લોપેએ પોતાના કલાવિષયક વિચારો 'એલ આર્તે નુએવો ડી હેઝર કૉમિડિયાસ આં એસ્તે તેમ્પો' ('આ સમયમાં નાટકો રચવાની નવી કલા') એ નામના પદ્યાત્મક નિબંધમાં દર્શાવ્યા છે. આ નિબંધ એકેડેમી ઑફ માદ્રિદે માન્ય રાખ્યો હોઇ, આ વિષયના યુરોપીઅન રસિકોમાં એ સારી રીતે જાણીતો છે. યુરપની સંસ્કૃતિનો એ પ્રબોધકાળ હતો એટલે એ યુગમાં ઈટલી અને સ્પેનના વિદ્યારસિકો પોતપોતાના દેશમાં જુદે જુદે સ્થળે એકત્ર થતા, નાની કે મોટી વિદ્વન્મંડળી ('એકેડેમી') ખોલતા અને એ મંડળીનાં સંમેલનોમાં વિદ્યા-કલાની ચર્ચાઓ રસથી કરતા. એ સઘળી ચર્ચાનો લાભ એમની કૃતિઓને સ્વાભાવિક રીતે જ મળતો. લોપે ડી વેગા જેવો સાહિત્યસ્વામી એ ચર્ચાઓમાં અગ્રભાગ લેતો હોય એ તો

દેખીતું છે. તેણે એવી ચર્ચાઓના વાતાવરણથી ઉત્તેજિત થઈને તથા પોતાના અભ્યાસથી અને નાટ્યલેખનના અનુભવથી પણ માર્ગદર્શન પામીને પોતાની ઉપર્યુક્ત કલામીમાંસા રચી છે. એ જમાનાના યુરપમાં સંસ્કારિતાના બધા ઉચ્ચતર વિષયોમાં તો એરિસ્ટોટલની જ બોલબાલા હતી; આમ છતાં, ખરા પ્રતિભાવંતને સહજ એવા અધિકારથી લોપે પોતાને માટે તો કહે છે:

ટેરેન્સ અને પ્લૉટસનાં સુખાન્ત નાટકો ઊંચી કોટિનાં છે, મને એ બંને માટે માનવૃત્તિ છે, પણ, મારે પોતાને જ્યારે સુખાન્ત નાટકો લખવાં હોય ત્યારે તો એ નાટ્યગુરુઓનાં સિદ્ધાંતસૂત્રોને હું છ-છ ચાવીવાળી તીજોરીમાં સંતાડીને પછી જ મારું કામ કરું છું. એ વખતે એ મારી નજર સામે પણ ન જોઈએ; કારણ, એવા વિષયની મૂંગી ચોપડીઓને પણ મોટે સાદે બોલતી થવાની કુટેવ હોય છે.

લોપેએ પોતાના ગ્રંથમાં, એ નાટક–પ્રકારની રચનાઓ પણ સુનિર્ણીત ધ્યેયવાળી હોવી જોઈએ, તેણે સમકાલીન માનવસ્વભાવનું સ્પષ્ટ પ્રતિબિંબ ઝીલવું જોઈએ વગેરે કહ્યા પછી, એવાં નાટકોના વસ્તુવિધાનની વિગતો વિશે શાસ્ત્રીય દૃષ્ટિએ સૂચનો કર્યાં છે અને એ સર્વ સિદ્ધાંતોની કસોટીએ ત્યારના બીજા સ્પૅનિશ નાટકકારોની જેમ પોતાની કૃતિઓને પણ તેણે ચડાવી છે. આ છેલ્લો પ્રયોગ કરતાં તેણે એકરાર કર્યો છે કે પોતાને કેટલુંક લખાણ લોકોને ખુશ કરવા જ લખવું પડતું; તેમ કર્યું ન હોત તો એ સાહિત્યની રચના તરીકે વધારે સારું થાત, પણ, જેટલું થયું તેટલું લોકપ્રિય તો ન જ થાત—

To vulgar standards, then, I square my play,
Writing at ease; for since the public pay,
'Tis just, me thinks, we by their compass steer,
And write the nonsense that they love to hear.

જેમ પ્રાકૃતજનોને તેમ પ્રમદાઓને પણ રીઝવવા તથા એમની વાહવાહ પામવા લોપે આમ ઉઘાડી આંખે પોતાના

લેખનનું ધોરણ ઢીલું કરનો. હકીકત એ પ્રમાણે હોવા છતાં એનાં નાટકો, એની 'કુદરતી શક્તિઓ તેમ જ તેણે પ્રાપ્ત કરેલી સંસ્કારિતાને કારણે–તેની 'વ્યુત્પત્તિ' નામ અભ્યાસશીલતાને લીધે–અમુક કક્ષાથી નીચાં તો નહોતાં ઉતરતાં; અને તેથી જ એ ઘણા નવા ઉપકાવ્યોને પણ માર્ગદર્શક થતાં:

*I raised the abject art, and thus engendered*
*More Spanish poets than the air has atoms.*

પોતાના પ્રેરિતજનો જેવા એ સકલ નક્ષત્ર, તારા અને ગ્રહોથી વીંટળાયલા એ જ્યોતિષ્માન ચંદ્રનું સુખસદન એમની સૌની જ પ્રેરિકા ડોના માર્ટાના–લોપેની પ્રેયસી એમિરિલિસનાં–મધુર સંગીતથી (એમાં ગીત, લોપેનું નવામાં નવું; સંગીત, ગાયિકાના કિન્નરકંઠનું.) રણઝણતું અને ત્યાં એ સાહિત્યસંસદમાંનાં સર્વ મિત્રોની સ્તુતિ અને સર્વ શત્રુઓની નિંદા બહુ છૂટથી થતી. એમાંનાં કેટલાંક સ્તુતિપદ્યો લોપેકૃત 'લોરલ ઑફ એપોલો'માં જળવાઈ રહ્યાં છે.

લોપે-મંડળની એ પ્રવૃત્તિથી મુગ્ધ, અને સાહિત્યસૃષ્ટિમાં આગળ આવી ઝળકવાના મહેચ્છુ, એવા કોઈક ઉમરાવે એમની બધાની એક વિદ્વન્મંડળી યાને રીતસરની 'એકેડેમી' સ્થાપવાનો પ્રયાસ કરેલો. પણ, એ હેતુથી મળેલી પહેલી જ સભામાં ઉમરાવ પોતે જ ઘણો મોડો આવવાથી સૌનાં દિલ બહુ ખાટાં થઇ ગયાં. પછી બીજી સભા વખતે, કોઇક ચર્ચાને અંગે એ નવલોહિયા સાહિત્યકારો મુખેથી ચર્ચા કરતાકરતા હાથોહાથની ચર્ચા ભણી વળી જતાં, એકમેકની 'સૉનેટ' ખેંચવાની હદે પહોંચી ગએલા. વિદ્વન્મંડલી આમ વિધ્વંસમંડલી થવા માંડતાં, સૌએ મળી સાહિત્યોદ્ધારના એ કીમતી સાધનને ઊંચી અભરાઇએ ચઢાવવું પડયું. એ બીજી સભાનો સાહિત્યને જે કંઈ લાભ મળ્યો તે એટલો કે 'અધુંઘડપણે ફેડેલાં ઇંડાં જેવાં' સર્વાન્ટીસનાં ચશ્માંની મદદથી લોપે ડી વેગાએ ત્યાં પોતાની એક નવીન કવિતા વાંચેલી.

'ડૉરોટીઆ' ૧૬૩૨માં પ્રગટ્યું અને એ જ સાલમાં એમિરિલિસ પણ ગુજરી ગઇ. તેનો પતિ તો લોપેની સાથે એ યુવતીને પ્રસંગ પડ્યા (૧૬૧૭) પછી ત્રણ જ વર્ષે પરલોકવાસી થયો હતો. ત્યારપછીનાં બાર વર્ષ દરમ્યાન એમિરિલિસને મંદવાડો આવ્યા કરતા, તે અંધ થઈ હતી, થોડો વખત ગાંડી પણ બની ગએલી. તેની એવી પૂરેપૂરી કમનસીબી વચ્ચે પણ લોપેએ તેનો ત્યાગ તો નહોતો જ કર્યો; પણ ઊલટું, તેની બધી રીતે સંભાળ લઈ-લેવરાવીને, એને માટેનો પોતાનો પ્રેમાદર કેવળ સ્થૂલભાવી નહોતો એની પ્રતીતિ પણ એ પ્રિયતમાને તથા જગતને કરાવી હતી.

## અંતિમ વર્ષો દુઃખમાં : અવસાન

પ્રબોધકાલીન સ્પૅનિશ સાહિત્યના મુકુટમણિ સમાન આ નાટ્યગુરુ લોપે ડી વેગાનાં પોતાનાં અંતિમ વર્ષો પણ દુઃખે ભર્યાં પસાર થયાં હતાં. ૧૬૩૫ના એક જ વર્ષમાં જે નવી ખેવડી આપત્તિ તેને માથે ઊતરી, તેને પરિણામે એ વર્ષના જ ઉત્તરાર્ધમાં એનું મૃત્યુ થયું. જેનું નામ પણ તેણે 'લોપે' જ પાડ્યું હતું, તે એનો એક અનૌરસ પુત્રી દરિયાઈ સફર દરમ્યાન મરણ પામ્યો. એનાથીએ વધારે આઘાત આપે તેવો બનાવ જે બન્યો, તે વળી જુદી જાતનો હતો : પુત્ર લોપેના ગયા પછી, એ સંકટગ્રસ્ત પિતાની (એમિરિલિસથી થએલી) પુત્રી એન્ટોનિયા કલારા રાજદરબારના કોઈક જુવાનિયા સાથે ચાલી નીકળી. આ દુર્ઘટના પર, "જેવું ઝાડ તેવું ફળ" એવી કડવી પણ ઉચિત ટીકા લોપેએ પોતાના એક કાવ્યમાં (પોતાની જુવાનીનાં પ્રેમસાહસોને યાદ કરીને) કરી છે

૧૬૩૫ના ઑગસ્ટની બારમીએ એન્ટોનિયાનું પ્રણય-પલાયન થયાનો સંભવ મનાય છે. ત્યાર પછી દસ દહાડે એના ઉપરકલા ઉલ્લેખવાળું કાવ્ય 'ફિલિસ' લોપેએ પૂરું કર્યું

'અને એને છાપવા મોકલવા તૈયાર કર્યું'. ચોવીસમીએ તે રોજના કરતાં વહેલો ઊઠ્યો, ઘરમાંના દેવખંડમાં જઇને પ્રાર્થના કરી, બાગના ફૂલરોપને પાણી પાયું અને પછી પોતાના અભ્યાસખંડમાં જઇને બેઠો.

થોડી વાર પછી, મધ્યાન્હે, તેને દિલમાં શરદી ભરાતી લાગી—કાં તો, બાગમાં લાગેલી ઠંડી હવાને લીધે; નહિ તો, તે પશ્ચાત્તાપની પળોમાં પોતાની પીઠને દોરડાના કે એવા કોઇક સખત ચાબુકવડે ઝૂડતો, તે તેમ તેણે આ દહાડે સવારે કરેલું (કારણ, ભીંતે તથા ચાબુક પર તાજા લોહીના ડાઘ જણાયા હતા.) તેને લીધે. એ તો જે થયું હોય તે ખરું, પણ શરદી ઘણી લાગી હોવા છતાં તેણે ટેબલે બેસીને પોતાનું કાર્ય ચાલુ રાખ્યું એ તો ચોક્કસ. દિવસ આગળ વધવા લાગ્યો.

એ દહાડે સાંજે લોપે પોતાના કેટલાક વિદ્વાન મિત્રોની સાથે વૈદ્યક અને ફિલસુફીના પ્રશ્નો ચર્ચવા તેમને ઘેર ગયો હતો. ત્યાંથી તે પોતાને ત્યાં પોતાની મેળે આવી શક્યો નહિ.

માંદગી પરઘેર જ વધતાં, તેને પોતાને ઘેર-જેવું હતું તેવા એ સ્વજનવિહોણા ઘેર-લાવવામાં આવ્યો. એ કલાકે કાળનો ઓળો એ ભી પર પથરાતો: થઈ ગયો હતો. ત્રણ વધુ દિવસ એમ ને એમ પીડાઇને સત્તાવીશમી ઑગસ્ટને રોજ, તોંતેરની વયે, તે ખ્રિસ્તવાસી[1] થયો.

જેનું સાહિત્યજીવન જ અર્ધી સદીનું હતું; જેણે એ ગાળામાં દસ હજારથી યે વધુ પાનાં ભરાય તેટલાં અને વીસેક હજાર પાત્રોવાળાં, બે હજારથી ય વધુ નાટકો (અને એ બધાંમાં નખ્ખાલાયકી હતી એમ જાણકારોએ કહ્યું છે.) લખ્યાં હતાં—સ્ટેનોટાઇપિસ્ટ કે ડિકટાફોનની મદદથી નહિ પણ સ્વહસ્તે લખ્યાં

૧. ખ્રિસ્તવાસી (મરાઠી પ્રયોગ)=પરલોકવાસી.

હતાં; જેની એવી ઉદ્યોગપરાયણતા અને પ્રાણવૈભવે ભરચક-ભરી નાટ્યસૃષ્ટિનાં સર્જનો પર રાજાથી રંક લગીનું સારું ય સ્પેન આફરીન હતું; જે તત્કાલીન સ્પેનિશ સાહિત્યકારોમાં ચક્રવર્તી હતા અને અનુગામીઓ માટે અનોખી એક રંગભૂમિ ઘડીને મૂકતો ગયો; જેને માત્ર માદ્રિદના રાજમાર્ગે સંચરતો જોવા સારૂ દેશવિદેશથી નાટ્યકલાના ઉપાસકો આવતા, તે યશોમૂર્તિ સાહિત્યવીરની સ્મશાનયાત્રા જ્યારે એના પ્રિય નગરમાં થઈને નીકળી ત્યારે કોઈને ત્યાં ચાલવા મારગ પણ મળતો નહોતો એમ ઇતિહાસકારો કહે છે એ યાત્રામાં એના કેટકેટલા ય કવિમિત્રો હતા, પાદરીઓ અને અમીરઉમરાવો હતા, તેમ એ નગરમાં અને આસપાસ વસતા એના જીવનભરના પ્રશંસક એવા અસંખ્ય નાગરિકો પણ હતા.

કોઈક રાજરાજેન્દ્રની પણ ઈર્ષ્યા જગાડે તેવું એ પ્રકારનું આખરી માન પામીને, લોપે ડી વેગા એ દહાડે માદ્રિદના મહાદેવળ સેંટ સેબાસ્ટિયનના કબ્રસ્તાનમાં ભૂમિશાયી થયો.

એની કબ પાસેનાં અંતિમ પ્રવચનોમાં, કાળા પ્રલંબ માન-જનક જામાધારી ધર્માધ્યક્ષોએ જનતાને જાણ કરી કે બૂતપરસ્તીથી ("હીધનીનિઝમથી) જેટલો ખ્રિસ્તી ધર્મ ચઢિયાતો, તેટલો જ હોમરવર્જિલથી ચઢિયાતો લોપે ડી વેગા હતો; અને કફન જેવું કબ્રમાં ઉતરવા માંડ્યું તેવું જ એ શોકાભિભૂત જનમેદનીએ એક ઊંડું ડુસકું ખાધું–સ્પેનમૈયાના કંઠનું સૌથી મોંઘેરું આભરણ તૂટી ગયાના દુઃખે પરિતપ્ત થઈને.

પ્રજાના એટએટલા લાડકવાયા લોપેની શ્રાદ્ધક્રિયા પૂરા નવ દિવસ સુધી પ્રજાનાં દેવળોમાં ચાલી હતી અંતકાલે પણ તેની પાસે જ હતો એ ડ્યુક ઑફ સરસાએ એ ક્રિયાવિધિઓનો પહેલેથી છેલ્લે સુધીનો તમામ ખર્ચ પોતાને માથે ઉઠાવી લીધો. વળી, અસંખ્ય હતાં એ પ્રવચનો જે એના ગુણાનુવાદરૂપે

સ્પેનનાં દેવળેદેવળની વેદી પરથી ગંભીર તેટલી જ ઓજસ્વી ભાષામાં ઉચ્ચારાયાં; અને એકેકની સરસાઈ કરતી હતી એ કરુણ પ્રશસ્તિઓ જેમાં એના સહયોગી સાહિત્યકારોએ બિરદાવી એની પ્રતિભાને, તથા, ગાયા કૈં કૈં કાળસૂરીલા મરસિયા એ ધન્ય અને બહુરંગી, એ દુઃખી અને સુખી, એ સાહસચારી જીવન-લીલા સમાપ્ત થયાની વેદનાથી બળીબળીને, બળીઝળીને.[1]

---

૧. ગ્રંથસૂચી: (૧) જ્યો. હે. લ્યુઅકૃત 'લોપે દી વેગા' (૨) સોમરસેટ મોહામકૃત 'ડૉન ફર્નાન્ડો.' (૩) બ્રિટાનિકા વિશ્વકોશ(૧૩મી આ.)માંનો લોપે પરનો લેખ. (૪) 'થીએટર આર્ટ્સ મન્થલી' નો લોપે–મૃત્યુ ત્રિશતાબ્દીનો વિશેષાંક...એ સર્વનો તથા બીજી સામગ્રીનો ઉપયોગ કરીને લખાશે એ 'લોપેનાં સર્જનો' હવે પછી, આગળ ઉપર 'માનસી'માં છપાશે.

મુનિકુમાર મણિશંકર ભટ્ટ

# સ્વ. નરસિંહરાવને

## શ્રદ્ધાંજલિ[1]

" સજ્જનો

સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆના અવસાન પ્રસંગે તેમને આપવાની શ્રદ્ધાંજલિમાં બોલવાનો પ્રસંગ મને પણ આપવામાં આવ્યો છે તે માટે હું સવિશેષ ઋણી છું. સવિશેષ ઋણી એટલા માટે કે ગુજરાતનાં સાહિત્યરસિક નરનારીની જેમ હું સ્વ. નરસિંહરાવનો પૂજક કે પ્રશંસક નથી એથી ઊલટું એકથી વધારે વખત તેમનાં લખાણો ઉપર ટીકા કરવાની પ્રગલ્ભતા મેં આજથી નહિ પણ સને ૧૯૧૭ની સાલથી કરેલી છે; અને યૌવનસુલભ આવેશથી લખવા જતાં એ આત્માને દુઃખ થાય તેવું મારાથી લખાયું હોય તો તે માટે આજે જાહેરમાં દિલગીરી જાહેર કરું છું.

ગુજરાતના સાહિત્યધનમાં સ્વ. નરસિંહરાવનું અર્પણ સુવિદિત છે, પણ જેટલા નરસિંહરાવ જાણીતા છે તેટલા નન્નુકાકા જાણીતા બન્યા નથી. પોતાના આપ્તવર્ગમાં સ્વર્ગસ્થ હમેશાં

---

૧. ભાવનગરની સાહિત્યસભા તરફથી તા. ૨૧-૧-૩૭ને રોજ ભરાયેલી શોક પ્રદર્શનની સભામાં કરેલું વ્યાખ્યાન.

આ વ્યાખ્યાનનો ધ્વનિ, કેટલાકે મેં સ્વ૦ શ્રી. નરસિંહરાવનાં કવિત્વ વિશે મારા વિચારો બદલ્યા છે તેવો કરીને, તેમની કાવ્યપ્રશંસા વિશે બીજું ભાષણ કરવા સૂચના કરી છે એટલે અહીં સ્પષ્ટ કરવાની જરૂર રહે છે કે મારા એ વિચારોમાં કશો ફેરફાર થયો નથી.—મુ૦

નન્નુભાઇ કે નન્નુકાકા જ રહ્યા છે. એના સ્નેહસંબંધની ઉષ્મા એવી આહ્‌લાદકારી હતી કે આબાલવૃદ્ધ સર્વે જે એક વાર તેમના પરિચયમાં આવતું તે એને કાયમ ટકાવી રાખવા પ્રયત્ન કરતું. પરંતુ સ્વભાવે એકાન્ત અને આત્મચિંતનના શોખીન તે પણ ઘણુંખરું રત્નાગરિના પહાડોની માફ એકલા હતા.

શ્રી. નરસિંહરાવની એક ખાસિયત તેમની ઝીણવટ અને ચોક્કસાઇનો અતિ આગ્રહ એ હતી. જોડણી અને શુદ્ધ ભાષા માટેના તેમના આવા આગ્રહનાં રમૂજી લાગે તેવાં દૃષ્ટાંતો તેમના જીવનમાંથી ઘણાં મળી આવશે. નર્મદ–સો–વરસી ઉજવાઇ તે વખતે જે સંસ્કૃત શબ્દ વપરાયો હતો તેમાં જોડણીની ભૂલ શ્રી. નરસિંહરાવે જ કાઢી હતી. તે ઉપરાંત મુંબઇનાં પરાંમાંથી મુંબઇ કે મુંબઇથી પરાંમાં જનાર નન્નુકાકાની હાજરીમાં કહે કે હું અમુક ટ્રેન પકડવાનો છું તો " શું ઘોડાની જેમ ? " એમ કહી કટાક્ષ કરતા અને તેમાંથી તેમનો સ્નેહીવર્ગ પણ મુક્ત નહોતો રહેતો એ વાતો સુવિદિત છે.

ચિંતનશીલ હોવા ઉપરાંત શ્રી. નરસિંહરાવ મોટા અભ્યાસી પણ હતા અને જો કે મને મત આપવા અધિકાર નથી છતાં Wilson Philological Lectures એ તેનો એક દૃષ્ટાંત છે. અને આપણે આશા રાખીએ કે તેમનો એ પ્રયત્ન ઇતર પ્રાંતોમાં પણ સન્માન પામે.

અંગત જીવનમાં તેઓ વત્સલ અને ભક્તિમાન હતા. વત્સલ હતા એટલે જ તેમનાં સંતાનોનાં દુઃખદ મૃત્યુઓ તેમને વસમાં લાગ્યાં, અને ભક્તિમાન હતા એટલે એ સર્વ ઘા તેઓ સહન કરી શક્યા. કેવળ સાંસારિક નજરે જોતાં તેમનું જીવન કરુણ હતું. ત્રણ ત્રણ બાળકોને પોતાના સ્નેહમાં યુવાવસ્થા સુધી ઉછરતાં જોવાં અને પછી ખોવાં એ અનુભવ ઓછો વિષમ નથી; છતાં તેઓની શ્રદ્ધા ડગી નહિ અને શાંતિ વિચલિત થઇ નહિ એટલી તેમની મહત્તા છે.

આ પ્રસંગે મોટાં ભાષણ અસ્થાને છે. તેઓ કવિ હતા કે નહિ એ વિશે ભલે મતભેદ હોય, તેઓ વિવેચક હતા એ વિશેયે ભલે મતભેદ હો; પણ તેઓ ગુજરાતી સાહિત્યનું મૂલ્યવાન રત્ન હતા તેમાં મતભેદ છે જ નહિ. તેમની કૃતિઓએ અલ્પધન ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ અને ગૌરવવન્તું બનાવ્યું છે. તેમની ભાષાસેવા અવિસ્મરણીય છે; અને તેમના જતાં આપણા સાહિત્યનભનો જે પ્રકાશિત તારક ઓછો થાય છે, તેનું સ્થાન હમેશાં અણપૂર્યું જ રહેશે.

આ દુખદ પ્રસંગે સાહિત્યજગતને જે શોક થાય છે તેમાં હું પણ મારો સહૃદય સૂર પૂરવા રજા લઉં છું."

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

# સદ્‌ગત નરસિંહરાવ

## : સ્મરણના મુકુરમાં :

બજારમાં નીકળું ત્યારે ત્યાંનું કામ પતાવી સીધા ઘેર જવું એ જ હમેશની ટેવ. ઓળખીતાઓની દુકાને વગરબોલાવ્યે અને વગરકામે ટોળટપ્પા કરવા ચઢવું, ને ત્યાં પા–અર્ધો કલાકનું પાણી કરવું, એ બધું સ્વભાવથી જ વિરુદ્ધ. આમ છતાં, શનિવાર તારીખ સોળમી જાન્યુઆરીની સવારે —ભાઈની દવાની દુકાને કશા ય ખરાં કામ વિના ચઢ્યો. મનમાં તો એટલું જ હતું કે ઘણા વખતથી મળાયું નથી એટલે આજે જરા જાઉં.

આવકારની આપલે થઇ રહી ને હું એમની પડખે ગોઠવાયો—હજી ગોઠવાતો જ હોઇશ, ત્યાં તો તેઓ બોલ્યા:

" નરસિંહરાવભાઈ તો ગયા. "

" એમ ? ક્યારે ? "

" ગુરુવારે. તમને ખબર નથી ? "

" ના. "

એ ખબરવાળાં બે છાપાંનાં નામ દીધા પછી તેમણે જરાક હસીને કહ્યું : " ત્યારે મેં આ ખોટું કર્યું, એવા ખબર તમને આપનાર હું થયો છું. "

નરસિંહરાવ જેવા પુણ્યશાળી જીવના મૃત્યુના ખબર આપવા તેમાં કૈં ખોટું નહિ એવો જરા વિચિત્ર જવાબ આપવો હતો,

પણ એ વખતે તો એ મનમાં આવ્યો છતાં મોંએ ન આવ્યો–વાચા જ થોડી ક્ષણ તો ગૂમ થઇ હતી. અને એ આવી ત્યારે-

હું : "ચાલો, એ તો છૂટ્યા."

મિત્ર : "હા, એક રીતે સારું થયું ને બીજી રીતે ખોટું-એમના જેવો 'સ્કૉલર' આપણે ખોયો."

ફરીથી, મારે પક્ષે, થોડી પળોની શૂન્યમનસ્કતા. ... પછી બીજી કેટલીક વાતચિત કરીને ત્યાંથી ઊઠ્યો.

દુકાનેથી ઊતરીને રસ્તે પડ્યો ત્યારે શરીર ચાલતું'તું શરાફબજાર-ઢાળબજાર-વહોરાબજારમાં, પણ મન તો પહોંચ્યું હતું, અઢારેક વર્ષના અંતરાય ભેદીને, યુનિવર્સિટી બિલ્ડિંગ્ઝમાં કે અસલના 'ગુજરાત' કાર્યાલયમાં કે એલ્ફિન્સ્ટન કૉલેજમાં કે એશિયાટિક લાઇબ્રેરીમાં કે 'બ્લ્યુ બંગલો'માં કે સાંતાક્રુઝના એક પગથારે કે ત્યાંને બીજે બંગલે-અમારાં ઘણી જાતભાતનાં મેળાપસ્થાને; અને અમારાં (પત્રપૃષ્ઠે લડાયલાં) કેટલાંક વાગ્યુદ્ધો પણ વચ્ચેવચ્ચે સાંભર્યા વિના રહેતાં નહિ.

૧

સમય સને ૧૯૧૯નો કોઇક દિવસ; સ્થળ યુનિવર્સિટી બિલ્ડિંગ્ઝનો (એને પછીથી ઊગી છે એ ઓતરાદી-દખણાદી 'પાંખો'નો નહિ પણ એના મૂળ મકાનનો) વૉટર-રૂમ હું સીનિયર બી. એ.ના માનભૂખ્યા વિદ્યાર્થી[૧] તરીકે ઉપર લાઇબ્રેરીમાં વાંચવા આવેલો ને ત્યાંથી કુદરત પ્રત્યેની ફરજ બજાવવા એ રૂમમાં અવતાર પામેલો. ત્યાર પછી, નળ હેઠળની ઊજળીદૂધ વિલાયતી કુંડીમાં હાથ ધરી નળની ચાવી ખોલું છું ત્યાં પગરવ સંભળાય છે, રૂમમાં યુરોપવેષી વૃદ્ધ એક સજ્જન આવી યુરોપી ઢબના પેટારૂમમાં થૂંક-વિસર્જન કરી જાય છે, જે કોઇ અજાણ્યો

૧. 'ઑનર્સ' સ્ટુડંટ'નો એક અર્થ તો આવો જ થાય ને ?

હાથ ધોતો હોય છે તેની ભણી ઊંચું વાળવાની પણ વૃત્તિ તેને હોતી નથી, ભારે બૂટનાં જેવાં ભારે ડગલાં ભરતા પોતે અંદર આવેલા તેવે જ ડગલે ચાલ્યા જાય છે—ખડગ્ ! ખડગ્ ! ... ખડગ્ . . ખડગ્ ... ખ...ડ...ગ્.

નરસિંહરાવનું મારું એ પહેલું દર્શન–નિકટનું સૌથી પહેલું દર્શન એ જ. ત્યાર પહેલાં એક કે બે વાર એ ગૌરવર્ણી ગૌરવ-મૂર્તિનાં દૂરથી દર્શન થએલાં ખરાં–અને તે એ જ મકાનમાં, જ્યારે પોતે એના જમીનમાળે[1] એમ–એ.–પદેચ્છુ જુવાન ગુજરાતીઓને, 'ગુજરાત' અથવા 'કે' અથવા 'જે' (અને એવું એવું તો બધું ઘણું ય તે, એમના ઊંડા અભ્યાસને પાત્ર) કાળનાં કયાં કયાં ગહન કોતરોમાંથી આવ્યું છે તેનાં રહસ્યો સમજાવતા, મને જતાં–આવતાં દેખાયલા ત્યારે.

શૌચાગાર અને એની પડોશનો પ્રદેશ અપવિત્ર છે, કેમ કે લોકરૂઢિ એમ કહે છે; એ પવિત્ર પણ છે, કેમ કે એક મહાન આત્મા એને ગીતાપાઠને પણ પાત્ર ગણે છે. એ પ્રકારના સ્થાને એક સાક્ષર–અરુણ (મારાં એક બે લખાણ એ વખતે પ્રકાશ પામી ચૂકેલ.) એક સાક્ષર-સૂર્યને પહેલીવારકો મળે, તેથી એ બંનેનો ભાવિ સંબંધ પણ એ સ્થાનની જેમ જ દ્વિધા ગુણોવાળો બને,- એ ઘટનામાં પણ સારા સાક્ષરોને પ્રિય એવો ઔચિત્યગુણ જ રહેલો નથી ? એવા, પ્રસંગયોગાનુસાર સારામાઠા કે ખાટામીઠા, અનુભવોનાં થોડાંક સ્મરણો 'સ્મરણમુકુર'ની ઝળહળતી જ્યોતમાંથી યથામતિ આ

---

૧. 'ગ્રાઉંડ–ફ્લોર'. અમારા શહેરસુધારણા ખાતાએ તૈયાર કરેલા મકાનોના નકશાના એક નમૂનામાં એ શબ્દનું ઉમદું ભાષાંતર હમણાં જ પહેલી વાર વાંચ્યું. મુંબાઈગરાઓના 'ભોંયતળિયું' કરતાં એ વધુ સારું છે. ભોંયનું તળિયું તો પાતાળમાં હોય ને ? ત્યાંથી શી રીતે ચઢી આવ્યું એ આપણા ઘરના જમીનમાળે ?

ઝાંખી શી જ્યોત જગવીને,-એની જેમ લૌકિક શિષ્ટાચારને કૈંક ઓછામાં લેખવી, સત્યકથન અને રસનિષ્પત્તિના ઉચ્ચ-આદર્શને યથાશક્તિ ભજતાં ભજતાં-અહીં ચમકવા દઉં છું. એમ કરતાં, અને આગળ ચાલતાં પહેલાં, નીચેનાં બે કથન રજૂ કરી, વાચકને એ દષ્ટિએ જ આ નાનું શું 'સ્મરણમુકુર' વાંચવા વિનવું છું. "ખટ રસની સામગ્રીના બધા રસની કદર કરવા માટે વિશિષ્ટ ઇન્દ્રિયની જરૂર છે." ... આ ચિત્રનાં "દર્શન કરતા કરાવવામાં કોઈ પણ વ્યક્તિને કે વર્ગને"[1]-જેમ, સદ્ગતના પુણ્યોજ્જ્વલ જીવાત્માને પણ-"આઘાત કરવાનો ઉદ્દેશ મારો અણુમાત્ર[1]" છે નહિ. ... આ મુકુરમાં "મારું પ્રતિબિંબ પણ અન્યસંપર્કમાં પ્રગટ થશે-તો તે માટે વાચક ક્ષમા કરશે એમ આશા[2] છે."

૨

પૂર્વોક્ત પ્રત્યક્ષ દર્શનો પહેલાંનાં બે નાનાં પરોક્ષ દર્શન-એમની યશઃકાયનાં-વચ્ચે એક જાતના વિષ્કંભક તરીકે રજૂ કરી લઈને પછી સ્મૃતિપટ પરનું આ નાટક આગળ વધે એ યોગ્ય છે; એટલા સારુ કે એ સમયના એક કિશોરવયી સાહિત્યપ્રેમીના મનમાં, ત્યારનાં એનાં જ્ઞાનાદિક અનુસાર, સ્વર્ગસ્થ વિશે કેવી છાપ પડી હતી.

૧૯૧૨: એ વર્ષ એટલે, એક સાથે ત્રણ પ્રસ્તુત બનાવોવાળું વર્ષ–આર્યન બ્રધરહુડનું યાદગાર પ્રીતિભોજન, નરસિંહરાવનું સંસારસુધારાપરિષદે પ્રમુખપદ, સ્વ. ઊર્મિલાબ્હેનનાં સ્વ. દયારામ ગિદુમલ સાથેનાં લગ્નવાળો ત્યારે ઠીકઠીક ચર્ચાસ્પદ બનેલો પ્રસંગ. એ ત્રણે વિશેની ચર્ચાઓ ત્યારના કટ્ટર સનાતની 'ગુજરાતી'માં ઉત્સાહ અને કચવાટથી વાંચેલી સાંભરે છે:

---

૧. 'સ્મરણમુકુર'ના નિવેદનમાંથી. ૨. એની જ પ્રસ્તાવનાની બીજી કંડિકામાંથી.

ઉત્સાહ, કેમ કે શિષ્ટભાષાત્મક ગુજરાતી લખાણના મારા પ્રેમને પોષનાર ત્યારનાં બહુ થોડાં પત્રોમાં એ સાપ્તાહિકનું સ્થાન પ્રથમ હોવાથી એને નિયમિતપણે ઉત્સાહથી વાંચવાની ટેવ હતી; અને કચવાટ, કેમ કે એનાં મંતવ્યો સાથે મારું ત્યારે પણ–દ્વિતીય સ્ટાંડર્ડમાં–સંસારસુધારક બનવા માંડેલું મન મેળ સાધતું નહિ ને ઊલટું ચીઢાતું.

પચ્ચીસી પરના–તેમ જ આજીવન–સુધારક નરસિંહરાવ એ સમયનાં ઘડાતાં ગુજરાતી ચિત્તો પર વાઙ્‌મયેતર વિષયોમાં પણ કેવા પ્રબળ સંસ્કારો પાડતા એનો એ નમૂનો.

૧૯૧૪: હું મેટ્રિકમાં હતો. અમારે 'કુસુમમાળા' ભણવાની હતી. મને એમાંનાં કાવ્યો પ્રત્યે ભક્તિભાવ હતો. એવી મારી ઊંડી ભક્તિને ચળાવવાનો મિથ્યા પ્રયાસ,

ફૂલડાં જડિયાં રૂડલાં મુજને

—એ લીટી, ચાળા પાડવાની રીતે એને ઉચ્ચારીને, એક વિદ્યાર્થીએ કરેલો. એની બહાદુર અને ખડતલ અનાવિલ મનોવૃત્તિને એમાં અસહ્ય સ્ત્રૈણ લાગેલું: "એવી સું બાયડીઓ બોલે એવી કવિતા લખતા હસો, તમે લોક પણ !" કાવ્યમાં કોમલતા અસ્થાને હોવા વિશેનો એ મત મારી સુકોમળ અને નાગરિક[1] મનોવૃત્તિને એ દહાડે પણ અગરાજ હતો તો આજે તો ત્રેવીશગણો ( ૧૯૧૪+૨૩=૧૯૩૭ ) અગરાજ છે એમ કહેતાં આનંદ થાય છે.

૩

સને ૧૯૧૭ કે '૧૮ : હું રોગિષ્ટ મુંબાઇને તજી નીરોગી

---

૧. 'એલીગંટ' માટેનો 'નવલરામ પંડ્યા'નો શબ્દ. 'નાગરિક'નો નવો અર્થ 'નાગર' પણ કરાય એમ પણ આપણને બે બૃહદ્‌ગુજરાતી વિદ્વાનોએ શીખવ્યું જ છે.

ભાવનગરમાં તબિયત સુધારવાની આશાએ ઇન્ટર કે જુનિયરના વિદ્યાર્થી તરીકે આવ્યો હતો. (પછી સીનિયરમાં મુંબાઇ, જ્યાં ઉપલો યુનિવર્સિટીવાળો પ્રસંગ બનેલો.)

સમય એ અને સ્થળ અમારી બાર્ટન લાઇબ્રેરી. બીજી લાઇબ્રેરીઓના વાંચનાર પોતે જાણે મોટા મુનિરાજ હોય તેમ નીચું ઘાલીને વાંચ્યે જ રાખે છે તેવું અમારે ત્યાં નથી. કેટલીક વાર વાચન કરતાં વાર્તાલાપની કળા અમારા આ ગ્રંથસમૃદ્ધ ગ્રંથાલયમાં વધુ પ્રમાણમાં ખીલવાય છે. કબાટોમાં પુરાયા છે તે અમર વાર્તાલાપીઓ કોલરિજ, લેમ્બ, ડી ક્વિન્સી વગેરેનો સુભગ ચેપ પામીને–ખાસ કરી, એ જમાનામાં; બહુ ભાગે, દિવસને છેડે–અમારા કેટલાક માનવંતા મુરબ્બીઓ રાજકારણ, નગરકારણ અને નાતકારણ વિશેના પોતાના પાકાપીઠ અભિપ્રાયોનો લાભ અમને વણમાગ્યો અને મોટેથી આપ્યા કરતા. એમાં કોઈ વાર સાહિત્યકારણ પણ ક્યાંકથી ભૂલું પડીને આવી ચઢતું. એવે એક પ્રસંગે, આજે જ્યાં નરસિંહરાવ બિરાજે છે ત્યાં જ હવે કેટલાંક વર્ષથી બિરાજતા એક સંમાન્ય મુરબ્બીને 'અગ્નિહોત્ર'[૧] પર આફરીન થતા (અને તે, એમ ને એમ નહિ પણ પંક્તિઓ ગાઈ બતાવીને) સાંભળ્યા હતા એમ ચોખ્ખું યાદ છે. સાઠની પણ કદાચ પેલી પાર પહોંચેલા એ વૃદ્ધ કાવ્યરસિકના ઊજળા મુખમાંથી અત્યારે પણ ચમકતી આંખે અને મીઠા લહેકાથી ચોથો શ્લોક ગવાતો જાણે સાંભળું છું:

---

૧. 'નૂપુરઝંકાર' (આ. ૧, પૃ. ૪૮; આ. ૨, પૃ. ૩૮).

આ કાવ્યસંગ્રહના નામની ખોટી જોડણી એક સારા ને બીજા સામાન્ય છાપાએ અવસાનનોંધમાં છાપી છે. ભલા ભાઈ! નરસિંહરાવ વિશેની એ નોંધમાં તો જરા સંભાળવું'તું!

રહી સદાએ સહધર્મચારે
આ વિશ્વયાત્રામહિં ભક્તિભારે
સત્કારી સંપર્ધી જ દિવ્ય વહ્નિ,
અપૂર્વ એ આપણુ અગ્નિહોત્રી.

પછી, આખા કાવ્યને અનુલક્ષી, “ કેવી કલ્પના કરી છે ! કેટલી સરસ ઉપમા આપી છે ! ”

એ જ રીતે, જીમખાનામાં ભરાયલી નાગરપરિષદના સ્વાગતસભાના પ્રમુખસ્થાનેથી સ્વ. ભૂપતરાયભાઇએ ‘ કુસુમમાળા ’ના કાવ્ય ‘ ફૂલની સાથે રમત’માંની લીટીઓ આવકાર આપવા સંયોજી હતી; એ જ રીતે, હમણાં શોકસભાને પ્રમુખપદેથી રા. દોલતરાયભાઇએ સ્વર્ગસ્થનાં કાવ્યોના પોતાના હૃદયપૂર્વકના પ્રેમનો પરિચય અમને કરાવ્યો હતો. આ ત્રણે દૃષ્ટાંત બતાવે છે કે ગઇ પેઢીના ભાવનગરી નાગરિકો સાહિત્યરસિક તો હતા જ, પણ ઉદાર સાહિત્યરસિક : એમનો ( સમુદાય તરીકે; વ્યક્તિની વાત જુદી છે. ) સંસારસુધારાપ્રેમ* કદી ઉભરાયો જણાયો નથી, પરંતુ સંસારસુધારકની રચેલી ઊંચા કાવ્યગુણવાળી રચનાને તેમણે હોંશે હોંશે વાંચી અને આત્મસાત્ કરી હતી એ સત્ય ઉપલાં દૃષ્ટાંતોમાંથી તરી આવે છે; અને, બીજું આ સત્ય પણ : નરસિંહરાવની કવિતાને રમણભાઇએ જો અનન્ય ભક્તિભાવે સત્કારી અને રણજિતરામે ( જાણમાં, એક સમર્થતર કવિ-વિવેચકની નોંધોને આધારે ) જો મુખ્યત્વે ટીકાભાવે ચકાસી, તો એ જ પેઢીમાં સંસ્કારી ગુજરાતીઓનો એવો વર્ગ પણ હતો જ કે જે ચિત્તની સમતુલા જાળવીને, હૃદયકપાટનાં દ્વાર ખુલ્લાં રહેવા દઇને, એ કવિતાને એમાં આદરપૂર્વક પ્રતિષ્ઠાપિત કરતા હતા.

---

૧. સુધારો અહીં જરા અણમાનીતો હોવાને જ કારણે, અંદરના ભેદ જાણનાર જાણે છે તેમ, એ વખતે પહેલો હક ઘણી રીતે સ્વ. રમણભાઇનો હોવા છતાં, અહીંની ( સાતમી ) સાહિત્યપરિષદના પ્રમુખપદે, રા. આનંદશંકરના નકાર પછી, સનાતની કમળાશંકરભાઈ આવી શકેલા—સુધારક રમણભાઈ નહિ.

૪

સને ૧૯૨૦–૨૨ના ગાળાની આ વાત : ત્યારે નરસિંહરાવ વિજયરાય હતા અને વિજયરાય હતા ત્રિભુવનદાસ લુહાર. વાઙ્મયસેવાના સર્વ પ્રકારોમાં ઉચ્ચગ્રાહ સંરક્ષવાનું કર્તવ્ય ધીટતાથી બજાવનાર નરસિંહરાવનાં અમુક અમુક મંતવ્યો અને વલણો અને વચનો સામે મેં અને મારા પ્રગતિમાન સાથીઓએ 'ચેતન'ધ્વજ ફરકાવીને બંડનો ઝંડો ઉપાડ્યો હતો; જેમ. આજે હવે એવા જ ઉચ્ચગ્રાહ સંરક્ષવાનું કર્તવ્ય નમ્રતાથી બજાવવા મથનાર હું જેવી અદના વ્યક્તિનાં મંતવ્યાદિક સામે રા. ભાઇ ત્રિભુવનદાસ અને તેમના પ્રગતિવાદી સાથીઓ આજકાલનો કોઇ લાલ વાવટો ફરકાવીને બંડનો ઝુંડો બેધડક ઉપાડે છે. 'ત્યારે' હતું એ અમારું જૂથ અને 'હવે' છે તે તમારું જૂથ : આ બેમાંથી વધારે પાકી પ્રગતિ કોણે સાધી કે સાધશે, એ પ્રશ્નનો ઉત્તર જો કોઇને અત્યારે જ જોઇતો હોય તો એ અહીં ટપકાવી દેવા મારી કલમ તો થનગને જ છે. પણ એ અધીરાઇને વશ થવા કરતાં, જે ઉત્તર આપું તે અવિનયવંતો ગણાવાનો પણ ભય છે તેથી, તત્પરત્વે જાણે "गौराशीर्निर्ममो भूत्वा" આટલું જ કહીશ : એ પ્રશ્નનો ઉત્તર તો ઇ. સ. ૨૦૩૬નો ઇતિહાસકાર જે આપે તે સાચો.

ઉછાળા મારતા અમારા યૌવને 'ચેતન'[૧]માં ત્રણ વાર ત્રણ

૧. એનું નામ જ 'યૌવન' રાખવું એવી મારી દરખાસ્તને મારા વ્યવહારદક્ષ સહતંત્રીશ્રીએ આમ કહીને ઉડાવી દીધેલી: "નહિ, નાહકના લોકો 'પ્રિજ્યુડિસ' થઈ જાય." પણ એ સાવચેતી એટલેથી-સલામતીવાળું નામ રાખવાથી જ–અટકેલી. બાકી કામ તો એવી રીતે થતું કે અમને એ શુદ્ધ લાગ્યું એટલે લોકવિરુદ્ધ હોય તો પણ અમારે માટે એ કરણીય અને આચરણીય હતું; અને એથી જ, બધાં સત્ત્વશાલી પત્રોની જેમ, 'ચેતને' થોડા જ વખતમાં ધન્ની પ્રતિષ્ઠા જમાવી હતી.

જુદેજુદી જાતનો નરસિંહરાવવિરોધ કરેલો : જુન ૧૯૨૧ના અંકમાં અને જાન્યુ.-ફેબ્રુ. ૧૯૨૨ના બેવડા અંકમાં બે વાર. એમાંનાં પહેલાં બે લખાણની જવાબદારી મારી હતી અને ત્રીજા માટે હતી એ વખતમાં ગુર્જર સાહિત્યજગતે સુવિખ્યાત બનેલા અમારા એક માનવંત લેખકબંધુ નામે "ધીરજલાલ ગજાનનજી મહેતા" ની. સહી તરીકે મુકાયલું આ બનાવટી નામ (લેખનું મથાળું 'એ બધાનો પરિચય' હતું:) આજે જેને 'સન-સનાટી' કહેવામાં આવે છે તેવી લાગણી ત્યારની સાહિત્યપ્રિય આલમમાં ફેલાવવા માટે જ મુકાયલું હોઇ, તેણે ધાર્યું નિશાન બરાબર વીંધેલું. લેખના બીજા ખંડકમાં નરસિંહરાવનું સ્વભાવ-દર્શન એમની ઉગ્રતા વગેરેને આગળ કરીને કરાવવામાં આવ્યું હતું; અને તે, અસલ નામે તો તેજસ્વી શૈલી માટે ખૂબ પંકાયલા ધીરજલાલભાઇના છટાદાર અને મર્મવેધક પ્રાગલ્ભ્યથી. લખાણ એવું હોય અને સહીનો વિવરણાર્થ થતો હોય "હિંમત-લાલ ગણેશજી માસ્તર[1]" ત્યાં તો એવું કેમ ન બને ?-અને એ બન્યું જ-કે, લખાણ વાંચતાં જ નરસિંહરાવે હિંમતલાલભાઇને ઘેર જઇ પહોંચીને એમને જે કંઈ અનુભવ કરાવ્યો હશે તેનાથી સમસમતા તેઓ 'ગુજરાતી'માં ચર્ચાપત્ર છપાવે-એવા ભાવનું કે ભાઇઓ ! નરસિંહરાવભાઇ વિશેના ચમચમતા ચેતનિયા લખાણનો લેખક હું નથી, હું નથી, હું નથી. એમને અમારા પક્ષે એ જ સાપ્તાહિકમાં કંઇક જવાબ દીધેલો એમ સાંભરે છે પણ એની વિગત યાદ નથી.

મારાં બંને પરાક્રમો એટલા જ અદ્‌ભુતરસે નીગળતાં નથી તેથી એને ટૂંકેથી જ પતાવીશ. (૧) એલ્ફિન્સ્ટન કૉલેજની

---

૧. 'અંજરિયા' એમ અહીં આવે: પણ એ ન મૂકતાં, એમની નિત્ય પદ્ધતિને આધારે એમને નવી કાલ્પનિક અટક 'માસ્તર' સમર્પવા-માં આવેલી.

ગુજરાતી સાહિત્યસમાજના સ્વર્ગસ્થે આપેલા મંગળભાષણમાંના મુવંકવિરોધી અને બીજાં એવાં વિધાનોની જરા કડક ખબર, અમારાં મોટાં પાંચ પાનાં ભરીને, કડીતોડ તર્કશાસ્ત્ર અને તીણા કટાક્ષોની મદદથી, તંત્રીલેખે મારે લેવી પડેલી; અને (૨) તેમને સંસ્કૃતિ ભક્તોને માટે અણછાજતા લાગેલ એવા જે શબ્દોની—'એ હાઇક્લાસ મન્થલી મેગેઝિન'ની—ટીકા તેમણે ત્યારે 'વસંત'માં આવતી એ 'વિવર્તલીલા'માં[1] કરેલી તેની સામે તેવા જ આક્રમણભાવે 'વિતર્કલીલા'માં નામે લખાણ લખી છાપ્યું હતું. આ બીજાની કોની પર શી અસર થઇ હશે તે કોણ જાણે, પણ પહેલું વાંચીને તો, ચંદ્રશંકરભાઇની માનવાજોગ જુબાની મુજબ, સ્વ. વિભાકરે અને રા. મુનશીએ એમને ત્યાં દોડી જઇ આમ પૂછેલું: "નરસિંહરાવ જેવાને પણ આમ 'ઉંચકનારો' આ નવો લેખક વિજયરાય છે કોણ ?"[2]

---

૧. ગ્રંથાકારનું લખાણ નં. ૧૦ (પૃ. ૬૭).

૨. 'ગુજરાત'યુગ અને 'કૌમુદી' યુગનાં સંસ્મરણો હવે પછી.

—વિ૦

## મહારાષ્ટ્ર સા. સંમેલન ( ભૂલશુદ્ધિ )

(૧) પૃ. ૨૧૮મે છેલ્લી લીટીમાં "નાશ ન કરતાં" એમ જોઈએ.

(૨) પૃ. ૨૨૪ની પાંચમી લીટીમાં 'સાધન' છે તે 'સાધ્ય' જોઈએ.

# એ જમાના પહેલાં

[ આ મથાળા હેઠળના ( 'માનસી' અં. ૪થામાંના ) ચાર ઉતારા પછીનો આ પાંચમો છે અને વાંકાનેર( કાઠિયાવાડ )વાળા રા. છોટાલાલ મા. કામદારના સંગ્રહમાંના 'અમદાવાદ સમાચાર'ના તા. ૨૭મી મે ૧૮૭૬ના અંકમાંથી લેવામાં આવ્યો છે. ]

## ૫. કચ્છના નવા દીવાન રાવબહાદુર મણીભાઈ જસભાઈના કામો

આ દીવાનજી પ્રથમ માંડવી બંદરે ઉતરયા અને ત્યાંહાંની એંગલો વરનાકયુલર તથા ગુજરાતી નિશાળ અને કન્યાશાળાની પરિક્ષા લઇ તે નિશાળોના માસ્તરોને નિશાળો સુધારવા સંબંધી કેટલીએક સુચના કરી સ્કુલમાં વિદ્યાને ઉતેજન મળવા વિશે ભાષણ કહી સંભળાવ્યું હતું. બાદ દરબારી મ્હેલામાં માંડવીના સદગ્રહસ્થોની અને વેહેપારીયો વગેરેની મુલાકાત લીધી હતી. એમાંના કેટલાએક પોતાનાં કામકાજે સંબંધી ફરિયાદો કરી તથા કેટલીએક સુચનાઓ કરી તે બાબત દીવાનજીએ ખુલાસાવાર સંતોશકારક ઉત્તર આપ્યા. કચ્છદેશની પડતલ જમીનને ફળવંત કરવી, કળાકઉશલ્ય વધારવા, રૈયતને વ્યાજબી ન્યાય આપવા અને નામદાર મહારાવ શ્રીખેંગારજીને ઉત્તમ પ્રકારની કેળવણી આપી લાયક કરવા પોતાની ઉમદા ખાએસ જાહેર કરી. ભુજ નગરમાં દીવાનજીએ દાખલ થઈ પ્રથમ દરેક ખાતાના મુખ્ય અધિકારીયોની મુલાકાત લીધી હતી, અને કયા કયા ખાતામાં શું શું સુધારો કરવાની જરૂર છે, તે પોતે જાણી લીધું તમામ સેઠ શાહુકારોની મુલાકાતલેતી વખત

કચ્છના રાજ્યને સુધારવાની પોતાની ઉત્તમ નેમ કહી સંભળાવી અને તે સાંભળી સઘળા ગ્રહસ્થો ખુશી થયા. જુવાન મહારાવ શ્રીખેંગારજીનો અને કુંવરી શ્રી બાઇ રાજબાનો ઇંગરેજી તથા ગુજરાતી વિદ્યાભ્યાસ જોઈ દીવાનજી ઘણા ખુશી થયા હતા. મહારાવસાથે જેવી ઘટે તેવી વાતચીત કરી તેઓના પીતાજીના સ્વર્ગવાસને લીધે થતી દીલગીરીમાં દીવાનજીએ ભાગ લઇ તેમને દીલાસો દીધો હતો. ભુજ નગરમધે તમામ ઇંગરેજી ગુજરાતી નિશાળો, કન્યાશાળા, તથા ઉરદુ, ફારશી અને અરબી વગેરે બધી નિશાળો એ. ઇ. મી. દલપતરામને સાથે રાખી તેઉએ તપાશી હતી. દીવાનજીએ તે સ્કુલો સંબંધી કેટલાંક ભાષણ કરી ઉતેજન આપવા પોતાનો ઈરાદો જાહેર કીધો હતો. ગામડાંઓમાં મોટી સ્કુલ નહી હોવાથી ભુજની હાઇસ્કુલમાં વિદ્યાભ્યાસ કરવા આવનાર વિદ્યાર્થિઓને પોતાના ઘરે કરતાં ભુજમાં ભોજનખરચ વધારે ન થાય તેવી જોગવાઇ કરી આપવાનું દીવાનજીના ધ્યાનમાં આવવાથી એકદમ પોતાને હાથે એક લીસ્ટ તૈયાર કરીને પ્રથમ પોતે રકમ ભરીને એક ન્હાનું ફંડ તૈયાર કીધું છે, તેમાંથી વિદ્યાર્થિઓને રહેવાના મકાનનું ભાડું અને ચાકર તથા રસોઇયાનો પગાર તથા ખાધાખરચ આપવામાં આવશે. આવી સગવડ થવાથી હાઈસ્કુલનો લાભ લેવા હવે પછે પરગામી વિદ્યાર્થિઓ વધારે આવવા માંડશે. હેવાં કેટલાંક વિદ્યાને ઉત્તેજન આપવાનાં કામો દીવાનજી કરયાં જાયછે એ ઘણું સ્તુતિપાત્ર છે. રેવીન્યુ, દીવાની અને ફોજદારી વગેરે તમામ ખાતામાંથી લોકોને અડચણ કરતી રસમો દુર કરવા માંડી છે મુકદમાઓ ઘણા ચઢી જવાથી લોકોને ઇનસાફ-ને માટે પોકાર મારતા હતા તેઓને દીવાનજીએ જુદે જુદે વખતે મુલાકાત લઈ ધીરજ આપી શાંત કીધા છે; અને તેવા લોકોના ચઢી ગએલાં કેટલાંક કાગોના ફેંસલા કીધા છે. હાસપીટલ અને જેલની મુલાકાત પણ આ દીવાનજીએ લીધી છે. આ દીવાનજી

તરફથી જેલ ઉપર તેમજ કેદીયો ઉપર સખત જાપતો રાખવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે, અને કેદીયોની તબીઅતને સંભાળવા દાક્તરને હુકમ કરવામાં આવ્યો છે. આ ચાલાક દીવાન સઘળો વખત રાજકાજમાંજ તનમનથી મહેનત લે છે અને વળી હેવી ઝડપથી કામ કરે છે કે, જેથી આખા દિવસનું કામ થોડા વખતમાં ઉકલી જાય છે કોઈ પણ કેસ તેમની હજુરમાં આવે છે કે જાણે તેમાં ઘણા દિવસના વાકેફગાર હોય તેમ પોતાનીલાંબીનજરથી સમજી શકે છે. ઇનસાફ કરતાં વાર લાગતી નથી. એમના હાથથી અપાતા ઇનસાફથી પક્ષકારો ખુશીથાયછે તેઓને ભુજમાં આવવાને ૨૫ દીવસ થયા નથી, તેટલામાં જે કામના ફેંસલા કીધા છે. તેમાંના એક બે દાખલા નીચે પ્રમાણે છે.

અઉદીચ બ્રાહ્મણોની નાતમાં આશરે દસ વરસથી એક કજીયો ચાલતો હતો, તેથી કરી તે નાતો જમતી બંધ પડી હતી. તે કજીયાનો નિકાલ ત્યાંના અમલદારોથી સલાહભરેલી રીતે થઈ શકતો ન્હોતો અને બ્રાહ્મણોએ તે બાબત ભારે ગોંઘાટ મચાવી મુકયો હતો. તે કેસ રાવબાહાદુર મણીભાઇની હજુરમાં આવવાથી બંને પક્ષકારોની હકીકત સાંભળી લઇને ઘણી મેહેનત લઈ બ્રાહ્મણોને સમજાવીને સલાહસંપ રહે તેવી રીતે ચુકાદો આપ્યો. એ કજીયાની હકીકત એવી હતી, કે એક ભનિયા જોશી નામના બ્રાહ્મણના ઉપર દારૂ પીધાનો આરોપ મુકી આપી નાતે નાતબહાર મુકયો હતો, પણ કોરટમાં દારૂ પીધાની વાત પુરવાર ન થવાથી કોરટે તેને 'નાતમાં લેવાનું' જજમેન્ટ આપ્યું હતું, તોપણ બ્રાહ્મણો કોરટના હુકમને માન્ય નહી કરતા ઘણા વરસથી એવી હઠ લઇને બેઠા હતા કે એ બ્રાહ્મણ પીપલાના કાષ્ટમાં બળીને જીવતો થાય તો નાતમાં લઇએ. તે શિવાય એને નાતમાં દાખલ થવાનો બીજો ઉપાય

# નિકષ

## સોસાયટીનો નવો ગુચ્છ

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો નૂતન ('રીસંટ') ગ્રંથ-ગુચ્છ[1] દર વખતની માફક વાઙ્મયના એક કરતાં વધુ ક્ષેત્રને ખેડીને તેમાંથી બુદ્ધિને પુષ્ટિકારક પાક ઉતારનાર અને તેથી પ્રત્યેક અભ્યાસરત ગુજરાતીને માટે અપરિહાર્ય બન્યો છે. તેમાં આપણી પ્રાચીન સંસ્કૃતિનું પ્રાતિનિધ્ય 'મુંડકોપનિષદ્' સાચવે છે, તો મધ્યકાલીન ગુજરાતી કાવ્ય અને ઇતિહાસ પરત્વે એવું જ કર્તવ્ય 'પ્રબોધપ્રકાશ' અને 'મિરાતે અહમદી.' (ગ્રં. ૨, ખં. ૪) બજાવે છે; એ જ રીતે, તેમાં જો સાંપ્રત સમયના ઇતિહાસ આકરગ્રંથ અને વિવેચનનાં અંગોને સ્પર્શનારાં 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન : ૧૮૫૮–૧૯૦૭.' અને 'ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૭' અને 'મનોમુકુર ગ્રં. ૨' નજરે પડે છે, તો, સમાજવિકાસ સ્રીસૃષ્ટિ અને શિક્ષણ વિશેનાં 'મનુષ્યસ્વભાવ ર અને તેર્થક્રમ' 'સ્રીઓ અને સ્વાશ્રય' તથા 'શાળાઓને અમારા ...નું શિક્ષણ' પણ એ વિષયોમાં રસ કે બીજી તરફવાળા ... છે. ઉપરાંત, સંસ્થાના વર્ષવૃત્તાંતમાં ...યું કે પ્રથમનો વર્ષ અ...ત્તર સંપૂર્ણ વિગતો ઉપરાંત, ૧૯૩૫–...રણવાને રાજી નથી. ટૂંકું પણ માહિતીભર્યું ધ્યાન કરવામાં ...અભિપ્રાય એવો

...આવશે.

[1] ...ના વિચાર સાલનો અને ૧૯૩૬ના ચોથા વરસમાં પ્રકાશિત

એ પ્રકારનાં બહુવિધ પુષ્પપત્રે શોભતા ગુચ્છની પુરાઓ અને તાજગીનો પરિચય એક જ નાની નોંધમાં કરાવી શકાય નહિ, તો પણ, 'મનોમુકુર' વિશે નીચે જુદા અવલોકનમાં થોડા વિસ્તારથી લખીએ છીએ; અને બાકીનાંમાંથી વધુ મહત્ત્વનાં છે તેને અંગે એવી ફરજ આમે કે અમારા સહકારી વિવેચકો બજાવી શકીએ, ત્યાં સુધીમાં થોડી થોડી લીટીના અછડતા પરિચય-પરિચ્છેદો( યાને 'પૅરેગ્રાફ્સ' )થી જ સંતોષ માનવો પડશે.

૧. મુંડકોપનિષદ્: મણિલાલ છ. ભટ્ટ ( ૩. ૦૫ ).

રા. સદાશિવશાસ્ત્રી ભીડેએ મરાઠીમાં મુંડકોપનિષદનું જે ભાષાંતર અને વિવરણ, ત્યાંના પ્રસિદ્ધતર આધુનિક ધર્મગ્રંથ 'ગીતારહસ્ય : કર્મયોગશાસ્ત્ર'ના પ્રકાશે—પ્રકાશે પોતાનો માર્ગ શોધીને આ જમાનાના હિંદુઓને સંન્યાસમાર્ગમાં જતા રોકવાની તથા કર્મમાર્ગમાં પ્રવર્તતા કરવાની નેમથી અને પ્રધાનપણે બુદ્ધિવાદની વ્યવહારલક્ષી દૃષ્ટિએ ( આ દૃષ્ટિને પરમાર્થલક્ષી દૃષ્ટિ જેટલું મહત્ત્વ લગભગ આપીને ) કર્યું છે, તે મરાઠી સદ્ગ્રંથનું આ ભાષાંતર છે અને તે ધાર્મિક ચિંતનના સામાન્ય પ્રેમીઓને પણ સુગમ એવી ભાષામાં થયું છે. મહારાષ્ટ્રીય લેખકની ઉપર્યુક્ત વિશિષ્ટ દૃષ્ટિની તથ્યાતથ્યતાની ચર્ચા અહીં અશક્ય છે; પરંતુ, વાચકોમાંથી જેઓ આ ઉપનિષદનાં આપણાં આગલાં ભાષાંતરોમાંથી સ્વ. મગનભાઈ ચ. પટેલવાળું વધારે તત્ત્વચર્ચાત્મક ભાષાંતર[1] સમજવાની તૈયારી ધરાવતા ન હોય કે રા. ન્હાનાલાલ કવિના હૃદયંગમ ભાષાંતરને[2] પણ સવિશેષ વિશદતાથી સમજવા ઇચ્છતા હોય, તેમને માટે,

૧. 'ઉપનિષદ્—જ્યોતિ, ભા. ૨' : (૧૯૨૯)

૨. 'ઉપનિષત્પંચક' (૧૯૩૧)

"ઉપનિષદની બ્રહ્મવિદ્યા હિંદુ સંસ્કૃતિને પુનરુજ્જીવન અર્પવાને અદ્યાપિ લગી પૂર્ણ સમર્થ છે." (પૃ. ૭૦) એવા અભિપ્રાયથી થએલું પ્રસ્તુત ભાષાંતર અવશ્ય વાચન તથા મનનને પાત્ર છે.

**૨. પ્રબોધ–પ્રકાશ**[1] (ભીમરચિત) કેશવરામ કા. શાસ્ત્રી (રૂા. ના).

"કેવલાદ્વૈત સિદ્ધાંત પ્રમાણે જ્ઞાનમાર્ગની ઉચ્ચ ભૂમિકાનું ...શ્રેષ્ઠત્વ"[2] નિરૂપતી સુપ્રસિદ્ધ રૂપકગ્રંથી.' પ્રબોધચંદ્રોદય' એ પ્રકરણરૂપક અર્થાત્ નાટકનો જે ભાવાનુવાદ કાવ્યરૂપે આપણા સોળમા સૈકાના કવિ ભીમે કર્યો છે, તેની આ સુસંપાદિત આવૃત્તિ છે. સંપાદક આ ક્ષેત્રના આપણા થોડા શક્તિસંપન્ન કાર્યકરોમાંના એક હોવાથી, તેમનું મુખ્ય કાર્ય જેમ ઘટતી શાસ્ત્રીયતાથી થયું છે તેમ તેમણે વસ્તુ તથા કવિ વિશે જોડેલા ઉપોદ્ઘાતથી સંપાદન વિશેષ મૂલ્યવાન બન્યું છે. જેઓ કાવ્યના વિષય–અધ્યાત્મવિષય–અને ભાષા બંનેમાં રસ લેતા હશે તે અભ્યાસીઓને વિશેષ તો ભાષાભ્યાસીઓને સામાન્ય લાભ તો આ પ્રકાશનથી થશે જ; કેમ કે, ઉપોદ્ઘાતની ઉપાંત્ય કંડિકામાં કહ્યું છે તેમ, "ભાષાની[2] દૃષ્ટિએ કાવ્ય મહત્ત્વનું છે. તેમાં કેટલાક જૂના પ્રયોગો–રૂપો સચવાઇ રહ્યાં છે."

**૩. મિરાતે અહમદી,** (અં. ૨, ખં. ૪) દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી (રૂા. ૧).

આપણને કદાચ એમ થાય કે ગુજરાતીમાં ઊતર્યા પછી પણ

---

૧. આ ગ્રંથિકાનું તદ્વિદની દૃષ્ટિએ લખાયલું વિવેચન ઓક્ટો. ડીસે.' ૩૬ના 'બુદ્ધિપ્રકાશ'માં છે. ટિપ્પણી નથી એ હકીકત તરફ તેમણે ધ્યાન ખેંચ્યું છે. ભાષાવિષયક વિસ્તૃત ટિપ્પણ હોય તો આવું કાર્ય વધારે પ્રચરિત થઈ શકે.

૨. જોડણી બંને ઉતારામાં સંપાદકની વિશિષ્ટ નથી પણ આપણી સર્વસામાન્ય થવા માંડેલી છે.

આ મિરાતને[1] માણવાનું મને તે શેં ગમશે, એ તો છે ઉપયોગની નજરે તવારીખ લખવી કે ભણવી હોય તેને ... પણ ખરી રીતે તેમ નથી; કારણ, "મિરાત વાંચવી ગમે તેવી છે, તેનું એક કારણ એ છે કે એમાં માત્ર રાજકીય બનાવો યા ઉથલપાથલનું રસહીન કોરુંમોરું વર્ણન ( 'ડ્રાય બોન્સ ઑફ હિસ્ટરી' ) આપવામાં આવ્યું નથી. પરંતુ તે સમયની કેટલીએ સામાજિક રૂઢિઓ, કેટલાએ રીતરિવાજો, તથા જૂની પ્રથામાં થતા ફેરફાર વર્ણવવામાં આવ્યા છે." આ રીતે, સુવાચનના હરકોઇ શોખીનને બસો–ચારસો વરસ પરના ગુજરાતનું ચિત્ર ખડું કરનાર સમગ્ર ગ્રંથનું આ સાદી તો ય વાંચવી ગમે તેવી ઇબારતમાં ઊતરેલું ભાષાંતર આકર્ષે તેવું થયું છે. આ વખતના હપતા સાથે ગ્રંથ પૂરો થાય છે અને ભાષાંતરકર્તાએ કર્તા તેમ જ કૃતિ વિશેનો રસમય માહિતીવાળો પ્રવેશક એને જોડીને તથા વડોદરાની આચ્ય-વિદ્યાપરિષદ્ વખતનો પોતાનો આ વિષયને લગતો અંગ્રેજી નિબંધ પણ અહીં સાથે આપીને એની ઉપયોગિતા સારી રીતે વધારી છે. શાસ્ત્રીય ગુજરાતી ગ્રંથોમાં પોતાના અભાવે કરીને બહુધા આગળ પડી આવનારો વર્ણાનુક્રમણીનો ભાવ પુછાતો હવે થવા માંડે છે એમ છેવટનાં પૃષ્ઠો સાબીત કરે છે; એ સ્થળનામ તેમ જ વ્યક્તિનામની અપાઇ છે એ માટે જેટલો સંતોષ પ્રદર્શિત કરીએ તેટલો ઓછો છે. [અપૂર્ણ.] —વિ૦

## સ્વ. મગનભાઇ ચ. પટેલકૃત

પ્રસ્થાનત્રયી પરના ચાર જ્યોતિ–ગ્રંથોથી અમારા વાચકો ઓછાવધુ પરિચિત હશે જ. આ પ્રકારના આપણા વાઙ્મયના રસિકોમાં તો ઉપનિષદ્, ગીતા, બ્રહ્મસૂત્રો, યોગસૂત્રો અને ગૌડપાદકારિકાનાં ભાષાંતર, વિવરણ અને સવિસ્તર પ્રવેશકોવાળા એ ગ્રંથો ગયાં છ–આઠ વર્ષ દરમ્યાન પ્રગટ થયા ત્યારથી જ

1. મિરાત=(૧) આરસી; (૨) પૂંજી, દોલત.

જાણીતા છે. પરંતુ, એ સર્વ ગ્રંથો (તેમ જ સદ્‌ગતનું શાકુન્તલ-ભાષાંતર તથા કાવ્યસંગ્રહ 'કુસુમાંજલિ') અમને તેમના બંધુથીએ હમણાં થોડા વખત પર ખાસ કાળજીપૂર્વક મોકલ્યા છે એ કારણે,-વળી, હવે એ સોળ રૂપિયાના ગ્રંથો આઠમાં જ લભ્ય છે એ હકીકતની જાણ અમારા વાચકોને સાનંદ કરવાનો પ્રસંગ સાધવા પણ, એ સંબંધી બે બોલ લખવાની અમારી ફરજ છે.

'ધર્મગ્રંથોની ભલામણ કરવાનો આ જમાનો નથી; અને તેથી-જ, ધર્મગ્રંથોની ભલામણ કરવાનો આ જમાનો છે–'જમાનો નથી' કેમ કે ધર્મવિરોધ એ આજે કદાચ સસ્તામાં સસ્તી ફૅશન છે; 'જમાનો છે' કેમ કે એવી ફૅશનને ફૅશનેબલજ માનાને ઊંચા ધર્મતત્ત્વ પ્રત્યે વાળવાની જરૂર જેટલી મોટી આજે છે તેટલી ભૂતકાળમાં ભાગ્યે જ કોઈવાર હશે. દરેક જવાબદાર પત્રકારે, મત-મતાંતરની ચર્ચામાં ગૂંચવાઈ પડ્યા વિના, એ ફરજ બજાવવી જોઈએ.

પ્રસ્તુત જ્યોતિગ્રંથો દિ. બ. નર્મદાશંકર મહેતા અને રા. દુર્ગાશંકર શાસ્ત્રી જેવા અધિકારી વિદ્વજ્જનોની પ્રશંસા પામ્યાં હોઇ, તે સર્વની યોગ્યતા વિશે આજને દહાડે વધુ કૈં કહેવાનું રહેતું નથી. હવે તો આ આખા ય વિષય પરત્વે, અને સદ્‌ગત ભાષાંતરકારે એક ગુજરાતી વિદ્વાનમાં તો વિરલ જ એવો જે અભિનિવેશ એ અમર ગ્રંથો આપણી માતૃભાષામાં આણવા માટે સેવ્યો તેમના પ્રત્યે, આપણું જે કર્તવ્ય છે તે એટલું જ કે એ ગ્રંથને એકેક પછી લઈને, જ્યારે જ્યારે વાંચીએ ત્યારે તેનો ભલે થોડો થોડો ભાગ વાંચીએ પણ સ્થિર ચિત્તે-જ એ વાંચીએ એવો નિયમ રાખીને, નિરર્થક પારિભાષિકતાથી સારા પ્રમાણમાં મુક્ત એવું તેમાંનું ઉન્નતગામી લખાણ યથાશક્તિ આત્મસાત્ કરવું; અને, જેમને એ સત્યો સ્વાનુભવે હૃદયનાં ઊંડાણમાં અનુ-ભવવાનો પ્રભુપ્રસાદ હોય તેમણે એવા સંમાન્ય યથોચિત પ્રયોગ વડે પણ આ જ્ઞાનને ગંભીરતાથી તેટલું જ સ્થિરોત્સાહથી અંતઃ-કરણમાં દઢાવવું અને નિત્યજીવનમાં એને વ્યાપ્ત કરવું.–વિ૦

# આપણો નૂતન[1] ચિત્રવૈભવ

અજંતાના કલામંડપોઃ રવિશંકર રાવળ (રૂ. ૧૧).—કલાકલાપઃ વિવિધ ચિત્રકારો (રૂ. ૧).—વ્રતચિત્રાવલિઃ કનુ દેસાઈ (રૂ. ૧૧): ત્રણેના પ્ર. કુમાર કાર્યાલય, અમદાવાદ.

સુહાગી ચિત્રાવલિઓને રૂપે વૃદ્ધિંગત થયે જતા, અને સારાં ચિત્રોની પસંદગીનું કે મુદ્રણનું ધોરણ ઉતરવા દીધા સિવાય પોસાતી કિંમતે ગુજરાતના સંસ્કારવંતોને આ ચિત્રાવલિઓની પ્રકાશક સંસ્થાદ્વારા મળ્યે જતા, આપણા નૂતન ચિત્રવૈભવમાંના એક રત્ન 'ગાયત્રી–ત્રિદર્શન'નો પરિચય ગતાંકમાં કરાવ્યા પછી તુર્ત આ રત્નત્રયી અમારા વાચકોના ધ્યાન પર લાવવાનો સુયોગ પ્રાપ્ત થાય છે એ મોટા આનંદની વાત છે. એમાંની પહેલી ચિત્રાવલિ એટલે અજંતા વિશેનું મોટા પાયા પરનું પહેલું જ ગુજરાતી પ્રકાશન, પહેલું, અને પહેલી પંક્તિનું પણ; કેમ કે, તેમાં અજંતાગુફાઓનાં શિલ્પસ્થાપત્ય તથા ચિત્રો વિશે સાદાં અને રંગીન ચિત્રોની નયનમનોહર સામગ્રી જેમ ભરચક ભરી છે, તેમ એ સર્વ વિશે કલાભિજ્ઞ લેખકોની કલમને જ શક્ય એવા મુલાયમ ગદ્યમાં માહિતી પણ, એ સામગ્રી વિશે, છુટ્ટે હાથે વેરી છે.—'કલાકલાપ' એટલે મેસર્સ રવિશંકર રાવળ, કનુ દેસાઈ, સોમાલાલ શાહ, રસિકલાલ પરીખ અને છગનલાલ

---

૧. નૂતન='રીસંટ'; વર્તમાનપત્રલેખકો જેને 'તાજેતરનું' કહીને કામ ચોડવે છે, તેનું. એ શબ્દ પર એમનો સર્વાધિકાર સ્થાપિત રાખી (જો કે, આ ગ્રંથાકના પૃ. ૨૭૧માં પર થયું છે તેમ, હજી કોઈ વાર એ પ્રકારના અમારા જૂનાઃ સંસ્કાર જોર કરી જાય છે.) આપણે એનો જ ભાવાર્થ દર્શાવવા 'નૂતન' વાપરીએ અને 'ન્યુ'ના કે વિશેષણ 'નૉવેલ'ના પર્યાય લેખે ('નૂતન' નહિ વાપરતાં) જરૂર પ્રમાણે 'નવુ' 'નવ' અથવા 'નવીન' વાપરીએ એ ઇષ્ટ છે. ('નૂતન' વૈદિક વાઙ્મયનો છે અને એનો અંગ્રેજી પર્યાય જે ઉપર આપ્યો છે, તે ડૉ. અ. ચં. દાસકૃત ઋગ્વેદગ્રંથોમાંથી લીધો છે.)

જાદવનાં છ ચિત્રોનો સંપુટ. ઊડીને આંખે વળગવા ઉપરાંત હૈયે ચોંટે એવાં એ ચિત્રોનાં નામ પણ અમે નહિ આપીએ કેમ કે આ લીટીઓ વાંચનાર હરેક વાચક એકેક રૂપિયો (કડવો નહિ પણ) મીઠો કરી નાંખીને આ સંપુટ ખરીદે. એ દરેકને કાચમાં મઢીને નિરંતર એમ નજરને કલાપાવન કરતા રહે, એમ ઇચ્છીએ છીએ.- 'વ્રતચિત્રાવલિ' પણ સંપુટ છે, હિંદુધર્મવિષયક દસ વ્રતોને લગતાં દસ પ્રાણવન્તાં અને સંયમિત ભભકે ભર્યાં ચિત્રોનો. એના પરિચાયક રા. ભાઈ મેઘાણી કહે છે તેમ, "આત્મીય મનોરાજ્યોમાં પણ જે સ્પન્દનો છેક કિશોરી અવસ્થાથી સ્ત્રીજીવનને મર્મરિત કરી મૂકે છે તેને કનુએ રેખામાં રમતા કર્યાં છે."—ગુજરાતના ચિત્રવૈભવને જગતના ચિત્રવૈભવમાં સ્થાન અપાવવાની ઉજ્જ્વલ આશા હૃદયે પ્રકટાવતા આવા સુપ્રયોગો આપણે આંગણે ઘણા થાઓ, વારંવાર થાઓ. —વિ૦

## બસો–પાંચસો શબ્દોમાં

### ૧. મનોમુકુર, ગ્રંથ બીજો[૧]

આ ગ્રંથ વિશે લખવાની શરૂઆત કરતાં હૃદય એક નહિ પણ બે કારણે શોકભાવ અનુભવે છે. કર્તા "હાલમાં પથારીવશ છે" એમ નિવેદનને છેડે પ્રકાશક સંસ્થાના ઉપમંત્રીશ્રીએ લખ્યું છે તેને આપણે "હવે કાળવશ છે" એમ ગ્લાનિપૂર્વક સમજવું પડે છે; અને બીજું એ કે કર્તાએ પહેલા ગ્રંથના નિવેદનમાં જે એવી આશા દર્શાવેલી કે એની પછી એ પ્રકારના બીજા બે ગ્રંથો પ્રગટવાના છે, તેમાંનો આ એક જ જોવાનું તેમના ભાગ્યમાં હતું એ હવે સિદ્ધ થયું છે. ગુજરાતીઓને ઊંચી કક્ષાના શાસ્ત્રીય વાઙ્મય માટે સાચી ભૂખ હોત તો આમ ન બનત

૧. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ; (ગુજ. વર્ના. સોસાયટી. અમદાવાદ; રૂ. ૧).

—જેમની વાઙ્મયિક કારકિર્દીજ પૂરા અર્ધશતક પર પથરાઇ પડી હતી તેમના ચિન્તનશીલ અને વિદ્વત્તાયુક્ત "મનનાં પ્રતિબિંબ દર્શાવનાર મુકુર"[1] ની સંપૂર્ણ, ઝગમગતી, એકરૂપિણી આવૃત્તિ કર્તા પોતે માત્ર વિદ્યમાન નહિ, પ્રવૃત્તિ-પરાયણ હતા તેટલામાં જ થઇ ગઈ હોત; અને તો, પહેલા ગ્રંથને મુકાબલે આ બીજામાં રૂપરંગની તથા વિષયોના વર્ગીકરણની દૃષ્ટિએ સંસ્કૃતભક્ત એવા તેમણે (આપણા પ્રાકૃતજનોની "ઊણપ" કે 'ઉણપ'ને બદલે) વ્યાપકપણે વાપરેલો શબ્દ સંભારીએ તો, જે 'ઊનતા'ઓ રહી છે, તે રહત નહિ; પણ હવે તો, તેમણે જ કેટલીક વાર ચર્ચા સમેટી લેતાં મન વાળ્યું છે તેમ આપણે પણ કહેવું રહ્યું—'તદસ્તુ.'

૧૮૯૮થી ૧૯૩૧ દરમ્યાન કર્તાએ મુખ્યત્વે 'વસંત'માં અને ગૌણત્વે અન્યત્ર લખેલાં તેર ગદ્યલખાણોનો સંગ્રહ આ ગ્રંથમાં કરવામાં આવ્યો છે. એ રીતે વિચારતાં, સૌથી પહેલાંનું લખાણ 'ગેરસપ્પાનો ધોધ' છે અને સૌથી છેવટનું 'સાક્ષરયુગનું ભાવિદર્શન' છેઃ એમાંના પહેલામાં, એક શાલેય માસિકમાં કોઇક અલ્પજ્ઞે એ ધોધ વિશે ઉત્સાહપૂર્વક પણ અશાસ્ત્રીયતા-પૂર્વક ફેલાવેલી ખોટી વિગતોને સ્થાને કર્તાએ જાતિઅનુભવ પરથી ખરી અને (માસિકલેખકના વર્તુલ બહારની તેથી) વિશેષ વિગતો આપી છે તેમ જ થોડું લાક્ષણિક રસચિન્તન પણ કર્યું છે; અને બીજામાં, ગાંધીજીની વિરાટ અને શીતલ છાયાથી આવરાયલા પ્રવર્તમાન કાળમાં સાક્ષરતાને સ્થાન રહ્યું નથી એવી મતલબનું કુકલ્પનાજનિત પંખીડું કોઇકે એક સાતતારિયા વ્યોમમાં ઊડતું મૂકેલું, તેને કર્તા નિજ[2] ધનુષ્યની પણછમાં

૧. પહેલા ગ્રંથના નિવેદનના અન્તવાક્યમાંથી.

૨. 'નિજના' એમ અહીં લખવું જોઇએ, જો કે રા. ન્હાનાલાલ કવિએ કેટલાક નવીનતર કવિઓને પાડેલી, તથા આપણા આ સદ્ગત

'વિશ્વશાંતિ'નું[1] શરસંધાન કરી, સફળતાથી હંમેશાનું હેતું પાર છે. એમ જ રસશાસ્ત્રીય ચિન્તનયુક્ત ('કૉલેજની કન્યા'એ વિલક્ષણ નાટકમાંથી ઉપજતા વિચારોવાળા) 'કલા અને સત્ય'માં, માત્ર સાડાત્રણ પાનાંમાં પણ સંસ્કૃતના સાહિત્યજ્ઞાને ઓપતા 'કોકિલ ગાય છે કે કોકિલા?'માં અને અપહરણની ફિલસુફી રચતા 'પ્રેરણા'માં તેઓ શિક્ષણ, સાહિત્ય કે કલા વિશેના કોઈ ને કોઈ ભ્રમનું નિરસન પોતાની દૃષ્ટિએ કરી, કેટલાંક ચિન્ત્ય અને મંડનાત્મક ('પૉઝિટિવ') બિંદુઓ પણ રજૂ કરે છે. મંડન કરતાં ખંડન ભણી વિશેષ ઝોક નં. ૩ ના ('"જયા અને જયંત" નું અવલોકન') કેટલાક ભાગમાં—ખાસ કરીને, આત્મલગ્નવિષયક વિવેચનમાં જણાય છે; પણ, આ નોંધમાં એની વિસ્તૃત ચર્ચા અશક્ય હોઈ એટલું જ કહીશું કે કર્ત્તાના એતદ્‌વિષયક પરિમિત જીવનદર્શન અને ભાવના—સંવેદનનું ફળ એ વિવેચન વધુ અંશે છે. એની પછીનો નિબંધ ('લોમહર્ષિણી' વિશેનો) આપણા કર્ત્તા વ્યક્તિગત અને વયોગત દુરાગ્રહોને સાહિત્યપરીક્ષા કરતાં દૂર મૂકી શકતા એ સુસ્થિતિનો નમૂનો છે, તેમ, અહીં એક નિબંધ એવો પણ છે જેમાંની કાવ્યપરીક્ષાને મુખ્યત્વે એમના વ્યક્તિગત પક્ષપાત અને વાત્સલ્યનું પરિણામ બની ગએલી કહેવી પડે. એ જ રીતે, એમની શક્તિ કરતાં મર્યાદાઓને વધુ પ્રમાણમાં મૂર્ત કરતો એવો છે પ્રધાનપણે અવતરણાત્મક અને લગભગ નવીનતારહિત 'નવીન કવિતાસાહિત્યનો ઉષઃકાળ.' એથી ઊલટું, એની પછી તુર્ત આવે છે એ 'સ્નેહીઓનાં સહજીવન' આહ્લાદકર રસદીપ્તિથી સોહે છે અને સદ્‌ગતનાં આ પ્રકારનાં વધુ સારાં લખાણમાં ગણાય તેવું છે.

---

ભાષાભિજ્ઞના વાજબી પ્રહારનો ભોગ થએલી કુટેવને આ લખનારે પણ વશ થવું હોય તો; પણ એ લાલચને રોકી છે.

૧. કર્ત્તા રા. ભાઈ ઉમાશંકર જોષી.

જાણીતું ભાષાશાસ્ત્રીય વિમર્શન 'રાણકદેવીના દુહા' (નં. ૨) પણ હવે અભ્યાસીઓએ કાઇસો કેંદી ઉપેક્ષિત કરવું નહિ પડે. પણ, અભ્યાસીઓને જ ભારે અગવડમાં નાંખનારી ગ્રંથ-ઘડતરની બે ત્રણ ગંભીર ત્રુટીઓ પણ વણનોંધી રખાય તેમ નથી: પૃષ્ઠમથાળે પૃષ્ઠાંક જ આપીને થાકી ગયા હોય તેમ પ્રકાશકે ત્યાં આવશ્યક એવાં લખાણનામ એકે તરફ છાપ્યાં નથી; સાલવારી જુદી પાડીને આપી નથી; વર્ણાનુક્રમણી પણ નથી. આ ત્રેવડી દુર્દશા ત્રીજાચોથા ગ્રંથવખતે થોડી પણ હળવી નહિ બને ?

—વિ૦

## ૨. ભૈરવી[1]

ગુજરાતનું સદ્ભાગ્ય છે કે 'ભૈરવી'[2] જેવી રંગદર્શી નવલકથા એના વાચકોને આ ભાષાંતરદ્વારા સુલભ થઇ છે. આપણે ત્યાં શરદબાબુની જેટલી નવલો અત્યાર સુધીમાં આવી છે, તેમાંની આ સર્વોત્તમ છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. એની રંગદર્શિતા જો એનું સૌથી મોટું આકર્ષણ છે, તો, અમુક પ્રકારના બંગાળી ગ્રામજીવનનું એમાંનું તાદૃશ ચિત્ર એટલું જ અગત્યનું આકર્ષણ છે. આ જ ભાષાંતરકર્તાએ આપણને ચારપાંચ વર્ષ પર આપેલા 'અંધારો અથવા ગામડિયો સમાજ'-માંનું એવું જીવનચિત્ર જો હાસ્યની છાંટવાળું કરુણરસિક હતું, તો આ અદ્ભુતરસના ઘેરા પટવાળું કરુણરસિક છે. આ છેલ્લી હકીકતે ગુજરાતી સુજ્ઞ નાટકકારો અને નવલકારોની આંખો ઉઘાડવી જોઇએ કે હિંદનાં ગામડાંમાં કરુણતા જો ભારોભાર ભરી

---

૧. કિસનસિંહ ચાવડા ( શરદબાબુકૃત ). આર. આર. શેઠની કં.

૨. આ નવલનું મૂળ બંગાળી નામ છે 'દેના પાઓના' અને આ જ ભાષાંતરકર્તાની 'કુમુદિની'નું છે 'લેગાલેગ.' તેમણે માખી-ટુ-માખી ન કરતાં જે નવાં નામ આપ્યાં છે તે બધી રીતે સમુચિત છે.

છે, તો તેમાં અદ્‌ભુતતાના અંશો પણ ઓછા નથી. 'ભૈરવી'માં એ અંશો નાયિકાના પાત્રમાં આપણે અનુભવીએ છીએ. એ નાયિકા ષોડશી ઊર્ફે ભૈરવી વિશે તો એટલે સુધી કહેવામાં હરકત નથી કે આ યુગના સમસ્ત ભારતીય નવલસાહિત્યમાં એવાં સ્ત્રીપાત્રો થોડાં જ હશે. એ ઋજુ છે અને વિચક્ષણ પણ છે; નમ્ર છે અને બહાદુર પણ છે: આત્મભોગી અને સિદ્ધાંતનિષ્ઠ છે તેમ સમયસૂચક અને વ્યવહારકુશળ પણ છે. તેના આ સદ્‌ગુણો તેની બુદ્ધિ અને બાહુમાં બળ પૂરે છે, તરેહતરેહના દુષ્ટોની સામે થવાનું તથા નિર્દોષોની ભેરુ બનવાનું પણ. અને એ જ ગુણોને પ્રતાપે. વાર્તારંભના પરમદુષ્ટ જીવાનંદને તે વાર્તાન્તે સજ્જન બનાવે છે, એનો પતિ તરીકે સ્વીકાર પણ એની પાસે કરાવે છે. વાર્તાના દરેક મુખ્ય પ્રસંગને પોતાના આવા વિરલ વ્યક્તિત્વે રંગતી નાયિકાનો આવા સુવાચ્ય ભાષાંતરદ્વારા આપણને પરિચય કરાવ્યા બદલ 'ભૈરવી'કારને આપણાં અભિનંદન ઘટે છે.

## પરિચાયિકા

### સર્વે શિક્ષિતો માટે[1]

૧. **ઓતરાતી દીવાલો:—દ.** બા. કાલેલકર (નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; આના છ).—આ બીજી આવૃત્તિ આમાં પહેલીની સાલ આપી નથી, પણ ઓછામાં ઓછું દશકા પર એ વાંચતાં જે આનંદ માણેલો તેના જેવો જ તાજો આનંદ આ વખતનું વાચન પણ આપી શકે એ સાહિત્ય સામાન્ય ન હોય. જેલના અનુભવોની આ પુસ્તિકા ગમે ત્યાંથી ઉઘાડી વાંચવા માંડીએ તો પણ એમાંનું કોઇ ને કોઇ રસની શાંતધારે વહી જતું—ક્યારેક સંસ્મરણાત્મક, ક્યારેક ટુચકારૂપ, ક્યારેક ઊંચા સાહિત્યના સંસ્કારે રંગાયલું; પણ હમેશાં જ

1. દરેક પેટાવિભાગમાં ચોપડીઓને એનાં નામના અકારાદિ ક્રમે ગોઠવી છે.

પ્રસન્નગંભીર ચિન્તનની ભૂમિકાએ વિહરતું, લગભગ હમેશાં મૃદુ તથા કર્તાને સહજસાધ્ય કટાક્ષો કરવાને ઉત્સુક એવું–લખાણ સ્થળે સ્થળે સારા નાનકડા ધ્વનિકાવ્યને મળતો આનંદ આપ્યા વિના રહેતું નથી. એવાં કેટલાંક ધ્વનિસ્થાનો (આગલી આવૃત્તિમાં, જાણમાં, નહોતાં એ) ટિપ્પણોમાં સામાન્ય વાચકો માટે સ્ફુટ કર્યાં છે એ પણ ઠીક થયું છે. પાનાંવાર મથાળાં બાંધવાની કર્તાની (કે પ્રકાશકની) વિશેષતા જેમ એમની ગ્રંથશ્રદ્ધતર માટેની કાળજી સૂચવે છે, તેમ, બીજા ગ્રંથકારોએ ઔચિત્યપૂર્વક અનુકરવા જેવી તથા એ રીતે, કોઈ વાર તો આપણા સારા ગ્રંથને પણ નાહક એકતાનતાને જોરે ભીડાતા જોઈએ છીએ એ દશા નિવારવામાં ઉપયોજવા જેવી પણ છે.

૨. **કરીમ મહમદનાં કાવ્યો અને લેખો**: કરીમ મહમદ માસ્તર, જૂનાગઢ (રૂ. બે).–આશરે બસો પાનાંના આ સંગ્રહમાં, ગયાં પાંત્રીસેક વર્ષમાં લખાયલાં કર્તાનાં લખાણો છે. એ સર્વ એ ગાળામાં સામયિકોમાં પ્રકાશિત થએલાં, પણ. હવે ગ્રંથાકાર પામવાથી, આપણને તેમ જ હવે પછીના વંચકોને જાણવાની સરળતા થાય છે કે 'કવિતાપ્રવેશ'ના સહ–સંપાદક વાચનપાત્ર સ્વતંત્ર કે ભાષાંતરરૂપ પદ્યગદ્યના લેખક પણ છે. કાવ્યોમાં જે તત્ત્વવિચાર-વિષયક ભાષાંતરો છે તે તથા સ્વજનવિષયક ઊર્મિગીતો છે તે, તેમાંની નિષ્ઠા ('સિન્સેરિટી') અને સાદાઈએ કરીને, આકર્ષક છે; ગદ્ય-લખાણોમાં, સૌરાષ્ટ્ર અને એનાં અંગોપાંગો, દેશી રાજ્યમાંની વિચિત્રતા તથા જુના મુંબાઈ વિશેનાં, રસિક માહિતીમયું વચન પીરસે છે. જે કોઈ ગુજરાતી ભાષા વાપરે તેણે (પછી તે ભિનહિંદુ હોય કે તરવરતો તરંગલીલાવાળા નવલોહિયો હિંદુ હોય, તેણે) એ એના શુદ્ધ સ્વાભાવિકરૂપે વાપરવી જોઈએ એ દેખીતી વાત હોવાથી, કર્તાની સહજસરળ અને શુદ્ધ ભાષાની કોમી દૃષ્ટિએ પ્રશંસા કરવી અમને અસ્થાને તથા બિનજરૂરી લાગે છે; પણ એટલું તો કહેવામાં કે ખોટું જણાતું નથી કે આ લખાણોમાં સ્થળે સ્થળે જેમ પશ્ચ ઇસ્લામી સંસ્કારની છાંટ તેમ હિંદુ ભાવનાઓ તથા પરંપરાના જે જ્ઞાનકણ જોવામાં આવે છે, તે અખાની ઉક્તિને જરા વિસ્તારીને આપણને આનંદથી એમ કહેવા પ્રેરે છે કે જ્ઞાનગગનને દેશકાળ તો ન હોય, પણ જાતિ કે રૂઢિગત ધર્મ પણ ન હોય અને નથી.

**૩. કિરણોપચારપદ્ધતિ: મનઃસુખલાલ મ. ઝવેરી.**—કિરણ એટલે, આ સંદર્ભમાં, સૂર્યકિરણ; એની મદદવડે રોગોના ઉપચાર મનુષ્યજાતિએ અગાઉ અંધપ્રેરણા નામ 'ઇન્સ્ટિંક્ટ'ની અને હવે ભૌતિકશાસ્ત્રની[1] રીતે જુદે જુદે વખતે કેવા શોધ્યા અને અમલમાં મૂક્યા તેનું રસીલું બયાન આ નાની-મનહર નવલકણિકાથી શરૂ થતી અને આગળ ચાલતાં સંક્ષેપે સદુપયોગમાં લેવાયલી શાસ્ત્રીય માહિતીવાળી-પુસ્તિકામાં થયું છે. છેલ્લા ખંડકમાં, એશિયાભરમાં એકમેવાદ્વિતીય એવા જામનગરના સૂર્યગૃહની (એની યાદ ગતાંકમાંના પરિચાયિકાવાચકોને હશે જ) પિછાન આપી છે. આપણા કવિ તરીકે વિશેષ જાણીતા આ કર્તાનો હાથ સુગદ્ય પરે કેવો ઠર્યો છે તેનું પણ એમનો આ લઘુ લેખ સારું દૃષ્ટાંત છે.

**૪. ગુજ. સાહિત્યસભાની કાર્યવહી** (૧૯૩૫) અમદાવાદ, રૂા. પોણો.—આગલી બે કાર્યવહીઓનું ઉત્તમાંગ, એમાંનાં વાર્ષિકાવલોકન હતાં, તો આનું ઉત્તમાંગ-અભ્યાસરત વાચકોનો પ્રેમ સંપાદન કરશે એ 'માફીદારી કથા'(કે. હ. ધ્રુવ)ને લક્ષમાં રાખીને પણ સુશિક્ષિત સામાન્ય વાચકની દૃષ્ટિએ કહીશું કે-આ વ્યાખ્યાનત્રયી[2] છે: 'સ્વપ્નદ્રષ્ટા અને દિવ્યચક્ષુ' (અનંતરાય મ. રાવળ), 'શ્રી બળવંતરાય ક. ઠાકોરની કવિતાસમૃદ્ધિ' (ત્રિ. લુહાર) અને 'ઈશાનની આધુનિક કાવ્યસમૃદ્ધિ' (શંકરપ્રસાદ છ. દેસાઈ). ત્રણેના વિષયો વિશાળ પટ્ટ પર ગુજરાતીમાં પહેલી જ વાર નિરૂપાય છે તો પણ, લેખકનામો આપણા વિવેચનક્ષેત્રમાં તદ્દન નવાં તો

---

૧. 'સાયન્સ'ની; physics માટે હવે આપણે મરાઠીનો 'વાસ્તવશાસ્ત્ર' વાપરીએ. અને 'વિજ્ઞાન'નો ઉપયોગ 'સુપર્માઇન્ડ' માટે કરીએ, એ વધારે યોગ્ય છે.

૨. અથવા. વ્યાખ્યાનચતુષ્ટય; કેમ કે, ત્રીજા નામમાં એક નહિ પણ બે વ્યાખ્યાનો છે.

૩. આ વિધાનનો અપવાદ સાંભર્યો જરા નિરાંતે, પણ હવે નો એ નોંધવો જ જોઇએ: રા. ભાઇ કિસનસિંહ ચાવડાનો પ્રો. ઠાકોર વિશેનો આગલા એક 'કૌમુદી'માંનો લેખ.

નહિ પણ મુકાબલે નવાં કહેવા જેવાં છે તો પણ, એકેમાં પ્રારંભિક પ્રયાસની કચાશ નથી એ જોઈ આનંદ થાય છે. હિંદી કવિઓ તથા સંસ્કૃતિવિષયક અંગ્રેજી ઉપરાંત, એ જ વિભાગમાંનું 'ધરતીકંપ' (વિઠ્ઠલદાસ કૃત) પણ શાસ્ત્રીય જ્ઞાનના નિરાડંબર પ્રચારકામનો સારો નમૂનો છે. શિક્ષણઅંગેની ચર્ચાઓમાંથી પણ કેટલુંક ઉપયોગી અહીં સંગૃહીત છે.

૫. **જીવનનો આનંદ**: દ. બા. કાલેલકર (નવજીવન પ્ર.મંદિર, અમદાવાદ; રૂ. દોઢ) કર્તાનાં કલા અને કુદરત વિશેનાં (એક ગણતરીએ આશરે સો; બીજીએ આશરે સવાસો) લખાણોના આ મોટાં સવાચારસો-થીય વધુ પાનાનાં—એક પણ અરસિક પાના વિનાના—સંગ્રહનો હમણાં પહેલી વારનો પરિચય તો મુખ્યત્વે એના પાંચ ખંડોનાં લાક્ષણિક નામો ગણાવીને કરાવી શકાય છે: પ્રકૃતિનું હાસ્ય, અનંતનો વિસ્તાર, નિવૃત્તિમાં નિરીક્ષણ, રખડવાનો આનંદ, જીવનનો ઓપ. આ છેલ્લા ખંડનું છેલ્લું લખાણ સાઠ પાનાનો નિબંધ છે; બાકીનાં ઘણાખરાં લખાણ નિબંધિકાસ્વરૂપનાં હોઈ કર્તાના તેજસ્વી તેટલા જ જાણે અસ્પર્શ્ય વ્યક્તિત્વના ઘેરા રંગે રંગાયલાં છે. એક આજન્મ ચિન્તક, એક કલાવંત શૈલીના સ્વામી, પોતાની એ બે બક્ષીસોના નિરંતર યથેચ્છ સદુપયોગથી પોતાને મળેલા આનંદનો ઇતર જનો સાથે સદુભોગ કરવા જેટલા ઉત્કંઠ આ પૃષ્ઠોમાં અનુભવાય છે તેટલા સહજ-અગમ્ય પણ રહેતા લાગે છે. આ પરિણામ માટે તેઓ જવાબદાર નથી, તેમની સંસ્કારિતાની વિપુલ, બહુરૂપ-રંગી, દ્યુતિમાન સમૃદ્ધિ જવાબદાર છે. એ સમૃદ્ધિની સાથે પોતાનાં સંસ્કારબળે વાચક જેટલે અંશે એકતાન થઈ શકે તેટલે જ અંશે તેને ગ્રંથમાંનું લખાણ સંતોષદાયક પ્રમાણમાં સ્પર્શક્ષમ અને સુગમ થાય એમ છે. આમ છતાં, દરેક રચનામાં ઓછુંવત્તું એવું કંઈક છે કે જેનો ઉપભોગ કરતો કરતો અલ્પવ્યુત્પત્તિ[1] વાચક કર્તાની સોબતમાં કેટલોક વાઙ્મયવિહાર આ પૃષ્ઠોદ્વારા કરી શકે ખરો. અને વ્યુત્પત્તિવંતોને માટે તો, 'જીવનનો આનંદ' જેટલા સંતર્પક ગ્રંથો ગુજરાતી

---

૧. અહીં, 'વ્યુત્પત્તિ=સંસ્કારિતા, 'કલ્ચર'

ભાષામાં ગણ્યા અને ગાંઠ્યા જ છે. અતએવ, આ જાતનો કોઇ પણ વાચક એને વણવાંચ્યો રહેવા દે તો વિકાસહાનિ વેઠે એમ કહેવું પ્રાપ્ત થાય છે.

૬. **ભારતી ૧:** વાલજી ગો. દેસાઈ ( નવજીવન પ્ર.મં. અમદાવાદ; રૂા. ૦। )-ગઈ તેમ જ ચાલતી પેઢી દરમ્યાન મહાભારતના જે નાનામોટા સારસંક્ષેપ કે જે ( 'મહાભારતનાં પાત્રો ' જેવી ) રસભરી પુસ્તિકાઓ લખાઇ છે, તેનાથી આ ભારતકથાસાર એક મુખ્ય બાબતમાં જુદો પડે છેઃ ઓછામા ઓછા શબ્દોમાં જેવું અને જેટલું આવ્યું બની શકે તેવું-તેટલું અસલ ગ્રંથરાજનું વાતાવરણ-કથા વગેરે તો હોય જ, પણ વાતાવરણ સુદ્ધાં-કર્તાએ અહીં ખડું કર્યું છે. તેમણે " પ્રત્યેક પર્વના કથાભાગનો સાર સાદી, સરલ ધરગથ્થુ ગુજરાતીમાં આપ્યો છે. આથી રસઃ પર્વણિ પર્વણિ-એ તથ્યનો અનુભવ કૌમારાવસ્થાનો બાલક પણ કરી શકશે." એમ પુસ્તિકાના 'જયમંગળ'કાર આચાર્ય આનંદશંકર કહે છે. એ કહેવું એકંદરે બહુ ખરું છે-" એકંદરે ' કેમ કે 'રવવૈદ્ય ' ( પૃ. ૧૧ ), 'કલ્યાણ-ભાજન ' ( પૃ. ૧૨ ), ' ઊર્ધ્વરેતા ' ( પૃ. ૩૩ ), ' અવમાનતા ' ( પૃ. ૩૬ ), ' ચૂત ' ( પૃ. ૩૮ ) જેવા ક્યાંક ક્યાંક નજરે ચઢતા શબ્દોના અર્થ આ સમયના ( " સહેલી જ ભાષા, અહો ગુર્જરલેખકગણ ! તમો પૂરી પાડો " એવા રોજ-બ-રોજ સમજ્યે-વણ-સમજ્યે થયા કરતા ઉદ્‌ઘોષથી ટેવાયલા અને એમાં રાચતા આ સમયના ) યુવાવસ્થાના તથા પ્રૌઢાવસ્થાના ' બાલકો ' પણ પૂરા નહિ સમજે, કદાચ; અને ' બહુ ખરું ' કારણ કે વિષયના ગૌરવને બને તેટલું અક્ષુણ્ણ રાખવાના ઇષ્ટ ઉદ્દેશથી કર્તાએ જો અવારનવાર કેટલાક પરિચિત અને થોડા અલ્પપરિચિત સંસ્કૃત શબ્દો પાસેથી કામ લીધું છે, તો વારંવાર અને સ્થળે સ્થળે, સંવાદોમાં તેમ જ અન્યત્ર આપણી બોલચાલની ભાષાના મીઠા અને જીવતા પ્રયોગો પણ છૂટથી વેર્યા છે. આ બાબતમાં જરા ફેરિયાદ કરવાપણું હોય તો એટલું કે ક્વચિત્ બીજે નાકે પહોંચી જઇને તેમણે " ગંગા ચાલી જતી હતી " એમ ન લખતાં " ગંગા હાલી જાતી હતી " ( પૃ. ૪૫ ) એવું લખી તદ્દન બિનજરૂરી ગામડીપણું સાધ્યું છે, જે પુસ્તિકામાંના લખાણની ગરવી ઋજુમધુરતા સાથે અસંગત હોઇ ખૂંચે છે. પણ એવાં સ્થાન બહુ થોડાં છે, ને

હવેનાં પર્વોમાં–આ પહેલા ઉલ્લાસમાં આદિપર્વ ને સભાપર્વ છે–વગર-મુશ્કેલીએ નિવારી શકાય તેવાં છે. અંતમાં, એ વાક્યમાંથી સહેજે સૂઝતો: (પણ, અતિસામાન્ય, અલ્પપ્રસિક) શ્લેષ કર્યા વિના રહેવાય તેમ નથી કે 'ભારતી'ના વધુ ઉલ્લાસો સત્વર પ્રકટી આપણને વધુ વધુ ઉલ્લાસ કરાવતા રહો.

૭. **મારી જીવનકથા**—જવાહરલાલ નેહરુ: મહાદેવ હ. દેસાઈ (નવજીવન પ્ર.મં. અમદાવાદ; રૂા. ૩).–ઉપોદ્‌ઘાતમાં ભાષાંતરકર્તા આ ગ્રંથને અનુલક્ષી કહે છે: "એની સ્તુતિનો તો એક સ્તોત્ર-રત્નાકર બન્યો હશે." આ સાચું છે; અને, અમારા વાચકોમાંથી ઘણાએ એવાં અવલોકનોના મીઠા, મહોજ્જવલ રત્નાકરજલમાં સાનંદ સ્નાન કર્યું હશે અત્યાર પહેલાં જ; તથા, મૂળ કે આ ભાષાંતરમાં પણ અવગાહન કર્યું હશે. એટલે નિરર્થક લંબાણ વિના એટલું જ કહીશું કે મૂળના પ્રકાશન પછી આટલી ઝડપથી, અને ઝડપનાં મુકાબલે થોડાં ચિન્હોવાળું આ (તળપદી નહિ પણ) ગૌરવી સરળતાથી થએલું ભાષાંતર આવકારને પાત્ર છે. વર્ણાનુક્રમણી આપી છે એ સારું કર્યું, બેશક; પણ એમાં કોઇ સ્થળે ગળતી રહી છે–જેમ કે: 'ધર્મ' શબ્દ લેવાયો જ નથી એટલે એ વિશેના ગ્રંથકર્તાના વિચારો જાણવા એમના વિશેષ નામવાળો ભાગ જોવાનો થાય છે. પણ એ જોવું યે આશા પૂરવા કરતાં નિરાશાને ઊંડી વધુ અંશે કરે છે; કારણ, એ મથાળા હેઠળની શબ્દગોઠવણી થવી જોઇએ વર્ણાનુક્રમે તેને બદલે થઇ છે ગ્રંથના પૃષ્ઠાનુક્રમે ! બીજું, મૂળમાં ન હોય તો પણ આવા ગ્રંથમાં ગ્રંથવિષયના જીવનની ટૂંકી સાલવારી ઉમેરવી જોઇએ જેથી એનો ઉપયોગ માત્ર પ્રોત્સાહક વાચન તરીકે નહિ પણ વારંવારના સીધા વપરાશ માટે કરનાર પત્રકારો વગેરેને એ બાબતની નાહકની મહેનતમાંથી ઉગારી લેવાય. ઉપોદ્‌ઘાત અને મુખ્ય લખાણની ભાષા આવા કાર્ય માટે દોષમુક્ત ગણાય તેવી એકંદરે હોવા છતાં, કેટલુંક નિવૃત્તિપૂર્વકનું પુનરીક્ષણ માગી જ-લે છે. આવી કોઇ કોઇ ક્ષતિ છતાં, સમકાલીન 'ભારતીય વાઙ્મયના અમુલખ આભરણ સમાન આ કૃતિ આપણી ભાષામાં ઉમેર્યા બદલ તો ભાષાંતરકર્તા અને પ્રકાશકો આપણા આભાર અને અભિનંદનના જ અધિકારી છે એમ નિઃસંકોચ કહેવું જોઇએ.

૮. લગ્નસુખ, ટૉલ્સ્ટૉયકૃતઃ વિશ્વનાથ મ. ભટ્ટ (પ્રસ્થાન કાર્યા. અમદાવાદ; રૂા. ૧). " ટૉલ્સ્ટૉયે પોતે હજુ યૌવનના મધ્યમાં હતા... એ અવસ્થામાં લખેલી " 'ફેમિલી હેપિનેસ' એ વાર્તાનું ભાષાંતર, ટૉલ્સ્ટૉય-ગ્રંથાવલિના નવમા ગ્રંથાંક તરીકે. આ કારણે, 'લગ્નસુખ' "લગ્નવિષયમાં મુખ્ય વલણ કેવું હોવું જોઇએ તે અસરકારક રીતે દર્શાવે છે." અને એવી જ અસરકારક રીતે-ગુજરાતી ચિંતન-વાઙ્મયમાં તો અપૂર્વ રીતે-દર્શાવે છે આપણા ભાષાંતરકર્તા ખરી લગ્નભાવના કેવી હોવી ઘટે એનાં ('મુક્તવિહાર'ની વકીલાતના આ હતભાગી જમાનામાં તો પરમાવશ્યક) મનુષ્યજાતિને પ્રકૃતિપ્રાપ્ત મર્મગામી સત્યો, પોતાના પ્રવેશકલેખમાં. એની કિંમત ભાષાંતર કરતાં જરા ય ઓછી નથી એટલું જ કહીને હાલ તો વિરમવું પડે છે.

## વિશેષજ્ઞો માટે

૯. ધર્મ અને રાષ્ટ્રઃ જયેન્દ્રરાય ભ. દૂરકાળ-ધર્મ એ મનુષ્યના જીવનનું સાધ્ય અને રાજ્ય કે રાષ્ટ્ર તો એનું સાધનઃ આવા મંતવ્યના મજબૂત પાયા પર પ્રસ્તુત નાનકડા નિબંધમિનારનું ચણતર થયું છે. એનુ દર્શન કુગ્રંહપીડિત મનોવૃત્તિથી કરનારને એનાથી કશું સંપડવાનું નથી એવી ચોખ્ખી ચેતવણી એ વાચક-પ્રકારના હિતાર્થે પુકાર્યા પછી કહીએ છીએ કે જેઓ એ બંનેમાં 'ઉપલક્રિયા નિર્ણયોથી' (નિબંધના પહેલા જ વાક્યમાંના આ શબ્દો છે.) દોરાવાને બદલે મીઠો અને પથ્ય વિચારખોરાક વાંછતા હોય તેમણે 'ધર્મ અને રાષ્ટ્ર'ના વાચનથી વંચિત રહેવું ન જોઇએ કર્તવ્યધર્મ તરીકે, ચલતા જમાનામાં બેહદ લોકપ્રિય બનેલા વિચારો-થી જુદા વિચારો ધરાવવાની તથા દર્શાવવાની હિંમતથી અને એ સમતોલ, કોમળ કટાક્ષવાળી છતાં હમેશાં તર્કબદ્ધ શૈલીમાં દર્શાવવાની કર્તાની જે લેખનરીતિથી આપણે પરિચિત છીએ તે અહીં પણ દેખા દે છે એ આનંદની વાત છે. નિબંધની છેલ્લી કંડિકા અમે ગતાંકની મંજૂષામાં ઉતારી હતી એ પરથી વાચકો આ કથનની યથાર્થતા સમજ્યા હશે જ. અહીં પણ અનુભવીએ છીએ એ કર્તાનાં લખાણોની ક્ષેમવૃત્તિ ('કન્ઝર્વેટિઝમ') હાલના વાતાવરણમાં ઘણાકોને જેટલી અણગમતી તેટલી (એમના સર્વ વિચારોને આપણે માન્ય રાખી ન શકીએ ત્યારે

પણ ) જ આવશ્યક હોઇ, કશા ય જવાબદારીવાળા વ્યવહાર્ય અને અંતે હિતકર નિર્ણય બાંધવામાં આવશ્યક હોઇ, જેઓ પોતાને 'અર્વાચીન' માનતા હોય તેમણે તો ખાસ કરીને તથા અભ્યાસકની મનોવૃત્તિથી પ્રસ્તુત નિબંધ વાંચવો જોઇએ. અમે ઇચ્છીએ છીએ કે એ પ્રમાણે બને અને જેમને એમાંના દૃષ્ટિબિંદુ ને વિચારોની સાધકબાધક ચર્ચા કરવાની જરૂર લાગે તેઓ પણ તેમ કરી એમાંનું નવનીત લોકમાનસના આસ્વાદઅને શક્તિને પણ માટે ભાવપૂર્વક તારવે.

૧૦. સરલ વેદાંત ગ્રંથમાળા: મે. લા. પી. (છ આના). વેદાંત વિચારકોને, અસલના જમાનામાં એવી જરૂર લગેલી કે જે ગ્રંથકોટિઓમાં કહેવાયું છે તે ગલે'ાર્ધમાં પણ કહેવું—સામાન્યો કંઠાગ્ર કરે અને વિદ્વેષો હૃદયસ્થ કરે, એ માટે કહેવું—તે જ જરૂર આજના 'દોડતા' જમાનામાં યથાશક્ય યથારીતિ પૂરી પાડવાની અગત્ય હજી પણ એવી ને એવી ઊભી છે બલકે વધી છે. આવી સ્થિતિમાં, વેદાંત જેવા વિષયને—જેના નામમાત્રથી, અમારી ખાત્રી છે કે, અમારા વાચકોમાંથી ૮૦-૯૦ ટકા તો ચીઢાતા હશે, બીના કે ગભરાતા, ભડકતા કે અધએલાન થતા[1] હશે, તે વિષયને—સરળ લખાણની પુસ્તિકાઓમાં મૂકવાનો આ પ્રયાસ નોંધવો જોઇએ. પ્રસ્તુત માળાના પહેલા બે નાના અંકામાં 'વેદાંતસિદ્ધાંતસાર' અને 'વૈદિક ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં મૂળ તત્ત્વો' એ બે પુસ્તિકાઓ આપણા એ વિષયોના શિષ્ટમાન્ય વાઙ્મયને આધારે અપાઈ છે. એના વાચકને ધર્મવિષય પ્રત્યે રુચિ હોવી જોઇએ એ તો દેખીતું છે. એવા સર્વને પ્રારંભિક માર્ગદર્શન આમાંથી મળશે. છેલ્લું એ કે, આપણે સૌએ નહિં ભૂલવા જેવું એ કે, અદ્વૈતદર્શન એ દર્શન છે—દેખવાની, અંતરાત્મામાં સાધનાપૂર્વક અનુભવવાની, વસ્તુ પ્રધાનપણે છે; અને વાચન, લેખન કે વિવેચનની ગૌણતયે જ છે. એ આત્મદર્શનના સાધ્ય લેખે જ વાચનાદિ સાધનો આપણે પ્રત્યેકે યથાધિકાર વાપરી જાણવાં જોઇએ.

૧૧. શિલ્પસમૃદ્ધિ: વીરેંદ્રરાય ચં. મહેતા, ભાવનગર.-કર્તા

---

૧. એવી આપણી હાલની માઠી (પણ સવેળા યુક્તિપુરઃસરના સુધારાને પાત્ર) મનોદશાને કારણે જ અમે ધાર્મિક ગ્રંથોને બહુધા 'વિશેષજ્ઞો માટે'ના વિભાગમાં મૂકીએ છીએ.

લંડીના સાહિત્યસંમેલન સમયના એમના ઊંચી કોટિના કલાવિષયક વ્યાખ્યાન પછી કલાવિવેચનના રસિકોમાં જાણીતા થયા હોવાથી, એમની વધુ ઓળખાણ આપવાની જરૂર ભાગ્યે જ હોય. એમની આ પુસ્તિકામાના બે નિબંધો 'હિંદી નગરવિધાન' અને 'પ્રાચીન સ્તંભસ્થાપત્ય' પણ બારમા સાહિત્યસંમેલનને પ્રસંગે તૈયાર થયા હોઇ, આ 'શિલ્પસમૃદ્ધિ'એ એ પ્રસંગોની હવે બહુધા ઊણી બનેલી નિબંધસમૃદ્ધિનું નાક જાળવવામાં મોટી મદદ કરી છે એમ કહેવામાં કંઈ ખોટું નથી. બંને નિબંધોનું વસ્તુ એના નામથી સૂચવાય છે એટલે એ વિશે વિસ્તાર કરીશું નહિ. એમાંના એકમાંથી અમે ગયા અંકમાં અવતરણ કરેલ તે પરથી વાચકો જોઇ શક્યા હશે કે કર્તાનું માનસ સ્વવિષયે જ્ઞાનભર છે પણ શૈલીએ આડંબરભર નથી. આ કારણે, માત્ર તદ્વિદો નહિ પણ આર્યોના શિલ્પસ્થાપત્યમાં રસ લેનાર–અને એ વારસો આજે પાશ્ચાત્ય જ્ઞાન પછી પણ તથા એના પ્રકાશમાં આપણે ત્યાં હજી કેટલેક અંશે વ્યવહાર્ય છે, તેની સમજણ પણ ઈચ્છનાર–હરેક સંસ્કારી વાચક, લખાણ ઉપરાંત રેખાંકનો અને કોષ્ટકોની ઉપયુક્ત સામગ્રીવાળી આ પુસ્તિકા વાંચી શકે તેમ છે, એમ કહેવું અયુક્ત નથી.

**૧૨. શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસઃ** દુર્ગાશંકર કે. શાસ્ત્રી. (ફોર્બસ–સભા, મુંબાઇ રૂા ૧; પંદર વર્ષે પણ આ બીજી આવૃત્તિ થઇ શકી છે, એ જાણે ન ખમાતું હોય તેમ મુદ્રણદોષોના અધિષ્ઠાતા દાનવે મુદ્રક પાસે આને પહેલી આવૃત્તિ કહેવરાવી છે. આ ઠીક થયું છે તે એવી રીતે કે આજના વાચકોમાંથી જેઓ ચિંતનપ્રેમ ટકાવી શક્યા હશે તેમને મન તો આ આવૃત્તિ પહેલીના જેવી જ ચિત્તાકર્ષક રહેવાની, આગલી આવૃત્તિની જાણ જ તેમને નહિ હોય તેથી. વળી, આમાં વધારો-સુધારો કર્તાએ કેટલોક કર્યો હોઇ, એ પૂર્વોક્ત ચિંતનપ્રેમીઓને જરૂર આકર્ષશે. તેથી, ધર્મી–અધર્મી બધા વાચકોને એવી ભલામણ કરીશું કે શ્રમસાધ્ય અન્વેષણના સારા નમૂના તરીકે, શૈવધર્મ જેવી આર્યસંસ્કૃતિની પોષક શક્તિનો આરંભ આ દેશમાં કેમ થયો અને એને પ્રચાર ક્યાં ક્યાં કયે રૂપે ક્યારે હતો એનું ટૂંકું છતાં રસ પડે તેવું વર્ણન વાંચીને એના વાચનથી

ઉપજતી સૂક્ષ્મ તૃપ્તિ પામવા માટે, આ ગ્રંથિકા અવશ્ય વાંચશો. ગુજરાતમાંના શૈવધર્મ વિશેષતયા ગુજરાતી સાહિત્ય પરની તેની અસર વિશેનું લખાણ ભર્યું પૂર્યું નહિ પણ નોંધરૂપ વધુ અંશે છે એવી મતલબની ફરિયાદ અત્યાર પહેલાં પ્રસ્તુત વિષયના તદ્‌વિદે એ[1] કરી છે તે અમારા જેવા ધર્મેતિહાસિક વાઙ્મયલેખનના પ્રાકૃતજનને યાને 'લેમેન'ને પણ વાજબી લાગી છે. એ લખાણભાગને વધારે માહિતી, વિવેચન અને અવતરણોથી પુષ્ટ કરવાની જરૂર છે. એવી સર્વાંગસંપૂર્ણ ત્રીજી આવૃત્તિનું પ્રાકટ્ય થતાં સુધી આ અલ્પાંગસંપૂર્ણ (વર્ણાનુક્રમણી છે, વિસ્તૃત સંદર્ભગ્રંથસૂચી પણ છે.) આવૃત્તિ આવકારાર્હ છે જ.

## વિદ્યાર્થીઓ, બાલકો વગેરે માટે

૧૩ થી ૧૫. શ્રી દક્ષિણામૂર્તિ ગ્ર. મંદિર, ભાવનગરનાં 'આપણી લોકકથાઓ' (કમળાબેન : આના ૫), 'કૈકયી-મંદોદરી' (નાનાભાઇ : આના ૪), અને 'ટેકરીની વનસ્પતિ' (ગિજુભાઇ: આના ૫).–આમાંથી પહેલી પુસ્તિકામાં, અત્યંત બાલપ્રિય થતી અનુભવાઇ છે (અને તે માત્ર લેખક કે પ્રકાશકોને નહિ, વિવેચકને પણ) તેવી, વિક્રમ, ફૂલવંતી, હંસાવળી, શનિશ્ચરની અને બીજી બે: એમ છ વાર્તાઓ આપણામાં પરંપરાથી ચાલતા આવેલા કથાવસ્તુને લઇ, રસાળપણે અને સંવાદ-વર્ણનો વગેરે સહિત, આજની ભાષામાં કહી છે. 'કૈકયી-મંદોદરી' એટલે રામાયણપાત્રોની પુસ્તિકાવલિનો પાંચમો અંક. તેમાં એ બે નામથી સૂચવતાં પાત્રો પૂરતી રામાયણમાંની હકીકત (પણ તે સૂકી હકીકત તરીકે નહિ, લીલી વાર્તાવેલને લલિતરૂપે) લઈને, કૈકયી, મંથરા

---

1. 'એકસ્પર્ટ' મંટેના આ શબ્દને થોડા માસ પરના, 'પ્રસ્થાન'માં નવી શોધ તરીકે જાહેર કરવમાં આવેલ. વિદ્વાન 'પ્રસ્થાન'-ધરના મનથી એ એવી શોધ હશે- અમને તો એ સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજીએ પહેલવહેલો શીખવેલો કેટલાંક વર્ષ પર; અને એનો પહેલો જાહેર ઉપયોગ 'કૌમુદી'માં કરતાં અમે એ મતલબનો ઋણસ્વીકાર કર્યાનું પણ સાંભરે છે.

અને મહોદરી જાણે આપણી આસપાસ વસનાર સ્રીજનોમાંનાં જ કોઈક હોય એટલી સચોટ તાદૃશતાથી આલેખ્યાં છે. છેલ્લી પુસ્તિકા બાલવાર્તાત્મક બાલવિજ્ઞાનની છે; અમારે થયું તેમ, ઘણા પ્રૌઢ થવા માંડેલા વાચકો પણ વિજ્ઞાન ( વિશેષ જ્ઞાન ) તેમાંથી, પચીસથી ય વધુ વનસ્પતિઓનું ( અને એ માત્ર જ્ઞાનાનંદ ખાતર નહિ, વ્યવહારુ ઉપયોગનું જ્ઞાન પણ ) પામશે. છાપાં કહે છે તેમ ગિજુભાઈ જો નિવૃત્ત થવાના હોય તો તેમણે હવે પછી . તો નિવૃત્તિનિવાસમાં મળતી લાઇએ એ ઢગલબંધ ફુરસદના સમયમાં આવાં લખાણ થોકબંધ લખવાનાં છે—નહિ તો, વાચકો એમને માફ નહિ કરે એની તેમણે ખાતરી રાખવી.

૧૬. મુંબાઈ: નાગરદાસ ઇ. પટેલ, મલાડ; ( આના ત્રણ )— બાલવિનોદમાળાનું આ ચોવીસમું પુસ્તક છે અને શ. જગમોહન મિસ્રીના દોરેલા મુખચિત્ર ઉપરાંત તેમાં છબીઓ અને નકશો પણ આપવમાં આવેલ છે. તેમાં મુંબાઇનો બાલગમ્ય ઇતિહાસ ને ભૂગોળ છે તથા એની સાંપ્રત સ્થિતિનો સરસરતી શૈલીમાં ચિતાર છે. ચિત્રણરીતિ શરૂઆતમાં વાતચિતરૂપ છે તેને આગળ ચલવા માંડ્યા પછી વર્ણનપ્રધાન થવા દીધી ન હોત તો વધુ સારું હતું; પણ, વાતચિતનુ રૂપ ( જે વધુ આકર્ષક નીવડત એટલું તો નક્કી ) ચલુ રાખવામાં સ્થળાભાવ કદાચ નડ્યો હશે. વર્ણનની રીતે પણ બાળકોને મુંબાઇનો સૌથી પહેલો પરિચય આપવામાં ખપ લાગે તેવું લખાણ છે. અને ચિત્રો તેમાં ખાસ મદદ કરશે એ પણ સમજાય તેવું છે. ગુજરાત—બૃહદ્‌ગુજરાતનાં બીજાં શહેરો માટે પણ આવું કાર્ય થાય એ ( આપણા છાપાં રોજ ઊઠીને આપણને એક નવતરું રૂપ શીખવવા મથે છે તેમ ' ઇચ્છનીય ' નહિ પણ ) ઇચ્છાજોગ છે.—વિ૦

## પ્રાપ્તિ–સ્વીકાર

૧ ધીપ. અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન: (૧૮૫૮-૧૯૦૭): હીરાલાલ ત્રિ. પારેખ ( રૂા. ૧); ગ્રંથ અને ગ્રંથકાર ( ૧૯૩૬ ): હી. ત્રિ. પારેખ ( રૂા. ૧ ); મનુષ્યસમાજ અને સામાજિક ક્રમ, પ્રો. ફૂલીકૃતઃ શ્રી. વિનોદિની નીલકંઠ (રૂા. ૧); સ્રીઓ અને સ્વા-

શ્રયઃ કમેદભાઈ ર. પટેલ (રૂા. ૦I); **શાળાઓમાં સુતારીકળાનું** શિક્ષણઃ અઇ. ડબલ્યુ. સુમા (રૂા. ૦II): પાંચના પ્ર. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ.—૬ **ગુજ. સાહિત્યઃ** એનું મનન અને વિવેચનઃ રામચંદ્ર દા. શુક્લ, દાહોદ (રૂા. ૨). ૭ **૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત** : મણિભાઈ દ્વિવેદી, નવસારી (રૂા. ાાા) ૮. ખગોળગણિતઃ ભા. ૩, ચંદ્રગણિત; ભા. ૪, ગ્રહણગણિ : દરિદ્ર ભટ્ટ, અમદાવાદ (રૂા. ાા).-૯ થી ૧૧. **ગધેડાનાં પરાક્રમોઃ** ગિજુભાઈ; **ભૂતિરગડપઃ** મોંઘી બહેન; **બુધા કાકાઃ** રમણલાલ સોની (દરેકના પાંચ આના અને પ્ર. શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મં. ભાવનગર)–૧૨. **ટારઝન**, ભા. ૧: શંકર શાહ (શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર; પાંચ આના).–૧૩. **છ મૂર્ખાઓ** : મોંઘી બહેન (શ્રી દ. મૂ. પ્ર. મં. ભાવ. પાંચ આના.)–૧૪, ૧૫. **બાલવિનોદ-માળામાં** 'નાગકુમાર' અને 'કાળિયો' : નાગરદાસ ઇ. પટેલ, મલાડ; (ત્રણ-ત્રણ આના). ૧૬. **પઉમચરિયઃ** શાંતિલાલ છ. ઉપાધ્યાય, પાલીતાણા.–૧૭. **જાપાનની કેળવણીઃ** જગમોહનદાસ જ. મોદી (પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા).–૧૮. **ભારતીય સાહિત્યપરિષદ ઔર ભાષાકા પ્રશ્નઃ** કાકા કાલેલકર, ક. મા મુનશી (સસ્તા સાહિત્ય મંડલ, દિલ્હી; છ આના).

## પત્રિકાઓ વૃત્તાંતો વગેરે

**પારસી રાજકીય મંડળ** કરાંચીઃ ઉદ્દેશ પત્ર તથા પત્રિકા નં ૫, ૬: 'બેકારી શાથી ? એ ટાળવાના ઉપાય' અને 'મહાસભા શું છે, શું કરે છે : :' દેવલાલી બાલગૃહઃ પરિચયપત્ર. : : **ભારત કલા-મંડળ**, અમદાવાદનું ૧૯૩૫-૩૬નું નિવેદન : : **ભારત વિદ્યાલય**, કરાંચીનું ૧૯૯૨નું નિવેદન : : **મહિલા વિદ્યાલય**, ભાવનગરનો ૧૯૩૫-૩૬નો અહેવાલ. : : **ગુજરાત એસોસિએશન** અને જી. એ. એસ. એ રંગૂનનો રિપોર્ટ અને હિસાબ (૧૯૩૧-૩૬) :: **ખેડૂતપંચાંગ** (વડોદરા રાજ્યનું, ૧૯૯૩નું). **ડિરેક્ટરી** ઑફ વીમેન્સ ઇન્સ્ટિટ્યુશન્સ, બોમ્બે પ્રેસિડેંસી; સેન્ટ્રલ સેક્શન સર્વંટસ ઑફ ઇંડિયા સોસાયટી, બોમ્બે).

## બચાવ નહિ,—ખુલાસો

આ વખતના નિકષવિભાગ પરથી વાચકો જોઇ શકશે કે અમે બને તેટલા ગ્રંથો વિશે લખીને લાંબા વખતનો, એ વિષયનો અમારા પરનો, વાચક, લેખક, પ્રકાશકોનો ઋણભાર હળવો કરવાનો પ્રયત્ન કર્યો છે. એ વિભાગનાં હજી ય વધુ પાનાં આપવાં હતાં પણ બીજા વિભાગોમાં કેટલાંક લખાણ અણધારી રીતે પ્રસંગોપાત્ત વધારવાનાં થયાં હોઈ, અમારી એ ધારણા બર આવી શકી નથી. પરિણામે, કેટલાક ગ્રંથકારમિત્રોને આ અંકમાં જ એમના ગ્રંથ પર લખવાની આશા આપેલી એને પણ ફળાવી શકાઇ નથી. પ્રાપ્તિસ્વીકારનો ઉપવિભાગ પણ નિરુપાયે અધૂરો રાખવો પડ્યો છે. આ બધી ઊનતાઓ આવતા બે ત્રણ અંકમાં, બનશે તો એક બેમાં જ, દૂર કરવાની પાકી આશા રાખીએ છીએ.—સંચાલક 'માનસી'

## પ્રાપ્તિ-સ્વીકાર-પૂર્તિ

**શ્રી દક્ષિણામૂર્તિ પ્રમંદિર,** ભાવનગરનાં 'તારા અને ચંદો' (મ. પટેલ); 'ઋતુના રંગ' (ગિજુભાઇ); 'ગિરીશભાઇની વાર્તાઓ': 'ખજાનાની શોધમાં' (મૂ. મો ભટ્ટ): દરેકના પાંચ આના.—વાર્તાસંગ્રહ: સં. રમણ ન વકીલ; પુષ્પા ર. વકીલ, મુંબાઇ (રૂ. ૦॥).—સ્રોતસરિતા (હિંદી): કાકા કાલેલકર (સસ્તા સાહિત્યમંડલ, દિલ્હી; રૂ. ૦।).—ધ લેટર-રાઇટર ફૉર ઇન્ડીયન સ્ટુડંટસ (ચોથાથી સાતમા ધોરણ સુધીના વિદ્યાર્થીઓને અત્યંત માર્ગદર્શક હોદશે અંગ્રેજી પત્રનમૂનાનો સરળ ઉપયોગી સંગ્રહ:) બી કે. પટેલ (સાકરલાલ ક. વહેરા, ભાવનગર; બાર આના)

# ધ્વનિ

## ભાષા અને સાહિત્ય

### રા. નરસિંહરાવનું અવસાન

પોતાના દેશકાળમાં અને પોતાના ક્ષેત્રમાં યારકાચાર્ય ગણાવું એ ભાષાના પણ ઝાઝા શાસ્ત્રકારોના ભાગ્યમાં હોતું નથી. આ સ્થિતિમાં, વયે-કીર્તિએ વૃદ્ધ એવા આપણા એક સાપ્તાહિકને[1] હાથે 'નિરુક્તકાર'નું મોંઘું બિરુદ પામનાર, નર્મદયુગના 'ગુર્જરકાવ્યરૂપી શિશુ'નું શૂદ્રત્વ ટાળી એને સંસ્કારવંત દ્વિજ બનાવનાર હોવાનું અપૂર્વ માન પોતાના અનુગામી યુગના સૌથી સ્થિરચિત્ત, સૌથી સ્થિરબુદ્ધિ વિવેચકને[2] હાથે જીતી જનાર, આચાર્યપદાંકિત એવા પોતાના એક સહજીવી અને કદાચ સૌથી નિકટવર્તી સુહૃદને હાથે જીવનવિષયે 'ઉત્તાનચારિત્ર' અને જ્ઞાનવિષયે 'ઉજ્જ્વલ ગિરિશૃંગ' જેવી[3] વિરલ યશકલગીઓના ધારનાર, માત્ર વાઙ્મયના નહિ પણ સમગ્ર 'ગુજરાતી સંસ્કારિતાના ગૌરવરૂપ,'[4]–મહાન ભાષાપંડિત અને સાચા કવિ, તલસ્પર્શી વિવેચક અને ગદ્યરાગી, અપ્રિય સત્યકથનના પણ

---

૧. 'ગુજરાતી'નો તંત્રીલેખ, તા. ૧૭-૧-૩૭

૨. રા. વિશ્વનાથ મ. ભટ્ટઃ 'બુદ્ધિપ્રકાશ'ના અભિનંદન-અંક (પુ. ૮૨, અં. ૨)માંનો લેખ 'શતાબ્દીપ્રસંગે' પૃ. ૮૯.

૩. રા. આનંદશંકર બા. ધ્રુવઃ 'પ્રજાબંધુ'માંનો (તા. ૨૪-૧-૩૭). શોકસભાવૃત્તાંત.

૪. એ જ સભાએ પસાર કરેલા ઠરાવમાંથી.

આકિંચન ઉપાસક અને પ્રભુના એક પ્રિય ભક્ત, સાક્ષરસત્તમ નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાનું અવસાન એ ગયા ચરણના બનાવોમાં ઘણો ખેદકર પણ સૌથી અગત્યનો બનાવ હોય, એમને નમ્રભાવે નિવાપાંજલિ અર્પતાં જ આ ગ્રંથાંકની ધ્વનિ-કંડિકાઓનો આરંભ કરવાનું કર્તવ્ય અમારે માથે આવે છે. એ યથાયોગ્ય બજાવવા માટે જેટલો વિચાર વગેરે ઘટે તેટલો આ વખતે મુશ્કેલ હોવાથી, અહીં સ્વર્ગસ્થને જે કૈં અંજલિભર તિલોદક આપી શકાય તેનાથી વાચકોએ અને અમારે સંતોષ માનવો પડશે.

સુયોગોની પરંપરા

શ્રીમંત સંસ્કારસંપન્ન સુધારણાનુરક્ત સરદારકુટુંબમાં જન્મ; સુખપૂર્ણ શૈશવ; વીશમા વર્ષની આસપાસ થએલ પ્રથમ પત્નીના વિયોગની ઘટના બાદ કરીએ એટલે, યૌવન પણ ભર-આનંદે પસાર; એ કાળે સર્વોત્તમ ગણાતી અને કેટલેક અંશે સર્વોત્તમ હતી એવી શિક્ષણપદ્ધતિના લાભ સહિતનો શિક્ષણ-કાળ આખો ય એવો નિશ્ચિંતાઇભર્યો કે ન એ બાબતમાં વડીલ-વિરોધ વેઠવો પડ્યો, ન તો શિષ્યવૃત્તિઓ કે 'ટ્યુશન'ને ટેકે ટેકે આગળ ભણવું પડ્યું; ભણી ઊતરીને ય ચાર વર્ષ આરામ અને અભ્યાસમાં ગાળી શકાય તેવી દૈવદીધી સગવડ; એ ગાળામાં જ સૌથી પહેલું મહત્ત્વનું ગદ્યલખાણ (૧૮૮૩); અને પછી જે સરકારી નોકરી મળી તે ય, આજના શાસ્ત્રીય વાઙ્મયના લેખકોની શિક્ષક વા પત્રકારની નોકરીઓને મુકાબલે, એવી નિરાંતની નોકરી કે એને અંગેની આવશ્યક ફરજો એક વાર ચીવટથી અદા કરી એટલે (ગુજરાતી અને અંગ્રેજી ઉપરાંત) મરાઠી–કાનડી–કોંકણીના ભાષાઓના પરિચયમાં આવવાની એમાં અનુકૂળતા, મહારાષ્ટ્રના વિશિષ્ટ સૃષ્ટિસૌંદર્યનું પાન હૈયાં ભરીભરીને કરવાની ભાગ્યશાલિતા—જે બને બહુ ઉપ-

કારક નીવડી એમની અપૂર્વ વાઙ્મયસેવાને; નોકરીના પહેલા દસકામાં જ પહેલાં બે ગ્રંથાકાર પ્રકાશન ('કુસુમમાળા' અને જ્યોતિર્નિબંધ) દ્વારા ભાવિ કીર્તિમત્તાનો પ્રોજ્જ્વલ અરુણોદય; નોકરીનાં પચ્ચીસીથી પણ વધુ વર્ષ વહે છે જે આજીવિકા-વિષયની પૂરેપૂરી નિશ્ચિંતતામાં, તો એ સુસ્થિતિનો લાભ મળે છે એક બાજુ એમના વકાલરંગી કૌટુંબિક જીવનને, અભ્યાસ-પરાયણ લેખનપરાયણ જીવનને, તો બીજી બાજુ ગ્રંથોથી વાઙ્મયવ્યોમે વાધ્યે જતાં એમના કીર્તિસૂર્યને; પછી નિવૃત્તિનિવાસ —બે પાંચ કે પંદરેક વર્ષનો ટૂંકો સરખો નહિ પણ પૂગી પચ્ચીસી લગી લંબાયલો; આ કાલાવધિમાં વિધિયોગે જો એક તરફ એકાદ બે નહિ પણ પાંચપાંચ 'ઉરરત્ન મોંઘાં'[5] ખોવાથી થતી અતીવ દુઃસહ 'કસણી'[5] થાય છે, તો બીજી તરફ બહાર જણાય છે એ પુણ્યશાળી જીવાત્માની આજન્મ દૃઢોજ્જ્વલ ઈશ્વરશ્રદ્ધા-વિપત્તિઓ વચ્ચે પણ પોતાના જીવનભરના વિદ્યા-સેવનને પાછું મુકાવા[6] દીધા વિના, અધ્યયનઅધ્યાપનનો જે સુયોગ સાંપડ્યો, તેમાંથી શક્ય તે વધુમાં વધુ રસકસ પોતાની પ્રિય માતૃભાષાના બહુરૂપ પરિપોષણાર્થે નીચોવતાં નીચોવતાં; છેવટ, છપ્પન-છપ્પન વર્ષનો સહધર્મચાર આવા પ્રેમાળ પતિનો પામનાર વૃદ્ધ પત્નીનું ભવિષ્ય થતાં, "દુઃખનો અચૂક એક કીમિયો બતાવું, ભાઇ!" એ છેલ્લી[7] કાવ્યકૃતિ (૧૯૩૬)

૫. 'સ્મરણસંહિતા': ખંડ ૨, ઉપખંડ ૨; શ્લો. ૨૨.

૬. અંતના વાઙ્મયિક અને એકંદર જીવનમાંનો એમનો રસ પણ આખર લગી મુકાયો નહોતો: ગયા વર્ષના પ્રેમત્રિકોણી વિવાદમાં એક પક્ષે બીજાને જવાબ આપ્યો કે નહિ એમ તેમણે યુવાન મુલાકાતીઓને પૂછેલું; અમદાવાદની શોકસભામાં રા. દેરાસરીએ જણાવ્યા પ્રમાણે, મૃત્યુ પહેલાં પખવાડિયે જ તેમણે રાજકીય ચળવળની સ્થિતિ વિશે જાણવાની જિજ્ઞાસા દર્શાવેલી.

૭. એ કદાચ છેલ્લી છેલ્લી પણ હોય. અમે એનો ઉલ્લેખ રચમી

વડે એમને સ્મરણાંજલિ અર્પીને, દેહની દીર્ઘકાલીન રોગપીડાના શાંતિપૂર્વકના સહન વડે પ્રકૃતિનું એ છેલ્લામાં છેલ્લું ઋણ પણ અદા કરીને, ઉત્તરાયણદિનને ગદને પહોરે પોતે પોઢી જાય–છે– નવજીવનમાં જાગવા.

## દિવ્ય મંદિરનો યાત્રાળુ

એ તે એકાદ સામાન્ય જીવનું જીવન હતું ? ... ના, કોઈક અસામાન્યનું હતું: અપરા પ્રકૃતિની ત્રણે ભૂમિકાઓ[૮] પર શતાબ્દીઓ સુધી પથરાયલા જીવનવિકાસની, ભવોભવના સંભરેલા સૂક્ષ્માનુભવોની હતી એ તો અણમૂલ એક સિદ્ધિ. અને તેથી જ, હવે તો એ આત્મા હોય પરમસિદ્ધિપંથનો યાત્રાળુ : દેવી શારદાની સેવા એના દિવ્યવને નાચતા અને રમતા અમીઝરણાનાં અનેકાનેક બિન્દુઓ[૯] પામીને કરવાની જેને સમકાલીન ગુજરાતમાં તો અદ્વિતીય સાનુકૂળતા હતી અને જેને લીધે, આપણા ઘણાખરા સરકારી નોકરોની (જેમ નહિ પણ) ન-જેમ ('અન્સાર્પ્ક') ઘણા અધ્યાપકોની પણ ન-જેમ, લોકસંગ્રહાર્થે પૂરેપૂરી વાપરી, હજી દસકાઓ લગી ઝગમગતી રહેશે એવી પ્રભાપૂર્ણ યશઃકાય જે મૂકી ગયો છે, અને જેની[૧૦] 'કસોટી ... ભક્તિકેરી ... દુઃખથી ભરેલી' કરનારે કરી તે એટલા માટે કે તેની ગત જન્મોના કે થોડી આ જન્મની રહીસહી

અન્ડુ.ના 'ગુજરાતી'માં લલિતજીના લેખમાં પદ્લેલાદેવો એવો: ને એ પરથી ઉપલું વિધાન કર્યું છે.

૮. ભૂલોક ભુવર્લોક સ્વર્લોકનાં નામોથી પરિચિત એવી માનવ ચેતનાની (ઇહ જીવનમાં પણ થોડી વધુ અનુભવાતી) ત્રણ અવસ્થાઓ. એના સ્વરૂપની જરા વધુ ઓળખ આ લાક્ષણિક વિશેષણોથી પણ અપાય: પાર્થિવ, પ્રાણરૂપ, મનોમય; વૈશ્વ, તૈજસ, પ્રાજ્ઞ.

૯. 'કુસુમમાળા'ના મંગલાચરણના કેટલાક શબ્દ અહીં લીધા છે.

૧૦. 'સ્મરણસંહિતા': ખંડ ૨, ઉપખંડ ૨; શ્લો. ૨૪.

માનવસહજ વાસનાઓ એ તારુણ્યમાં તત્ત્વાર્થતાઓને નષ્ટ થાય-તે 'દિવ્યતૃષાભર'[૧૧] અને 'પ્રેમઅમીરસ'નો[૧૧] પ્યાસી, 'દિવ્ય દીપ્તિથી દીપતો' બાળક આપણા સર્વના પરમ દયામય' પિતાના મંગલમંદિરથી દૂર આજે નથી જ, એ વિશે કયા શ્રદ્ધાન્વિત હૃદયમાં શંકા રહે તેમ છે ?—

દિવ્ય મન્દિર ઊઘડ્યું,
ને તાતચરણે એ ઠર્યો.[૧૧] —વિ૦

## નાટક અને ચલચિત્ર

'આગગાડી' : એક નાટ્ય-પ્રયોગ

ગુજરાતની ધંધાદારી રંગભૂમિ કેવળ અધોગત દશામાં છે એ હવે સર્વમાન્ય હકીકત છે. એની સામે ફરિયાદ અને માત્ર બખાળા કાઢવાનો સમય હવે પૂરો થવો જોઈએ. એનું સાતત્ય, જો પરિણામવિહીન હોય તો, આપણી નિરાશા અને ક્રોધ કે ઉદાસીનતામાં સંતોષ લેવાની બૂરી ટેવની જ યાદ આપે છે. આ ટેવ અને એની પાછળ રહેલ મનોદશાને તોડવાનો સક્રિય પ્રયત્ન હમેશાં આવકારપાત્ર થવો જોઈએ. શ્રી. ચંદ્રવદન મહેતાનાં નવીન રંગભૂમિ અને નાટ્યકલા માટેનાં પ્રેમ અને ધગશ જાણીતાં છે; અને એ બન્નેને સંસ્થાપિત કરવાના પ્રયત્નો પણ એમણે ગુજરાતની સુશિક્ષિત જનતા પાસે કર્યા છે. એ સર્વ નતેઓકે અંશે સફળ થયા છે. શ્રી. ચંદ્રવદને નાટકો લખ્યાં છે અને પોતે જ, પોતાના મિત્રોની સહાયતાથી, ભજવ્યાં છે. નવીન રંગભૂમિના સર્જનમાં એક લાંબું પગલું લેવાનો પ્રયત્ન એ એમની જ રચના 'આગગાડી'નો નાટ્ય-પ્રયોગ હતો.

આ પ્રયોગનું મૂલ્ય એ સફળ રીતે ભજવાયું, એ હકી-

---

૧૧. 'સ્મ. સં.' ખં. ૧, ઉપ. ૫; શ્લો. ૫૮, ૫૯.

કતથી જ અંકાતું બસ નથી. એ સફળ રીતે ભજવાયું એ એની પાછળ રહેલાં ધ્યેયને ફલદાયક છે. એ ધ્યેયમાં બે ખાસ નોંધવાં જરૂરનાં છે: એક, ગુજરાતની સુશિક્ષિત જનતાની વિચારસરણી અને લાગણીઓને પોષક અને એની વિકાસક એવી રંગભૂમિની સ્થાપના; અને બીજું, એ દ્વારા વિશાળ દૃષ્ટિવાળી કલાકૃતિઓનું નાટ્યનિરૂપણ. 'આગગાડી' એ નવીન, વિશાળદૃષ્ટિવન્ત સાહિત્યની કૃતિ છે; અને ગુજરાતના સુશિક્ષિત વર્ગની સમક્ષ એની રજુઆત થઇ હતી. નાટક પૂરું થતાં પ્રેક્ષકવર્ગે સંતોષ અને હર્ષની લાગણી જાહેર કર્યાં એ પરથી સ્પષ્ટ થતું હતું કે એમની મનોદશાને અનુકૂળ આ પ્રયોગ હતો.

ન્યુ ઇરા સ્કુલના ( મુંબાઇ ) મધ્ય–ખંડમાં તખ્તા પર થોડાં અઠવાડિયાં પર આ નાટક રજૂ થયું હતું. તખ્તા પર પશ્ચાદ્–ભૂમિ ખૂબ સાદાઇથી અને જરૂરપૂરતાં સાધનોથી યોજવામાં આવી હતી, અને તેથી પ્રેક્ષકવર્ગનું ધ્યાન મુખ્યત્વે અભિનેતાઓ પર જ રહેતું હતું. અને એ બન્ને વચ્ચે જે સાનિધ્ય સચવાવું જોઇએ એ સચવાતું હતું. સામાન્ય રીતે નાટક જે રીતે લખાયેલું હોય એ જ રીતે ભજવવાને પાત્ર નથી હોતું. 'આગગાડી' પણ જે રીતે પુસ્તકાકારે છપાયું છે એ સળંગ રીતે નહોતું ભજવાયું. તખ્તા પર અનુકૂળ રીતે કાપકૂપ કરી, એ સુઘટિત રૂપમાં ભજવવામાં આવ્યું હતું. રા. ચંદ્રવદન પોતે જ પ્રયોજક ( 'પ્રોડ્યુસર' ) હોઇ એને જે યોગ્ય લાગ્યું એ રીતે એ રજૂ થયું.

હવે મૂળ નાટક અને એના મુખ્ય અભિનેતાઓ તરફ વળીએ.

પહેલો પ્રવેશ આગવાળા બાધરજીની ઝુંપડી પાસે ખૂલે છે. બાધરજી ( રા. ધનસુખલાલ ), રૂપી ( શ્રી. સરલા દેસાઇ ), લૈયાજી ( રા. જિતુભાઇ ) અને જોન્સ અને નારણીઓ–એ સર્વેનો

અભિનય બહુ સ્વાભાવિક હતો. ધીરેધીરે પ્રેક્ષકવર્ગનાં મન એ દુનિયા તરફ વળ્યાં. ક્રિસ્ટમસને લઇને સાહેબ–લોકની મેહફિલ અને આ તનતોડ મહેનત કરનાર મજૂરોની હાડમારી–એ બન્ને તત્ત્વો સુસ્પષ્ટ રીતે વ્યક્ત થતાં હતાં. એ પછી બીજા અંકનો પહેલો પ્રવેશ, કુટિલ આસિસ્ટંટ સ્ટેશન માસ્તર અને લાંચ લઇ ઉતારુઓને સગવડ આપવાની એની તત્પરતાનું ચિત્ર રજૂ થયું. આસિસ્ટંટ સ્ટેશનમાસ્તરે ( રા. જમુ દાણી ) ટિકીટ-ઑફીસને જીવતી કરી દીધી; અને ત્યાં આવ્યા દયાળજી, ( રા. યજ્ઞેશ શુકલ ) એ બન્નેએ રેલ્વેની દુનિયામાં લાંચ, રુશ્વત અને દગાબાજીનાં જે લક્ષણો છે એ આબાદ રીતે જણાવ્યાં. દયાળજી એ બહુ જીવન્ત પાત્ર છે; અને એટલા થોડા સમયમાં રા. યજ્ઞેશ શુકલે એને મૂર્તિમન્ત કર્યો. આ પ્રવેશમાં, લાંચ અને દગાખોરીની જાળી પાછળ, રૂખીની નારણીઆ અને બાધરજી માટેની ઝંખના અને પૂછપરછ એની દુ:ખી હાય વ્યક્ત કરતાં હતાં. આ પ્રવેશમાં જે હાસ્ય હતું. એ Satirical (કટાક્ષ-કથનાત્મક ) હતું; અને એ રૂખીની હાયને તીવ્રતર કરતું ( Reliefમાં નાંખતું ) હતું. એ પછીનો પ્રવેશ મુખ્યત્વે ટિકીટ માસ્તરોના મિજાજીપણાની અને વખત આવ્યે માર્ગ આપી દેવાની–દાદાગીરી અને ડરપોકપણું–વ્યક્ત કરતાં હતાં. એણે રંજનાત્મક તત્ત્વ વધાર્યું. એ પછી પડદો પડ્યો. અને એ ઉપડતાં સ્ટેશનના પ્લૅટફૉર્મ પરનો વિખ્યાત પ્રવેશ નજર સમક્ષ આવ્યો. ગાડી મોડી હોવાને લઇને આ મુસાફરો એકઠા થઇ સમય વીતાવવા એકબીજાને રંજિત કરે છે. આ પ્રવેશમાં પુસ્તકમાંનાં બધાં પાત્રો નહોતાં. વૈદ્ય, વહોરાજી, કાઠિયાવાડી, સુરતી, ભૈયા, સ્ટેશનમાસ્તર વગેરે હતા. ધીરેધીરે જમાવટ થવા લાગી. ભૈયા( રા. જિતુભાઈ )એ બહુ જ મધુર અને મનોહર સંગીતનો આસ્વાદ કરાવ્યો; કાઠિયાવાડીએ અને વૈદ્ય-રાજે ( રા. ભાનુશંકર વ્યાસ ) દુહાની રમઝટ બોલાવી; અને

ફેશીરો અને ખાવા. પરન્તુ આખરે આ આખો પ્રવેશ વહોરાજીએ કબજે કરી લીધો. રા. ચંદ્રવદને પોતે વહોરાજીનો પાઠ લીધો હતો; અને એણે બહુ જ કૌશલ્યથી આ પાત્રને બહલાવ્યું; તે એટલે સુધી કે બીજું બધું જાણે ગૌણ અને અનુષંગી હોય એવું જણાયું. વહોરાજીની શેખી અને આત્મવિશ્વાસ એની લાક્ષણિક બોલીમાં અત્યંત હાસ્યજનક હતાં. એમાં Topical gags ( પ્રાસંગિક ટોળટપ્પા ) પણ મુકાયા અને પ્રેક્ષકવર્ગ હસીને બેવડ વળી ગયો—ત્યાં એકાએક મુખ્ય 'રસ' બદલાય છે. વચ્ચે ( અંક ૧, પ્રવેશ ૨ ) મૂકી દીધેલો એ ઉપડે છે. આ પ્રવેશ અહીં શામાટે ઘુસાડી દેવામાં આવ્યો હશે એ તો કોણ જાણે. પણ એના ઔચિત્ય વિશે આ લેખકને શંકા છે; અને એ જગ્યાએ તો માત્ર અસંગત જણાયો.—પણ એ બાદ કરતાં એકાએક ભાવિ ' કરુણાન્ત 'ની આગાહી સંભળાય છે; અને જોતજોતામાં કરુણાભર્યો અંત તખ્તા પર રજૂ થાય છે. છેલ્લો પ્રવેશ ઘણો ટૂંકો હતો. બાધરજીના મૃત્યુના સમાચાર આગલા પ્રવેશમાં સંભળાય છે. અને છેલ્લા પ્રવેશમાં—માત્ર બે મિનિટને અંતરે—બાધરજીનું મૃતપ્રાય શરીર એની ઝૂંપડી સામે પડયુ છે! રૂખીનું કલ્પાંત, અન્ય જનોનો નિ:સહાય દિલાસો; એમાં નારણીઆનું મૃત્યુ: એ સર્વેએ પ્રેક્ષકોનાં મન શોકથી ભરી દીધાં—નાટક આ રીતે ખતમ થયું.

અહીં બે ક્ષતિઓ સ્પષ્ટ રીતે નોંધવી પડે તેમ છે. ભજવાયેલા નાટકમાં હાસ્ય અને કરુણ એ બે રસો વચ્ચે જે પ્રમાણ જળવાવું જોઇએ તે નથી જળવાયું એમ લાગ્યું; અને બીજું, પ્લેટફોર્મ પરના પ્રવેશ પછી જોતજોતામાં એકાએક કરુણઅંત આવવાથી પ્રેક્ષક-વર્ગમાં જે સાહજિક લાગણી જન્મવી જોઇએ એ ક્ષુબ્ધ બને છે. લેખિત નાટકમાં Impending tragedyની (માથે ઝઝૂમતી કરુણતાની) અસર ધીરેધીરે જામે છે અને એ સહજ રીતે પરિણમે છે. ભજવાયેલા નાટકમાં એમ નથી બન્યું રા. ચંદ્રવદન

પોતે કુશળ પ્રયોજક હોવા છતાં તેમણે આ વાત નજર બહાર જવા દીધી એ આશ્ચર્યકારક છે. 'આગગાડી' જે રીતે ભજવાયું તેની દૃષ્ટિએ એ દૃશ્યોનો સમૂહ છેઃ એને નાટયની એકતા અર્પે છે મુખ્યત્વે બાપદીકરાના કુટુંબની કરુણ દશા અને બીજું, રેલ્વેની દુનિયા. નાટકનો હેતુ આ કરુણ દશાદ્વારા રેલ્વેના મજૂરો (operatives)ની હાડમારી અને દુઃખી જિંદગી બતાવવાનો છે. પરન્તુ જે રંજનાત્મક તત્ત્વ વધી જાય તો આ હેતુ સપ્રમાણતાને અભાવે ન સચવાય એ દેખીતું છે.

છેવટની પ્રશંસોક્તિ આમાં ભાગ લેનાર નટ-નટીઓને આપવાની રહે છે. એ સર્વેનું talent (બુદ્ધિકૌશલ) જોતાં આશ્ચર્ય થાય છે કે ગુજરાતમાં નવીન રંગભૂમિના સર્જનમાં કશો અંતરાય શા માટે આવવો જોઇએ? જ્યારે લેખકોમાં કલારસિકોમાં અને amateurs (બિનધંધાર્થી નટો)માં ઇર્ષ્યા અને વૈમનસ્ય વારંવાર જણાય છે ત્યારે રા. ચંદ્રવદને અને એ મિત્રોએ સહચાર સાધી આટલી ફતેહ મેળવી એ નાનીસૂની વાત નથી. જ્યાં સુધી નાટયકલા માટે આપણે જીવંત પ્રયત્નો નહિ કરીએ ત્યાં સુધી એ કલા આપણા જીવનને સ્પર્શ નહિ કરી શકે. ગુજરાતમાં ઠેરઠેર Repertory Theatres (બિનધંધાર્થી, પ્રયોગાત્મક નાટયગૃહો) ઊભા કરવાં જોઈએ; નાટયપ્રયોગો થવા જોઈએ અને એની આપલે થવી જોઇએ. આમાંનું કશું અશકય નથી. માત્ર આપણું લક્ષ્ય ચોખ્ખું હોવું જોઇએ અને એ સાધવા માટે ઉત્સાહ અને સક્રિય સહકાર જોઇએ હવે તો એ વખત પણ આવી લાગ્યો કે જ્યારે બિનધધાદારી(amateurs)માંથી જ એક નવું ધંધાદારી મંડળ ઊભું થાય અને એ વ્યાપારી ધોરણ (Commercial basis) પર કામ કરે. પરન્તુ અત્યારે તો એ દિનને વહેલો આણવામાં જેટલા પ્રયત્નો થાય એને આપણે વધાવવા જોઇએ.

રવિશંકર સં. ભટ્ટ

# કેળવણી

## આલ્ફ્રેડ હાઇરફુલનું ભૌગોલિક પ્રદર્શન

કેળવણીકારોએ શિક્ષણના વિષયોનું જે વર્ગીકરણ કર્યું છે તેમાં ભાષા, સાહિત્ય, ઇતિહાસ, ધર્મ, નીતિ અને કલા એ વિષયોને માનવભાવી વિષયો ('ધ હ્યુમેનિટીઝ') કહ્યા છે અને ગણિત તથા વિજ્ઞાનને વૈજ્ઞાનિક વિષયો ગણ્યા છે. ભૂગોળવિદ્યાની ગણના તેઓએ માનવભાવી તથા વૈજ્ઞાનિક બન્ને વર્ગમાં કરેલી છે.

પંદરમાં અને સોળમા શતકમા દુનિયાના જુદા જુદા ભાગોની શોધખોળ ખૂબ થઇ હતી. એ સમયમાં જમીનના જુદા જુદા ભાગો જેવા કે ખંડ, ટાપુ, ભૂશિર વગેરેનું અને પાણીના જુદા જુદા ભાગો જેવા કે સમુદ્ર, અખાત, સામુદ્રધુની વગેરેનું જ્ઞાન—એમાં જ ભૂગોળવિદ્યાના જ્ઞાનની પરિસમાપ્તિ થતી હતી. નાવિકકલા જેમ જેમ આગળ ધપતી ગઈ તેમ તેમ દરિયાઈ મુસાફરીનો શોખ અને સાથે સાથે અનુભવ પણ વૃદ્ધિંગત થતાં આવ્યાં. દુનિયા ઉપર વાતા પવનો, દરિયામાં વહેતા પ્રવાહો અને તેની લોકોના ધંધારોજગાર ઉપર થતી અસર, જુદા જુદા પ્રદેશોની આબોહવા, ઝાડપાન, પ્રાણીઓ અને મનુષ્યો, તેમનાં રહેઠાણ અને રીતભાત વગેરે બાબતોનું જ્ઞાન જેમ જેમ વધતું ચાલ્યું તેમ તેમ મનુષ્યનું દૃષ્ટિબિંદુ વધારે વૈજ્ઞાનિક બનતું ગયું અને પરિણામે ભૂગોળનો વિષય જ્ઞાનનો અને સાથોસાથ વિજ્ઞાનનો વિષય પણ બની ગયો. વિજ્ઞાનની શોધખોળો ઝડપથી થવા લાગી અને ખગોળવિદ્યા, ભૂસ્તરવિદ્યા, પ્રાણીજીવનશાસ્ત્ર, વાયુશાસ્ત્ર વગેરે વિજ્ઞાનની શાખાઓએ ભૂગોળવિદ્યાને એટલી સમૃદ્ધ બનાવી કે ભૂગોળ વિજ્ઞાનનો જ વિષય છે, માનવભાવી નથી એમ મનાવા લાગ્યું.

પરંતુ છેલ્લા મહાન યુરોપીય વિગ્રહમાં થયેલાં જુદી જુદી પ્રજાઓના વિચાર અને સંસ્કૃતિના ભયંકર સંઘર્ષણના પરિણામે ઉદ્દભવેલા વિચારબળે ભૂગોળવિદ્યા તરફના દૃષ્ટિકોણમાં જરૂરનું પરિવર્તન કર્યું. દુનિયાની જુદી જુદી પ્રજાઓની સંસ્કૃતિ, રીતભાત, મતમતાંતર વગેરે ઉપર ભૌગોલિક પરિસ્થિતિ ઘણી અસર કરે છે, એ વાત સ્પષ્ટ સમજવામાં આવી અને આથી ભૂગોળવિદ્યા માત્ર વૈજ્ઞાનિક દૃષ્ટિએ જ નહિ પણ માનવભાવી (human) દૃષ્ટિએ કેટલા મહત્ત્વનો વિષય છે તેનું સાચું જ્ઞાન સચોટ રીતે પ્રાપ્ત થયું.

ભૂગોળવિદ્યાના દૃષ્ટિકોણમાં થયેલા પરિવર્તનનાં મોજાં આપણા દેશમાં પહોંચતાં સમય લાગે એ સ્વાભાવિક છે. મુંબઈ વિદ્યાપીઠે નવી ભૂગોળના વિષયને મેટ્રિકના અભ્યાસક્રમમાં સ્થાન આપ્યાને હજી એક દાયકો જ થયો છે અને પ્રજાજીવનમાં પલટો લાવવાને એક દાયકો અલ્પ સમય ગણાય. આથી ભૂગોળવિદ્યાનું નવું દૃષ્ટિબિંદુ સમસ્ત પ્રજા ન ઝીલે એ સ્વાભાવિક છે, પરિણામે આ નવી દૃષ્ટિ સામાન્ય જનતાને જલદી સમજાય એવા ઉપાયો યોજવાની આવશ્યકતા રહે છે.

ઉપરનો હેતુ લક્ષમાં રાખીને ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલે ડીસેંબર ૧૯૩૬ની આખરે એક ભૌગોલિક પ્રદર્શન યોજ્યું હતું. એ યોજના ઘડતી વખતે ત્રણ મુદ્દાઓ નજર પાસે હતા. (૧) મેટ્રિકવર્ગમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ પાસે તેમના ભૂગોળના અભ્યાસમાં મદદરૂપ થાય એ રીતે આખા અભ્યાસક્રમની રૂપરેખા ચાર્ટ, ગ્રાફ, નકશા વગેરેદ્વારા રજૂ કરવી. (૨) વિદ્યાર્થીઓની ક્રિયાત્મક શક્તિનું માપ કાઢવું અને તેને પોષવા પ્રયત્ન કરવો. (૩) જનતા પાસે ભૂગોળ જેવા નીરસ મનાતા વિષયનું નવું દૃષ્ટિબિન્દુ રજૂ કરવું.

વિદ્યાપીઠના મેટ્રિકના ભૂગોળના અભ્યાસક્રમ પ્રમાણે પ્રદર્શનને ત્રણ વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું હતું. (૧) પ્રાકૃતિક, (૨) હિંદુસ્થાનની, અને (૩) દુનિયાની ભૂગોળ. ભૂગોળ કે ઇતિહાસ જેવા વિષયોનો અભ્યાસ કરતી વેળાએ સઘળાએ પોતાના પ્રાંત કે સંસ્થાનને ભૂલવાં ન જોઇએ. તેથી આ પ્રદર્શનમાં ભૂગોળના ઉપર્યુક્ત ત્રણ વિભાગ ઉપરાંત ભાવનગર–વિભાગ પણ રાખવામાં આવ્યો હતો.

પ્રથમ ગૃહ, પછી પડોશ, ગામ, પ્રગણું, છેવટે દેશ અને દુનિયા એ રીતે ક્રમશઃ આ બધી બાબતોનું ભૂગોળવિષયક જ્ઞાન અપાવું જોઇએ, એ ન્યાયે આ પ્રદર્શનમાં ભાવનગર–વિભાગથી શરૂઆત કરી હતી. આ વિભાગમાં પ્રથમ ભાવનગર શહેરનો મોટો નકશો ધ્યાન ખેંચતો હતો. ભાવનગરનાં જોવા લાયક સ્થળોનાં ચિત્રો નકશામાં તે તે સ્થળે મૂકવામાં આવ્યાં હતાં અને વારાફરતી ચારે બાજુએ સંસ્થાન ભાવનગરમાં ચાલતા હુન્નરઉદ્યોગોનો ખ્યાલ આપતી જુદા જુદા કારખાનાઓમાં બનતી વસ્તુઓના નમૂનાઓ ગોઠવવામાં આવ્યા હતા. ભાવનગર રાજ્યમાં નાનાં મોટાં ૭૨ કારખાનાંઓ છે અને તેમાંનાં કેટલાંક તો આખા હિંદના હુન્નર ઉદ્યોગમાં સારું સ્થાન લઈ શકે એ પંક્તિનાં છે. શિહોરનાં ધાતુનાં વાસણ, મહુવાનાં હાથીદાંતનાં રમકડાં, ભાવનગરમાં આવેલ ઇન્ડો–લાઇટ કારખાનાનાં વાસણ, ભાવનગરની મિલોનું કાપડ, મહાલક્ષ્મી ટ્રંક ડીપોમાં બનતા ટ્રંક, સુટકેસ, કેશ બોકસ વગેરે વસ્તુઓ ભાવનગરના વિકાસ પામતા ઉદ્યોગની ઝાંખી કરાવતી હતી. આ ઉપરાંત ભાવનગરની આબોહવા, ખેતીની પેદાશ, વસ્તી, ધર્મ કેળવણી વગેરેની માહિતી આપનારા નકશા, પત્રકો, ચાર્ટ અને આંકડા ઉપરથી આધુનિક ભાવનગરની પ્રગતિ છેલ્લા પાંચ દાયકામાં કેટલી થઈ છે તે જાણી શકાતું હતું.

વિભાગ બીજો .

ભૂગોળવિદ્યા એ કેટલે અંશે વૈજ્ઞાનિક વિષય છે તેનો ખ્યાલ આ વિભાગ ઉપરથી બાંધી શકાય. પૃથ્વીનું ગ્રહોમાં સ્થાન, તેનું કદ, ભૂસ્તર, અક્ષાંશ, રેખાંશ, પૃથ્વીની ધરીની સ્થિતિ, પૃથ્વીનું પરિભ્રમણ, કટિબંધો તથા ઋતુઓ, પૃથ્વી અને ચંદ્રનો સંબંધ, તથા ચંદ્રની કળા, ભરતીઓટ અને ગ્રહણો વગેરે દર્શાવનારાં ચિત્રો તથા એ બાબતોનું પ્રત્યક્ષ પ્રમાણ આપતાં સાધનો જેવાં કે ઓરેરી, દૂરબીન, જાદુઈ ફાનસ વગેરેથી ભૂગોળવિદ્યાને અને ખગોળવિદ્યાને શો સંબંધ છે તે જણાવવાનો અહીં પ્રયાસ કરવામાં આવ્યો હતો.

પૃથ્વી ગોળ છે અને એથી પૃથ્વીના જુદા જુદા ભાગોમાં વખતનો તફાવત હોય છે એ વાત દર્શાવનારાં ચિત્રો તથા વખત જોવાની રીતોમાં જૂના જમાનાથી અત્યારસુધીમાં, છાયાચિત્રથી તે અત્યારના ઘડિયાળ સુધી, શા શા ફેરફારો થયા તે પણ દર્શાવવામાં આવ્યું હતું.

પૃથ્વીના ભાગો ઉપર નિયમિત રીતે વાતા પવનો અને દરિયામા વહેતા જલપ્રવાહોનાં બહુ સુંદર ચિત્રો મૂકવામાં આવ્યાં હતાં અને સાથેસાથે દુનિયાની આબોહવાનું બ્યાન તૈયાર કરવામાં વપરાતાં સાધનો—બૅરોમીટર, મેકસીમમ અને મિનિમમ થર્મોમીટર, હાઇગ્રોમીટર અને વરસાદનું માપિયું તથા તે તે બાબતોની નોંધ રાખવા માટેના ચાર્ટસ વગેરે મૂકી વાયુશાસ્ત્રીઓના કામનો સારો ખ્યાલ આપ્યો હતો. તદુપરાંત જુદા જુદા પથ્થરનાં નમૂના અને જૂના પથ્થરમાંથી મળી આવતા પ્રાણીઓના અને ઝાડપાનના નમૂના ( Fossils ) પણ ભૂગોળ અને ભૂસ્તરવિદ્યાનો સંબંધ દર્શાવતા હતા.

આ વિભાગ ઉપરથી ખગોળવિદ્યા, વાયુશાસ્ત્ર અને ભૂસ્તર-

વિદ્યાએ ભૂગોળવિદ્યાને સમૃદ્ધ કરવામાં શો ફાળો આપ્યો છે અર્થાત્ ભૂગોળવિદ્યાને વૈજ્ઞાનિક વિષય કેમ ગણવામાં આવ્યો છે એ વાત સ્પષ્ટ જણાઇ આવતી હતી.

## વિભાગ ત્રીજો

કોઇ પણ પ્રદેશની ભૂગોળ શીખવી હોય તો તેમાં નીચેની બાબતોનો સમાવેશ થવો જોઇએ: દેશની પ્રાકૃતિક રચના, આબોહવા. પ્રાણીઓ, લોકો,—તેમના જીવન, ખાસિયતો અને ભાષા, તેમનો ધંધો-રોજગાર—ખેતી, હુન્નરઉદ્યોગ વગેરે તથા બીજા દેશોની સાથેનો સંબંધ—રાજકીય અને વ્યાપારી-વેપારનાં સાધનો વગેરે.

ઉપરની બધી બાબતોનો બારીકીથી અભ્યાસ થઈ શકે એ જાતનું સાહિત્ય આ વિભાગમાં રજૂ કરવામાં આવ્યું હતું.

૧. વિદ્યાર્થીએ તૈયાર કરેલ જમીન ઉપર રેતી અને સીમેન્ટનો પ્રાકૃતિક નકશો બહુ જ આકર્ષક લાગતો હતો. સપ્રમાણ દર્શાવેલા પર્વતો અને શિખરો તથા પહાડી પ્રદેશ, નદીઓ અને તેનાં મેદાનો; દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ અને કિનારાનાં મેદાનોનો આવો ચીરોડીના રંગો પૂરેલ નકશો ઇંગ્લંડથી આવતા પ્લાસ્ટર ઑફ પેરીસના નકશા બનાવનારની કારીગરીની પણ હરીફાઈ કરી શકે એવો હતો.

૨. હિંદનાં મુખ્ય શહેરોની આબોહવાના ગ્રાફો, વાયુશાસ્ત્ર કેટલું આગળ વધ્યું છે તેનો પુરાવો આપતા હતા.

૩. હિંદનાં પશુપક્ષીઓનાં ચિત્રો બાળકોને આનંદ ઉપજાવે તેવાં હતાં.

૪. હિંદ ખેતીપ્રધાન દેશ છે. હિંદ ગામડાઓનો દેશ છે અને હિંદનાં ગામડાંઓ જ હિંદી જીવનનો સાચો ખ્યાલ આપે છે એ વાત લક્ષમાં રાખી હિંદી જીવનનાં દૃશ્યોની હારમાળા ગોઠવવા-

માં આવી હતી. ધોળા દૂધ જેવા કપાસના ખેતરમાં વીણી કરતાં ગામડાનાં મજૂરો, ડાંગરના ક્યારામાં પાણી ખુંદતો બંગાળાનો ખેડૂત, આસામના ચાના બગીચામાં ચાની વીણી કરતાં સ્ત્રીઓ અને બાળકો, શેરડીના વાઢમાં રણકતો ચીચોડો અને ગામડામાં કૂવેથી પાણી ભરી આવતી પનીહારીઓ હિંદી જીવનનો જે ખ્યાલ આપે છે તે ખ્યાલ મુંબઇ અને કલકત્તા જેવાં ગગનચુંબી શહેરો તેના ઊંચાંઊંચાં મકાનો, ગીચ ગંદી બજારો હોટેલો અને ઉપહારગૃહો કે કારખાનાની ચીમનીઓ ન જ આપી શકે એ વાત સમજવા જેવી છે.

૫. હિંદ ખેતીપ્રધાન દેશ હોઇ હિંદની મુખ્ય પેદાશ શું છે ? ક્યાં ક્યાં થાય છે ? કેટલા પ્રમાણમાં થાય છે ? વગેરે બાબતોનો આપણને પાકો ખ્યાલ હોવો જોઇએ આ બધું સવિસ્તર દર્શાવનારા નકશાઓ, ચાર્ટ્સ તથા આંકડા બહુ જ ચોકસાઇથી દોરવામાં આવ્યા હતા. પણ એ બધામાં સૌથી આકર્ષક ચીજ તો હિંદની પેદાશનો જમીન ઉપરનો મોટો નકશો હતો. આ નકશામાં હિંદની જંગલની પેદાશ, ખેતીની પેદાશ તથા ખનિજ- જે જે વસ્તુઓ જ્યાં જ્યાં થાય છે તે ત્યાં ત્યાં તાદૃશરૂપે મૂકવામાં આવી હતી.

૬. હિંદનો વેપાર: આયાત, નિકાશના આંકડા કયા કયા દેશોમાંથી કેટલા કેટલા માલની આવજા થાય છે તે, છેલ્લાં પાંચ વર્ષોમાં તેમાં શું ફેરફાર થયો, હિંદનાં મુખ્ય બંદરો અને તેના વ્યાપારપ્રદેશો, હિંદના વ્યાપારનાં સાધનો-ધોરી રસ્તાઓ, રેલ્વેઓ, જલમાર્ગો, હવાઇમાર્ગો અને ટેલીફોન વગેરે દર્શાવનારા નકશાઓ અને ચાર્ટ્સ બહુ જ સુવ્યવસ્થિત રીતે આખા હિંદની વ્યાપારી ભૂગોળનો ખ્યાલ આપતા હતા. છેવટમાં, હિંદનો રાજકીય નકશો જેમાં બ્રિટિશ હિંદ, દેશી રાજ્યો અને સ્વતંત્ર રાજ્યો. જુદા જુદા રંગોથી દર્શાવેલાં હતાં તે પણ પ્રેક્ષકોનું સારું ધ્યાન ખેંચે તેવો હતો.

ટૂંકમાં, આ વિભાગમાં હિંદની ભૂગોળનું જ્ઞાન, સામાજિક, આર્થિક કે વ્યાપારી અને રાજકીય એમ જુદી જુદી દૃષ્ટિએ વિદ્યાર્થીઓ અને પ્રેક્ષકોને આપવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો હતો.

**વિભાગ ૪ થો**

અત્યાર સુધી, જૂની પદ્ધતિ પ્રમાણે, દુનિયાની ભૂગોળ રાજકીય દૃષ્ટિએ અને ખંડવાર શીખવવામાં આવતી હતી, પણ આ રીતિએ દુનિયાનો એક સામટો ખ્યાલ મળવો એ મુશ્કેલ જણાતું હતું, તેથી હવે દુનિયાની ભૂગોળ તેના કુદરતી વિભાગવાર શીખવાય છે; આ યથાર્થ છે. કુદરતે બનાવેલી દુનિયાને બિનકુદરતી વિભાગવાર–ખંડવાર–શીખવવા જતાં દુનિયાનો સાચો ખ્યાલ આપી શકાતો નથી. તેથી આ વિભાગમાં દુનિયાની ભૂગોળ તેના કુદરતી વિભાગો પ્રમાણે દેખાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

દુનિયાના કુદરતી વિભાગોના નકશા, ને ચિત્રો, આબોહવા દર્શાવનારા ગ્રાફ, કટિબંધોનાં પ્રાણીઓ, દુનિયાના "અસલ" વતનીઓ–એસકિમો, રેડ ઇન્ડીઅન વગેરેના જીવનનાં દૃશ્યો—આ વસ્તુઓ ઉપરથી આખી દુનિયાની કુદરતી ભૌગોલિક સ્થિતિનું સારું જ્ઞાન મળતું હતું.

વળી દુનિયાના જુદા જુદા અંગોને સાંકળનાર વ્યવહાર અને વ્યાપારના માર્ગો–પાક તથા ખનિજના આંકડા, પ્રમાણ–ચિત્રો, જલમાર્ગ, સ્થળમાર્ગ, હવામાર્ગ, દોરડા વગરના તાર વગેરેનું સાહિત્ય પણ આ વિભાગમાં ગોઠવવામાં આવ્યું હતું. દુનિયાની શોધખોળો, અજાયબીઓનાં ચિત્રો, બ્રિટીશ સામ્રાજ્યનો વિસ્તાર અને એની મહત્તા સૂચવતાં ચિત્રો વગેરેનો બહોળો સંચય આ વિભાગમાં હતો.

આ પ્રમાણે ભૂગોળદ્વારા આખી દુનિયાની મુસાફરીનો પ્રારંભ ગૃહથી-ભાવનગરથી-કરી છેવટે ગૃહપતિ પ્રયાણ કર્યું હતું. અર્થાત્ આ પ્રદર્શનમાં ભાવનગર, હિંદુસ્થાન દુનિયા એ વિભાગો ક્રમશઃ રાખીને છેવટે "રસોડામાં ભૂગોળ" એ પેટા વિભાગ રાખવામાં આવ્યો હતો. આપણા ગૃહના રસોડામાં, અનાજ બીઆં, શાક, મસાલો, તેજાનો, મુખવાસ, પેય પદાર્થો, મેવો વગેરે જે ખાસ પદાર્થો જોવામાં આવે છે તેના નમૂનાઓ રાખવામાં આવ્યા હતા, તથા એ વસ્તુઓ ભાવનગરની બજારમાં કયે કયે સ્થળેથી આવે છે તેની પણ નોંધ આપવામાં આવી હતી.

આ પ્રદર્શનનો લાભ પ્રદર્શન પાંચ દિવસ ખુલ્લું રહ્યું એ દરમિયાન લગભગ સાડાસાત હજાર માણસોએ લીધો એ વસ્તુ જ કેળવણીની દૃષ્ટિએ આવાં પ્રદર્શનોની ઉપયોગિતા સિદ્ધ કરવા બસ છે.

ભાવનગર — શિવપ્રસાદ બુચ

આલ્ફ્રેડ હાઈસ્કૂલ

## ઇતિહાસ અને પ્રત્નતત્ત્વ

**આશાસ્પદ ગુજરાતી સંશોધક**

સંશોધન અને પ્રાચીનકાલવિષયક જ્ઞાનના ક્ષેત્રમાં અત્યાર સુધી ગુજરાતે જે પ્રગતિ સાધી છે તેના કરતાં ય અનેકગણી વધુ પ્રગતિ તેણે સાધવાની રહી છે એ નિર્વિવાદ છે. તાજેતરમાં સ્થપાયેલું ગુજરાત સંશોધનમંડળ આ દિશામાં શા યશસ્વીપ્રયત્નો આરંભે છે તે તરફ સારા ય ગુજરાતનું ધ્યાન ખેંચાયછેઃ એ દરમ્યાનમાં એક યુવાન ગુજરાતી સ્વપ્રાંતની પ્રાચીન ઇતિહાસસામગ્રીનો સંપૂર્ણ અભ્યાસ કરી, તેના પર

એક વિદ્વત્તાપૂર્ણ મહાનિબંધ[1] ( thesis ) લખી, લંડન યુનિવર્સિટીની પીએચ. ડી.ની. માનવંતી ડીગ્રી સંપાદન કરે એ ઘટના ગુર્જર અસ્મિતાના આ યુગમાં પ્રત્યેક ગુજરાતી હૃદયમાં સ્વાભાવિક ગર્વમિશ્રિત હર્ષની લાગણીઓ ઉત્પન્ન કરશે. આ યુવક તે ડૉ. હસમુખલાલ સાંકળિયા, એમ. એ., એલએલ. બી., પીએચ. ડી. આ પ્રસંગે એમની ઉજ્જ્વલ કારકિર્દીનો અલ્પ પરિચય અસ્થાને નહિ ગણાય.

રા. હસમુખલાલને વિદ્યાર્થીઅવસ્થામાંથી જ સંસ્કૃત સાહિત્ય તરફ અનન્ય પ્રીતિ હતી. તેમના વિદ્વાન પિતા ધીરજલાલ સાંકળિયા, એડવોકેટ, અનેક વૈષ્ણવ સાંપ્રદાયિક સંસ્કૃત ગ્રંથોના સંપાદક તરીકે વિખ્યાત છે. આમ પિતાની સંસ્કૃત સાહિત્ય પ્રત્યેની અભિરુચિ પુત્રને વારસામાં મળી. ઈ. સ ૧૯૨૯માં રા. હસમુખલાલ મુંબઈની સેંટ ઝેવીયર્સ કૉલેજમાંથી સંસ્કૃત ઑનર્સ સાથે બી. એ.માં ઉત્તીર્ણ થયા. ત્યારપછી તેઓએ એ કૉલેજના સુપ્રસિદ્ધ ઇતિહાસપ્રેમી અને સંશોધક ફાધર હેરાસના હાથ નીચે હિંદના પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ આરંભ્યો. ફાધર હેરાસને આ ચાલાક યુવકની કુશાગ્ર બુદ્ધિની પ્રતીતિ થતાં વાર ન લાગી; એમણે રા. હસમુખલાલને વિશ્વવિખ્યાત નાલન્દા વિદ્યાપીઠના અવશેષો તરફ પ્રેર્યા. પરિણામે રા. હસમુખલાલે નાલન્દા તેમ જ હિંદની અન્ય પ્રાચીન વિદ્યાપીઠોના તેમના અવશેષો પ્રત્યક્ષ અવલોકીને, તુલનાત્મક અભ્યાસ કર્યો અને મુંબઈ યુનિવર્સિટીની એમ. એ.ની ડીગ્રી માટે " યુનિવર્સિટી ઑફ નાલન્દા " નામક મહાનિબંધ તૈયાર કર્યો. આ મહાનિબંધ-

---

૧. ' થીસિસ ' માટે આ ગુજરાતી પર્યાય ચાલુ કરવા જેવો છે. દે.મુ.ના ' ગુજસુંદરી 'માં પણ એ વપરાયલો જોઇ સંતોષ થાય છે. એ જ રીતે તેને વધુ પ્રચલિત કરીએ અને ' બૃહન્નિબંધ ' રાખીએ ' ટ્રીટિઝ ' ( treatise ) માટે, તો બધી રીતે ઈષ્ટ છે. સં. માનસી.

* પ્રસ્તુત મહાનિબંધ પુસ્તકાકારે પ્રકટ થઇ ચૂક્યો છે તદ્‌વિદો

માટે એમને ૧૯૩૨માં ફર્સ્ટ ક્લાસ સાથે એમ. એ.ની ડીગ્રી મળી. નાલન્દા વિદ્યાપીઠનો ઉદય, વિકાસ, સંસ્કૃતિમાં ફાળો અને તેનો અંત આ ગ્રન્થમાં લેખકે રસમય રીતે રજૂ કર્યો છે. ઇ. સ. ૧૯૩૨થી ૧૯૩૪ સુધી રા. હસમુખલાલ સેંટ ઝેવીયર્સ કોલેજમાં પોસ્ટ-ગ્રેજ્યુએટ ઇન્ટર-કોલેજીએટ વર્ગોના પ્રાચીન હિંદના ઇતિહાસના માનાર્થે અધ્યાપક તરીકે નિયુક્ત થયા હતાં. આ વર્ષો દરમ્યાન એમણે પશ્ચિમ હિંદના—વિશેષતઃ ગુજરાતના—પ્રાચીન ઇતિહાસ, સંસ્કૃતિ અને સ્થાપત્યનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો અને પ્રાચીન સ્થળોની અનેક વાર મુલાકાત લઇ ઉપયોગી સામગ્રી એકઠી કરી. ઈ. સ. ૧૯૩૪માં મુંબઇ યુનિવર્સિટીએ સ્વ. ભગવાનલાલ ઇન્દ્રજિત પારિતોષિક માટે "History and sculptural description of the Chaitya caves in Bombay Presidency" નામક વિષય જાહેર કર્યો. રા હસમુખલાલે પશ્ચિમ હિંદની બૌદ્ધ ગુફાઓનો તલસ્થાને અભ્યાસ કર્યો—કાર્લો, કેનેરી, અજંતા, ઇલોરા, જોગેશ્વરી, પાંડુગુફા વગેરે ગુફાઓની અનેક વાર મુલાકાત લીધી અને આ વિષય પર મહાનિબંધ લખી ભગવાનલાલ ઇન્દ્રજી પારિતોષિક પ્રાપ્ત કર્યું.

ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસ પર તામ્રપત્રો, શિલાલેખો અને સ્થાપત્યના અભ્યાસદ્વારા અનેરો પ્રકાશ પાડી શકાય એમ છે એ પોતાના મંતવ્યને મૂર્ત સ્વરૂપ આપવા રા. હસમુખલાલ ઈ. સ. ૧૯૩૫માં વધુ અભ્યાસાર્થે ઇંગ્લંડ ગયા. ત્યાં તેમણે લંડન મ્યુઝીઅમ તેમજ ઇંડિયા મ્યુઝીયમમાં અનુક્રમે પ્રો. કોડ્રીંગ્ટન અને ડૉ. વ્હીલરના હાથ નીચે અભ્યાસ શરૂ કર્યો. સાથે સાથે તેઓ લંડનની યુનિવર્સિટી કોલેજમાં દાખલ થયા અને પીએચ ડી. ની ડીગ્રી માટે

---

સંશોધકો અને વિવેચકોએ એને માટે ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યા છે. ગુજરાતીમાં આ ગ્રંથને રા. વિજયરાય વૈદ્યે "કૌમુદી" માર્ચ, ૧૯૩૫ના અંકમાં અવલોક્યો હતો.

" Archaeology of Gujarat " એ વિષય પર મહાનિબંધ લખવાનો આરંભ કર્યો. લંડનમાં છએક માસ પ્રાથમિક કાર્ય કરી ગુજરતના ઐતિહાસિક તેમ જ પ્રાચીન સ્થળોના વધુ અભ્યાસ માટે તેઓ હિંદ પાછા ફર્યા અને ગુજરાત–કાઠિયાવાડનો દીર્ઘ પ્રવાસ કરી, પોતાના મહાનિબંધ માટે ઉપયોગી સામગ્રીઓ એેગી કરી ૧૯૩૫ના શિયાળામાં તેઓ સિંધ ગયા અને ત્યાં મોહેન્જો–ડારો વગેરે પ્રાચીન સંસ્કૃતિઓનો પરિચય લીધો. આ પ્રસંગે તેમણે ડૉ. મેકેના હાથ નીચે ખોદકામ પણ કર્યું.... પોતાના પુસ્તક માટે આવશ્યક સામગ્રી મેળવી રા. હસમુખલાલ ઈ. સ. ૧૯૩૬ના એપ્રિલમાં પુનઃ ઇંગ્લંડ ગયા. અહીં તેમણે લેખન ઉપરાંત ખોદકામનું કાર્ય ચાલુ રાખ્યું અને એક બંગાળી વિદ્યાર્થી સાથે તેમણે, ડૉ. મોર્ટીમર વ્હીલરના માર્ગદર્શન નીચે, મેઇડન કેસલ, ડૉરચેસ્ટરમાં અગત્યની શોધખોળ કરી. આ શોધખોળ સંબંધમાં આ યુવાન હિંદી વિદ્યાર્થીઓના કાર્યની ઇંગ્લિશ પત્રોએ સારી નોંધ લીધી હતી. ૧૯૩૬ના નવેમ્બરમાં તેમણે પોતાનું લેખનકાર્ય પૂરું કરી લગભગ ૬૦૦ પાનાનો મહાનિબંધ લંડન યુનિવર્સિટીને આપ્યો. યુનિવર્સિટીએ નીમેલા પરીક્ષકોએ આ કાર્ય માટે પ્રશંસાના ઉદ્દગાર કાઢી તેમને " ડૉક્ટરેટ " માટે યોગ્ય જાહેર કર્યા અને પરિણામે રા. હસમુખલાલને Ph. D.( in Archaeology )ની માનવંતી ડીગ્રી મળી.

" Archaeology of Gujarat " પ્રાચીન ગુજરાતની સંસ્કૃતિ પર અનેરો પ્રકાશ નાખે છે. ઇતિહાસની શરૂઆતથી ૧૪મી સદીના–મૌર્યવંશથી માંડી છેક સોલંકી યુગના ગુજરાતનાં રાજકીય, ધાર્મિક, સામાજિક અને ઐતિહાસિક આંદોલનોની સુદૃઢ પરંતુ વિવિધરંગી પશ્ચાદ્‌ભૂમિ લઈ ગુર્જર સ્થાપત્ય તથા સંસ્કારિતાનો રસમય અને આકર્ષક વિકાસ એ મહાનિબંધ

સુંદર શૈલીમાં રજૂ કરે છે. પ્રાચીનકાલીન મૂર્તિપૂજનની શરૂઆતથી આરંભી લિંગપૂજા, ગણેશપૂજા, નાગપૂજા વગેરે વિશિષ્ટ પૂજાપ્રકારો ભિન્ન ભિન્ન સંપ્રદાયો સાથે કેવી રીતે સંકળાયેલા છે તે તેમણે અનેક ખૂટતી કડીઓ–Missing Links–મેળવી વિગતવાર વર્ણવ્યું છે. ગિરનાર, આબૂ વગેરે ઐતિહાસિક સ્થળો પર આવેલાં દેવાલયોના સ્થાપત્યના સૂક્ષ્માવલોકનદ્વારા લખેલો ગુજરાતી સ્થાપત્ય શિલ્પ અને પુરાતત્ત્વના વિકાસનો એમાં સુવાચ્ય વૃત્તાંત છે. આ મહાનિબંધ, પહેલી તકે, દોઢસો ઉપરાંત ચિત્રો સાથે પુસ્તકરૂપે પ્રકાશન પામશે ત્યારે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિ પર ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી પ્રકાશ નાખનારો અદ્વિતીય ગ્રંથ ગુજરાતને પ્રાપ્ત થશે. આશા છે કે, ગુજરાતી સાક્ષરો અને સંશોધકો એનું યોગ્ય મૂલ્યાંકન કરી આ યુવાન્ સંશોધકના કાર્યને પ્રોત્સાહન આપશે. રા. હસમુખલાલના કાર્યને માટે લંડનની યુનિવર્સિટી કોલેજના આર્કિયોલૉજીના અધ્યાપક પ્રોફેસર એફ. જે. રીચાર્ડસે જે ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યો છે તેમાંથી થોડી પંક્તિઓ અહીં ઉતારવી અસ્થાને નહિ ગણાય:

> The published evidence of Gujarat archaeology he knows from A to Z; to this he has added much unpublished material from various sources and knowledge derived from a personal study of the chief monuments in the field......His interpretation of the evidence is critical and sound in all branches of his subject-architecture, religious, iconography, numismatics, sociology and administration. He writes with precision, clarity and without bias.

આ ઉપરાંત રા. હસમુખલાલે સંશોધનવિષયક અનેક ઉપયોગી લેખો ગુજરાતી તેમજ ઇંગ્લિશ પત્રો અને સામયિકોમાં લખ્યા છે: ગુજરાતીમાં લખાયેલા એમના અગત્યના લેખોમાં

"પ્રસ્થાન"માં આવેલા "મોહેન્જો-ડારો અને પ્રાગૈતિહાસિક સિંધની સંસ્કૃતિ" અને "ઉત્તરરામચરિત અને કુન્દમાલા" તથા "વસન્ત"માં આવેલો "નાલન્દા વિદ્યાપીઠનો સંસ્કૃતિ અને કલામાં ફાળો" એ ગણાવી શકાય. વૉર્સો( પોલેન્ડ )માં ઇ. સ ૧૯૩૪ની સાલમાં મળેલ Seventh International Congress of Historical Scienceના ઉપવેશનમાં એમણે લખેલો "Introduction and spread of Buddhism in the Bombay Presidency" નામક અભ્યાસપૂર્ણ નિબંધ વંચાયો હતો અને ત્યાં ભેગા થયેલા સંશોધકો અને વિદ્વાનો તરફથી તેમને સારો આદર મળ્યો હતો.

આમ ફક્ત અઠ્ઠાવીસ વર્ષની અલ્પ વયમાં ડૉ. હસમુખલાલ સાંકળિયાએ જે અભ્યાસ, પ્રતિભા અને સંશોધનશક્તિ પ્રદર્શિત કર્યાં છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. વિદ્યાર્થીજીવન પૂરું કરી જીવનને આંગણે પ્રવેશતા પોતાના આ યુવાન સુપુત્ર તરફથી દેવી ગુર્જરી હજી ય વધારે યશસ્વી કાર્યોની અપેક્ષા રાખે છે.

મુંબઈ શાંતિલાલ તોલાટ
૨૧ : ૧ : ૧૯૩૭

## મન્દિરનો ઘંટનાદ

૧. અમારી આ પ્રકારની પ્રવૃત્તિનું સ્થાનક કાર્યાલય કહેવાતું ત્યારે પ્રવૃત્તિ અંગેની આર્થિક સ્થિતિનાં નિવેદન 'કાર્યાલયની કડછીમીઠી' એ મથાળા હેઠળ લખાતાં; હવે સ્થાનક કહેવાય છે માનસીમંદિર, એટલે એ જ પ્રકારનાં નિવેદન માટે ઉપરનું મથાળું પસંદ કરીએ છીએ.

૨. અમારા માસિક અંગેનો કરાર માંડી વાળી, તેનો હાથપલટો થવા દેવાની શરતે, ૧૯૩૫ના પૂર્વાર્ધમાં અમારે જે રૂ. ૨,૧૦૦ (એકવીસસો) લેવા પડેલા, તે બધા ય એ જ વર્ષના ઉત્તરાર્ધમાં આરંભેલ 'માનસી'માં રોકી, તથા ત્યાર પછી

ટૂંક સમયમાં જ (બીજા ખર્ચો ઉપરાંત, એના ઘણા વ્યાપક પ્રચારકામમાં) ખર્ચી, પણ નાંખવામાં આવ્યા છે.

૩. એ પૈસા એમ ગયા અને (પહેલે વર્ષે) ચારસોથી થોડી જ આગળ વધેલ ગ્રાહકસંખ્યાવાળાં લવાજમોની આવક બધા ખર્ચને પહોંચી વળવા જેમ ટૂંકી તેમ અનિશ્ચિત પણ. એટલે ખોટનો ખાડો પૂરવા, પૈસા ઉછીના લેવા પડે એ દેખીતું છે. (આ બીજે વર્ષે ગ્રાહકો માંડ સાડાત્રણસો હશે.)

૪. એ પ્રમાણે જુદે જુદે વખતે છ શુભેચ્છકોએ અમારી માગણીને માન્ય રાખીને જે રકમો ધીરી છે, તે છ લોનોનો સરવાળો આજે રૂ. ૧,૨૫૦)–એક હજાર બસો ને પચાસ–થાય છે. એ ઉપરાંત, નવા સાડાત્રણસો માર્ચ–એપ્રિલમાં લેવાના છે; એમાંના ત્રણસો તો, સંજોગવશાત, ઓછામાં ઓછા નવ ટકાના વ્યાજે લેવાના થશે. એ સિવાયના તેરસોનું (૧,૨૫૦+૫૦) વ્યાજ ભરવાનું નથી.

૫. આજની તારીખે સિલકમાં રૂ. ૪૦૧ અને થોડા આનાપાઈ છે.

૬. લોનનો કરજભાર વધતો હોવાથી જ, ગયા અંકમાં વિશેષ મદદ માટે વિનંતિ કરવામાં આવી અમને જણાવતાં આનંદ થાય છે કે એ વિનંતિનો ઉત્તર મળવો શરૂ થયો છે. એ રીતે એ અંક પછી મળેલી રકમો અહીં આભારપૂર્વક સ્વીકારીએ છીએ:

| | |
|---|---|
| ૧. રા. પ્રાણલાલ[1] દેવકરણ નાનજી, મુંબાઈ ... | રૂ. ૨૫ |
| ૨. ,, રતનલાલ વિઠ્ઠલદાસ ખાંડવાળા, સુરત | ,, ૨૫ |
| ૩. ,, વૈકુંઠ લલ્લુભાઈ મહેતા, મુંબાઈ | ,, ૨૫ |
| ૪. સૌ. હંસાબહેન જીવરાજ મહેતા, ,, | ,, ૨૫ |
| ૫. રા. વિદ્યુતરાય યશવંતપ્રસાદ દેસાઈ, ભાવનગર (આગલા રૂ. ૬૦ ઉપરાંત) | ,, ૨૦ |
| કુલ | રૂ. ૧૨૦ |

---

૧. નામો પહેલાં રકમસંખ્યા પ્રમાણે ગોઠવી, પછી અક્ષરાદિ ક્રમે ગોઠવ્યાં છે.

અમને આશા છે કે બીજાં સંસ્કારી સજ્જનો પણ પોતા તરફની મદદ સત્વર મોકલશે.

૭. સહયોગીઓ (દિવાળીનાં ને બીજાં વાર્ષિકો), વાસરિકા અને ઉપધ્વનિઃ ત્રણેમાં અમારે લખીને છાપવાનું જ હતું તેવું ઘણું આ અંકમાં અપાયું નથી; એમ થવાનું મુખ્ય કારણ એ કે લવાજમો ઉઘરાવવાના તથા બીજી મદદ મેળવવા વગેરે માટેના પ્રવાસે અમારે નાકળી જવું પડે છે. એ ખામી યથાશક્ય આવતે અંકે કમી કરીશું.

૮. એ અંક માર્ચ આખરે કે એપ્રિલના પૂર્વાર્ધમાં પ્રસિદ્ધ કરવાનું બનશે એમ લાગે છે.

૯. જેઓ ત્રીજા ( વસંતપંચમી ૧૯૯૨ના ) અંકથી ગ્રાહક થયા છે તેમનાં લવાજમ, ત્રીજો, ચોથો, પાંચમો, ( અને આ ) છઠ્ઠો એમ ચાર ગ્રંથાકો એમને મળી જતાં, પૂરાં થઈને નવાં પાકે છે. તેઓ નવું લવાજમ ( રૂ પાંચ ) મ. ઓ.થી વેળાસર મોકલે; કે વી. પી. કરવા સત્વર સૂચના લખે; કે પોતે ખરી પડવાના છે એવું ઝટઝટ સુણાવે–ત્રણમાંનું એક વગર-વિલંબે કરે એવી વિનંતિ તેમને કરીએ છીએ; જેથી કરી, નવા અંકની નકલો છાપવા વગેરે કામોમાં સરળતા થાય.

ભાવનગર                                        વિ. ક. વૈદ્ય

તા. ૬–૨–૩૭                                    સંચાલક 'માનસી'

વૈદ્યોનું વાર્ષિકઃ અમારી જેવા માત્ર અવટંકધારી વૈદ્યનું નહિ પણ "આયુર્વેદના રસજ્ઞો અને વૈદ્યવિદ્યાના વિચારકોનું વાર્ષિક" આ નવું પત્ર ( જેને માટે યોગ્ય નામ સૂચવાય એવી પણ માગણી છે ) આવતા બેસતા વર્ષે રા. પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય પ્રગટાવે છે, મુંબાઈથી. એ વિશે વધુ આવતા અંકમાં.

# મંજૂષા

## સ્વ. નરસિંહરાવની પુણ્યસ્મૃતિમાં

[આ ઉપવિભાગમાં, અમારા ચાલુ વર્ષના અંકોમાં, સ્વ. નરસિંહરાવની કૃતિઓમાંથી અથવા તેમને વિશેનાં વિવેચનાદિમાંથી, ઉતારા વાચકોને સાદર કરવા ઇચ્છીએ છીએ. આ વખતનાં ત્રણમાંથી પહેલા લખાણ વિશે એટલું જ કે અત્યારના આપણા વાઙ્મયિક વાતાવરણમાં (ખરી રીતે, સદ્ગતે એ વિચારો દર્શાવ્યા છે ત્યારથી ચાલુ થએલા વાતાવરણમાં) ઊઠેલા અમુક તરલ તરંગે ને કારણે, એમણે કરેલો 'વિચાર–સ્ફોટ' ઘણો મહત્ત્વનો છે. બીજું લખાણ છે તો સર્વથા સ્વયં પ્રકાશ પણ અમે દેખીતાં કારણે જ એમાંનાં કેટલાંક વાક્યોને વધારે નયનાકર્ષક બનાવ્યાં છે. ત્રીજું અવતરણ છે વૉલ્ટર સ્કૉટના એક કાવ્યમાંથી. એને મૂળ સ્વરૂપે જ રહેવા દીધું છે કેમ કે અમારા ઘણાખરા વાચકો અંગ્રેજી સમજી શકે છે; ને બીજું એ કે અમારા હાથ પરના ટૂંકા સમયમાં એનું સરું ગુજરાતી શક્ય નહોતું. એમાં જે વચનો રાજપુરુષ પિટને માટે ઉચ્ચારાયાં તેને, વિગતો સહિત, આપણા દિવંગત વાઙ્મયપુરુષને પણ, તેમણે શિષ્ટ વાઙ્મય તથા વિશુદ્ધ ભાષા માટે હમેશાં રાખેલા અસાધારણ આગ્રહને બરાબર ધ્યાનમાં રાખીએ એટલે, લાગુ પાડી શકાય તેમ છે.]

### 'સાક્ષર' વિ. 'જનતા' એ ભેદ કૃત્રિમ છે.

[સ્વ. નરસિંહરાવ: 'મનોમુકુર ગ્રં. ૨'. પૃ. ૩૦૨–૦૫]

"સાક્ષરયુગને ગુજરાતી જનતાએ ઝીલ્યો નથી–ઝીલશે નહિ. કારણ, એ સારો ય ભણેલો ધાણુ પરદેશી પાક છે–ચાન્ડ છે. ગાંધીજી આવતાં એ યુગના પાકની પરીક્ષા આપોઆપ થઇ ગઇ છે. ક્યાં ગાંધીજીનો લોકહૃદયે કરેલો સ્વીકાર! ક્યાં પાશ્ચાત્ય

શિક્ષણના પંડિતોની જનતાથી જુદાઇ ! નથી પ્રજાને એમણે પોતાની ગણી. નથી એમને પ્રજાએ પોતાના ગણ્યા. સ્વરાજ્ય સ્થપાવા દો, પ્રજાને પોતાની મેળે પોતાપણું પ્રકટાવવા દો, પછી જુઓ કે સાક્ષરયુગનું સાહિત્ય કયાં જાય છે અને એનું શું થાય છે." :: 'વીસમી સદી' તા. ૨૧મી સપ્ટેમ્બરના [૧૯૩૧] અંકમાં પૃ. ૫૯૨મે આ ઉતારામાંનાં અદ્ભુત વચનો રજૂ થયાં છે. આ દર્શનમાં અને ભાવિદર્શનમાં[1] ડગલેડગલે તર્કદોષો પ્રગટ થાય છે, તે વિશે સવિસ્તર ચર્ચા કરવાને અત્યારે સ્થાન કે પ્રયોજન નથી. માત્ર થોડાક પ્રશ્નો જ પૂછીશું ? 'સાક્ષર' એટલે શું ? 'જનતા' એટલે શું ? "ભણેલો ધાણ" નકામો તો નિરક્ષરયુગનો પાક, અભણ ધાણ, તે આ લેખ લખનારને ઇષ્ટ હશે ? ગાંધીજીનો સ્વીકાર લોકહૃદયે કર્યો છે તે શાથી ? એમની સાહિત્યપ્રવૃત્તિથી ? કે એમની ધાર્મિકતા, સાત્ત્વિક ભાવનાનું સેવન, તપોબળ ઇત્યાદિ આધ્યાત્મિક ગુણગણથી ?– એ જરા વિચારશો ? સ્વરાજ્ય સ્થપાવાની સાથે નિરક્ષરતા, અભણ ધાણનું સામ્રાજ્ય, આ લેખ લખનારને ઇષ્ટ હોય તો તો ભલે. પણ એ ભાઇનું ભાવિદર્શન ઉચ્ચ પ્રેરણાથી પ્રગટ થએલું જણાતું નથી, માત્ર સંકુચિત તિમિરખંડમાં પુરાયલાની દૃષ્ટિએ જોએલું ચિત્ર છે

" જનતા એટલે નિરક્ષર વર્ગ અને સાક્ષર એટલે જનતાનો શત્રુ–એમ કૃત્રિમ ભેદ સ્થાપી બંને વર્ગ વચ્ચે શત્રુભાવ ઉત્પન્ન કરવા માટે આ પ્રકારના વાણી-વિલાસ બહુ ઉપયોગી થાય ખરા; પણ બંનેને અન્યો-

---

1. એ દર્શન એટલે 'સાક્ષરયુગનું ભાવિદર્શન' નામક, આ ઉતારો જેમાંથી કરીએ છીએ તે, નિબંધના અહીં છોડી દીધેલા ભાગમાં કર્તાએ સવિસ્તર સટીક કરાવેલો 'વિશ્વશાન્તિ' કાવ્યનો પરિચય.—સં. 'મા.'

ન્યની સમીપ આણી ભાવ અને ભાવનાના સંયોગ કરાવવાનું કાર્ય આ રીતે તો ના જ થાય.”

× × ×

વાત ખરી એ છે કે સાક્ષરયુગ, નિરક્ષરયુગ અને અર્ધમાર્ગે રહેલો યુગ એમ કક્ષાઓને એકત્રિત વાસસ્થાન નથી એમ નથી. પ્રત્યેકના ઝીલનારા અધિકારી જનો એક જ કાળમાં હોય છે એટલું જ નહિ પણ અમુક મર્યાદામાં નીચેના યુગના ઝીલનારાઓને ઉત્ક્રાન્તિ આપવી શક્ય છે, ઇષ્ટ છે; પરસ્પર હસ્તાવલંબન કરાય તો આ પરિણામ શ્રેયસ્કર જ છે. એકબીજાની ઉપર દોષારોપણ કરવું એ અનુદારતા અને દષ્ટિસંકોચનું સૂચક છે. કવિ દલપતરામે ‘ વેનચરિત્ર ’માં પંક્તિઓ મૂકી છે કે—

પાંચે ભુત પરસ્પરમાં પ્રતિભુત વિશે (? જ્યમ) ભાસે છે;
તેમ જ જુગ ચારે મધ્યે પ્રતિજુગમાં જુગ વાસે છે.

**એ રીતે સાક્ષરયુગ, અર્ધમાર્ગીયુગ, નિરક્ષરયુગ—સર્વ સમકાલીન હોઇ શકે છે; વસ્તુસ્થિતિ તેવી જ[1] છે.**

## સંસ્કર્તા અને સાચા કવિ

[ વિશ્વનાથ મ. ભટ્ટ: ‘ બુદ્ધિપ્રકાશ ’: પુ. ૮૨, અં. ૨ ][2]

અત્યારે ૧૯૯૦માં [ અને, ૧૯૯૩માં પણ ] ગુજરાત રા. નરસિંહરાવની કવિતા પરત્વે એક પ્રકારના વ્યામોહ કે ઔદાસીન્યની મનોદશા ભોગવી રહ્યું લાગે છે. પણ આ વ્યામોહનાં

---

૧. જોડણી મૂળ લખાણની નથી. અમુક શબ્દોનું સ્થૂલદર્શની સુરક્ષ પણ મૂળમાં નથી તેનું, ધ્યાન ખેંચવા, કર્યું છે.–સં. ‘ મા. ’

૨. એ અંક ૧૯૩૪ના એપ્રિલ–જુનનો, દિ. બ. કેશવલાલ ધ્રુવ તથા રા. નરસિંહરાવના અભિનંદન–અંક તરીકે પ્રગટ થએલો. લેખનું નામ ‘ શતાબ્દીપ્રસંગે ’. એના પૃ. ૮૯ અને ૯૧, ૯૨મા પરથી આ અવતરણ છે.

વાદળાં અલ્પ સમયમાં જ વીખરાઈ જવાનાં છે, અને શતાબ્દીસમયનું સમગ્ર વાતાવરણ સર્વથા સ્વચ્છ નિર્મળ જ આપણે સમજવાનું છે. એ સ્વચ્છ વાતાવરણમાં ગુજરાતને પ્રથમ તો એ સત્યનું સ્પષ્ટ દર્શન થશે કે રા. નરસિંહરાવની કવિતાના ગમે તેટલા દોષ કાઢીએ, પણ ગુજરાતને અર્વાચીન કવિતાનો સુઘડ કલાન્વિત સ્વરૂપમાં સૌથી પહેલો સાક્ષાત્કાર કરાવ્યો તે એમણે જ. અર્વાચીન ગુર્જર કાવ્યરૂપી શિશુનો જન્મ તો થયો નર્મદને હાથે, પણ એ શિશુનું સ્વરૂપ તે વખતે जन्मना जायते शूद्रः એના જેવું અણઘડ હતું, તેને સંસ્કારીને દ્વિજ બનાવ્યું તે રા. નરસિંહરાવે. એમની મોટામાં મોટી સેવા તે આ. ' કુસુમમાળા ' બીજું કે ભલે ન હોય, પણ અર્વાચીન ગુર્જરકાવ્યને શિષ્ટમાન્ય દ્વિજ બનાવનારો ઉપનયનસંસ્કાર તો એ છે જ, અને એ રીતે એનો યશ ગુજરાતી કવિતાના ઇતિહાસમાં અવિચળ છે એ વાત વિચારવાનને તો આજે પણ સ્પષ્ટ છે, પણ પચીસ વરસ પછી તો સૌ કોઇ સાહિત્યરસિકને એ વાત હસ્તામલકવત્ સ્પષ્ટ બની જશે.... ... આમ ઇતિહાસદષ્ટિએ અર્વાચીન ગુજરાતી કવિતાના સંસ્કર્તા તરીકે રા. નરસિંહરાવનું સ્થાન જો સુનિશ્ચિત જણાશે, તો શુદ્ધ રસદષ્ટિએ પણ વિશિષ્ટ ગુણસંપત્તિ ધરાવનાર સાચા કવિ તરીકે પણ એમનું સ્થાન એ વખતે એટલું જ સુનિશ્ચિત માલૂમ પડશે. ખરું છે કે એમની કવિતાનું વિષયવર્તુલ અત્યંત સંકુચિત છે... ...પણ આવી અનેક મર્યાદાઓ છતાં રા. નરસિંહરાવ સાચા કવિ છે—બહુ મોટા કવિ છે કે નહિ :એ જુદો પ્રશ્ન, પણ સાચા કવિ છે—એ હકીકતની કોઇથી ના કહી શકાય એમ નથી. એમના પછી રા. ન્હાનાલાલ આદિ ઇતર થોડા સમર્થ કવિઓ આપણને અત્યાર સુધીમાં મળી ગયા છે અને આવતી પચીશીમાં વિશેષ થોડા મળશે પણ ખરા, છતાં એમની કવિતાના કેટલાક લાક્ષણિક ગુણો-ઉત્કટ પ્રકૃતિપ્રેમ,

રસભર ચિંતન, અનુપમ કૌશલયુક્ત પદ્યરચના; લલિત મધુર પદાવલિ, અદ્‌ભુત રૂપસૌંદર્ય, વિશદ ભાવપ્રદર્શન-રીતિ ને સુભગ વાણી આદિ આંહીં સઘળા ગણાવવા શક્ય નથી એવા એના કેટલાક લાક્ષણિક ગુણો—આવા અન્ય અનેક કવિઓના સમુદાયમાં પણ એમને જરૂર વિશિષ્ટ સ્થાન અપાવશે. એમની કવિતાની યથાર્થ કદર કરવાને માટે એક જ વસ્તુની જરૂર છે. 'કુસુમમાલા' આદિ જે ચાર કાવ્યસંગ્રહો એમના અત્યાર સુધીમાં ગુજરાત પાસે આવી ગયા છે, અને 'જબૂજ્યોતિ' નામે[1] એક અનુવાદગ્રંથ તથા બીજો એક અંતિમ કાવ્યસંગ્રહ એ રીતે જે બે વિશેષ કાવ્યગ્રંથ શતાબ્દી સુધીમાં તેને મળી જશે, તેમાંનાં આશરે અઢીસો જેટલાં કાવ્યોમાંથી વિવિધ દૃષ્ટિએ ઉત્તમોત્તમ ગણાય એવાં પ્રતિનિધિરૂપ કાવ્યોનો ચૂંટણીરૂપ સંગ્રહ તૈયાર કરવો. એટલું જો કોઈ કુશળ વિવેચક ધ્યાનપૂર્વક કરે અને એમાં એમની સમગ્ર કવિતાનું યથાર્થ મૂલ્યાંકન કરનારો ઉપોદ્‌ઘાત જોડે તો ગુજરાત જરૂર અત્યાર કરતાં અનેકગણા આદરભાવથી તેમની કવિતા તરફ જોતાં શીખે. આ આવશ્યક સેવા શતાબ્દી સુધીમાં તો કોઈ સમભાવી વિવેચકે નિઃશંક બજાવી જ હશે, એટલે એ વખતે ગુજરાત એમને કેવળ આધુનિક કવિતાના સંસ્કર્તારૂપે જ નહિ પણ વિશિષ્ટ રસવાળી કવિતાના લેખકરૂપે પણ હૃદયપૂર્વક માન આપશે.

'કડક પહેરેગીર[2]'

Hadst thou but lived, though stripped of dower,
A watchman on the lonely tower,

---

૧. ઉપલા શબ્દો લખાયા પછી, ૧૯૩૫માં, એ ગ્રંથ 'બુદ્ધચરિત' નામે પ્રગટ્યાનું વાચકો જાણે જ છે. સં. 'મા.'

૨. આ પદ 'પ્રેમબંધુ'માંની અવસાનનોંધમાંથી લીધું છે.

Thy thrilling trump had roused the land,
When fraud or danger were at hand:
By thee, as by the beacon-light,
Our pilots had kept course aright;
As some proud column, though alone
Thy strength had propped the tottering throne.
Now is the stately column broke,
The beacon-light is quenched in smoke,
The trumpet's silver sound is still,
The warder silent on the hill!

## સામયિકોમાંથી

### દંડી

[ પૂજાલાલ: 'પ્રસ્થાન' માગશર ૧૯૯૩ ]

દંડીનાં વ્રત લીધાં છે, અગ્નિનાં અંબરો સજ્યાં,
વિદારી મોહના વાઘા, દિશાનાં દ્વાર ભેદિયાં;
વટાવી કાળની ચોકી; ભયનાં સપનાં તજ્યાં,
કલ્પોનાં અંધકારોનાં જાળાં જટિલ છેદિયાં.
એકાગ્ર દૃષ્ટિને સામે ધ્રુવની પર ઠેરવી;
અન્યત્ર બધિરા એવી શ્રુતિએ દૂર દૂરના
આહ્વાનસૂરની રેખા ગ્રહતા અન્ય સેરવી,
ધપાએ ધાર ગંભીર વેગે કો શાંત પૂરના.
ઉતારી મલિના માયા મર્ત્ય માનવકાયની,
દુઃખના ડુંગરાઓને હથેળીમાં રમાડતા,
ગ્રીષ્મની વાદળી જેવી માયાવી સુખછાયાની
નીચે આરામ લેવાની તૃષ્ણાઓને શમાવતા,
જશું આગળ, ના પાછું જોવાને ફરશું જરી
નિત્યાનંદ તણે ધામે પહોંચીને રહીશું ઠરી.

### કેટલાક ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગો

[ એ નામના ડૉ. રમણલાલ યાજ્ઞિકના નિબંધની ઉપાંત્ય કંડિકા

ફેબ્રુ.ના 'ગુજરાત'માંથી નીચે ઉતારીએ છીએ. વાચકોને યાદ હશે તેમ, એ નિબંધને ગયા સાહિત્યસંમેલનમાં, સાહિત્યવિભાગના સર્વોત્કૃષ્ટ નિબંધ તરીકે, મહીકાનરેશ કુમાર શ્રી. મોતીસિંહજી તરફનો, સુવર્ણચંદ્રક મળ્યો હતો. અમે તેથી આ તક લઈએ છીએ, આપણી માતૃભાષામાં પહેલી જ વાર તથા ઘણા શ્રમપૂર્વક પ્રસ્તુત વિષયને નિરૂપનાર આ વિદ્વાન નિબંધલેખકને અભિનંદન આપવાની. આ વચનો ઔપચારિક નથી, કેમ કે લગભગ હમણાં સુધી ગુજરાતી રંગભૂમિ પર ભક્તચરિત્રો પરથી ભજવાતાં હતાં એ નાટકો સંબંધી જે ખચિત માહિતી અને એનું પરીક્ષણ એ નિબંધમાં વાંચીએ છીએ તે અભ્યાસીઓને વારંવાર ઉપયોગમાં લેવા જેવું લાંબા સમય સુધી રહેશે એમ અમે માનીએ છીએ. એમાંથી અહીં તો વાનગી જ ધરી છે; આખી વાની આરોગવા વાચકોએ પૂર્વોક્ત સ્થળ ભણી યથાવકાશ પગલાં ભરવાં જોઈએ- સંચાલક 'માનસી']

આપણી આગળ, આ ... ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગો પરત્વે સમગ્ર સમાલોચના કરતાં, મુખ્ય પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ નાટકોએ આપણી રંગભૂમિના ઈતિહાસમાં કેવો ભાગ ભજવ્યો છે? હકીકત એ છે કે 'નરસિંહ મહેતો', 'મીરાંબાઈ', 'ગોપીચંદ'. 'સૂરશ્યામ' વગેરે પ્રયોગો ઉપર ગુજરાતના જ નહિ પણ હિંદના બીજા પ્રદેશોના શ્રોતાજનો પણ દર્પાશ્રુ સારતા. ચાલુ સદીની શરૂઆતમાં ભક્તિરસના પ્રયોગોનો વિશેષ મહિમા હતો; અને આપણે કલા ને સાહિત્ય કે કવિતાની દૃષ્ટિથી ગમે તેવા દોષોની સવિસ્તર ચર્ચા કરીએ પણ ભક્તિભાવભરેલું રસિક મંડળ અત્યંત માન ને પ્રેમથી આ ભક્તમંડળને રંગભૂમિ ઉપર નિરખતું અને જાણે, ભક્તને થયાં તેવાં, પોતાને પણ પ્રભુનાં દર્શન થયાં હોય તેમ માની, વિવિધ જ્ઞાનગમ્મત સાથે, પોતાને કૃતકૃત્ય માનતું! શુદ્ધ વેદાંતજ્ઞાન કે ઉત્કટ વૈરાગ્યની ભાવના પૂરાં ઝીલાતાં નથી; પણ ભક્તોની ભાવનાને ઉરના ભાવો સાથે દેવદર્શનની ઝાંખી માટે ઝંખતા ભાવિકોને-રસિકોને આવાં નાટકોમાં અપૂર્વ આનંદ આવે છે. 'ભર્તૃહરિ' જેવો પ્રયોગ આટલો બધો લોકપ્રિય થઇ શક્યો તે તેના કરુણરસિક પ્રસંગોને લીધે; અને દશ્યસામગ્રી સાથે

સંગીત ને અભિનયની ખૂબીને લઇને, જ્ઞાન કરતાં ભક્તિ વિશેષ લોકપ્રિય હંમેશ હોય છે; ઉરના ભાવોને કહેવાનું મનહર સ્થાન રંગભૂમિ છે. શુષ્ક માનસિક કે આધ્યાત્મિક તત્ત્વ નાટ્યશાળામાં આકર્ષક ભાગ્યે જ બને છે. 'શ્રી રાધાપ્રેમભક્તિ' નાટકમાં ગમે તેવો આધ્યાત્મિક સંભાર–ભાવણોદ્વારા–લેખકે ભર્યો છે છતાં રાધા ને કૃષ્ણ, લલિતા ને કૃષ્ણ, રુક્મણી ને કૃષ્ણ, અને, કૃષ્ણ ને સુદામા–તેમનાં ભાવભીનાં મિલનોમાં જ રસિયાઓ આનંદકંદ ડોલે છે ને ?

## જીવતત્ત્વને સમજવા માટે—

[ 'મ' ... 'લોકવાણી' તા. ૧૦–૧–૩૭ ]

શાયદ સ્પિનોઝાને હી તો યહ કહા હૈ કિ જિસ તરહ વાયુમંડલકો જાનને કે લિયે સર્દી, ગર્મી, હવા, હવા કે તત્ત્વ આદિ અનેક બાતોંકો જાનકર ઉનકા હરએકકા શાસ્ત્રીય રીતિસે ગુણ ઔર સ્થાન[કા]નિર્ણય કરના હોતા હૈ,ઉસી પ્રકાર જીવતત્ત્વકો પૂરી તરહસે સમઝને કે લિયે પ્રેમ, સેવા, નીતિ ઔર ધર્મ કેસાથ કામ, ક્રોધ, મદ, લોભ આદિ કે આવેગોં કો[1] ભી અચ્છી તરહ સમઝ લેનેકી જરૂરત હૈ. ઉનકા સ્થાનનિર્ણય કરનેકી આવશ્યકતા હૈ. આપ ઇનમેં કિસીકો છોડ નહિ સકતે, પરંતુ ઉનકા સ્થાનનિર્ણય કરકે ઉનકી મર્યાદા જરૂર બાંધ સકતે હૈં. ઘૃણા ઔર તિરસ્કારકી હમેં મર્યાદા બાંધની હુઇ તો હમ ઉસે બુરાઇઓંકે પ્રતિ પ્રેરિત કરેંગે[2], કિસી મનુષ્યકે પ્રતિ કભી નહિ; બુરે મનુષ્યકે પ્રતિ ભી નહિ, ક્યોં કિ મનુષ્યમેં મૂલમેં તો કુછ ન કુછ ભલાઈ અવશ્ય હોતી હૈ.

---

૧. 'ઇનસ્ટિંક્ટ' માટે 'આવેગ' કરતાં સહજબુદ્ધિ કે અંધપ્રેરણા વધારે ઉચિત છે.–સં. 'મા.'

૨. એ ઘૃણા અને તિરસ્કાર આપણી ઉપલક જાતમાં છે, ઊંડી જાતમાં નથી. ઉપલક જાત એ સૂક્ષ્મબાહ્ય પ્રકૃતિમાંથી આપણી પર નિરંતર

## અપ્રતિમ કેળવણીકાર

[ 'દાંડીઓ' : તા. ૨૪મી જાન્યુઆરી ૧૯૩૭ ]

જેણે સમગ્ર જીવનને કેળવણી અને વિદ્યાના વિકાસમાં ઓતપ્રોત કરી, સ્વાર્થત્યાગ અને સેવાના પાયા પર સૂરતને આંગણે શિક્ષણનો સહકાર–સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી-રૂપી મધમધતો આંબો પ્રગટાવ્યો, તે શ્રી ચુનીલાલ ઘેલાભાઇ શાહની પુણ્યપર્વણી ગઇ કાલે ગઈ, તે ટાણે એ અમર આત્માને અમે સહસ્રશઃ વંદન કરીએ છીએ.

સ્વ. ચુનીલાલ શાહ એટલે ગઇ કાલના સૂરતનો એક અપ્રતિમ પ્રતિભાશાળી આત્મા. ગઇ કાલના સૂરતે આખા ગુજરાતને ચરણે જે થોડા સપૂતો ધર્યા, અને જેમણે અજોડ સેવાઓ કરી તેમાં સ્વ. ચુનીલાલ શાહનું સ્થાન અવશ્ય મોખરે છે. સ્વ. ચુનીલાલને કોઇકે 'ગોખલે'નું બિરુદ પણ આપ્યું છે. હિંદના ઇતિહાસમાં જેમ ગોખલેજીનું સ્થાન અજોડ અને અમર છે, તેમ જ સૂરતના ઇતિહાસમાં, સૂરતના કેળવણી-

---

આક્રમણ કરતી બુરાઇઓને માટે ઘણું અનુકૂળ ક્ષેત્ર હોઇ, ઉપલક જાતમાંનાં ઘૃણા–તિરસ્કારને બહારથી આવતી બુરાઈની સામે યોજવાથી વ્યક્તિની ચેતનાની નીચલી ભૂમિકાઓમાં એ બંને પક્ષો વચ્ચે નિરર્થક લાંબો વિગ્રહ ચાલી, આપણને ક્લેશ જ થયા કરવાનો ભય છે. આ કારણે, અંતઃકરણની શાસ્ત્રીય શુદ્ધિનો ઉત્તમ માર્ગ એ લાગે છે કે ઊંડી જાતને એવી રીતે અખંડપણે જાગૃત રાખવી કે જેથી બહારની બુરાઈઓનો તે શાંતિપૂર્વક અનાદર કરે તથા ઘૃણા–તિરસ્કારરૂપ અશુભોને પણ શુભત્વમાં પલટીને બુરાઈના આક્રમણને નકામાં બનાવે; અને એ રીતે વ્યક્તિના હૃદયમાં અન્ય મનુષ્યો પ્રત્યે પણ સહેજે આત્મૌપમ્ય પ્રકટાવે, તેમનામાંની 'કુછ ન કુછ' ભલાઈને બહાવે.—સં. 'મા.'

ના ઇતિહાસમાં, સ્વ. ચુનીલાલનું સ્થાન અજોડ અને અમર છે. એણે 'ઢીંગલી'ના રમુજી નામથી ઓળખાતી ધી ઇગ્લીશ સ્કૂલ સ્થાપી અને અધપેટ રહીને પણ તેને પાળીપોષીને ઉછેરી, અને જ્યારે તે ખીલીને પગભર બની, જ્યારે તે ફળદાયિની બનવા આવી, ત્યારે એ આખી યે પોતાની પ્રાણપ્રિય સંસ્થા કશા ય બદલાની આશા વિના એણે જનતાને ચરણે ધરી, લોકોની બનાવી દીધી. તેમાંથી પ્રગટી સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી: જેનાં ડાળાંપાંખડાંનો વિસ્તાર આજે દિનપરદિન વધતો જ જાય છે. લગભગ એકલી અટુલી જેવી એ જ એવી સંગીન ને સભર સસ્થા છે જેને માટે સૂરત હક્કભેર ગૌરવ લઇ શકે છે.

અને આજે માનપત્રો અને વાયણાપાર્ટીઓના જમાનામાં સ્વ. શાહનો નિરભિમાન વૃત્તિનો એક નમૂનો રજૂ કરીએ તો અસ્થાને નહિ લેખાશે. પાછલી વયમાં જ્યારે તેમની સેવાઓમાંથી સિદ્ધિ પ્રગટી હતી ત્યારે માનપત્રો લેવા માટે તેમને અનેક સ્થળેથી આગ્રહ થયેલા. પણ હંમેશા એમણે ના પાડેલી. એક વાર તો એમની જ્ઞાતિએ એમને માનપત્ર આપવા નક્કી કર્યું, અને સ્વ. ત્રિભોવનદાસ માળવી શેઠે તે સ્વીકારવા ખૂબ આગ્રહ કરેલો. તે વેળા તેમના એક જ્ઞાતિજને કહેલું "માનપત્ર માટે બધી ગોઠવણ થઇ ગઇ છે એટલે ન્યાતિબંધુઓને નિરાશ કરવા ન જોઇએ અને માનપત્ર ઘરમાં રહેશે તો તે જોઇ બચુભાઇને ( ચન્દ્રવદન ) પણ થશે કે જાહેર સેવાની આવી કદર થાય છે એટલે તેઓ પણ તમારે પગલે ચાલવા પ્રેરાશે." તેમણે જરા તપીને કહ્યું કે "મારા છોકરાઓને મારે એવો ખ્યાલ નથી આપવો કે સેવાના બદલમાં માનપાન લેવું."

, આ એક જ પ્રસંગ સ્વ.ની મહાનુભાવતાના નમૂનારૂપ છે.

## વિજયનગરના અવશેષ

[ 'પ્રજાબંધુ' તા. ૧૭ : ૧ : ૩૭ ]

વિજયનગરનું સામ્રાજ્ય હંપી–વિરૂપાક્ષની આસપાસ અફાટ પ્રસરેલું હતું, એમ અવશેષો ઉપરથી જણાઇ આવે છે. હંપી–વિરૂપાક્ષ એ સ્થાન હોસ્પેટ સ્ટેશનથી આશરે સાત-આઠ માઇલ દૂર આવેલું છે. હંપીના દરવાજા આગળ જતાં ગણેશની બે મૂર્તિઓ જોવામાં આવે છે. એક ગણેશનું નામ 'કડલીકાળ ગણપતિ' અને બીજા ગણેશનું નામ 'સાસવી ગણપતિ' છે. આ બન્ને ગણપતિની પત્થરની મૂર્તિઓ આશરે ૮–૧૦ ફીટ ઊંચી અને ભવ્ય છે. વિરૂપાક્ષના દેવાલયની સામે વિસ્તીર્ણ અને અફાટ રસ્તા અને તેની બન્ને બાજુએ બીસ્માર સ્થિતિમાં આવી પડેલા પત્થરો નજરે પડે છે. વિરૂપાક્ષનું દેવાલય અત્યંત ભવ્ય છે અને તેને નવ મજલાનું મનોહર ગોપુર છે. અંદરની બાજુએ પત્થરનાં સુન્દર પ્રાંગણો છે. આ બાજુએ તુંગભદ્રા નદીનો પ્રવાહ મોટી મોટી શિલાઓમાંથી વહેતો નજરે પડે છે. હંપીથી એક માઇલ દૂર વિજયવિઠ્ઠલ મન્દિરનું જોવા લાયક સ્થાન છે. આશરે બે–અઢી માઇલ પૂર્વ દિશાએ વિજયનગર સામ્રાજ્યનું વિસ્તૃત પાયતખ્ત, અંદર બીસ્માર સ્થિતિમાં આવી પડેલી પ્રચંડ ઇમારતો તથા અવશેષો નજરે પડે છે દેવાલયો, રાણીનો કમલમહેલ, સિંહાસનનો ચોતરો, ફિલખાનાના ચોતરા, રાણીનું સુન્દર સ્નાનગૃહ, રાજાનું વિશ્રામસ્થાન, પહેરેગીરોની જગા વગેરે સ્થાનો અદ્યાપિ જોવા લાયક છે અને તે ઉપરથી ભૂતકાળના વૈભવયુક્ત સ્થાપત્યની અને સામ્રાજ્યના ભવ્યપણાની યથાર્થ કલ્પના આવે છે. આ ભાગ તરફ જતાં બે વિશાળ શિલાઓની એક નૈસર્ગિક કમાન નજરે પડે છે તેને કાનડી ભાષામાં બે 'બે બહેનોની પત્થરની કમાન' એવું નામ આપવામાં આવેલું છે. આ ઉપરાંત પણ સંખ્યાબંધ જોવા લાયક સ્થળો છે.

એકંદરે આ અવશેષો અને વિસ્મૃત સામ્રાજ્યનો મહોત્સવ જોઇને વિજયનગરની સમૃદ્ધ સંસ્કૃતિની, વૈભવની અને ઐશ્વર્યની પૂર્ણ કલ્પના આવે તેમ છે. આવું ઉચ્ચ દરજ્જાનું સામ્રાજ્ય છસો વર્ષ પૂર્વે સ્થાપિત થયું અને તે ઉત્કર્ષની પરાકાષ્ઠાએ પહોંચ્યું એ બાબત કૃતજ્ઞતાયુક્ત આનન્દ અને અભિમાનની નથી શું ? આવા સંસ્મરણીય સામ્રાજ્યને નમ્ર પણ હાર્દિક અંજલિ અર્પણ કરતાં કોને ધન્યતા નહિ લાગે ?

## ગ્રંથસ્થ ચિન્તન

### 'મુંડકોપનિષદ'નો અર્થ

[ સ્વ. મગનભાઈ ચ. પટેલ : 'ઉપનિષદ્-જ્યોતિ' ભા. ૨, પૃ. ૬૪૯ ]

મુંડક એટલે અસ્ત્રો અથવા છરા. અસ્ત્રાની ધારથી જાણે કાપીને બારીક વિવેક કર્યો હોય તેમ, એમાં બ્રહ્મનું વિવરણ સ્પષ્ટ શબ્દોમાં અને શંકા રહે નહિ તેમ પ્રકટ કર્યું છે, તેથી એનું નામ મુંડકોપનિષત્ પડયું હશે, એમ કલ્પાય છે.

### થોડાંક સ્ફુરણો

[ ગિજુભાઇ : હસ્તલિખિત 'અંજલિ'ના 'શરદ'અંકમાંથી ]

દરેક મનુષ્ય અને દરેક પદાર્થનું વાતાવરણ આપણને સ્પર્શે છે. જેમ જેમ આપણે સૂક્ષ્મશરીરી થતા જઇએ છીએ તેમ તેમ આ સંપર્ક સહજ અને સ્પષ્ટ બને છે. દુનિયા આખીનો વિચાર કરવા કરતાં પોતાનો[1] વિચાર કરવો અઘરો છે છતાં એ એક જ વિચાર કામનો અને મહત્ત્વનો છે. જ્યારે આપણી પોતાની અંદર શાંતિ હોય છે ત્યારે દુનિયા આખીનો કોલાહલ કાનને સ્પર્શતો પણ નથી. એક બહિર્મુખને લાગ્યું કે દુનિયા અશાંત છે; એક અંતર્મુખને લાગ્યું કે દુનિયા શાંત છે.

---

૧. પોતાનો =( પોતાના માત્ર સ્થૂલ સ્વાર્થનો નહિ, પણ ) પોતાના સર્વાંગ શ્રેયનો.—સંચાલક 'માનસી'

આખો ભવ ટકી રહે એવી વ્યર્થ અપેક્ષા છે........ ... આખો દહાડો ઉષાની રમણીયતા ટકી રહે એવી માગણી કરનાર જેમ મૂર્ખ છે, તેમ આખું જીવન સંવનનકાળની રાગબદ્ધ મનોદશા ટકી રહે એવી માગણી કરનાર પણ મૂર્ખ જ છે. આજકાલ ઘણાં સુશિક્ષિત જોડાં લગ્ન પછી નિરાશ થાય છે તેનું કારણ જ એ છે કે હવે સંવનનને વધુ પડતું મહત્ત્વ અપાવા લાગ્યું છે, અને એ સંવનનકાળની મીઠાશ ઉપરથી લગ્નજીવન એટલે જાણે નર્યાં ગુલાબની જ સેજ એમ કલ્પી લેવામાં આવે છે; પણ એ ગુલાબની પાછળ કાંટા પણ હોય છે એની જ્યારે પાછળથી ખબર પડે છે ત્યારે પછી સૌ બૂમો પાડવા લાગે છે. માટે જો લગ્નજીવનમાં નિરાશ ન થવું હોય તો એમાં સદાકાળ સંવનનકાળની રાગ ભરતી ટકી રહેવાની નથી એ પહેલેથી જ સમજી લેવું, અને જીવનની પેઠે લગ્નજીવનમાં પણ જે કંઇ આરોહઅવરોહ સ્વાભાવિક રીતે જ આવ્યા કરે તેને માટે ચિત્તને પ્રથમથી જ તૈયાર રાખવું એમ આ વાર્તા કહી રહી છે.

## પ્રચારકતા અને કલા

[જ્યોતીન્દ્ર દવે: '૩૪ નું ગ્રંથસ્થ વાઙ્મય' પૃ. ૫]

પ્રચારદૃષ્ટિ એ [સમકાલીન વાસ્તવદર્શનોત્સુક વાઙ્મયનું] બીજું[1] મોટું ભયસ્થાન છે. પ્રચારકાર્ય કોઇ રીતે નિંદ્ય કે અધમ નથી, ઊલટું સમાજસ્વાસ્થ્યને અંગે બહુ આવશ્યક ને કેટલેક અંશે અનિવાર્ય છે. કલાને ને પ્રચારકાર્યને હંમેશ સાહજિક વિરોધ છે જ એમ પણ નથી. પરંતુ કલાસર્જન ને પ્રચારકાર્યના ઉદ્દેશમાં ઘણી વાર ભેદ રહે છે, ને તેથી કલાસર્જનનો જે મુખ્ય હેતુ, રસનિષ્પત્તિ, તેનું બલિદાન આપીને પણ પ્રચારલક્ષી લેખક પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવા મથે છે. કલા પ્રચાર ખાતર છે અથવા હોવી જોઇએ એમ અત્યારે ઘણા લેખકોનો અભિપ્રાય થતો જાય

૧. પહેલા માટે જુઓ 'માનસી' અંક ૩નું પૃ. ૨૬૮.

છે. પરંતુ સાચી કલા હમેશ પ્રચારકાર્ય કરે છે જ એમ નથી. પ્રચારકત્તા અને કલા, એ બે વચ્ચે અવિનાભાવ સંબંધ જોડવો એ કોઇ પણ રીતે યુક્ત નથી. અમુક વિચાર અથવા અભિપ્રાયનો પ્રચાર કરવા છતાં કલા જેમાં અક્ષત રહી હોય એવી કૃતિઓ કોઇક વાર આપણને પ્રાપ્ત થાય છે એ ખરું, પરંતુ તેથી પ્રચારકાર્યને કલાસર્જનનો પ્રધાન હેતુ ગણી લેવાની ભૂલ કરવી ન જોઇએ. પ્રચારક મુખ્યત્વે પક્ષવાદી છે, કલાકાર સ્વાભાવિક રીતે સ્વસ્થ અને તટસ્થ હોય છે. અને આ સ્વભાવભેદને લીધે તેમના સર્જનમાં પણ તાત્ત્વિક ભેદ ઊતરી આવે છે, પ્રચારકત્તા પ્રતિ મુખ્યત્વે લક્ષ રાખવાથી કલાદષ્ટિ ઘણી વાર ગૌણ બની જાય છે. કેટલીક વાર પ્રથમ કક્ષાના લેખકો પણ, સર્વકાલીન સાહિત્યનું સર્જન કરવાની શક્તિ છતાં, માત્ર તત્કાલપૂરતું ઉપયોગી ને ક્ષણજીવી સાહિત્ય લખ્યે જાય છે તેનું કારણ આ જ છે. આપણે ત્યાં પણ બહુ ઊંચા પ્રકારની શક્તિવાળા સાહિત્યકાર મટી પ્રચારક થવાની ઉત્કંઠા રાખતા જોવામાં આવે છે તે આપણા સાહિત્યને માટે ખેદનો વિષય છે.

## તકમરિયાં

[ ગિજુભાઇ: ' ટેકરીની વનસ્પતિ ' પૃ. ૪૧ ]

તકમરિયાં ટેકરી ઉપર જ થાય છે એમ નથી. એ તો ખેતરોમાં અને ગમે તે જમીનમાં થાય છે. અમે તો એને નાનપણથી જ ઓળખતાં હતાં. અમે એટલે હું અને મોંઘીબેન.... ... મોંઘીબેન અને હું તો વળા ગામનાં, ને વળામાં અમે તકમરિયાં બહુ ખાધેલાં. ગામડામાં ઉનાળામાં લોકો તકમરિયાંને પલાળે; પછી એમાં સાકર નાખે અને ટાઢક કરે. બપોર વચાળે તકમરિયાં પીવાથી મગજ ઠંડું રહે. નાના હતા ત્યારે અમે તકમરિયાં પલાળતા. જરાક ચપટી લઇને વાટકામાં પલાળીએ ત્યાં તો આખો વાટકો ભરાઇ જાય. નાનું એવું તકમરિયું

ફૂલીને પૂજ મોટું થઇ જાય.... ...સાકર સાથે ઉનાળામાં એને ખાવાની મજા તો આવે. પણ હવે શહેરના લોકો આઇસક્રીમ અને શરબત ને એવું એવું ખાય એટલે એનો ભાવ કોણ પૂછે? અને ખરી રીતે તકમરિયાં એ ગામડાની જ ઠંડક છે; સીમની ઠંડક છે, તુકમરિયાં અને તકમરિયાં એક જ છોડ છે. એને ગુજરાતમાં બાવસી કહે છે.કેટલાક એને આનીકાની પણ કહે છે. પણ જો જો, મરવો કે ડમરો કે તુલસીના છોડને જોઈ એને તકમરિયાંનો છોડ કહેશો નહિ. મરવાનાં અને તુલસીનાં પાંદડાં મોટાં છે; તકમરિયાંનાં પાંદડાં નાનાં છે. બધાયની ઉગ્ર વાસ આવે છે. પણ ડમરાની, તુલસીની અને તકમરિયાંની ત્રણેની વાસ જુદી જુદી છે. .હા, એટલું ખરું કે ઊંચાઇમાં અને રંગમાં અને મંજરીમાં બિનકેળવાયલી આંખને તકમરિયાં અને ડમરાના છોડ સરખા લાગે. છે. બધા છોડ એકથી બે ફૂટની ઉંચાઇના થાય છે. હમણાં તો તકમરિયાંનો છોડ સુકાઇ ગયો હતો. એની ખરી મજા તો ભાદરવો અને આસો માસમાં છે. તે વખતે તે લીલોછમ બને છે ... એની વાસ તીવ્ર છે પણ ગુણકારી છે. મચ્છર મહાશયોને એ જરા પણ ગમતી નથી. ઘરમાં તકમરિયાંના છોડ રાખવાથી મચ્છર નથી આવતા. ગામડાના કોઇકોઇ ચોરામાં તકમરિયાંના છોડ આડીમાં બેસેલા હોય છે. તકમરિયાંના બીજને તકમરિયાં કહે છે અને તે ફરાળમાં ખવાય છે. ગરીબ લોકો આ બિયાંને સીમમાંથી લાવી ગામમાં વેચે છે.

## નવલ : સ્વાનુભવરસિક, સર્વાનુભવરસિક

[ સે. ડી. માદારિયાગા : 'જીનિયસ ઓફ સ્પેન' પૃ.૧૦૫-૦૬ ]

[ સમકાલીન સ્પેનના સંમાન્ય, ચિંતનશીલ વૃદ્ધ નવલકાર ]

—માઈગ્વેલ ડી યુનામુનો,[૧] ૧૯૨૧માં પ્રગટેલી પોતાની એક

૧. આ અવતરણ તૈયાર કર્યા બાદ, જાન્યુ.'૩૭ના પહેલા અઠ૰

નવલની પ્રસ્તાવનામાં કહે છે: "... નવલકાર–એટલે, કવિ...નવલ –એટલે, કવિતા." આ રીતે, પોતાની લાક્ષણિક નિર્ણયાત્મકતાથી તે નવલની ઊર્મિપ્રધાન ['લિરિકલ'] વિભાવનાનો પક્ષ કરે છે. નવલકથાના પ્રકારોની વિવિધતા, અલબત્ત, પાર વિનાની છે. પણ, કદાચ, એ પ્રકારોને આપણે ગાળી નાંખીને એના બે જ મુખ્ય વર્ગ ઠરાવી શકીએ–નાટ્યપ્રધાન અથવા વસ્તુલક્ષી નવલ અને ઊર્મિપ્રધાન અથવા વ્યક્તિલક્ષી કે આત્મલક્ષી નવલ. આ ભેદ, નવલમાં જે મનોવૃત્તિનું અથવા પ્રેરકશક્તિનું પ્રાધાન્ય હોય, તેને આધારે આપણે પાડીએ. જગતનું અત્યારનું વલણ નાટ્યપ્રધાન અથવા વસ્તુલક્ષી નવલ ભણી છે : આ પ્રકાર ચાલુ જમાનાની તટસ્થતાવાળાં શાસ્ત્રીય લક્ષણોની જોડે વધારે મેળમાં આવે તેવો છે. નવલકથાને હવે ઘણી વાર એક દસ્તાવેજ કે જીવનનું કપતળું ('સ્લાઇસ')ગણવામાં આવે છે; જીવનના હકીકતસંદર્ભનો એક નમૂનો ગણવામાં આવે છે; અથવા તો, પૈસા કે સમયને અભાવે આપણે આપણી પોતાની નજરે જે સ્થળો કે લોકોને જોવા જઈ શકતાં નથી, તેમની એક જાતની વાઙ્મયિક છબી ગણવામાં આવે છે. સુનામુનેનો અભ્યાસ કરતાં આપણે તેને વિશે જે જાણ્યું, તે પરથી દેખાઈ આવે તેવી વાત છે કે નવલની આ ભાવના તેને આકર્ષતી નથી. તે એક ઉપયોગિતાવાદી છે. પણ દુન્યવી ઉપયોગિતાનો વાદી નથી. તેનો ઉપયોગિતાવાદ તો આપણી રોજેરોજના જરૂરતોની વાતથી પાર જાય છે અને આપણી અનંત કાળની જરૂરતો માટે જોગવાઈ કરે છે. વધુમાં, એની ચિત્તવૃત્તિ એવી છે જેવીની ક્રિયા વ્યાવર્તી ('સ્પાયરલ'–પેચાળ, પેચની રીતે ગોળ ફરીને ચઢતી હોય તેવા) રૂપે એક કેન્દ્રસ્થ ભાવના પ્રત્યે થતી હોય છે; આથી, જીવનનું વિગતવાર અવલોકન કરવામાં આવશ્યક એવી વિચારો કે સંવેદનોની

---

વાડિયામાં એનું ૭૨ની વયે અવસાન થયું છે. એને વિશેનો લેખ હવે પછી 'માનસી'માં આવશે.

## વર્ણાનુક્રમણી


અઢી કલાક, ૨૩૧
અભીપ્સા, ૧૯૩
આપણો નૂતન ચિત્રવૈભવ, ૩૨૫
ઇતિહાસ અને પ્રતનતત્ત્વ, ૩૫૯
કન્યાકુમારી, ૨૦૧
કેળવણી, ૩૫૨
ચોકડીનું નિશાન, ૨૭૧
ગ્રંથસ્થ ચિન્તને; ૩૭૮
ધ્વનિ, ૩૪૩
નાટક અને ચલચિત્ર, ૩૪૭
નિકષ, ૩૨૦
પરિચાયિકા, ૩૩૦
પ્રાપ્તિ-સ્વીકાર, ૩૪૦
બસો-પાંચસો શબ્દોમાં, ૩૨૬
બે જમાના પહેલાં, ૩૧૫
ભાષા અને સાહિત્ય, ૩૪૩
મહારાષ્ટ્ર સાહિત્યસંમેલન, ૨૧૬
મંજૂષા, ૩૬૭
મંદિરનો ઘંટનાદ, ૩૬૪
લોપે ડી વેગા, ૨૯૩
વર્ણાનુક્રમણી, ૩૮૮
સદ્દગત નરસિંહરાવ, ૩૦૫
સર્જન અને નિબંધો, ૧૯૩
સ્નેહમુદ્રા, ૨૪૨
સ્વ. નરસિંહરાવ, ૩૦૨
સ્વ. નરસિંહરાવની પુણ્યસ્મૃતિમાં, ૩૬૭
સ્વ. મગનભાઈ ચ. પટેલકૃત, ૩૨૩
સામયિકોમાંથી, ૩૭૨
સોસાયટીનો નવો ગુચ્છ, ૩૨૦
સૌન્દર્યલહરી, ૧૯૫

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી
વર્ષ બીજું : ગ્રંથાંક ત્રીજો



આ અંકમાં

| | | |
|---|---|---|
| ...વેદી | વિશ્વનાથ ભટ્ટ | મધુસૂદન મોદી |
| ...ાઈ | રમેશ પારેખાન | ઈંદુલાલ ગાંધી |
| ...શેઠ | ભદ્રમુખ વૈદ્ય | છોટાભાઈ સુથાર |
| ...ારા | શિરીષ શેલત | 'સુધાંશુ' |

## ધ્યાનમંત્ર

### ૭. લેખક અને લેખના ગ્રાહક

એ પ્રશ્ન થાય કે લેખકોએ પોતાના લેખને ગ્રહણ કરનાર હૃદયો ઉપજાવવાં એ તેમનું કર્તવ્ય નથી? જે હૃદયો એવા લેખકોના હૃદયની સમાન હોય તેમને તો તેમના લેખની અપેક્ષા નથી, જે હૃદયો તેમના લેખને ગ્રહણ કરવા તત્પર નથી તેમને તે લેખ નકામા છે, ત્યારે ઉભયે પ્રકારે તેમની પ્રવૃત્તિ વ્યર્થ નથી? સમાનરસવાળું હૃદય ઉપજાવવું એ તો પ્રત્યેક લેખક, વક્તા, ઉપદેશક, સર્વનું કર્તવ્ય છે, પરંતુ અમુક લેખ અવગત થવાને અર્થે જે બુદ્ધિ જોઇએ તે પણ તેના તે લેખથી જ કે તે લેખ વિસ્તારનારના અન્ય પ્રયત્નથી આવવી જોઇએ એ તો અશકય છે. લેખોના પણ અનંત પ્રકાર છે; પોતાની બુદ્ધિને અનુકૂલ પ્રકારનો આશ્રય કરતે કરતે, અધિકારાનુસાર જે લેખકનું હૃદય ગૃહવાની શક્તિ આવે તે ગૃહી શકાય છે. અર્થાત્ લેખકો પોતે પોતાના લેખને ગૃહવાનું સામર્થ્ય પણ ઉપજાવી આપે એવું કદાપિ થઇ શકતું નથી; સામર્થ્ય ઉપજાવી આપનારા લેખકો પણ હોય હોય છે, ને તે તેમનું કાર્ય કરે છે. અને સમાન રસવાળાં હૃદયો પણ પરસ્પરના રસકલ્લોલના વિનિમયથી અતિ અલૌકિક પ્રસાદને પામતાં જણાય છે. રસના સ્વરૂપને સીમા નથી, એકની એક વાત અનંત રીતે, અનેક હૃદયોને સ્ફુરે છે. એટલે રસવાળાં હૃદયોને પરસ્પરના રસપ્રવાહનો વિનિમય વ્યર્થ કે નિરુપયોગી હોઈ શકતો જ નથી.

[ મ. ન. દ્વિવેદી: 'સુદર્શનગદ્યાવલિ' પૃ. ૬૪૭–૪૮ ]

# વિષયદર્શન

વર્ષ : ૨ ગ્રંથાંક : ૩

## સર્જન અને નિબંધો


આત્મસમર્પણ ... ... ... ૩૮૯
ઉપરકોટ ( કાવ્ય )
ઈન્દુલાલ ગાંધી ... ... ... ૩૯૨
કરુણલહરી ( કાવ્યો ) ... ... ... ૩૯૪
વાત્સલ્યનો વિજય ( રશિયન નવલિકા )
વિશ્વનાથ મ. ભટ્ટ ... ... ... ૩૯૯
જૂના ગુજરાતી દુહા ( ભાષાશાસ્ત્ર )
મધુસૂદન ચિ. મોદી ... ... ... ૪૨૨
બ્રહ્મદેશ ( સ્થળવર્ણન )
રમેશભાઈ ધારેખાન ... ... ... ૪૪૯
રા. પૉલ બ્રન્ટન ( ડાયરીનોંધ )
વિ. ક. વૈ. ... ... ... ૪૬૬
નવીનપુરનો યાત્રી ( આશ્રમવર્ણન )
ચ. ચ. રાજવી ... ... ... ૪૭૧
સંસ્કારી જીવો ( એકાંક નાટક )
ભાસ્કર વહોરા ... ... ... ૪૮૬
અનંત વિશ્વની યાત્રાએ ( ખગોળવિદ્યા )
છોટાભાઈ સુથાર ... ... ... ૫૧૯
સાધકની દૃષ્ટિએ ( પૂર્ણયોગવિષયક ગદ્યખંડો )
ગિરધરલાલ શેઠ ... ... ... ૫૩૩
લોકસાહિત્ય વિશે મ. ન. દ્વિ. ( પૂરક ) ... ૫૩૮
' રણપિંગલ ' અને ' નાટ્યપ્રકાશ 'માંથી
- સ્વ. દિ. બ. રણછોડભાઈ ઉદયરામ ... ૫૩૯
સ્ત્રીઃ એક દૃષ્ટિબિન્દુ ( પૂરક ) : નર્મદ ... ૫૪૬

## નિકુપ


ર. રમણલાલની વિચારસૃષ્ટિ
પ્રો. વ્રજરાય મુ. દેસાઇ ... ... ... ૫૪૭
પૃથ્વી–તેનો ઇતિહાસ અને હવામાન
ડૉ. ભદ્રમુખ ક. વૈદ્ય ... ... ... ૫૫૮
અયથાર્થ ભેદ ( પૂરક ) શ્રી અરવિન્દ ... ... ૫૬૪
બસો–પાંચસો શબ્દોમાં ( વિ. ) ... ... ૫૬૫
પ્રાપ્તિ–સ્વીકાર ૫૭૧


## ધ્વનિ


૧ ભાષા અને સાહિત્ય ( પ્રો. વિ. ર. ત્રિવેદી: વિ. )... ૫૭૩
૨. ધર્મ અને તત્ત્વજ્ઞાન ( વિ.) ... ... ૫૮૯
૩. ઉપધ્વનિ ( „ ) ... ... ૫૯૨
૪. વાસરિકા ( „ ) ... ... ૫૯૮
૫. સ્વ. માનશંકરભાઈ ( „ ) ... ... ૬૦૭
૬. નિકષપૂર્તિ: સહયોગીઓ ( „ ) ... ૬૦૯
૭. પ્રાપ્તિ–સ્વીકાર–પૂર્તિ ... ... ... ૬૧૧
૮. મંદિરનો ઘંટનાદ ... ... ... ૬૧૨


## મંજૂષા


૧. નવલવિશેષ ... ... ... ... ૬૧૪
૨. રણછોડભાઈ–શતાબ્દી ... ... ... ૬૧૬
૩. સ્વ. ડૉ. જાયસવાલ ... ... ... ૬૨૦
૪. ગ્રંથસ્થ સર્જન ... ... ... ૬૨૪
૫. „ ચિન્તન ... ... ... ૬૨૬
૬. સામયિકોમાંથી ... ... ... ૬૨૭
૭. વર્ણાનુક્રમણી... ... ... ... ૬૩૨



**માનસી** ગ્રંથશ્રેણી ઃ સંચાલક વિજયરાય ક. વૈદ્ય, રૂપાપરી રોડ; ભાવનગર ... લવાજમ ( વાર્ષિક ), રૂ. ૫) દેશાવર, રૂ. ૮); છૂટક, રૂ. ૧ાા ... **શાખાઓ** ( ૧ ) **મુંબાઇ**, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ; ( ૨ ) **સૂરત**, લોકવાણી મુદ્રણમંદિર, ચૌટા પુલ; ( ૩ ) **વડોદરા**, પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ, શિયાપુરા; ( ૪ ) **અમદાવાદ**, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ; ( ૫ ) **કરાચી**, નૂતન સાહિત્યભંડાર; ( ૬ ) **રાજકોટ**, ધ ન્યુ સ્ટોર્સ, ટાઉન હોલ સામે; ( ૭ ) **જામનગર**, શ. રામચંદ્ર ઓઝા, ઓઝાનો ડહેલો; ( ૮ ) **જૂનાગઢ**, પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી, વણઝારી વાવ; ( ૯ ) **પોરબંદર**. જયેન્દ્રરાય મ. પાઠક. રામટેકરી રોડ.

## ૭. પત્ર-પ્રવૃત્તિનો ભાવિ પ્રવાહ...(૨)

[ સર રૉ. ડોનલ્ડ: ' ફ્યુચર ઑફ જર્નાલિઝમ ' (૧૯૨૮) ]

વર્તમાનપત્રોમાં બીજાં સામયિકપત્રો જેવાં જે ગુણલક્ષણ આવ્યાં છે, તે ચાલુ રહેશે. વર્તમાનપત્રોનો આ દિશામાં થએલો વિકાસ એવો છે કે એમાં, માત્ર બનાવનોંધ કે વર્ણનાત્મક વૃત્તાંતલેખનના કરતાં ઉચ્ચતર વાઙ્મયિક શક્તિની જરૂર પડે. વર્તમાનપત્રો આમ વધારે ને વધારે વાઙ્મયિક બનતાં જશે, બધા સમાચારને સચિત્ર બનાવવામાં આવશે તથા ચિત્રો વધારે કલાતત્ત્વવાળાં બનશે. જે વર્તમાન પત્રોનું— –' ટાઇમ્સ ' ' ડેલી ટેલીગ્રાફ ' અને ' માન્ચેસ્ટર ગાર્ડિયન ' જેવાં પત્રોનું-વેચાણ મધ્યમસરનું હશે. તે સર્વ પોતાના અંકોની પૂર્તિ ' ફોટાગ્રેવર 'ની અથવા રંગીન ચિત્રોવાળી પદ્ધતિએ પ્રગટ કરશે......જે પત્રોનું વેચાણ લાખોની સંખ્યામાં થાય છે તેમણે પોતાના આ પ્રકારના વિકાસ માટે હજુ કેટલીક રાહ જોવી પડશે. રાજધાની બહારના પ્રદેશમાં જે સાપ્તાહિકો અને અર્ધ-સાપ્તાહિકો છે તેઓ પોતપોતાનાં ક્ષેત્રની ખિલવટ વધારે સફળતાથી કરશે; વિશેષે કરી, જો તેઓ પોતપોતાની પ્રવૃત્તિનો ક્ષેત્રવિસ્તાર બરાબર કાળજીથી આંકી લેશે તો.

# માનસી

સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૨ ——— ગ્રંથ ૩


## આત્મસમર્પણ

[ 'પુરાણાં નવલાં તો યે' : લેખાંક પાંચમો ]

૧

"એ યુક્તિનો જે યોક્તા અને એ ગૂંથણીનો જે ગૂંથણહાર તેની તરફ મારે જવું છે, તેને મારે ક્ષણે ક્ષણે હૈયે અનુભવવો છે, એ સિવાયનું આદ્ય કર્તવ્ય મારે કોઈ છે જ નહિ, એવી એષણા–પહેલાં યત્ને કરીને, પછી સ્વાભાવિકપણે–જીવને રહ્યા કરે એ જ છે અભીપ્સા, એ જ ઊર્ધ્વારોહણનું પહેલું મોટું અને મજબૂત પગથિયું."

વચ્ચેનાં પગથિયાં તે ક્રમિક આંતરશુદ્ધિનાં; ઉપાંત્ય પગથિયું આત્મસમર્પણનું અને અંતિમ તે આત્મસિદ્ધિનું.

અભીપ્સા જો આપણા દિલે ખરેખરી જાગી હશે, પ્રભુના પ્રભુપણાનો સતતઅનુભવ લેવાની સાચી જ તૈયારી જો આપણામાં થવા લાગી હશે તો તો કેટલાક વખત સુધી આપણી પનોતી દુઃખને પાયે જ બેઠી સમજવી; કારણ, એટલો વખત આપણી ચેતનાભૂમિ કોણ જાણે કેટલાં ય યુદ્ધોનું રણાંગણ બની જવાની છે. એ યુદ્ધો કોની કોની વચ્ચે થશે, શા માટે થશે અને શી રીતે થશે? ... ... ...

૨

આપણો નહિ બદલાતો સાક્ષીરૂપ શુદ્ધસ્વરૂપ આત્મા અને આપણો બદલાયા કરતો ત્રિગુણાત્મક, મન–પ્રાણાદિથી ઓળખાતો પ્રકૃતિમાંનો

જીવ : આ બેની વચ્ચેનાં એ યુદ્ધ છે. આપણામાં પ્રભુપ્રાપ્તિની એષણા જાગી છે એટલે સાક્ષીરૂપ આત્મા, આપણો અસલમાં અસલ અને ઊંડામાં ઊંડો આત્મા, પ્રભુને અર્પણ થવા જાગરૂક બનશે, આગળ વધવા ઉત્સુક બનશે, અહર્નિશ ઊંચો ને ઊંચો આવવા પ્રયતશે. એનાં તો બધાં આવશ્યક સંચલન આમ શરૂ થઈ જશે, પણ એની એ એષણાને ગુંગળાવવા મથનારાં અક્ષરશઃ અસંખ્ય બળો જીવમાં એટલે પ્રકૃતિવશ ચેતનામાં વસે છે. એ બધાં બળો વિકાસપ્રિય અને વિકાસમાન શુદ્ધાત્માને હજી યે બને તેટલો વધુ વખત દબાયલો રાખવાને એની બહારથી અને આસપાસ એવી એવી તો માયાવી, રાક્ષસી લીલાઓ રચશે કે આત્મદર્શન અને આત્મસમર્પણ એ આપણે માટે જાણે, ઘરગતુ ભાષામાં કહીએ તો, ભીના ઘઉં દળવા જેવી કસરત બની જાય.

૩

દેહને ઇંદ્રિયોદ્વારા મળતાં સુખો, પળપળનાં જુદાં એવાં હૈયાને થતાં ખાટામીઠા ભાવોનાં સંખ્યાતીત સંવેદન, ઝીણીઝીણી તર્કમય વિચાર-જાળો-નકામી, કમ-કામની, કામની જાળો-ગૂંથે જવામાં મનને પડતી મજા : આ બધાં સામે આપણા જીવે ગયાં પચીસ-પચાસ તેમ જ બાર-પંદર હજાર વર્ષમાં એવી તો સજડ પ્રીત બાંધી હોય છે કે હવે-ખરેખરું ઉચ્ચતર જીવન આપણામાં ઉઘડતું આવવાથી-એ બધાં સુખદુખનું મોત નજીક આવે છે તે એમનામાંનાં કોઈથી ( એ અનુભવોએ જીવમાં જમાવેલાં સૂક્ષ્મ અણુઓ-આંદોલનોનાં ઘડાયલાં જીવંત સત્ત્વોથી ) ખમાતું નથી. પરિણામે, પોતે જીવે એટલા સારૂ આત્માને મારવા, તેઓ આપણા આખા ય આંતરવિશ્વની આભધરતી એક કરવા મથવા માંડે છે.

૪

'આત્માને મારવા.' પણ આત્મા તો મરતાં શીખ્યો નથી, મરવું શું કહેવાય એ જાણતો નથી, એટલે આવા કસોટીકાળે એની ત્રણમાંથી એક ગતિ થાય છે :

૧. આત્માની પ્રભુગામી અભીપ્સા નબળીપોચી હોય તો પેલા તોફાની સત્ત્વસમૂહને હાથે હાર પામીને તે પાછો પોઢી જાય છે, ઊંડો ક્યાંક ઊતરી જાય છે, જન્માંતરે ફરીફ જાગવા—નિઃશંક જાગવા જ;

૨. તે પૂરતા પ્રમાણમાં જાગ્યો હોય છે તો સ્વબળે શત્રુઓને—એ મલિન પણ બલિષ્ઠ અણુઓને, પ્રકૃતિવશ ચેતનામાં—જીવમાં ધસમસ્યા કરતાં અણુઓનાં સકળ આંદોલનોને—પલટે છે, પોતાનું અંતર્ગત શુભત્વ એ અશુભ સત્ત્વોમાં આરોપી, એમનું જ રૂપાંતર શુભ સત્ત્વો તરીકે કરવા સમર્થ બને છે; અથવા,

૩. આત્માએ, તેની જાગૃતિ હજી મુકાબલે અધૂરી હોઇ, પોતાનાથી ઉચ્ચતર ભૂમિકામાં વસતી જે કોઇ દિવ્ય શક્તિને પોતાના પ્રેરણહાર તરીકે અત્યાર આગમચ જ ઓળખી હોય, એને ઉદ્ધારિકા લેખે સ્વીકારી હોય, અને ગુરુસ્થાને સ્થાપી પણ હોય, તેની સહાયતાને તે વેરી આસુરી સંપત્તિઓનો પરાભવ સ્થિરતાથી સચોટપણે અને કાયમને માટે કરવામાં લાગે છે, પામે છે અને એ રીતે પોતાના સમગ્ર સ્વરૂપને વિશુદ્ધતમ બનાવ્યા પછી, નીચેની કહેતાં અપરા પ્રકૃતિમાં લીલા કરતા પોતાના જીવસ્વરૂપમાં તથા નિજ સ્થૂળ દેહમાં સુદ્ધાં જ્યોતિ-તપસ્-શમની ( ગુણત્રયીનાં સૂક્ષ્મતમ તાત્ત્વિક રૂપોની ) શક્તિઓ જમાવીને, આત્મા પોતે સાદ્યંત તથા સદાને માટે પરમાત્માને અર્પણ થાય છે.

એનું બાહ્ય જગતમાંનું સમસ્ત જીવન પણ હવે પ્રભુમય જીવન હોય છે, તો પછી આંતરની તો વાત જ શી? ... ... ...

# ઉપરકોટ

## પ્રવેશદ્વાર

તૃણાતણું તોતીંગ દ્વાર ખુલ્યું:
ગયેલ આયુષ્ય અને હવે પછી
આવેલ આશ્વાસનને વિચારતું,
કો યંત્રતંત્રે ઉંચકાઇ શિલા!
જૂનું મહાકાય મકાન ખુલ્યું.
વચ્ચે અને અંદરની કમાને,
કશી ય ન્હોતી નકશી, પુરાણા
લોહે જડી સાંકળથી વીંટાયલું:
ધૂળે ભર્યું જીર્ણ કમાડ ખુલ્યું.
'અહીં હતું આમ, પણે ફલાણું'
હશે બધું, આજ કશું ન જીવતું:
સ્મશાન શી નિર્જનતા હસી હસી
ગૈ કાલની શૌર્યકથા સુણાવતી.
હસો, અમે આનંદના ય આળસુ,
એ શૌર્યને શબ્દરૂપે લઇ જશું.

## નવઘણ કૂવો

અને અહીં નિર્જનતા નિહાળી,
ભર્યાં ભર્યાં નીર સુધા છલોછલ
પાતાળસીડી પરથી સરી ગયાં
નીચે, અરે છેક ધરાતળેટીએ.
પાતાળસીડી! ભયભીત વર્તુલ
નમી નમી નેન વળે નીચાણમાં:
આશ્લેષને અધ્ધર ઊંચકીને
હું યે નમું કંપિત ભૂતકાળમાં.
પરંતુ સંધ્યાની કઠોર પાનીએ
કચડાવવી શે?
પ્રભાતની કોમલ ભર્ગમાળા?
ગૂંથેલ જે વાદળીઓની હુંફમાં.
તું થાક ખા, જીવ, જરાક થાક ખા:
ચઢાણથી યે વસમું અહીં થયું
ધીમે ધીમે ઊતરવું કૂવામાં;
ઝાઝો ચઢ્યો થાક નીચે જવામાં!
ઊંચે હતી સાંજની સ્વર્ણરેખા
ને મધ્યમાં ધોધ હતો પ્રકાશનો;
ન્હોતી તળેટી, અહીં તોય ચોદિશે
ખડી હતી કાજળની દિવાલો.
ફરી જવાશે કથમ છેક ઊંચે?
કે ભાગ્યમાં આંહી 'વિસામવાનું'
લખ્યું હશે? કોણ લલાટ વાંચશે?
ચઢાણનું ખાપર કદિ ખૂટશે?

## મહેલ

આ મ્હેલ? હા, રાણકનો; રસેશ્વરી
સમી ઝરૂખાતણી ગોખપાટે
બેઠી હશે, રંગીલા નિહાળતી
પ્રભાતની, સાંજની, મધ્યરાતની.
પંખીગણોની પચરંગ બોલી,
ને ફૂલનો અંતિમ શ્વાસ,-ધૂલિ
સુવર્ણની, જે ચડતી'તી પશ્ચિમે
નિઃશ્વાસમાં નિત્ય જતી હશે ગળી.
આંખો મહીં પાવનકારી પૂર્ણિમા
ને અંતરે ઉગ્ર ઉતાપ ઊઠતો;
કટારને અંગુલિઓ અડાડતી

ઊભી થઇ ઉપરકોટની ઉમા.
મૂઞ્જી રહ્યો હું ભરી સભામાં—
સુ કલ્પનાની.
એ ગ્રહેલ તો મસ્જીદમાં ભળી ગયો,
ને મસ્જીદે એક દિ'...

## ભોંયરાં

બે ચાર ના, ના અહીં તો ઘણાંય છે,
માટીતણા સ્તંભ અને ઘસાયલાં
સોપાનની હાર અખંડ જતી
નીચે ધરાનું તળિયું ઉઘાડતી.
નમી ગયો તો ય જરાક માથું
અડી ગયું છરણ થાંભલીને,
સંભાળતાં શિરા, ખરી પડેલી
ધૂળે કર્યું ઢાંકણ આંખડીને !
'આંહી હશે રાંધણિયું અને પણે
નિદ્રાગૃહ નૌતમ ખાપરાનું:
ને કોડીઆનું પણ કૈંક તો હશે
હા, હા, જુઓ આ ગમ, આ ખૂણામાં,'
બીજો નિહાળી કંઇ ગોખલાશું
કહે 'અહીં દર્પણ મૂકવાનું
કર્યું હશે આસન એ જુવાને !'
'અરે હવે ભેદ બધો મળી ગયો'
કો' શોધકે આવી બડાઈ હાંકી.
આ ભોંયરાં છે નહિ, બૌદ્ધકાળની
નિશાનીઓ આ રહી સર્વ જીવતી.
શું ભોંયરાં એ નહિ હોય દસ્યુનાં ?
બૌદ્ધોતણા પ્રાચીન આશ્રમો હશે ?

## ધક્કાબારી

અનેક દોષિત-અદોષિતાને
કંગાળી તેં મૃત્યુમુખે ધરી દીધાં,
એના અનુતાપ મહીં બળીને
કાયાતણી જીર્ણ કમાન તારી,
થઈ રહી આજ હવે પડુંપડું.
અબળી તે અંતરકલ્પનાની
આંખો...મહીં મુગટ; પથ્થરે મઢયો
ખેંગારનો, ઉપરકોટનો ને
ગિરનારના ઉછળતા ચઢાણનો.
એ કારમા દિન ફરીથી આવશે
સૌભાગ્યનાં કંકણ નંદવાશે,
પાતાળની વીજળીઓ વછૂટશે;
ત્યારે તને, છરણની જમાતને,
ભૂતાવળો ભૂતળની ગળી જશે.
—અને વસોપાતતણાં વહેનમાં,
કલંકની કૃષ્ણકથા ભળી જશે.

## અડીકડી

વક્ષ:સ્થલે ઘાવ-કરી કઠારનો
જાણે પડી ભોમ પ્રયત્નમંદ;
એવી પડી'તી ઉરમાં છુપાવી
કથા અનેરી, યમુના અડીકડી.
આરોહણે સર્વ ગયાં ઘસાઈ
રડી કર્યું પથ્થરનું ય પાણી,
રજે રજે ખેરવી જાગૃતિને
કાયાતણી તેં કરી ધૂળધાણી.
નિશ્ચેત લાગે વનની વનશ્રી
પડુંપડું થાય! પ્રચંડ ભેખડો,
ગમે નહિ સંગીત પંખીપાંખનું
ભેંકાર ભાસે જલની સમાધિ.
ઊંડું—અતિઘોર ઉંડાણ આટલું
મપાય શે માનવકલ્પનાથી ?
ને કલ્પનાને ય અનંત તાણે
વળી તને વામન શીદ હું બનું ?
આથીય ઊંડા ઉરનાં બની અમે
છુપાવવા નિત્ય કરી મથામણો;
કલંકનું રૂપ,—અસત્ય સત્યનું.
તેં શું છુપાવ્યું, જલિની, જશોદરે ?
એ ઉત્તરોની ય તને તમા શી ?
કે માનવીને—
વહી ગયાં વર્ષ અનેક વામણાં,
છતાં દીધાં, અમૃત તેં કયામણાં.

ઇન્દુલાલ ગાંધી

# કરુણલહરી

## અગ્નિસંસ્કાર

: અંજની :

અન્તર રાતદિવા ભડભડતી,
રુધિર કણેકણ ધૉક ધગધગતી,
અણુ અણુ સકલ વિકલ તનુ જલતી
        શમશે આગ કદા ? ૧

ઉગ્ર, નિબિડ, નિઃશબ્દ ધખારા,
તપતપતા, લોહિત અંગારા,
દગ્ધ, સુકા, નિર્જન રણુકચારા,
        સિંચાશે જ કદા ? ૨

ભરખોં ભરખોં જીવ સહસ્ર તણુખે,
ચણુચણુચણુ ઉરહુતાશ ડંખે;
'જલ, જલ' દિલ ઝંખે ને ઝંખે;
        ક્યાં છે જલધારા ? ૩

ક્યાં જાઉં ? ક્યાં લગી મુંઝાઉં !
આન્તર અગન કહીંક બુઝાવું !
નહિં, નહિ: રહ્યું-સહ્યું સર્વ દઝાવું,
        ઓ સરજનહારા ! ૪

શિરીષ શેલત

## વહ્નિપ્રવેશ

૧

ઉત્કંઠિતા એ
અતિમુગ્ધ ચિત્તે
ક્ષણે ક્ષણે સ્પન્દન નવ્ય ઝીલી,
ઉત્સાહથી રાઘવ પાસ ચાલી—
સહસા જ ત્યાં એ
"દેવી ! કરો વહ્નિપ્રવેશ આજે,"
આ સાંભળીને નૃપવેણ: બોલે,
"આ શું ! ક્ષમા ! ભૂલ થઈ વિભુ ! પાપિણીની!"

૨

ને વિશ્વ આખું,
જડમૂઢ મૂંગું,
નિઃસ્તબ્ધ ચિંતામય મૃત્યુ ફૂંકતું,
અશક્ત આક્રન્દ કરન્ત જોતું,
વિષાદની શ્યામલ રેખ ધારતું,
નિષ્ઠુર શબ્દ વદતું મુખ રામકેરું.

૩

પ્રકોપ આ શો ?
ઉર પ્રશ્ન ઉઠ્યો,
ભૂલે અહિં ધર્મ પતિતણો કાં !
છતાં ધરી સ્વાસ્થ્ય, સ્વમાન, શ્રદ્ધા,
સંતોષવા માનવ, નૃપઆજ્ઞા,
કૂદી પડ્યાં તુરત વહ્નિમહીં સીતા ત્યાં !

૪

ને વિશ્વ આખું,
રજરક્ત પેખું,

અગ્નિ વડે; તારક–ચન્દ્ર–સૂર્ય
થંભ્યા, જુએ વર્તુલમાંથી સર્વ
કંપારી છૂટન્ત કરાલ દશ્ય
"પાવિત્ર્યમૂર્તિ સ્થિરચિત્ત શું વહ્નિમધ્ય."

૫

ભૂકંપનો થયાં,
નિમેષમાત્રમાં
દિગન્ત સર્વે ધ્રૂજતા ધમાલમાં
ઊભા પહાડો સહુ વૃક્ષ કમ્પ્યાં,
નિસર્ગમાં તાંડવ નર્તનો મચ્યાં
ને તોય સ્વસ્થ રહી રામ જુએ ક્ષિતિજે.

૬

એ વહ્નિઝાળે
તેજાંતરાલે,
છાયા નહિ ભવ્ય કલા ધરેલી,
શરીર સૌંદર્યથકી મઢેલી,
પાવિત્ર્યની, ધર્મતણી નિરાળી,
મૂર્તિ સ્વયં ઝળકતી કંઈ જાનકીની !!

૭

ક્ષણેકમાં એ
રઘુરાજવીને,
"કલંકિતા જાનકી ?" પ્રશ્ન ઊઠે:
જુએ જુએ ચિંતનવર્તુલોમાં,
લોકોક્તિનું તથ્ય તપાસવાને;
એને ઉરે ગૂઢ વિષાદ ઊગે;
"આ કીર્તિતૃષ્ણા ક્ષણ તોષવાને,

વિડંબિયું શીલ સમસ્ત રામે ?
પાવિત્ર્યની પ્રથમ પાળ શું તોડી આ મેં ?"

૮

રાજાના હૃદયે ઊગ્યા માનવીને વિલોકતી
વહ્નિ સંશુદ્ધ સીતા ત્યાં સ્મિતને વરસી રહી.

ભાસ્કર વહોરા

## જીવનની કરુણા

આવો ત્યારે અરવ પગલે આવજો પ્રાર્થના છે,
સ્વપ્નામાં યે જીવનભર ના દૂર થાવા જરી ય,
શય્યાભાગી જન અવરને કોલ દીધા પછી શું ?
આવો ત્યારે મનમહીં હતું હૈયું મારું બીછાવી
પથે, પાદો–રણઝણ થતાં નાદ નૂપુરમાંહી,
મૂંગી મીઠી સકલ હૃદયોર્મિ ભીલાવી ચૂમીશ.
આવ્યા ના કાં ! વિધિનિરમિયા–ધર્મદત્તા મળ્યા ને
આવો, ના'વો, બધું ય સરખું, સ્વપ્નમાં યે કદીક
દૂભાયેલું હૃદય દુભવો- દર્શને આપના તો,
હું ઈચ્છું; કે રવ–અરવ શું ? ના'વજો એ જ ઠીક !
છે શું મૃત્યુ પરમ કરુણા જિંદગાનીતણી ? વા
છે ભૂંસાતું પ્રિયજનતણા હાર્દથી રે કરુણ ?
એટ ભાવે અલગ હૃદયો, મૃત્યુથી યે વિખૂટાં
પાઓ ના કો કદિ ય પડતાં હાર્દમાં, ક્યાં કરુણા ?
હૈયું જેને પરજન ગણે તો ય હૈયું મિલાવી,
હોંશે હોંશે સ્વજન કરતાં યે વધુ ગાઢ ભાવે;
રૂહેવા થાતો મરણ લગીનો ધર્મ, ઇચ્છા–અનિચ્છા;
તો–તો જોજે જરૂર મળશે મૂર્ત રૂપે કરુણા.

પ્રેમશંકર હ. ભટ્ટ

## કહેવાઉં એકે હજારાં

ગળતી રાતની ચાંદની ઝાંખી
આભમાં બોલ્યા મોર !
જિંદગીને ખૂણે સપનાં કેરા
છાના છુપાયા ચોર !
સંતાતા ડોકિયાં દેતા,
તારા એકનજરે જોતા.
જુગનાં ઘરણ જીવતાં મારણ
કીધેલ જનનાં ખૂબ !
કોણ ઢંઢોળે ? માનવી ! માનવ
કરી રહ્યો છે અશુભ !
સાચવણાં સતનાં તોડી
લૂટ્યાં લોકલોકને ખોળી.
તાળાં તોડ્યાં ભલે તેજુરી લૂંટી;
આ ત મ નાં ઘ ર બા ર.
રહ્યાં સલામત, ફરી વસાવું
અં ત ર પૂ ર અ મ્બા ર
કહેવાઉં એકે હજારાં,
દિલે દિલ સતની ધારા.

સુધાંશુ

# વાત્સલ્યનો વિજય[1]

'દીકરીરૂપે તો મારે મન હવે એ મરી જ ગઈ. સમજતા નથી એટલું તમે? બસ, મરી જ ગઇ. છતાં, પરાયાં માણસોના પરોપકાર ઉપર એને નભવું પડે એવું તો હું નહિ જ થવા દઉં. એટલે હું એવી યોજના કરીશ કે જેથી એ પોતાને ફાવે તેવી રીતે જીવન ગુજારી શકે. પણ મારે એનું નામ હવે સાંભળવું નથી. કોઇએ સ્વપ્ને પણ ધારેલું કે ... અરર! શો ગજબ કર્યો? શો ગજબ કર્યો એણે તો?'

એણે ખભા મરડ્યા, માથું ધુણાવ્યું, અને આંખો ઊંચી કરી. આ શબ્દો પ્રિન્સ માઇકેલ ઇવાનોવિચે એના ભાઇ પીટરને સંબોધીને કહ્યા. પીટર મધ્ય રશિયાના એક પ્રાન્તનો સૂબો હતો. તેની ઉંમર પચાસ વરસની હતી, અને માઇકેલ કરતાં તે દસ વરસ નાનો હતો.

પોતાની પુત્રી ઘર છોડીને એક વરસ ઉપર નાસી ગઇ હતી, અને તે પોતાના બાળક સાથે આ પ્રાન્ત શહેરમાં વસતી હતી એમ માલૂમ પડતાં મોટેરો ભાઈ સેઇન્ટ પીટર્સબર્ગથી અહીં આવ્યો હતો ને ત્યાં ઉપલા શબ્દો ઉચ્ચારાયા હતા.

પ્રિન્સ માઇકેલ ઇવાનોવિચ કદાવર ને રૂપાળો હતો. તેના વાળ સફેદ હતા, અને વર્ણ તાજગીભર્યો હતો. દેખાવે તે

---

૧. ટોલ્સ્ટોયકૃત નવલિકાનો અનુવાદ.

આકર્ષક હતો અને રીતભાતમાં તેનો ગર્વિષ્ઠ સ્વભાવ વ્યક્ત થતો હતો. તેના કુટુંબમાં એક તો તેની અસંસ્કારી ને ચિડાઉ પ્રકૃતિની બૈરી હતી. નાનામાં નાની વીગતને માટે પણ એ તેની સાથે સદાએ ઝઘડ્યા કરતી; બીજો એક દીકરો હતો, તે સાવ નપાવટ, ઉડાઉ ને વંઠેલ હતો, છતાં એના બાપના આચારશાસ્ત્ર પ્રમાણે એક 'સદ્‌ગૃહસ્થ' હતો; અને બે દીકરી હતી, તેમાંની મોટી સારે ઠેકાણે પરણી હતી, અને અત્યારે સેઇન્ટ પીટર્સબર્ગમાં રહેતી હતી; અને નાની હતી તેનું નામ લિઝા હતું, તે એની લાડકવાઈ દીકરી હતી, અને તે જ એક વરસ ઉપર એને ઘેરથી એકાએક નાસી ગઈ હતી. થોડા જ વખત ઉપર એનો એને આ પ્રાન્તશહેરમાં પત્તો લાગ્યો હતો.

લિઝાએ કેવી રીતે ને કેવા સંયોગોમાં ઘર છોડેલું અને એના બાળકનો જનક કોણ હોવાનો સંભવ છે એ વિશે પોતાના ભાઇને પૂછવાનો પ્રિન્સ પીટરને વિચાર હતો, પણ એ સવાલ પૂછવાની એની હિંમત ચાલી નહિ.

તે દિવસે સવારે જ પોતાની પત્નીએ એના જેઠને આશ્વાસન આપવાનો યત્ન કરેલો તે વખતે પોતાના ભાઇના મુખ પર વેદનાનો ભાવ પીટરે નિરખેલો. આ દુઃખનો ભાવ દુર્ધર્ષ અભિમાનના આવરણ નીચે ઢંકાએલો હતો, અને, એમના મકાનની વાત કાઢી કેટલી કિંમતે તે મકાન વેચાતું લીધેલું એવા સવાલ એણે પૂછવા માંડ્યા હતા. પછી કુટુંબવર્ગ તથા મિજમાનોના સાથમાં નાસ્તો કરવા બેઠો ત્યાં પણ એની વાતચીત રોજના જેવી જ વાક્ચાતુર્યભરી અને કટાક્ષપૂર્ણ હતી. એ વખતે દરેક જણ સાથે એ જાણે પોતે સૌથી કેટલોયે મોટો હોય એવી દૂરત્વસૂચક ઉદ્ધતાઇથી વર્તેલ. આમાં અપવાદ કેવળ બાળકોનો હતો, કેમકે બાળકો તરફનું એનું વર્તન આદરભર્યું માર્દવયુક્ત હતું. બાળકો સિવાય અન્ય સર્વ તરફ એ

ઉદ્ધતાઇથી વર્તેલ છતાં એ ઉદ્ધતાઈ એને માટે એવી સ્વાભાવિક લાગતી હતી કે દરેક જણ કોણ જાણે શાએ કારણે જાણે એને ઉદ્ધત બનવાનો અધિકાર હોય એમ સ્વીકારતું લાગતું હતું.

સાંજે એના ભાઇએ ' વ્હિસ્ટ ' ની રમત ગોઠવી. ત્યાંથી જ્યારે એ પોતાને માટે સજ્જ કરી રાખેલા 'ખંડમાં પાછો ફર્યો, અને પોતાના કૃત્રિમ દાંતનું ચોખું કાઢી નાખવા જતો હતો ત્યાં કોઇએ દ્વાર પર બે આંગળીના ધીમા ટકોરા માર્યા.

'કોણ છે એ ?'

' એ તો હું, માયકેલ.'

પોતાના ભાઈની વહુનો સાદ પ્રિન્સ માઇકલે ઓળખ્યો અને ભવાં ચડાવી દાંતનું ચોખું પાછું મોંમાં ગોઠવ્યું અને મનમાં બોલ્યો ' આને શું કામ હશે ?' પછી મોટેથી બોલ્યો, ' આવો. '

એના ભાઇની વહુ શાન્ત, માયાળુ બાઈ હતી અને પોતાના પતિની ઇચ્છાને એ નમ્રતાપૂર્વક માથે ચડાવતી હતી. પણ ઘણાંને એ તુરંગી ને વાયડી લાગતી હતી અને કેટલાક તો એને બેવકૂફ કહેતાં પણ અચકાતાં નહિ. એ હતી તો ફૂટડી, પણ એના વાળ સદાયે જેથરપથર રહેતા અને એ પોતે પણ મેલીઘેલી ને ભાનભૂલા જેવી રહેતી. પણ એના વિચારો પણ ભારે વિચિત્ર ને ઉમરાવવર્ગની વ્યક્તિને ન છાજે એવા હતા, એટલે ઉચ્ચ અધિકારીની પત્નીની પાયરી સાથે એ વિચારોનો કોઇ રીતે મેળ મળે એવું નહોતું. આ વિચારો એ ગમે તે પળે છેક અણધાર્યા વ્યક્ત કરી બેસતી, એટલે એના પોતાના તેમ એના પતિના મિત્રો તેમ અન્ય સૌ એથી આશ્ચર્યચકિત થઈ જતા.

' તમે ધારો તો મને બહાર કાઢી મૂકી શકો, પણ કાઢી મૂકશો તોયે હું જવાની જ નથી, એ હું તમને આગળથી જ કહી દઉં છું,' એની લાક્ષણિક બેવરવા ઢબે એણે બોલવા માંડ્યું.

'ભગવાન એવું ન કરાવે,' પોતાની રોજની ટેવ પ્રમાણે એના જેડે વધારે પડતી સભ્યતાથી ઉત્તર આપ્યો, અને એને માટે એક ખુરશી આગળ કરી.

'બીડી પીઉં તો તમને કાંઈ વાંધો નથી ને?' એક સિગારેટ કાઢી તેણે પૂછ્યું. 'માઈકેલ, હું કશું ય અણુગમતું કહેવા નથી આવી. મારે તો લિસોચકા બાબતમાં થોડુંક કહેવું છે.'

માઇકેલ ઈવાનોવિચે નિસાસો મૂક્યો; એ શબ્દે એને દુઃખ થયું હતું; પણ ઝપાટામાં પોતાની લાગણી પર કાબૂ મેળવી શ્રમસૂચક ને કંટાળાભર્યું સ્મિત કરી એણે ઉત્તર આપ્યો, 'આપણી વાતચીત એક સિવાય બીજા કોઇ વિષય ઉપર હોય એવો સંભવ જ નથી, એટલે તમે પણ એ જ વિષય પર ચર્ચા કરવા માગતાં જણાઓ છો.' તેના ઉપર દૃષ્ટિ કર્યા વિના એ બોલ્યો, અને વિષયનું નામ સરખું પણ એણે ઉચ્ચાર્યું નહિ.

પણ એથી એના ભાઇની હૃષ્ટપુષ્ટ, ફૂટડી, નાનકડી વહુ લગારે પાછી પડી નહિ. તે તો પોતાનાં શ્યામ નયનોમાં એનો એ માયાળુ, આજીજીભર્યો ભાવ રાખીને પહેલાં કરતાં પણ વધુ ઊંડો નિઃશ્વાસ નાખતી એને જોઇ રહી.

'માઇકેલ, મારા પ્રિય મિત્ર, એ છોકરી પર દયા રાખો. આખરે એ બીચારી માણુસ છે.'

'તે કોણે ના કહી?' કટુ સ્મિત કરીને માઇકેલ ઈવાનોવિચે કહ્યું.

'ને એ તમારી દીકરી છે.'

'છે નહિ, હતી–પણ પ્રિય એલાઇન, હવે એ વાત શું કામ કાઢવી?'

'પ્રિય માઇકેલ, તમે જઇને એને મળતા કાં નથી ? મારે તમને ફક્ત એટલું જ કહેવાનું હતું કે જેનો વાંક છે તે તો...'

પ્રિન્સ માઇકેલ ઇવાનોવિચનું મોં લાલચોળ થઇ ગયું, એના ચહેરાએ નિષ્ઠુરતા ધારણ કરી.

'ભગવાનને ખાતર એ વાત આપણે પડતી મૂકીએ તો સારું. એને કારણે દુઃખ ખમવામાં મારે કંઇ હવે બાકી રહ્યું નથી. એટલે હવે મારી ઇચ્છા એક જ છે, અને તે એ કે એને એવી સ્થિતિમાં મૂકવી કે એને બીજા કોઇની ઓશિયાળ ન રાખવી પડે અને મારી સાથે કોઇ જાતનો વ્યવહાર રાખવાની એને જરૂર ન રહે. પછી એ ચાહે તેવું જીવન ગુજારે. અને મને કે મારા કુટુંબને એના કશા ય સમાચાર આપવાની જરૂર નથી. હું કરી શકું એમ છું તે ફક્ત આટલું જ.'

'માઇકેલ, તમે તો "હું" "હું" સિવાય બીજી વાત જ કરતા નથી! પણ એને પણ "હું" છે–વ્યક્તિત્વ છે.'

'બેશક, પણ પ્રિય એલાઇન, કૃપા કરીને એ વાત જ હવે પડતી મૂકો. મને એથી અતિશય દુઃખ થાય છે.'

એલેક્ઝાન્ડ્રા ડ્રિમટ્રીવ્ના માથું ધુણાવતી થોડી વાર શાન્ત રહી. 'ને મારી જેઠાણી માશાનો મત પણ તમારા જેવો જ છે?'

'હા, બરાબર એવો જ છે.'

એલેક્ઝાન્ડ્રા ડ્રિમટ્રીવ્નાએ અસ્પષ્ટ અવાજ કર્યો.

'ચાલો, ત્યારે એટલેથી જ આપણે બંધ કરીએ. રામ રામ લ્યો,' એણે કહ્યું પણ એ ગઇ નહિ. પળવાર એ મૂંગી રહી, પછી બોલી,—

'પીટર કહે છે કે તમારો ઇરાદો પૈસા જે બાઇ ભેગી એ રહે છે તેને સોંપી આવવાનો છે. એ બાઇનું સરનામું તમારી પાસે છે?'

'હા, છે.'

'ત્યારે માઇકેલ, એ પૈસા બાઇને જ સોંપી દેશો નહિ. તમે જાતે ત્યાં જજો. એ કેવું જીવન ગાળે છે તે જરાક જુઓ તો ખરા. તમારે એનું પંડનું મોં ન જોવું હોય તો ન જોતા. પેશે તો ત્યાં નથી; બીજું કોઇ ત્યાં નથી.'

માઇકેલ ઇવાનોવિચને જોરથી કંપારી છૂટી.

'આમ મને પજવો કાં તમે? આ તો તમે આતિથ્યધર્મનું પણ ઉલ્લંઘન કરો છો!'

એટલે એલેકઝાન્ડ્રા ડિમટ્રીવ્ના ઊભી થઈ અને રડવા જેવી થઇ, જાણે પોતે કરેલી વકીલાતથી પોતે જ પીગળી ગઇ હોય એમ બોલી: 'બીચારી કેટલું કષ્ટ પામે છે? ને છતાં કેવી વહાલસોઈ લાગે છે?'

એ ઊઠ્યો, ને તે બોલી રહે એની વાટ જોતો ઊભો રહ્યો. તેણે પોતાનો હાથ આગળ ધર્યો.

'માઇકેલ, તમે ખોટું કરો છો, હો,' એમ બોલીને તે ચાલતી થઇ.

તે ગયા પછી લાંબા વખત સુધી માઇકેલ ઇવાનોવિચે ચોરસ જાજમ પર આમતેમ આંટા માર્યા કર્યા. ભવાં ચડાવીને એણે કંપારી ખાધી અને ઉદ્‌ગાર કર્યો 'અરેરે! અરેરે!' પછી પોતાના જ શબ્દોના અવાજથી એ ભડકી ઊઠ્યો અને શાન્ત બની ગયો.

એનું ઘવાએલું અભિમાન એને પીડી રહ્યું હતું. કેમકે એની પુત્રીએ એના નામને બટ્ટો લગાડ્યો હતો. આ પુત્રી કોની! એની પોતાની, સુવિખ્યાત આન્ડ્રેઇવિચ બોરિસોવ્ના, જેને ખુદ મહારાણી મુલાકાતનું માન આપતાં અને જેની સાથે ઓળખાણ કરવામાં કે રાખવામાં આખી દુનિયામાં પ્રતિષ્ઠ ગણાતી, તે સુવિખ્યાત આન્ડ્રેઇવિચ બોરિસોવ્નાની પુત્રી. અને

તેને હાથે ઉછરેલી. અને એનો પિતા કોણ ? જેણે જિન્દગીભરમાં ભીતિ કે કલંકનું નામ સરખું પણ જાણ્યું નથી એવા પ્રાચીન કાળના વીરપુરુષનું જીવન જીવનાર પોતે એનો પિતા. ખરી વાત કે એક ફ્રેન્ચ બૈરી સાથેના સંબંધથી એને એક અનૌરસ પુત્ર થએલો, અને તેને પરદેશમાં સારે ઠેકાણે એણે ગોઠવી દીધો હતો, પણ એથી કંઈ એની આત્મપ્રતિષ્ઠા ઓછી થઈ નહોતી. અને પોતાની આ પુત્રીને ખાતર કશું કરવાનું એણે બાકી રાખ્યું નહોતું: રશિયાના ઉત્તમોત્તમ વર્ગના પુરુષ સાથે તે પરણી શકે એવી સરસ કેળવણી એણે તેને આપી હતી, અને એવી હરેક અનુકૂળતા તેને કરી આપી હતી. આ પુત્રીને કોઇ પણ કન્યા ઇચ્છે એવી એકેએક વસ્તુ એણે આપી હતી, એટલું જ નહિ, ખરા જીગરથી આ પુત્રી પર એણે પ્રેમ રાખ્યો હતો, તેની પ્રશંસા કરી હતી, અને તેને ખાતર મગરૂર બન્યો હતો; છતાં આવી પુત્રીએ એના નામને બટ્ટો લગાડ્યો હતો અને કોઇને મોઢું ન બતાવી શકે એવી રીતે લજ્જિત કર્યો હતો.

એને જૂના દિવસો સાંભરી આવ્યા. એ દિવસોમાં તે એનું બાળક જ અથવા કુટુંબજન જ નહોતી, પણ એની પરમપ્રિય પુત્રી હતી. તેને જોઈ એને અતિ આનંદ ને ગર્વ થતો એ દિવસો યાદ કરતાં એના સ્મરણપ્રદેશમાં એક આઠ નવ વરસની ઉલ્લાસથી થનગનતી, તોફાની, લલિત, તેજસ્વી ને બુદ્ધિશાળી એવી ચમકતી કાળી આંખો ને ફરફરતા ભૂરિયા વાળથી શોભતી નાનકડી બાળા ફરીથી ખડી થઇ. પોતાના ઘૂંટણ પર એ કૂદતી પોતાને ભેટી પડતી અને પોતાને ગળે ગલીપચી કરતી એ એને સાંભરી આવ્યું. અને ઘણી ના પાડ્યા કરે છતાં એ તો એમ ને એમ ગલગલિયાં કર્યાં જ કરે, અને એના હોઠ,આંખ ને ગાલ પર બચીઓ ભર્યાં જ કરે એ પણ એને સાંભરી આવ્યું. સ્વભાવથી એને કોઇ પણ જાતનો દેખાડો કરવાનો અણગમો હતો, પણ આવો આવેશમય પ્રેમ એને પીગળાવી દેતો અને તેના

લાડ આગળ એ ઘણીવાર પરવશ બની જતો. આવી છોકરીને હેતથી પંપાળવામાં અને લાડ લડાવવામાં પોતાને કેવી મીઠાશનો અનુભવ થતો તે પણ એને સાંભરી આવ્યું. અને આ બધું એને અત્યારે એવે વખતે સાંભરી આવ્યું કે જ્યારે એ સમયની એ પ્રેમાળ મધુર બાલિકાનો વિચાર સરખો પણ એ તિરસ્કાર સિવાય બીજા કોઇ ભાવથી કરી શકતો નહોતો.

વળી જ્યારે તે મોટી થવા લાગી અને સ્ત્રીત્વને પ્રાપ્ત થઇ ત્યારે પુરુષો તેને સ્ત્રીરૂપે જોવા લાગ્યા એટલે એના હૃદયમાં ભય અને ક્રોધની જે વિલક્ષણ લાગણી થઇ આવેલી તે પણ એને સાંભરી. કોઇ નૃત્યસમારંભમાં જવા સજ્જ થઇ પોતાની સુંદરતાના પૂરા ભાન સાથે નખરા કરતી તે પોતાની પાસે આવતી ત્યારે પોતાને તેને માટે જે ઇર્ષામિશ્રિત પ્રેમ ઉદ્ભવતો તેનો વિચાર પણ એને આવ્યો. એ વખતે ઘણા પુરુષો તેના તરફ કામાવેશપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહેતા, પણ તેને એની સમજ પડતી નહિ એટલું જ નહિ પણ તે તો એવી દૃષ્ટિથી ઊલટી પ્રસન્ન થતી એથી એ પોતે ભડકી ઊઠતો એ પણ એને સાંભરી આવ્યું. 'સ્ત્રી પ્રકૃતિથી પવિત્ર છે એ મત કેવળ વહેમ જ છે! હકીકત તો એથી છેક ઊલટી જ છે, ને સ્ત્રીઓને તો શરમનો છાંટો સરખો પણ હોતો નથી.' એમ એ વખતે એને મનમાં થઈ આવતું. એ વખતે, એ ખૂબ સરસ ઉમેદવારોની માગણીનો તેણે અસ્વીકાર કરેલો અને શા વાસ્તે એ અસ્વીકાર કરેલો તે એ સમજી જ શકેલો નહિ, એ પ્રસંગ પણ સાંભરી આવ્યો. આ રીતે પોતે જે મોજમજા અને ભભકાના વાતાવરણમાં વસતી હતી તે વાતાવરણમાં ઘૂમતા મંડળમાં પોતે જે વિજય સર કર્યો હતો તેથી તે વધુ ને વધુ અંજાઇ જવા માંડી હતી.

પણ આ વિજય લાંબો વખત ટક્યો નહિ. એક વરસ વીત્યું, પછી બીજું, ને પછી ત્રીજું, એમ સમય વહેવા લાગ્યો. તે સર્વત્ર સુપરિચિત બની ગઇ હતી, અને તેની સુન્દરતા પણ

સુવિદિત થઇ ચૂકી હતી, પણ તેની ભરજુવાની ચાલી ગઈ હતી, અને ગમે તેમ પણ તેની સુન્દરતા નૃત્યખંડના સાજની સુંદરતાની કક્ષામાં ગણાવા લાગી હતી. તેને આખો ભવ કુંવારા રહેવું પડશે એવી પોતાને પ્રતીતિ થએલી એ વાત માઇકેલ ઈવાનોવિચને સાંભરી આવી, એટલે પછી એના મનમાં એક જ ઇચ્છા ઉદ્દ્ભવેલી અને તે એ કે હવે પોતાની દીકરીને બને તેટલી ત્વરાથી પરણાવી દેવી. ખરું છે કે હવે પહેલાં જેવું સારું ઠેકાણું લગ્નમાં મળે એવો સંભવ નહોતો, છતાં કોઈ આબરૂદાર પુરુષ સાથે તેને પરણાવી શકાશે એમ એની ધારણા હતી.

પણ લગભગ ઉદ્ધતાઇ ગણાય એવું અભિમાન તેનામાં આવી ગએલું એમ એને લાગેલું: આ વાત સાંભરી આવતાં તેના પ્રત્યેનો એનો રોષ વિશેષ વિશેષ ભભૂકવા લાગ્યો. એટલા બધા સુપાત્ર પુરુષોનો અસ્વીકાર કરી આખરે આવી રીતે નામ બોળ્યું, એવો વિચાર આવતાં એ નિસાસો નાખીને 'અરેરે! અરેરે!' એમ બોલી ઊઠયો.

પછી આ વિચારમાળા અટકાવીને એણે સિગારેટ સળગાવીને બીજી બાબતોનો વિચાર કરવા કોશિશ કરી. એણે એમ નક્કી કર્યું કે આપણે તેને પૈસા મોકલી દેવા, પણ કદી મોઢું દેખાડવું નહિ; પણ વળી પાછી સ્મૃતિ ઊભરાવા લાગી એટલે એને સાંભરી આવ્યું કે હજુ થોડા વખત ઉપર જ, પોતાની ઉંમર વીસ વરસ કરતાં પણ વધારેની હોવા છતાં તેણે ચૌદ વરસના કિશોર સાથે નખરાબાજી આદરેલી. લશ્કરી ટુકડીમાં તે ઉમેદવાર હતો, અને દેશમાં એમની ભેગો રહેતો હતો એ વખતે આ નખરાબાજી તેણે આદરેલી. અને તેને પરિણામે એ કિશોરને તેણે અડધો ગાંડો બનાવી મૂકેલો. એટલે સ્થિતિ એવી થએલી કે પ્રેમની વ્યાકુળતામાં એ રડી પડેલો. પછી આ બેવકૂફીભરી બાબતનો અંત લાવવા માટે એ કિશોરને જ્યારે પોતે પોતાને ઘેરથી વદાય આપી દીધી

ત્યારે તેણે પોતાના પિતાને સખત શબ્દોમાં ભાવશૂન્ય અને વળી જંગલી રીતે ઠપકો આપેલો અને કશું કારણ નહોતું છતાં કોણ જાણે કેમ જાણે આથી પોતાનું અપમાન થયું હોય એમ તે માનવા લાગેલી. ત્યારથી પછી બાપ દીકરી વચ્ચે ખુલ્લો વિરોધભાવ શરૂ થવા લાગેલો.

'મારી વાત વાજબી જ હતી ' એ મનમાં બોલ્યો' 'એ તો દુષ્ટ નફ્ટ વૈરી છે.'

અને પછી એક આખરી ભયંકર યાદ તરીકે આવ્યો મૉસ્કોથી પેલો કાગળ, એમાં તેણે લખેલું કે પોતાથી હવે ઘરમાં ફરી પગ મૂકી શકાય એમ નથી, કેમકે એક જણે તેને ફસાવી તજી દીધેલી અને એ રીતે તેને બરબાદ કરી મૂકેલી. આથી એ પત્રમાં તેણે પોતાને માફી આપી સદંતર ભૂલી જવાની વિનંતિ કરેલી. તે પછી પોતાની પત્ની સાથે બેસીને જે વાતચીત થઇ, એમને બન્નેને પોતાની પુત્રી વિશે જે અટકળો સૂઝી ને જે શંકાઓ ઊપજી, તે બધાંનું દારુણ સ્મરણ થયું. પાછળથી આ બધી અટકળો ને શંકાઓ સાચી જ પડેલી. આ આફતનો બનાવ ફિનલૅન્ડમાં બનેલો. ત્યાં તેમણે પોતાની પુત્રીને પોતાની મામીને મળવા મોકલેલી. અને ગુનેગાર સ્વીડનનો માલ વિનાનો એક વિદ્યાર્થી હતો. તે કમઅક્કલ ને કોડીની પણ કિંમત વિનાનો હતો અને ઓછામાં પૂરું વળી પરણેલો હતો.

પુત્રીને માટેનો પોતાનો આગલો પ્રેમ અને એની બાબતમાં પોતે ધરાવેલી મગરૂરી સંભારતો સંભારતો પોતાના શયનખંડની જાજમ ઉપર એ આમતેમ આંટા મારતો હતો એટલે આ બધી વાત એના મનમાં તાજી થઇ. તેના અધઃપતન ઘટના એને અગમ્ય લાગી ને એ વાતનો વિચાર આવતાં એને ત્રાસથી કમકમા આવ્યા અને પોતાના ચિત્તને આટલા બધા કષ્ટના કારણરૂપ થવા બદલ તેને એના ઉપર તિરસ્કાર વછૂટ્યો. પોતાના

ભાઇની વહુ સાથે પોતાને હમણાં વાત થઇ તે તેને યાદ આવી અને તે ઉપરથી પોતે એને કોઈ રીતે માફી આપી શકે કે કેમ એનો યત્નપૂર્વક વિચાર કરવા લાગ્યો. પણ એ વિચાર કરતાં જેવી ' પેલા આદમી'ની વાત આવી કે તરત તેનું હૃદય ત્રાસ, જુગુપ્સા, અને ઘવાએલ અભિમાનથી એકદમ ઊકળી ઊઠ્યું. એટલે તેણે મોઢેથી દુઃખનો અવાજ કર્યો, અને એ વાત મનમાંથી કાઢી નાખી બીજી કોઇ બાબતનો વિચાર કરવા યત્ન કરવા લાગ્યો.

'ના, ના એ તો અશક્ય જ છે. હું તો પૈસા પીટરને જ સોંપી દઇશ, અને તે પછી મહીને મહીને એને પહોંચાડશે. તે મારા જીવનમાં તો હવે એ દીકરી રહી જ નથી.'

ને વળી પાછી એક વિચિત્ર લાગણીએ તેના ચિત્તને પરવશ કરી મૂક્યું; એક બાજૂથી તેને પોતાની પુત્રી પ્રત્યેનો આગલો પ્રેમ યાદ આવતાં પોતાની જાત ઉપર દયા આવી અને બીજી બાજૂથી એ પુત્રી તેના ચિત્તને આટલી બધી વેદનાનો અનુભવ કરાવી રહી હતી એ કારણે એના ઉપર એને ખૂબ રોષ આવ્યો.

૨

ઉઝાને છેલ્લા એક વરસમાં જે વિવિધ અનુભવો થએલા તે આગલાં પચીસ વરસના સામટા અનુભવો કરતાં પણ નિઃશંક વધી જાય એવા હતા. પોતાનું સમગ્ર જીવન શૂન્ય છે એવો એને એકાએક અનુભવ થઈ ગયો. સેંઇન્ટ પીટર્સબર્ગમાં રહી ઘરમાં કે તવંગર લોકોના સમાજમાં ગાળવામાં આવતી આ જિન્દગી એને પશુતુલ્ય લાગી ને એને થયું કે આ જિન્દગી તો જીવનના છીછરા પાણીમાં જ છબછબિયાં બોલાવે છે, અને જીવનના ઊંડાણનું તો એને ભાન સરખું

પણ નથી. અને તેથી આવી જિન્દગીની તુચ્છતા અને અધમતા એના ચિત્ત આગળ પૂર્ણ રૂપમાં ખડી થઈ.

એની અત્યાર સુધીની જિન્દગીમાં શું હતું? મિજલસો, નૃત્યસમારંભો, સંગીતના જલસા ને મિષ્ટાન્નની મિજબાનીઓ; શરીરસૌન્દર્યને પ્રકટ કરી વધુ આકર્ષક રૂપમાં દેખાડે એવી વસ્ત્રસામગ્રી અને કેશરચના; આ શરીરસૌંદર્યના વૃદ્ધ ને જુવાન આશક પ્રશંસકો ને પૂજારીઓ, દુનિયાની એકેએક વસ્તુને પ્રાપ્ત કરવાનો તેમ તુચ્છ ગણી હસી કાઢવાનો કોઈ અકળ હક્ક ભોગવતા એવા પુરુષો. ઉનાળામાં એનું જીવન એકની એક અવિવિધ રીતે પસાર થતું. દહાડાના આખા કાર્યક્રમમાંથી જે આનન્દ મળતો તે પણ ઉપરચોટિયો જ મળતો. સંગીત અને ગ્રંથવાચન જીવનના ગંભીર પ્રશ્નોનો કેવળ ઉપરઉપરથી સ્પર્શ જ કરતાં, પણ એ પ્રશ્નોનું નિરાકરણ કદી કરતાં નહિ. આવું જીવન એકાદ બે વરસ કે બહુ બહુ તો ત્રણેક વરસ માણસ છૂરવી કે નભાવી શકે, પણ આ તો સાત સાત વરસના લાંબા ગાળા સુધી ચાલ્યું. વળી એમાં કંઈએ ફેરફાર થવાની બિલકુલ આશા પણ નહોતી, અને દહાડે દહાડે એનો રસ બધો ઓસરતો જતો હતો, એટલે આખરે તે થાકીને નિરાશ થઈ ગઈ. પરિણામે કેટલીક વાર તો એની મનોદશા ભયંકર બની જતી, અને હવે તો ઝટ મોત આવે તો સારું એવું એને થઈ જતું.

આના ઉપાય તરીકે ધર્મદાનમાં ચિત્ત પરોવવાની એને કેટલાક શુભેચ્છકોએ સલાહ આપી. એક બાજૂ એણે સાચી અને જુગુપ્સાજનક તેમ ખોટી અને દયાપાત્ર એવી ગરીબાઈ જોઈ, તો બીજી બાજૂ એ ગરીબાઈ ટાળવા અર્થે યોજએલ મંડળની હજારો રૂપિયાની કિંમતના ઝભ્ભા પહેરી ગાડીમાં બેસી આવનારી આશ્રયદાતા સ્ત્રીઓની એ ગરીબાઈ પ્રત્યેની ભયંકર બેપરવાઈ જોઈ. આથી એને જિન્દગી વધુ ને વધુ

અકારી લાગવા માંડી. જીવતાં હોવાની રમતનો, જીવનની ઉપલી સપાટી પર જ તરવાનો એને કંટાળો આવ્યો, અને કંઈક સાચું તત્વ મેળવવાની, ખરેખરું જીવન જીવવાની એને ઝંખના થઈ. પણ એ ખરેખરું જીવન તો એની આસપાસની પરિસ્થિતિમાં ક્યાંયે મળે એમ હતું નહિ. એનાં ભૂતકાળનાં સંસ્મરણોમાં સર્વોત્તમ વસ્તુ કેવળ પેલા લશ્કરી વિદ્યાર્થી કોકો પ્રત્યેનો પ્રેમ જ હતો. તેના પ્રત્યેનો પ્રેમભાવ એ શુભ, પ્રમાણિક ને સરળ–અકૃત્રિમ–આવેગ હતો. ને એવું કશું તો હવે એના જીવનમાં રહ્યું નહોતું, તેમ રહી શકે એમ પણ નહતું, એટલે એ વધુ ને વધુ નિરાશ ને ખિન્ન થતી ચાલી, અને આવી ખિન્ન મનોદશામાં એ પોતાની એક મામીને મળવા ફિનલેન્ડમાં ગઈ. ત્યાંનાં નવાં દૃશ્યો ને તાજું વાતાવરણ, અને પોતાના વતનથી વિચિત્ર રીતે જુદી તરેહનાં લોકો એ બધું કંઈ નહિ તો એક નવીન અનુભવ તરીકે એના હૃદયને ખૂબ ગમી ગયું.

એ બધી વાતનો આરંભ ક્યારે ને કેવી રીતે થયો તે એને સ્પષ્ટ રીતે યાદ આવતું નહોતું, પણ એની મામીને ત્યાં એક સ્વીડનવાસી બીજો પરોણો આવેલો. તેણે પોતાના કામકાજ વિશે, પોતાના લોકો વિશે, અને સ્વીડીશ ભાષાની છેલ્લામાં છેલ્લી પ્રકટ થએલી વાર્તા વિશે વાતો કરી. અને પછી કોણ જાણે શી રીતે, જેનો અર્થ વાણીમાં વ્યક્ત થઈ શકે નહિ એવા દૃષ્ટિવિભ્રમ અને સ્મિતવિભ્રમની ભયંકર મોહની જાગી તેનું એને પોતાને પણ ભાન રહ્યું નહિ.

આ સ્મિતવિભ્રમ ને દૃષ્ટિવિભ્રમ, એમને કેવળ સામાનો આત્મા જ નહિ પણ જીવનનું કોઈ પરમ મહત્ત્વનું ને સર્વવ્યાપી રહસ્ય પણ સ્ફુટ કરી બતાવતા હોય એમ લાગ્યું. તેથી એ બન્ને જણ જે કોઈ શબ્દ ઉચ્ચારતાં તે દરેક શબ્દમાં આ સ્મિત-લીલા કોઈ ગંભીર ને કૌતુકમય અર્થનું આરોપણ કરતી હતી. એ જ રીતે સંગીત પણ જ્યારે એ બન્ને જણ સાથે બેસીને

સાંભળતાં અથવા ગાતાં ત્યારે એવા જ ગંભીર અર્થથી ભરપૂર બનતું. અને મોટેથી જે પુસ્તકોને વાંચી સંભળાવતાં તેનું પણ એવું જ થતું. કોઇ કોઇ વાર તેઓ ચર્ચા કે દલીલબાજીએ ચઢી જતાં; પણ જે પળે એમનાં નેત્રોનું તારામૈત્રક જામતું, અથવા પરસ્પર સ્મિત ચમકી ઊઠતું કે તરતજ એ ચર્ચા કોણ જાણે ક્યાંયે રહી જતી અને પોતાને માટે અલગ રખાએલા એવા ઉચ્ચ પ્રદેશની અંદર તેઓ વિહાર કરતાં.

પછી પેલી વાત કેમ બની, ને બન્નેને પોતાના પંજામાં સપડાવનાર શયતાન આ સ્મિતવિભ્રમ ને દૃષ્ટિવિભ્રમની પાછળ-થી ક્યારે પ્રકટ થયો તે એ કહી શકે એમ નહોતું. પણ જ્યારે એને પહેલામાં પહેલી ધાસ્તી લાગી ત્યારે એમને પર-સ્પર બાંધી લેનાર અકળ અદૃશ્ય તંતુઓ બન્નેની આસપાસ વીંટળાઇને એવા ઓતપ્રોત થઇ ગયા હતા કે તે સઘળા તોડીને મુક્ત થવાની એનામાં તાકાત રહી નહોતી. એટલે તે માણુસની જાત અને તેની ખાનદાની પર વિશ્વાસ રાખવો એ એકજ વાત એને માટે શક્ય રહી. એ માણુસ પોતાની સત્તાનો ઉપયોગ નહિ કરે એવી એને આશા હતી, ને કે ઊંડે ઊંડે તો એ સત્તાનો ઉપયોગ તે કરે એવી એની ઇચ્છા હતી.

વાસનાઓ સામેના એના મથનમાં અવલંબનરૂપ થાય એવું કશું એની પાસે હતું નહિ અને એટલાપૂરતી એની નિર્બળતા વિશેષ હતી. બનીઠનીને મહાલવું એ પ્રકારનું જે સમાજજીવન, તેનાથી તો એ કંટાળી જ હતી, ને પોતાની માતા પર તો એને કશો પ્રેમ હતો નહિ. અને એને એમ લાગેલું કે એના પિતાએ પણ એને પોતાની કનેથી દૂર હડસેલી મૂકી હતી, એટલે આ બધા રમતરાળા મૂકી દઇને ખરું જીવન જીવવાની એને તીવ્ર ઇચ્છા થઇ. એની પ્રબલ આવેશપ્રધાન પ્રકૃતિ પણ એને એ જ દિશામાં ધસડતી હતી. આ માણુસની ઊંચી પ્રચંડ બળવાન આકૃતિ, સુન્દર કેશ અને વાંકી વાળેલી

મૂછ, અને મૂછ નીચે ચમકી રહેલું આકર્ષક ને પરવશ બનાવે એવું સ્મિત એ બધું જોઈ, પોતે જે જાતના જીવનને ઝંખતી હતી તે જીવન આંહીં મળશે એમ એને લાગ્યું. એટલે પછી પેલો સ્મિત અને દૃષ્ટિનો વિનિમય અને માની પણ ન શકાય એવી કોઈ સુંદર વસ્તુ પોતાને સાંપડશે એવી આશા એ બન્નેએ એમને પેલા કાર્ય તરફ ધસડ્યાં જેની એને સદાએ ભીતિ હતી અને છતાં ઊંડે ઊંડેથી જેની એ રાહ જોઇને બેઠી હતી. અને આમ બને એમાં નવાઇ જેવું પણ કશું હતું નહિ.

એટલે પછી એકાએક જે બધું સુન્દર, આનન્દપૂર્ણ, આધ્યાત્મિક અને ભવિષ્યની આશાથી ભરપૂર હતું તે બધું પશ્ચાતાપૂર્ણ ને અધમ, ખેદજનક ને નિરાશાજનક બની ગયું.

એણે પેલાની આંખ પર પોતાના દૃષ્ટિ ઠેરવી, જાણે પોતાને કશી ધાસ્તી ન હોય અને કશું અઘટિત બન્યું ન હોય એવો ડોળ રાખી સ્મિત કરવાની કોશિશ કરી, પણ એના આત્માના ઊંડાણમાં એ પામી ગઇ કે હવે બધી બાજી બગડી ગઇ છે. પોતાને જે વસ્તુ જોઇતી હતી અને પોતાના અંતરમાં તેમ કોકોના અંતરમાં એક વાર જે વસ્તુ એણે જોઇ હતી તે એને આ પુરુષમાં મળી નહિ. એણે તેને કહ્યું કે 'હવે તમારે મારા પિતાને પત્ર લખી લગ્નાર્થે મારા હાથની માગણીકરવી જોઇએ.' આમ કરવાનું તેણે વચન પણ આપ્યું, પણ જ્યારે તેઓ બીજી વાર મળ્યાં ત્યારે તેણે કહ્યું કે 'હાલતરત હું એ પ્રમાણે લખી મોકલી શકું એમ નથી.' તેની આંખમાં એને કંઇક અસ્પષ્ટ અને ચોરના જેવો ભાવ નજરે પડ્યો, એટલે તેના ઉપરનો એનો વહેમ વધ્યો. આ વાતચીત પછીને દિવસે પેલા માણસે એના પર પત્ર લખી જણાવ્યું કે 'હું તો લગ્ન કરી ચૂકેલો છું, જો કે મારી બૈરી લાંબા વખતથી મને તજીને ચાલી ગઇ છે. તેથી મેં તમારો જે અપરાધ કર્યો છે તેને કારણે તમે મારા પર ધિક્કાર

વરસાવશો એ હું જાણું છું, પણ મને એ બદલ માફી આપશો એવી મારી વિનંતિ છે.' આ પત્ર મળ્યા પછી એણે તેને મળવા બોલાવી મંગાવ્યો. તે આવ્યો એટલે એણે કહ્યું કે 'હું તો તમને ચાહું જ છું. અને તમે લગ્ન કરી ચૂક્યા હો કે ન હો તોપણ હું તો તમારી સાથે મારી જાતને બંધાએલી જ ગણું છું, એટલે હું તો તમને કદી છોડવાની જ નથી.' પછી જ્યારે તેઓ બન્ને મળ્યાં ત્યારે એ માણસે કહ્યું કે 'હું ને મારાં માબાપ એવાં નિર્ધન છીએ કે અમારી સાથે તમે રહેવા આવો તો હીણામાં હીણી હાલતમાં રહેવાનું જ તમારે ભાગે આવવાનું છે.' એટલે એણે જવાબ આપ્યો કે 'મારે બીજી કોઈપણ વસ્તુ જોઈતી નથી, અને તમારી સાથે તમે કહો ત્યાં આવવા હું તૈયાર છું.' આથી તેણે યત્ન કરીને એને સાથે આવવાની વાત પડતી મૂકવા સમજાવી અને થોડો વખત રાહ જોવા સૂચવ્યું. એટલે એણે રાહ જોવાની હા પાડી. પણ આવી રીતે બધી વાત ગુપ્ત રાખીને રહેવું, પ્રસંગોપાત્ત પરસ્પર મળતાં રહેવું, અને બાકી કેવળ પત્રવ્યવહારથી સંતોષ માનવો અને એવા મેળાપ ને પત્રવ્યવહાર પણ પાછા પોતાના કુટુંબીઓથી છાના રાખવા એ બધી જાતની ચોરીથી એને દિલમાં ખૂબ બળતરા થઈ અને તેથી પોતાને સાથે લઇ જવાનો એણે ફરીથી આગ્રહ કર્યો. પહેલાં તો, એ સેઈન્ટ પીટર્સબર્ગ પાછી ફરી ત્યારે એ માણસનો પત્ર આવેલો અને તેમાં તેણે આવવાનું વચન આપેલું, પણ પછી તેના તરફથી કાગળપત્ર આવતાં બંધ થઇ ગયા અને તે ક્યાં ગુમ થઇ ગયો તેની માહિતી પણ એને મળી નહિ.

એટલે એણે ફરી પોતાની જૂની ઢબે જીવન ગાળવાનો યત્ન કરી જોયો, પણ એ હવે શક્ય હતું નહિ. પછી એ માંદી પડી અને દાક્તરોના ઉપચારોએ પણ કશો કાર ઢર્યો નહિ. આવી નિરાશાની હાલતમાં એણે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો.

પણ પોતાનું મોત કેવળ કુદરતી જ લાગે એવી રીતે એને આપઘાત કરવો હતો, અને તે કેવી રીતે થઇ શકે? આપઘાત કરવાની એને ખરેખરી ઇચ્છા હતી, અને આપઘાત કરવાનો પોતે અટળ નિશ્ચય કરી બેઠી છે એમ પણ એ ધારતી હતી, તેથી ક્યાંકથી થોડુંક ઝેર પેદા કરી એણે તે એક પ્યાલામાં રેડ્યું અને બીજી જ પળે તે પીવા જતી હતી એટલામાં એને પાંચ વરસનો નાનકડો ભાણેજ તે જ ક્ષણે પોતાની દાદીએ આપેલું રમકડું બતાવવા એની પાસે દોડતો આવી ચડ્યો. એટલે તે બાળકને એણે હેતથી હુલાવ્યો, અને એકાએક થંભી જઇને એ રડી પડી.

પેલો માણસ જો પરણેલો ન હોત તો પોતે પણ આવા બાળકની માતા બનેલ હોત એ વિચાર એના ચિત્તમાં આવ્યો એટલે એ પરવશ બની ગઇ, અને માતૃત્વના આ સ્વપ્નદર્શને એને પહેલી જ વાર પોતાના અંતરમાં ડુબકી મારવાને પ્રેરી, એટલે પછી બીજા પોતાને માટે શું બોલશે તેનો વિચાર કરવાનું પડતું મૂકી પોતાના જ જીવન વિશે એ વિચાર કરવા લાગી. દુનિયા પોતાને માટે શું કહેશે એવો વિચાર કરી આપઘાત કરવો એ સહેલી વાત હતી, પણ જે ક્ષણે એણે દુનિયાથી અલગ પાડીને પોતાના જીવનને જોયું તે જ ક્ષણે એવા જીવનનો અંત આણવાનો વિચાર એને વ્યર્થ અને મૂર્ખાઇભરેલો લાગ્યો. એટલે એણે ઝેર નાખી દીધું અને આપઘાતના વિચાર કરવા મૂકી દીધા.

પછી એનું આંતરજીવન શરૂ થયું. એ ખરેખરું જીવન હતું, અને જોકે એમાં યાતનાઓ તો ભોગવવાની હતી, છતાં એને જો તક મળી હોત તો એમાંથી એ પાછી પાની ન કરત. એણે પછી પ્રાર્થના કરવા માંડી, પણ પ્રાર્થનાથી કશું આશ્વાસન મળ્યું નહિ. અને એને જે દુઃખ થતું હતું તે પણ પોતાને

ખાતર થતું હતું તેથી વિશેષ તો પોતાના પિતાને ખાતર થતું હતું, કેમકે એને જે પીડા થવાની તેનો એને અગાઉથી વિચાર આવ્યો હતો અને તે એ બરાબર સમજતી પણ હતી.

આ રીતે મહીનાઓ વીતવા લાગ્યા, અને પછી એવું કંઈક બન્યું કે એનું આખું જીવન બદલાઈ ગયું. એક દિવસ એ એક ચાદર લઈને ભરતી હતી ત્યારે એણે એક વિચિત્ર પ્રકારની લાગણી એકાએક અનુભવી. એને મનમાં થયું: 'ના ના, એ તો હોય નહિ.' પોતે હાથમાં રાખીને ભરતી હતી તે કપડું એમ ને એમ રાખી એ સ્તબ્ધ બેસી રહી. 'આ શું એ હશે?' એવો એને વિચાર આવ્યો અને એવો વિચાર આવતાં, પેલા માણસની હલકાઈ ને લુચ્ચાઈ, પોતાની માતાની પડપૂછ અને પોતાના પિતાનો ખેદ એ સૌ ભૂલી જઈને એ આછું હસી અને આ વસ્તુને પોતાની કાયા ભેગી પોતે હણી નાખવાની અણી પર હતી એ વાત યાદ આવતાં એને કમકમાં આવ્યાં.

પોતાના બાળકનું પોતે ગર્ભમાં ધારણ પોષણ કરી શકે, અને ભલેને દુઃખી ને દયાપાત્ર માતા બને, છતાં ગમે તેવી તો પણ માતા બની શકે એવે કોઈ ઠેકાણે પહોંચી જવા પર હવે એનું સઘળું ધ્યાન લાગી રહ્યું. અને હળે બળે એણે એ વાતની સઘળી યોજના વિચારી પાર પણ ઉતારી. ઘર છોડીને એ એક દૂરના પ્રાન્તશહેરમાં વસી. આંહીં એને કોઈ ઓળખે કે મળે એમ ન હોતું, અને પોતાનાં સગાંવહાલાંથી ખૂબ દૂર પોતે રહી શકશે એમ એણે ધારેલું. પણ દુર્ભાગ્યે એના કાકાની નિમણૂક આ શહેરમાં થઈ. પણ આવી જાતનો કંઈ એને પહેલેથી ખ્યાલ આવી શકે જ નહિ. મેરિયા ઇવાનોવ્ના નામની એક સુયાણીને ત્યાં એ ચાર મહીનાથી રહેતી હતી. અને પોતાના કાકા એ શહેરમાં નિમાયા છે એ વાત સાંભળતાં હજી આથી પણ કોઈ દૂરના ગુપ્ત સ્થાનમાં નાસી જવાની એ પેરવી કરી રહી હતી.

## ૩

આ જે દિવસે સવારે માઇકલ ઈવાનોવિચ વહેલો ઊઠયો. પોતાના ભાઇના અભ્યાસખંડમાં જઈ તેના હાથમાં એક ચેક એણે આપ્યો. ચેકમાં જે રકમનો આંકડો ભર્યો હતો તેમાંથી મહીને મહીને પોતાની પુત્રીને પૈસા આપવાનું એણે તેને કહ્યું. પછી સેઇન્ટ પીટર્સબર્ગ જવાની એકસ્પ્રેસ ક્યારે ઊપડે છે એમ એણે પૂછયું. એકસ્પ્રેસ સાંજના સાતે ઊપડતી હતી, એટલે નીકળતાં પહેલાં વહેલાં વાળુ કરી લેવાનો એને પૂરતો વખત રહેતો હતો. પછી પોતાના ભાઇની વહુ સાથે બેસી એણે નાસ્તો લીધો. નાસ્તા વખતે એના ભાઇની વહુએ પેલી બાબત એક હરફ સરખો ઉચ્ચાર્યો નહિ, કેમકે એને એ બાબત અતિશય પીડા આપી રહી હતી, પણ પીતાં પીતાં ફક્ત એની સામે તે જોઇ રહી. નાસ્તો લીધા પછી રોજ સવારે ફરવા જવાનો એનો નિયમ હતો તે પ્રમાણે એ ફરવા નીકળ્યો.

એટલે એલેકઝાન્ડ્રા ડિમટ્રીવ્ના મધ્યખંડ સુધી એની પાછળ પાછળ આવી.

'માઇકલ, સાર્વજનિક બાગમાં જજો, ત્યાં બહુ મજા પડે એવું છે, અને વળી 'એવરીથીંગ' ની સાવ પાસે જ છે,' એના ગમગીન ચહેરા પર કરુણાભરી દષ્ટિ નાખી તેણે કહ્યું.

માઇકલ ઇવાનોવિચ એની સલાહ માની 'એવરીથીંગ'ની તદ્દન પાસે જ આવેલા સાર્વજનિક બાગમાં ગયો અને ખિજવાટ ભર્યે હૈયે સ્ત્રીજાતિની બેવકૂફી, હઠીલાઇ, અને નઠોરતા વિશે વિચાર કરવા લાગ્યો.

'એ બાઇને મારે માટે લગારે દુઃખની લાગણી નથી,' પોતાના ભાઈની વહુ વિશે એને વિચાર આવ્યો. 'મારા દુઃખની લાગણી એ સમજી પણ શકતી નથી. ને પેલીની તો વાત જ

શી કરવી ?' પોતાની દીકરી વિશે એને વિચાર આવ્યો. 'આ બધું મને કેવું વસમું લાગે છે–એમાં મારે કેટલી યાતના ભોગવવી પડે છે–તે એ જાણે જ છે. ઘરડે ઘડપણ આ કેવો સખત ઘા કર્યો ! આ ઘાથી મારી આવરદા ઓછી થઈ જવાની ! પણ આ રોજની હોળીમાં સળગવા કરતાં જિન્દગી ખતમ થઇ જાય એ જ સારું. અને આ બધું એક નકામી ઉડાઉ છોકરીની સુંદર આંખોની ખાતર, હેં !' એમ બોલી એણે નિસાસો નાખ્યો. અને શહેરનાં સઘળાં માણસો જ્યારે આ વાત જાણશે (દરેક જણને એ વાતની બેશક ક્યારની જાણ થઇ ગઈ હતી) ત્યારે એ બધાં શું કહેશે એનો વિચાર આવતાં એના અંતરમાં ધિક્કાર અને રોષની લાગણી ઊછળી આવી અને એના શરીર–માં નખથી શિખ સુધી એવી ઝાળ વ્યાપી ગઇ કે છોકરીને એના કરેલા કાર્યનો બરબર ખ્યાલ આપવા એનું માથું પછાડવાનું એને મન થઈ ગયું. એને થયું કે આ બૈરીની જાતને કશો ખ્યાલ જ હોતો નથી. આવા વિચાર કરતો કરતો ફરતો હતો એવામાં 'એવરીથીંગ' ની સાવ પાસે જ છે' એ શબ્દો એને એકાએક યાદ આવ્યા, એટલે ગજવામાંથી નોંધપોથી બહાર કાઢી એણે પોતાની દીકરીનું સરનામું શોધી કાઢ્યું. એનું સરનામું, વેરા ઇવાનોવ્ના સિલ્વેસ્ટ્રોવા, કુકોન્સ્કાયા સ્ટ્રીટ, ઓબોડ્ના મકાનમાં એ પ્રમાણે હતું. એની દીકરીએ આ નામ ધારણ કર્યું હતું. બાગમાંથી બહાર આવી એણે એક ગાડી મંગાવી.

'જી, આપને કોને મળવું છે ?' ઊંચી, ખીચોખીચ પગથિયાંવાળી સીડી પાસેની સાંકડી ગલી પર એણે પગ મૂક્યો એટલે સુવાણી મેરિયા ઇવાનોવ્નાએ પૂછ્યું.

'શ્રીમતી સિલ્વેસ્ટ્રોવા આંહીં રહે છે ?'

'કોણ, વેરા ઇવાનોવ્ના ? હા, અંદર પધારોને, એ બહાર ગઇ છે. આંહીં ખૂણા પર જ દુકાન છે ત્યાં ગઇ છે. એટલે આ ઘડીએ પાછી આવશે.'

એ મજબૂત બાંધાની મેરિયા ઈવાનોવ્નાની પાછળ પાછળ ચાલતાં માઇકેલ ઇવાનોવિચ એક નાનકડા બેઠકખંડમાં આવ્યો. એની પડખેની ઓરડીમાંથી બચ્ચું ચીસેચીસ નાખતું હતું એનો અવાજ આવતો હતો. એ અવાજ સાંભળીને એને અનહદ ઘૃણા ઊપજી. આ ચીસો છરીની જેમ એનું કાળજું કાપી રહી હતી.

માફી માગીને મેરિયા ઈવાનોવ્ના એ ઓરડીમાં ગઇ. એ બાળકને તે શાન્ત પાડતી હતી તેનો અવાજ એને સંભળાતો હતો. છોકરું રોતું રહી ગયું એટલે તે પાછી આવી.

'એ તેનું બાળક છે. હમણાં જ તે આવી પહોંચશે. આપ તેના કાંઇ સંબંધી થાઓ છો, ખરું ને ?'

'હા–સંબંધી થાઉં છું–પણ મને લાગે છે મોડેથી ફરી વાર આવું તો ઠીક,' જવાની તૈયારી કરી માઇકેલ ઇવાનોવિચ બોલ્યો.

પોતાની પુત્રીને મળવા તત્પર થવું એમાં એને અસહ્ય વેદના થતી હતી, અને બીજું કોઈ બહાનું આંહીં ચાલે એવું લાગતું નહોતું.

જવાને માટે ઊભો થઇ એ દ્વાર ભણી વળતો હતો એ જ પળે એણે સીડી પર કોઇના ઝપાટાબંધ આવવાનો ધીરો અવાજ સાંભળ્યો, અને લિઝાનો સાદ આવ્યો તે એણે તરત ઓળખી કાઢ્યો.

'મેરિયા ઇવાનોવ્ના–હું ગઇ'તી ત્યારે એ રોતો'તો ? હું તો-'

એટલામાં તેણે પોતાના પિતાને જોયા. તેના હાથમાં પડીકું હતું તે એકદમ પડી ગયું.

'ઓહો ! બાપા !' તે બોલી ઊઠી, અને ધ્રૂજતી ધ્રૂજતી ધોળી પૂણી જેવી થઇ દ્વારમાર્ગમાં અટકીને ઊભી.

એ પણ તેને એકીટશે જોતો નિશ્ચેષ્ટ ઊભો રહ્યો. છોકરી છેક જ દૂબળી થઈ ગઇ હતી. તેની આંખો પહેલાં કરતાં મોટી

લાગતી હતી, નાક તીણું લાગતું હતું, અને હાથ હાડકાં દેખાય એવા પાતળા પડી ગયા હતા. શું કરવું કે શું કહેવું એ કશું એને સૂઝયું નહિ. પોતાની ગેરઆબરૂ થઇ એ વિચારે એને જે દુઃખ થતું હતું તે સઘળું એ ભૂલી ગયો. એને બીજો કશો વિચાર ન આવ્યો, પણ તેને માટે લાગણી–અતિશય લાગણી–થઇ આવી. એને આટલી બધી દૂબળી થઇ ગએલ દેખી એથી તથા કંગાળ જાડાં કપડાં પહેરેલી દેખી એથી, અને સૌથી વધુ તો તેનો દયામણો ચહેરો અને આજીજીભરી આંખો દેખી એને અત્યન્ત લાગણી થઇ આવી.

'બાપા, માફ કરો,' એના તરફ આવવા માંડી તે બોલી.

'માફ ?– માફ તો તું મને કર.' ગળગળા અવાજે એ ધીમેથી બોલ્યો, અને તેના ચહેરા તથા હાથ પર બચી ભરી અને આંસુની ધારથી તેને ભીંજવી નાના બાળકની પેઠે એ હીબકે હીબકાં ભરવા લાગ્યો.

પુત્રી પર દયા આણી એટલે એ પોતાનું યથાર્થ સ્વરૂપ પિછાની શક્યો. અને જ્યારે એ પોતાનું યથાર્થ સ્વરૂપ પિછાની શક્યો ત્યારે, અભિમાન, નઠોરતા, અને ગુસ્સામાં પોતે પોતાની પુત્રીને કેટલો બધો અન્યાય કરી બેઠો હતો અને પોતે તેના કેટલા બધા વાંકમાં આવ્યો હતો એનો એને ખરો ખ્યાલ આવ્યો. પછી દીકરી એને પોતાની નાનકડી ઓરડીમાં લઈ ગઈ, અને પોતે કેવું જીવન ગુજારતી હતી તેની વાત કરી. પણ તેણે એને પોતાનું બાળક બતાવ્યું નહિ, તેમ ભૂતકાળના પ્રસંગોનો ઉલ્લેખ સરખો કર્યો નહિ; કારણ કે તેથી એને અતિશય દુઃખ થશે તે એ જાણતી હતી.

પછી એણે કહ્યું કે આવું જીવન ન ગુજારતાં કંઇક જુદી જાતનું જીવન ગાળવું જોઇએ.

'હા, જો ક્યાંક ગામડામાં રહેવાનું થાય ને તો એમ થઇ શકે' તેણે કહ્યું.

'આપણે એ બધી બાબત વાતચીત કરીને વિચારી જોઈશું.' એ બોલ્યો. એટલામાં એકાએક પેલું બચ્ચું રડવા ને ચીસો પાડવા લાગ્યું. એ સાંભળી મોટી આંખો કરીને તે પોતાના બાપના ચહેરા સામે ટગર ટગર જોઈ રહી અને શું કરવું તેના સંકલ્પવિકલ્પ કરતી ચિત્રવત્ ઊભી રહી.

'ઠીક, એને ધવડાવ' માઇકેલ ઇવાનોવિચે કહ્યું, અને સ્વાસ્થ્ય જાળવવાનો સ્પષ્ટ યત્ન કરી એણે ભવાં ચડાવ્યાં.

તે ઊભી થઇ, ને એકાએક તેના મગજમાં ગાંડો આવેશ-ભર્યો વિચાર આવ્યો કે પોતાના જે પિતાને પોતે ખરા જીગરથી ચાહતી હતી એને પોતે હવે જેને આખા જગતમાં સૌથી વધારે ચાહી રહી હતી તે પદાર્થ બતાવવો. પણ પહેલાં તેણે પોતાના બાપના મોં સામું જોયું. તેને મનમાં પ્રશ્ન થયો કે એથી પોતાના પિતા ગુસ્સે તો નહિ થાય ને? પણ એના ચહેરામાં ગુસ્સાની નિશાની સરખી નહોતી, ફક્ત યાતનાનાં ચિહ્નો એનાં જોવામાં આવતાં હતાં.

'મેં કહ્યું ને બહેન? જા, જા,' એ બોલ્યો. 'ભગવાન તારું કલ્યાણ કરે! હું, કાલે હું પાછો આવીશ. એ વખતે શું કરવું એનો આપણે નિર્ણય કરીશું. આવજે, બેટા; હો,' ફરી એ ગળગળો થઇ ગયો અને એનો કંઠ રૂંધાવા લાગ્યો.

માઇકેલ ઈવાનોવિચ પોતાના ભાઇને ત્યાં પહોંચ્યો કે તરત અલેક્ઝાન્ડ્રા ડિમિટ્રીવ્ના દોડતી એની પાસે આવી.

'કાં?'

'કેમ કાં? કાંઈ નહિ.'

'મળ્યા?' એના ચહેરા ઉપરથી કંઇક બન્યું છે એવું અનુમાન કરી તેણે પૂછ્યું.

'હા,' ટૂંકો જવાબ આપી એ રડવા લાગ્યો. 'ઘરડો થતો જાઉં છું એમ એમ બેવકૂફ બનતો જાઉં છું,' લાગણી પર અંકુશ રાખી એ બોલ્યો.

'ના, તમે તો શાણા થતા જાઓ છો—ખૂબ શાણા.'

મધુસૂદન ચિમનલાલ મોદી

# જૂના ગૂજરાતી દુહા—એક ચર્ચા[1]

૧

મેં 'બુદ્ધિપ્રકાશ'માં સંપાદિત કરેલા દુહા ઉપર ભાઈ ડોલરરાય માંકડે 'માનસી'માં ચર્ચા કરી હતી. જૂના ગૂજરાતી દુહાઓ ઉપર, સારી યા નરસી, ખરી યા ખોટી, કોઇ પણ પ્રકારની ટીકા થાય તેમાં તેના સંપાદકને તો આનંદ થાય; દુભાવાનું હોય જ નહિ. પરંતુ આવી ચર્ચાઓમાં અણુઘટતો અભિનિવેશ રાખવાથી સત્યને હાનિ થાય છે. ગવેષકવૃત્તિ દુરાગ્રહથી દૂષિત બને છે. अपथे पदमर्पयन्ति हि श्रुतवन्तोऽपि रजोनिमीलिताः ॥—એ શબ્દો કાલિદાસે તો દશરથને માટે યોજ્યા હતા, છતાં પ્રસ્તુત સ્થાને વિવેચકવર્ગ માટે એ યોજવું તો તે અસ્થાને તો નથી જ.

જૂની ગુજરાતીના અભ્યાસ પ્રત્યે ગણ્યાગાંઠ્યા ગૂજરાતી વિદ્વાન બાદ કરતાં અન્ય કોઇ ખાસ મમત્વ સેવતા નથી. આવી

૧. મૂળ દુહાનું પ્રકાશન 'બુદ્ધિપ્રકાશ'–પુ. ૮૦. અં. ૧–૨;

તેના ઉપર શ્રી. ડોલરરાય માંકડનું ચર્ચાપત્ર માનસી પુ. ૨, મા. ૧ પાન ૧૮૪–૧૯૪.

બીજું ચર્ચાપત્ર શ્રી. માંકડના ચર્ચાપત્ર ઉપર શ્રી. હરિનારાયણ આચાર્યનું; માનસી વર્ષ. ૨. અંપાંક ૧. પાન. ૧૩૨–૧૩૪.

ત્રીજું ચર્ચાપત્ર શ્રી. માંકડના ચર્ચાપત્ર અને જૂ. ગુ. દુ. ને અનુલક્ષી શ્રી. રામલાલ મોદીનું; માનસી વર્ષ. ૨. અં. ૧. પાન. ૧૩૫–૧૩૮.

પરિસ્થિતિમાં કોઇ અભ્યાસક જૂની ગૂજરાતીનું સંપાદન વાંચી ટીકા કરવા પ્રેરાય તેમાં તો સંપાદકે એક રીતે આનંદ માનવો ઘટે; કારણ જે આ ઉજ્જડ માર્ગમાં તેને તો વળી ક્યારે સાથી મળવાનો હતો ? વળી ચર્ચાથી તત્ત્વબોધ થાય. આથી મારી દૃષ્ટિએ તો કોઇ આવાં ઓછા વાચક મેળવનારાં સંપાદનો ઉપર કડવામાં કડવી ટીકા કરે તો ય એટલો તો સંતોષ ખરેખર થાય જ કે આ મરુભૂમિ સમા ક્ષેત્રમાં હરિયાળું સ્થાન એકાદું મળી આવે છે.

ભાઇ ડોલરરાયે કેટલાક મુદાઓ ઉઠાવ્યા છે, તેની વિગતવાર નોંધ નીચે પ્રમાણે છે.

૧) પ્રસ્તુત દુહાઓની ભાષા 'જૂની ગૂજરાતી' અથવા તો ડૉ. ટેસીટરી જેને Old Western Rajasthani કહે છે તે છે એમ મેં મારા દુહાઓના પુરોવચનમાં , સ્પષ્ટ કર્યું છે. ભાઇ ડોલરરાય આ વિધાનને નકારે છે અને એમ પુરવાર કરવા યત્ન કરે છે આ દુહાની ભાષા કચ્છી—હાલારી છે.

૨) કેટલેક સ્થળે મેં આપેલા અર્થ શંકાસ્પદ છે; અને તે પ્રમાદો ક્યાં ક્યાં છે તે બતાવવા તેમણે અત્યંત સૂક્ષ્મતાથી યત્ન કર્યો છે.

૩) કેટલેક સ્થળે મૂળ હાથપ્રતથી જુદા પડી સુધારો કર્યો છે; અને તે સ્થાન બતાવી તેમણે તે સુધારાની યથાર્થતાને દૂષિત કરી છે.

૪) ધ્વન્યાલોક( આચાર્ય આનંદવર્ધનવિરચિત )માં આવતો દુહો—જેને મેં તો દુહા તરીકે નોંધ્યો છે અને હજુ પણ દુહા તરીકે માનું છું—શ્રી. ડોલરરાયના અભિપ્રાયે દુહો હોઇ શકે જ નહિ અને તે આર્યા જ હોવી જોઇએ એમ તેઓ ખાસ આગ્રહપૂર્વક માની મને છેવટના ભાગમાં સંશોધનપદ્ધતિનું પરમ સત્ય શીખવવા યત્ન કરે છે.

૫) હરિણુસ્થળ નામે ગામડા આગળથી પસાર થતાં રાજકુંવર–રાજકુંવરીની વાતને લગતા દુહાની સંગતિ દૂષિત છે એમ બતાવી તેઓ પોતાની કલ્પનાથી બીજી સંગતિ બતાવવા યત્ન કરે છે; તદુપરાંત મારા અર્થોમાં વ્યાકરણદોષ બતાવવા યત્ન કરે છે.

ઉપર ગણાવેલા મુદ્દાઓમાં મુદ્દા નં. ૧ ના ઉપર શ્રી. રામલાલ મોદીએ સામાન્ય ચર્ચા કરી, ભાઇ ડોલરરાયની માન્યતાની અયથાર્થતા બતાવી છે; પરંતુ શ્રી. રામલાલ મોદીની ચર્ચા પ્રધાનપણે મુદ્દા. ૫ ઉપર છે જેમાં 'હરિણુસ્થલ' અને 'પાટણ' વચ્ચેનો સંબંધ બતાવવા તે યત્ન કરે છે. બાકી મુદ્દા. ૨ અને ૩ સંબંધે તેમણે ખાસ ઊહાપોહ કર્યો નથી; અને મુદ્દા ૪ ને સ્પર્શ્યા પણ નથી. શ્રી હરિનારાયણ આચાર્યે 'કરીર' શબ્દ ઉપર વિવેચન કર્યું છે; અને શ્રી. ડોલરરાયને અને મને તે શબ્દસંબંધી અર્થદૂષણ બતાવ્યું છે.

મૂળે ય મને ચર્ચાઓમાં ઉતરવાનો શોખ નથી; અને કદાચ બીજાઓએ કરેલી ચર્ચાઓથી સંતોષ પકડત; કદાચ ભાઇ ડોલરરાયની સાથે જો વધારે શાન્તિથી વાતચીત કરવાનો મોખો મળ્યો હોત તો ચર્ચાને છાપે ચડાવવાના મોહમાં પણ ન પડત. પરંતુ દુર્ભાગ્ય કે થયેલી ચર્ચાઓ એકાદ બે મુદ્દાઓને અનુલક્ષી થએલી છે, સર્વાંગીણ નથી; અને માનસી. વર્ષ. ૨. અંક. ૧. પા. ૧૩૫ ઉપર ' આ બંને અસંગતિઓ દૂર થયા પછી પણ મારી મૂળ દલીલમાં કશો જ ફરક પડશે નહીં એના તરફ આ ચર્ચામાં રસ લેનારનું ધ્યાન ખેંચુ છું." એ શબ્દોથી વ્યક્ત થતા રા. ડોલરરાયના મિથ્યા અભિનિવેશની ઘનતા પીગળી હોય એમ લાગતું નથી. આ જ કારણે મારે ચર્ચામાં ઊતરવું પડે છે. એમાં ભાઇ ડોલરરાયને દુભાવવાનો બીલકુલ મારો ઇરાદો નથી.

૨

ઉપર ગણાવેલા મુદ્દાઓમાં પ્રથમ મુદ્દો જ મારે મન મહત્ત્વનો છે; વિધિરૂપ છે. બીજા મુદ્દાઓ મારે અભિપ્રાયે અનુવાદાત્મક ( Obiter Dicta ) છે. બીજા મુદ્દાઓના જવાબ મારે આપવાના તો છે જ; છતાં ય પહેલો મુદ્દો જો હું યથાતથ પૂરવાર કરી શકું તો મારા દિલનો મનોરથ મેં પૂરો કર્યો એમ હું માનું. મારું તો મારી સમક્ષ પડેલાં પ્રમાણોને આધારે હજુ પણ એમ માનવું છે કે મેં સંપાદિત કરેલા દુહાઓ જૂની ગુજરાતીના છે. જૂની ગુજરાતીની દેશ-સીમા ઉત્તરમાં પદ્મનાભના કવિત્વે મંડિત 'જાલહુર'થી દક્ષિણમાં જ્યાં પારસીઓના ધર્મગ્રંથ-'યજિસ્ની' અને 'અર્દાવીરા'નાં જૂની ગુજરાતીમાં ભાષાંતર થયાં તે સંજાણ, નવસારી સુધી; પૂર્વમાં ખાનદેશ, નાંદોદ, દાહોદ અને ઇડરથી તે પશ્ચિમમાં દ્વારકા, જૂનાગઢ, સોમનાથ અને કચ્છની સરહદ સુધી. આ સિદ્ધ કરવાને લેખિત પુરાવાઓ મોજુદ છે. સ્થાનભેદે કરી, ઉચ્ચારભેદ કે શબ્દસમૂહની કોઈક વિશિષ્ટતાઓ હોય; પણ તે વિશિષ્ટતાઓ એટલી મહત્ત્વની નથી જેથી પ્રચલિત લેખારૂઢ ભાષામાં ખાસ એવો તો ફેર પડી જાય કે જેથી તેનું તદ્દન જુદું જ વર્ગીકરણ ઊભું કરવાની આવશ્યકતા ઊભી થાય. ભાષા ( Language ) અને બોલીઓ Dialects વચ્ચેનું અંતર સમજવાની ખાસ આવશ્યકતા છે. વિસ્તૃત પ્રદેશમાં સમજાવા, વંચાવા, આનંદ અને ઉપદેશ દેવા લખાએલી અને બોલાએલી વાણી તે ભાષા જ હોય. આ દુહાઓની વાણી તે ભાષા જ છે. હું તો એટલે સુધી પણ કહેવા હીંમત ધરાવું છું કે જૂ. ગૂ. દુ.ની ભાષા અને તેના વિશિષ્ટ અંશો ઉત્તર ગૂજરાત અને રાજસ્થાનમાં પણ વ્યાપક હતા.

ભાઇ ડોલરરાયે માનસી પુ. ૨. ભા. ૧. પાન ૧૯૨-૧૯૪ માં ગણાવ્યા છે તે મુદ્દાઓનો નિરાસ તેમના ક્રમે જ હું નીચે આપીશ :

(૧) 'લુડવું' શબ્દ કચ્છ અને હાલારમાં 'નાખવા'ના અર્થમાં વપરાય છે; અને આ દુહાઓમાં તે જ અર્થમાં પ્રસ્તુત શબ્દ અભિપ્રેત હોય એમ ભાઇ ડોલરરાયનું માનવું છે. અને ભાઇ ડોલરરાયને આ અર્વાચીન શબ્દાર્થને પ્રાચીન શબ્દાર્થ સાથે યોજવા દ્રાવિડી પ્રાણાયામ જેવો વચમાં લક્ષણાર્થ સ્થાપી અર્થસંગતિ સાધવી પડે છે.

ભાઇ ડોલરરાયની આખી ચર્ચામાં અર્વાચીનતત્ત્વના આધારે પ્રાચીનતત્ત્વની સિદ્ધિ કરવાનું અશાસ્ત્રીય વલણ દેખા દે છે. ખરી રીતે તો તત્કાલીન સાહિત્યના સમાન્તર પ્રમાણો (Cross-references)થી અર્થનિશ્ચય થવો જોઇએ. 'લોડવું'નો અર્થ તેમણે આપ્યો છે તે અર્વાચીન અર્થ છે. મેં 'ખાંપ લોડાવવી' એ પ્રયોગ કાઠિયાવાડી પ્રયોગ તરીકે સાંભળ્યો છે.

પ્રાચીન ગૂજરાતીના સાહિત્યમાં ત્રણ સ્થળે લોડઇનો પ્રયોગ મારા જાણવામાં છે:

अहङ्ग गाह अङ्ग गाहि गालि थाल किज्जइ
पिद्धोहि जोइ तेह नेहि मेच्छ लोडि लिज्जइ ।

(પ્રા. ગુ. રણમલ્લછંદ. કડી ૪૧.)

मुखकमलि मुख मचकोडइ जळघज अङ्ग
पानि सुवर्ण घरोडइ, जोडइ नितु नवरङ्ग ॥

(પ્રા. ગુ. વસન્તવિલાસ. કડી ૭૧.)

जिम जिम लसकर जोह रोस लोडइ शासन लखित
हिंदयइ चडसइ चडइ तिम तिम समरि फुर्कित ॥

(પ્રા. ગુ. રણમલ્લછંદ. કડી ૪૮.)

પરંતુ ઉપર નોંધેલાં ત્રણે ય સ્થળમાં 'લોડઇ'નો અર્થ સંદિગ્ધ જ છે. જૂ. ગૂ. દુ.માં દુ.૧. અને દુ. ૩. માં લોડઉં શબ્દનો પ્રયોગ આવે છે. જૂ. ગૂ. દુ. નો દુ. ૨. નીચે પ્રમાણે છે:

सखी ए ते सजन आवीआ जिस-की जोडउं वट्ट
थांभा वोलइ घर हसइ खेलण लागी खट्ट ॥

આનો આ જ દુહો અર્વાક્તન સ્વરૂપમાં ઢો. મા. દુ. ૫૪૧ માં છે:

सोई सज्जण आविया जाँह-की जोउँ वाट
थांभा नाचइ घर हसइ खेलण लागी खाट ॥

ઉપરના બે દુહાની સરખામણી કરતાં जिस-की जोडउं वट्ट=जाँह-की जोउँ वाट એમ સમીકરણ સમજતાં जोडउं=जोउँ એ અર્થ નીતરે છે; અને આ પ્રમાણે સિદ્ધ થતાં અર્થને 'વાટ જોવી' એ રૂઢ શબ્દયોજનાનો ટેકો છે. આથી મારી અર્થયોજનાને પ્રામાણિક ટેકો છે.

જૂ. ગૂ. દુ. માં દુ. ૧૫ માં.

श्राछी लोडी ओढणी उन्हालइ लू वाय ।

આ સ્થાને 'लोडी '-' ફરફરે છે' એમ ભાઈ ડોલરરાયનું કહેવું છે. મારા અભિપ્રાયે 'लोडी-લપેટી; ઓઢી' એમ અર્થ છે. लोडीનો ભાઈ ડોલરરાયના કહેવા પ્રમાણે અર્થ કર્યાથી ત્રણ અનિષ્ટાપત્તિ આવશે : ૧ ) लोडी-કર્મણિભૂતકૃદંત અથવા અવ્યયભૂતકૃદંતનું રૂપ શુદ્ધ વ્યાકરણની દૃષ્ટિથી હોઈ શકે; ભાઈ ડોલરરાયને હિસાબે તે વર્તમાનકાળનું રૂપ છે અને वाय-એ વર્તમાનકાળનું રૂપ હોઈ એમના અર્થસૂચન પ્રમાણે વર્તમાનકાળ વિના બીજારૂપ તરીકે તેને લઈ પણ શકાય નહિ. હવે વર્તમાનકાળનું રૂપ તે હોય તો लोडि કે लोडइ એ જ જોડણી હોવી જોઈએ; અને એમ જ હોય એ મારો હાયપ્રતો વાંચવાનો અનુભવ છે. ૨) लोडी-એ પ્રેરક રૂપનો ધાતુ છે છતાં ય તેને શ્રી. માંકડને હિસાબે સાદા રૂપમાં લેવો પડે છે. ૩) श्राछी નો અર્થ ક્રિયાવિશેષણ તરીકે 'થોડી થોડી' એમ 'ફરફરે છે' સાથે મેળ લાવવા અર્થ કરવો પડે છે. श्राछी-'ઝીણી સુંદર' એ એકલો જ અર્થ જૂની ગૂજરાતીના સાહિત્યમાં છે. દા. ત. अतिश्राछउ सकमाल चीर पहिरणी

पहिरेइ [ प्रा. गू. का. પાન ૩૮. કડી. ૧૦ ] અર્વાચીન ગૂજરાતીમાં ' આછી ' અને 'ઓછી' વચ્ચે સંભ્રમ ઉત્પન્ન થએલો છે. ભાઈ ડોલરરાયે આપેલો ' થોડી થોડી ' અર્થ અર્વાચીન પ્રયોગથી પ્રાચીન અર્થ સાધવાના અયોગ્ય વલણથી જ ઉદ્ભવ્યો છે.

મેં આપેલા અર્થથી વ્યાકરણ કે અર્થની અસંગતિ ઊભી થતી નથી અને બ્હીતાં બ્હીતાં કહું તો લુપ્ અને लिप् ધાતુના સંભ્રમથી ઊભા થએલા ધાતુનું પ્રેરક રૂપ આ બીજા સ્થળે હોય એવો સંભવ મને તો લાગે છે. આ ધાતુનો અર્થ વિવાદાતીત તો નથી જ; પરંતુ ભાઈ ડોલરરાયના સૂચનથી આ ધાતુના અર્થ ઉપર કાંઈ પણ પ્રકાશ પડતો હોય એમ મને તો લાગતું નથી.

વળી ' વસંતવિલાસ ' અને ' રણમલ્લ છંદ ' માં આ ધાતુનો પ્રયોગ છે એટલે અર્વાચીન કાઠિયાવાડી-હાલારી કરતાં ઉત્તર ગૂજરાતનો પણ આ શબ્દ કેમ ન હોય? વળી જૂ. ગૂ. દુ. ના પ્રસ્તુત દુહામાં લોડ્ડંની સાથે जस-की અને जिस-की એ ચોખ્ખા ચટ રાજસ્થાની રૂપને પણ શા માટે તેમણે લક્ષમાં ન લીધું ? એ રૂપો તો કચ્છી-હાલારી નથી ને ?

[ ૨ ] ' द ' નો ' ड ' કરવાની વિશિષ્ટતા એકલી કચ્છી-હાલારીની નથી. અપભ્રંશમાં આ વિશિષ્ટતા છે. [ જુઓ अ. पा. ના ઉપોદ્ઘાતનું અપભ્રંશવ્યાકરણ § ૩૦] એ જ પ્રમાણે ગૂજરાતીમાં ' ડસવું 'સં. दशति; ' ડાહ્યો '–સં. दक्षिक.* ઇ. [ જુઓ. N.B. Divatia G. L. L. Part I. p. 454 ] सि. हे. ૮. ૧. ૨૧૭–૨૧૮. दशन–दष्ट–दग्ध–दोला–दण्ड–दर–दाह–दर्भ–कदन–दोहदे दो वा ड: ॥२१७॥ दंश–दहोः ॥ ૨૧૮ ॥ પ્રો. પીશલે પણ તેમના પ્રાકૃત વ્યાકરણમાં આ નિયમની ચર્ચા કરી છે ( Pischel § 222 ) તે ઉપરાંત જૂની ગૂજરાતીમાંથી દષ્ટાંત જોઈએ તો નીચે પ્રમાણે છેઃ

જેહનાં ન નમ્યાં કહિનઇ ડીલ ઉલગ કરઇ ભલા તે ભીમ.
( વિ. પ્ર. પાન. ૨૧૫. કડી ૨૨. )

દંતૂસલ યમ ડાઢા યશી સરલી સૂંઢિ ધાઈ ધસી.
( વિ. પ્ર. પા. ૨૨૧.કડી ૪૫.)

આ ઉપરાંત 'બીજાં' અનેક દૃષ્ટાંત ટાંકી શકાય એમ છે. વિમલપ્રબંધ પાટણમાં રચાએલો છે. એટલે 'દ' નો 'ડ' એકલી કચ્છી-હાલારીની વિશિષ્ટતા નથી. આ પ્રમાણે ભાષામાં સ્થિતિ હોવાથી 'ડીય' [ દુ.૪. ] અને ડિઇ( દુ. ૭૧. )માં કાંઈ પ્રાયોગિક વિશિષ્ટતા નથી કે જેથી તેના ઉપર સિદ્ધાન્તમંડન થાય.

[૩] 'ઇ' 'ઉ' નો 'અ' કરવાની વૃત્તિ તળ ગૂજરાત કરતાં પણ કચ્છ—કાઠિયાવાડમાં વધુ છે, એવી એક દલીલ ભાઈ ડોલરરાય રજૂ કરે, પરંતુ આ વિશિષ્ટતા તો આખા ગૂજરાતની બોલીઓમાં પ્રચલિત છે. માટે શ્રી.નરસિંહરાવે ટાંકેલો એક શ્લોક અત્રે ટાંકવો અપ્રસ્તુત નહિ ગણાય:

तुलसी तलसी जातो मुकुन्दोऽपि मकन्दकः
गुर्जराणां मुखं भ्रष्टं शिवोऽपि शवतां गतः ॥
(G. L L. Part I p.45. )

આ પ્રમાણે उ અને इ ના अ થવાનાં દૃષ્ટાન્તો ઠેઠ અપભ્રંશ અને પ્રાકૃતમાં જોવામાં આવે છે. પરંતુ તે ઘણાં ઓછાં (જુઓ प्र. पा. વ્યાકરણ વિભાગ § ૨૦ उ=अ; सि. हे. ૮. ૧. ૮૮. ] પરંતુ જૂની ગૂજરાતીમાં સ્વરભારનું સત્ત્વ વધતાં અને વધારે રૂઢ થતાં બોલીઓમાં इ અને उ નો अ માં ફેરફાર થવા લાગ્યો. इ કે उ ઉપર પ્રધાન ( Primary ) કે ગૌણ (Secondary) સ્વરભાર સીધેસીધો આવે તો इ અને उ નો अ થાય છે; તેમજ શબ્દાન્તર્ગત इ અથવા उ સ્વરભારપૂર્વે ( Pre-accentual ) કે સ્વરભાર પશ્ચાત્ ( Post-accentual ) હોય તો इ અને उ નો अ થાય છે. [ જુઓ J. R. A. S. April 1916 'Indo-Aryan Accent in Marathi, J.R.A.S. July 1921; Gujarati phonology બન્ને ય પ્રો. ટર્નરના લેખો]

'દખ'=સં. દુઃખ; 'લખવું'=સં. लिखति, 'વરુલું'=સં. विरूप; ભક્ષા-: સં.-भिक्षा ઇત્યાદિ આ જ વિશિષ્ટતાનાં ઉદાહરણો છે. સમુદાય જેવો શબ્દ 'સમદા' બની જાય છે, [ જુઓ કા. પ્ર. ૪. ૩૩; મૃગાંકલેખારાસ. કડી ૪૯ ] એ સ્વરભારનું દૃષ્ટાંત ખ્યાલમાં લેવા જેવું છે. આ સ્વરભારનો વિષય મહત્ત્વનો છતાં અહિં આટલે જ અટકવું પ્રસ્તુત છે. બાકી 'દખ' 'કભારજા' 'વદેસ' અને 'ભક્ષા' ચરોતરમાં હજુ પણ વપરાય છે. 'વદેસ' નો પ્રયોગ તો ઢો. મા. દુ. ૧૭૮ માં છે.

બહુ ધંધાળૂ આવ ધરિ કાસં કરઇ વદેસ
સંપત સઘળી સંપજે આ દિન કદી લહેસ.

એટલે આ પ્રકારની વિશિષ્ટતા કચ્છી-હાલારીની છે એ અભિનિવેશ છેક અઘટિત છે.

[ ૪ ] 'સુકણુ' ( જૂ. સ. દૂ. ૬, ) 'ઊડણુ' (જૂ. ગૂ. દુ. ૩૬. ) વગેરે હેત્વર્થ કૃદંતો પણ કચ્છીને વધુ મળતાં છે. આ દલીલ પણ ભ્રામક છે. અપભ્રંશમાં આ પ્રકારનો પ્રયોગ રૂઢ છે. सि हे. ૮. ૪. ૪૪૧. तुम एवमणाणहमणहिं च આ સૂત્રમાં तुम्=अण પણ જણાવવામાં આવેલું છે. તે જ સૂત્ર ઉપરનું દૃષ્ટાંતઃ देवं दुक्करु निअय-धणु करण न तउ पडिहाइ-(સંસ્કૃત છાયાઃ दातुं दुष्करं निजकधनं कर्तुं न तपः प्रतिभाति । ] ડૉ. ટેસીટરી જૂની ગૂજરાતીનાં કેટલાંક દૃષ્ટાન્તો ટાંકે છેઃ रचण काजि; मोह जीपण हेतइं. तेडण गया, दुखिइं फाटण लागिउं ૪૦ અને અભિપ્રાય આપે છે કે આ રાજસ્થાની રૂપ છે. [ Indian Antiquary June. 1915. P. 122. ] તદુપરાંત હું ઢો. મા. દુ.માંથી દૃષ્ટાન્ત ટાંકુઃ

પાવસ આયઉ સાહિબા બોલણ લાગા મોર. ( દુ. ૩૮. )
મારૂ-તન મંડપ રચ્યઉ મિલણ સુહાવા કંત. ( દુ.૫૩૫. )
તિણિ દિન કઉ દુખ વલ્લહા મઈ કયઉ સહણઉ જાઇ.
( દુ. ૨૬૧. )

બીજાં કાવ્યોમાંથી દૃષ્ટાંતો ટાંકી શકાય એમ છે; પરંતુ ઉપરનાં ઉદાહરણો બસ હોઈ વિસ્તારની ઉપયુક્તતા મારી દલીલ દૃઢ કરવા ખાતર છે જ નહિ.

[ ૫ ] આ દલીલ પણ તદ્દન બાલિશ છે. 'રાઉ' અને 'રાઉત' શબ્દો જૂની ગૂજરાતીમાં એટલા તો પ્રચલિત છે કે તેને માટે દૃષ્ટાંત ટાંકવાં એ સોનાને પીળું કહેવા સમાન છે. છતાં ય આ દૃષ્ટાંતોઃ

' આવ્યા સુણિ મેછ મૂછાલા રણિ **રાઉતવટ** કીધી '
( કા. પ્ર. ૧. ૫૨. )

' પાદ્રિ થકા ઊસરિઆ **રાઉત**; કાંઇ ન લાધઉ લાગ.'
( કા. પ્ર. ૧. ૮૪. )

રાંણિ **રાઉ** પિંગલ તણી રીઝી દેખે રૂપ. (ઢો. મા. દુ.૪.)

ઉપરનાં દૃષ્ટાન્તો ઠેઠ રાજસ્થાનમાં લખાએલા ગ્રંથોમાંથી લીધાં છે.

[ ૬ ] જૂ. ગૂ. દુ. ૮ માં.

'સુજણ થી દુર્જન થયા ભંજ્યાં દુજ્જણેઉ '—

એ પંક્તિમાં *થી થઈને* એ *સિંધ–કાઠિયાવાડનો વિશિષ્ટ* પ્રયોગ નથી દા. ત.

ઊભી થી ખડહડ પડી જાણે ડસી ભુયંગિ.
( ઢો. મા. દુ. ૨૩૯. )

[ ૭. ] ' કરહુ ' અને ' લાઇ ' એ શુદ્ધ સિંધી શબ્દો છે; *તે કાઠિયાવાડી–કચ્છીમાં જ સંભવે; તલ ગૂજરાતની બોલીમાં* નહિ. આ દલીલ પણ બરોબર નથી. દા. ત.

**કરહા** તૂં મનિ રૂઅડઉ વેધ્યાં કરઇ વિછોહ
અજઇ કુમારઉ બપ્પડા નહીં જ કામિણુ–મોહ.
( ઢો. મા. દુ. ૩૨૨. )

આજ જ સૂતી નિસહ ભરિ પ્રીય જગાઈ આઈ
વિરહ-ભુયંગમ ફી ડસી લથબથતી ગળ લાઇ.
( ઢો. મા. દુ. ૫૦૪. )

[ ૮. ] નિષેધવાચક ' મ ' કાઠિયાવાડી-કચ્છીની ખાસ વિશિષ્ટતા છે એ દલીલ પણ ભ્રામક છે. અપભ્રંશમાં આ પ્રકારના પ્રયોગ છે:

घरहिं म थक्कु म जाहि वने जहिं तहिं मन परिआण।
( अ. पा. ઉ. ૧૩. કડી. ૬૭. )

विसय-सुहइं वे दिवहडा पुणु दुक्खह परिवाडि
भुल्लउ जीव म वाहि तुहुं अप्पण-खंधि कुहाडि ।
( अ. पा. ઉ. ૭. કડી ૬૭. )

અપભ્રંશમાંથી જૂની ગૂજરાતીમાં આવતાં ઢો. મા. દુ.માં આ પ્રકારે ' મ 'નો પ્રયોગ ચોવીસથી પચીસ વાર થયો છે. બીજા ગ્રંથનું દૃષ્ટાંત જોઇએ તો:

પહિલઇ પ્રાણી-હિંસા ટલી, બીજઈ અલિઅ મ બોલુ વલી
ત્રીજઇ વતિ ચોરી મન કરુ, ચઉથઇ પરનારી પરહરુ
( વિ. પ્ર. પાન ૨૭૮. કડી ૧૮. )

[ ૯. ] ' મથઇ '=માથે, ' ઉપર 'ના અર્થમાં કાઠિયાવાડી વિશિષ્ટતા તરીકે બતાવવામાં આવ્યું છે તે પણ બરાબર નથી.

सव्वे मल्ला मासडा पण वइसाह न तुल्ल
जे दवि दाधां रूंखडां तीँह माथइ फुल्ल ।
( प्रा. गू. का. પાન. ૧૦૨. પૃથ્વીચંદ્ર ચરિત્ર. )

થલ-મથ્થઈ જલ-બાહિરિ કાંઇ લખૂફી બૂરિ
મીઠા-બોલા ઘણુ-સહા સજ્જણુ મૂકયા દૂરિ (ઢો. મા. દુ. ૩૯૦.)

ડૉ. ટેસીટરી 'Notes on old Western Rajasthani'માં માથઇ=ઉપર એમ જાણે નામયોગી શબ્દ (Post-Position) તરીકે નોંધે છે.

[ ૧૦. ] પ્રથમા બહુવચનનો 'આં' પ્રત્યય કાઠીઓની બોલીની વિશિષ્ટતા છે. ( જૂ. ગૂ. દુ. ૧૪. ) માં 'ઘોડાં' અને 'સોહાં' શબ્દો છે, માટે ભાષા હાલારી–કચ્છી છે. આ દલીલ પણ ભ્રામક છેઃ

ગજ ઘોડાં દેસાઉર–તણાં, ગરથિઈં વિમલ અણાવિ ઘણાં
( વિ. પ્ર. પાન. ૧૮૫. કડી ૭૧. )

એક રાજન રયણાં તુરી, સહી સોનડી સમુદ્ર
કહિ કવિજન દિન પદ્ધરા, તેહ ઘરિ દૂરિ દરિદ્ર ॥
( વિ. પ્ર. પાન. ૧૮૪. કડી ૨૮. )

દુર્જન હાસાં કરશિ ઘણાં, જાશિ મહત પિતામહ તણાં.
( વિ. પ્ર. પાન. ૨૧૧. કડી ૧૩. )

[ ૧૧. ] 'બૂડવું' કાઠિયાવાડી છે, તળ ગૂજરાતી તો 'ડૂબવું' છે એ અભિનિવેશપૂર્વક કરેલી દલીલ વાંચી કોઇ પણ ભાષાના જાણકારને અચંબો થયા વિના ન રહે. ચરોતરમાં અત્યારે પણ 'ડૂબવું' અને 'બૂડવું' બંને પ્રયોગો સાથે વપરાય છે. વિદ્યાપીઠનો શબ્દકોશ પણ 'બૂડવું' ની નોંધ લે છે. આ ધાતુ ઠેઠ અપભ્રંશ–કાળમાં પણ હતોઃ

तं निसुणेवि कडयक्खविक्खेवउ
बुड्डउ उक्क राय–महण्णविउ॥ [ अ. पा. ઉ. ૧. પં. ૫૦. ]

આ ધાતુનો ઉલ્લેખ હેમચંદ્રે દેશીનામમાલા ૬. ૯૪.ની ટીકામાં કર્યો છે. એકલા ગૂજરાતમાં જ નહિ પરંતુ મરાઠીમાં 'બુડણેં' અને હિંદુસ્તાનીમાં 'બુડના' પ્રયોગ હસ્તીમાં છે.

જૂની ગૂજરાતીમાં તો આ પ્રયોગ હોય તેમાં તો કશો

અભિનવતા જ નથી. પ્રા. ગૂ. ગ. સં. પાન ૨૧૨. કોલમ ૨. શબ્દ ૨૨ માં बूडइ-ब्रुडति-मज्जति એમ નોંધ છે.

[ ૧૨. ] ' કરીર 'નો ઉલ્લેખ આ દુહાઓમાં હોવાથી પ્રસ્તુત દુહા હાલાર-કચ્છ-સિંધના છે, એમ રા. ડોલરરાય દલીલ કરે છે. આ દલીલ પણ ભ્રામક છે. ' કરીર ' નો ઉલ્લેખ હૈ. મા. દુ. ૪૩૦, ૪૩૧માં कइरहँ અને ૩૪૨માં करीरहँ તરીકે આવે છે.

[ ૧૩. ] ' કુંજડીઓ 'ના ઉલ્લેખની દલીલ પણ એટલી જ નિર્બલ છે. દા. ત. હૈ. મા. દુ. ૫૮, ૨૪૫, ૬૨, ૬૭માં આ પક્ષીનો ઉલ્લેખ છે; એટલે દલીલ તરીકે આ મુદ્દો નિર્બલ ઠરે છે.

[ ૧૪. ] ' હરણ-ચળ ' ની વાત જાણે નિઃશંક પુરવાર થઇ ગઇ હોય એમ ભાઈ ડોલરરાય દલીલ તરીકે મૂકે છે. જે આરોપ ભાઇ ડોલરરાયે મારા ઉપર ટીકા કરતાં મૂકયો હતો તે કદાચ તેમને પોતાને જ લાગૂ પડે છે. તેમણે 'હરણ-ચળ'ની બાબતમાં એક શંકાશીલ પુરાવો જ રજૂ કર્યો છે અને " શંકાશીલ બાબતોને સિદ્ધ ગણી લેવી તેમાં પણ શાસ્ત્રીય પદ્ધતિ તો નથી જ " ( માનસી પુ. ૨. ભા. ૧. પાન. ૧૮૯. )

ઉપરના ઊહાપોહ ઉપરથી કોઈ પણ તટસ્થ વાચકને ખાતરી થશે કે ભાઇ ડોલરરાયનો એક્કેય મુદ્દો સુદૃઢ નથી, અને મેં સંપાદિત કરેલા જૂના ગૂજરાતી દુહાને હાલારી-કચ્છીના પૂરવાર કરવાનો તેમનો પ્રયત્ન પાણી વિનાનો છે. મારું કથન તે દુહાઓને વ્યાપક અર્થમાં જૂની ગૂજરાતીના કહેવા સંબંધી જ હતું, પરંતુ મારા કથનનો કિલષ્ટ કરી ભાઇ ડોલરરાયે પ્રસ્તુતાર્થી વાક્ય અધૂરું ટાંકી મારા ઉપર પ્રહાર આદર્યો છે. " દુહા તો કાઠીઆવાડના જ એ ભ્રમ પ્રાકૃત જનોના મનમાં સામાન્ય છે તે હું ધારું છું કે આ દુહા-સંગ્રહથી દૂર થશે. "-આ વાક્ય ભાઈ ડોલરરાયે ટાંકયું છે; પરંતુ તે પછીનું વાક્ય જે આ પ્રમાણે છેઃ " દુહો એટલે સારા રાજસ્થાન અને ગૂજરાતનો

પાછલા જમાનાનો સુભાષિત-છંદ, અને તેનો સંગ્રહ આદરણીય થવો જોઇએ." આ શબ્દો જ મારા મતની વ્યાપકતા સિધ્ધ કરે છે.

૩

અત્રે કેટલાંક વિવાદગ્રસ્ત સ્થળો ભાઇ ડોલરરાયે બતાવ્યાં છે, તે સ્થળો સંબંધી મારું વક્તવ્ય રજૂ કરવું ઇષ્ટ છે. ભાઇ ડોલરરાયની ચર્ચા સંબંધી વાચક માનસી. પુ. ૨. ભા. ૧. પાન ૧૮૫-૧૮૭ ઉપર 'અર્થભેદ' નામે અધિકરણ જુવે.

[ ૧. ] જૂ. ગૂ. દુ. ૧, ૩. લોડઉં અને દુ. ૧૫ લોડીની અર્થચર્ચા પૂર્વે કરી છે એટલે પુનરુક્તિ અનાવશ્યક છે.

[ ૨. ] જૂ. ગૂ. દુ. ૩ માં,

सखी ए ते सजन आवीआ जिस-की लोडउं वट्ट ।
थांभा वोलइ घर हसइ खेलण लागी खट्ट ॥

ભાઇ ડોલરરાય 'खट्ट'=ઢોંચકો એમ અર્થ સૂચવે છે. રા. મેઘાણીએ માનસી પુ. ૨. ભા. ૧.ની કલમ અને કિતાબમાં [ જન્મભૂમિમાં ] સમાલોચના સેતાં खट्ट='ખાટલો' અર્થ લેવો એ જ ઇષ્ટ છે એમ દુહો ટાંકી બતાવ્યું હતું. તદુપરાંત ઢો. મા. દુ. ૫૪૧ માં

सोई सज्जण आविया जाँह-की जोउँ वाट ।
थांभा नाचइ घर हसइ खेलण लागी खाट ॥

खाट=પલંગ એ જ અર્થ ઢો. મા. દુ. ના.વિદ્વાન સંપાદકોએ આપ્યો છે. વળી જૂ. ગૂ. દુ. ૨૬માં काली खाट कसमसती ઇ. સંભોગશૃંગારનું વર્ણન છે ત્યાં खाट=પલંગ જ અર્થ લીધા વિના છૂટકો નથી.

[ ૩. ] જૂ. ગૂ. દુ. ૧૨ वर कस्तूरि नख भली नहि चंदन-करह्स । આમાં 'નખ'ની સાથે 'હાથ'નો મેળ હોય તો સંગતિ સારી બેસે એમ દલીલ કરી 'કરરસ' ને 'કર'='હાથ'

એમ અર્થ કરવો એમ ભાઈ ડોલરરાય સૂચવે છે, પરંતુ 'કરસ્સ'માં "સ્સ' છઠ્ઠીનો પ્રત્યય અને તે ય વળી પ્રાકૃતનો પ્રત્યય આવ્યો તેનો વ્યાકરણદ્રષ્ટિએ મેળ શો? આ સવાલનો જવાબ ભાઈ ડોલરરાયના અર્થકરણમાંથી નીકળતો નથી. આ કારણે જ 'કરસ્સ'=કળશો એ અર્થ મેં કર્યો છે તે બરાબર જ છે. છેલ્લા અક્ષરને છંદોમેળ ખાતર બેવડાવવો એ તો ત્યારનાં કાવ્યોમાં સામાન્ય હતું. દા. ત. ઢો. મા. દુ. ૯૭ 'સઉદાગર રાજાસું કહ સુણઉ હમારી કથ્થ'માં 'કથા'ને બદલે 'કથ્થ' મૂક્યું છે. તેમ અહિં 'કળશ'ને બદલે 'કરસ્સ' મૂક્યું છે; અને આથી વ્યાકરણ તથા અર્થસંગતિ એ બન્ને ય દષ્ટિઓ સચવાશે.

[૪.] 'કરીર' નો અર્થ એક સ્થળે 'થોર' અને બીજે સ્થળે 'ઝાડવાં' કર્યો હતો તે કલમદોષ અને ઉતાવળની શરતચૂક છે. બાકી 'કરીર'નું પ્રા. कयर+डो સ્વાર્થ પ્રત્યય=ગૂ. કેરડો એ સ્પષ્ટ છે. समराइच्चकहा ( Ed. Jacobi પા. ૨૫૬ )માં: सीयलि-घोडी-वच्चूल-कयर-खइराइ संकिणणे । 'कयर'નો ઉલ્લેખ છે. શ્રી. હરિનારાયણ આચાર્યનો ઊહાપોહ દ્યોતક છે.

[૫.] જૂ. ગૂ. દુ. ૨૬માં

फाली खाट कसमसती ऊपरि भमरी भागी ।
थंभि थंभि दीवा बलइ गोरी नाह-सुं लागी ॥

મેં 'થંભી થંભી દીવા બળે છે' એમ અર્થ કર્યો હતો. ભાઇ ડોલરરાય સૂચવે છે કે 'થાંભલીએ થાંભલીએ દીવા બળે છે' એ અર્થ અહિં લેવો જોઇએ; કારણ કે ખાટ=હિંચકાને કઠેડી હોય છે તેની થાંભલીઓ ઉપર દીવા મૂકેલા હોવા જોઇએ એમ તેઓ જણાવે છે. મને અર્થ રોચક લાગતો નથી. આ ચોકખું સંભોગ-શૃંગારનું વર્ણન છે, અને તેને અન્વયે 'ખાટલીનો કસમસાટ' સુયુક્ત છે. દોલાક્રીડાનું આ વર્ણન નથી. છેલ્લા ચરણ 'ગોરી નાથનો લાગેલી છે' એ હીંચકા

ઉપર સંભવે નહિ. વળી 'ભમરી' 'હંસ'ની એ અર્થ લેતા ખાટલો અર્થ જ અહીં સંભવે છે. અને જો ખાટલો જ અર્થ આમ સંગત થાય તો તેને 'થાંભલીઓ' દીવા મૂકવાની ક્યાંથી હોય? વળી સંભોગ-શૃંગાર વખતે પ્રજ્વલિત દીવાઓ અર્થ લેવો વસ્તુ-સંગતિની દૃષ્ટિએ અયોગ્ય છે. એ ઉપરાંત એક પ્રકીર્ણ દુહામાં 'ટંગુમગુ ટગુમગુ દીવા બલઈ' એમ મેં વાંચ્યું છે; પરંતુ અત્યારે તે ક્યાં વાંચ્યો તેનો ખ્યાલ ન હોવાથી હું ટાંકી શકતો નથી. આ બધાં કારણોને લીધે મેં આપેલો અર્થ જ વધારે સંગત છે.

[૬.] 'સાહિ'[જૂ. ગૂ. દુ. ૩૪]નો અર્થ 'છોડી' એમ કર્યો છે. ભાઇ ડોલરરાયે 'પકડીને' એમ અર્થ બતાવ્યો છે તે મારે સ્વીકાર્ય છે. [પ્રા. ગુ. ગ. સં. પાન. ૨૧૭. કોલમ ૨. શબ્દ ૨૫.] साहइ-अवलंबते । એમ અર્થ આપે છે.

[૭.] 'સુરંગ'[જૂ. ગૂ. દુ. ૩૭]નો અર્થ જે ભાઇ ડોલરરાયે સૂચવ્યો છે તે મને માન્ય છે. હું તેનો અર્થ કરવામાં જૂ. ગૂ. દુ. ૪૨થી દોરવાયો હતો જ્યાં સુરંગ-દારુની સુરંગ એ અર્થ અલંકારિકતા અર્પતો હતો; છતાં પ બન્ને પ સ્થળે સામાન્ય અર્થ લેવાને વાંધો નથી. વળી પ્રસ્તુત દુહો ઢો. મા. દુ. ૨૫૬ પ્રમાણે નીચે પ્રમાણે છે.

સજ્જણ ચાલ્યા હે સખી !, વાજઇ વાજારંગ;
જિણુ વાટઇ સજ્જણુ ગયા, સા વાટડી સુરંગ.

[૮.] 'પતિજ' [જૂ. ગુ. દુ. ૪૧.]=ભાન અર્થ કર્યો હતો તે सांसइ पडिउं सरीर એમ છેલ્લા ચરણને અનુલક્ષી કર્યો હતો, છતાં પ पतिज='विश्वास' અર્થ લેવા મારે વાંધો નથી, જો કે 'આબરુ' અર્થ વધારે અર્વાચીનતા તરફ ઢળે છે. વળી पति પછી ज છંદઃસ્ખલન ટાળવા મેં ઉમેર્યો છે. पति=विश्वास અર્થ છે [ઢો. મા. દુ. ૪૧૭.] તેમજ पतिज=विश्वास અર્થ

થાય છે [ ઢો. મા. દુ. ૧૭૨. ] જ્યાં સુધી આવા દુહાઓ માટે મૂળ માલમ ન પડે ત્યાં સુધી કશો ય આગ્રહ કરી શકાય નહિ.

[ ૯. ] જૂ. ગૂ. દુ. ૫૮ના અર્થમાં ' શીદ '=' કેવી રીતે 'ના અર્થમાં જ મૂકયો છે; એટલે અર્થદૂષણને અવકાશ નથી જ.

[ ૧૦. ] ' પાડલ.'=' ગુલાબ ' અર્થ શાસ્ત્રીય નથી. મને ખબર છે કે એ એક જાતનું રાતું ફૂલ છે જેનો ઉલ્લેખ સંસ્કૃત સાહિત્યમાં અનેક વાર આવે છે. સામાન્ય વાચકને સમજાય એ પૂરતી જ એ અશાસ્ત્રીયતા.

[ ૧૧. ] જૂ. ગૂ. દુ.માં મારો સૂચવેલો અર્થ તેમ જ ભાઇ ડોલરરાયનો અર્થ બન્ને ય દૂષિત છે. ઢો. મા. દુ. ૫૭૬માં પ્રસ્તુત દુહો નીચે પ્રમાણે છે.

वालंभ दीपक पवन-भय अंचळ-सरण पयट्ठ ।
कर-हीणउ धूणइ कमळ, जाँण पयोधर दिट्ठ ॥

" હે પ્રિય, દીપક પવનના ભયથી અંચળના શરણે ગયો; પરંતુ અંચળની અંદર જેવા સ્તનોને તેણે (દીપકે) દીઠા એટલે હાથ ન હોવાને કારણે તેણે પોતાનું માથું ધૂણાવવા માંડયું (=અફસોસ દર્શાવવા માંડયો.) " ઢો. મા. દુ.ના સંપાદકોએ ઉપરનો અર્થ આપ્યો છે; મારી પાસેના દુહામાં सिरण પાઠ હતો એટલે ભ્રમ પેદા થયો; सरण પાઠ જો હોત તો અર્થ સુલભ થાત. અર્થ નક્કી કરવામાં આમ મૂળ ગ્રંથ મળતાં કેટલી સરળતા થાય છે તેનું આ દૃષ્ટાંત છે.

[ ૧૨. ] જૂ. ગૂ. દુ. ૮૧ માં ભાઇ ડોલરરાયે સૂચવેલ અર્થ મેં બતાવેલ અર્થ જેટલો જ લાગૂ પડે છે; પરંતુ દિલગીરીની વાત જ એ છે કે આ દુહાનું મૂળસ્થાન અને પૂર્વાપર સંબંધ જ્યાં સુધી મળ્યા નથી ત્યાં સુધી કાંઈ પણ સુનિશ્ચિત કહી શકાય નહિ. એના અર્થની બાબતમાં મારા અને ભાઈ ડોલરરાયના અર્થમાં રસની દૃષ્ટિએ તાત્ત્વિક ફેરફાર મને દેખાતો નથી.

૪

'પાઠભેદ'ના શીર્ષક નીચે ભાઇ ડોલરરાયે કેટલાંક દૂષણ બતાવવા યત્ન કર્યો છે. પાઠમાં સુધારો સૂચવવા નીચેનાં કારણો છે : (૧) અંત્યપ્રાસ; (૨) છંદોભંગ; (૩) ભાષા-સ્વરૂપ; (૪) અર્થસંગતિ. ભાઇ ડોલરરાય સૂચવે છે તેમ એકલો અંત્યપ્રાસ જ ફેરફારને કારણરૂપ છે એમ નથી.

બીજી બાબત એ છે જે મૂળમાંના પાઠમાં ફેરફાર સૂચવ્યો હોય અને કર્યો પણ હોય ત્યાં નીચે જ મૂળ પાઠ તો છે જ; એટલે વિવેકશીલ વાચકને કાંઇ મેં પાઠ-ફેરફાર કર્યો તેથી મારા ફેરફારને તેણે અનુસરવો જ જોઇએ એવો કાંઈ મારો અભિનિવેશ નથી.

'પાઠભેદ' અધિકરણમાં કાંઈ પણ ટીકા-ટિપ્પણ વિના ભાઇ ડોલરરાય, છેલ્લા ફકરામાં, મોઘમ જણાવે છે કે જૂ. ગ. દુ. ૨૭, ૨૮, ૩૭, ૩૮, ૪૦, ૪૯, ૫૨, ૫૬ માં કરેલા પાઠ-ફેરફાર નિરર્થક છે. પરંતુ જો તેમણે ઊંડાણથી જોયું હોત તો તેમને માલમ પડત કે ફેરફાર કેટલેક અંશે સહેતુક છેઃ દુ ૨૭. નોંધ ૨૫ માં ફેરફારનું કારણ આપ્યું છે; નોંધ ૨૬. મક્ષા ન ફેરવીએ તો વાંધો નથી. દુ. ૨૮. 'તુમ્હાર' કરવાની સૂચના વ્યાકરણસિધ્ધ નથી, પ્રથમ પંક્તિમાં 'ભારા' કરીયે તો ય ઠીક પડતું નથી. એ કારણે મૂળ મેં જેમને તેમ રહેવા દીધું છે. દુ. ૩૭. 'પલ્લાણિયા'= મૂળ. 'પલાણ્યા' છંદોભંગ ટાળવા; જિણિ=મૂ. જેણીં છંદોભંગ ટાળવા. દુ. ૩૮. કાંઇ ફેરફાર જ નથી ! દુ. ૪૦. 'ટંકિયાં'= મૂ. ટંક્યાં છંદોભંગ ટાળવા. દુ. ૪૯. 'દાધઉ'=મૂ. દાધુ. છંદોભંગ ટાળવા અને સુધારામાં એક સ્વરયુગ્મ છૂટું પાડ્યું એટલે સમતા સાચવવા 'તડકઇ' અને 'તાવડઇ' કર્યું દુ. ૫૨. 'ભંજણા' મૂ. ભજણા, મૂળમાં પ્રમાદ છે અને છંદોભંગ પણ થાય છે. દુ. ૫૬. માં ફેરફાર જ નથી ! આ પ્રમાણે મારા ફેરફારો સકારણ જ છે.

આ ઉપરાંત નીચેનાં સ્થળો ભાઈ ડોલરરાયે ખાસ નોંધ્યાં છે:

[ ૧. ] વસ્યઉં=વસ્યૂં મૂળ. બીજી પંક્તિમાં ઘસઉં માં સ્વરયુગ્મ છે તેની સાથે ઘટિત કરવા જ આ ફેરફાર કર્યો છે..

[ ૨. ] જૂ. ગૂ. દુ. ૪ 'દીઠ' ભૂતકૃદંત હોવા છતાં ભાઈ ડોલરરાય સૂચવે છે કે 'દેખા' એવો આજ્ઞાર્થ અર્થ કરવો જે વ્યાકરણવિરુધ્ધ છે; આ લક્ષ્યમાં રાખીને જ મૂળ 'મ 'ને 'મિ' વાંચવા મેં સૂચવ્યું છે.

[ ૩. ] જૂ. ગૂ. દુ. ૬ માં બન્ને પંક્તિના છેવટના શબ્દો એક જ અર્થના અને એક જ ઉચ્ચારના હોય એ કાવ્યરચનાને ક્ષતિરૂપ હોઇ તેનો સુધારો સૂચવ્યો હતો, પરંતુ સુભાગ્યે આ દોહાનું રૂપ ઢો. મા. દુ. ૩૭૪ માં મળી આવે છે તે નીચે પ્રમાણે છે:

> સજ્જણ વલ્લે, ગુણ રહે, ગુણ ભી વલ્લણહાર,
> સુકણ લાગી વેલડી, ગયા જ સીંચણહાર.

ઉપરની પંક્તિઓને છેડે એક જ અર્થ અને ઉચ્ચારના શબ્દો નથી જ. ઉપરના દુહાની મદદથી આપણો જૂ. ગૂ. દુ. ૬ નીચે પ્રમાણે વાંચી શકાશે:

> સાજણ ચાલ્યાં હે સખી ગુણ જલ-સીં ચલણહાર
> સુકણ લાગી વેલડી ગયા તે સીંચણહાર.

[ જલ-સીં=પાણીની માફક ] ઢો. મા. દુ. ૩૭૪ નો પાઠ બરાબર સંપાદકોએ વાંચ્યો લાગતો નથી. હાથપ્રતોમાં 'ચ' અને 'વ' એટલા તો મળતા હોય છે કે તજજ્ઞની પણ ભૂલ થવાનો સંભવ કાંઈ ઓછો રહેતો નથી. 'વલ્લે' અને 'વલ્લણહાર' તે ખરી રીતે 'ચલ્લે' અને 'ચલ્લણહાર' જ છે.

[ ૪. ] જૂ. ગૂ. દુ. ૧૯-૨૦-૨૧ માં 'અમ્હે' અને 'તમ્હે' ને 'અમ્હિ' અને 'તમ્હિ' લખી ભાષાશાસ્ત્રીય અસલ મેં ઊભું

નથી કર્યું. તત્કાલીન હાથપ્રતોમાં આ પ્રકારની જોડણી છે. જો 'અમ્હે' અને 'તમ્હે' રહેવા દીધા હોત તો 'એ' હસ્વોચ્ચારિત ગણવો પડત, કારણ કે છંદની દૃષ્ટિએ તે એકમાત્રિક જ ગણવો પડત.

ઉપરની ચર્ચાથી માલમ પડશે કે પાઠભેદ આવશ્યકતાએ ઊભા કર્યાં છે, મારા તરંગોમાંથી ઉદ્ભવ્યા નથી જ. ખરા પાઠ તો ત્યારે જ મળશે કે જ્યારે આ પ્રકીર્ણ દુહાનો મૂળ ગ્રંથ અને તેનો પૂર્વાપર સંબંધ આપણી જાણમાં આવશે. ત્યાં સુધી અધૂરે સંતોષ માનવો રહ્યો.

૫

કુંવરી અને ગ્રામકન્યાના સંવાદના પ્રાસંગિક દુહા જૂ. ગૂ. દુ. ૧૫-૨૨ ની વસ્તુસંગતિ વિષે ભાઈ ડોલરરાયે ચર્ચા કરી છે. તેમને હિસાબે દુ. ૨૩ પણ આ પ્રસંગ સાથે જોડવો જોઈએ. મેં એને પ્રકીર્ણ-છૂટા દોહા તરીકે લીધો છે. એ સંબંધે મારે કહેવાનું છે કે એ પ્રકીર્ણ દુહો કોઈ પ્રસંગને ઉલ્લેખી તેમાં કાંઈ જ નથી. અને તે બતાવવા મારી પાસે પુરાવો છે. આ દુહો ભ્રષ્ટ સ્વરૂપે દો. મા. દુ. પરિશિષ્ટ પાન. ૭૭૧ દુ. ૫૧૦ માં છે:

મેરે અચગ લઘુ અટળ, સંસિખડો નિકલંક
સાયર ખારો રવિ તપે, કુંણ વિશુ<sup></sup>તાલું કંત.

જૂ. ગુ. દુ. ૨૩ ની મદદથી ઉપરનો ભ્રષ્ટ દુહો નીચે પ્રમાણે વંચાય:

મેરુ અચળ ધ્રુ અટળ સસિખડો સકલંક
સાયર ખારો રવિ તપે કુંણુ વિણુ તાલું કંત.

જૂ. ગૂ. દુ. ૨૩ નીચે પ્રમાણે છે:

સાયર ખારઉ રવિ તપઇ સસિ-ખંડઉ સકલંક
મેરુ-પર્વત દૂ અચલ કણુહિ મેલવું મોરુ કંત ।

આમ પ્રસ્તુત દુહો પ્રકીર્ણ હોઇ આ પ્રાસંગિક દુહાઓનો અંગીભૂત ગણવો એ બરોબર છે જ નહિ. આથી આ સ્વતંત્ર પ્રમાણને આધારે એ દુહો પ્રાસંગિક દુહાઓથી છૂટો અને સ્વતંત્ર જ ગણવો જોઇએ.

વસ્તુસંગતિની બાબતમાં વિસ્તારભયે અત્રે હું બહુ ચર્ચા કરવા માગતો નથી; પરંતુ એમ તો મારે કહેવું જ જોઇએ કે જેટલી વસ્તુ–સંગતિ આ સંવાદ–દુહાઓની ભાઇ ડોલરરાય બતાવે છે તેટલી જ વસ્તુ–સંગતિ મારી યોજનામાં પણ છે. જ્યાં સુધી મૂળ ગ્રંથનું નામ સરખું પણ આપણી સમક્ષ નથી ત્યાં સુધી આ ચર્ચામાં ઊતરવું એ નરી જીભાજોળી જેવું જ થઇ પડવાનું; કારણ કે નિયામક પ્રમાણ આપણી પાસે એક પણ છે નહિ. આ જ કારણે એ વિષયમાં આટલેથી જ અટકવું ઠીક છે.

' હરિણસ્થલ ' વિષેનો ભાઇ ડોલરરાયનો ઊહાપોહ સારો છે; પરંતુ શ્રી. રામલાલ મોદીએ તેનો નિરાસ સૂચવ્યો છે. ભાઈ ડોલરરાયનું મન્તવ્ય આત્યન્તિક છે જ નહિ. શ્રી. રામલાલ મોદી ' પાટણ ' અને ' હૈડોર 'ને જોડી બતાવે છે કે हरणथलां मइ जोइयां जोइडं पट्टण–पीठ [ જૂ. ગૂ. દુ. ૧૯ ] એ ઉત્તર ગૂજરાતનું પાટનગર ' પાટણ ' અને તેનાથી બાર તેર ગાઉ આવેલું " હૈડોર ' ગામ તેની સરખામણી બતાવે છે. અને તે ઉપરથી એમ બતાવે છે કે પ્રસ્તુત દુહા ઉત્તર ગૂજરાતને અનુલક્ષે છે. ' હૈડોર ' ના ઉલ્લેખને અનુલક્ષી વિક્રમ સંવત ૧૨૯૯ ચૈત્ર સુદ ૬ ને સોમવારના ત્રિભુવનપાલના દાનપત્રને અહિં ટાંકવું મને ઉચિત લાગે છે [ ઇન્ડિયન એન્ટીકવેરી Vol. VI. P. 208. G. અથવા ' ગૂજરાતના ઐતિહાસિક લેખો ભાગ. ૨. પાન. ૧૭૨ સં. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય પ્ર. ફાર્બસ સભા, મુંબાઇ. ]: पश्चिमायां अरठउरग्रामउंझाग्रामयोः सीमायां सीमा–' પશ્ચિમમાં અરઠઉરગામ અને ઉંઝા ગામની સીમામાં સીમા ' એમ ઉલ્લેખ છે. મને લાગે છે કે આ ' અરઠઉર ' એ જ શ્રી. રામ-

લાલ મોદીનું 'હેઠોર' હોવું સંભવિત છે. આ સૂચન ખરેખર ચમકદાર છે. પરંતુ ભાષાવર્ણવિકારની દૃષ્ટિએ 'અરઠ-ઉર'–સં. अरिष्टपुर એ વધારે સંભવિત છે. 'હરિણુસ્થલ'ની સાથે બીજો કોઇ પુરાવો મળે તો જોડાય એટલું કહીને જ અત્રે વિરમવું ઠીક છે. ભાઇ ડોલરરાયનું મન્તવ્ય એટલું જ શંકાસ્પદ છે.

સંવાદઃ—દુહાના વ્યાકરણદોષો ભાઈ ડોલરરાયે ટિપ્પણમાં કાઢ્યા છે એનું નિરસન કરવું એ મારા વિષયને સંપૂર્ણ સંગત છેઃ **નોંધ. ૧**: 'कुण पतुतीय परणिउं करहि चडिउं जाइ;' મેં 'કોણું પતુતી સ્ત્રીનો પરણ્યો ઉંટે ચડીને જાય છે' એ અર્થ કર્યો હતો. ભાઇ ડોલરરાય 'પતુતી અને પરણેલો જન' એમ બે જણ લેવા માગે છે પરંતુ તેમણે चडिउं એકવચન ભૂતકૃદંત છે. તેમના અર્થમાં આવતી અનિષ્ટાપત્તિ તેમણે નિરખી હોય એમ લાગતું નથી. **નોં. ૨.** માં 'લાઇ' ને 'માટે' ના અર્થના સિંધી પ્રત્યય તરીકે ભાઇ ડોલરરાય કહે છે તે અર્થની દૃષ્ટિએ બરાબર નથી; અને એનો સીધો અર્થ કેવો લઈ શકાય એની ચર્ચા પૂર્વે મેં કરી છે. **નોં. ૩.** 'ફ્રટિ ફ્રટિ' એ કેવલાન્વયી અવ્યય તરીકે લેવા જ ઠીક છે; 'ફાટ્યું ફાટ્યું' એમ લેતાં તો પ્રસ્તુત શબ્દોમાંથી ભૂતકૃદંતનો અર્થ કાઢવો પડશે અને તે જ પ્રમાણે 'ફ્રટિ ફ્રટિ' ભૂતકૃદંતનાં રૂપ કહેવાં પડશે જે તદ્દન વ્યાકરણુરુવિદ્ધ છે. એટલે ભાઈ ડોલરરાયનું સૂચન બરાબર નથી. **નોં. ૪.** 'कस्युं' નો અર્થ ભાઇ ડોલરરાય 'કેવો' લેવા માગે છે. 'તુમ્હ ધરિ કસ્યું નાહલુ ? તુમ્હિ તુ બાલિ–વેસ' 'તમારે ઘેર શું સ્વામી છે ? તમે તો બાલિકાના વેશનાં લાગો છો' સૂચિત એ છે કે તમારો વેશ કુમારી જેવો છે અને શું તમારે નાથ છે ?' આ પ્રમાણે મારો અર્થ હતો. 'કેવો' લેવાથી આ અર્થની પ્રાપ્તિ નહિ થાય; કારણ કે એથી તો બોલનાર એ બાલિકાને નાથ છે જ એમ પહેલેથી ધારી લે છે.

આટલું જ—સંવાદાત્મક દુહા માટે બસ છે.

૬

છેવટની આનુષંગિક બાબત તે આનંદવર્ધનના ધ્વન્યાલોકના દુહા બાબતની. આ દુહો અસ્પષ્ટરૂપે આનન્દવર્ધનના ધ્વન્યાલોક ની ' કાવ્યમાલા સીરીઝ ' નં. ૨૫. પાન ૨૪૩. પંક્તિ ૨૦–૨૧ માં આર્યાની માફક સંપાદકોએ આપ્યો છે. ઉપલક દૃષ્ટિએ વાંચનારને તે આર્યા જ લાગવાની અને કદાચ એ જ પ્રમાણે ભાઈ ડોલરરાય ઉપલક રીતે વાંચવાથી જ સપડાયા લાગે છે. પ્રૌ. પીશલે આ દુહાને અપભ્રંશ દુહા તરીકે જ પારખ્યો છે અને તેને માટે નીચે પ્રમાણેનાં મૂળ વાપર્યાં છેઃ A=Buhler's Detailed Report No. 257=Bhandarkar VIII. 257; B.=Buhler's No. 256=Bhandarkar VIII. 257. Page. 87; C=Buhler's No. 255=Bhandarkar VIII, 255. Page 86; e=Kāvyamala Edition.

આ ચાર પ્રતોનાં પાઠાંતરો નીચે પ્રમાણે છેઃ

(1) A. B. C.=मुहु मुहु; e=वहु मह.

(2) A. B.=त्त; C.=इति; C=इन्ति.

(3) A. ( બુલ્હર ) B.=भेयान्तइइउ; A. (ભંડારકર )= भेनन्तइउ; C.=मणेतुत; e.=सणन्तउ.

(4) A. B. ( બુલ્હર )=માર્જીનમાં वज्जइ; A. ( ભંડારકર )=પંક્તિ ઉપર वजइ; C.–वुज्ज; e.=वंओइ.

(5) A. B. कालु; C. काल; e. कलि.

(6) A. B. C.=जणस्स; e.=जनस्स.

આ સ્થાને કાવ્યમાલાની આવૃત્તિના સંપાદકોએ પ્રથમ પંક્તિ પૂરી કરી બીજી પંક્તિનો આરંભ કરવો જોઈએ; પરંતુ અર્થની અનભિજ્ઞતા, પાઠની ભ્રષ્ટતા અને અપભ્રંશના પૂરતા જ્ઞાનનો અભાવ ઈત્યાદિ કારણોને લીધે હાથપ્રતની સળંગ

લીટીઓમાંથી પ્રથમ પંક્તિને દ્વિતીય પંક્તિથી જુદી પાડી વાંચવામાં સંપાદકોને હાથે પ્રમાદ થયો છે. બીજી પંક્તિના પાઠઃ-

(7) A. B. ओ; પરંતુ A. (ભંડારકર) સુધારો કરી ते, C.e. ते

(8) A. B. C.=वि; e=इ A. B. C. e =ण

(9) A.=चेउ; B.=देउ; C. e.=देओ

(10) A. (બુલ્હર) B.=णद्दणु; A. (ભંડારકર) સુધારી=जणद्दणु; C. जणद्दणुओ; e. जाणदणुओ.

(11) A. B.-गोअरिमोण्णदि. c.-गोअरितोदि; e.-गोअरिमोति.

(12) A. B.-मणसु; C.-मणस्स; e.-मियं...साइत्यम् ।

ઉપરનાં પાઠાન્તરો સાથે અભિનવગુપ્તાચાર્યની ટીકાની છાયા પ્રો. પીશલે ટાંકી છે. અને તે ડૉ. સુશીલકુમાર ડે એ ટાંકી છે તેની સમાન જ છેઃ

मम ममेति भणतो व्रजति कालो जनस्य
तथापि न देवो जनार्दनो गोचरो भवति मनसः ॥

ઉપર આપેલી સામગ્રી ઉપરથી આખો દુહો સંપ્રાપ્ત થાય છે અને તેનાં કારણો (૧) અપભ્રંશરૂપો પાઠાન્તરોમાં દેખા દે છે; અપભ્રંશ ભાષા જ આ ગીતની પુરવાર થતાં આર્યા ન હોઈ દુહો જ સંભવે છે; કારણ કે આર્યા પ્રાકૃતનો છંદ છે જ્યારે દુહો અપભ્રંશનો છંદ છે; (૨) मुहु मुहु; भणन्तिइइउ; वज्जइ; कालु; देउ; जणद्दणु; मणस्सु એ અપભ્રંશરૂપો છે; (૩) અભિનવની સંસ્કૃત છાયાનું મહારાષ્ટ્રી પ્રાકૃતમાં રૂપાન્તર કરતાંઃ मह महत्ति भणन्तस्स वज्जइ कालो जणस्स । तह वि ण देवो जणद्दणो गोअरो हवइ मणस्स ॥ થાય જે આર્યા છે જ નહિ (૪) એનું અપભ્રંશ રૂપાન્તર તદ્દન સરળ અને સુશ્લિષ્ટ બેસી જ જાય છે. આમ

ઉપરનાં કારણોથી આનંદવર્ધનનું ગીત દુહો જ છે; અને પાઠાન્તરો ઉપરથી પણ તે દીવા જેવું સ્પષ્ટ છે.

આ દુહાને આર્યા ઠેરવવા ભાઈ ડોલરરાયે તનતોડ મહેનત ઉઠાવી છે. ' गोअरिद्दोइ मणस्सु ' એ પ્રો. પીશલના પાઠનું ચોથું ચરણ ભાઇ ડોલરરાય આર્યાના ચરણ તરીકે બતાવે છે, પરંતુ આર્યાના પદ્યબંધ પ્રમાણે ચોથા ચરણમાં પંદર માત્રા જોઇએ; જ્યારે પીશલના પાઠમાં અગીઆર માત્રા જે દુહાના ચોથા ચરણને અનુકૂલ એવી છે. ગમે તેટલી ખેંચતાણ કરીએ છતાં એ અગીઆર માત્રાની પંદરમાત્રા થાય કેવી રીતે? કદાચ મને ખોટા ઠરાવવાની ધગસે ભાઈ ડોલરરાય ગોથું ખાઇ ગયા છે. અભિનવના मह मह રૂપો ઉપરથી આખા પદ્યનો નિર્ણય ન બંધાય. ત્રણ ત્રણ હાથપ્રતોને આધારે महु महु રૂપ નક્કી થયું છે.

આમ મેં ટાંકેલું આનન્દવર્ધનનું પદ્ય અપભ્રંશ દુહો છે. પ્રો. પીશલની ચર્ચા મૂળમાં જોવાની જિજ્ઞાસા હોય તેણે Pischel: Materialien zur Kenntenis Des Apabhramsa P. 48 જોવું; તેમજ Pischel: Grammatik der Prakrit-sprachen ની પ્રસ્તાવના § ૧૪ નું ટિપ્પણ ૧ જોવું. ઉપરનાં પ્રમાણોને આધારે અ. પા. ઉ. ૧૪. પદ્ય. ૫ માં આ દુહો મેં લીધો છેઃ જૂ. ગૂ દુ. ની પ્રસ્તાવનામાં આ દુહો ટાંકતાં મૂળ ગ્રંથ મારી પાસે ન હોવાથી છાયામાં મમ મમ ને બદલે મધુમથન એમ મેં ભૂલમાં લખેલું; જે વેળાસર અ. પા. માં ભાઇ ડોલરરાયના ચેતાવ્યા પહેલાં જ સુધારી લીધું છે.

૭

મને લાગે છે કે મેં ભાઇ ડોલરરાયની મારા ઉપરની ટીકાનો સંપૂર્ણ જવાબ આપ્યો છે. ભાઇ ડોલરરાયનું ચર્ચાપત્ર જોતાં મારી ચાર પાંચ શરતચૂકો સિવાય કાંઇ વધારે તેમણે

બતાવ્યું નથી; છતાં મ જે બતાવ્યું છે તેને માટે તેમનો આભાર માનું છું. મને ખાતરી છે કે હવે આ દુહા કચ્છી-હાલારીના છે એ અભિનિવેશ બીલકુલ એ નહિ સેવે. મારા દુહાઓને માટે તો हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकाऽपि वा ॥-એ ન્યાય જ મેં સ્વીકાર્યો છે; અને મને લાગે છે કે આવા વિષયોમાં વધારે પડતો અભિનિવેશ તેમણે ન રાખ્યો હોત તો તેમને સત્ય સત્વર મળી આવત.

હજુ સોરઠાઓનો સવાલ લટકતો જ રહ્યો છે. આ ચર્ચામાં તે ઉપસ્થિત થતો નથી એટલે ચર્ચ્યો નથી. બાકી એ પણ અપભ્રંશ કાળનો ગૂજરાતનો વ્યાપક પદ્યબંધ હતો. તેનાં પ્રમાણો અનેક છે. સોરઠા મટિના થોડાક પ્રમાણો ભાઇ ભોગીલાલ જયચંદ સાંડેસરાએ શ્રી. કેશવરામશાસ્ત્રીસંપાદિત ભીમના 'પ્રબોધપ્રકાશ'ની સમાલોચનામાં અકટોમ્બર ડીસેમ્બર ૧૯૩૬ના 'બુદ્ધિપ્રકાશ'માં આપ્યા છે. એમણે આપેલાં પ્રમાણ ઉપરાંત પણ અનેક પુરાવાઓ મળે છે, પરંતુ એ બાબત અત્રે અપ્રસ્તુત છે.

દુહાઓની મેં વાનગી જ આપી છે; પરંતુ ભંડારોમાંથી દુહાઓની પ્રતો એકઠી કરી સંપાદિત કરવામાં આવે તો હજારો દુહા હાથ આવે. મારી પાસે જ સાતેક પ્રકીર્ણ દુહાની પ્રતો હતી. ભાઇ સાંડેસરા પાસે પણ તેટલી જ પ્રતો હતી. એને પ્રસિદ્ધ કરવાના ટેકાના અભાવે એ પ્રતો એને ઠામે અમે બન્નેએ પાછી મોકલાવી દીધી.

## સંકેતસૂચિ.

ઢો. મા. દુ: ઢોલામારૂરા દુહા: નાગરીપ્રચારિણી સભા-કાશી.

જૂ. ગૂ. દુ: જૂની ગૂજરાતીના દુહા ( સં. મધુસૂદન મોદી, બુદ્ધિપ્રકાશ પુ. ૮૦ અં. ૧-૨. )

પ્રા. ગુઃ પ્રાચીન ગુર્જર કાવ્ય ( દિ. બા. કેશવલાલ હર્ષદ-રાય ધ્રુવ. ગુ. વ. સો. અમદાવાદ)

प्रा. गू. काः પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ ( G. O. S. XIII Oriental Institute-Baroda )

G. L. L: Gujarati Language and Literaure Vol. I & II ( Prof. N. B. Divatia. )

अ. पाः अपभ्रंशपाठावली ( સં. મધુસૂદન ચિ. મોદી. ગૂ. વ. સો. અમદાવાદ )

सि. हेः सिद्धहेमचंद्र-प्राकृतव्याकरण

વિ. પ્રઃ વિમલપ્રબંધ=લાવણ્યસમયવિરચિત. સં. મણિલાલ બકોરભાઈ વ્યાસ

કા. પ્રઃ કાન્હડદેપ્રબંધ સં. ડાહ્યાભાઇ દેરાસરી

પ્રા.ગુ.ગ.સં: પ્રાચીન ગૂર્જર ગદ્યસંદર્ભ ( સં. જિનવિજય મુનિ. ગુજરાત વિદ્યાપીઠ-અમદાવાદ. )

# બ્રહ્મદેશ

રંગૂન-માંડલે-બ્રહ્મદેશ ! કાને પડતાં જ કલ્પનાને ઉત્તેજતાં એ પગોડા, ચીરૂટ, ચોખા ને તેલ !

આ વીસમી સદીના નકરા જડભરત, શુષ્ક, રૂ. આ. પા. ની મનોદશાવાળા ગણતરીબાજ જમાનામાં પણ આ શબ્દો અને તેમાં સમાયલાં અર્ધસ્પષ્ટ—અર્ધઅસ્પષ્ટ સૂચનો પરદેશીના ચિત્તમાં કેવા અદ્ભુત રહસ્યજનિત કુતૂહલનાં આંદોલનો પ્રકટાવે છે ! અરેબીઅન નાઇટ્સને ટક્કર મારે એવા કલ્પનાના અલૌકિક રંગે રંગાયલાં વર્ણનો ને દંતકથાઓ, અને તેલ, સાગવાન તથા ચોખા જેવી જડ વસ્તુઓ—કેવું અતિમોતું અદ્ભુત મિશ્રણ ! બ્રહ્મદેશના નામમાત્રના શ્રવણથી, અપરિચિત કલ્પના હેલે ચઢે છે. આજે ઉષઃકાળની આછી સુરખી સમી એ મનોભિરામ કલ્પનાસૃષ્ટિ ગવર્મેન્ટ એકટો, વિચ્છેદના[1] પ્રશ્નો, વ્યાપારની આંટીઘુંટી, રાજકારણી હકદાવાની કુટિલ સમસ્યાઓ તથા અતિપરિચયરૂપી તડકાના કર્કશ હુમલામાં અડધી ઊડી પણ ગઈ છે, છતાં હજી બ્રહ્મદેશના નામ સાથે અલૌકિકતાનું તત્ત્વ જોડવા ચિત્ત અવશ્ય લલચાય છે.

ને વાત પણ ખોટી નથી. કેવળ કલ્પના અને તેનાથી પોષાયલી દંતકથાઓના અપાર્થિવ વાતાવરણને સત્યની ફૂંકથી

---

૧. વિચ્છેદ=હિંદથી બ્રહ્મદેશનું કપાવું; એ રાજપ્રયોગ થયા પહેલાં આ લેખ લખાયલો—સં. 'મા.'

ઉંડાઈ દઈને આ ભૂમિને તેના વાસ્તવિક સ્વરૂપમાં નીરખતાં પણ, એનાં અદ્દભુત તત્ત્વો જોનારને આશ્ચર્યમુગ્ધ તથા આનંદ-પુલકિત બનાવે એવાં મનોહર છે. અર્થાત્, શતાબ્દીઓ સુધી સુવર્ણભૂમિને નામે પંકાયેલા આ દેશને, તેની અસામાન્ય ચિત્તાકર્ષકતાની કીર્તિને પોષવા કે નિભાવવા માટે કલ્પનાની જાળગૂંથણીની કશી જ અપેક્ષા નથી. તેની નૈસર્ગિક સંપત્તિ જેટલો જ વૈવિધ્યપૂર્ણ તેનો ઇતિહાસ પણ છે. તેની વિપુલ વનરાજિના જેવો જ તેનો માનવસમૂહ પણ નિત્યનવીન છે, ક્ષણેક્ષણે નવતાની ઝાંખી કરાવનારો છે. હજી બ્રહ્મદેશની ભૂમિનું, તેમ તેના જનસમાજનું પણ ઘડતર અપૂર્ણ છે, મંથનકાળમાં છે, કદર વિરોધી તત્ત્વોના સ્વચ્છંદે ખડકેલા સંગ્રહસ્થાન સમાન છે.

આજે પણ, રાજકારણ કે વ્યાપારની જટિલ સમસ્યાઓના ક્ષેત્રને ક્ષણભર વીસરીને દૃષ્ટિ કરીશું તો બ્રહ્મદેશ કેવો દેખાય છે ? નખશીખ હરિયાળો, સાગર શા વિશાળ પટવાળી નદીઓ-રૂપી ચંદનહારોથી વિભૂષિત, લીલીછમ્મ વનરાજિના ગલીચાઓથી મહેકેલો, નિરંતર પર્વતમાળાઓ રૂપી મેખલાઓથી મંડિત, હજારો, બલ્કે લાખો સુવર્ણના તેમજ ધવલ પગોડાઓરૂપી મહામૂલ્ય રત્નોથી આભૂષિત, જેના બ્રહ્મપુત્રાને ચરણે વિરાજેલા મસ્તકે રત્નોની ખાણો શોભે છે, જેનાં ચરણોને હિંદી મહા-સાગરનાં ઘેરાં જળ પખાળે છે, જેનું એક પડખું બંગાળાના ઉપસાગરનાં મખમલ શાં કોમળ જળથી સેવાય છે ને બીજે પડખે સોડમાં પર્વતકંદરારાજિરૂપી આડી તલ્વારની પેલી પાર ચીન, સ્યામ ઇત્યાદિ પ્રદેશો સૂતેલા છે, એવી એ સ્વર્ણસુંદરી, સાચે નયનાભિરામ, ભારતમાતાની ગોદમાં લપાયેલી, નવલા યૌવનની મસ્તીનો મદ અનુભવતી ઉછરતી લાડીલી કન્યા સમી શોભે છે. એ સ્વચ્છંદવિહારિણીનો થોડો પરિચય કરી લ્યો, કે જેથી તેના વધારે નિકટ સમાગમમાં આવવા મુસાફરનું દિલ

લલચાય. સુઘડ સ્તૂપો જેવા અંબોડાવાળી, પચરંગી વસ્ત્રો જેને પ્રિય છે એવી, નિતંબિનીના પ્રધાન લક્ષણવાળી ત્યાંની મહિલાઓ, ને એમનાં "તનાખા"ના ધવલ લેપથી શોભતાં મુખમાં દોઢ વેંત લાંબા ચીરૂટ ! કષાયવસ્ત્રધારી બુદ્ધ ભગવાનના અહિંસામાર્ગની મૂર્તિ સમા ત્યાંના ભિખ્ખુ ફૈંજીઓ, ને તેમના એ માંસમદિરાના આહાર તથા સર્વસાધન–સંપત્તિ–પૂર્ણ "ચ્યાઉં" (મઠ) ! આનંદી, વિલાસી, મસ્તીખોર, સ્વચ્છંદી, મોજીલા પુરુષો–ને તેમના વિકરાળ, ઝનૂની, ક્રોધાવેશ ! એના સુવર્ણરાશિ સમા ઉન્નત, આત્માને સ્પર્શતા ભવ્ય પગોડા–ને એમના, અડધા માઇલ સુધી અસહ્ય દુર્ગન્ધ ફેલાવતી "ન્હાપી" (સડેલી માછલી)ના આહાર ! અહિંસક સુકોમલ, સહિષ્ણુતાની પરાકાષ્ઠા સમા બૌદ્ધધર્મથી પ્રેરિત એમની ધર્મભાવના, આસ્થા, પરોણાગત તથા આર્દ્રતા અને દુનિયાભરમાં અજોડ એવાં ખૂન, ધાડ, લૂંટફાટ, હુમલાખોરી અને મારપીટના વર્ષે ને વર્ષે વધતાં દફતર ! પુષ્પના ઢગલા, પુષ્પનાં આભૂષણો–બસ પુષ્પ, પુષ્પ ને પુષ્પ; ને તેની વચમાં વિરાજતી, ને તેનાથી સુમંડિત અંગોવાળી અતિ સુઘડ વસ્ત્રોથી શોભતી લલનાઓના મુખમાં ખોસેલા "ચુટ્ટાઓ"–માંથી નીકળતા ધુમાડા ! એમના જોગીઓનાં જૂથ, ને એ અતિશૃંગારપ્રચુર સર્વવ્યાપક નાટારંગ.

## અદ્‌ભુતતાની ખાણ

અહો ! બ્રહ્મદેશ સાચે જ અદ્‌ભુતતાની બેનમૂન ખાણ છે ! ત્યાં પુરુષો મોજશોખ ને વિલાસિતામાં મશગુલ રહે છે, ને સર્વ પ્રકારના કારભાર, ધંધારોજગાર, દુકાનદારી તથા વેપાર સ્ત્રીઓ કરે છે. ત્યાં ચોમાસાના દિવસો બાદ કરતાં અવિરત "પ્વે"ના નાચ નાટક ગામેગામ ખુલ્લાં મેદાનોની વચમાં રચેલા માંચડાઓ ઉપર સવારોસવાર ચાલે છે, ને હજારો સ્ત્રી, પુરુષો ને બાળકો ગામેગામથી આવી, ગાડાં છોડી, ચટાઇઓ બિછાવી, ભાતાં ખોલીને એની ફરતા ધામા નાંખે છે. ત્યાં

થડીન્જુની દિવાળીમાં આખો દેશ દીપમાળાથી ઝગઝગી ઊઠે છે, ને તગુલાના જલોત્સવમાં નરનારીઓ નિર્બન્ધપણે જળક્રીડામાં મગન થાય છે. ઉત્સવ, તો બર્મીના. સાધુ, તો બર્મીના. સ્ત્રીઓ, તો બર્મીની. ચીરૂટ, તો બર્મીના. પગોડા, તો બર્મીના. નૃત્ય-પ્રત્યેક આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષ નૃત્યસંગીતની મૂર્તિ હોય, તો તે બર્મામાં. કલા, તો આ દેશની. નૈસર્ગિક સૌન્દર્ય ને પ્રકૃતિના નિત્યનવીન વિલાસ તો તે આ ભૂમિના. નદીઓ, તો બ્રહ્મદેશની. હજારો માઇલનાં હરિયાળાં ગલીચા જેવાં, પવનમાં લહેરીઓ લેતાં આંખને ઠારતાં ખેતર, તો આ નિસર્ગસમૃદ્ધ દેવપ્રિય દેશનાં: માણેક જેવાં રત્નો, તો મગોક ઈ. નાં. ચોખા, તો બંગાળી ઉપસાગરના પૂર્વ તટે લંબાયેલા આ અનોખા દેશના.

હવે ચાલો આ અનુપમ સ્વર્ણભૂમિ ઉપર એક વિહંગદૃષ્ટિ ફેરવી લઇએ, એક નાનકડા લેખમાં એની અવર્ણનીય વિવિધતા-ને બાંધવાનો પ્રયાસ કરી જોઇએ.

કોઈ પણ નિષ્પક્ષ પ્રવાસી તથા અભ્યાસી, જેને આ દેશનો હિંદથી વિચ્છેદ કરીને તેને બ્રિટિશ સલ્તનતના નોખા અંગ તરીકે ગોઠવાયેલો જોવામાં સ્વાર્થ નથી સમાયેલો અગર જેના ચિત્ત ઉપર કેટલાંક વર્ષોથી ખંતપૂર્વક ચલાવવામાં આવતા હિંદવિરોધી પ્રચારની ભ્રમમૂલક છાપ પહેલેથી પડેલી ન હોય, તે જોઈ શકશે, કે સ્વાભાવિક રીતે બ્રહ્મદેશ હિંદનું અંગ થવા, સુદૂર પૂર્વના દેશો સાથેના ભારતના સંબંધને સાંકળનાર કડી બનવા, સર્જાયેલો છે. તેનો ધર્મ હિંદનો, તેના રીતરિવાજ મનુ-સ્મૃતિ ઉપરથી ઘટાવેલા, તેનાં ઇતિહાસપુરાણ હિંદમાંથી લીધેલાં, તેના રાજવંશનો દાવો કપિલવસ્તુના શાક્યવંશી હોવાનો, તેના લોહીમાં ભારતીય રક્તનું ઇતિહાસપ્રમાણિત મિશ્રણ, તેની માગધીજન્ય ભાષા, તેની દક્ષિણ-ભારતીય પ્રકારની મીંડાક્ષરી લિપિ, તેની નદીઓનાં "ઈરાવતી" જેવાં

તથા નગરોનાં અમરાપુરા, અરિમર્દનપુર ( આવા ), મિથિલા ( મેઈટીલા ), ઉસ્સા–ઓરીસા (પેગુ), જયવતી (ઝેયાવાડી) જેવાં નામો.—આ સમાનતાનાં, એકતાનાં પ્રમાણોની નામાવલીમાત્ર ગણાવવા બેસતાં પણ એક આખો ગ્રંથ ભરાય ! બુદ્ધ ભગવાનના જન્મ પહેલાંથી ઉત્તર ભારતીય રાજવંશોની આણ આ દેશમાં પ્રવર્તતી હતી, ને બ્રાહ્મણોને રાજદરબાર તેમ જ પ્રજામાં આચાર્યપદ, પંડિતપદ હતાં. આ દેશના ઇતિહાસો બ્રાહ્મણોને હાથે લખાયા હતા. આજે ય, દોઢ કરોડ જેટલી આ દેશની વસતિના દસમા ભાગ જેટલા ભારતીયો અહિં વસે છે–ને તે પેઢી દર પેઢીથી.

આ વિશાળ દેશ, લગભગ જર્મની જેટલા કદની આ ભૂમિ, માત્ર થોડાં વર્ષોથી પ્રવાસીઓને હાથે વાસ્તવિક કદર પામતી થઇ છે. હજી પણ એની સુંદરતા અને તેના અવર્ણનીય વિસ્તારનો ખ્યાલ થોડાકને જ છે, ને મુસાફરો રૂઢિ-નિર્મિત માર્ગોએ ફરી આવીને એકાદ બે અઠવાડિયાંમાં દેશને જોઇ લીધો હોવાનો ભ્રમ સેવે છે. રંગૂનથી ઉપડીને માંડલે જઇ આવ્યા, ને ઇરાવતી નદીમાં થોડે સુધી જઈ આવ્યા, એટલે બર્મા જોવાઇ ગયો, એવી ભ્રમણા હજી પ્રવર્તમાન છે; પરંતુ વાસ્તવમાં એવો ખ્યાલ આ સોહામણા દેશને ઘોર અન્યાય કરે છે. જેમ જેમ નવી રેલ્વેઓ બંધાતી જાય છે, નવા રસ્તા ઘડાતા જાય છે ને નવાં સ્થળો ખુલતાં જાય છે તેમ તેમ અવનવી અદ્દભુતતાઓ દૃષ્ટિગોચર થાય છે. જેણે મોલમીન અને એને ફરતું સેંકડો માઇલોનું નંદનવન નિહાળ્યું હશે, તે પોતાને ધન્યજીવન માનતો હશે. અહો, એ અનંત ડુંગરમાળો–લીલીછંમ હરિયાળીથી આચ્છાદિત, હજારો આકૃતિઓ રચતી એની ટૂકો, એ ટૂકોને માથે મણિમય મુકુટ શા શોભતા પગોડા, એ મનોરમ, આંખોને કેદ કરી લેતા વિપુલ જલરાશિઓ ને પ્રવાહો, એ મહાકાય સાલ્વીન નદીના વિશાળ વક્ષઃસ્થળ ઉપર

નાચતી નાવડીઓ, એ નાજૂક ઘરો ને એ રંગીલાં ગ્રામ્યજનો —એ ખૂબી તો બસ બ્રહ્મદેશની જ. ,અને પગોડા ! ચાઇડીયોનો પહાડની ધસ ઉપર ઊંડી ખીણ ઉપર અદ્ધરપદ્ધર ઝુલતી મોટી ગોળ શિલાની ટોચ ઉપર રચેલો પગોડા–કઇ દૈવી શક્તિ સદીઓ થયાં એ ગોળ શિલાને ખીણમાં ગબડતાં રોકી રહી હશે ? સાલ્વીનની ઉપર વહેલા જાઓ, ને જુઓ એના અનેક ધોધ, વમળો, આકરા ઢોળાવ ને પર્વત કંદરાઓમાં ડહોળાતાં એનાં ઝનૂની જળનાં મનોહર તાંડવ. મોલમીન જળમાર્ગે જાઓ– ને નિહાળો એ અનુપમ કુદરતની શોભા–આંખો ભરીભરીને જોઇ લેજો. એવાં દશ્ય દેવદુર્લભ છે.

## ઉત્તરનાં વશીકરણ

એ રળિયામણા દક્ષિણ પ્રદેશની જાદુભરી ભૂમિ. પરંતુ ઉત્તરની મોહની, ઉત્તરનાં વશીકરણ, ઉત્તરની ભૂરકી એને પણ ટપી જાય એવી છે. એની ઇંદ્રજાળ આગળ પેલા ઋષિમુનિઓને લોભાવતી અપ્સરાઓનાં પ્રલોભન પાણી તો ભરે, પરંતુ ખાંડ પણ ખાય. વીતરાગીને અનુરાગી બનાવે, માનવ શરીરના સૌન્દર્યમાં રાચનારને કુદરતની ભવ્ય સુંદરતાનો ગુલામ કરી દે, એવી એની મીઠી જુલમગારી છે. રંગૂન અને એનાં નિકટવર્તી સર્વપરિચિત સ્થળોનાં આકર્ષણોની તો વાતે અહિં કરવાને અવકાશ નથી. સામાન્યતઃ અપરિચિત હોય તેવાં સ્થળોના નિર્દેશ માટે પણ આ લેખમર્યાદામાં ક્યાં પૂરતું સ્થળ છે ? એટલે વિશ્વવિખ્યાત શ્વેડગોં ને સુલે પગોડાઓ, રોયલ, કોકાઇન ને હુલેગાનાં સ્વર્ગસમ સરોવરો, પેગુનો શ્વેમોડૉ, સીરીયમની ખૂબીઓ એટલાંની તો નોંધ સરખી માંડ લઇ શકીશું. બ્રહ્મદેશ એટલો વિશાળ ને એવો ક્ષણેક્ષણે નવતા દર્શાવતી રમણીયતાથી સભર ભરેલો છે, કે પ્રત્યેક પ્રકારની પસંદગીને રોચક વસ્તુ એમાં સુલભ છે. એની નવલતા અપરંપાર છે;

એક જુઓ ને બીજું ભૂલો—ને જોતાં પાર ન આવે, ચિત્ત ધરાય નહિ. શું લેખક શું કવિ, શું ચિત્રકાર શું ફોટોગ્રાફર શું સ્વપ્નદ્રષ્ટા શું સરવાળા—બાદબાકીમય મનોદશાવાળો વણિક—દરેકને માટે તેમાં અખૂટ ખજાના છે. અનેક સ્મૃતિશેષ બનેલાં પાટનગરોનાં ખંડેરો, સેંકડો, હજારો, લાખો જીર્ણ પગોડા, નિબિડ જંગલો, ભવ્ય ભયાનક રમણીયતાની મૂર્તિઓ સમી પહાડની કંદરાઓ, સાગર જેવી ધીરગંભીર વિશાળ નદીઓ, અસંખ્ય ઝરણાં, અગણિત જળાશયો—અને તે સાથે રત્નો તથા ધાતુઓની ખાણો, તેલના કુવા, સાગવાન લાકડું, ચોખા, લાખ, કપુર ઇત્યાદિ વ્યાપારી દ્રવ્યો: એ બધું અહિં છે. માનવજાતિની વિવિધતા તો આ દેશ જેવી બીજે કયાં ય ન મળે. ભરતખંડના પ્રત્યેક પ્રાન્તના રહેવાસીઓ, અને પ્રાયઃ દુનિયાના દરેક દેશના પ્રતિનિધિઓનો શંભુમેળો બ્રહ્મદેસનાં નગરોમાં જેટલા ને જેવા પચરંગી પ્રમાણમાં છે, તેટલો ધરતીના બીજા કોઈ પણ સ્થળ ઉપર ન હોઇ શકે. વળી સ્વયં બ્રહ્મદેશની જ જાતો જુઓ! તેના ભીતરમાં એવી ડઝનબંધ જાતિઓ વસે છે કે જેમની હયાતીની હજી કોઇને ખબર નથી. અને એવી જ અજબ એની વનચરસૃષ્ટિની સમૃદ્ધિ છે. હાથીની તો આ ભૂમિ. ઇન્દ્રના વાહન તરીકે, વિખ્યાત શ્વેત હાથી બ્રહ્મદેશનાં જંગલોમાં ધૂમે છે. સિંહ બાદ કરતાં ભાગ્યે જ બીજું કોઇ પ્રાણી હશે કે જે એ વનરાજિઓ ને પર્વતમાળાઓમાં ઉપલબ્ધ ન હોય. પંખીઓ પણ અનેકરંગી. ઉત્તરમાં હિમાલયની તળેટી તથા આસામ, ચીન અને તિબેટને જોડીને સૂતેલી પહાડશૃંખલાની સીમા, તે પૂર્વ થઇને છેક દક્ષિણ સુધી ચીન અને સાયામ વગેરે પ્રદેશોના સંપર્કમાં લંબાતી ટેવોય મરગ્વી સુધી પથરાય છે. એ વિસ્તારમાં આળોટવાની તેથ જ વનસ્પતિ ને પ્રાણીઓની વિવિધતા ભરતખંડ કરતાં જરા ય ઉતરે એવી નથી.

## જાતિઓ અને ભાષાઓ

એવી ખૂબીઓથી પ્રચુર એવા 'આ દેશની સર્વોત્તમ વિશિષ્ટતા ઉપર ઇશારો કર્યા પ્રમાણે તેની માનવજાતિઓની વિવિધતાની છે. ખુદ બર્મામાં પેઢી દર પેઢી વસી રહેલા ગુજરાતીઓ પણ જાણીને આશ્ચર્ય પામશે કે આ દેશમાં લગભગ ૧૫૦ ભાષાઓ બોલાય છે ! અને હજી એ ગણતરી અધૂરી હોવાનું માનવાને કારણો મળ્યા કરે છે. હજી હમણાં ૧૯૩૫ના નવેમ્બર મહિનામાં જ શાન પ્રદેશના પહાડોની ગુફાઓમાં સર્વથા અપરિચિત જાતિનાં ચિહ્નો મળ્યાથી સંશોધનપ્રિય જગતમાં મોટી ઉથલપાથલ થઇ હતી; ને હજી એવી કેટલી ય શોધો કરવાની સરહદનાં નિબિડ વનોમાં બાકી હશે ! અસ્તુ. જે જાતિઓ ને કબીલાઓ અત્યાર સુધી જાણમાં છે, તેમને ત્રણ વિભાગોમાં વહેંચી શકાય તેમ છે : ( ૧ ) તીબેટીબર્મન ( ૨ ) મોં અને ( ૩ ) ટાઇચીના.

પ્રથમ વિભાગમાં જેને આપણે બર્મીઝ જાત કહીએ છીએ તે સર્વથી વધારે મોટી સંખ્યામાં છે, તે ઉપરાંત તેમાં આરાકાની, કચીન, ચીન વગેરે છે, પરંતુ બર્મીઝનું તેમાં પ્રભુત્વ છે. જાતિને હિસાબે બર્માઝને તીબેટી વર્ગમાં મૂકવી પડે છે, કારણ કે આ લેખના આરંભમાં દર્શાવ્યું તેમ, આર્ય સંસ્કૃતિથી ઓતપ્રોત છતાં એ જાતિની રચનાની ભૂમિકા તીબેટી 'કુળ' કબીલા છે. મિશ્રણોના બીજા પ્રવાહ એ મધ્યબિન્દુમાં ભળ્યા છે, તેથી શાસ્ત્રીય પરિભાષા તેમજ વાસ્તવિકતાની દૃષ્ટિએ પણ એને તીબેટી કહી શકાય. એ તીબેટી સ્વરૂપમાં તેની આ પ્રદેશમાં હયાતી લગભગ બે હજાર વર્ષ જેટલી ગણવામાં આવી છે. તેના મિશ્રણે બર્મીઝ જાતિનું રૂપ પકડયે તો હજાર વર્ષ પણ નથી થયાં પરંતુ બીજરૂપે તેણે ઉપર્યુક્ત સમય અવશ્ય અહિં વીતાવ્યો છે. તીબેટથી ભૂખ્યાં, અનેક પ્રકારનાં સંકટોથી

હડસેલાયલાં ટોળાં હજારો વર્ષો થયાં ચોતરફ પ્રયાણ કરતાં જ રહેલાં છે. ક્યુકો બ્રહ્મદેશની સીમાની ઉપર વિસ્તરેલા પહાડો ઉપર પહોંચ્યા, ને માંડ ઠરી ઠામ થયા, ત્યાં પાછળથી બીજી લહરી આવી, ને એમને અંદરના પ્રદેશમાં ઉતરવાની ફરજ તેણે પાડી. એની પાછળ ત્રીજી, એની પાછળ ચોથી—એમ નિરંતર પ્રયાણલહરીઓ ચાલી. પાછળ આવે તે આગળનીને ભીતરમાં ધકેલે. એ ક્રમ આજ પર્યન્ત ચાલુ છે. આજે પણ કેટલાક કબીલા આ દેશની સીમા પર સૂતેલા પર્વતો સુધી હમણાં જ પહોંચ્યા છે, કેટલા ય લગભગ નજીક આવ્યા છે, ને કોણ જાણે કેટલા ય હજી એ રાહે પ્રયાણ કરી રહેલા છે. આમ બર્મીઝ જાતિના મિશ્રણનો ક્રમ હજી ચાલુ છે. તીબેટી, ચીના, શાન, આર્ય દ્રાવિડ, અરબી ઇત્યાદિ તેમાં મોજૂદ છે, ને હજી એ તત્ત્વો વધારે પ્રમાણમાં ઉમેરાતાં જાય છે, ને નવાં પણ ભેળાતાં દેખાય છે. એ વર્ગમાં બીજો સમૂહ આરાકાનીઓનો. માત્ર અઢાઉંક્યાં વંશથી આરાકાન આ દેશનું અંગ બન્યો છે. તે પહેલાં તે સ્વતંત્ર હતો. તેની જનતામાં વિશેષ ભાગ આસામ બંગાળાના વતનીઓ, અરબો, હિંદના મોગલ શાહેનશાહના અસંખ્ય સિપાહીઓ, બ્રાહ્મણો, બૌદ્ધો, પોર્ટુગીઝ ઇત્યાદિનાં રક્તનાં મિશ્રણ છે, ચીન–કચીન વગેરે જાતો ડુંગરાળ પ્રદેશોમાં વસનારી હોઈ તેમની નસોમાં ચીનાઈ તત્ત્વ પ્રધાનપદે છે.

બર્મીઝ જાતિ તેના વર્તમાન સ્વરૂપમાં અમુક સંજોગોમાં આવી હતી. તેમની ઉત્પત્તિ અને તેમનો વિકાસ ઉત્તરમાં થયો હતો. પરંતુ દક્ષિણમાં તલાઈન્-મોં જાતિ પ્રબળ હતી. એનો સમાવેશ બીજા વર્ગમાં થાય છે. એ સમૂહ, એટલે આ દેશની કેટલીક અસલી કોમોમાં દક્ષિણ ભારતના તેલંગ ઇત્યાદિ પ્રદેશોથી આવેલા હિન્દુ આર્ય તેમ જ દ્રવિડોનો સમાવેશ. વળી તેમાં શ્યામી લોકોનો સંબંધ પણ ઠીક જોડાયેલો. એ જાતિની સંસ્કૃતિ સુંદર, કલામય ને ઉચ્ચ કક્ષાની હતી. તેનું સ્વરૂપ

ભારતીય સંસ્કૃતિથી થોડું જ વેગળું હતું. આ જનસમૂહ સાથે ઉપર્યુક્ત ઉત્તરદેશી કબીલાના વિકાસનું સંઘર્ષણ થયું. આ સંઘર્ષણની સાઠમારી પ્રાયઃ હજાર બારસો વર્ષ સુધી ચાલી હતી. અને તે કેવી ખૂનખ્વાર, કેવી ઝનૂની ! તગાઉંના શાક્યવંશી સામ્રાજ્યમાં ફૂલી ફાલી પગભર થયેલી ક્યુ જાતિ આનોના સંમિશ્રણ વડે અતિ ઝનૂની બની હતી. અરિમર્દનપુર (પગાન)માં મહારાજા અનોરાધા(અથવા અનાવ્રાથા)ના પંથ દરમ્યાન એ દંગલ જોર પકડતું ગયું. તલાઇઓના મોરચા થટોં અને પેગુમાં હતા. સારી સ્વર્ણભૂમિના એક છેડેથી બીજા છેડા સુધી આ ભયાનક જીવનસંગ્રામ જામ્યો. ઘડીમાં વિજયશ્રી એક પક્ષે ઝોક લે, ને ઘડીમાં બીજે પક્ષે. સહસ્ર વર્ષનાં આ અવિરત તાંડવે અનેક રાજ્યોની ઉથલપાથલ જોઇ, અનેક પાટનગરોની ચડતીપડતી દેખી. તગાઉં પગાન, આવા, અમરાપુરા, શ્વેબો, ટાંગુ, પ્રોમ, પેગુ-એ બધાં ઊગ્યાં ને આથમ્યાં. વંશપરંપરા આ ઘોર સંહાર ઊતર્યો; ને તે ત્યારે જ શમ્યો, કે જ્યારે છેલ્લા રાજકુલના સ્થાપક અલાઉંફ્યા ઉર્ફે અલોંપ્રાના લોખંડી પંજાએ તલાઈ જાતિનું નિકંદન કાઢી તેનું ઉન્મૂલન કર્યું, બચ્યા તેમને શ્યામના આશ્રિત બનાવી દીધા, ને યાં-ગોં અર્થાત "યુદ્ધના અંત"-ની સ્થાપના કરી એ જ એ યાં-ગો છે, જેને અંગ્રેજોએ પોતાની સ્વાભાવિક અપભ્રંશપ્રિયતા અનુસાર રંગૂનને નામે પ્રખ્યાત કર્યું છે, ને જેના ઉપર શ્વેડગોંના સુવર્ણરાશિ મુકુટરૂપે વિરાજે છે, અને આ દંગલ દરમ્યાન બીજે સરહદી શાન આક્રમણો થતાં હતાં, તેમની સામે રક્ષણ કરવાની આવશ્યકતા-માંથી પ્રોમમાં 'બર્મીઝ' જાતિનો જન્મ થયો હતો, અને જેનુ મથક લગભગ છસો વર્ષ સુધી ટાંગુમાં હતું. એ જન્મ આજથી લગભગ ૮૦૦ વર્ષ ઉપર થયો હતો. તે પહેલાં બર્મીઝ નામની કોઈ જાતિ અસ્તિત્વમાં નહોતી.

## અન્ય અનેક પ્રવાહો

એક તરફથી આ જીવનસંગ્રામની ત્રમઝટ બોલી રહી હતી

તે દરમ્યાન, ઉપર ઇશારો કર્યો તેમ, બીજી તરફ અનેક હિલચાલો, અનેક પ્રયાણ, આક્રમણ ને પલાયનના પ્રવાહો આમથી તેમ રેલાતા, આથડતા ભળી જતા ને વિખૂટા પડતા હતા. ખાસ કરીને તેમાં સૌથી વધારે પ્રબળ અસર શાન કબીલાઓની હતી. ઉત્તરમાં તેમનું નિવાસસ્થાન સરહદી ડુંગરાઓની–ચીનના યુનાન પ્રાન્તની–સીમાની ભીતરમાં. ત્યાંથી તેમણે પગપેસારો માંડયો. એ ઉત્તર બ્રહ્મદેશને તેણે લગભગ આરપાર વીંધી નાખ્યો. અમુક સમય સુધી, લગભગ શતાબ્દીઓ સુધી, પગાનની તળપદી રાજસત્તાને પરાસ્ત કરીને તેણે પોતાની દુહાઈ ફેરવી હતી, ને રણસંગ્રામોનાં ડાકલાંથી આસ્માન ગાજી રહ્યું હતું. પરંતુ અંતે એમના આક્રમણના પ્રતીકારરૂપે સંગઠિત થયેલી બર્માંઝ જાતિની સંખ્યા તેમ જ સંસ્કૃતિના બળે તેમને પાછા હઠાવ્યા હતા; અને આજે તેઓ પર્વતવાસી શાન ઠકરાતોની મર્યાદામાં સમાઈ ગયેલા દેખાય છે. તે ઉપરાંત ચીંદવીન નદીના ઉત્તર ભાગના તટે, અને આસામમાં પણ એ જાતિની હયાતી એક અગર બીજા નામે દષ્ટિગોચર થાય છે. શાન લોકોની ભરતીઓટ ઉપરાંત જે નાની હિલચાલો હતી તેમાં બ્રહ્મદેશના પશ્ચિમ કિનારે ઉત્તરથી દક્ષિણ તરફ ઉતરી આવતી ચીન અને પૂર્વની સરહદે પણ એ જ દિશામાં પ્રયાણ કરતી કરીન જાતો નોંધવા યોગ્ય છે, તેમનાં સ્થાન મૂળ ચિનહિલ્સ અને કચીન હિલ્સમાં હતાં, પરંતુ કાળે કરીને તેઓ ક્રમશઃ તળેટીઓમાં પણ ફેલાઇ ગયા છે. છતાં શાન રાજ્યોમાં એમની વસતિ વધારે પ્રમાણમાં છે; હજી પણ એ અને બીજા અનેક નાનામોટા કબીલાઓની હિલચાલોનાં વમળ ડહોળાઈ રહેલાં છે, ને તેમાંથી ક્વચિત્ ક્વચિત્ આજ પર્યન્ત અપરિચિત એવી કોઇ માનવજાતિનો સમૂહ દષ્ટિએ તરી આવે છે. આ પ્રવાહો પ્રતિપ્રવાહો, અને વમળો નિરંતર ઘુમરીઓ ખાય છે, ને સાથોસાથ અથડામણ અને મિશ્રણ પણ વધતાં જાય છે. બ્રહ્મદેશમાં અવશિષ્ટ તલાઇ–મો બર્માંઝમાં લુપ્ત થઈ ગયા

છે. આરાકાનીઓ છેલ્લાં દોઢસોએક વર્ષો થયાં એ જ માર્ગે ગતિ કરી રહ્યા છે, ને થોડાં જ વર્ષોમાં એમનું નિરાળું અસ્તિત્વ મટી જવા સંભવ છે. શાનો, કરીનો અને ચીના, જે બધા ચીનાના પિતરાઇઓ જેવા છે, તેમની ખીચડી બનીને એક તરફ પકાતી જાય છે. કરેન જાતિની સુંદર, બહાદુર કોમ, જે લગભગ આખી ઇસાઇ થઇ ગઈ છે, તે જો એકપક્ષે એંગ્લો-બર્મીઝની વર્ણસંકરતામાં તો બીજે પક્ષે બર્મીઝના સર્વપાચક ઉદરમાં ધીમે ધીમે લોપ થતી જાય છે. જ્યારે આ ક્રમ સવિશેષ પ્રમાણમાં પ્રગતિ કરશે ત્યારે આ દેશની મુખ્ય વતની જાતિઓમાં બર્મીઝ, એંગ્લો-બર્મન અને શાન રહેશે. અને તેમની કાયા પણ આજે છે તેના કરતાં અકલ્પ્ય પ્રમાણમાં પલટાઇ ગએલી હશે. કારણ કે ખાસ કરીને પહેલા બે વર્ગોમાં હિંદી અને ચીના રકતનાં "ઇન્જેક્શન"નાં સ્રોત પ્રબલતા ધારણ કરતા જાય છે. કહો કેવી અદ્ભુત આ માનવ–ઘડતરની લીલા ! પુરાણપ્રસિદ્ધ બ્રહ્મદેશ સિવાય બીજે ક્યાં ય એના દર્શનનો સંભવ હોય ખરો ?

### સમય-સાધનની આવશ્યકતા

અને આટલા પચરંગી દેશને નીરખવો હોય તો અવશ્ય સમય ને સાધન જોઇએ. ટેનાસરીમ જિલ્લા અને મોલમીનની મોહિનીની ઝાંખી આપણે કરી ગયા. "ડેલ્ટા" યાને ઇરાવતી નદીનાં અનેક મુખોમાં તણાઇ આવતી માટીના જમાવમાંથી ઘડાએલી રંગૂનની ઉત્તર-દક્ષિણે પથરાયેલી સોનાના કટકા જેવી ભોંયની અવર્ણનીય સુંદરતા અને ઇરાવતીને ઉપરવાસ થોડે સુધીના પ્રદેશની ખૂબીઓ તો લગભગ સાર્વજનિક સંપત્તિ બની ગયેલી છે. પણ થોડાંક વર્ષો થયાં માંડલે-મેમ્યોને ભૂલાવે એવા કલૉની પહાડી સુંદરતાનો પરિચય આગંતુકોને થવા લાગ્યો છે. રેલ્વે ટ્રેનમાં થતી અથડામણનો અનેકગણો બદલો આપે એવી એ ડુંગરની મુસાફરી રમણીય છે. અને ખુદ કલૉ ! એની ચઢઉતર ડુંગરમાળાઓ તોફાને ચઢેલા મહાસાગરની

તરંગશ્રેણીઓ જેવી ભવ્ય છતાં આહ્‌લાદક દેખાય છે. એનાં મનોહર પાઈનનાં વન, એની ફળફૂલની વિવિધતા ને વિપુલતા, એની હાડપિંજરમાંથી માનવી બનાવે એવી ખુશનુમા આબોહવા ! શાન મુલકનો એ સોહામણો ઊંબર. એ...ને દૃષ્ટિ લંબાય ત્યાં સુધી પથરાયેલાં લીલાં મેદાનો ને વૃક્ષરાજિઓ, એના ડુંગરાની ટૂંકો ને સુરમ્ય ખીણો, એના ચિત્તાકર્ષક ઢોળાવો ને એની સાપ્તાહિક "ગુજરીઓ"માં એકત્ર થતા આસપાસનાં અનેક ગામોના રહેવાસીઓના ચહેરામહોરા, પોશાક, રીતરિવાજ તથા સરસામાનની મનને મુગ્ધ કરનારી વિશિષ્ટતાઓ ! ગળામાં પિત્તળની હાંસડીઓ ખડકીને બબ્બે વેંત જેટલાં લાંબાં ગળાંવાળી પડાઉં સ્ત્રીઓ, પગની ઘૂંટીથી સાથળ સુધી કલ્લાંના થોક ભરનારી અક્કડ પગવાળી "ત્રે" સુંદરીઓ, અત્યંત કુતૂહલપોષક ઉત્સવો અને તહેવારો, પંદર વર્ષના છોકરાને પંચોતેર વર્ષની નવોઢા સાથે પરણાવતા "ગાઉંટો" લોક, લગ્નને નામે જેને ત્રાસ છે ને તેથી ફરી આજે જેનાં અડધો ડઝન કુટુંબો માંડ હયાત છે એવા વિચિત્ર બાન્યો લોક, એ અને એવી અપરંપાર વિચિત્રતાઓનું એ, સરહદી મથક અદ્વિતીય સંગ્રહસ્થાન છે.

### ઇલે સરોવરનું સૌંદર્ય

પરંતુ એ તો હજી સ્વર્ગનો દરવાજો માત્ર છે. એની પણ પેલી પાર વિસ્તરેલું પેલું ઇલે સરોવર જોયું છે ? એના સ્ફટિક શા સ્વચ્છ જળમાં અરીસા જેવાં સુરેખ પહાડો અને વનરાજિઓનાં પ્રતિબિમ્બ નીરખીને તમે પાગલ બન્યા છો ? એની શીતળ છાતી ઉપર સદૈવ વસતાં માનવીઓના જીવન-વ્યવહાર વિશે સાંભળ્યું–વાંચ્યું છે ? લાંબી સર્પ જેવી નૌકાઓમાં બેસીને પાણીમાં નાખેલા એક પગનો હલેસાં તરીકે ઉપયોગ કરતા ચપળતાથી સર્વ સ્થળે ફરી વળવાની એમની આશ્ચર્યજનક કલા વિશે તમે કશું જાણો છો ? પણ કલો અને તેની પડોશના શાન પહાડોમાં જ નંદનવન સમાઈ જતું નથી. ટૌંજી

તેની હરીફાઇ કરે છે. દક્ષિણ શાનસમૂહોનું એ પાટનગર. કાશ્મીર, હિમાલય અને વિલાયતમાં જોવામાં આવતી વનસ્પતિની અપાર સમૃદ્ધિની ગોદમાં લપાયેલું એ રત્ન છે. એ સોઇલમ ! એ મેગ નાઇ ! માનવજાતિના સર્વભક્ષી કર્કશ સમાગમથી હજી પણ બચવા પામેલાં એ દેવદેવીઓ, અપ્સરાઓ અને પરીઓનાં પ્યારાં ક્રીડાંગણો! નદીમાર્ગે, રેલ્વે રસ્તે, કે હાથીપાકી સડકોની સતત વચ્ચે જતી જાળગૂંથણી વાટે, જ્યાં જાઓ ત્યાં કુદરત સોળે કળાએ ખીલી રહી છે. બ્રહ્મદેશ બૌદ્ધ છે, છતાં તેને તજ્યામીન( ઇન્દ્ર )ની આધિપત્ય નીચેની દેવ–દેવાંગનાઓની સૃષ્ટિમાં અપરિમિત શ્રદ્ધા છે. પ્રત્યેક વૃક્ષ, પ્રત્યેક જળાશય, હરેક કુંજ, હરેક ડુંગર ઉપર કોઇ ને કોઇ વિદેહ આત્માની આણ હોવાનું તેઓ માને છે. દેશભરમાં, ગામે ગામે, વને વને, વૃક્ષે વૃક્ષે નાનકડાં લાકડાનાં સુંદર ઘર ટાંગેલાં હોય છે, અને તે એ સ્થળના "ના" ( પરી, અપ્સરા કે કોઇ વીર યા વીરાંગનાના વિદેહ આત્મા )ને અર્પણ કરેલાં હોય છે. ત્યાં રોજ ધૂપ દીપ પુષ્પાદિ ચઢે છે, ને કોઇ એનું અપમાન કરતું નથી. એમની આ અતીવ સુંદર કલ્પના તેમને વનસ્પતિ તથા નિસર્ગની અન્ય સંપત્તિ પ્રત્યે સવિશેષ અનુકંપાશીલ ને વિનમ્ર બનાવે છે. એવાં ઘર–" નાતસઈ " રંગૂન જેવા વીસમી સદીના વેગથી ઘેરાયેલા શહેરની આસપાસનાં વૃક્ષો ઉપર હજી પણ નજરે પડે છે.

કલોની વાત કરી, ટૌંજીની નોંધ લીધી. હવે લાસ્યોને યાદ કરો. અનેક સુશોભિત શાન મંડલોના અણમોલ પ્રવાસોનું એ મુખદ્વાર છે. અને એ બધું જ સર્વાંગસુન્દર છે. લાસ્યોમાં રેલ્વેનું ટર્મિનસ છે. ત્યાંથી પેલી ઇજિનેરી કળાની અજાયબી સમા ગોટીક તરફ જવાની ગાડી પકડો. આહ ! જમીનની સપાટીથી આઠસો ફીટ ઊંડી ખીણમાં નદી ધસી આવે છે, ને પત્થરને તોડી ભૂગર્ભમાં અદશ્ય થાય છે. એ ગુફાથી ૮૦૦ ફીટ

ઊંચે વિશાળ પુલ છે. એ જંગી પુલ ખીણની તળેટીમાંથી કરોળિયાની નાજુક જાળ જેવો ભાસે છે. ત્યાંથી ગાડી પકડીને ચાલે તો આવે મેમ્યો. એ બર્માની સરકારનું ઉનાળાનું પાટનગર. અંગપ્રત્યંગે મનોહર એવા મેમ્યો પહાડ અને તેનું નગર, તેનાં સરોવર, ત્યાંથી વિસ્તરેલાં દૃશ્યો, - તેનો સર્પાકારે નીચે ઉતરતો મોટર રસ્તો—એ સ્વપ્ન સમું અલૌકિક છે. ને એની તળેટીથી ત્રીસ માઇલે પહોંચશો માંડલે! બ્રહ્મદેશનું અંતિમ પાટનગર! રાજા મીન્ડોને બંધાવેલો એક ચોરસ માઇલનો રાજગઢ, એની અંદરના મહેલો, એ મહેલોના અનેકરંગી ઝગમગતા શણગાર, એનાં સિંહાસનો, એનાં સંગ્રહસ્થાન, એ ગઢને ફરતી વિશાળ ખાઈ—એ વસ્તુઓને જિહ્વા હોય, તો કેટકેટલી ઉથલપાથલો, ખટપટો, પરાક્રમો અને સમૃદ્ધિની તેઓ સાક્ષી પૂરે! અને ત્યાંથી થોડે દૂર બર્મીઝ જનતાની ધર્મ પરની આસ્થાના કીર્તિસ્તંભ શો ઊભો છે માંડલે ડુંગર—એને ચાર પડખે પત્થરબંધ પગથિયાંની હારો નખશીખ લંબાય છે. થોડે થોડે અંતરે વિશાળ છાબંધ ચોગાનો, બુદ્ધની પ્રચંડ પ્રતિમાઓ, સાધુઓના મઠ, અતીવ સુંદર બર્મીઝ કારીગરીના નમૂના, ને ટોચ ઉપર મૂર્તિઓ ને પગોડાની ભરમાર! એનાં તે વર્ણન થઈ શકે? માંડલે શહેરની બીજી તરફ આવ્યો આરાકાન પગોડા, જેમાં બ્રહ્મદેશની પ્રાચીનતમ બુદ્ધમૂર્તિ 'મહામુનિ' બર્મીઝ લોક આરાકાનમાંથી ઉપાડી લાવ્યા છે તે વિરાજે છે.

## પ્રત્યક્ષમૂર્તિ ઇતિહાસ

અને આસપાસનો પ્રદેશ એટલે ઇતિહાસની પ્રત્યક્ષમૂર્તિ-અમરાપુરા, આવા, ... ... ! ત્યાં ઇરાવતી વહે છે. એની સામે પાર આવ્યો સગાઇનો પહાડ, જે આખો સુવર્ણમંડિત સ્તૂપોથી છવાયેલો છે, ને જેમાં હજારો ભિખ્ખુઓ વાસ કરે છે. ત્યાં મણીપુરી "પૌના" બ્રાહ્મણોનું પણ મથક છે, ને રામલીલાના

ઉત્સવો થાય છે. ઇરાવતી માતાનું નિષ્કલંક વક્ષઃસ્થળ હજારો ખંડેરોનાં પ્રતિબિમ્બને ઝીલે છે, ગઈ ગુજરી સમૃદ્ધિ માટે એને આશ્વાસન આપે છે. ને ત્યાંથી પગાન દૂર નથી. પગાન, જે ૧૧મી સદીમાં આ દેશનું ગૌરવવન્તું પાટનગર હતું ને જેની નૈસર્ગિક સંપત્તિ તથા ખંડેરોની ભવ્યતા દેશભરમાં અદ્વિતીય છે. માણેકની ખાણો માટે સુવિખ્યાત મોગોક પણ દૂર નથી. વળી છેલ્લા રાજકુળના આદિ પુરુષ વીર અલાઉંઙ્યાની જન્મભૂમિ શ્વેબો રેલ્વે સડક ઉપર જ છે. ત્યાંથી ચાલીને છેક ચીનની સરહદ ઉપર ડોકિયાં કરતું મીચીની વિચારગ્રસ્ત અદાથી ઊભું ઊભું સરહદની પેલી પાર પથરાયેલાં નિર્જન નિબિડ અરણ્યોના ગુપ્ત ભેદોને ઊકેલવામાં ગૂંથાયું છે. એ અરણ્યોથી છવાયેલી પર્વતની કતારો બ્રહ્મદેશની સીમાનો ચીન અને તિબેટ સાથે ભેટો કરાવે છે. હજીય ત્યાં કોઇ પણ "સુધરેલા" માનવીનો પદસંચાર થયો નથી. ત્યાં પચીસ પચીસ હજાર ફીટ ઊંચાં અચળ માથાં આસ્માન સાથે ટક્કર ઝીલે છે, અને એ જ એ સ્થળ છે કે જ્યાં તોફાની, નિરંકુશ, સ્વચ્છંદી માલી અને નમાઇખા નદીઓ કલ્લોલથી ભેટે છે, ને એ સંગમમાંથી ઇરાવતીનો પ્રચંડ વહેતો સાગર ઘુઘવાટ કરતો આખા બ્રહ્મદેશને સળંગ બે ભાગમાં કાપતો અદમ્ય શક્તિથી ધસ્યો જાય છે.

કુદરત દેવીની સંપૂર્ણ કૃપાથી પ્રફુલ્લિત બ્રહ્મદેશ એશિયાખંડનું અમૂલ્ય રત્ન છે. બારે માસ એ સુંદર છે, સાંગોપાંગ સુરેખ છે. એ જેવો સુંદર છે તેવો જ વ્યાપારી દ્રવ્યોથી સમૃદ્ધ છે. એનું ઇમારતી લાકડું વિલાયતમાં પણ અનેરું સ્થાન ભોગવે છે. એનાં કેરોસીન પેટ્રોલ વગેરે તેલો દુનિયાભરમાં વપરાય છે. એના ચોખા તો હિંદમાં ઘરેઘરે જાણીતા છે. એની લાખની ને ચાંદીની કારીગરી પ્રખ્યાત કચ્છી ચાંદીકામને ભૂલાવે તેવી છે. એના લોકોનાં આંગળાંમાં સ્વાભાવિક

કલા છે. ત્યાંના લોકો આનંદી, વિલાસી ને અતિથિસત્કારપરાયણ છે. ત્યાંની ભૂમિ જરાક ખોતરતાં કાચું સોનું આપે એવી રસાળ છે. સુધરેલી ઢબના વેપાર, સટ્ટાખોરી, પરદેશો સાથેની હરીફાઇ અને અન્ય વીસમી સદીની કુટિલતાઓ એ લોકોનું હીર ચૂસી રહી છે, કેમ કે આજે એનો વેપારઉદ્યોગ સર્વથા પરદેશીઓ ભોગવી રહેલા છે, ને એની કુદરતી સમૃદ્ધિ વિદેશી કંપનીઓની બેડીમાં બંધાઇ છે, છતાં બ્રહ્મદેશ આપણે માટે હમેશાં અદ્ભુત રંગે રંગાયેલો હતો, છે, ને રહેશે. ત્યાં ગુજરાતીઓની સંખ્યા તથા પ્રતિભા એવી સુદૃઢ છે, કે તેને સત્ય રીતે મહાગુજરાતનો એક પ્રાન્ત કહેવાની આપણે હામ ભીડીએ છીએ:

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત

રા. પૉલ

# બ્રન્ટનની મુલાકાતે

૨૦ મી ફેબ્રુ. પોંડીચરીમાંની મારી રૂમમાંના મોટા ગોળ ટેબલે બેસીને આ લખું છું ત્યારે ટેબલ પર મારી સામે એક વિઝિટિંગ કાર્ડ પડ્યું છે. તેની પર હાથે લખેલા સરનામાની પહેલાં વંચાઇ જતું છાપેલું નામ છે: PAUL BRUNTON. એમની આજ બપોરની ૧। થી ૨॥ સુધીના દોઢ કલાકની મારી મુલાકાતનું એ પરિણામ. … આજે સવારે અંબુભાઇની રૂમપર ગયો ત્યારે તેમણે મૅકસપ્લેંકકૃત 'વ્હેર ઇઝ સાયન્સ ગોઇંગ'માં ચંચુપાત કરવાનો પ્રયાસ કરતા મને, પોતે કૈંક લખતા હતા તેની વચ્ચે જ વાત સાંભરી આવતાં કહેલું: "પૉલ બ્રન્ટન આવ્યા છે." હું: "એમ? બનશે તો મળશું." અં: "હા, કાલે દર્શન પછી તો જવાના છે." હું: "ત્યારે તો આજે જ જવું જોઇએ." અં: "હા."… પછી તેમણે આગળ લખવા માંડ્યું ને મેં મારા હાથમાંની ચોપડી અનિચ્છાએ ('અનિચ્છાએ' કેમ કે એ ઉપલક નજર નાંખતાં સમજાય તેવી નહોતી; ને, ફરીથી હાથમાં આવે કે ન આવે, તેથી પણ 'અનિચ્છાએ' અને સખેદ) ટેબલ પર એને ઠેકાણે મૂકી. પછી, પ્રણામવિધિનો વખત પાસે આવતો હતો તેથી રૂમના નીચા ચોકઠામાં ઊભો ને ચોકમાં થઇને મંડપમાં જતાં નરનારીઓનું નિરીક્ષણ શરૂ કર્યું. … થોડી વારમાં, ડાબી પાસથી એક સાહેબ આવ્યા: સાદામાં સાદાં કોટપાટલૂન, રાખોડી રંગની નેકટાઈ,

માથે સોલા હૅટ; મોં લંબગોળ, નાક ધાટીલું ને પટુકરણ, ભૂરી ઊંડાણુમય આંખો, બંને જાણે દબાયલે લમણે સવિશેષ આગળ તરી આવતું ઊંચું તેજસ્વી લલાટ." આ જ પૉલ બ્રન્ટન હશે ને ?" મેં મનને સવાલ કર્યો, એમની સાવ નાની શી છબિ શ્રી રમણુ મહર્ષિ વિશેના એક ગ્રંથમાં જોએલી, તેના સંસ્કાર સ્મૃતિબળે તાજા કરવા મથતાં મથતાં. જવાબ મળ્યો. "લાગે છે તો એ જ." પછી તેઓ મંડપમાં જઇ ગોઠવાયા ને મેં પણ મારી જગ્યા લીધી. પ્રણામવિધિ બાદ અમે સત્કારખંડ પાસે, છેક બહારલ્યા ઓટલા પર ઊભા હતા ત્યારે, અંબુભાઇને મેં યાદ આપવાથી, એ જ સાહેબ ત્યાં આવ્યા ત્યારે એમની સાથે વાત કરી મુલાકાતનો વખત મેળવી લીધોઃ એક વાગે. ... એ પ્રમાણે અમે એમના હોટેલ પર એક ને સવાની વચ્ચે પહોંચ્યા. મને બીક હતી કે આવા પ્રખ્યાત અને સમર્થ ગ્રંથકારને મળવા, તેઓ કાલે તો જવાના હોઈ વખત ઓછો છે માટે, અહીંના તથા અહીં આવેલા સંખ્યાબંધ માણસો એમની પાસે બેઠા હશે ને અમને તેઓ માંડ દસેક મિનિટ આપી શકશે. પણ એ બીક ખોટી પડી. અસલ વારાના હૉટેલને પહેલે માળે, આગલા સર્વસામાન્ય ખંડમાં, નીચેના રસ્તાની સામે પાર ગર્જતા સાગરના સાન્નિધ્યે, તેઓ એકલા જેવા બેઠા હતા. "એકલા જેવા" કેમ કે હોટેલમાં જ રહેનારાં બે યુરોપી બાઇઓ એમની સાથે વાત કરતાં હતાં તેઓ અમને આવ્યા જાણી અદશ્ય થયાં. દરિયા બાજુની ગેલેરીમાં જવાના બે બાર વચ્ચેની ભીંત પાસેની જૂની-જૂની ડેકચેર પર પોતે, ઓળખાણનો વિધિ થઇ રહેતાં, બેઠા; એમના જમણા હાથની એવી જ પુરાતન નેતરની ખુરસી પર બેસવા મને સૂચવ્યું, જે સૂચનાનો અમલ મેં આભાર માની, મારાવાળી ખુરસી એમની વધુ નજીક હતી તે જરા આઘી લઇ તથા વાંકમાં ગોઠવી, કર્યો; મારે ડાબે હાથે થોડેક દૂર અંબુભાઇ બેઠા. ... ખાસ તંત્રીપણાની સ્થૂળ સાબિતી તરીકે મેં 'માનસી'ના પરિબ્રી

અંક તેમના હાથમાં મૂકયો. એનું જરા ઊતરતી કોટિનું રૂપરંગ પણ તેમણે વખાણ્યું એટલે મેં કહી દીધું કે પહેલા ચાર અંકો તો આથી યે રૂડારૂપાળા હતા, પણ કાટકસરના પ્રયાસમાં એ બધું નષ્ટ થઈને આ કૃશતા આવી છે. તેમણે ત્રૈમાસિકના નામનો અર્થ પૂછતાં મેં એ સમજાવ્યો; તેમ જ, સવાલના જવાબમાં, એનાં પાનાં કેવાં કયાં લખાણોથી વિભાગપંચકે ભરીએ છીએ તે પણ ટૂંકામાં વર્ણવ્યું. આ બધું તેમને ગમ્યું. પછી તુર્ત મેં કહ્યું કે ગ્રંથોદ્વારા તો આપણી ઓળખાણ બે વર્ષ જેટલી જૂની છે કેમ કે ૧૯૩૫થી તમારું લખેલું જે જે મળે તે વાંચું છું, એટલું જ નહિ, એ ગ્રંથોનું વસ્તુ પણ મારા વાચકોના ચરણમાં ધરું છું. પછી, એમના 'સીક્રેટ પાથ'નો વાસરિકામાં ઉલ્લેખ કરેલો તેની વાત મેં કરતાં જ તેમણે ઇચ્છા દર્શાવી કે મારે એટલા ભાગનું કાત્રણ ('કટિંગ') એમને મોકલવું. મેં હા કહી. એ જ રીતે, 'એક ચિંતનીય પ્રયોગ'વાળી નોંધ વિશે પણ મેં એમને ખબર આપ્યા કે દયાલબાગવાળા સર સાહેબજી મહારાજ વિશે મેં તમારા 'એ ... ... સીક્રેટ ઇંડિયા' પરથી થોડું લખ્યું છે. એ પરથી પોતે કહે "હા, એ પ્રકરણ વાંચીને જ લૉર્ડ વિલિંગ્ડનને એમનો પહેલો પરિચય થયો ને તેમણે મહારાજને નાઇટહૂડ બક્ષ્યું." સર સાહેબજી જેવા એક ગુરુપદવીના પુરુષ નાઇટહૂડ જેવી દુન્યવી વસ્તુનો સ્વીકાર કરે એ બ્રન્ટનસાહેબને પણ સહેલાઈથી નહોતું સમજાતું. હું કહેવાનો હતો કે એ સ્વીકાર બહુ સારી વસ્તુ અમારી નજરે નીવડી કેમ કે એ પ્રસંગને અનુલક્ષીને જ હું નોંધ લખી શકયો અને ગુજરાતીમાં દયાલબાગના અનન્ય પ્રયોગ વિશે પહેલી (ને અત્યાર સુધીમાં એકમાત્ર) વાર લખી શકાયું. ત્યાં ઔપચારિક આશ્રમ નથી પણ ઉદ્યોગ-ધંધાનાં કામો થાય છે એ હકીકત પર ધ્યાન ખેંચી તેમણે ઉમેર્યું કે મહારાજના ગયા પછી એનું શું થશે તે નન્જાને, કેમ કે એવી શક્તિઓવાળો બીજો કોઈ ત્યાં લાગતો નથી. ... ઉપલા

નાધટહૂડવાળા બનાવની નુકતેચિની તમારા 'એ હર્મિટ ઇન ધ હિમાલયઝ'માં છે એમ મેં કહેતાં તેમણે મેં એ વાંચી હશે એમ પૂછ્યું. હું: "મોરટ ઑફ ઇટ." હજી પૂરી નથી કરી, કેમ કે ગ્રંથમાં તેમણે પ્રતાપગઢ જવા તેહરી-ગઢવાલ છોડ્યું, ત્યાં મારે પણ, આજથી બે અઠવાડિયાં પર, ભાવનગર છોડવા વખત થએલો ...વચ્ચે બીજી થોડી વાતો પછી મેં પૂછ્યું કે તમારા 'એ મેસેજ ફ્રોમ અરુણાચલ'ની પ્રતિકૂળ ટીકા ઘણી થયાનું સાંભળ્યું છે, એ સાચું?" બ્ર: "યસ, નો લંડન પેપર ગુડ રીવ્યુ ઇટ; ઇટિઝ ધ લીસ્ટ સકસેસફૂલ ઑફ માઇ બુક્સ." ઓછી સફળ, એટલે વેચાણની દૃષ્ટિએ. બાકી એના પૂર્વાર્ધમાં તેમણે આજકાલના પાશ્ચાત્ય સમાજની કહેવાતી 'નવી નીતિ' વગેરેની વિકૃતમાનસ ભાવનાઓને એવી તો સંયમી નિર્દયતાથી સબોડી છે કે એ ગ્રંથનો વિરોધ થયો ન હોત કે એને ઉવેખવાનો ડોળ ધરાયો ન હોત, તો જ આપણને નવાઈ લાગત. અરુણાચલ વિશેની એ ચોપડીને લગતી અમારી વાત પરથી અમે તત્રસ્થ શ્રી રમણ મહર્ષિ વિશે પણ કેટલીક વાત કરી: (૧) તેમની પદ્ધતિ પ્રાચીન ઋષિઓ જેવી છે–બધું તમારી મેળે સ્વાનુભૂતિથી જાણો; અધ્યાત્મજ્ઞાનને તેઓ (બીજા કેટલાકના અત્યારના આવશ્યક પ્રયાસોની ન–જેમ) બુદ્ધિગમ્ય કરતા નથી; (૨) ત્યાંના આશ્રમનું બધું અહીંના આશ્રમ કરતાં જુદું છે–એમાં ચઢે કે ઊતરે કોણ એ નથી જોવાનું, પણ જુદું ખરું જ; (૩) તમે અહીંથી ત્યાં જશો, એટલે બંને જગ્યાએ મળીને દક્ષિણ ભારતના બંને મહાગુરુઓનો લાભ તમને મળ્યો સમજજો. પૂછતાં મને સંકોચ તો થતો જ હતો, છતાં અહીંથી ત્યાં જવાનું ટ્રેનભાડું–થર્ડનું પૂછ્યું; એની એમને ખબર નહોતી એટલે અટકળે ૨॥–૩ રૂપિયા એમ કહ્યું, જે સુધાર્યું અંબુભાઈએ: "નો, ટુ-ફોર ઑર સો." ... આજના હિંદુઓના જીવનમાં જીવતી આધ્યાત્મિકતાનો અભાવ છે એની ચર્ચા નીકળતાં મેં સૂચવ્યું કે વેદાંત વિશેની માયાવાદવાળી ભાવનાના ભૂલભર્યા

અર્થોએ અને એવી અણુસમજુ સમજણે અમને બગાડ્યા છે. આ પરથી તેમણે એ સંબંધી મહર્ષિનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું: જગત મિથ્યા છે એ પ્રકારની મનોવૃત્તિ–એવો ભાસ કે ભ્રમ–સાધકજીવનના શરૂઆતના ભાગમાં આવશ્યક તથા હેતુસાધક હોઈને તેના વિકાસની એ એક તબક્ક છે, એટલું જ; બાકી, એને જ એક વાર દિવ્ય ચેતનાનો સાક્ષાત્કાર હૃદયમાં થાય એટલે તે ઇન્દ્રિયગોચર બાહ્ય જગતને તેમ જ ભાવો–વિચારોના આન્તરજગતને પણ એ ત્રણેથી ઉચ્ચતર જગતના અનુભવને પ્રકાશે જુએ છે–એ ત્રણેને મિથ્યા તરીકે નહિ પણ સાપેક્ષતાએ સત્ય વસ્તુઓને સ્વરૂપે, સ્થળકાળમાં થએલા બ્રહ્મના જ આવિર્ભાવ લેખે, જુએ જાણે ને અનુભવે છે. આવું જ કંઇક 'કલ્યાણ કલ્પતરુ' ના વેદાંત–અંકમાં વાંચેલું મને યાદ આવ્યું ને એ ઘણું વિચારવા જેવું છે.... અનિષ્ટનું મૂળ શું; આસુરી સંપત્તિ પહેલપ્રથમ આવી ક્યાંથી; શું પ્રભુએ જ એને પોતાનો ઉચ્ચતર ઊંડો હેતુ સાધવા રચી; એમ હોય તો પણ માણસે પોતે માણસપણાના ભાનવાળો તે છે, પંડમાં અસુરતા એને અનુભવાય છે, ત્યાં લગી તો એની સામે લડવું જ ને; એક વધુ મહાયુદ્ધ ઘણું કરીને થશે જ; ને એમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો વિનાશ થવાનો ને; એવો ભય આજે છે છતાં, ત્યાં અધ્યાત્મ-વિષયમાં પહેલાંના કરતાં લોકો રસ વધારે લે છે, સાઇકીકલ રીચર્સ વગેરેને કારણે, પુનર્જન્મવાદનો પણ સિદ્ધાંત તરીકે હવે અગાઉના કરતાં વધુ માણસો સ્વીકાર કરે છે: આ પ્રશ્નોની તથા એમાંથી એક પછી એક ફુટ્યે જતા હતા એ સંખ્યાબંધ ઉપપ્રશ્નોની ચર્ચા પછી એમનું કાર્ડ અને સરનામું લઇ અમે છૂટા પડ્યા.

ચ. ચ. શાજવી

# નવીનપુરનો યાત્રી

## ૧

એ આશ્રમ કેવો હશે? અને ત્યાંના સાધકો કેવા હશે? સાધકો કેટલા બધા ભારેખમ થઇને ફરતા હશે? વહેલી સવારથી મોડી રાત લગી ગાંભીર્યનાં પૂતળાં બનીને જ આશ્રમમાં કે એની બહાર વિચરતા હશે ને એ લોકો તો? કોઈ વળી આગળ વધેલા હશે એ તો સમાધિના ઘેનમાં જ દિવસો નિર્ગમતાં હશે, વેરાન શા કંપાઉંડના એકાદ ઝાડ હેઠળ કે પછી અર્ધી ઉજડ જેવી પોતપોતાની કોટડીમાં. એવાઓ તો ખાવા-પીવા માટે પણ આશ્રમના એક ભાગમાંથી બીજામાં અધ-મીંચેલી આંખે જતા હશે—જાણે કોઈ નિદ્રાચર[1] ચાલ્યો, નિશાચરના સહોદર જેવો.

ખાતા શું હશે? સૂકી ભાખરી અને ભાજીનાં પાંદડાં જ ને? યોગના સાધકોથી બીજી કોઈ ચીજને અડાય જ શાનું? છેક એવું નહિ હોય તો પણ, સાંભળ્યા પ્રમાણે, રસોઇમાં મસાલો તો વપરાતો નથી. મસાલો નહિ? એકલું મીઠું જ? એવાં દાળ-શાક (જો એ વાનીઓની હસ્તી ત્યાં હોય તો) મોંમા શેં જતાં હશે?

એવા માણસો કોઇ પણ જાતના આનંદપ્રમોદમાં તો સમજે જ શું? ત્યાં કાવ્ય, સંગીત ને બીજી કલાઓ પોષાતી

---

૧. ઊંઘમાં ચાલવાના રોગનો રોગી–'સોમ્નામ્બ્યુલિસ્ટ.'

હોવાનું કહેવાય છે પણ એમાં ય એક તરેહના દૈવી ધુમ્મસ સિવાય બીજું શું હશે ? જેઓ લેખક છે તેઓ પણ આખો દહાડો યોગ જ લખ લખ કરતા હોવા જોઇએ. બીજું એમને આવડે પણ શું ? એ બ્રહ્મરસિકોને નામરૂપમય જગતના બીજા જ્ઞાનપ્રકારોમાં રસ જ ક્યાંથી રહ્યો હોય ? કેટલા સંકુચિત ને દયાપાત્ર !

વિજ્ઞાનમય ચેતના[1]; ભગવાનની દિવ્ય શક્તિ[1]; એનું પૃથ્વી પર અવતરણ : ભગીરથના ગંગાવતરણને પણ નાનું કહેવરાવે તેવા એ ચેતનાવતરણનો પ્રયોગ ચોવીસે કલાક જે આશ્રમમાં ચાલે છે તેમાં તો ઉપર કહ્યા તેવા જ, આપણી 'અર્વાચીન' દૃષ્ટિને અવગુણી ગુણે ભરેલા લાગે તેવા માણસો, તેવાં કામો, તેવું વાતાવરણ જ હોય ને ? એ આશ્રમને જોવા ગયા તો શું, ન ગયા તો યે શું ?

તમે તમારા ગામમાં બેઠા એવાએવા વિચારે પીડાતા હો છતાં જો વિચારપારની ભૂમિકાનાં બળો કૈંક એવું કરે કે એકાદ મધુરે મળસ્કે તમને વહી જનારી ટ્રેન આવીને ઉભી રહે આ નવીનપુર[2] સ્ટેશને, અને, તમને લેવા આવેલ સાધક ઉરાડે તમારી ઊંઘને, તો તમે શું શું અવનવું જુઓ છો ! શું શું કલ્પ્યું-અણુકલ્પ્યું નથી જોતા ?

સૌથી પહેલું તો એ કે એ સાધક સુકા સભડા જેવા નથી; પ્રલંબ કેશે સ્હોતું એમનું મુખ તેજસ્વી છે અને તમને સ્મિતભર્યો આવકાર આપે છે. બીજું

---

૧. આ બન્ને માટેના વધારે પરિચિત શબ્દો આ પ્રમાણે : માહેશ્વરી, મહાશક્તિ, પરાશક્તિ.

૨. નવીનપુર=પોંડીચેરી. તામિલ 'પુદુ'(=નવું)નું ફ્રેન્ચોએ 'પોંદી' અને અંગ્રેજોએ 'પોંડી' કર્યું; અને તામિલ 'ચેરી' એટલે અક્ષરશઃ તો નાનું ગામ કે શહેર બહારનો ભાગ; અહીં. પુર.

તમે એ જુઓ છો કે મજૂર કે રિક્શાવાળા સાથે વાત કરવામાં ને કામ પાડવામાં નથી તેઓ ભગવદ્‌ભક્તિએ નીગળતા કાચાપોચા ઊર્મિલ માણસ અને નથી વૈરાગ્યે વ્યવહારશૂન્ય બેદરકાર કે તોછડા બનાવેલા માણસ. આપણી જ દુનિયાના કોઈ પણ સમધારણ વૃત્તિ–શક્તિવાળાં મનુષ્યપ્રાણી જેવા સૌમ્ય, સચેત અને કાર્યકુશળ તમે તેમને દેખો છો; અને એ દેખવું તમારે હૈયે હાશ કરાવે છે કે હું કોઈ અસ્પર્શ્ય દેવોની ભૂમિમાં નથી આવી પડચો, સમાધિપીડિત ઋષિવર્યો વચ્ચે નથી રહેવાનો, પણ મારી જેવા મનુષ્યકોટિના જીવોની વચ્ચે જ મહિનો સુખેથી રહી શકવાનો છું.

સ્ટેશનેથી ઉતારે. ત્યાં પહોંચ્યા પહેલાં રિક્ષા ગામ વીંધતી હોય છે ત્યારે જરા જરા વારે તમે ધરો પર કે ઝાડો પર પ્રકાશનો એક પટ્ટી પડતો, પડતો ને સરકતો, જુઓ છો. પહેલાં લાગે છે કે વીજળી, માથે થોડાં વાદળાં છે તેમાંથી થતી વીજળી; પછી મનને પૂછો છો કે વીજળી આમ જરાક પણ સ્થિર થતાં વળી ક્યારથી શીખી ? આ પ્રકાશ જ્યાં હોય તો એક-બે સેકંડ ઊભો કાં રહે ? પણ અવલોકનશક્તિને થોડી વધુ તસદી આપો એટલે તમે શોધ કરો છો કે એ તો છે જમણી પાસના દરિયાકાંઠાની દીવાદાંડીમાંના સ્થિર દીપકમાંથી યંત્રરચનાવડે ફરતો, ફરતો ફરતો ફેલાતો, ફેલાતો અને ખસતો, પ્રકાશપાટ. આમ જ, કેટલીક વસ્તુઓનો પહેલો, ઉપલકિયો, ઉતાવળિયો દેખાવ માણસને ઘણી વાર છેતરે છે. આ આશ્રમ વિશે પણ કેટલા બધાને એવું બન્યું છે !

૩

ઉતારે પહોંચી, તમારી તાત્કાલિક જરૂરતોની બરાબર ગોઠવણ કરી, તમારા સાથી રજા લે છે. થોડી વાર પછી, હજી અજવાળું થયું ન થયું હોય ત્યાં, તેઓ તમારા સાધક-

મિત્રને લઈને આવે છે. "છો કે ?" એમ બહારથી સંભળાય છે. તમે જવાબ દઈ શકતા નથી કેમકે તમે એ સ્વરની દિલબરીથી લેવાઈ ગયા હો છો. આ હેત ને આ મીઠાશ યોગના સાધકમાં ? અને તે ય, હજી તો કદી એકમેકનાં મુખ પણ જોયાં નથી ત્યાં જ ? ... પ્રશ્ન પ્રશ્નને ઠેકાણે રહે છે; તેઓ અંદર આવી ગયા છે; તમારાથી થોડું હસીને નમસ્કાર થઈ જાય છે. તમારું ગભરાયલું હસવું કદાચ થોડું કૃત્રિમ હોય; તેમનું હસવું કુદરતનું જ બાળક છે, મધુર અને સાત્ત્વિક.

ખેરઆફિયત પુછાઈ રહે, જે જોઈતું કરતું હોય તેનો વધારે વિગતે વિચાર થઈ રહે, અને થોડી પરચુરણ વાતચિત પણ થઈ જાય, એટલે મિત્ર પાછા સ્વસ્થાને પરવરે છે અને સાથી તમને લઈ જાય છે ભોજનાલયે, શીરામણી કરાવવા.

શીરામણીમાં, (ખાઈ શકો તો) આખો નાનો 'લોફ' 'બ્રેડ'નો, સોનેરી કેળું અને ઇચ્છાનુસાર ગરમ દૂધ કે ગરમાગરમ પ્રોસ્ટો[1] મળે છે; સાડાઅગિયારે આવશો ત્યારે બ્રેડ જોઈએ તો તે, કેળાં, મીઠું દહીં, ભાત, શાક અથવા દાળ (બેમાંથી જેનો વારો હોય તે એક); અને રાતે ફરી બ્રેડ, દાળશાક જે હોય તે, [2]દૂધ. ત્રણે વખત ખાંડ લઈ શકાય.

---

૧. એ આપણા 'કોફી'નો પિતરાઈ ભાઈ થાય; રંગે એવો, સ્વાદે પણ એવો જ.

૨. આ લેખમાં આગળ જતાં જેમનો ઉલ્લેખ 'યોગિની' તરીકે કર્યો છે, તે આશ્રમનાં કર્મકૌશલવંત નિયામિકાએ આશ્રમના એકેએક નાનામોટા અંગનું વ્યવસ્થાતંત્ર જે સર્વતોમુખી દૃષ્ટિથી ગોઠવ્યું છે તેનો લાભ આશ્રમના અન્નમય કોશને નામે રસોડાને મળે જ એ સમજાય તેવું છે. આ કથનનાં બેચાર દૃષ્ટાંત જોઈએ. જે ગાયોનું દૂધ વપરાય છે તેમની દાક્તરી તપાસ વારંવાર થાય છે; એ દોહવાય ત્યારે એક સાધક હાજર હોય છે ને આંચળ પર ન્યૂકે એવું કંઈ હોય તો એ ટંકે એનું દૂધ લેવાતું નથી. આશ્રમની જ બોરીમાં

તમારા નામની ચિઠ્ઠી ચોઢેલ ડાબડામાંથી. અને રાતના ભોજનમાં કોઈવાર જરા મિઠાઇ પણ હોય. ધોળા શેતર પાપડ પણ કોઇ વાર મળે; રસોઈ બધી અચ્છી તરેહથી રાંધેલી; અને મસાલામાં, મરચાંબરચાંનું નામ નહિ, પણ મીઠા ઉપરાંત મરી ખરાં; ધાણા-જીરૂં ખરું; હળદર પણ વપરાય છે. મતલબ, બધો ખોરાક વનવાસી તપસ્વીનો નહિ પણ સાત્ત્વિક પૌષ્ટિક ખોરાકના ચહાનાર શહેરીઓને ભાવે તેવો હોય છે.

. સામટાં માણસ જમતાં હોય ત્યારે બીજે હોતી જ નથી તેવી નમૂનેદાર શાંતિ વચ્ચે તમે જમી શકો છો. પીરસવાને અંગે બંને પક્ષો બીજે જે ઘોંઘાટ કરે છે તે તો હોય જ શાનો ! દરેકની થાળી પીરસાયલી જ કબાટમાં તૈયાર હોય છે. એ થાળી દરેક જણ પોતપોતાના નામવાળી ચિઠ્ઠી કબાટના ખાનાને ચોઢી હોય તે વાંચીવાંચી લઇ લે. પછી, રંગીન ભાતીગળ ટાઇલ્સથી શોભતી જમીન પરનાં સ્વચ્છ નાનાં પાથરણાં પર બેસી જાય. ત્યાં થાળી મૂકવાનું, નીચી પૉલિશદાર ટીપાઈ જેવું, સફેદ રૂમાલ ઓઢાડેલું સ્ટૂલ હોય. એની પર થાળી મૂકી, ચમચાથી જમી લે. ઓરડા વચ્ચેના કુંજામાંથી જાતે પાણીનું એનેમલનું ટંબલર ભરી લે. જમી રહ્યા પછી પોતેજ થાળી વગેરે બહાર સાધકો જ ધોતા હોય ત્યાં મૂકી આવે અને કુંડી પરના નળે

---

શાસ્ત્રીયતાથી તૈયાર થએલી બ્રેડનો સંગ્રહ જંતુનાશક કેમિકલ પેપર પર થાય છે. બજારમાંથી આણી કેળાંને પરમેનેન્ટ ઓફ પોટાશથી ધોવામાં આવે છે. પંજાબના ઘઉં ને સ્થાનિક ચોખા એમાંનાં શક્તિ-પ્રદ તત્ત્વો કાયમ રહે તેમ ફોતરાં સાથેના વપરાય છે. શાક છોલવામાં નકામો કાલવ્યય ન થાય માટે છરીઓ આપણી જેવી નાની નહિ પણ બંગાળી ને મદ્રાસી ઢબની, લાકડાના પાટિયામાં બેસાડેલી મોટી જાડી મજબૂત વળેલી હોય છે ને એની પર બે હાથે ઝડપથી છોલાય છે. અને છેલ્લું: શીરા જેવું મિષ્ટાન્ન પણ કોઇ કોઈ વાર હોય છે; કારણ, પૂર્ણયોગના શાસ્ત્રમાં સ્વાદેંદ્રિયનો ઘાત કરવાનું લખ્યું નથી પણ એનો પ્રભુપ્રીત્યર્થે વિનિયોગ લખ્યો છે.

હાથ ધોઇ, ફૂલઝાડે શોભતા એ ' વિલો એરામે'માંથી અનિચ્છાએ બહાર નીકળી, પોતાને ઠેકાણે ચાલ્યો જાય.

૪

આશ્રમમાં જઇએ. છથીએ વધુ ફુટની ઊંચાઇની દિવાલો વચ્ચેનું એ લીલા ને સફેદ રંગનું, મોટું અને સ્વચ્છ, સીમેંટ કોંક્રીટની અદ્યતન પદ્ધતિએ બાંધેલું મજબૂત, સુઘડ, વિશાળ ધારીલું મકાન છે: જોઇતી બધી સગવડોવાળું, એક માળનું ઊંચીનીચી અનેક અગાસીઓવાળું, તમને એક ગુજરાતી ' મેઘદૂત 'ના અર્પણકાવ્યની મોહક પંક્તિઓ યાદ અપાવે તેવું:

... ... અમૃત ગગનનાં
ઝીલતી ત્યાં અગાસી;
એવાં નભને અટારી, ઉદધિ નિરખતાં
ધામ આતિથ્યશોખ્યાં.

ત્યાં જો ચંદ્રથી સ્ત્રવતાં ગગનનાં અમૃત ઝીલતી એવી અગાસીઓ છે, તો ચન્દ્ર અને ગગનની પારથી સ્ત્રવતાં અમૃતો ને ઝીલતી સૂક્ષ્મ શક્તિઓ પણ છે; ઉદધિને સદૈવ યોગીના ધૈર્યથી અને આહ્લાદથી નિરખતાં એ ધામનું આતિથ્ય અને આકર્ષણ બીજા કશા ય કરતાં વધુ તો, જે બે અવતારી વ્યક્તિઓ માનવજાતિના હજારો વર્ષના જાણીતા ઇતિહાસમાં અક્ષરશ: અશ્રુતપૂર્વ, અદૃષ્ટપૂર્વ, અભૂતપૂર્વ કાર્ય એ જાતિના ઉચ્ચતમ, વાસ્તવિકમાં વાસ્તવિક કલ્યાણને માટે કરે છે, તેમાં રહેલાં છે. એ કાર્ય કોઇ આગલા યોગની રીતે માત્ર ઝુંપડાશૈલીના પૌરાણિક આશ્રમમાં કરવાનું ના હોય–કારણ, એ માત્ર એકાંગી યોગ હતો અને આ છે પૂર્ણયોગ; જૂના યોગ તો અટકતા, બહુમાં બહુ તો, વ્યક્તિની ચેતનાને જગત્ પારની એકાદ બે, મુકાબલે ગૌણ જેવી, ભૂમિકાનાં સંવેદન કરાવીને. પણ એ સર્વનાં શ્રેષ્ઠ તત્ત્વોનું સંયોગીકરણ કરનાર આ અભિનવ યોગના અભિલાષ એ છે કે વિશુદ્ધ કરેલી વ્યક્તિગત ચેતનાને

ઊર્ધ્વારોહણ તો કરાવવું જ, પણ, એમ કરી એ ચેતનામાં એવું બળ પ્રગટાવવું કે મનસ્ પારની મહાશક્તિશાળી વિજ્ઞાનમય ચેતનાનું ('સુપ્રામેંટલ કૉન્સ્યસ્નેસ')નું અવતરણ થાય વિજ્ઞાનમય ભૂમિકામાંથી, વ્યક્તિની તેમ જ વિશ્વની મનોમય ભૂમિકામાં અને ત્યાંથી પ્રાણમય ભૂમિકામાં, અને ત્યાંથી અન્નમય ભૂમિકામાં —હા, ખરે જ, આપણી આ 'જડ' અને નક્કર પૃથ્વી પર, આપણાં વનો, પર્વતો ને નદીઓમાં, સર્વ પ્રાણીઓમાં, આ આપણાં શરીરોમાં, આ આપણા સર્વ ચિત્તવ્યાપારોમાં, આ આપણા સકળ સંસારવ્યવહારોમાં, આ આપણાં ઘરોમાં અને રસ્તાઓમાં, આપણી દુકાનો ઑફિસો અને બેંકોમાં સુદ્ધાં ! ...જ્યાં ભગવાનની પરમ ચેતનાને આમ સર્વમાં વસાવવાનો ઉચ્ચગ્રાહ સેવાતો હોય ત્યાં ભગવાનની યોગમાયારૂપ પ્રકૃતિનું એક પણ અંગ ઉવેખાય જ કેમ ? એ અંગ હમણાં ક્ષુદ્ર હોય તો એને ઉદાત્ત કરવું, મેલું હોય તો ચોખ્ખું કરવું, વિનાશી ભાવોમાં ને વિચારોમાં જ ગૂંચવાયું પડ્યું રહેતું હોય તો એને અવિનાશિત્વને પંથે વાળવું, ચંદ રોઝની વાસનાઓને વશ હોય તો એને અનલહકની અભીપ્સા ભણી દોરવું—આ બધું કબૂલ છે. નથી કબૂલ તે નામરૂપની ઉપેક્ષા, એનો સર્વથા અસ્વીકાર, એને મિથ્યા મલિન અને નાશપાત્ર કહેનારો તમોગુણમંડિત માયાવાદ.

## ૫

ત્યારે, આશ્રમમાં જઈએ.

આશ્રમનું ઊંચું લંબચોરસ પ્રવેશદ્વારા સાગનાં બે મોટાં ભારે અને પૉલિશદાર બારણાંથી ઢંકાયલું છે. તમે એની પાસે પહોંચીને બારને એની પરના ચકચકતા પિત્તળના હાથાવડે પકડી સહેજ ઠેલો એટલે અંદર ઊભેલો સાધક દ્વારપાળ એ તુર્ત જ ઉઘાડે છે અને તમે અંદર આવી ગયા એટલે

એને પાછું ધીમે રહીને વાસે છે. અંદરની પથ્થરબંધ સાદ ટૂંકી પગથી–બંને પાસ ઝાડપાને શીતળ અને શોભિતા બગીચાવાળી–વટાવીને બે પગથિયાં ચઢો ત્યાં એ ઓસરીમાં ડાબી પાસ છે દાદર. પણ તમારે તો જમણે હાથે વળવાનું છે. એ દિશામાં બે ડગલાં દીધાં ન દીધાં ત્યાં તો ડાબે હાથ આવે સ્વાગતખંડનું દ્વાર. એમાં અંદર જશો ત્યારે જોશો કે ફર્નિચર કેટલું જરૂરપૂરતું જ છે, કબાટમાંનાં પૂર્ણયોગ વિશેનાં પુસ્તકોની સંખ્યાબંધ વેચાણ માટેની પ્રતો કેટલી કાળજીથી ગોઠવેલી છે, ભીંતો કેવાં નયનમનોહર ચિત્રે સુશોભિત છે, ખંડમાં કેવી તો અવર્ણ્ય કૈંક શાંતિ છવાઈ છે. એ બધું અંદર જાઓ ત્યારે; પણ બહાર ઊભેઊભે પણ તમે જુઓ છો કલામય રંગરેખાવાળી જમીનપરના સ્ટેંડ ઉપર ગોઠવેલી આશ્રમના અધિષ્ઠાતા યોગીરાજની ખુલ્લાં નયને ધ્યાનસ્થ દશાની મોટી છબિ–જે નથી સામાન્ય છબિ અને નથી માત્ર છબિ. એમાંથી, છેક જડસા ન હો તમે તો અનુભવી શકશો કે, તેજનાં સૌમ્ય કિરણો સ્ફુરે છે અને નગદ પ્રેરકતાનાં આંદોલનો વહ્યા કરે છે. એ સાધન દ્વારા પ્રભુની આરાધના જેમનું દિલ માગતું હોય તેવાં ઋજુભાવી સાધક–સાધિકા ત્યાં સવારસાંજ ઘૂંટણીએ પડી શિર ઢાળે છે કે પાલવ પાથરે છે. ... મૂર્તિપૂજા? હશે; કે, નહિ હોય. જે અમૂર્ત ને અમર તત્ત્વ છે બંનેમાં,–મૂર્તિમાં અને પૂજકમાં,–તેને સાંધીને એકતાર કરનારી જ જ્યારે છે એ નમનક્રિયા, ત્યારે આપણે બીજી કશી પંચાત શીદ કરવી? આપણે હૈયે જાગેલા અનેકાનેક ચરને જો કોઈક દહાડો ખરવા દઈશું તો, આપણો પણ એવા ધન્ય મૂર્તિપૂજકો થયા વિના થોડો જ આરો આવવાનો છે?

૬

સ્વાગતખંડ અને ધ્યાનશાળાની વચ્ચેની ત્રણચાર જગ્યાઓ હવે આપણું લક્ષ ખેંચે છે: ગ્રંથાલય અને વાચનાલયની

મનોમય સૃષ્ટિ; બંને ચોકમાંની પ્રાણી–વનસ્પતિ–સૃષ્ટિ; સાધકોની રૂમોમાંની મનુષ્યસૃષ્ટિ; વર્કશૉપની યંત્રસૃષ્ટિ.

મુખ્ય ગ્રંથાલયમાં ધર્મતત્ત્વજ્ઞાનના અને બીજા ગ્રંથો છે. ઉપરાંત, આશ્રમમાં જ રચાયલું કેટલુંક હજી અપ્રસિદ્ધ સાહિત્ય અને શાસ્ત્રીય વાઙ્મય ટાઇપ કરેલાં પાનાંની સરસ રીતે બાંધેલી ચોપડીઓમાં જાળવ્યું છે જેનો લાભ એ વિષયના અધિકારી જનો લઈ શકે છે. પાછળના એક નાના ખંડમાં બંગાળી ગુજરાતી ગ્રંથોનાં કબાટ છે. અભ્યાસીને શાંતિથી કામ કરવાની વિશેષ સગવડો પણ ત્યાં જ. એ બેની વચ્ચેના વાચનખંડમાં વર્તમાન-પત્રો અને બીજાં સામયિકો—અધ્યાત્મવિષયક તેમ જ સર્વસામાન્ય-હોય છે.

ચોકોમાંના રંગરંગના ફૂલરોપ જોઈને, કાચના એક પાણી-ભર્યા કબાટમાં રમ્યા કરતી આંગળી–આંગળી જેવડી રૂપેરી ને સોનેરી માછલીઓ જોઈને, ભીંતમાંના એક પિંજરમાંનાં કિલકિલ કરતાં પંખીઓ જોઈને, હૃષ્ટપુષ્ટ અને ત્રિરંગી–પીળું, કાળું, ધોળું–એક ધીરું ને મીઠું ‘મ્યાંઉં’ કરી આનંદ લેતું–દેતું માર્જાર-કુલનું પણ સંતાન જોઈને, આપણને એમ થાય કે પૂર્ણયોગની સાધનાના આશ્રમમાં એ સર્વ સ્થાને છે, કેમ કે અન્નમય, સ્થૂલ પ્રકૃતિમાં આવિર્ભાવ પામતા પુરુષના એક પણ સચેતન મનો-રંજક સ્વરૂપને અહીં વીસરવામાં આવ્યું નથી.

આ સુવિશાળ મહાલય પણ દોઢસો સાધકોના વસવાટ માટે તો નાનું પડે, એટલે તેમનામાંના ઘણાને માટે એ સિવાય-નાં મકાનો ભાડે કે વેચાતાં લઈ એમાં દરેકને એકેકી રૂમ આપવામાં આવી હોય છે. રૂમ એમ બહાર હોય કે અહીં અંદર, પણ તેનું વાતાવરણ શાંતિદાયક અને રોચક હોવાનું: ટેબલખુરસીઓ વગેરે જરૂરજોગું: ખાટલાને પાટી કે કમાન નહિ, પાટિયું–પણ મચ્છરદાની ખરી કેમ કે મચ્છરનો ઉપદ્રવ અહીં સારો છે; ભીંતે હૃદયરંજક ચિત્રો ને કોઈ રૂમમાં તો કબાટનાં

બારણાં પર પણ તમે મોટાં મોટાં બહુરંગી ફુલવેલ વગેરે જુઓ: પુસ્તકો ને લખવાનાં સાધન–સ્ટેશનરી વગેરે દરેકને એની જરૂર પ્રમાણે પહેલી તારીખે રીતસર એક નાનો જેવો જાણે સમારંભ યોજીને વહેંચી આપવામાં આવે છે; જમવાનું જેઓ રૂમ પર મગાવતા હોય તેમને એ માટેનો ટિફિન–કેરીઅર; ચા પીવાની મનાઈ નથી એટલે એની સામગ્રી પણ જેમને જોઈએ તેમને સારુ હોય. આવી એ રૂમો છે–કલામય અને વ્યવસ્થિત, દરેક સંસ્કારી માણસને આ જમાનામાં આવશ્યક એવી બધી સોઈ સગવડવાળી.

વર્કશોપમાં આશ્રમને લગતાં નાનાંમોટાં સુતારી લુહારી વગેરે કામો થતાં હોય છે.

૭

નરજાતિ, નારીજાતિ, નાન્યતર જાતિ[૧]: એ ત્રણે પ્રકારનાં સાધકો અહીં છે. બીજી દૃષ્ટિએ જુઓ તો, તેમાં ધર્મિષ્ઠ માણસો છે તેમ કોઈ જ રૂઢિગત ધર્મમાં નહિ માનનારાં પણ છે. ત્રીજી દૃષ્ટિએ, તેમનામાં ઘણા હિંદુ છે તેમ કોઈ કોઈ પારસી, ઇસલામી, અંગ્રેજ અને ફ્રેંચ પણ છે. દૃષ્ટિ ચોથી લ્યો તો, સાધકોમાં બુદ્ધિશાળી વિદ્વાન ને વિચારક તમને મળે, કવિ, ચિત્રકાર કે સંગીતભક્ત મળે, તેમ પ્રાથમિક શાળાનું જ જ્ઞાન પામેલાં કે પછી કૉલેજનું મોઢું પણ નહિ જોએલાં સ્ત્રી–પુરુષો પણ મળે. આમ સાધકોના વર્ગો અને ભેદો જુદીજુદી દૃષ્ટિએ ભલે પાડીએ, પણ એ સર્વ નાનાવિધ મણિગણોને પરોવી દેતું સૂત્ર તો એક જ છે: પૂર્ણયોગની સાધના કરવાની એમની આંતરિક તૈયારી. આશ્રમના નિયામકોએ તેમનામાં એવી તૈયારી જોઈ છે અને તેથી જ બહારની દુનિયાનાં કાટલાંનો ઉપયોગ કરવો વર્જીને, એ દરેકને સાધક તરીકે સ્વીકારવામાં આવ્યાં છે.

---

૧. બાળકો.

એવો સ્વીકાર શક્ય બને ત્યાર પહેલાં બહારની દુનિયામાં વસનારને વહાલું એવું ઘણું એ દુનિયામાં પોતાની પાછળ મૂકીને જ અહીં આગળ આવવાનું હોય છે. દુનિયા જેમને પતિપત્ની ગણે તેમનો બંનેનો સ્વીકાર થયો હોય તો પણ અહીં તેઓ કેવળ સહસાધકનો જ સંબંધ રાખી શકે—બીજો કશો પણ નહિ; કેમ કે, અહીં દાખલ થયા પછી જીવનનું એકમાત્ર ધ્યેય એ રહે છે કે, પૂર્ણયોગની વિશિષ્ટ અને સાદી લાગતી પણ કપરી પ્રક્રિયાઓદ્વારા એકેએક સાધકે જે સાચો સંબંધ રાખવાનો છે તે હૃદયસ્થ જનાર્દનની સાથે, એની વિરાટ ચેતના સાથે, એના પરમ અને ચરમ સ્વરૂપ સાથે પણ. સાધકે એ ધ્યેયને એક વાર કબૂલ રાખ્યું એટલે એના—એ ધ્યેયના—સિવાયનું જે કંઈ પણ તેના બહારના કે અંદરના જીવનમાં હોય તે એની સાધનામાં નડતરરૂપ થવાનું જ, તેને ભગવાનના ભગવાન-પણાનો અનુભવ કરતાં રોકવાનું જ, કોઈ વાર એવી રુકાવટ ઉપરાંત એનામાંનાં અશુદ્ધ તત્ત્વોને ઉથલાવી આણીને એને હેરાન કરવાનું જ. આવી સ્થિતિ હોય ત્યાં કોણ કોનો પતિ રહી શકે અને કોણ કોની પત્ની ? અને છતાં, શુદ્ધ મનુષ્યતાના પાયા પર રચાયલું એવું—વાસના રહિત છતાં સૂક્ષ્મ પ્રેમવાળું, એકમેકના આત્માને આત્માએ કરીને આત્મા ખાતર જ ચહાનારું[1]. —જીવન એ બંને ('પતિ' અને 'પત્ની') અહીં જીવી શકે છે બલ્કે જીવે છે. એ જ ન્યાયે, પતિની તૈયારી હોઇ તેનો સ્વીકાર થયો હોય ને બિનતૈયાર પત્નીનો ન થયો હોય ત્યારે સાધક પતિ અને એનાં મદદગારો અસાધક પત્નીના બાહ્યાન્તર જીવનનું કલ્યાણ આટલે દૂરથી પણ વાંછી અને કરી શકે છે.

---

૧. આ વાત અશક્ય લાગશે, પણ . ક્યાં સુધી ? એવો પ્રેમ કેળવવામાં સહેજે ન સમજાય તેવી અહીં મળતી અમુક મદદથી અજાણ હોઇએ ત્યાં સુધી.

દુન્યવી સંબંધોને જો એ રીતે પાછળ મૂકવાના હોય તો દુન્યવી દોલતની પણ એ જ ગતિ કરવાની હોય એ દેખીતું છે. એ કાં તો બધી આશ્રમને અર્પી દેવાની, નહિ તો શક્ય એટલી એમ અર્પણ કરવી અને બાકીની પરથી પોતાનો કાયમનો હકદાવો છોડી દઇને આશ્રમમાં આજીવન સભ્ય લેખે જોડાવાનું. એમ જોડાનારનું ભરણપોષણ આશ્રમ કરે છે, જેથી કરી એ વિષયમાં તદ્દન નચિંત બનીને સાધક આશ્રમનું પારમાર્થિક ધ્યેય સિદ્ધ કરવામાં તથા એને સોંપાય એ આશ્રમના વ્યાવહારિક કાર્યમાં એકચિત્ત થઇ શકે.

અને, વાત વિરોધાભાસી લાગે છતાં છે સત્યમૂલક કે સામાન્ય અર્થના કુટુંબસંબંધો વિનાનાં આ દોઢસો માણસો પોતે સર્વ જાણે એક જ કુટુંબનાં અંગ હોય તેવી રીતે રહે છે–સંપથી, સાત્ત્વિકભાવે અને કર્તવ્યનિષ્ઠાથી. તેમનામાં દેખાતો એકરાગ તમે બીજે થોડા પ્રમાણમાં જ જોશો. સાધકોમાંથી સમાનશીલો હોય તેમનું સખ્ય વધારે ગાઢ બને એ તો કુદરતી છે, પરંતુ એ સિવાયના હોય તે કોઈ કોઇના વિરોધી ખારીલા કે સ્વાર્થીલા માલૂમ પડતા નથી. આખી ય સંસ્થા સંસ્કારી વ્યક્તિઓની વસાહતના નમૂનારૂપ છે. તેમણે અધ્યાત્મજીવન સ્વીકાર્યું છે પણ એવા જીવન સાથે જોડાય છે એ શુષ્કતા કે કૃત્રિમ ગાંભીર્યનો લેશ તેમનામાં નથી. શાંત આનંદ તો સૌમાં હોય જ, પણ પ્રસંગોપાત્ત નિર્દોષ મશ્કરી અને ખડખડ હાસ્ય પણ અહીં અજાણી વસ્તુઓ નથી.

૮

સવારના સવાદસ. તમે ધ્યાનશાળાની બહારની ઓસરીમાં સાદડી પર બેઠા છો. તમારી સામે અંદરની ઓસરી છે અને પાછળ ચોક છે.

અંદરની ઓસરીમાં જમણે હાથે રેશમી વસ્ત્ર ઓઢાડેલો બાજઠ છે. વસ્ત્ર બદામી રંગનું છે અને તેમાં થોડું ફૂલવેલ

રાતાપીળા રંગનું ભરત છે–કિનારીએ તથા વચ્ચે. એનું ઓઢીંગણુ છે કિનખાબથી મઢેલું. બાજઠની બંને બાજુ નાનાં નીનાં સ્ટૂલ પર ફૂલપાત્રોમાં કમળ, ગુલાબ, ચંપો અને જસમાઇન ગોઠવ્યાં છે. એક નાનું ધૂપદાન પણ બધે સુગંધ પ્રસારે છે.

સાધકો, સાધિકાઓ અને રજા પામેલા આગંતુકો ધીમે પગલે, ગંભીર મુખમુદ્રાએ, શાંત ચિત્તે એક પછી એક આવીને ઓસરીઓમાં ગોઠવાય છે. થોડાં ચોકમાં પણ બેસે છે. હજી બધાં ધ્યાનમગ્ન નથી પણ કેટલાંક તો નેત્રો બીડી, પરિવેષ્ટન ભૂલી, જુદી ભૂમિકામાં વિહરતાં ચેતનાને અચંચલ, સ્થિર કે શાંત કરતાં થઇ ગયાં છે.

સાડાદસમાં પાંચ. ઉપર મેડીનાં બાર ઉઘડવા–દેવાનો અવાજ. અંતેવાસી સાધકસાધિકા ડાબે હાથે આવેલી સીમેંટ–કોંક્રીટની, જાજમ બિછાવેલી સીડીએથી ઊતરતાં દેખાય છે. પ્રસન્નચિત્ત અને સસ્મિત વદને તેઓ બાજઠ નજીકનાં પોતપોતાનાં સ્થાન લે છે.

૯

સાડા દસ. યોગિની ઉતર્યાં ... ... ...

દેહયષ્ટિ ઊંચી, સીધી, સુકુમાર. અને ગૌરવર્ણી મુખછટા; એમાં માધુર્ય વધારે છે કે સંયમ વધારે છે? ... બંનેનો સુહાગી સંવાદ છે. નયનોમાં અતાગ ગહનતા, અપાર્થિવ તેજ. નાક તીક્ષ્ણ અને ઘાટીલું–કુદરત ઉત્કટ રસવૃત્તિવાળા જ મનુષ્યોને બક્ષે છે તેવું, નેતૃત્વના અલૌકિક ગુણે ગુણવન્તોને જ બક્ષે છે તેવું.

સ્તોત્રસંબોધિતા મહાલક્ષ્મીની જેમ આ ' યોગજે યોગસંભૂતે ' પણ છે ' નાનાલંકારભૂષિતે. ' અત્યંત રસિકતાથી પરિધાન કર્યું છે તેમણે રેશમી અને કસબી પટકૂળ; લલાટે અને મસ્તક ફરતો એવો જ સુશોભિત રજ્જે ધારણ કરી દેહશોભાને પૂર્ણતા અર્પી છે. પૂર્ણયોગમાં એ સિવાય બીજું કેમ હોય? જે પૂર્ણયોગ ભગવાનની ચેતનાનું પ્રાકટ્ય અને સ્થાપન સ્થૂલના

પણ અણુએ અણુમાં વાંછે છે, જેમાં 'સત્યમ્' અને 'શિવમ્' જેટલું જ માન 'સુન્દરમ્' ને છે—અને તે, અંગત આસક્તિ-પૂર્વક નહિ પણ ભગવત્સ્વરૂપના આવિર્ભાવ લેખે—તેના એક સાધનાપ્રસંગે, તેનાં સિદ્ધસ્વરૂપિણીને માટે, બીજું કેમ હોય?

—એવાં એ યોગિની ઊતર્યાં અને ફૂલ પડતાં હોય તેવે પગલે બાજઠે જઇ બિરાજ્યાં. એમને આવ્યા જાણી અધ્યાની સાધકો અને બીજા ધ્યાનમાં પરોવાવા માંડે ત્યાર પહેલાં તો નિમીલિત નયને તેઓ થયાં છે 'ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા.'

૧૦

હવે ધ્યાનશાળા એક આધ્યાત્મિક પ્રયોગશાળા બની જાય છે. ક્યાંથી એ પૂછશો માં, પણ ક્યાંકથી નવું તત્ત્વ એના વાતાવરણમાં પ્રવેશ્યું છે અને એને પલટે છે.

કોઇ વિદ્યુત્પ્રવાહ? કોઇ અગમ્ય વહેણ? સ્વર્લોકના તેજકણ? સુરગંગાની ઝીણી શી સેર? પરમ શાંતિનો અચૂક એંધાણ? નિશ્ચલ નીરવતાનાં અવર્ણ્ય આંદોલન?

પ્રશ્નો પ્રશ્નો જ રહેવાના. ઉત્તરમાં "ન-જાને ન-જાને" જ કહેવાવાનું. હોવાનું કૈંક પ્રશ્નોમાં સૂચવ્યું છે તેવું, અનુભવાવાનું કૈંક ત્યાં કલા જેવું.

એવું એ નવું તત્ત્વ વાતાવરણમાં આસ્તે આસ્તે વહે છે. આમ અને તેમ પસરે છે; ઝૂલે છે ને લહેરાય છે; ક્યાંક આછું સરકતું તો ક્યાંક ગાઢું વિસ્તરતું અનુભવાય છે. અને તેની એની ક્રિયા, એ ચલનવલન, પોતાના પ્રભાવે કરીને તમારી બાહ્ય ચેતનાને ભેદતાં હોય છે. તમારી આંતરિક તૈયારીના પ્રમાણમાં અંતરતમ ચેતના પરનાં પડોનું ભેદન એ ક્ષણોએ ઓછું કે વધુ, તીવ્ર કે ઉત્કટ થતું હોય છે; તે ચેતનાને વિશુદ્ધ અને તેજસ્વી કરે છે, વિસ્તારે છે, ઊંચી લે છે.

અને તેથી, ધ્યાનલીન એક હૃદય એ વીસેક મિનિટમાં ત્યાંથી કશું કે શુભ કે સૌમ્ય કે શાન્ત લીધા વિના ઊઠતું નથી. બેસના વેળા જેટી તૈયારી ઓછી હોય તેની હવે વધે છે ને વધેલી હોય તેની આગળ વધે છે—અભીપ્સા સાચી અને ઘડાયેલી હોય તો જ અલબત્ત.

સાંજના ધ્યાનપ્રસંગે સવારના કરતાં થોડો દસ્યફેર હોય છે પણ બાકીનો પ્રયોગ તો એ જ. પરંતુ બંને ધ્યાનપ્રયોગ અત્રેનાં સાધકોની સાધનાનું એક અંગ; સાધનાનાં બીજાં અંગો પણ હોવાં જોઇએ બલ્કે છે. પણ એમાં દૃષ્ટિપાત કરવાનો આપણો અસાધકોનો અધિકાર નથી. આપણે જો અહીં આવીને, અગાઉ અણપ્રીછેલો એવો સહેજસાજે ખરો આધ્યાત્મિક અનુભવ પામી શકયા હોઇશું તો આપણાં હૃદયે શ્રદ્ધા-અંધ કે કાચીપોચી શ્રદ્ધા નહિ, પોલી શ્રદ્ધા નહિ, પણ નગદમાં નગદ શ્રદ્ધા, ચર્મચક્ષુ જગતને જેવું પ્રત્યક્ષ દેખાડે છે તેવી જ પ્રત્યક્ષ આંતરચક્ષુએ ચેતનાને દેખાડેલી, ઊંડી અનુભવાવેલી, શ્રદ્ધા—ઊગવાની છે કે ભગવદિચ્છાનુસાર યોગીરાજે અને યોગિનીએ જે અનન્યસાધારણ સાધનાકાર્યનાં મંડાણ કીધાં છે આ આશ્રમે (અને, સૂક્ષ્મભાવે છતાં સઘન ને સચોટ ભાવે જગતમાં અન્યત્ર પણ) તેનો ધન્ય પ્રભાવ જગતજીવનની પળેપળે પડે છે; અને વર્ષો વીતશે ને શતકો વહેશે તેમતેમ તે સહસ્રધા બૃહદ્ બનતો વિસ્તરવાનો છે, વિસ્તરવાનો છે.

ભાસ્કર વહોરા

# સંસ્કારી જીવો

## દૃશ્ય પહેલું

**સ્થળ :** એક સંસ્કારપોષક ક્લબ       **સમય :** સાંજના સાત પછી

[ રાહેર બહાર એક સરયામ રસ્તા ઉપરના સાધારણ મકાનના ત્રીજા માળ ઉપર " સંસ્કારપોષક ક્લબ " એવું પાટિયું નજરે પડે છે. એ રૂમની અંદર બેચાર ખુરશીઓ, એક ગોળ ટેબલ, એક પુસ્તકોનું કબાટ વગેરે છે. ... ઈન્દુકાન્ત સંસ્થા તરફથી ચાલતા માસિકના તંત્રી છે. ... તેની ઉંમર ૩૦થી ૩૫ વર્ષની હોય શકે. તેનું દુબળું શરીર અને ઝીણી આંખો ઉપર લગાવેલ ઊંચાં નંબરનાં ચશ્મા તેઓ તંત્રી છે તે બતાવવા પૂરતાં છે. તેઓ અત્યારે એકાદ પુસ્તક ઉપર વિવેચન લખી રહ્યા છે. ત્યાં ઉઘાડે માથે, લેંઘો ને કફનીમાં ઋષિ આવે છે. તેની ઉંમર ૩૨ વર્ષની છે ... આવીને તુરત તે બોલે છે. ... ]

ઋષિઃ—કર્યા ઇન્દુભાઈ! પછી પેલા માસિકના તંત્રીને શો જવાબ આપ્યો ?

ઈન્દુઃ—( પુસ્તકમાંથી ઊંચું માથું કરી તેની સામું જોઇ રહે છે ) એ જ વિચારમાં છું. ...

ઋષિઃ—વિચાર કર્યા કરશો તો જાતના જશો. હું જો તમારી જગ્યાએ હઉં તો ક્યારનું તડ્ ને ફડ્ કરી નાખ્યું હોય.

ઇન્દુઃ—પત્રકારિત્વ અને તંત્રીની જવાબદારીની વચ્ચે તમે માથું મારો એ અત્યારે નકામું છે. બાકી આટઆટલાં વર્ષોથી મ્હેં મારું સર્વસ્વ આ ધંધામાં ખર્ચ્યું છતાં તમારી જેટલી હિંમત મારામાં નથી. ... હવે તો હું એવું માનવા લાગ્યો

છું કે જીવનમાં ઘણીયે ક્ષણો એવી આવે છે જ્યારે બાયલા થઇ બેસી રહીએ તો જરૂર જગત આપણી તરફ માનની દૃષ્ટિએ જુવે.

ઋષિ:—પરંતુ તમારો ઊંડો તલસ્પર્શી અભ્યાસ, નૂતન દૃષ્ટિ અને શુદ્ધ વિવેચન છતાં આમ ડરી જશો તો પ્રવાહી શૈલીને બદલે તમારી લેખિની પાંડિત્યના ભારથી દબાઈ, સરલતા કે અખંડિત ભાષાપ્રવાહ દર્શાવી નહિ શકે. હમણાં હમણાં તો ઉત્કૃષ્ટ પ્રકારનું વિવેચન માત્ર Sugar-coated quinine pills જેવું લાગે છે. અને ઇન્દુભાઈ ! આવું બાયલું જગત આપણે નથી જોઈતું. ખરું કહું, ઈન્દુભાઇ ! શિક્ષણ અને સંસ્કાર એ બે ઝેરી સર્પો છે–તેની બેવડી ચુડમાં આવી મનુષ્ય પાંગળો બન્યો છે–લાચાર બન્યો છે.

ઇન્દુ:—( સ્હેજ આશ્ચર્ય પામીને ) શિક્ષણ અને સંસ્કારની ચુડ ! ઋષિ ! સંસ્કારપોષક સંસ્થાના અગ્રગણ્ય સભ્ય આમ 'જેકિલ અને હાઇડ'ની જેમ દ્વિમુખી હશે એ તો આજે જ જાણ્યું ! તમારે તો સહનશક્તિ, ધૈર્ય અને સમન્વય એ ત્રણે ગુણો કેળવવા જોઇએ. તમારું આદર્શ ચારિત્ર્ય જોઇ બાલ-માનસ ઉપર ન ભૂંસાય એવી છાપ પડવી જોઇએ ! તમારો શબ્દેશબ્દ બાલકોને નવી પ્રેરણા, નવું ધ્યેય–નવો માર્ગ પ્રદર્શિત કરતો હોવો જોઇએ. આ ત્રણે ગુણો વિનાનું તમારું ચારિત્ર્ય જરૂર આ સંસ્થાને આડે માર્ગે દોરી–અર્ધે રસ્તે ભાંગીને ભૂક્કો બનાવી દેશે.

ઋષિ:—( શાંતિથી ) એ ત્રણે ગુણો આપણી નાલાયકી, નબળાઇ અને ડરપોકપણાના પોષક છે.

ઇન્દુ:—જે તંત્રીએ સમાજને ચોંકાવવા, સાહિત્યની આખી આલમને આડે રસ્તે દોરવવા આપણી વિરુદ્ધ લખ્યું, તેને જવાબ આપવાથી વાત આગળ વધે; એ સાહિત્યસમ્રાટના અંજાયા સહુ મારી વધુ મશ્કરી કરે અને વગોવે–એ કરતાં તો ઋષિ !

આપણે શુદ્ધ સંસ્કારોને પોષીએ છીએ અને નૂતન માનસ પદ્ધતિસર બાલ-માનસને ઘડવા સમર્થ છીએ, એ અત્યારે મૌન સેવી, કરી બતાવવું જોઇએ.

ઋષિઃ—આવો બાહ્યાડંબર! સત્ય વસ્તુ જગત સમક્ષ મૂકતાં ડરવું શા માટે?

ઇન્દુઃ—જગતને સત્ય રુચિકર નથી. મહત્ત્વાકાંક્ષારૂપી હાઉથી અંજાયેલું જગત શિષ્ટ ઘમંડીઓ અને લોકદ્રોહીઓના ત્રાસથી મૂંઝાય છે-ગૂંગળાય છે. બિચારું સત્ય એનાં સ્પષ્ટ સ્વરૂપમાં બહાર પડે તો કોઇ માનવા તૈયાર નથી. માણસના જીવનના ચણતરનો પાયો મહત્ત્વાકાંક્ષા ઉપર જ હોય છે, પરંતુ જે જીવનમાં નથી-જે કદી પોતે મેળવવાનો જ નથી, તે વસ્તુઓ કલ્પીને માત્ર દિલાસો દેતો એ ધ્યેયને પોષે છે.

ઋષિઃ—(અધવચ) તો એ પોષણ ઝેરી છે. અર્ધ ભૂતકાળમાં, અર્ધાથી સ્હેજ વધારે સાંપ્રતકાળમાં અને તેથી પણ વિશેષ ભવિષ્યકાળમાં રાચતો માનવ, ઘડીભર પોતાની જાતને-પોતાના જીવનધ્યેયને, ભવિષ્યથી દૂર જ કરે તો?

ઇન્દુઃ—(શાંતિથી) તો શું?

ઋષિઃ—તો શું? તો માનવ પાંગળો, રસ્તે ભિખ માગતો, ભિખારી જેવો-રડતો-રઝળતો દેખાશે.

ઇન્દુઃ—એ હશે! પરંતુ વર્તમાનપત્રો અને માસિકોથી હવે તો હું ત્રાસી ગયો છું. ...લોકહૃદય કબજે કરવાની લાલસા મારામાં નથી.

ઋષિઃ—લાલસા! લોકહૃદય કબજે કરવાની લાલસા! ઇન્દુભાઇ! એ શક્તિ જ અસાધારણ હોય!

ઇન્દુઃ—(કંટાળીને) તો મારામાં એ શક્તિ નથી. બસ.

ઋષિઃ—(પ્રવચકની જેમ ગંભીરતાથી) આમ કંટાળવું

અને માસિક ચલાવવું એ બન્ને નહિ બને. તંત્રીઓ આવા લાગણીવશ પ્રાણીઓ હોય તો માસિકો બધાં કરુણાપ્રધાન જ બને.

ઇન્દુ:—(અધવચ) અને જીવનનો મુખ્ય સૂર પણ કરુણા જ છે ને !

ઋષિ:—(હસતાં) એ તમારા.

ઇન્દુ:—હા ... અમારા ... તમારી જેવા દરેક જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેતા મનુષ્યોનાં હૃદય એવાં બનેલાં હોય છે કે દરેક વસ્તુને ઉપરથી જોઈ–માત્ર મૌન સેવી કે બેચાર શબ્દો બોલી તે વિશે વિચાર પણ કરવા વખત મેળવી શકતાં નથી. પરંતુ શ્રમથી કેળવેલી વેધકદૃષ્ટિ, તમારો બ્હોળો અનુભવ અને હસમુખો સ્વભાવ સ્હામાને એવાં મુગ્ધ કરે છે કે તમે બોલ્યા એટલે પ્રભુ બોલ્યા. એમાં અર્ધસત્ય હોય કે વિરોધાભાસ હોય છતાં સહુ દોરવાય છે.

ઋષિ:—(હસતાં) મ્હારાં બહુ વખાણ કર્યાં તંત્રીરાજ ! પણ તમે ભૂલ્યા. તે દિવસ કોઈ બાળા ઉપર બળાત્કાર કર્યાના સમાચાર મારા હિતશત્રુઓએ પ્રગટ કરી મને જાહેર પ્રજા સમક્ષ ઓછો હલકો પાડ્યો હતો ? દેશોદ્ધારના ફંડમાંથી પૈસા જમી જવા માટે, ખોટી ખબરો બ્હાર પાડી પ્રતાપને ઓછો વગોવ્યો હતો ? સ્ત્રીઓ સાથે નૃત્ય અને સંગીતમાં અશ્વિન રસથી ભાગ લે છે, એટલે કેવાં કેવાં ઉપનામોનાં બિરુદો આપ્યાં હતાં ? પણ તે માટે ડરી જવું એ આપણું સૂત્ર નથી ... લાગણીવશ મનુષ્યો આથી ડરી કયાં તો શહેર છોડી ભાગી જાય. અને કયાં તો "બદનામી થઈ, બદનામી થઈ" એ વિચારમાં ગાંડા જેવા બની જાય; પરંતુ શાંતિ જાળવી "એ છાપાવાળા સબ બકતે હૈ" એમ માની મન મજબૂત કરો તો જ જીવન જીવવાની કલા સમજાય.

ઇન્દુ:—તમારી જેવી જીવનની કલા ન સમજતા મારી

જેવા નબળા-પોચા મનુષ્યનો લાભ લઇ કેટલાએ હરામીઓ સાધુમાં હમણાં હમણાં ખપે છે, કેટલાએ અંગત સ્વાર્થથી ખદબદતા માત્ર કીર્તિતૃષા છીપાવવા દેશના આદર્શ સ્થંભ બની પૂજાય છે, અને સ્ત્રીઓની સાથે સ્ત્રીમય બનેલ કેટલાએ પરમાર્થનાં પૂતળાં તરીકે પૂજનીય થઈ પડ્યા છે.

ઋષિ:—ઇન્દુ ! આ સૂત્રો આપણી સંસ્થાના અનેકને લાગુ પડે તેવું છે, માટે આવું તારા લખાણમાં કોઇ સ્થળે લખી મારતો નહિ.

[ પ્રતાપ આવે છે...તેની ઉમર સુધી ૨૫ વર્ષની હોય શકે. તેના હલનચલનમાં ગૌરવ છે. ખાદીની કફની અને લેંઘામાં સજ્જ થયેલ છે. ]

પ્રતાપ:—(હસતાં) શું ચાલે છે ? કોઇની નિંદા અને ક્યાં તો કોઇ નવી બાજી.

ઋષિ:—નિંદા અને બાજી વિના કોઈનો ઉદ્ધાર સાંભળ્યો છે ? ( એક ખુરશી ઉપર બેસે છે).

ઇન્દુ:—( મઝાકમાં ) નિંદા અને બાજીના આદ્યગુરુ તરીકે આપણે ઋષિભાઇને ગણીશું તો જરૂર આપણી સંસ્થા...

પ્રતાપ:—(અધવચ) ફત્તેહ પામશે.

ઇન્દુ:—અને પ્રતાપ ! આ ઋષિભાઇ, જો કોઈ દેશી રાજ્યના દિવાન તરીકે નીમાવા ભાગ્યશાળી થાય તો જરૂર એ રાજ્યના ચક્રો ઘણી જ ઝડપથી ફરે.

પ્રતાપ:—અને જો દેશની આઝાદીના મેદાનમાં જઈ ઊભા રહે તો સ્વરાજ્ય ક્ષણમાં લાવે.

ઇન્દુ:—અને ઘડીકમાં લેનિન, મુસોલિની, હિટલર કે ડી'વેલેરાની જેમ "dictator" થઇ પડે,

ઋષિ:—બહુ મશ્કરી ન કરો. આ હૃદય કોઇનું સ્વાગત લેવા તૈયાર નથી. પરવશતાને હું પાપ માનું છું.

ઈન્દુ:—કોઈકે એ હૃદયનું સ્વામિત્વ તો લીધું છે ને ?

પ્રતાપ:—કલાબ્હેન પ્રતિ ...

ઋષિ:—બસ કરો...મશ્કરીને પણ હદ હોય છે.

પ્રતાપ:—( વાત બદલતાં ) ઋષિભાઈ ! સાચું કહું ? જેલમાંથી છૂટયો પછી બધું મને શુષ્ક લાગે છે. ત્યાં તો એવી મઝા હતી?

ઈન્દુ:—જેલ અને પાછી મ્હેલ જેવી મઝા ! બન્ને વિરોધી તત્ત્વો !

ઋષિ:—મ્હેલના વિલાસી વાતાવરણમાં જેમ જીવનની અનેકવિધ મઝાઓ લૂંટાય છે તેમ અહિં પણ પૂર્ણયોગની સિદ્ધિનાં સ્વપ્નાં ઘડીભર સત્ય થયાં કે શું એ ભ્રમમાં મ્હાલતા તમે નરી પ્રેરણાના ધોધ ઝીલતા હતા–સાચું કે નહિ ?

પ્રતાપ:—એ વળી તને કોણે કહ્યું?

ઇન્દુ:—મ્હેં કહ્યું. તેં દિવસ તે નહોતું કહ્યું કે આમ બ્રહ્મચારી રહેવાય તો જીવન જુદું જ દેખાય !

ઋષિ:—બ્રહ્મચર્ય ! ઉંહ! બ્રહ્મચર્ય અત્યારની સંસ્કૃતિને રોધક છે. ખરુ કહું, ખરી મઝા બ્રહ્મચારી થવામાં નથી, કહેવડાવવામાં છે. અને સાચું કહું તો એ કહેવાતા બ્રહ્મચારીઓ જ જગતને તારે છે.

ઈન્દુ:—પછી આ પાર કે પેલે પાર.

પ્રતાપ:—ઋષિ ! પરણ્યા પછી વ્યભિચારને છૂટ છે, પણ એ છૂપો. સ્હેજ આકર્ષક બની, દેશની જાહેર પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લઇ સ્ત્રીઓને એવી તો આંજી દેવી કે તેઓ આપણી ઉપર મુગ્ધ થઇ ઉપર પડતી આવે.

ઈન્દુ:—તું શું એમ માને છે કે સ્ત્રીઓ તમારા બાહ્યાડંબરથી અજ્ઞાત હોય છે ? તો પ્રતાપ ! એ સ્ત્રીઓ આગ

મોહાંધ કરી તમને બનાવે છે અને તમે લટ્ટુ થઈ તેની પાછળ જીભ ચાટતા જાવ છો !

ઋષિઃ—સ્ત્રીઓને સમજવા માટે કેટકેટલી તપશ્ચર્યા કરવી પડશે !

પ્રતાપઃ—પણ ઋષિ ! બાહ્યાડંબર વિના જગત ચાલી શકે ખરું ?

ઋષિઃ—કલ્પનામાં વિહરતા લેખકો માને તે કરતાં ઘણી જ સારી રીતે, કારણ કે તેઓના લખાણમાં પણ બાહ્યાડંબર વિના બીજું શું હોય છે ?

ઈન્દુઃ—જેવું હોય તેવું લખીએ તો જગત છંછેડાય. અમને હાંકી મૂકે. એ દુર્ગુણો અને વિપર્યાંધ માનસ પ્રતિ તો આંખ-મીંચામણાં જ સારાં.

પ્રતાપઃ—સ્વતંત્રતાના યુગમાં સહુ સ્વતંત્ર. વિચારસ્વાતંત્ર્ય–કર્મસ્વાતંત્ર્ય–ધર્મસ્વાતંત્ર્ય–અમને તો ફાવે તેમ ફરવાના અને સ્ત્રીઓ સાથે હળી....

ઈન્દુઃ—તો પછી હું તમારી મંડળીમાં ભળવા માગતો નથી.

ઋષિઃ—હવે ઊભો રહે વેદીયા ! સ્ત્રીઓ સાથે હળવાની વાત આવી ત્યાં શરમાઇ કેમ ગયો !

ઈન્દુઃ—(તિરસ્કારથી) તમારું મંડળ શું વામીઓનું મંડળ છે ? તો હું તેનો સભ્ય નથી ... મારે નથી ચલાવવું તમારું માસિક. હું જોઉં છું ત્યાં સુધી ભોળી સ્ત્રીઓ જ્યારે પુરાતન માર્ગમાં કંટક સમાન વેરાવા લાગી ત્યારે આવી અંધ ઉશ્કેરણીઓને ચારે બાજુ ફેલાવી, તેઓની જીવન–શક્તિને આડે માર્ગે દોરી, અનુકરણ–આંગલ અનુકરણરૂપી મોહિનીને જન્મવાની તક આપી. એ મોહિનીની સ્હાગે નગ્ન નૃત્ય કરી લ્યો અને આવેલી અર્ધ–દગ્ધ ભાવનાઓની વિચારશ્રેણીનો ગણગણાટ

સૂણી લ્યો. સ્ત્રીઓને રમકડાંની જેમ રમાડતાં યાદ રાખજો કે એ જડ વસ્તુમાં જ્યારે ચેતનની ચિનગારી ઝબકશે ત્યારે પહેલી એ તમને જ બાળશે.

ઋષિ:—પણ ઇન્દુ ! આપણને ફાવે તે આપણી પ્રથા—આપણી ઊણપોને પોષે તે આપણો ધર્મ—અને આપણી ચારિત્ર્યની નબળાઇને ઢાંકે એ આપણો આદર્શ.

પ્રતાપ:—(માનસહ) શષ્ટ્રખ્યાતિ મેળવવી હોય તો આવું આવું કરવું પડે. ઘણુાયે સ્વાંગધારી આજે પૂજાય છે. અને સ્વાંગ ન ધારે તે બાયલા થઇ હડફેટે આવી ભીંત સાથે ભટકાય છે.

ઇન્દુ:—(વ્યંગમાં ઋષિ સ્હામું જોઇ) ઘણુાયે એ પૂજાને માટે આતુર થઇ, ભસ્મ ચોળી, ત્રિપુંડ કરી વાટ જોતા ઊભા છે.

ઋષિ:—(તોરમાં) પણ પૂજાય છે એટલું જ નહિ; એનો શબ્દે શબ્દ ઝીલવા જગત તૈયાર છે. ઇન્દુભાઇ ! જગતને બનાવી શકે તે મહાપુરુષ...બાકી બધા વામનજીઓ.

ઇન્દુ:—(ક્રોધમાં) આવતી કાલે તેઓનું શું થશે તેની તેઓને પરવા છે ?

ઋષિ—(શાંતિથી) ના, શા માટે રાખે ? ગઇ કાલનો વિચાર કરે તે મૂર્ખ. આવતી કાલનો વિચાર કરે તે મોટા મૂર્ખ—મૂર્ખશિરોમણી.

ઇન્દુ:—(ઉશ્કેરાઇને) તો આવતી કાલે જગત તેને ધૂત્કારશે...એની ગિમાંસાને બાળી દેશે—જડે તો એના શબને પણ શહેરના ચોકમાં લાવી તેની ઉપર થૂંકશે.

ઋષિ:—(શાંતિથી) પણ ઇન્દુ. એ કલા જ અનોખી છે. એનો માર્ગ જ એવો છે કે ફાવે તે પૂજાય. અને પાછું કેમ ફાવવું એમાં જેટલી કલા છે તેટલી તમારી કલાના અવતરણમાં નથી.

[ અશ્વિન બે બાજાઓ સાથે આવે છે. તેની ઉમર ૨૫ થી ૨૭ ની હોઈ શકે. તેની ચાલવાની મોહિની અને કપડાં પહેરવાની વિશિષ્ટતા-સ્ત્રીઓને મુગ્ધ કરવા બસ છે.

કલા એક યુવતી. તે વિધવા છે છતાં વિધવા હોય તેવું એક પણ ચિહ્ન તેના શરીર ઉપર નથી. તેની ઉમર પણ ૨૮ ની છે. તેની આંખમાં ચમક છે, તેના ચલનમાં ગૌરવ છે. તેના પોષાકમાં નૂતન ઢબની છાપ છે.

કુસુમ એક દુઃખી સ્ત્રી છે. તેના પતિએ તેને છોડી બીજી સાથે ઘર માંડ્યું એટલે સ્હેજ સ્વચ્છંદી બની અને હવે આ આશ્રમના સભ્ય બની બહાર પડવાના કોડ સેવે છે. ]

**અશ્વિનઃ**—શું ચાલે છે ? કેમ પ્રતાપ, કેમ ( બેસે છે. ) કવિરાજ !

**કલાઃ**—પછી પ્રભાકર શેઠને મળ્યા. ......?

**ઋષિઃ**—( ગળ્ગળ્યો થઇ ) પ્રભાકર શેઠ રૂપિયા આપવાની ના પાડે છે...પણ...

**કુસુમઃ**—પણ શું ?

**ઋષિઃ**—પણ એટલું જ કે એની મૂર્ખાઇઓને આપણે પોષવી પડશે. ......

**કલાઃ**—( આશ્ચર્ય પામતી હોય તેમ ) મૂર્ખાઇ ! પ્રભાકર શું મૂર્ખ છે ? કુસુમ ! ઋષિભાઇ, કોઇ નવી જ રીતે માનવપરીક્ષા કરતા લાગે છે !

**અશ્વિનઃ**—કેમ કલા બહેન ! પ્રભાકર તો બી. એ. છે-ખરું કે નહિ !

**કલાઃ**—એટલું જ નહિ પરંતુ દેશની જાહેર પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લે છે.

**કુસુમઃ**—ભાગ લેવો એ એક વાત છે અને છૂટે હાથે જ્યારે જ્યારે કોઇ પણ સંસ્થાને મદદ જોઇએ ત્યારે આપવા તત્પર રહેવું એ જુદી વાત છે.

અશ્વિનઃ—ઘણી એ સંસ્થાઓ એના પૈસે જ ચાલતી હશે.

કલાઃ—આ બધી શું મૂર્ખાઈ છે!

ઋષિઃ—( શાંતિથી ) હા. ...

ઇન્દુઃ—(વ્યંગમાં ) તમારી જેવા જ્યાં ધૂતારા હોય ત્યાં રહ્યામાની લાયકાતને પણ મૂર્ખાઇ છે એમ ઠોકી બેસાડો.

ઋષિઃ—એ ખુશામત અને પ્રતિષ્ઠાના શોખિન ભાઇની સાથે હાવકાઇથી વર્તવું પડશે; સંસ્થાની ઉદ્દઘાટન ક્રિયા પણ એઓશ્રીના શુભ હસ્તે જ કરાવવી પડશે. અને પૈસાના રહેજ પણ લોભ વિના માત્ર લોકહિતની ખાતર આપણે આ સંસ્થા ચલાવવી છે એમ જાહેર ભાષણ કલા બ્હેન! આપને આપવું પડશે...અને સંસ્થાના સેક્રેટરી તરીકે રીતસર આમંત્રણ આપી તેને મળવું જોઇશે...

અશ્વિનઃ—વારું. બધું સફળ થઈ જશે, પરંતુ એક પ્રશ્ન રહે છે

કલાઃ—હવે શું બાકી રહ્યું...?

અશ્વિનઃ—સંસ્થાના કાયદા કાનૂન ઋષિભાઇ બનાવે એમ હું સૂચન કરું છું.

ઋષિઃ—વારુ, એ પણ હું અને ઇન્દુવાઇ તૈયાર કરી રહ્યા છીએ.

કલાઃ—(ઊભી થઇને) ત્યારે કાલે ઋષિભાઈ તમે સહજ ઘેર આવી જજો ને, આપણે એ વિષે વાત કરીશું. ચાલ કુસુમ.

ઇન્દુઃ—પરંતુ મારે ઘણીયે બાબતમાં વિરોધ છે.

કુસુમઃ—(રહેજ હસતાં) તો તમે પણ આવજો કવિરાજ!

[ કલા અને કુસુમ જાય છે. અશ્વિન, ઋષિ, ઈન્દુ વગેરે તેની સ્હામે જોઈ રહે છે. પણ દરેકના મુખ ઉપર જુદા જુદા ભાવો તરવરી રહે છે. ]

પડદો હળે છે

## દૃશ્ય બીજું

સ્થળઃ–પ્રભાકરનું મકાન. સમયઃ સ્હવારનો.

[પ્રભાકરની ઉમર ૩૫ વર્ષની છે. ઝીણું ધોતીયું અને ખમીસ પહેરી એક આરામખુરશીમાં પડયો પડયો એક મોટા હોલમાં એ તે દિવસનું છાપું વાંચી રહ્યો છે. તેના જમણા હાથ તરફ રેડિયો છે. તેમાંથી મુંબઇમાં કોઈ ઉસ્તાદ ગાય છે તે સાંભળી રહ્યો છે. એકાએક છાપું નીચે મૂકી હોલમાં આંટા મારે છે.]

**પ્રભાકરઃ**—(વિચારમાં ઊભો રહે છે) આ શું ? (આંખ મીંચે છે) ગઇ કાલનું સ્વપ્ન ! એણે શું માગ્યું ? સત્તાનો નિશો !! મ્હારી ઉપર સ્વામિત્વ ! (પાછો ફરે છે) ઘડીભર એ આપું તો ? તો શું ! એ જરૂર મ્હારી બને ! નૂતન નારી કહેવડાવવાનું માન ધરાવતી સ્ત્રીને પૈસો, વૈભવ, વિલાસ, સુવાની, મોટર, ગાડી, અને સ્વતંત્રતા આપવામાં આવે તો સ્હેજમાં લગ્નની હા પાડે...અને ઘડીભર મળેલું સ્વામિત્વ પછી ઝૂંટવી લેતાં કયાં નથી આવડતું ?

[પાછો ફરે છે ત્યાં કલા આવે છે. તેની છટાથી પ્રભાકર સ્હેજ હસે છે.]

ઓહો ! કલા કુમારી ! આપ અહીં કેમ આવ્યા ? હું તમારે ત્યાં જ આવવાનો વિચાર કરતો હતો...બેસો, રામા ! ચા લાવ તો.

**કલાઃ**—(એક ખુરશી ઉપર બેસે છે) આપ અમારી જેવાં ગરીબને ઘેર આવો તે શોભે ? પૈસાદાર લોકોની લાયકાત એને ત્યાં ગરીબ જોડા ફાડે તેમાં વધે છે......અને તેઓની પ્રતિષ્ઠા પૈસા ઉપર જ હોય છે...જો એ પ્રતિષ્ઠાને ગણિતની દૃષ્ટિએ જુઓ અને તેમાંથી પૈસો બાદ કરો તો પાછળ મોટું મીંડું જ રહે છે...પણ આપ તો Graduate છો...અને......

**પ્રભાકરઃ**—આપ આપ કહી મ્હારી મશ્કરી ન કરો...કલા-

કુમારી...ત્હમારી પ્રતિભા ક્યાં અને અમ્હારો પૈસો ક્યાં ? પરંતુ સાચું કહું ? માઠું તો નહિં લાગે ને ?

**કલા:**—તમે જે કહો તે માટે મ્હને માઠું લાગે જ નહિં...
(રામો ચા લાવે છે)

**પ્રભાકર:**—(ચા આપતાં) પરંતુ યોગ્ય પતિ વિનાની એ પ્રતિભા સ્હેજ ઝાંખી પડે છે...માફ કરજો...પણ આ તો મ્હને લાગે છે તે કહું છું. ...

**કલા:**—(ચા ટેબલ ઉપર મૂકતાં) અમારી કલબનો મુખ્ય ઉદ્દેશ એ છે કે...

**પ્રભાકર:**—વારુ, વારુ સમજ્યો...મ્હારે તમને પૈસા આપવાના છે તે તો ભૂલી જ ગયો...(ટેબલના ખાનામાંથી ચેક બુક કાઢે છે અને એકની ઉપર સહી કરે છે; ચેક આપીને) આમાં જેટલા રૂપિયા ભરવા હોય તેટલા ભરી લ્યો.

**કલા**—(ત્હેની સ્હામું જોઇ રહે છે) આપ જ ભરો... આપની ખુશીની વાત છે...

**પ્રભાકર:**—આ ચા ટાઢી પડી જશે...ભરો દશ હજાર, પંદર હજાર, વીસ. ફાવે તે...મ્હેને વાંધો નથી...આવી એક સંસ્થાની જરૂર હતી...અને તમે જ્યારે એ સંસ્થાનું કામ માથે લીધું છે ત્યારે જરૂર ફત્તેહ મળશે...(ચેકમાં અંદર વીશ હજાર ભરીને કલા બેઠી છે ત્યાં ટેબલ ઉપર મૂકે છે)

**કલા:**—(ચા પીવે છે) આપની આ ઉદારતા અને છતાં નમ્રતા માટે અમે આભારી છીએ.

**પ્રભાકર:**—આવો ખોટો વિવેક ન કરો. મ્હેં મ્હારી ફરજ બજાવી છે.

[ એક ચિત્રકાર આવે છે...તેની પાસે જુદાં જુદાં ચિત્રો છે. ]

**પ્રભાકર:**—આપનું નામ ?

કલાઃ—ક્યાં ઋષિ અહિં ક્યાંથી !

**પ્રભાકરઃ**—આવો ઋષિભાઈ ! હું ધારતો હતો કે કલા કુમારીની સાથે તમે પણ આવશો ! બેસો... શાંત થાઓ... પાન લ્યો...( પાનની તાસક ધરે છે. ) ( કલા પ્રભાકર સ્હામું જોઈ રહે છે )

ઋષિઃ—હું પાન નથી ખાતો... પરંતુ કલા બ્હેન ! આજનું ભાષણ આપવાની ઇન્દુકાન્ત ના પાડે છે... અને હવે શું કરવું ? તમને તો શોધી શોધીને થાક્યો... બાલ-મંદિરમાં જઈ આવ્યો, મહિલા વિદ્યાલયમાં જઈ આવ્યો, અનાથા-શ્રમમાં જઈ આવ્યો... પણ છેવટે યાદ આવ્યું કે તમારે આજે પ્રભાકર શેઠને મળવાનું છે...

**કલા**—તે એમાં શું ?

**પ્રભાકરઃ**—તે ભાષણ હું આપીશ બસ...

( કલા અને ઋષિ એક બીજાની સ્હામું જોઈ રહે છે )

**પ્રભાકરઃ**—પરંતુ ઇન્દુકાંતને વાંધો શો આવ્યો ?

**ઋષિઃ**—એ જ મહત્વનો પ્રશ્ન છે...( તેને આવતો જોઇ) પૂછો આ આવે...

(ઇન્દુકાન્ત આવે છે)

**પ્રભાકરઃ**—ક્યાં તંત્રીરાજ ! આ ઋષિભાઈ શું કહે છે !

ઇન્દુકાન્તઃ—જે કહે છે તે સત્ય જ કહે છે...જ્યાં સુધી મ્હને મ્હારો આ વર્ષનો વધારો ન મળે ત્યાં સુધી હું તે કામ કરવા હવે માગતો નથી.

**ઋષિઃ**—તમારા પેટમાં ચોપડીઓના પાનાં બાળી તેની રાખ પીઓ તો તમારું પેટ ભરાશે... તદ્દન ધૂત્તારા...

કલાઃ—ઋષિ આમ ગુસ્સે ન થાઓ...જેણે જીવનમાં બધું એની ઉપર જ છોડી દીધું-જેણે એને માટે ભેખ લીધો એના પેટનો ખાડો પૂરવો એ દરેક શહેરીની ફરજ છે.

ઋષિઃ—પરંતુ પૂછો એને...એક તો આપણી સંસ્થાના કાયદા વિરુદ્ધ એ પરણેલ છે...અને પાછું તે દિવસ તેઓએ શું સૂચન કર્યું હતું તે યાદ છે? મ્હને દરેક છોકરે છોકરે પાંચ રૂપિયા વધારો મળવો જોઈએ...ભાઈ સાહેબ! સંયમ રાખી શકે નહિ અને અત્યારે વધારો માગવા આવે છે...આવા આર્થિક મંદીના વખતમાં પ્રજોત્પત્તિ ઉપર તો કાબૂ જોઇએ કે લીંગરની લીંગર વધારતા જવી જોઇએ...

પ્રભાકરઃ—દરિદ્રનારાયણ ભગવાનને હનુમાનની જેમ પૂંછડું હશે . ...

*કલાઃ—વારુ...પણ ઇન્દુકાન્તને આ વિશે...(બધાં હસે છે)*

ઇન્દુકાન્તઃ—(ક્રોધમાં) વારુ...હું આજથી આપની સંસ્થાનો સભ્ય નથી અને આવતી કાલથી તમારી સંસ્થાની દરેક પોલ બહાર પાડીશ; પછી જ તમને ખબર પડશે કે ઇન્દુ એટલે કોણ?

(જવાને પાછો ફરે છે)

કલાઃ—ઊભા રહો ઇન્દુકાન્ત! આમ બાળકની જેમ જતા રહો એ નથી સારું કરતા... તેનો કંઇ તોડ કાઢીએ.

ઋષિઃ—જવા દો ને એ વેદિયાને...

પ્રભાકરઃ—તે એને કેટલું પ્રમોશન આપવાનું છે?

ઋષિઃ—પાંચ રૂપિયા...

પ્રભાકરઃ—જાઓ...મારા તરફથી તેમને પાંચ રૂપિયા પ્રમોશન હું આપું છું...બસ તંત્રીરાજ...

કલાઃ—કેટલા વાગ્યા?

પ્રભાકરઃ—દશ. આપણે જશું ને ત્યારે ભાજણમાં...! શોફર! મોટર લાવજે...

ઇન્દુઃ—ચાલો ત્યારે ભાજણમાં

(બધા મોટરમાં જાય છે...)

પડદો ઢળે છે

## દૃશ્ય ત્રીજું

સ્થળ : કલાનું મકાન સમય : સાંજના-ચાર.

[ કલાનું મકાન સાધારણ છે. બહારના ખંડને એ દિવાનખાના તરીકે વાપરે છે : અંદરના ખંડને રસોડા તરીકે. દિવાનખાનાના એક ખૂણામાં એક સેકન્ડહેન્ડ ટાઈપ–રાઈટર ઉપર કલા કંઈ છાપી રહી છે ત્યાં કુસુમ આવે છે. ]

કુસુમઃ—શું ટાઇપ કરે છે ?

કલા.—( કાગળ કાઢી લઈ ) રહેજ.... એ તો એક ફર્મને કાગળ લખાતી હતી ... વારુ ... પછી તને કેમ રહ્યું હતું ?

કુસુમઃ—બહુ જ સારું ... પરંતુ

કલાઃ—તારા પતિને કોર્ટે છૂટાછેડા આપ્યા ?

કુસુમઃ—હા.

કલાઃ—પછી ભવિષ્યનો માર્ગ શો પસંદ કર્યો ? તારો છોકરો ક્યાં ગયો ?

કુસુમઃ—એની સાથે ... એ વિશે મ્હેં હજી વિચાર નથી કર્યો ! બાકી તું શું રમત રમી રહી છે તે જાણી શકાતું નથી.

કલાઃ—સ્વતંત્ર સ્ત્રી થઈ દુનિયા જોવી ને પ્રખ્યાત થવું તે.

કુસુમઃ—પરંતુ તે માટે તારી પ્રેરણા ઝીલવા કેટલા પુરુષો ગાંડા થયા તેનું તને ભાન છે ? તું કોણ ? તારી આબરુ કેવી ? આ બધા ઉપર તું પાણી ફેરવવા માગે છે !

કલાઃ—હું કોણ ? ( હસે છે ) હું પુરુષ સામે વેર લેવા જન્મેલ ડાકણ બસ... !

કુસુમઃ—અને મ્હારે પણ હવે એ જ કરવું રહ્યું...

કલાઃ—એ માટે આજે તું ક્યાં ગઈ હતી ?

કુસુમઃ—ઈન્દુભાઈને ત્યાં.

કલાઃ—ઋષિને ત્યાં નહિ ? તું હવે એને ચાહે છે ?

કુસુમઃ—હું કોઈને ચાહતી નથી.

કલાઃ—તેં જ છૂટાછેડા કેમ ન માગ્યા ?

કુસુમઃ—આર્ય નારી એ કરી શકે ખરી ? તું કુંવારી છો, ભણેલી છે; પણ દુનિયાનું કહેવાતું ડહાપણ હજી તારામાં નથી એટલે શું કહું ?

કલાઃ—હું કુંવારી...ભણેલી...મ્હારો પ્રશ્ન હજી એક કોયડારૂપ જ છે.

કુસુમઃ—તેં શો વિચાર કર્યો ? તું ઋષિને ચાહે છે ?

કુસુમઃ—એ એક જ મ્હને એવો લાગે છે કે જે ભલભલા મહારથીઓને પણ મહાત કરવા શક્તિમાન્ હોય...બીજા બધા પેટભર્યા ભિખારી જેવા છે.

કુસુમઃ—તારાથી તોબા...

કલાઃ—મ્હારું જીવન હું કોઈ પાસે જાહેર નથી કરી શકતી...પણ કુસુમ ! તું મારી માની જણી બ્હેન જેવી છો તે કહું છું.

કુસુમઃ—કલા...આ તને શું થાય છે?

કલાઃ—(રડતાં) કુસુમ હું કુંવારી નથી...વિધવા છું... વિધવા થયેલ છું...

કુસુમઃ—( આશ્ચર્ય ) એટલે ?

કલાઃ—હું અનાથાશ્રમમાં હતી...માતાપિતાના મૃત્યુ પછી અમે ભાઈબ્હેન ત્યાં સાથે રહેતાં.

કુસુમઃ—તમારે ભાઈ પણ છે ?

કલાઃ—હા...અને મ્હને એ આશ્રમનો અધ્યાપક ફોસલાવીને ન્હસાડી ગયો... અમે બન્ને પરણ્યાં...

કુસુમઃ—(આશ્ચર્ય) હેં. ... આશ્રમના અધ્યાપકો આવા નીચ હોય છે?

કલાઃ—પરણ્યા પછીનું જીવન બહુ જ ઝેરી છે...એ અધ્યાપક ન સમજ્યા કે હું જીવતા પતિને માગતી હતી... પૂતળાને નહિ...એ પ્રેમમય જીવનમાં પ્રેમની તલ્લીનતા ચાહતી હતી... વિષયતૃપ્તિ નહિ.... અને પછી...

કુસુમઃ—કેમ અટકી ગઈ. મ્હને કહેવામાં રહેજ પણ અચકાતી નહિ...

કલાઃ—પછી ? પછી એક દિવસ એણે મ્હને પૂરી રાણી... એક દિવસ મારી... એમ દુઃખમાં દિવસ પસાર કરવા લાગી... ત્યાં સત્યાગ્રહની લડતમાં તે જેલમાં ગયા અને જ્યારે સાંભળ્યું કે તેઓ મૃત્યુ પામ્યા છે. ત્યારે અહિં આવીને છાનીમાની રહી છું... મ્હારું આ જીવન કોઇ નથી જાણતું ... એક જણ સિવાય...

કુસુમઃ—એ તમારા ભાઇ...તેઓ ક્યાં છે ?

કલાઃ—એક દિવસ અચાનક એ ભાઇને મ્હેં જોયો... પ્રભાકર શેઠને ત્યાં...બિચારો... ચિત્રકાર થઇ ત્યાં આવ્યો હતો...

કુસુમઃ—તેં એને બોલાવ્યો કેમ નહિ...?

કલાઃ—હું એને બોલાવું ને મ્હારું આખું યે જીવન ઉઘાડું પડી જાય તો ? મ્હારું મન ઘણું બળ્યું...પણ ન બોલી શકી...

કુસુમઃ—કલા... આ કરતાં તો જે ક્ષણે લગ્નમાં કંઇ સત્વ ન બતાય... તદ્દન નિરર્થક છે એવું લાગે ત્યારે એને તોડી નાખવું...

કલાઃ—એવાં નિરર્થક લગ્નને પછી ચલાવ્યા કરવું એમાં જરૂર આપણી મૂર્ખાઇ જ છે...અને મ્હેં એ મૂર્ખાઇ પણ કરી... બસ એટલે શું !

કુસુમઃ—સગવડનો સંબંધ. ... અને મ્હારે તો સત્ય પણ બન્યું. ... મ્હારો પ્રશ્ન પણ તમારી સાથે જ મળતો આવે છે ને ? પરંતુ એક વખત ઠોકર ખાધા પછી હવે સાચવીને ચાલજે...

કુસુમઃ—તારું બાહ્ય સૌન્દર્ય અને ટાપટીપ ઉપર. તેઓમાં તને જીતવાની હરિફાઇ ચાલે છે... તેનું તને ભાન છે ? માત્ર સંસ્કાર અને સ્ત્રી-સન્માનના ઑપ નીચે "કલા ..મ્હારી...ના મ્હારી" એની મારામારી છે....

કલાઃ—ઘડી મરે: હું કંઇ તેઓના સંરક્ષણ ઉપર જીવું છું !

કુસુમઃ—તું ! તું તારાં સૌન્દર્ય, વિદ્યા અને આછકલાઇની ઉપર નાચી રહી છે...

કલાઃ—પરંતુ એ નૃત્ય પાછળની ભાવના તને નહિ સમજાય.

કુસુમઃ—ત્યારે ઇન્દુકાન્ત !

કલાઃ—( મ્હોં બગાડી ) પૂળો મૂક એના વેદિયાપણા ઉપર...એની પાસે વ્યક્તિત્વ નથી...તદ્દન માયકાંગલો છે...

કુસુમઃ—પરંતુ એ શુષ્ક દેહમાંથી પ્રચંડ આત્મા ભલભલા શત્રુઓને હંફાવે એવી શક્તિ ધરાવે છે...જો કે હમણાં તેની સ્ત્રીના મૃત્યુ પછી તેઓમાં કંઇ વિચિત્રતા આવી ગઇ છે એ સાચું...

કલાઃ—અને એનાં છોકરાંને એને મોસાળ મોકલી દીધાં તેનું શું ?

કુસુમઃ—(ગંભીર)એ પણ સાચું...એની શક્તિ અમાપ છે.

કલાઃ—(હસતી) સમજી...પણ એ અમાપ શક્તિ મારી શક્તિહીનતા જોવા ટેવાયલી બુદ્ધિને એવી તો આંજી દે છે કે એ તદ્દન જડ બની જાય છે...અને પછી એ જોવાનો વખત જ ક્યાંથી આવે ?

કુસુમઃ—ત્યારે પ્રભાકર...

કલા:—એની તેજસ્વી આંખો, બોલવાની ઢબ, અને સ્હામા ઉપર છાપ પાડે તેવું વ્યક્તિત્વ...પરંતુ તેની અવિશ્વાસુ દષ્ટિ મ્હને ખૂંચે છે ..

કુસુમ:—ત્હને તો દરેકમાં દુગુણજ નજરે ચડે છે. બાકી ત્હને જ્યાં અવિશ્વાસુ દષ્ટિ લાગી ત્યાં મ્હને એનું લુખ્ખું, પ્રેરણાવિનાનું જીવન સૂનાં વગડામાં ચીચીયારી પાડતી ચીબરી જેવું લાગ્યું...

કલા:—એ હશે...પણ એક ચિત્રકાર ઉપર એણે કરેલ ઉપકાર...હું નથી ભૂલી શકતી...

કુસુમ:—ચિત્રકારને અને તારે શું? એ ઉપકારને અત્યારે શું કામ સંભારે છે?

(નિઃશ્વાસ નાખીને)

કલા:—એ ચિત્રકારને તું નહિ ઓળખે...

કુસુમ:—મ્હારે ત્હારી જેમ આખી દુનિયાને નથી ઓળખવી.. તું તો રાજ્યની રાણી થવા સર્જાઈ છે...

કલા:—રાજ્યની રાણી? રાજ્યની રાણી એટલે તો પાંજરામાંની મેના ..એ સ્વતંત્ર ઊડી ન શકે...અને મ્હારે તો છે સત્તાનો, સ્વતંત્રતાનો મોહ...

( ઋષિ આવે છે )

ઋષિ:—કલાબ્હેન નમસ્કાર! કુસુમ બ્હેન નમસ્કાર!

કલા:—કયાં ઋષિવર્ય! શી નવાજૂની!

ઋષિ —નવામાં તમે અને જૂનામાં આખુંયે જગત.

[ કુસુમ હસે છે...ઋષિની સ્હામે માનની દૃષ્ટિએ જુએ છે ]

કલા:—પછી આશ્રમમાંથી ચોરી કરનાર ચોર પકડાયો!

ઋષિ:—હજી પકડાયો નથી... પોલિસમાં વાત મૂકવાનો વિચાર છે...

કુસુમઃ—પોલિસ તમને એમ ચોર પકડી આપશે ? એ તો ગયું જે હતું તે...ત્યારે શા માટે બેન્કમાં નહિ રાખતાં ત્યાંની તિજોરીમાં રાખ્યા. ?

કલાઃ—એ વાત પોલિસમાં નહિ મૂકતાં બીજું જ સૌ કેલો... નહિ તો...

(ઉદાસ થઈને)

ઋષિઃ—એ પણ ઠીક છે...

કુસુમઃ—વારુ ઋષિભાઈ! ગઈકાલના કલાબ્હેનના ભાષણમાં તમે કેમ ન્હોતા ? કયાં ગયા હતા ? આમ ઉદાસ કેમ છો ?

ઋષિઃ—હું ઉદાસ થવા સર્જાયો છું... મ્હારે અને આનંદને દુશ્મનાવટ છે...

કલાઃ—સખીરી વિના એ જીવન જીવી શકે તેમ નથી... આવડી મોટી સંસ્થાની ધૂરા હાથમાં લીધી ત્યારે જે કાયદા કર્યા તેનો ભંગ કરવા પણ હવે તેઓ તૈયાર છે...

ઋષિઃ—કલાબ્હેન ! માફ કરજો...પણ હું એક પ્રશ્ન પૂછું...?

કલાઃ—ખુશીથી...

ઋષિઃ—તમારી જેવી સંસ્કારી સ્ત્રીનું નામ ગમે તે મવાલીની સાથે જોડાયેલું સાંભળું છું ત્યારે મારું મગજ કામ નથી કરી શકતું... જાણે એ મવાલીનું ખૂન કરી નાખું ? એવી વૃત્તિ થઈ જાય છે...

કલાઃ—મારું નામ ગમે તેની સાથે જોડાય તેમાં તમારે શું ?

ઋષિઃ—મ્હારે શું ? કલાબ્હેન ! તમારું આખું ચારિત્ર્ય જાણું છું... ધારું તો ક્ષણમાં તમારી ફજેતી કરી મુકું...

કલાઃ—(હસતી) મ્હારું ચારિત્ર્ય ! હા... તે તો સહુ જાણે છે...કુસુમ, ઋષિભાઈ કંઈ ચીડાઈને આવ્યા લાગ્યા છે...

ઋષિઃ—એ બનાવવાની વાત આજ ન કરો... માત્ર

તમારાં સ્મિત ઉપર અને વાણીથી સ્હામાને મુગ્ધ કરવાની મોહિની ઉપર તમે આજકાલ શી સંતાકુકડી રમો છો તે આ ઋષિથી અજાણ્યું નથી...કેટલાયે યુવાન અને વૃદ્ધ તમારી પાછળ ગાંડા બન્યા છે... કૉલેજીયનો ઘેરથી લાવેલ રૂપિયા તમારી મોજશોખને સંતોષવામાં વાપરી દેવાદાર બન્યા છે...આંધળાઓ સ્હમજ્યા નહિં કે અહિં તો કોઇ અદ્દભુત વ્યક્તિ સાથે રમત ખેલવાની છે.

કલાઃ—( શાંતિથી ) ઋષિ ! એ તેઓની મૂર્ખાઇ નથી ! હું ક્યાં તેઓને બોલાવું છું... ?

ઋષિઃ—હશે ..પરંતુ સ્હામાને માત્ર આકર્ષી તેને પોતાથી દબાયેલો જોવા કોડ સેવતી સ્ત્રી એ માટે પહેલી જવાબદાર છે...

કલાઃ—ક્યાં ગયું તમારું સ્ત્રી-સન્માન !

ઋષિઃ—કલા બ્હેન ! સ્ત્રી-સન્માન એટલે શું ? પુરુષોની વિષયતૃષા છીપાવવા યોજેલી રસવૃત્તિ...

કલાઃ—જરા શાંત થાઓ...કુસુમ ચા મૂકતો...

( કુસુમ ચા મૂકવા જાય છે )

ઋષિઃ—કુસુમ બ્હેન ! ચા હું નથી પીતો...પછી પ્રભાકર શેઠને ચોરીની વાત કરી ?

કલાઃ—એ તો બધું સમજાઇ ગયું...એમણે ચોપડા મગાવ્યા હતા... અને...

ઋષિઃ—વારુ...વારુ...ત્યારે...( બોલી નથી શકતો )...

કલાઃ—બસ...જાવ છો ..

ઋષિઃ—...હા...                ( ઋષિ જાય છે... )

કુસુમઃ—આજ કંઇ નવી જ ધૂનમાં લાગો...

કલાઃ—તું ન સમજી...હું પ્રભાકર સાથે પરણવા ઇચ્છું છું એ તે જાણે છે...પણ સ્પષ્ટ કેમ કહી શકે ?

કુસુમઃ—એટલે ? એ તને પરણવા ઇચ્છા રાખે છે !

કલાઃ—આ બધી વાત જ અનોખી છે...મ્હને પરણવા ઘણા ઇચ્છા રાખે છે...પણ હું જ ભૂંડી છું કે કોઇને પરણી શકતી નથી...વારુ, પણ કોણ આવ્યું... ?

( બહાર મોટરનું હોર્ન સંભળાય છે )

કુસુમઃ—( ઊભી થઇ બારીમાંથી જુવે છે ) પ્રભાકર... એ કેમ આવ્યા ?

કલાઃ—આજે અમે શીખ ધર્મ અનુસાર લગ્ન કરવાનાં છીએ...કોઇને કહેતી નહિ...

કુસુમઃ—ત્યારે તો ગં. સ્વ. મટી અ. સૌ. કહેવાશો ?

કલાઃ—અને તું પણ થોડા દિવસમાં મારી માફક જ... ઇન્દુ ....

કુસુમઃ—તમને આ બધી વાત કોણ કહી જાય છે...હું જાઉં ત્યારે... ?

કલાઃ—ના...તારી જરૂર પડશે...

( પ્રભાકર આવે છે...કુસુમ અંદરની ઓરડીમાં જાય છે )

પ્રભાકરઃ—ચાલો...બધું તૈયાર છે...હું એ ધર્મગુરુને મળ્યો હતો...તેઓએ હા પાડી છે...અને અત્યારનો વખત આપ્યો છે...પણ સાક્ષી તરીકે કોને લેશું ?

કલાઃ—તેની ગોઠવણ મ્હેં કરી રાખી છે...કુસુમ...ચાલો...

પ્રભાકરઃ—તમારી જેટલું દીર્ઘદ્રષ્ટિપણું મ્હારામાં નહિ...કુસુમ બ્હેન ! અમે બન્ને લગ્નગ્રન્થીથી જોડાઇએ તેમાં સાક્ષી તરીકે આવશો ને ?

કુસુમઃ—જરૂર...

કલાઃ—પછી તમે પેલી વાતનું શું કર્યું ? તમારા પિતાશ્રીએ તમને જુદા કર્યા ? શું આપ્યું ?

( કુસુમ કલા સ્હામું જોઇ રહે છે )

પ્રભાકરઃ—( બ્હાર નીકળતાં ) તેર લાખ...અને હવે મ્હારે કે મ્હારાં છોકરાંને એના પૈસા ઉપર હક્ક નહિ...

કલાઃ—તમે જે કરો તેમાં ખામી હોય...ચાલો...

[ પ્રભાકર; કલા અને કુસુમ જાય છે...અંદર મોટરમાં કલા ગાતી હોય છે..."આજ જીવનનાં નૃત્ય..." કુસુમ કલાની ઊંડાઈ માપી નહિ શકવાથી ડઘાઈને બેસી રહે છે...પ્રભાકરનું ધ્યાન મોટરના સ્ટીઅરીંગ ઉપર છે]

પડદો હળે છે

## દૃશ્ય ચોથું

સ્થળઃ ઇન્દુનું મકાન. સમયઃ સવારના આઠ.

( મકાનની બ્હાર ગાર્ડનમાં બેસી ઇન્દુ "કલાપીનો કેકારવ" વાંચી રહી છે ત્યાં ઋષિ આવે છે )

ઇન્દુઃ—( ચોપડી બંધ કરી ) આવ, આવ, ઋષિ..! આજ તો કાંઇ અત્યારમાં ? વધામણી લઇને આવ્યો છે કે શું ?

ઋષિઃ—વધામણી વળી શાની ?

ઇન્દુઃ—વાહ ! જાણે ખબર જ ન હોય, ગામ આખાની ખબર રાખનારને અને કલાની તો ખાસ ખબર રાખનારને તેનાં લગ્ન થયાં એ ખબર ન હોય એમ બને ?

ઋષિઃ—હું આ અઠવાડિયું પુના ગયો હતો...એટલે એ વિષે કંઇ ખબર નથી... અને થઇ ગયાં એ સાચે જ ખબર નથી... ક્યારે થયાં ?

ઇન્દુઃ—ગયા સોમવારે... આજે આપણને ગાર્ડન પાર્ટીમાં બોલાવ્યાં છે...

( ઋષિ હસે છે )

ઇન્દુઃ—કેમ હસવું આવે છે !

ઋષિઃ—કાંઇ નહિ, એ તો લગન થઇ ગયાં એમ...ને!

ઇન્દુઃ—પણ તેમાં હસવા જેવું શું છે?

ઋષિઃ—હસવા જેવું શું નથી?

ઇન્દુઃ—હસવા જેવું કશું નથી, કલા અને પ્રભાકર પરસ્પર સ્નેહથી જોડાય અને લગ્ન કરી જીવનભર એક બીજાનાં થઇ રહે તેમાં વળી તને હાસ્યાસ્પદ શું લાગે છે?

ઋષિઃ—આ જે તું કહે છે તે પણ હસવા જેવું લાગે છે અને જે થયું તે પણ હસવા જેવું લાગે છે. તને એમ લાગે છે કે કલા સ્નેહથી જોડાઇ છે?

ઇન્દુઃ—એમાં વળી શંકા કરવા જેવું શું છે? કલા જેવી સંસ્કારી સ્ત્રી સ્નેહથી જ લગન કરે એમ હું માનું છું.

ઋષિ;—ઇન્દુ, તુંય ખત્તા ખાય છે. કલાને અને પ્રભાકરને જોડનાર સ્નેહ નથી, પણ પૈસો છે. અને સ્નેહ? સ્નેહ જેટલું નબળું શું છે? એ તે વળી સ્ત્રી પુરુષને કેમ જોડી શકે? જાણતો નથી, પોતાના સાથી કે મિત્રનો પૈસો, કીર્તિ કે દરજ્જો જતાં, સ્નેહ બીજી જ ક્ષણે તૂટી પડે છે... એ વળી જોડતો તો શું?

ઇન્દુઃ—પણ એવો સ્નેહ તે સ્નેહ જ નથી.

ઋષિઃ—એવો કે તેવો સ્નેહ જ નથી એમ કહે.

ઇન્દુઃ—પણ ઋષિ! કલા તો પ્રભાકરને ખરેખર સ્નેહ કરે છે.

ઋષિઃ—(હસે છે) સ્નેહ? એ તો પ્રભાકર તેને અત્યારે થોડીયેક સત્તા ચલાવવા દે છે...અને સત્તા ચલાવવી કલાને ગમે છે...અને એ જીદ સંતોષવા કલા પરણી છે...બાકી

ઇન્દુઃ—એટલે? હું તો જરૂર માનું છું કે કલા અને પ્રભાકર પરસ્પર સ્નેહથી જોડાયાં છે...

ઋષિઃ—(થોડું હસી) ભલે ! એવા આશ્વાસક ભ્રમમાં રહેવું બધાંને ગમે છે ..તે તુંયે રહે.

(કુસુમ આવે છે)

આવો કુસુમ બ્હેન! મુબારકબાદી ...આ ઈન્દુભાઈ તમારી જ રાહ જુવે છે...ત્યારે હું જઈશ...

કુસુમઃ—ઋષિભાઈ ! સાંજના ગાર્ડનપાર્ટીમાં આવવાના ને!

ઋષિઃ—આવવા મહેનત કરીશ...

(જાય છે)

કુસુમઃ—બિચારા ઋષિભાઈ !

ઈન્દુઃ—કલાને મેળવવાની નિષ્ફળતાએ એની સ્નેહમાંથી એ શ્રદ્ધા ઊડાડી દીધી છે... હું માનું છું ત્યાંસુધી આનું પરિણામ સારું નહિ આવે...

કુસુમઃ—(ઊભી થઈને) આપણે આપણી વાત ઉપર આવો ને ? પછી છોકરાંને પાછાં ક્યારે બોલાવશો ?

ઈન્દુઃ—(ઊભો થાય છે) કાગળ લખ્યો છે...આવશે થોડા દિવસમાં...પણ.

કુસુમઃ—(ચાલતાં) શું ?

ઈન્દુ—( ચાલતાં ) પછી તું એને સાચવી શકીશ ?

કુસુમઃ—(હસતી) મ્હારામાં અવિશ્વાસ છે !

ઈન્દુઃ—ત્હારામાં અવિશ્વાસ ! કુસુમ તું તો ગારું રંકનું રતન છે......

કુસુમઃ—આમ જ પુરુષો સ્ત્રીને ચઢાવે છે...

(બન્ને ગૃહમાં જાય છે.)

પડદો ઢળે છે.

## દૃશ્ય પાંચમું

**સ્થળ:** પ્રભાકરના નવા બંગલાની ગાર્ડન. **સમય:** રાતના સાડાસાત...

[ ગાર્ડનમાં ઈલેકટ્રીકના દીવા થઈ ગયા છે...છતાં કલા આજે અહિં બેઠી છે. કલાનો આજે ચ્હેરો પડી ગયો છે...એ નિરાશ થઈ એક આરામચેર ઉપર પડી આસપાસ જોયા કરે છે. ]

**કલા:**—( ઊભી થઇ ) હું જ મૂર્ખ ! સ્વતંત્રતાના મોહમાં મ્હેં દેહ અને આત્માનું સમર્પણ કરી દીધું ( શિયાળનું રૂદન સંભળાય છે ) અત્યારમાં શિયાળનું રૂદન ! મ્હારાં રૂદન કરતાં આ રૂદન કેટલું જીવંત લાગે છે ? (આકાશમાં ઊગતા તારા સ્હામું જોઇ)...આ તેજના બિંદુઓ મ્હારી મશ્કરી કરે, હસ્યા કરે, દાઝ્યા કરે...અને આ માનવના હૃદયમાં પ્રેમની ચિનગારી પણ ન ફૂટે...કેવું જીવન ? મ્હેં જ મ્હોતને ન્હોતર્યું ને !

( કુસુમ અને ઇન્દુ આવે છે )

આવ કુસુમ ! આવો ઇન્દુભાઇ ! અત્યારે કયાંથી ભૂલાં પડ્યાં ?

**ઈન્દુ:**—ફરવા ગયાં હતાં તે થયું ચાલો જરી જઇ આવીએ...

**કુસુમ:**—તારું મુખ કેમ પડી ગયું છે ?

**કલા:**—( ખુરશી દેખાડી ) બેસો ને...

**ઇન્દુ:**—કેમ કુસુમ ! કલા બ્હેન પરણ્યા પછી આમ ગંભીર થઇ ગયાં એમ નથી લાગતું ?

**કુસુમ:**—હું પણ એ જ વિચાર કરું છું...

**કલા:**—મ્હારા કરતાં તમે સુખી છો...

**કુસુમ:**—અમે તો ગરીબ...અમારી અને તમારી તુલના જ કયાંથી થાય !

**કલા:**—હું પણ કોઇ ગરીબને પરણી હોત તો સારું હતું...

ઇન્દુ:—પ્રભાકર ભાઇમાં શી ખાગી છે ? પૈસો છે, રૂપ છે, વિદ્યા છે...આથી વિશેષ તમારે શું જોઇએ ?

કુસુમ:—એ માનતી હતી તેકરતાં કંઇ વિશેષ જોયું હશે...

કલા:—અને એટલે જ હું એને ચાહી શકતી નથી. એના પૌરુષતા મ્હને ખૂંચે છે.

ઇન્દુ:—પુરુષ પોતાની પૌરુષતા બતાવે એ પણ ત્હમને ખૂચે ? અજબ ! પ્હેલાંની ઈતિહાસની વીરાંગનાઓ એ માટે મરી પડતી... પ્રાણ સમર્પણ કરતી... તે પૌરુષતાને વરતી... પુરુષને નહિ... દ્રૌપદી અને અર્જુન, રામ અને સીતા...

કલા:—એ ગમે તે હોય. મ્હને અહિં નથી ગમતું... અહિં તો પિંજર છે.

કુસુમ:—બ્હેન ! આવું પગલું ભરતાં પ્હેલાં વિચાર કરજે... જેટલી આબરૂ, જેટલી કીર્તિ અત્યારે તેં મેળવ્યાં તે બધાં તું તારી ધૂનના વેગમાં સ્હેજમાં ગુમાવીશ... અને જગત તને ધૂત્કારશે...

ઇન્દુ:—ચાલ કુસુમ આપણે મોડું થશે...

કલા:—આવજો... બન્ને... કદી કદી આમ આવો તો મ્હને ગમે...

( બન્ને જાય છે... )

કેવાં સુખી ! કેવી હૃદયની નિર્મળતા ! કેવી માનદ્રષ્ટિ ! અને પેલો ઋષિ ! મારે માટે એણે કેટલું કર્યું ? સંસ્થા ઉઘાડી... મ્હને સેક્રેટરી બનાવી, જાહેર પ્રવૃત્તિમાં બહાર પડતી કરી... અને મ્હેં જ એને દગો દીધો ? હું જ મૂર્ખ છું... ( ઊભી થઈ બહાર નીકળવા માટે જાય છે ) હા...પણ એ તો

(સ્હામેથી ઋષિ સાધુના વેશમાં આવે છે)

કોણ ?

ઋષિ:—એ તો હું...

કલા:—અહો હો ! ઋષિ ! તું તો ઓળખાયો પણ નહિ... મ્હને તો કાલે પ્રતાપે વાત કરી કે ઋષિ તો સંન્યાસી થઇ ગૂમ થઇ ગયો છે...

ઋષિ:—એ જ રસ્તો બાકી હતો...હવે મ્હને મોહ નથી...

કલા:—મ્હને પણુ એવું એવું થઈ આવે છે.

ઋષિ:—ત્હેં મ્હને છેતર્યો... દગો દીધો...

કલા:—( નરમ બની તેનો હાથ પકડી ) મ્હારી ભૂલ થઈ... ઋષિ... તું મ્હને દગો નહિ દેને... ? ચાલ... આપણે ન્હાસી જઇએ...

ઋષિ:—ના... એ નહિ બને... બાકી મ્હારાથી તને થયેલ પુત્રની વાત જાહેર જનતા નથી જાણતી... અને નહિ જાણે પરંતુ હવે તું ભટક મા... આ શરીર ઉપર ભસ્મ ચોળી ત્યારથી સ્નેહને પણ મ્હેં બાળીને તેની રાખ અંગે ચોળી છે.

કલા:—ઋષિ ! હજી માન, સમય અનુકૂળ છે.

ઋષિ:—હવે મ્હારે મન જીવન અને મૃત્યુ સરખાં છે... તમને ન્હસાડી મૂકવાના આરોપ નીચે આવી મ્હારે પોલિસના હાથમાં નથી આવવું...મ્હારી પાછળ પોલિસ ફરે છે...

કલા:—કારણુ ?

ઋષિ:—પ્રતાપે સંસ્થાની પોલ બહાર પાડી હોય એવો મ્હને ભય છે...

કલા:—એ તારી ભૂલ છે... આજથી પોલિસ નહિ ફરે...

ઋષિ:—કારણુ ?

કલા:—પોલિસ અમલદારને એ બાબતમાં સમજાવી દીધું છે ..

ઋષિઃ—હું એ જોવા આવ્યો હતો કે તું સુખી તો છે ને?

કલાઃ—( નિઃશ્વાસ નાખી ) હા...

ઋષિઃ—સારું... ત્યારે હું જઇશ... ફરી મળશું કોઇકવાર.

કલાઃ—ભલા થઈ અહિં આવતા નહિ. એ જો જાણશે તો મ્હારી અને ત્હારી બન્નેની ઝાટકણી કાઢશે...

ઋષિઃ—ત્હારાં સુખની વચ્ચે આવી ત્હને દુઃખી કરવા હું નથી માગતો...પરંતુ મગજનું સમતોલપણું ગુમાવ્યા વિના શાંતિથી રહેજે તો સુખી થઇશ...

( જાય છે )

કલાઃ—(એની આંખમાંથી આંસુ સરી પડે છે) મ્હારી ભૂલ થઇ...! માત્ર સત્તાકાંક્ષાની તૃષા છીપાવવા મ્હેં પ્રભાકરને પસંદ કર્યો......મ્હારું મન આને પતિ માનવા તૈયાર નથી......? હું જ મૂર્ખ !

[ પ્રભાકરને આવતો જોઈ અટકે છે...એણે કોટપેન્ટ પહેર્યાં છે... મુખ ઉપર સખ્તાઈ છે...કઠોરતા છે...હાથમાં ટેનીસનું રેકેટ છે ]

પ્રભાકરઃ—કલા ! બહુ મોડે સુધી ગાર્ડનમાં ફરવાની મ્હેં ના નથી પાડી ?

કલાઃ—અમે ગમે ત્યાં બેસીએ તેમાં તમારે શું ?

પ્રભાકર.—કલા ! તું શું એમ સમજે છે કે મ્હારી નિર્બળતા ઉપર ત્હેં સત્તા જમાવી છે ? તો તું ભૂલે છે.

કલાઃ—મ્હારી ત્યાં જ ભૂલ થઇ...

પ્રભાકરઃ—હું જાણું છું...સ્ત્રીઓને પુરુષની નિર્બળતા ગમે છે...પુરુષ ઉપર સામ્રાજ્ય ભોગવવું છે...અને પુરુષો પણ એ સમજે છે...થોડો વખત એ નિર્બળતા પ્રદર્શિત કરી સ્ત્રીઓને જીતે છે...અને પછી પૌરુષતા બતાવી હું પુરુષ છું તેનું ભાન કરાવે છે...

કલાઃ—એનાથી હું અજાણી હતી...પરંતુ એ પૌરુષતા સ્ત્રીઓ ઉપર ચોકીપ્હેરો મૂકવાથી નથી આવતી...મ્હને તો ત્હમે સોનાના પિંજરમાં પૂરી છે...મ્હારે નથી રહેવું અહિં...

પ્રભાકરઃ—તારે જ્યાં જવું હોય ત્યાં જવા દેવામાં મ્હને બિલકુલ વાંધો નથી...પણ...વાંચ આ છાપું... ( તે દિવસનું છાપું આપે છે...કલા વાંચે છે...એની આંખ જડવત્ અક્ષરો સ્હામે ઠરી રહે છે )

શું વાંચ્યું ? એ ચિત્રકારને પ્હેલાં જોયો ત્યારથી મ્હને ત્હારો ભેદ શોધવાની તમન્ના જાગેલી...

કલા—( રડી પડે છે ) પણ એનું મૃત્યુ...મોટર નીચે... ભાઇ...હું શું કરું ?

પ્રભાકરઃ—શાંત થા...એ બિચારો સુખી થયો...અને હવે તું પણ ત્હારા મનમાનતા પતિની સાથે જઇ સુખી થા...

કલાઃ—મ્હારે નથી જવું...

પ્રભાકરઃ—પેલો સંન્યાસી થઇ તારી માળા જપે છે...જા.

કલાઃ—નાથ ! જીવનરસને લ્હેજતથી પીતાં મ્હને ન આવડ્યો...

પ્રભાકરઃ—કલા ! શંકા એ પ્રેમનું અને જીવનનું સ્મશાન છે...અને એ શંકામાં ને શંકામાં ત્હેં પેલા અધ્યાપકને ગુમાવ્યો–હું જાણું છું એ જેલમાં નથી મર્યો...પણ...

કલાઃ—પણ શું ?

પ્રભાકર—ઋવિના હાથથી એનું ખૂન થયું છે...

કલાઃ—હવે હદ થઇ...ભૂતકાળને...એ બિહામણા ભૂતકાળને એ ભસ્મમાંથી ઊભો ન કરો...હું મ્હારું સર્વસ્વ...મ્હારા પ્રાણ, તમારે ચરણે મૂકું છું...

( કલા પ્રભાકરને છાતી સરખી વળગી પડે છે પ્રભાકર તેને ચુંબન દે છે. )

**પ્રભાકર:**—હું તને એવા નીચ માણસોના હાથમાંથી છોડાવવા માગતો હતો... અને તે માટેની જ આ રમત હતી... કલા...... ( બીજું ચુંબન દે છે )

**કલાઃ**—નાથ ! સ્ત્રી હારી અને પુરુષ જીત્યો...

( પરાજિત કલા પરાજયનો સ્વીકાર કરતી હોય તેમ આંખ મીંચી દે છે... ચંદ્રી તારાનો વરસાદ વરસાવે છે... બન્ને જણાં બંગલા પ્રતિ જાય છે... )

પડદો ઢળે છે

# અનંત વિશ્વની યાત્રાએ

## ૧

દેવદર્શન અર્થે યાત્રા કરવી હોય તો પગે મુસાફરી કરવી જોઈએ. ગામડાની સામાન્ય મુસાફરી માટે ગાડાં અથવા ઘોડાઓનો વાહન તરીકે ઉપયોગ કરી શકીએ. શહેરોમાં ઘોડાગાડી ઉપરાંત મોટરોની સગવડ મળી શકે છે. પણ એક ગામથી બીજા ગામ સુધી અથવા દેશના એક વિભાગથી બીજા વિભાગ સુધી પર્યટન આદરવું હોય તો હાથી, ઊંટ વગેરેનો પણ ઉપયોગ કરી શકાય. આજકાલ જ્યાં રસ્તા સારા અને બાંધેલા છે ત્યાં મોટરોનો ઉપયોગ વિશેષે કરીને થાય છે. પણ જ્યાં મોટરથી ય કામ ન પતી શકે તેવું હોય ત્યાં રેલ્વે ટ્રેનો આપણી મદદે આવે છે અને જળપ્રદેશમાં વહાણ અથવા આગબોટથી આપણે મુસાફરીના કાર્યક્રમ યોજી શકીએ છીએ. પણ આ થઈ આપણી છેલ્લામાં છેલ્લી ખૂબ ઝડપી અને સલામતીભરી પૃથ્વી ઉપરની મુસાફરીની સગવડ. આ બધાં વાહન કરતાં ય વધુ ઝડપથી આપણે મુસાફરી કરવી હોય તો? પૃથ્વીને બદલે વિશ્વની યાત્રાએ નીકળવું હોય તો? વિશ્વમાં ચંદ્ર, સૂરજ, તારા, નિહારિકા, બ્રહ્માંડો વગેરેનો સમાવેશ થાય છે એટલે આપણે વીસમી સદીના દૈવી રથ, એરોપ્લેનનો આશરો લીધે જ છૂટકો. પણ મુસાફરો વહી જવું એરોપ્લેન કેટલી ઝડપથી ઊડી શકે? સામાન્ય રીતે કલાકના ૧૨૦ માઈલ. આપણી ખૂબ ઝડપી ટ્રેન કલાકના બહુ બહુ તો

૬૦ માઈલની ગતિ રાખી શકે છે. એટલે જળસ્થળના વિચારનું એકીકરણ કરી મુસાફરી કરવી હોય તો એરોપ્લેન ઠીક ઉપયોગી થઈ પડશે. અત્યારસુધીમાં એરોપ્લેન કલાકના ૪૦૭ માઈલની એટલે કે એક સેકંડે ૦–૧૧૩ માઈલની ઝડપે ઉડાવી શકાયું છે. આપણને આ ઝડપ બહુ મોટી લાગે છે પણ આપણે આટલી ઝડપથી ઊડીએ તો પરિણામ શું આવે તે જાણી લેવા જેવું છે. વૈજ્ઞાનિકોએ ગણતરી કરી છે કે કલાકે ૬૦ માઈલની ઝડપથી (પૃથ્વીનું આકર્ષણબળ ધ્યાનમાં ન લેતાં) એકસપ્રેસ ટ્રેનદ્વારા ચંદ્ર સુધી પહોંચતાં સહેજે ૭ માસ વહી જાય, (ચંદ્રનું પૃથ્વીથી અંતર ૨૩૮, ૮૫૭ માઈલ) જ્યારે સૂર્યને પહોંચતાં લગભગ ૧૭૫ વર્ષ જોઈએ. (સૂર્યનું પૃથ્વીથી અંતર ૯૨, ૮૭૦, ૦૦૦ માઈલ) આપણા ઉપર વર્ણવેલા અતિ ઝડપી એરોપ્લેનની મદદથી આપણને ચંદ્ર ઉપર પહોંચતાં લગભગ ૨૪૩ દિવસ લાગશે, જ્યારે સૂર્યને પહોંચતાં લગભગ ૨૬ વર્ષ લાગશે. આપણે આયુષ્ય માંડ પચાસ–સાઠ વર્ષનું છે. સૂર્ય ઉપર જઈ પૃથ્વી ઉપર પાછા આવતાં સહેજે આયુષ્ય પૂરું થઈ જાય એટલે આ જીવનખર્ચ જરા મોંઘો પડે તેમ છે. વળી આપણે સૂર્યની જ યાત્રા કરવા નીકળ્યા નથી. અવકાશમાં પણ ભ્રમણ આદરવું છે એટલે હવે પ્રશ્ન થશે કે સદેહે વિશ્વનાં દર્શન કરવા માટે આથી પણ વધુ ઝડપે આપણે જઈ શકીએ ખરા? અત્યાર સુધીમાં બંદૂકની ગોળીનો વેગ વધુમાં વધુ સેકંડે ૩ માઈલ જેટલો નોંધાયો છે. પવનથી પણ વધુ ઝડપથી છૂટતી આ ગોળી ભલે અસાવધ શિકારની જીવનકલા સંકેલી લે પણ તે આપણા ઉપયોગમાં નહિં આવે. વળી સેકંડે ૪–૯ માઈલના વેગથી પૃથ્વીને સમાંતર રહી છૂટતી ગોળી સાથે આપણે મુસાફરી કરવા ધારીએ તો આપણી સઘળી યાત્રા પૃથ્વી ફરતા અવિરત આંટા મારવામાં જ સમાઈ જશે. પૃથ્વીના આકર્ષણ બળથી ખેંચાઈને ઉપર્યુક્ત ગોળી પૃથ્વીથી દૂર ન જતાં પૃથ્વીની

અખંડ પ્રદક્ષિણા કરવા લાગશે. આ ઉપરથી ખ્યાલ આવશે કે પૃથ્વીના આકર્ષણબળની ચૂડમાંથી છૂટી દૂર-સુદૂર ઊડવા માટે ભારે વેગવાળી ગોળીની જરૂર છે. વૈજ્ઞાનિકો નવી કરામત શોધી કાઢી બંદૂકની ગોળીનો વેગ એક સેકંડે લગભગ ૭ માઇલ જેટલો કરી આપે અથવા એક સેકંડે ૭ માઇલની ઝડપથી ઊડતું રૉકેટ રચી આપે તો તેની મદદથી પણ આપણા નિકટના પડોશી ચંદ્રને પહોંચતાં લગભગ બે દિવસ વહી જશે ( સામાન્ય સમય ૧૦ કલાક જેટલો લાગશે પણ પૃથ્વીનું ગોળી ઉપરનું આકર્ષણબળ ધ્યાનમાં લેતાં ઉપર જેટલો સમય કહી શકાય ) એમ કલ્પવામાં આવ્યું છે. આટલું હોવા છતાં ય આ ગતિ પ્રમાણમાં ખૂબ ધીમી છે. પૃથ્વી ઉપર બેઠાબેઠા આપણે એક સેકંડે ૧૮ માઇલની ઝડપથી સૂર્યની પ્રદક્ષિણા કરીએ છીએ. આ આપણાથી અનુભવાતી ( ! ) છેલ્લામાં છેલ્લી મોટી ઝડપ છે. આપણે આથી વધુ ગતિ સંપાદન કરી શકીએ કે કેમ એ એક પ્રશ્ન છે. આ ઝડપે પણ પૃથ્વીને સૂર્યની પ્રદક્ષિણા કરતાં એક વર્ષ લાગે છે. આપણું આયુષ્ય નાનું છે અને વિચાર તો અનંતની માત્રાનો છે માટે આટલી નાની ગતિથી ઊડવું આપણને નહિં પાલવે. કાચબાની પીઠે ચઢી સમુદ્ર તરી ઉતરવા નીકળ્યા હોઇએ તેના જેવું વૃથા સાહસ જ આ લાગે છે. ત્યારે શું કરવું ? વિચારના ઘોડા દોડાવતાં માલૂમ પડે છે કે મોટામાં મોટી ગતિ માત્ર પ્રકાશની છે અને તેથી યે મોટી ઝડપ જોઇતી હોય તો તે મનની છે. મનની ઝડપ આપણા કાર્ય માટે નિષ્ક્રિય જેવી હોવાથી આપણે તો પ્રકાશની પાંખે ચઢી અનંતની યાત્રાએ વિચરવું રહ્યું. પ્રકાશનો વેગ પણ ઠીક ઠીક છે. ( ૧ સેકંડે ૧૮૬, ૨૮૫ માઇલ ) એટલે બીજી કોઈ મોટી ગતિના અભાવે પ્રકાશની ગતિએ પ્રવાસ કરતાં માત્રામાં તેમ જ સમયમાં આપણને રાહત પણ ઠીક મળશે. ચાલો ત્યારે એ જ રથે ચઢી ઉડ્ડયન આરંભીએ.

૨

પ્રકાશનો વેગ એક સેકંડે ૧૮૬,૨૮૫ માઇલનો છે એ આપણે જોઈ ગયા અત્યારસુધી વિચારેલી આપણી બધી શક્ય ગતિઓ કરતાં આ ગતિ ઘણી જ મોટી છે; પૃથ્વીની ચારે બાજુએ એક આંટો માર્યો હોય તો લગભગ ૨૫,૨૦૦ માઇલની મુસાફરી થાય. પ્રકાશના વેગથી પૃથ્વી ફરતી પ્રદક્ષિણા કરવા ધારી હોય તો એક સેકંડમાં પૃથ્વી ફરતાં ૭ ચક્કર મારી શકાશે. આટલી ઝડપથી આપણે સફર ખેડવાના હોવાથી જરૂરી બાબતોની પહેલેથી ચોકસાઈ કરી લેવા જેવી છે. પ્રથમ તો આકાશી પદાર્થો–જ્યોતિષ્કો ( *Heavenly bodies* ) આપણી પાસે થઇ ખૂબ જલ્દી પસાર થઇ જવાના એટલે કે એક્સપ્રેસ ટ્રેનમાં બેઠાબેઠા પોઇંટસમેનની ઓરડીનું જેટલું નિરીક્ષણ થઇ શકે તેટલું જ નિરીક્ષણ આપણે અવકાશસ્થિત જ્યોતિષ્કોનું કરી શકીશું; માટે આ જ્યોતિષ્કોની પૂરેપૂરી વિગત જાણવા માટે આપણી પાસે દૂરબીન વગેરેની સગવડ પણ જોઇશે કે જેથી મુસાફરી કરતાં કરતાં આપણે ઘણું જાણી લઇએ. અને બીજું ક્યાં ક્યાં થઈ આગે કુચ જારી રાખીશું તેનો સ્પષ્ટ ખ્યાલ–પ્રકાશની ગતિએ વિચરતાં શું શું જોવાની આશા રાખી શકાય તે પણ–વિચારી લઇએ. પ્રકૃતિદર્શન અને દેશદર્શન એ મુસાફરીનાં ખાસ અંગો છે. આપણે ક્યાંય ઊતરવાના નથી એટલે દેશદર્શન બરાબર કરી નહિ શકીએ. પ્રકૃતિદર્શનમાં પણ કેટલીક નાની વિગતો જેવી કે આકાશી પદાર્થોનું ઉષ્ણતામાન, ત્યાં જીવસૃષ્ટિ હોઈ શકે કે કેમ એવી બાબતો પણ આપણે સમજી શકીશું નહિ. સમજી શકીશું માત્ર જ્યોતિષ્કોનાં જોવામાં આવનાં ઉબડખાબડ રૂપરંગ.

ઊડવા માટે શી શી તૈયારી કરવી જોઇએ એ બધી વાતની પંચાતમાં ન પડતાં આપણે હવે આપણો ગગનપંથ નક્કી કરી

લઇએ. આપણે પૃથ્વી ઉપરથી ઉપડી ચંદ્રલોક તરફ જઇ, ત્યાંથી સૂર્ય, પછી બુધ, શુક્ર, મુખ્ય ગ્રહો, મંગળ, ગુરુ, શનિ, યુરેનસ, નેપચ્યુન, પ્લુટો ઇત્યાદિને જોતાંજોતાં અવકાશમાં વિહાર કરશું. આકાશમાં તારાઓ ગમે તેમ વેરાયેલા પડ્યા છે એટલે આપણે આપણી પાસેમાં પાસેના તારા ઉપર વહેલા જઇ ત્યાંથી આઘેના તારા ઉપર પછીથી જઇશું. પૃથ્વીથી તારાઓના અંતરના અનુક્રમે આપણે એક પછી બીજા તરફ મુસાફરી કરીશું. એટલે કે જાણે આપણે આ બધા તારાઓ એક જ રસ્તા ઉપર આવેલા હોય તેમ કલ્પી લઇ પ્રયાણ કરીશું. તારાઓનાં જે અંતર ગણીશું તે બધાં ય પૃથ્વીથી તે તે તારાઓનાં અંતર હશે.

મુસાફરીએ ઉપડતાં જ ૧$\frac{૩}{૧૦}$ સેકંડે (=$\frac{૨૩૮૮૫૭}{૧૮૬૨૮૫}$) આપણે ચંદ્ર ઉપર જઇ પહોંચીશું. ચંદ્રનો વ્યાસ માત્ર ૨૧૬૩ માઇલ છે એટલે ચંદ્રપૃષ્ઠ પસાર કરતાં આપણને $\frac{૨૧૬૩}{૧૮૬૨૮૫}$ =૦.૦૧૧૭ સેકંડ મળશે. કોઇ વસ્તુની છાપ આંખના 'રેટિના'–પટ ઉપર સેકંડના ૮ મા ભાગ જેટલી રહે તો જ આપણને તે વસ્તુનું ભાન થાય છે. આ હિસાબે આપણાં ચર્મચક્ષુથી આટલા (૦.૦૧૧૭ સેકંડ) સમયમાં ભાગ્યે જ કંઈ જોઈ શકાય પણ જોવાની ઇંતેજારી રાખનાર પ્રવાસી પહેલેથી સાવધાન થઈ બેઠો હોય તો તે ચંદ્રની ઊજળી બાજુ ઉપર ઊંચાનીચા પુષ્કળ પર્વતો જોઇ શકશે. પર્વતશિખરોના ચંદ્રની સપાટી ઉપર પડતા સુંદર પડછાયા પણ જોઇ શકશે. ચંદ્ર ઉપર વાતાવરણ નથી એટલે, તેમ જ આજુબાજુનો અવકાશ અંધકારભર્યો છે એટલે પ્રવાસી ચંદ્ર આગળ પહોંચતાં આખા ય આકાશમાં ધોળે દહાડે તારાઓ જોઈ શકશે. આપણે ચંદ્ર ઉપર થોભવાના નથી એટલે ઉષ્ણતામાન અને જનસ્થાનના પ્રશ્ન અહીં ઊઠતા જ નથી. ચંદ્ર પછી તરત જ આપણે ૮ મિ. ૧૩ સેકંડની મુસાફરી ખેડી સૂર્ય ઉપર જઈ પહોંચીશું. દૂરબીનની મદદથી જોતાં સૂર્યનાં લાખો માઇલના વિસ્તારમાં આવેલાં કલંકોની (Sun-spotની) વિધ-

વિષ કૂચ-કદમ નિહાળી શકીશું. સૂર્યનો વ્યાસ ૮૬૪,૦૦૦ માઇલનો છે એટલે સૂર્યની સપાટી પસાર કરતાં આપણને લગભગ ૪૩ સેકંડ જેટલો સમય મળશે, એટલે નરી આંખે અને પાસેથી જોવા ઇચ્છનારે આટલા ટૂંકા સમયમાં સૂર્યને જોઇ લેવો રહ્યો. સૂર્યની સપાટી ઉપરનું વાતાવરણ ૬૦૦૦° સેન્ટીગ્રેડ જેટલું છે પણ સૂર્યને ૪૩ સેકંડ જેટલા જ સમયમાં આપણે પસાર કરી દેતા હોવાથી બળી જવાની ધાસ્તી વિના સહી-સલામત આગળ ધપી શકીશું. [આપણી આ મુસાફરીમાં આપણે ઠંડ-તાપથી સંપૂર્ણ રીતે રક્ષાયેલા તેમ જ ભૂખ વગેરેના પ્રશ્ન સંબંધે ચિંતામુક્ત છીએ એમ કલ્પી લીધેલું છે.] સૂર્ય પછી વાયુમય બુધને[1] જોઇ આપણું તેજસ્વી વિમાન શુક્ર પાસે થઇને પસાર થાય છે શુક્ર ઉપર વાદળાં જોઇ શકાશે એટલું જ માત્ર. શુક્ર છોડ્યા બાદ આપણે મધ્ય ગ્રહોની (મધ્ય ગ્રહો, Asteroids લગભગ ૧૨૦૦ જેટલા છે) વચમાં થઇ મંગળ ઉપર જઇ પડીશું. મંગળની સેવા કરતા બે નાનકડા ચંદ્ર અને મંગળના રતાશ પડતા રૂ ભૂભાગ ઉપાર આવેલી નિશાનીઓ (નહેરો) જોયા બાદ આપણે સૂર્યમાળાના સૌથી મોટા ગ્રહ બૃહસ્પતિ સુધી જઇ પહોંચીએ છીએ. બૃહસ્પતિ પૃથ્વી કરતાં ૩૨૦ ગણો મોટો છે. એ બૃહસ્પતિ પાસે થઇ

---

૧. અર્વાચીન મત પ્રમાણે બુધ વાયુમય નથી. ત્યાંની ભૂમિ ચંદ્રના સરખી જ જ્વાળામુખીઓની રાખની બનેલી છે. શુક્રની આસપાસ કાર્બોનિક વાયુનાં ભારે વાદળો વિંટાયેલાં છે. મંગળની ભૂમિ તામ્રવર્ણી લોહભસ્મથી પથરાયલી છે. ત્યાં વાયુઓ નહિ જેવા જ છે. બૃહસ્પતિ, શનિ, યુરેનસ અને નેપચ્યુનમાં વાતાવરણ હાઇડ્રોજન, હીલીયમ, મીથેન અને એમોનિઆનાં રચાએલાં છે.—ભ. ક.

[આ ટીપ અમારા વિજ્ઞાનવિભાગના તદ્વિદ્ ડૉ. ભદ્રમુખ ક. વૈદ્યે, લેખ તપાસવા એમને અમે રજૂ કરતાં, ઉમેરી છે. ઉપરાંત, લખાણ સુરેખ તેવા કેટલાક ફેરફાર પણ કરી આપ્યા છે.]

—સંચાલક 'માનસી'

પસાર થતાં માત્ર અર્ધી સેકંડ લાગશે. ગુરુ ( બૃહસ્પતિ ) ઉપર જોવા લાયક વસ્તુઓમાં તેના દસ ઉપગ્રહો છે, જેમાંના કોઈ ને કોઈ ઉપગ્રહનું બૃહસ્પતિની છાયાથી ગ્રહણ ચાલતું જ હશે. ગુરુ ઉપરના વાતાવરણમાં તરતાં વાદળ જોઈ આપણે ગુરુ કરતાં પણ ઠરી ગયેલા અને ગુરુ કરતાં સહેજ નાના પણ ભારે રૂવાળવાળા ગ્રહ શનિ પાસે જઈ પહોંચીશું શનિદેવ પાઘડી પહેરી ખૂબ શોભે છે. શનિને નવ ઉપગ્રહ છે. દૂરથી જોતાં શનિદેવની નવ ચંદ્રોથી શોભાયમાન પાઘડી ખૂબ આહ્‌લાદક લાગે છે એટલું જ નહિ પણ શનિ વટાવી દીધા બાદ પણ પાછું વળી પાઘડી જોવાનું મન થઈ આવે તેવું એ સુંદર દૃશ્ય છે. પણ એ આનંદ ક્ષણિક છે. થોડો સમય હવાઈ માર્ગે ચાલ્યા બાદ આપણે ચાર ચંદ્રવાળા ખૂબ ઠંડા પડી ગયેલા ગ્રહ યુરેનસ ( પ્રજાપતિ ) પાસે આવી પહોંચીએ છીએ. યુરેનસની સલામી લીધા બાદ નેપચ્યુન (વરુણ) આપણી દૃષ્ટિનું લક્ષ્ય બને છે. નેપચ્યુનને એક જ ચંદ્ર છે. કદાચ એને પણ પૃથ્વીના ફિલસુફો માફક 'एकश्चन्द्रः तमो हन्ति...' વધુ યોગ્ય લાગ્યું હશે. નેપચ્યુન ઉપરની ઠંડીમાં રહેવાની પરિસ્થિતિનો વિચાર કરતાં કરતાં ઠંડી ઉરાડનાર સૂર્ય તરફ નજર નાખીશું તો તે એક તારા જેવડો દેખાશે. પૃથ્વીથી ઊડી નેપચ્યુન સુધી આવતાં આપણને લગભગ ચાર કલાક લાગશે. [ નેપચ્યુનનું સૂર્યથી અંતર =(૩૦.૨૭)×(૯૨,૮૭૦,૦૦૦] માઈલ નેપચ્યુન પસાર કર્યા બાદ આપણે સૂર્યમંડળના છેલ્લા સાવ ઠરી ગયેલા નાનકડા ગ્રહ પ્લુટો ઉપર જઈ પહોંચીશું. પ્લુટો સૂર્યથી એટલો બધો છેટે છે કે ત્યાંથી જોતાં સૂર્ય એક નાનકડો તારો જ દેખાય છે. પ્લુટો સુધી પહોંચતાં આપણા રથને સાડાપાંચ કલાક લાગશે. ( સૂર્યથી પ્લુટોનું અંતર = ૪૦×૯૨,૮૭૦,૦૦૦ માઈલ ) આપણે ગ્રહોને એક પછી એક પસાર કરતા જઈએ છીએ પણ કદી કદી ક્યાંક હાઉકૂ કરી વહી જતા ખરતા તારા અને ધૂમકેતુઓ પણ ભેટી જવાના. આમ આપણને આખી

સૂર્યમાળાના છેલ્લા ગ્રહ સુધી પહોંચતાં માત્ર સાડાપાંચ કલાક લાગશે. કેવડી નાની સંખ્યા! પણ ખરી મજા તો હવે જ શરૂ થાય છે. સૂર્યની પાસે બુધ છે; શુક્ર તેથી સહેજ દૂર છે; પૃથ્વી, મંગળ, વગેરે તેથી પ્રમાણમાં કૈંક દૂર પણ પ્લુટો તો ખૂબ ખૂબ દૂર છે. એટલો બધો દૂર છે કે નેપચ્યુન પછી પ્લુટોએ પહોંચતાં લગભગ દોઢ કલાક વહી જાય છે જ્યારે સૂર્યથી નીકળી બુધ, શુક્ર, ચંદ્રને પસાર કરતા કરતા પૃથ્વી ઉપર આવીએ ત્યારે (સૂર્યકિરણને) માત્ર મિ. ૮, સે. ૧૩ જ લાગે છે.

પ્લુટો છોડયા બાદ આપણે આપણી સૌથી પાસેના તારા તરફ જવા ઉપડીશું. દક્ષિણાકાશમાં નરતુરંગના બે તારા પ્રકાશે છે. તેમાંનો જમણી બાજુનો તારો (*A centauris* વિજય (!) આપણી ખૂબ પાસે છે. આપણાથી તે ૪.૩૫ પ્રકાશવર્ષ જેટલો છેટે છે. સેકંડે ૧૮૬,૨૮૫ માઇલની ઝડપથી પ્રકાશ ૪.૩૫ વર્ષ સુધી ચાલ્યા કરે અને જેટલો પંથ કાપે, તેટલો તે દૂર છે. અવકાશના અંધકારને ભેદતા આપણે ૪.૩૫ વર્ષે ત્યાં જઈ પહોંચીશું. અહીંથી આગળ ઉપડયા બાદ ૮.૮૧ વર્ષે આપણે આકાશમાં સૌથી વધુ પ્રકાશિત નીલારંગના લુબ્ધક (Serins) તારા ઉપર જઈ પહોંચીશું. પહેલાં તો આપણે આ હિસાબ રાખતા પણ હવે તો વર્ષના આંકડા ચઢવા લાગ્યા. વ્યાધની નિહારિકા (Nebula) મનોહર દૃશ્ય રજૂ કરે છે. કવિઓની કાવ્યકલ્પના જેવા રંગ બદલતી આ નિહારિકા તેજસ્વી અને રંગબેરંગી છે. લુબ્ધકને નિહાળવા અર્ધી મિનિટ જેટલો સમય મળે છે તમને પ્રશ્ન થશે કે આ બધું આપણે જોઈએ છીએ પણ પૃથ્વી ઉપરનાં આપણાં મિત્રજનોને આ બધું કેવી રીતે સમજાવીશું? મારો નમ્ર મત છે કે આપણે આપણી સાથે વીસમી સદીનો છેલ્લી ઢબનો ૧૪૦૦૦૦૦ સેકંડે એક છબિ લેતો સીનેકેમેરા લઈ લેવો. પછી પૃથ્વી ઉપર બધી રીલ નિરાંતે બતાવી શકીશું. વ્યાધ (લુબ્ધક)ને 'છોડી

આગળ વધતાં ૧૦.૮૬ વર્ષે આપણે પ્રશ્વન ( Procyan-Canis minor માં ) અને ૧૧ વર્ષે હંસ ( Cygums ) ઉપર જઈ પહોંચીશું. આકાશગંગામાં પોતાનાં મૃદુ પિચ્છ વીંજવતાં હંસને જોયા બાદ આપણે ૧૪.૧૭ વર્ષે પુરાણપ્રખ્યાત માતૃપિતૃભક્ત શ્રવણ ( Altair ) પાસે જઈ પહોંચીશું પૃથ્વી ઉપરથી જોતાં શ્રવણ આકાશગંગાને કાંઠે ઊભેલો લાગે છે પણ આપણે શ્રવણ સુધી પહોંચ્યા બાદ આકાશગંગા દૂર દૂર સરકતી લાગે છે–જાણે કે શ્રવણની ભક્તિની વધુ કસોટી કરવા માગતી હોય. અહીંથી જોતાં આકાશગંગાને સામે કાંઠે દેખાતો અભિજિત અથવા દશરથ ( Vega ) ખૂબ ચળકતો લાગે છે. તારાઓ જોવામાં ગૂંથાએલા આપણે પાછું વાળીને જોવાની તસ્દી પણ લેતા નથી. અને જોઈએ તો ? સઘળે તારા જ તારા દેખાય છે. આપણું સૂર્યમંડળ લગભગ અદૃશ્ય થવા આવ્યું છે. પૃથ્વીનું તો નામનિશાન પણ દેખાતું નથી. હવે ચંદ્રની પ્રિય પત્ની રક્તાંગી રોહિણી ( Aldebaran ) સુધી પહોંચતાં આપણને ૨૧.૭૩ વર્ષ લાગશે. આમ પહેલા વર્ગના કેટલાક તારાઓ સુધી જવામાં જ આપણાં એકત્રીસ વર્ષ વહી ગયાં. નરી આંખે જોતાં આકાશમાં ૬૦૦૦ જેટલા તારા દેખાય છે પણ જેમ જેમ ઊંચા જઈએ છીએ તેમ તેમ અસંખ્ય તારકદળ પોતાના ઇતિહાસનાં પૃષ્ઠ ખોલી આપણને નિમંત્રણ પાઠવે છે. પહેલા વર્ગના તારાઓમાંના બ્રહ્મહૃદય ( Capella ), અભિજિત ( Vega ) અને સ્વાતિ ( Arcturus ) ને પહોંચતાં અનુક્રમે ૨૭,૨૭.૧૩ અને ૩૪ વર્ષ લાગશે. આટલા વર્ષની મહેનત બાદ તો થાક પણ લાગવા માંડે. આમ છતાં થાકનું ઔષધ મેળવવા, થાકના દુઃખમાંથી નિવૃત્ત થએલા તપસ્વી ધ્રુવ ( Pole Star ) સુધી જવા માટે આપણે ૪૬.૫૫ વર્ષની થકાવટભરી મુસાફરી કરવી પડશે. જગત કહે છે કે ધ્રુવ અચળ છે પણ વસ્તુતઃ તેમ નથી. ધ્રુવ એક અંશના ( $=1^{\circ}$ )

ગણા મોટા તારા અને તારકમંડળો જોયાં. વળી આપણે જોયું કે આવા મોટા રાક્ષસી તારાઓ પણ પેલી પ્રચંડ કદવાળી નિહારિકાઓ આગળ કાંઇ ગણત્રીમાં નથી. આકાશમાં પથરાએલા અનંત વિશ્વમાં અનંત નાની મોટી નિહારિકાઓ ઘૂમે છે. અનંત તારકો બંધાય છે અને અનેકો લય પામે છે. આવા આ વિશ્વમાં આપણો સૂર્ય સમુદ્રમાંના જળબિંદુ જેવો લાગે છે જ્યારે પૃથ્વી તો આ વિશ્વના હિસાબે એક પરમાણુથી પણ ઘણી ઘણી નાની છે. બ્રહ્માંડ આવું વિશાળ છે. એટલે વિશ્વની આવી જ વિશાળતાનો કૈંક ખ્યાલ કરી સર્વ લોકના પ્રતિનિધિ વ્યાસે ગીતામાં ગાયું હશે કે

> नांतं न मध्यं न पुनस्तवादिं ।
> पश्यामि विश्वेश्वरविश्वरूप ॥ १६॥२-२२
> अनन्तवीर्यामितविक्रमस्त्वम् ।
> सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥* ४०॥२-२२

संदर्भग्रंथो

आकाशयात्रा, विशाल भारत फेब्रु. '३६. पृ. २००,
Astronomy (Young) Vol. I
,, by H. R. Hinks.
The Sun, Earth and Stars by W. M. Smart.
नक्षत्रविज्ञान ( मराठी ) वें. बा. केतकर.

# સાધકની દષ્ટિએ

૧

મા ની મુખકાંતિ મેં જોઈ છે, એ કાંતિના સહસ્રાંશ સાથે પણ સ્પર્ધા કરી શકે એવી કાંતિ હું ક્યાં શોધું !

માની હૃદયવિશાળતા મેં અનુભવી છે. એ વિસ્તારના નકશામાં અખિલ પૃથ્વીને એક પૂરા બિંદુનું સ્થાન પણ હું કેમ કરીને આપી શકું ! એ વિશાળતાને હું કયા શબ્દો વડે વર્ણવું !

માની આંખોનાં તેજ મેં અનુભવ્યાં છે. એ તેજના કિરણ આગળ ચાંદાસૂરજનાં તેજ બિચારાં બાપડાં છે. એ તેજની મારા પર પડેલી છાપનો અન્યને કેમ કરી હું અપરોક્ષ અનુભવ કરાવી શકું !

જગતની વિસ્મયકારી વસ્તુઓમાં ત્રણ સૌથી વિશેષ અદ્‌ભુત વસ્તુઓ તે માનાં મુખ, હૃદય અને નયન.

૨

કોટયર્ક જેનો અંશ છે
એવા પ્રભુ તે શ્રી અરવિંદ.

---

૧. આ ટૂંકા ટૂંકા અને આટલાં પદ્યખંડો પૂર્ણયોગના એક સાધકની સ્વતંત્ર રચનાઓ છે. જેઓ (ખણખોદપ્રિય નહિ પણ) ખરા સહૃદય વાચકો તરીકે એ વાંચશે તેમની એ યોગ વિશેની ભ્રમણા આ ક્રમશઃ છપાનાર લખાણોથી દૂર થશે એવી અમારી ખાતરી છે. એ જ કારણે, એનું પ્રકાશન-સાધન 'માનસી' બને છે એ ઘટનાને અમે મોટું સદ્‌ભાગ્ય લેખીએ છીએ.—સંચાલક 'માનસી'

તેજનો હિમાલય
એમનો અંગલૂછ્યો મેલ.
ત્યાં હીરાપ્રવાળાંની શી કિંમત ?
દાનેશ્વરી મેઘરાજ
મહાપ્રતાપી સૂર્યરાજ
અમૃત ઝરતો ચંદ્ર
એ એમના આજ્ઞાંકિત નોકરો.

ત્યાં મહાસલ્તનતોના મહારાજાઓની શી ગણના ?

શ્રી અરવિંદની આંખમાંથી વરસતી શક્તિનું એક ફોરું અને અકબર, અશોક ને સિકંદરની દુન્યવી સત્તાનો સરવાળો: બે વચ્ચે સરખામણીને કંઇ સ્થાન નથી. એક અનંત મહાસાગર. બીજી તેની એક આખી જલકણીએ ખરી કે નહિ એ સવાલ.

શ્રી અરવિંદની સરખામણી માટે શ્રી અરવિંદ વિના બીજા સર્વ શબ્દો નિર્માલ્ય છે.

આટલું સુણ્યા પછી ભૂત જીવનના અરવિંદ ઘોષ અને અત્યારના પૂર્ણ પુરુષોત્તમ શ્રી અરવિંદને એક સમજવાની કોઈ ભૂલ કરશે ખરા ?

૩

– તમે બધા પાંડીચેરીમાં ભેગા મળી શું કરો છો ?
ખેતી કરીએ છીએ. હળ પકડીએ છીએ.
ખરેખાત !
ત્યારે શું ખોટું ?
શેની ખેતી કરો છો ?

માનવક્ષેત્રમાં ઊગી શકે એવાં શિવ સુંદર મંગળમય તત્ત્વોની.

એમ !

હા, એમ. તમે જેને અમારી સાધના કહો છો તે આ ખેતીનું બીજું નામ.

તમે તે માટે પાંડીચેરી કેમ પસંદ કર્યું ?

ત્યાં એક સર્વાંગે અપ્રતિમ અનુભવી કાબેલ ખેડુત છે. આ ધંધામાં તે અમને અથથી ઇતિ સુધી પાવરધા કરે છે. અને અમારી મહેનતનો જ પાક ઊતરે તે સઘળો અમારે પાલવે બંધાની રાજી થાય છે.

૪

ગિરધરલાલ, તમે પાંડીચેરી રહી ગયા ત્યાર પહેલાં કોઈ માનવ દેહની પૂજા કરવામાં માનતા ન હતા એ ખરું કે ?

હા; અને હજી પણ નથી માનતો.

ત્યારે હવે ઘેલા થઇ શ્રી અરવિંદ અને મીરા માના ચરણ-સ્પર્શ કેમ કરો છો ?

ખરું છે. હું તે બહુ ભક્તિભાવથી કરું છું. પણ હું ઘેલો નથી બન્યો એની મને ખાતરી છે.

એટલે !

એટલે એમ કે હું માનવના મર્ત્યમાંસના લોચાનો અનુરાગી નથી બન્યો. જ્યારે હું શ્રી અરવિંદ તથા મીરા માના ચરણસ્પર્શ કરું છું ત્યારે મારી જાતને ધન્ય ધન્ય માનું છું. એનું કારણ એ છે કે હું અનુભવથી જાણું છું કે હું જે ચરણને સ્પર્શું છું તે ચરણ સ્થૂલ માનવના માંસ જેવા માંસના લોચાના નથી બન્યા, કારણ કે હું જાણું છું કે તે અમર દિવ્ય તત્ત્વોની બનેલી મારા હૈયા સુધી પૂર્ણાનંદ વહેવડાવનારી અપ્રતિમ નૌકા છે.

પ્ર. ત્યારે હજુ પણ તમે માનવ દેહની પૂજા કરવામાં માનતા નથી ?

ના. એથી વધારે. હવે તો હું એમ માનું છું કે માનવ-દેહની માનવ પૂજા કરે એ દૃશ્ય અતિ ગંદું છે; પણ શ્રી અરવિંદની વાત જુદી છે. હું જાણું છું કે એ માનવ નથી. એ સિદ્ધગણવંદ્ય Superman છે. એમનો દેહ સામાન્ય માણસના દેહ જેવો મર્ત્ય નથી, જડ નથી. એ દેહ અજબ, અકલ્પ્ય અને ચેતનાવંતો અને ચેતનાપ્રદ છે. એમના ચરણનો જ્યારે જ્યારે હું સ્પર્શ કરું છું ત્યારે ત્યારે શ્રીકૃષ્ણના ગાયેલા 'तद् धाम परमं मम 'વાળા પરમધામને સ્પર્શવાનો હું પ્રયત્ન કરી રહ્યો હઉં છું. માનવ દેહની પૂજા કરવામાં હું માનતો ન હતો, માનતો નથી. પણ નવચેતના બક્ષી શકે એવા પગની, દરેક નવસ્પર્શ નવી નવચેતના બક્ષી શકે એવા Superman ના પગની પૂજા કરવામાં મને વાંધો ન હતો અને હવે તો મુદ્દલ રહ્યો નથી.

પણ કેમ ખાતરી થાય કે તમે ભ્રમમાં નથી?

હા; એ વાત જરા અઘરી છે. તમને એમ લાગે કે એ બાબતમાં હું ભ્રમમાં છું ત્યાં સુધી તમારે એ વાત ન માનવી. 'Wait and see' ની નીતિના ફાયદા અને ગેરફાયદા બંને છે. આ બાબતમાં તમારી નીતિ તમને શું પલ્લે બંધાવે છે એ જોવું રહ્યું.

૫

ગિરધરલાલ, તમારા જેવા ગૂજરાતમાં હોત તો અમને કેટલા કામ લાગત! તમે અહીં આવી બેઠા એ ગૂજરાતને ખોટ છે.

તમે એમ શું કામ માનો છો? કેટલાક ગુજરાતીઓ પંથાર્થે આફ્રિકા જઈ વસ્યા છે તે ગૂજરાતને ખોટ ખરી કે નહિ? એ બાબતમાં આર્યસમાજીઓને, દક્ષિણામૂર્તિ ભવનવાળાઓને કે ચરોતર કેળવણી મંડળવાળાઓને શું કહેવાનું છે. તે તમે તેમને કદી પૂછી જોયું છે?

ત્યારે એમ શું કામ માનો છો કે કેવળ દ્રવ્યાર્થે પરદેશ ખેડતા સાધારણ સંસ્કારવાળા જનનીજાયા જનનીપુત્ર જ રહ્યા છે તો પરમેશ્વરે જેને વિશેષ શક્તિઓ આપી શોભાવ્યા છે તેમના દિલમાંથી જનની માટેનો પ્રેમ ભૂંસાઇ જશે ?

અખિલ જગતને બાથમાં લઇ તેની સાચી ભગવદાજ્ઞાનુસાર સેવા કરવાના જેને કોડ છે અને પરમ વસ્તુની પ્રાપ્તિના સાધન વડે અખિલ જગતના સર્વ કૂટ પ્રશ્નો છોડવાની જેને હોંશ છે તે જ્યારે તેને પૂર્ણતા પ્રાપ્ત થશે ત્યારે પોતાના દેહને, જે માટીમાંથી પોતાનો દેહ બંધાયો છે તે જનની જન્મભૂમિને તરછોડે, તેની સેવા ન કરે એ કદી બનવાજોગ છે ?

જે જગતને ભેટશે તે પોતાના ઘરને ભૂલશે. એમ કલ્પવામાં અક્કલ છે કે અક્કલનો અભાવ ?

હા, પણ તમે માનતા હો કે અમે સંન્યાસીઓ છીએ, જગ-ત્યાગીઓ છીએ તો ભૂલ થાય છે.

એ ભૂલ સુધારો અને યાદ રાખો કે જગ પર અધ્યાત્મ-શાસન ચક્ર ચલાવી શકે એવા એક પરમ યોગીના અમે આત્મ-વંશજો છીએ. જનક અને અજાતશત્રુના નવા નમૂના પૂરા પાડી જગમાં રહી જગનો સર્વતોમુખી ઉદ્ધાર કરવાના કોડભર્યા જગરસિકો છીએ.

અમે જગને નહિ તરછોડીએ; નહિ તરછોડીએ; નહિ તરછો-ડીએ. તો બોલ ગૂજરાત તને કેમ કરીને તરછોડીશું ? તું જગ-બહાર છે ?

૬

દેહ તેજોમય, પ્રાણ છંદોમય, મન આનંદમય થાય એ મારી માગણી છે. કારણ પૃથ્વી પર દેવ અવતારવા છે. સમતા-યુક્ત મુક્ત દિવ્ય વ્યવસ્થા સ્થાપવી છે. આનંદની હેલી વરસા-વવી છે.

હે નાથ, પૃથ્વી પરથી પશુતા ભૂંસવી છે. અવ્યવસ્થા ટાળવી છે. દુઃખદારિદ્રય ફેડવાં છે. સદાને માટે નામનિશાન શોધ્યું જડે નહિ એવી રીતે.

મારી માગણી કબૂલ કર. કારણ તારો સંકલ્પ એ જ મારી માગણી છે. તારી પ્રેરણા એ જ મારું જોર છે. તારો વિજય એ જ મારા આનંદની અવધિ છે. મારા જીવનનું સાર્થક્ય છે.

**લોકસાહિત્ય વિશે મ. ન. દ્વિ.**

વળી આપણા લોકોમાં ચાલતી નાની નાની અભણ જેવી કવિતાઓ જેમાં ઘણો મર્મ, અને ઊંડો અનુભવ રહેલો હોય છે, ખેતી કરતાં, વાવતાં, રાંધતાં, ચાલતાં, પરણતાં, પ્રેમ કરતાં, અનેક પ્રસંગે ગામડાંમાં લોકો જે ગીત, રાસ, દુહા આદિ મોઢે બોલે છે, તેનો પણ સવેળા સંગ્રહ થવાની પૂર્ણ આવશ્યકતા છે. એમાં આપણા દેશનો ઇતિહાસ, આપણા લોકનો અનુભવ, ઘણી સારી રીતે જમી [ જામી ] રહેલો છે. [ આ વિષય ] કોઇ ખંતી પુરુષે હાથ ધરવા જેવો છે, એમાં મહેનતનું જ કામ છે, ને તે મહેનત સર્વ રીતે સફલ થવાનો સંભવ છે.

[ એપ્રિલ ૧૮૯૫ ]

—સુદર્શન

# ‘ રણપિંગલ ’

## અને ‘ નાટ્યપ્રકાશ ’માંથી[1]

## ૧. ‘ રણપિંગલ ’ની પ્રસ્તાવનામાંથી

### છંદઃશાસ્ત્રના પૂર્વાચાર્યો

છંદઃશાસ્ત્રના મૂળ યોજક કોણ અને એ ક્યારે અને ક્યાં યોજાયું એ હજુ સ્પષ્ટપણે જાણવામાં આવ્યું નથી. આપણા મહર્ષિયો તેને વેદનું અંગ માને છે અને વેદ-રચના બહુધા છંદોમય છે તેથી તે વેદકાળથી પહેલાં હશે એમ કલ્પી શકાયછે. પ્રાચીન ગ્રંથોમાં આ શાસ્ત્રની પરંપરા જેવા જઇયે છિયે તો તેના મુખ્ય આચાર્ય મહાદેવ છે. તેમની પાસેથી દેવતાના પતિ ઇન્દ્રદેવ શીખેલા છે. ઇન્દ્ર પાસેથી ચ્યવન મુનિ શીખ્યા અને તેમની પાસેથી બૃહસ્પતિએ, બૃહસ્પતિ પાસેથી માંડવ્યઋષિએ છંદોજ્ઞાન મેળવ્યું છે. માંડવ્ય પાસેથી સૈતવ ઋષિએ અને સૈતવ પાસેથી યાસ્ક મુનિએ અને તેમની પાસેથી પિંગલાચાર્યે-એ શાસ્ત્રનું અધ્યયન કર્યું છે. અને તેમની પાસેથી અન્યાચાર્યોએ એ જ્ઞાન પ્રાપ્ત કર્યું. એ પ્રમાણે શ્રીમાન્ રામાનુજાચાર્યના ગુરુ, છંદઃસૂત્ર પરની પોતાની યાદવપ્રકાશ નામની ટીકામાં જણાવે છે.

### પિંગલાચાર્ય

આ ઉપરથી એટલું તો નક્કી થાય છે કે, પિંગલાચાર્ય

---

૧. એ ગ્રંથોમાંથી ઉતારા કરવાની પરવાનગી આપ્યા બદલ અમે રા. કનૈયાલાલ રણછોડભાઈ દવેના ઋણી છીએ.—સંચાલક ‘માનસી’

પહેલાંના ગમે તે છંદઃશાસ્ત્રકારો હોય પરંતુ તેમના ગ્રંથો પિંગલ મુનિના ગ્રંથ જેટલા આ દેશમાં પ્રવર્ત્યા નથી. લૌકિક છંદ અને વૈદિક છંદનું વિવરણ પ્રાચીન આચાર્યોમાં જેવું મહર્ષિ પિંગલે કર્યું છે તેવું અન્યાચાર્યે કરેલું નથી; તેથી તેમને છંદઃશાસ્ત્રના મૂળ પ્રવર્તક માન્યા છે. પિંગલમુનિ કોણ હતા, ક્યારે અને ક્યાં થઈ ગયા અને તેમને છંદઃશાસ્ત્ર શા માટે બનાવવું પડ્યું એ સંબંધમાં એક દંતકથા ચાલે છે તે વાંચનારને રમૂજ આપશે એમ જાણી અત્ર આપિયે છિયે.

શેષનાગનું બીજું નામ પિંગલનાગ છે. એ પિંગલનાગ પોતા પર કેટલી પૃથ્વી રહી છે તે જોવાની ઇચ્છા થતાં સ્વરૂપાન્તરે બ્રાહ્મણનો વેશ લઇ સૃષ્ટિ પર તેનું સૌંદર્ય જોતાજોતા વિચરવા લાગ્યા. આ વાત ગરુડના જાણવામાં આવતાં તેમને તેમની સાથે પ્રસિદ્ધ વૈર હોતાં તેને મારી ખાવાની ઇચ્છાથી તેની પૂઠ પકડી. બ્રાહ્મણના રૂપમાં નાગ આગળ અને ગરુડ પાછળ, એમ દોડવા લાગ્યા. ગરુડ છેક પાસે આવી ગયો અને તે તરત જ મારી ખાશે એવું જ્યારે તેને જણાયું ત્યારે તે ઊભો રહ્યો અને મોતમાંથી બચવા માટે કંઇ ઉપાય સૂઝી આવ્યો હોય એમ ડોળ કરી કરી ગરુડને વિનવવા લાગ્યો કે હે નાગારિ ! હું કવિ છું, મારું કૌશલ્ય જુઓ. જે હું એક વખત લખીશ તે ફરીને લખીશ નહિ. લખાઈ ગયેલ અંક ફરી આપના જોવામાં આવે તો મને સુખેથી ખાઈ જવો. ગરુડને આ વાત રુચી તેથી તેમ કરવા તેણે પિંગલને સૂચના કરી. એટલે બ્રાહ્મણના વેશમાં રહેલા પિંગલનાગે એક અક્ષરથી આરંભી છવીશ અક્ષર પર્યંતના પ્રસ્તારમાં જેટલા જેટલા ભેદ થતા હતા તે સઘળા લખતો જઇ છેવટ સમુદ્રના કિનારા પાસે તે જઈ પહોંચ્યો. દરિયો પાસે છે અને તે માર્ગે ગરુડના પંજામાંથી બચી જવાશે એમ તેને નક્કી જણાયાથી છેવટે એક વૃત્ત કરી પાણીમાં પેશી ગયો. જળમાં પેસતાં નાગ જે છેલ્લું વૃત્ત બોલ્યો તે વૃત્ત એટલા માટે ભુજંગપ્રયાત નામે ઓળખાય છે.

કેટલાએક એમ કહે છે કે, લૌકિક છંદઃશાસ્ત્રના મૂળ પ્રવર્ત્તક પિંગલાચાર્ય કહેવાય છે. એમનાં બીજાં નામ પિંગલનાગ, પિંગલમુનિ છે. વળી કેટલાક એમ પણ કહે છે કે, વેદના[1] મહાભાષ્યના રચનાર પતંજલિ હતા, તેનું બીજું નામ પિંગલાચાર્ય હતું. વળી કેટલાક એમ પણ કહે છે કે, પિંગલ નાગનો ઉપાસક કોઇ સમર્થ છંદોજ્ઞાન ધરાવનાર બ્રાહ્મણ હતો, તેણે શંભુ નામના પોતાના ગુરુ પાસેથી એ શાસ્ત્ર શીખી પોતાના ઉપાસ્ય દેવની પ્રશસ્તિ માટે છંદઃશાસ્ત્રને પિંગલનું નામ આપ્યું છે, ને ત્યારથી તે નામ જગત્માં પ્રવર્ત્યું છે. વળી કેટલાક એમ કહે છે કે પિંગલ એ નામ કલ્પિત છે. એ નામનો કોઇ મનુષ્ય નથી થઇ ગયો, પરંતુ ( પિં=પિંડ, ગ=ગુરુ, લ=લઘુ ) ગુરુ લઘુના પિંડનું જેમાં વ્યાખ્યાન છે એવો એ શબ્દનો અર્થ થાય છે. ગમે તેમ હો; તોપણ એ પિંગલસૂત્ર પછી છંદઃશાસ્ત્ર પર જે જે ગ્રંથો રચાયા છે તે સઘળા સામાન્ય રીતે પિંગલ નામે ઓળખાય છે તેથી એમ તો કલ્પના થાય છે કે એ નામ તેવા નામના કોઇ છંદઃશાસ્ત્રકાર પરથી પ્રવર્ત્યું હોય વા સૂત્ર-ગ્રંથકારે ગૂઢાર્થદર્શક પિંગલ એવું તેને નામ આપ્યું હોય અને તેથી તેની પ્રવૃત્તિ થઇ હોય એમ માની લેવામાં કશું બાધકારક નથી. તક્ષક ( તાક ) વંશમાં ઉત્પન્ન થએલા નાગરાજને કેટલાક પિંગલ તરીકે માને છે એ યોગ્ય નથી. પિંગલ અને નાગરાજ એ ભિન્નભિન્ન હોવા જોઇએ. પણ નાગકુળ અને તાકકુળ એક જ હોય તો એ વંશમાં ઉત્પન્ન થએલ કોઈ તેનો મૂળ પુરુષ એ નામે થયો હોય તે પિંગલાચાર્ય હોય એમ સંભવે ખરું. *

---

૧ અહીં 'વ્યાકરણના' એમ જોઈએ.—સં. 'મા.'

* તાક વંશના રાજાઓ કાશ્મિર, સિંધ અને પંજાબ પર જૂના વખતમાં રાજ ચલાવી ગયા છે. તેમાં કાશ્મિરના રાજાઓ તો નાગના પૂજકો પણ હતા તેથી પિંગલને એ વંશમાં ઉત્પન્ન થએલ માનવામાં આવે તો એ ગ્રંથ એ દેશમાં પહેલાં રચાયો હોય એમ માની શકાય.

## ' રણપિંગલ ' શા માટે ?

ગીર્વાણ વાણીમાં અને ભાષામાં [ હિંદીમાં ] પિંગલાચાર્ય આદિ ઘણા આચાર્યો અને કવિઓએ છંદઃશાસ્ત્ર વિષે ઘણા ગ્રંથો રચ્યા છે, તો આ ગ્રંથની શી અગત્ય હતી, એમ કોઇ પ્રશ્ન કરે, તો તેના ઉત્તરમાં મારે જણાવવું જોઇયે, કે આપણી માતૃભાષા સાંપ્રત કાળમાં ગૂજરાતી છે; એટલે અન્ય ભાષામાં રચાયેલા ગ્રંથો એ ભાષા બોલનારને એક સરખા ઉપયોગી નથી. વળી ગૂર્જર ગિરામાં જે થોડા પણ ગ્રંથ રચાયા છે, તેથી છંદઃશાસ્ત્રનું આદ્યોપાન્ત યથાવિધિ જ્ઞાન થતું નથી; તેમ જ તે અપૂર્ણ હોવાના કારણસર બહુ ઉપયોગી થતા નથી. અને પ્રાચીન આચાર્યોએ જે સૂત્ર દ્વારા સંક્ષેપમાં જણાવ્યું છે, તે જેમાં તે ગ્રંથ પછીના વિદ્વાનોયે અનેકવિધ વિવૃત્તિ કરી વૃદ્ધિ કરી છે, તે સઘળું એક પરથી જાણી શકાય એમ ન હોવાથી છંદઃશાસ્ત્રના પ્રવર્તક **પિંગલાચાર્યથી** આરંભી આજસુધી થઇ ગયેલા સંસ્કૃત,પ્રાકૃત અને વ્રજભાષાના કવિના ઉપલબ્ધ ગ્રંથો પરથી છંદઃશાસ્ત્રસારના દોહનરૂપ એક ગ્રંથ હોય, તો આ શાસ્ત્રના જિજ્ઞાસુને બહુ લાભ થાય, એવું સમજી આ છંદોગ્રંથ લખવાનો મને ઉત્સાહ થયો છે. અને છંદઃશાસ્ત્રના ગ્રંથોને પિંગલ એવું નામ આપવાનો પ્રથા પૂર્વથી પ્રચલિત તે લોપવો મને યોગ્ય ન લાગવાથી મે પણ આ ગ્રંથને રણપિંગલ એવું નામ આપેલ છે.[૧]

## ૨. વૈદિક છંદો : ગાયત્રી

મુખ્ય વૈદિક છંદ ૨૧ છે; ... ... ... આ છંદને ત્રણ ભાગમાં વિભક્ત કરવામાં આવ્યા છે. પ્રથમના સાતને આદ્યસપ્તક... ... ...સંજ્ઞા આપવામાં આવી છે.

---

૧. કર્તાની એકસઠની વયે ( સને ૧૮૯૮ માં ) લખાયલી એ આખી પ્રસ્તાવના એમની પરિપક્વ લેખનીના ગદ્યલખાણના નમૂના તરીકે પણ વિચારવા જેવી છે–સંચાલક ' માનસી '

આદ્ય સપ્તકમાં ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ અને જગતી એવા ૭ છંદ છે. તે પ્રત્યેકના નીચે આપેલા આઠ આઠ પ્રકાર થાય છે: આર્ષ, દૈવી, આસુરી, પ્રાજાપત્ય, યાજુષી, સામ્ની, આર્ચી, બ્રાહ્મી. એટલે કે, આઠ પ્રકારની ગાયત્રી, આઠ પ્રકારના ઉષ્ણિક, [ વગેરે ]. આ પ્રમાણે ઉપર જણાવેલ સાત પ્રકારના ગાયત્રી આદિ છંદ અને તે પ્રત્યેકના થતા આઠ પ્રકારથી... છપ્પન જાતના વૈદિક છંદ બને છે. xxxમહર્ષિ પિંગળાચાર્યે પિંગલસૂત્રમાં ઉપર જણાવેલા આદ્ય સપ્તકના છંદના છપ્પન પ્રકાર કહેલા છે તે મહીધરપ્રભૃતિ વેદના ભાષ્ય કરનારાઓએ સ્વીકાર્યા છે.

પ્રત્યેક છંદના દેવતા, સ્વર, વર્ણ, ગોત્ર અને અક્ષર-પ્રમાણ નક્કી કરાયેલું છે તે છંદવાર વિસ્તાર સમેત બતાવવામાં આવશેxxx.........

## ગાયત્રી

આદ્ય સપ્તવર્ગની સંજ્ઞાના સાત છંદમાં આ છંદ પહેલો છે. દેવતોની સ્તુતિ, ગાન અને પ્રકાશ કરવા માટે એ છંદ વાપરવામાં આવે છે માટે એને ગાયત્રી કહે છે. ( गायत्री गायते स्तुतिकर्मणा । ) વળી કેટલાક બ્રાહ્મણગ્રંથના બનાવનારા મહર્ષિઓ કહે છે કે 'गायतो मुखादुदपतदिति' અર્થાત્ વેદનું આદિ ગાન કરનારા બ્રહ્માના મુખમાંથી એ ઉત્પન્ન થયો માટે એ ગાયત્રી કહેવાય છે. કેટલાક એમ કહે છે કે એ "સંસારમાં વૃથા પચ્યા કરો નહિ; તેનો નાશ કરવા અર્થે માત્ર મારું જ સ્મરણ કરો, હું તમારું પાલન કરીશ." એમ ગાઈને પાલન કરે છે માટે ગાયત્રી કહેવાય છે.

આ છંદનું ગોત્ર અગ્નિવેશ્ય છે; વર્ણ સ્વે[ શ્વે ]ત છે, સ્વર ષડ્જ છે; અને દેવતા અગ્નિ છે." [ કર્તા ત્યાર પછી ગાયત્રીના દૈવી, સામ્ની, બ્રાહ્મી, આર્ષ અને બીજા ચાર, એમ આઠ પિંગલોક્ત છંદોનિયમે થયેલા ભેદ; તથા બીજે પ્રકારે એટલે કે પાદ પરત્વે થએલા 'ત્રિપાદ્ ત્રૈષ્ટુભ વિરાટ્ ગાયત્રી' 'પદપંક્તિ ગાયત્રી' ઇત્યાદિ ૧૭ ભેદોનાં નામ આપી, એ રીતે

રચાતી પ્રત્યેક ગાયત્રીના મૂળ મંત્ર (ઉદાહરણ તરીકે) અક્ષરપ્રમાણું, મંત્રાર્થ વગેરે આપ્યું છે. તેમાંનો એક નમૂનો નીચે ઉતાર્યો છે.]

૧૬. આર્ષ ગાયત્રી-૨૪ અક્ષર

ચોવિશ વર્ણની જાણો,
આર્ષ ગાયત્રી પ્રમાણો,
રણુપિંગલની રીતે. ૧

પાદરચના જે,
આઠના ત્રણ વા,
છ છના ચાર તે,
લાવીને કરજો. ૨

[ઉદા.] तत्सवितुर्वरेण्यम्
भर्गो देवस्य धीमहि
धियो यो नः प्रचोदयात् ॥ १ ॥

य० सं० ३० अ० २, कं.

અર્થ—સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર, પ્રકાશમાન, એવા જે સૂર્યનારાયણ તેના ઉત્તમ તેજનું અમે ધ્યાન કરિયે છિયે. એ તેજ અમારી બુદ્ધિને ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં પ્રેરેછે.

## મહેલોમાંની પ્રાચીન નાટકશાળા

[ 'નાટ્યપ્રકાશ'ના પ્રવેશકમાંથી : પૃ. ૬૩, ૬૪ ]

[નાટકનો] પ્રયોગ કરવા માટે અથવા રૂપક ભજવી બતાવવા માટે, રૂપક [નાટક] રચાતાં હતાં એ વાત તો સિદ્ધ થાયછે. ઘણા પ્રાચીન સમયમાં પણ પ્રયોગ થતા હતા એ આપણા જોવામાં આવ્યું. ભરતે પણ પ્રયોગ કરી બતાવ્યાનું જણાય છે. પ્રથમ કોઇ કલાકે વિદ્યાનો સારો પ્રચાર થાય અને તે સંપૂર્ણતા ઉપર પહોંચે ત્યાર પછી તેને લગતા નિયમ થાય છે. ભરતના પહેલાં ઘણાં રૂપક રચાઇને તેના પ્રયોગ થયા હશે. ત્યાર પછી તેણે નાટ્યશાસ્ત્ર રચેલું હોવું જોઇએ.

અર્વાચીન કાલમાં જેમ સાર્વજનિક નાટકશાલા હોય છે અને મૂલ્ય લઇને પ્રયોગ કરી બતાવે છે તેમ પ્રાચીન કાલમાં હશે કે નહિ તેનો નિશ્ચય થતો નથી ઘણું કરીને તો રાજાઓના આશ્રયથી અને તેમની મોહેલાતોમાં પ્રયોગ કરી બતાવવામાં આવતા હતા. નૃત્તશાળા વિષે લખતાં શાર્ઙ્ગધર કહેછે કે, પુષ્પપ્રકરશોભિત, નાનાચિત્રિતાનસંપન્ન, રત્નસ્તંભવિભૂષિત, વિશાળ અને રમણીય એવી નૃત્તશાળા હોવી જોઇયે. વળી નૃત્તમંડપની રચના કરવા વિષે એમ [1]કહેછે કે, કુશલ પુરુષે સમભૂમિ ઉપર નૃત્તમંડપ રચવો; તેની લંબાઈ પૂર્વ પશ્ચિમ ૩૩ હસ્ત[1] અને પહોળાઇ ઉત્તર દક્ષિણ ૧૫ હસ્ત એવો મંડપ વાસ્તુશાસ્ત્રના વિધાન પ્રમાણે રચવો. તેમાં સોનેરી રંગથી ચિત્ર ચિતરવાં, પટ્ટ, વસ્ત્ર અને ( વિતાન ) ચંદરવાથી યુક્ત કરવો. પુષ્પના સમુદાયથી સુશોભિત કરવો તેમાં સુગંધિવાળા અગર, કપૂર આદિના ધૂપ, તથા દીપથી મનોહર થાય એમ કરવું.

નૃત્તશાલા અથવા મંડપના સભા બેસવાના ભાગમાં મધ્ય સ્થાને રત્નકાંચનભૂષિત રમ્ય સિંહાસન રાખી તે ઉપર સભાપતિ ( સભાપતિ વિશેષે કરીને રાજા જ હોય છે. ) બિરાજે, તેની ડાબી બાજુએ સ્ત્રી વર્ગ બેસે; જમણી બાજુએ પ્રધાન અને તેની પછવાડે, કોશાધિકારી, તથા કર્ણાધિપતિ બેસે, તેની પાસે લોક તથા વેદનિપુણ વિદ્વાન હોય તે બેસે, તેની જોડે રસિક અને સર્વ રીતિમાં ચતુર કવિયો બેસે, પછી જ્યોતિષિક, વૈદ્ય, મંત્રિયોનું બીજું મંડલ જમણી બાજુએ પ્રધાન પછી બેસે. પછી સૈન્યમાન્ય અને બીજા જે હોય તે બેસે. વિલાસી અને વિલાસીની અંતઃપુરવાસીની બાજુએ હાથમાં ચારુચામર ધારી

---

૧. ૮ અણુનો એક રજ, ૮ રજનો એક વાલ, ૮ વાલની એક લીક્ષા, ૮ લીક્ષાની એક યૂકા, ૮ યૂકાનો એક યવ, ૮ યવનું એક અંગુલ, અને ૨૪ અંગુલનો એક હસ્ત.

અને રૂપયૌવનસંભૂત એવી તથા સ્વકંકણુનો ઝમકાર થઇ રહેલો એવી રાજાની ડાબી બાજુએ રેહે તથા તેમની જોડે બીજો પરિવાર પણ રેહે આ પ્રમાણે બેસવાની બધી ગોઠવણ વેત્ર-ધારી કરે. સંરક્ષણ માટે હથિયારધારિયો ચોગરદમ ખડા રેહે.

પછી સામી બાજુએ નેપથ્યમાંથી મુખ્યજન આવી સભાને પુષ્પે વધાવી પોતાનું કાર્ય પ્રારંભે.

.

.

સ્ત્રી : એક દૃષ્ટિબિન્દુ

સ્ત્રીઓનો સ્વભાવ છે કે સંપદામાં વળગતાં રેહવું ને આપદામાં પતિને છોડી દેવો, તેઓ વિજળીના ચળકારાની પેઠે સાહસ કરે છે, અતિ તીક્ષ્ણ શસ્ત્રની પેઠે વચન વાપરે છે તથા વૈર રાખે છે, ગરુડના વેગની પેઠે અધીરી ઉતાવળી, વાયુની પેઠે ચંચલ ને અતિવિષની પેઠે પરિણામે ઘાતકી થાય છે;—એ સૌ દોષરહિત, ઓ રામ ! તારી સ્ત્રી છે.
[ 'રામજાનકી દર્શન' ]
—નર્મદ

# નિકષ

## ૨૧. રમણલાલની વિચારસૃષ્ટિ

### જીવન અને સાહિત્ય

કર્તા

રમણલાલ વસન્તલાલ દેસાઇ

સુપ્રસિદ્ધ તેરેક નવલકથાઓના લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇના 'અભ્યાસ અને ચિંતનના પરિણામરૂપ' આ 'જીવન અને સાહિત્ય' નામનો તેમનો લેખસંગ્રહ છે. આ ગ્રંથની પ્રસિદ્ધિથી સાહિત્યના એક વધુ ક્ષેત્રમાં આપણે એમની 'સૌન્દર્યવાણી–સત્યવાણી'ના વિભાવનું દર્શન કરીએ છીએ. નવલકથાકાર, નવલિકાકાર, કવિ અને હવે...હવે છેલ્લે વિવેચક, જીવનના ને સાહિત્યના, એવા રમણલાલ અહીં દૃષ્ટિગોચર થાય છે.

'ઓગણીસમી સદીના અર્ધ ભાગ સુધી જીવંત' પણ રાજકીય ઝંઝાવાતોથી અસ્પૃષ્ટ, છતાં પોતાની ગરબીઓથી ગુજરાતનું હૃદય જીતનાર કવિ દયારામ; 'ઓગણીસમી સદીના મંથનમાં જ રમમાણ કરી રહેલો' નાગરત્વનો પ્રતિનિધિ કવિ નર્મદ–મહાકવિ નહિ પણ મહાપુરુષ નર્મદ; તેનાથી ચાર જ વરસે નાના નવલરામ–વિચારક અને શિક્ષક; તે જ સદીના ચતુર્થ પાદમાં 'એક યથાર્થ કવિની માફક પોતાના અંતરાત્મામાંથી ઊઠતા મધુર નાદને વાણીદ્વારા વ્યક્ત કરી' કેકારવ રેલાવનાર ગઝલવિખ્યાત કલાપી; અને એ જ એંસી–પંચાસી વરસના ગાળામાં ગુર્જર સાહિત્યે જન્માવેલા યુગવિધાયકો ગોવર્ધનરામ નાનાલાલ તથા ગાંધી; એ સૌ વિષેના લેખોએ

અથવા ઉલ્લેખોએ પુસ્તકનો મોટો ભાગ રોકયો છે; એટલે ઓગણીસમી સદીના હિંદની કથા 'ભારેલો અગ્નિ'ના લેખકને અંદરખાનેથી ઓળખવાનો અભિલાષ પૂરવા સારુ આ પુસ્તક વાંચનાર નિરાશ નહિ થાય એટલું જ નહિ, પરંતુ કલાકારનું ચિદાકાશ કેટકેટલાં વિચારચિત્રોથી ઉભરાય છે, ને એના મનોમંથનનો કેટલો ભાગ પ્રગટ કલામય મૂર્તિ ધારણ કરે છે તે પણ સમજાશે. કલ્યાણીની કથાના સમયનું કલેવર ઘડવા માટે જ નહિ, પણ એક યા બીજા પ્રસંગસર કર્તાએ ગૂજરાતની, હિંદની અને પૂર્વપશ્ચિમની ઓગણીસમી સદીને પોતાની કલ્પનાસૃષ્ટિમાં અલબત્ત સજીવ કરી છે. એમણે એનું વિચારધન પણ પોતાનું કરી લીધું લાગે છે. એ સદી વિષે એમણે અનેક રીતે સમભાવ સાધ્યો છે. એ સમભાવ પશ્ચિમના સાહિત્યની—વીસમી સદીના તેના નવીનતર સાહિત્યની ચઢતી મહત્તા સ્વીકારવામાં વચ્ચે આવતો નથી જ.

કાવ્યસંગ્રહ 'નિહારિકા'ના કવિએ આ ગ્રંથના અગ્રલેખમાં માનવજીવન અને તેની એક સ્પષ્ટ સિદ્ધિ સાહિત્યનો સંબંધ વિચારી એ બંનેને ઉન્નત કરવાની સમજ આપવા માટે, આકાશગંગામાંની એક નિહારિકામાંથી જન્મેલી પૃથ્વીની ઉત્પત્તિનો ઇતિહાસ આપ્યો છે. આ વૈજ્ઞાનિક ઇતિહાસસિદ્ધ તેમ જ ત્રિકાલગામી કલ્પનાસિદ્ધ વિચારનું આકલન કરવા માટે ક્લિષ્ટતાનો દોષ વહોરી લઇને પણ તેઓ મનોરમ, અર્થવાહી રૂપક યોજે છે:

અસ્પષ્ટ તત્ત્વોની બનેલી નિહારિકા જેમ ચકાવો ફરતી તારાઓને ફેંકતી વેરતી રહે છે, તેમ અસ્પષ્ટ માનવજીવન ઘૂમરીઓ ફરતું, વમળો રચતું, કંઈકંઇ પ્રકાશબિંદુઓ વેરતું ચાલ્યું જાય છે. કોઈ તેજબિંદુ લગ્નની સંસ્થા બને છે, કોઈ બિંદુ કાયદાનું સ્વરૂપ ધારણ કરે છે, કોઇ બિંદુમાંથી રાજ્યભાવના ખીલી નીકળે છે, અને

કોઈ બિંદુ ધર્મ કે કળાના સ્વરૂપે વ્યક્ત થાય છે. આ સઘળાં તેજબિંદુઓ ...... નક્ષત્રમંડળોની માફક પોતપોતાને સ્થાને રહી પરસ્પર ઉપકારક બની ... સમગ્ર માનવજીવનને રૂપાળું ને હેતુમય બનાવે છે.

'ભારેલો અગ્નિ' લખતાં પહેલાંના–'સંયુક્તા' નાટક લખ્યું ત્યારના–રમણલાલ ઇતિહાસદર્શી છે, સંસ્કૃતિઓના એકીકરણમાં માનનારા છે. એ એકીકરણ કુદરતી ક્રમે તો થાય છે જ પરંતુ સ્વેચ્છાબળથી જલદી થાય છે, એમ માને છે; છતાં એ સ્વદેશાભિમાની છે અને સ્વસંસ્કૃતિ–આર્યસંસ્કૃતિ પ્રત્યે સંપૂર્ણ સન્માન વા અભિમાન ધરાવે છે. અને ઘણું કરીને આથી જ એમની ઉમેદ એવી છે કે વ્યક્તિ, કુટુંબ, ગોત્ર, જ્ઞાતિ, કોમ, રાષ્ટ્ર એમ ઉત્તરોત્તર આત્મજ્ઞાનના વિકાસદ્વારા વિશ્વબન્ધુત્વની ભાવના સિદ્ધ થાય.

ડાર્વિનપ્રણીત ઉત્ક્રાન્તિના સિદ્ધાંતના એક યા બીજા જીવનક્ષેત્રમાં વત્તાંઓછાં લાગુ પાડેલાં આ સઘળાં રૂપાન્તરો માત્ર છે. ભેદ ગણીએ તો એટલો જ છે કે જે વસ્તુને કેટલાક જીવનસંગ્રામરૂપે જુએ છે, તેને બીજા કેટલાકની માફક રમણલાલ પણ જીવનસહકારરૂપે જુએ છે. આ રીતે સૌનું સારું સઘળું તત્ત્વ શોધવાની ને પોતાની વિચારસૃષ્ટિમાં ઘટાવવાની તેમની વૃત્તિ, eclectic વૃત્તિ, જન્મેલી છે.–'વર્તમાન ગુજરાતનો પ્રથમ સ્વપ્નદ્રષ્ટા visionary' તે નર્મદ. તેણે 'જય જય ગરવી ગુજરાત'માં ઘડેલા અણીશુદ્ધ ગુજરાતની અસ્મિતામૂર્તિ પ્રેમશૌર્યઅંકિત ધ્વજ ફરકાવતી ઊભી કરી. એક પ્રેરણાપ્રદીપ્ત ક્ષણે ભવિષ્યદ્રષ્ટા નાનાલાલે ભવિષ્યવાણી ઉચ્ચારી:

> પૂર્વ અને પશ્ચિમનાં પલ્લાંની
> દાંડી ભારત છે,
> ને ઉભય ગોલાર્ધની દૈવી સંપત્તિ
> નજીકના ભવિષ્યમાં તે તોળશે.'

વર્ષો પહેલાં રમણલાલે સાનંદાશ્ચર્ય વાંચ્યો ત્યારે આ ઉદ્‌ગાર માત્ર સુંદર અભિલાષરૂપ લાગ્યો. પછી 'ગાંધી યુગની આગાહી આપતા નાનકડા નર્મદ સરખા મુનશી આવ્યા.' એમણે 'ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ'ની અસ્મિતાનું દર્શન કરાવ્યું. બાદ ગાંધીજીએ આવી ઉદ્‌ઘોષ કર્યો કે 'હિંદનું સ્વાતંત્ર્ય એ જગદુદ્ધારનો જ એક મહાપ્રયોગ છે.' છેવટે રમણલાલે કવિ નર્મદનું એક અસ્મિતાભર્યું વાક્ય 'આપણે ગૂજરાતી' લઇ એ શીર્ષક હેઠળ લખ્યું:

ગૂજરાતમાંથી ઊડી અળગા પડેલા ગૂજરાતના ટૂકડાઓ ગૂજરાતના ચંદ્રકો છે. જ્યાંથી ત્યાંથી એ ચંદ્રકો પ્રકાશ વેરે છે, શીતળતા વહાવે છે અને ગૂજરાતના હૈયાસાગરને ઉછાળે ચઢાવે છે. (પૃ. ૧૦૭)

આગળ ચાલતાં એક જ પુષ્પસૃષ્ટિનાં અંગો જેવા પ્રાન્ત-ભેદ માટે લખે છેઃ

ગુલાબ મોગરાને હસે, ચંપો બકુલને ચૂંથી નાખે, જૂઈ જાઇને પીંખી નાખે તો બગીચો વેરાન બની જાય–એટલું જ નહિ, ગુલાબ, ચંપો ને જૂઈ પણ પછી જીવતાં ન રહે. (પૃ. ૧૧૧)

પોતાના કરેલા વિચારના સમર્થન માટે એ વૈજ્ઞાનિક પુરાવો કલ્પનાગમ્ય રીતે ઘટાવે છે, તેમ ઐતિહાસિક પુરાવો પણ રજૂ કરે છે. શિવાજીના પૂર્વજ ઇડરગઢના ગુહાદિત્યને, સિદ્ધરાજની દાક્ષિણાત્ય માતાને, કરણઘેલાના આશ્રયદાતા રામદેવને, ગુજરાતના શ્રેષ્ઠ રાજવી, જન્મે દક્ષિણી એવા ગાયકવાડને, ભાંડારકર, રાનડે, તિલક અને ગાંધીગુરુ ગોખલે, એ સૌને સંભારી રમણલાલનું ભાવનાશાળી હૃદય આશિષ ભાખે છેઃ

જગદુદ્ધારના મહાકાર્યમાં ગુજરાત સફળ થાઓ.

૨

પરંતુ એ શ્રદ્ધાળુ હૃદયમાં ઊંડે ઊંડે દ્વન્દ્વયુદ્ધ મચતું હોવું જોઇએ. ઓગણીસમી સદીના વિદેશીય વિચારકોના, યા એમના

વિચારોને પચાવીને હિન્દુત્વને, હિન્દીત્વને, અનુકૂલ રૂપ આપનાર ગાંધીજી જેવાના વિચારો રમણલાલે સારી પેઠે અપનાવ્યા છે; તેમને વિષે ભારે ઉત્સાહ તથા આદરના ઉદ્‌ગાર કાઢ્યા છે; છતાં ગાંધીવાદથી વિરોધી સૂર કાઢનાર વાદ સર્વથા અનિષ્ટ છે એમ એમનાથી ભારપૂર્વક કહેવાતું નથી. આવે પ્રસંગે એ પ્રશ્નવાચક ઉદ્‌ગાર કાઢી અટકી જાય છે. તત્ત્વત: રમણલાલની જીવન તરફની દૃષ્ટિ ઇતિહાસપૂત, વિજ્ઞાનપૂત પ્રશ્નક–નિરીક્ષકની છે. ' હશે સત્ય આ કે હશે સત્ય પેલું ?' એવો સવાલ એ કવચિત્ કવચિત્ પૂછે છે—સંતાપિત બહેબાકળી આંખે નહિ, પણ ધીર ગંભીર આંખે. ' ટાગોર અને નાનાલાલ ઓગણીસમી સદીનાં મંથનોનું નવનીત પામી શકયા એટલે તેમની વાણી, તેમની કલ્પના અને તેમની રચનામાં જે પરિપાક દેખાય ' તેથી અધિક સંપૂર્ણપણે, અધિક સબળપણે, ગાંધીજીમાં એ સદી પ્રત્યેનો હિંદનો પ્રત્યાઘાત આવિષ્કાર પામ્યો ન હોત તો રમણલાલ ધીરગંભીર હોવાને બદલે સ્પષ્ટપણે વ્યાકુલ વિચારક હોત. વધારે નહિ તો, ટેનિસનની કવિતામાંના Two Voices ની માફક તેમના મનઆકાશમાં બે સૂર ઉઠતા હોત.

હિંદુમુસ્લીમ ઐક્ય વિષે મુસ્લીમ ગુર્જર સાહિત્યમંડળ સમક્ષ બોલતાં એમણે કહેલું કે,

> હિંદુ મુસ્લીમ ઝગડા મને બહુ કાવતા નથી. એ ક્ષણિક છમકલાં હજાર વર્ષના ઇતિહાસને મિથ્યા કરી શકે એમ નથી.

પરંતુ આ દેખીતી સુદૃઢ શ્રદ્ધા સર્વદા અચળ નથી. ગુર્જર વિચારપ્રવાહમાં નવલરામની ધીરગંભીર વિચાર નદી વિષે લખતાં રમણલાલે એમની જ વિચારસરણીને લાગુ પાડી શકાય એવું પ્રાસ્તાવિક રૂપક યોજ્યું છે.

> શું ખરું ?
>
> ઝરણ પૂરને કહે છે : ઓ નિરર્થક ઘુમરીઓ ખાતા નિષ્ફળ જળ-ઝંઝાવાત ! તારો ઉપયોગ શો ?.......

પૂર કહે છે: એ નિર્માલ્ય પાંગળા ઝરણ, તું જ મારી ગતિને અવરોધે છે. .........

પૂર શાંત પડે છે. ઝરણ નાનકડો લીસોટો મટી ગંભીર નદ બને છે. ઝરણે પ્રગતિને જન્મ આપ્યો—ગતિને દિશાસૂચન કર્યું. પૂરે પ્રગતિને જોમ આપ્યું, વિશાલતા આપી, વૈવિધ્ય આપ્યું. હવે પાણી આખા પૂરની સીમાને ડુબાડતાં નથી. સુંદર કરાડો, કિનારાઓ, ક્ષેત્રો, વાડાં અને રસાળ મેદાનો ખુલ્લાં બનાવી ઝરણની મૂળ ગતિને અનુલક્ષી ધીરગંભીર પાણી વહ્યાં જાય છે.

શું સાચું ? ઝરણ, પૂર કે શાન્ત નદી ?

ઘડીકમાં એક પાસ તો ઘડીકમાં બીજી પાસ ઢળતાં છતાં પોતાની તટસ્થિતિ જાળવવા મથનારની, સત્યનું અજ્ઞેયત્વ સ્વીકારનાર agnostic ની, સૈદ્ધાન્તિક ભેદો ભુલાવી સુલેહશાંતિનો બોધ કરનાર નવજીવનવિધાયકની આ જીવનદૃષ્ટિ છે.

કલાકારની જીવનદૃષ્ટિ પણ ઘણી વાર આવી જ હોય છે. કલાકૃતિ રચી તેનાથી અળગા થઈ પોતે પોતાની કૃતિની સમાલોચના કરે ને બને તેમ, રમણલાલની નવલકથાઓમાં પણ સ્થળે સ્થળે વેરાયેલી લેખકની ટીકાઓમાં સર્વદા એક જ દૃષ્ટિબિંદુ નથી રહેતું; પરંતુ ઉપસ્થિત વસ્તુ પર હળવો કે કડવો કટાક્ષ છવાઇ રહે છે. તેનું મૂળ આ ગંભીર ઍગ્નોસ્ટિક વૃત્તિ છે–દૃષ્ટિકોણ બદલી કાઢતી કલાકારની વૃત્તિ છે, અગંભીર રમૂજી વૃત્તિ નથી. 'જયંત'માં આવતા શિક્ષકને ઓછામાં લેખવતાં લખાણ ઉપરથી અભિપ્રાય બાંધનારે 'સંસ્કારની પરબ' જેવા નવલરામાદિ શિક્ષકોની ત્રણ પાનાં ભરેલી પ્રશંસા વાંચવી જોઇએ. 'શું ખરું ?' એ પ્રશ્ન તેને અવશ્ય સ્ફુરશે.

લોકજીવનને—જાહેર જીવનને નીરખતા છતાં, તેને ઉન્નત કરવાના મનોરથ સેવતા છતાં, તે જીવનથી બહુધા અસ્પૃષ્ટ એવા કુલીન રમણલાલ, 'કુટુંબરત' રમણલાલ, સારી રાજપદવીને પામેલા રમણલાલ, આવી કાંઇ છાની, કાંઇ ઉઘાડી, પ્રશ્નવૃત્તિ

કેળવે એ સમજી શકાય છે. 'વાર્તાસાહિત્ય માગતી જનતાને આવા પ્રયત્નો બહુ ઓછા ગમે એ હું જાણું છું.'—એ શબ્દો આ પુસ્તકની પ્રસ્તાવનામાં લખનાર જીવનમીમાંસક, આ પુસ્તકમાં જ સાહિત્ય અને સંગીતને લોકગમ્ય બનાવવાની હિમાયત કરે છે, અતિશાસ્ત્રીયતાને હસનીય બનાવે છે; મહાપુરુષોને નહિ, તેમના મહાપુરુષત્વને નમન કરવાનું કહે છે. 'સાહિત્ય એ જો સમાજજીવનનું નવનીત હોય તો સાહિત્યથી અમીરાત ધારણ ન કરાય' [1]એવું સિદ્ધાંતકથન કરે છે. સાહિત્યમાં અંધાધુંધી ન ફેલાય તેટલા માટે એ કહે છે:

સમ્રાટો, સ્વામીઓ અને સિદ્ધહસ્તો ઉભરાય એમાં આનંદ પામવા સરખું છે; પરંતુ તે માત્ર એક શર્તે: તે એ કે બધા ય સમ્રાટો ગાદી ન માગે તો; બધા ય સ્વામીઓ ચરણસ્પર્શ ન માગે તો; અને બધા ય સિદ્ધહસ્તો પોતપોતાના મઠ ઊભા ન કરે તો.

અને નાગરત્વનો પ્રતિનિધિ જે એકાદ સમ્રાટ રહે તેણે 'વ્યક્તિનું સમગ્ર બળ સંસ્થામાં રેડી તેને સામાજિક બનાવી વ્યક્તિ તરીકે લુપ્ત થઇ જવું.'

૩

જેમ કલાના કલ્પનમાં, કલામૂર્તિના ઘડતરમાં, બને તેટલા સુરેખ સમન્વયના રમણલાલ કર્તા છે, તેમ વિચારસૃષ્ટિમાં પણ પોતાના ચિંતનવિષયો, લોકસંગ્રહનાં વિવિધ ક્ષેત્રો, લોકગમ્ય કરવા એમણે નવલકથાની કલા હસ્તગત કરી છે. તે કલા વાસ્તવદર્શન કરવું અને કલ્પનારોચક રહેવું એવો દ્વિવિધ સમન્વય સાધવા મથે છે. તેવી જ રીતે વૈજ્ઞાનિક વાસ્તવિકતાના

૧. પણ તો પછી, અમીરાત ધારણ કરવી કોણે? સમાજ-જીવને? જે માખણ નથી પણ છાશ છે તેણે? સાહિત્યનું નવનીતપણું જ એને આપોઆપ, કુદરતી રીતે જ અમીરાત ધારણ કરાવી દેતું નથી શું?

—સંચાલક 'માનસી'

પાયા ઉપર પોતાના આદર્શોનું કલ્પનામંદિર એ રચે છે. સમન્વય કરનાર નિબંધલેખનમાં એ દૃષ્ટિબિંદુઓનો સંઘટ્ટ ન જમાવી શકે, ને તેથી હાસ્ય પણ ન જન્માવી શકે, સિવાય કે તમે એ સમન્વયયત્નને જ હસવા તૈયાર હો. ખાનગી વાર્તાલાપમાં રમણલાલ હસી–હસાવી શકતા હશે. કવિપદનો મિથ્યા અભિલાષ સેવનારનું કે બહુ લોકોપકારકરનું ધમંડ ચિતરીને અગર વિવિધગુણ પાત્રોને પરસ્પર સંપર્કમાં લાવીને નવલકથાકાર રમણલાલ હાસ્ય–નર્મ હાસ્ય ઉપજાવે છે. પરંતુ આ પુસ્તકમાં સ્થળે સ્થળે પ્રગટ થનાર પ્રશંસક-વિવેચક કે ભાવનાશીલ ઉદ્ધારક ભાગ્યેજ હસતા કે હસાવતા લાગે છે.

તો પણ, ભાષારચનામાં બહુ વૈવિધ્યનો અભાવ છતાં પણ, કલ્પનાના રંગે રંગાએલી, ભાવનારસથી ભીંજાએલી એમની વાણીનો એકધારો, ક્વચિત્ એકતાન, પણ બહુધા અસ્ખલિત પ્રવાહ રોચક તો નીવડે છે જ. જો તેમની માફક આદર્શોના પૂજકની દિશામાં તમે ઢળતા હો તો જરૂર તેમના વિચારપૂરમાં તમે તણાયા જાઓ. એમની ભાષાશૈલીમાં પણ ઉપર કહેલાં ઝરણ, પૂર ને શાન્ત નદની વિવિધતા સાંપડે છે; તથા 'શું સારું ?' એ પ્રશ્ન ક્વચિત્ વાચકને ગૂંચવે પણ છે.

પોતે લીધેલો મુદ્દો સિદ્ધ કરવા ખાતર વાચક અંજાઇ જાય એવો ઐતિહાસિક પ્રકાશ તેઓ ફેંકે છે. એ દૃષ્ટિએ એમની સંયોજનશક્તિ ભારે છે. છતાં આદર્શપ્રેમ કે સિદ્ધાંતપ્રેમના આવેશ વખતે સાધ્ય અર્થને પ્રતિકૂળ હોય એવી વાસ્તવિક હકીકત અપ્રકાશિત રહી પણ જાય છે. 'સાહિત્ય અને જીવનનો સંબંધ સજીવ છે એ પુરવાર કરવા માટે નર્મદનું સાહિત્ય નર્મદના જીવન સાથે' સરખાવવાનો પ્રયત્ન પૃ. ૧૮૩ ઉપર કર્યો છે તે પાંગળો લાગે છે, અસ્થાને લાગે છે. એ પ્રયત્ન કરતી વખતે 'નવલદૃષ્ટિ'ના પ્રશંસક પોતે જ

નર્મદાશંકરને અનુલક્ષીને નવલરામે કરેલું ' સુધારાનું ઇતિહાસ-રૂપ વિવેચન ' ભૂલી જાય છે.

રમણલાલ દોષોનું દર્શન નથી જ કરતા એમ છે જ નહિ. છતાં મુખ્યત્વે દોષ વિષે માન રાખવું; યા દોષદર્શન કરી એ દોષ માનવસુલભ સમજી તેને ભૂલી જવાનું ઔદાર્ય દાખવવું; જીવન અને સાહિત્યના ઇતિહાસ દરમીઆન જન્મેલી વ્યક્તિઓ તથા કૃતિઓનો અભ્યાસ કરી વિવેચકે ભવિષ્યમાં થનાર પરિપૂર્ણતાના સ્વતકલ્પિત પરિપૂર્ણતાના અવતાર માટે એવાં સમર્થ તત્ત્વોનો સંગ્રહ કરવો કે જે જીવનપોષક હોઈ સાહિત્યપોષક નીવડે અને સાહિત્યપોષક હોઈ જીવનપોષક નીવડે–આવી રીતનું લક્ષણ એમની વિવેચનાનું છે. દયારામના જીવનનો વિચાર કરતાં રમણલાલ, ' પૂર્ણિમા ' ના રચનાર રમણલાલ, પતિતાને પથ્થર મારનાર યાહુદીઓને ઇસુ ખ્રિસ્તે સંભળાવેલાં વચનની યાદ આપે છે. સમભાવભર્યા રમણલાલ કલાપીના જીવન સંબંધી વાસ્તવદર્શનની વાજબી અપેક્ષા રાખે છે, માનવતાના–વાસ્તવિકતાના દર્શનમાંથી જ સમભાવ જન્મે છે માટે. સમભાવપૂર્ણ વાચક ' પોતાના સામાન્ય લાગતા અનુભવોમાં કવિએ દર્શાવેલી અલૌકિકતા નિહાળી પોતાના હૃદયને વધારે વિકસિત કરી શકે છે. કવિતા જનસમાજનું પ્રતિબિમ્બ આ રીતે બની રહે છે. ' કબૂલ. વિકાસવાદ કબૂલ. પ્રતિબિમ્બત્વ પણ કબૂલ. પરંતુ ' જીવનના એક પ્રતિબિમ્બ તરીકે સાહિત્યે ગણાવું હોય તો જીવનને સ્પષ્ટ કરે એવી સ્વચ્છતા પણ તેણે સેવવી જોઇએ. પ્રજાના પ્રતિનિધાનનો હક સાહિત્યે રાખવો હોય તો પ્રજાજીવનના સ્થિરઅસ્થિર ધડકારા સાહિત્યે ઝીલવા જોઇએ.' એ કથન કબૂલ થઈ શકતું નથી. એ સ્વચ્છતા તે શું ? ' દર્પણમાં મુખ જોનાર સદા ય મુખને સમારતો રહે છે. ' તેથી સાહિત્યદર્પણ સહેતુક સ્વચ્છ રહે છે કે એની સ્વચ્છતા સ્વયંસિદ્ધ છે ? સ્થિર અસ્થિર ધડકારા ન ઝીલનારું પણ સાહિત્ય હોય છે ખરું ? જીવનનું

સાહિત્ય પ્રતિબિમ્બ છે.' એ સિદ્ધાન્ત ઉપરથી 'માટે સાહિત્યે ઉચ્ચ હોવું જોઇએ' એવો ઉપસિદ્ધાન્ત ઉપજાવીએ તો મૂળ સિદ્ધાન્ત સમજવામાં આપણી ભૂલ જ કહેવાય. ઉચ્ચ સાહિત્ય, આદર્શ સાહિત્ય, તેવા જ ઉચ્ચ વા આદર્શ જીવનનું પ્રતિબિંબ છે એમ કહો. અગર એમ કહો કે કલા—સાહિત્ય જીવનને ઉચ્ચતર કરવાનાં સાધનો છે; અને જેમ અમુક બુદ્ધિગમ્ય વાણીપ્રકાર તેમ આ કલ્પનાગમ્ય, હૃદયંગમ વાણીપ્રકાર પણ જીવનને ઉપકારક છે. રૂપજાળમાં વિચારજળને ગૂંચવીને કલુષિત કરવું ઘટે નથી. પોતાના નવીનતર કથનનું સમર્થન કરવા માટે તે કોઈ પુરાતન કથનમાંથી ફલિત થાય છે એવું પુરવાર કરવું આવશ્યક નથી.

૪

નવીનતાનાં સમર્થ તત્ત્વોને આવકારવા સદા તૈયાર રહેનાર વિવેચક રમણલાલ પ્રણાલિકાભંગમાત્રને આવકારતા નથી. શૃંગારરસના આલંબનવિભાવ તરીકે રાધાકૃષ્ણને જ સ્વીકારવામાં અપૂર્ણતા હતી તે નર્મદે મટાડી. શાન્તરસનાં ભક્તિ-વૈરાગ્યમય કાવ્યોમાં જ ભરાઈ રહેલી આત્મલક્ષી કવિતાને નર્મદાદિએ સારો અવકાશ આપ્યો; ત્યાંથી ઠેઠ માંડીને સુંદરમ્ અને ઉમાશંકર સુધીના સાહિત્યકારોનાં સબલ નવીન તત્ત્વો આવકારતા છતાં રસશાસ્ત્રની પ્રાચીન પ્રણાલિકાને સજીવન કરવાની અગત્ય રમણલાલ સ્વીકારે છે.

તે વગર આપણું વર્તમાન વિવેચન અસ્પષ્ટ અને આધાર વગરનું બની જાય એવો ભય રહે છે.'... વર્તમાન વિવેચનનું સમગ્રાવલોકન અને પ્રાચીન રસશાસ્ત્રનું ભાવ અનુભાવ વિગેરે ખંડ અવલોકન મળીને આપણે વધારે સારી વિવેચનપદ્ધતિ ઉપજાવી શકીએ.... સુંદર ઝીણવટભર્યો નાયિકાભેદ દયારામની ગરબીઓમાંથી સરસ વાચન ઉપજાવી શકે એમ છે.

'બહારથી મોડો આવતો, ઠંડીમાં થરથરતો 'શંક્તિ હૃદય'-નો કવિ પત્નીને કેવી નાયિકા ગણવી તેની ચર્ચા કરે છે એ હાસ્યરસિક પ્રસંગ અને દયારામની સમીક્ષા વચ્ચે વરસોનું અંતર છે. એ બધાં વરસો સુધી રસશાસ્ત્ર પ્રત્યે પક્ષપાત રાખનાર વિવેચક બતાવે છે કે ગાંધીસાહિત્ય રસસભર્યું છેઃ 'ત્યાગમૂર્તિ'માં કરુણ રસ છે. અસહકારનું આહ્વાન કરતો કોઇ પણ લેખ વીરરસનો ભરેલો છે. અહિંસા અને પ્રેમની ફિલસુફી સમજાવતા લેખમાં શાંતરસ છે. અને ... ગાંધી સાહિત્યમાં નથી શૃંગાર, બીભત્સ કે રૌદ્ર. આ ત્રણ રસ વગર લાખો હૃદયને સ્પર્શનાર સાહિત્યકાર અજોડ ગણાવો જોઇએ.'

પોતે પ્રસ્તાવનામાં કહે છે તેમ નવલકથાઓએ—એ સર્વેએ આપેલી લોકપ્રિયતાએ હવે એમને વ્યાખ્યાનોના ક્ષેત્રમાં દોર્યા છે પરંતુ આ વ્યાખ્યાનો પાછળની તૈયારી લાંબી છે—વ્યાખ્યાનો લખીને ગોઠવવા આપેલા સમયથી લાંબી છે. માનવહિતચિન્તક રમણલાલ નવલકાર રમણલાલથી ઉમરે નાના નથી. 'સયાજીવિજય'ના તંત્રીએ એમને નવલકથા લખતા ન કર્યા હોત તો એમણે 'હૃદયનાથ'ને બદલે વ્યાયામપ્રચાર પર નિબંધ લખ્યા હોત; ને તેવું જ બીજા સુધારા વિષે. કવિતા-નો તેમનો પ્રેમ, એ પ્રેમપ્રેરિત અભ્યાસ પણ તેવો જ જૂનો છે. શરૂઆતમાં નવલનાં પ્રકરણોને મથાળે કલાપી અને નાના-લાલની કાવ્યપંક્તિઓ દર્શન દે છે. 'દિવ્યચક્ષુ' આવતાં જૂનાં નવાં કાવ્યો કથામાં જ વણાઇ જાય છે, જેમ નવલિકાકાર થતાં તેમની નવલકથાનાં પ્રકરણો, કદાચ માસિક પ્રકાશન માટે લખવાનું હોવાથી, નવલિકારૂપ બની જાય છે તેમ. સમન્વયઘટિત સત્ય તેમ જ સૌંદર્ય નીપજાવવા માટે રમણલાલ સર્વદા પ્રયત્નશીલ રહ્યા છે. જીવનતત્ત્વની તેમની શોધ અટકે તો એ પ્રયત્ન અટકે.

માટે એમની કલા, સર્વતોમુખી કલા, વિકાસમયન કરતી જ રહેશે. આ ગ્રંથ પ્રસિદ્ધ પામે છે તેનો અર્થ જો એટલો હોય

કે રમણલાલની જીવન અને સાહિત્યની મીમાંસા પરિપૂર્ણ થઈ છે ને ભવિષ્યનાં સઘળાં કથનમાં કે સર્જનમાં કશું નવીનતર, શોભનતર નહિ આવે, તો હું નિરાશ થઈશ. ઉત્ક્રાંતિનો સિદ્ધાંત અપનાવનારના વિચાર અને કલા બંને સદા ઉત્ક્રાંતિ સાધતાં રહ્યાં છે. 'દિવ્યચક્ષુ' યા 'ગ્રામલક્ષ્મી'–ગેલ્સવર્ધી ને બેનેટના period novel ની દિશામાં જવા મથતા 'ગ્રામલક્ષ્મી' કરતાં વધારે ચઢતી કલાકૃતિ નહિ આવે એવું નહિ. તેમનું જીવનદર્શન પણ નહિ વિકસે એમ નહિ. પરંતુ એ ઉત્ક્રાંતિવાદ એ જ એક સત્ય છે કે નિરવધિ સનાતન જીવનસાગરમાં માનવી અને માનવ-સૃષ્ટિ બુદ્બુદ માત્ર છે?

વ્રજરાય મુકુન્દરાય દેસાઈ

## પૃથ્વી–તેનો ઇતિહાસ અને હવામાન

(૧) પૃથ્વીનો ઇતિહાસ : યશવંત ગુલાબભાઈ નાયક; (ફૉર્બ્સ ગુજરાતી સભા, મુંબાઈ રૂ. ૦–૧૨–૦)

(૨) હવામાનશાસ્ત્ર અને ગુજરાતની આબોહવા : ડૉ. ભીમભાઈ નીચ્છાભાઇ દેસાઈ અને, રા. સા. મુકુન્દ વી. ઉનાકર; (ફૉર્બ્સ ગુજરાતી સભા; મુંબાઈ; રૂ. ૧)

૧

વરેણ્યભર્ગ સવિતાની અગ્નિવરસતી વાયુજ્વાલાઓમાંથી જ્યારે બે અબજ વર્ષ પૂર્વે વસુંધરા અવતરી ત્યારથી તે વર્તમાન યુગ સુધીમાં એ ચંચળાએ જે જે અનેક રૂપો ધારણ કર્યાં અને વિવિધ પરિધાનો સજ્યાં એ સર્વનું સમયાનુક્રમે વર્ણન એટલે પૃથ્વીનો ઇતિહાસ. તપ્તસુવર્ણના દેહની ઉગ્ર સ્વરૂપે આવેલી આ કન્યાને અંતરિક્ષના હિમમય આવરણે શાંતિ આપી અને તેનું બાલાપટ પ્રમાણમાં ઠંડા પડેલા વાયુઓ નીચે અનુક્રમે પ્રવાહી અને પછી ઘનસ્વરૂપે રચાયું. ઘન ક્ષેત્રફળનાં ઊંડાણોમાં મીઠા જળના સાગર વરસ્યા જે કાળે કરી વરસાદથી ધોવાતી

અને ધસાતી ભૂમિના ક્ષારોથી ખારા થયા. તે વખતે વાતાવરણ મુખ્યત્વે કરી નાઇટ્રોજન અને કાર્બોનિક ઍસિડ વાયુઓનું હતું–અત્યારનો ઑક્સિજન (પ્રાણવાયુ) તેમાં ન હતો. વસુંધરાનું બાહ્યપટ આમ શાન્ત હતું છતાં ભૂતકાળનો સૂર્યદત્ત અગ્નિ તો તેણે ઉદરમાં જેવો ને તેવો જ શમાવ્યો હતો અને હજી પણ છે. ધરતીનાં ઊંડાણમાં એ અગ્નિ પત્થરને પીગાળી તેના રસને ૧૫૦૦ ડીગ્રીએ અને છેક ગર્ભમાં ૨૦૦૦ ગાઉના સળંગ વિસ્તારમાં આવેલા લોખંડને ૪૦૦૦ ડીગ્રીએ તપ્ત રાખવા સમર્થ નીવડ્યો છે. યુગયુગના વિસુવીઅસ, ક્રાકાટોઆ કે ફુજીયામામાંથી આ અગ્નિ ઘણીવાર પ્રગટી સપાટી ઉપર ઉકળતાં દર્ગ્યો ઢાલવતો અને ગુપ્ત રીતે ભૂગર્ભમાં સંચાર કરતાં ઉપરનાં પડોનું સમતોલપણું ખેસવી મૂકી વિપ્લવકારી ક્રાંતિઓ કરી મૂકતો જેનાથી કોઇ ભૂસ્થળ ડૂબતું અને કોઇનો ઉદ્ધાર થતો.

ભૂસ્તરવેત્તાઓ જેને ઍઝોઇક મહાયુગનો આર્કીઅન યુગ કહે છે તેનો અંત પૃથ્વીના જન્મ પછી લગભગ એક અબજ વર્ષે આવ્યો. તે વખતે વસુંધરાના પટ ઉપર હેલો પડતો સાગર, ડુંગરિયાળ કે સપાટ જમીન અને સ્ફટિકના ખડકો સિવાય બીજું કશું હતું નહિ. ત્યાર પછી પેલીઓઝોઇક મહાયુગ અને કાર્બોનિફેરસ યુગના અંત સુધી પૃથ્વી ઉપર પુષ્કળ વનસ્પતિ ઊગી નીકળી જેનાથી ઉપર જણાવ્યો તે વાતાવરણનો કાર્બોનિક ઍસિડ વાયુ લગભગ બધો શોષાઇ ગયો. આના બદલામાં વનસ્પતિ પ્રાણવાયુ આપવા લાગી અને તેનાથી એ યુગના અંતથી શરૂ થતું પ્રાણીજીવન શક્ય બન્યું. આ રીતે વાતાવરણનો પ્રાણવાયુ પૃથ્વીને સૂર્યમાંથી બીજા વાયુઓની માફક સીધો નહિ પણ વનસ્પતિની જીવનક્રિયામાંથી મળ્યો. પેલીઓઝોઇક મહાયુગને અંતે વસુંધરા પોણા બે અબજ અને સાત કરોડ વર્ષની થઇ હતી. હવે પછી મેસોઝોઇક મહાયુગ તેર કરોડ વર્ષ ચાલ્યો. આ મહાયુગમાં અનેક પ્રકારનાં નાનાં

મોટાં પ્રાણીઓ પૃથ્વી ઉપર ઉદ્‌ભવ્યાં અને વિકાસ પામ્યાં અને કેટલાં યે લય પામી ગયાં. તેના અંતકાળે પ્લાયોસીન યુગમાં મનુષ્ય સરખા વાનરો પ્રકટ્યા. અર્વાચીન મહાયુગ માત્ર પાંચ કરોડ વર્ષ પહેલાં શરૂ થયો. આ મહાયુગના પૃથ્વીના ઇતિહાસમાં ચાર કે પાંચ (પચીસથી પચાસ હજાર વર્ષના) નાના નાના હિમયુગો આવી ગયા. પૂર્વે જ્યાં સમશીતોષ્ણ હવા વ્યાપી રહેલ હોય ત્યાં પણ આ હિમયુગો વખતે સાઠથી એંશી લાખ માઇલના વિસ્તારવાળા સેંકડો અને કોઇ વખત હજારો ફુટ ઊંચા હિમના થર બંધાઈ જતા. આવા છેવટના બે હિમયુગોની વચ્ચેના વખતનાં લગભગ એક લાખ વર્ષ પૂર્વેના મનુષ્યના અવશેષો ઉપરથી જણાય છે કે પૃથ્વીના છેવટના બે હિમપ્રલયોમાંથી તે-મનુષ્ય-બચી શક્યો હતો.

૨

'પૃથ્વીનો ઇતિહાસ' એ ૧૧૦ પાનાંના નાના પુસ્તકમાં રા. યશવંત નાયકે આઠ વિભાગમાં મુખ્યત્વે કરીને પૃથ્વીની ઉત્પત્તિ અને તેની પ્રમાણમાં અર્વાચીન સ્થિતિ અને પરિવર્તનોનું વર્ણન કર્યું છે. પૃથ્વીની ઉત્પત્તિ વિશે કર્તાએ જુદા જુદા છ સિદ્ધાંતો આપી સર જેમ્સ જીન્સના ભરતીસિદ્ધાંતને સૌથી વધુ આધારભૂત ગણ્યો છે. આ સિદ્ધાંત પ્રમાણે સૂર્યની પાસે જ્યારે કોઇ બીજો મહાકાય તારો પસાર થઇ ગયો ત્યારે સૂર્યમાં પ્રચંડ ભરતી આવતાં દંડરૂપે જે જ્વાળા પથરાઇ તેમાંથી પૃથ્વી અને બીજા ગ્રહો ઉત્પન્ન થયા એમ જણાય છે; છતાં જીન્સનો આ સિદ્ધાંત ખગોળશાસ્ત્રીઓમાં છેલ્લાં ત્રણ ચાર વર્ષોથી સારી પેઠે ચર્ચાયો છે અને તેમાં મહત્ત્વના ફેરફારો સૂચવાયા છે. આમાં સૌથી વધુ સત્કાર પામેલા લિટલ્ટનના મત પ્રમાણે, ગ્રહોની ઉત્પત્તિ પહેલાં, સૂર્ય આકાશમાં જણાતા અનેક બેવડા તારા (Binari star) સરખો હતો. ભૂતકાળનો આ સૂર્ય અને તેનો સાથી પરિભ્રમણ કરતા હતા ત્યારે એક

પ્રચંડ તારો તેમના તરફ વેગથી આવતો હતો. આથી બંનેમાં વિપ્લવકારક ભરતીઓ આવી અને એક જ્વાળાદંડથી તેઓ સંધાઈ ગયા. નવીન તારો સૂર્યના સાથીને અત્યંત વેગથી અથડાયો જેને પરિણામે તેઓ બંને અંતરિક્ષના પડોમાં જુદી જુદી દિશાઓમાં ગૂમ થઈ ગયા. સૂર્ય અને જ્વાળાદંડ, આ રાક્ષસી હોનારતમાંથી બચી ગયા. દંડ સૂર્યની ફરતો ફરવા લાગ્યો અને ઘર્ષણથી તેના ટુકડા થઈ જતાં તેમાંથી ગ્રહો નીપજ્યા. જીન્સનો મૂળ સિદ્ધાંત નષ્ટ થવાનું કારણ એ હતું કે તેને આધારે ગણાતી ગ્રહોની સૂર્ય ફરતી ગતિ, હાલ છે તેના કરતાં, બહુ ઓછા વેગવાળી જણાતી હતી.

પુસ્તકના બીજા વિભાગોમાં, પૃથ્વીના મુખ્ય અંગો—હવા, પાણી, જમીન અને ભીતર, પાષાણોના પ્રકાર, હવા અને પાણીથી જમીનમાં થતા ફેરફારો, જ્વાળામુખી અને ધરતીકંપ, ભૂસ્તર-પડોનું સ્થિતિપરિવર્તન, પૃથ્વીનું વય અને પૃથ્વીનું ભવિષ્ય એ વિષયો પરત્વેની મુખ્ય ઘટનાઓ સરળ અને ઘણી વાર રસાળ શૈલીમાં આલેખવામાં આવી છે. સૂર્યમાળા, હવાના વાયુઓ, તેમનાં પ્રમાણ અને પરિસ્થિતિ, પૃથ્વીપટ ઉપર પાણી અને જમીનનાં ક્ષેત્રફળ, ભીતરના પદાર્થો વગેરે અનેક બાબતો ચોક્કસાઈથી મેળવેલા આંકડાઓ ટાંકી કર્તાએ કાળજીપૂર્વક રજૂ કરી છે. પાષાણોના મૂળ પ્રકાર અને હવા તેમ જ વરસાદથી તેમાં થતા ફેરફારો પણ સ્પષ્ટ રીતે સમજાવાયા છે. જ્વાળામુખી અને ધરતીકંપ કાંઈક વધુપડતા લંબાણથી વર્ણવાયાં હોય એમ જણાય છે. જુદી જુદી ઘટનાઓને આધારે પૃથ્વીનું વય જે રીતે અત્યારે અંકાય છે અને જે માર્ગે પૃથ્વી ભવિષ્યમાં જશે તે વિશે જે અટકળો વિચારશીલ તેમ જ બિનજવાબદાર વૈજ્ઞાનિકોએ આજ સુધી કરી છે, તે સર્વનો પુસ્તકના અંતિમ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

" હવાનું વજન બધી દિશાઓમાં એકસરખું પડતું હોવાને લીધે, આપણને તેની ખબર પડતી નથી, પણ તે છે જ એ બાબત તો સિદ્ધ થાય છે." (પા. ૮) માત્ર બહારનું જ દબાણ હોત અને શરીરની અંદરની હવા સામું તેટલું જ બળ ન બતાવતી હોત તો, વિદ્યાર્થીઓને પ્રાથમિક વર્ગમાં બતાવવામાં આવતા, બહારની હવાના એકસરખા દબાણથી છુંદાઇ ગયેલા પતરાના ડબા જેવી આપણા શરીરની સ્થિતિ થાત !

પુસ્તકને છેડે અપાયલાં ચાર પરિશિષ્ટોમાં ખાસ કરીને ત્રીજું અને ચોથું ધ્યાન ખેંચે તેવાં છે. ત્રીજામાં મેઘની રચના વિશે કાલિદાસનો શું મત હતો તે 'મેઘદૂત'ના ૭ શ્લોકો ટાંકી બતાવાયું છે. આ સાથે ભડળી અને હિંદુપુરાણના અનામી વાયુશાસ્ત્રીઓના દોહરા કે શ્લોકો આપ્યા હોત તો તે અસલના જ્ઞાનને અર્વાચીન સાથે સરખાવી શકાત. પારિભાષિક શબ્દોના ચોથા પરિશિષ્ટમાં કેટલાક અપરિચિત શબ્દો જાણવાના મળે છે: 'કાળવૈશાખી' ( Thunderstorm ) 'ઘોડાવેલ' ( Tidal-wave ); પણ તે સાથે 'ડ્રાઇ બલ્બ થર્મોમીટર' એટલે Dry-bulb thermometer શા માટે ?

ભદ્રસુખ ક. વૈદ્ય

અયથાર્થ ભેદ

સાહિત્યમાં જે કોરોકટાક ભેદ ભાવનાવાદ અને વાસ્તવવાદ વચ્ચે પાડવામાં આવે છે, તે મને હંમેશાં જરા સ્વૈરાચારી અને અયથાર્થ લાગ્યો છે; એની મૂલ્યવત્તા નાટક અને કલ્પન( ' ફિક્શન ' )ની રચનાઓને અંગે ગમે તે હોય, પણ કાવ્યના પ્રદેશમાં તો એ ભેદને કોઈ દકસરનું સ્થાન જ નથી.

[ ' ધ ફ્યુચર પોએટ્રી ' ] —' એ. જી. ' ( શ્રી અરવિંદ )

# બસો–પાંચ સો શબ્દોમાં

## ૧. રાજહત્યા[1]

ઇચ્છું છું કે જેવા નિરતિશય ઉત્સાહથી 'કર્મયોગી રાજેશ્વર' સત્કારી હતી તેવાથી જ આને સત્કારી શકું; દિલગીર છું કે પરિમિત ઉત્સાહે જ આ વખતનો સત્કાર કરવો પડે છે. એ વખતે એવું બનેલું કે વીસમી સદીનું વાતાવરણ મારી આસપાસથી સરકાવી દઇને, એ પાત્રો–પ્રસંગોએ દિવસો ને દિવસો લગી મને દસમી સદીમાં જ જીવાડ્યો હતો; આ વખતે, વીસમી સદી મને ભૂલવા ન દેવાની પ્રતિજ્ઞા કરીને જ જાણે વર્તવું હોય તેવી રીતે કેટલાંક પાત્રો (બહુ ઝાઝી વાર તો નહિ પણ) અમુક અમુક પ્રસંગે વર્ત્યાં છે. એ ગુનાનાં મુખ્ય ગુનેગાર છે આંબડ મહેતો, શોભન અને પ્રતાપમલ્લ; દેમતી અને ભાણુમતી; પંડિત રામચંદ્ર, પ્રહ્લાદનદેવ અને કેલ્હણદેવ. એકાવનમે પાને કુરાજા–મીમાંસા છે એ વાંચી મને થયું કે આ તે કોણ બોલે છે, આંબડ મહેતા કે કકલભાઇ કોઠારી? એની પછી તુર્ત આવતા પ્રકરણમાં બે જુવાનો બુઢ્ઢાઓની ઝાટકણી કાઢે છે તેઓ ક્યાં બેસીને એ આનંદ લૂટે છે, વિક્રમી તેરમી સદીના પાટણમાં કે વીસમીનાં મુંબાઈઅમદાવાદમાં? 'ભાણુમતીના અનુભવનો નિતાર' એ આખું પ્રકરણ જાણે આપણાં વર્તમાનપત્રોમાંના જે સવિશેષ પીળાંઢમ્મક છે, તેમની કટારોમાંથી ઊંચકી આણેલી 'સમાજસીતમ'ની ભડભડતી ભઠ્ઠીના તાપે તપેલું નથી લાગતું? પંડિતજીનો ઉગ્ર–સત્ત્વસંરક્ષણને ખાતર બલિદાન આપવાનો–સ્વાતંત્ર્ય બોધ કેટલી તત્કાલીન પૌષધશાળાઓની દિવાલો વચ્ચે શક્ય હશે? ભાવબૃહસ્પતિ સામે બુદ્ધિવાદ લડાવતી દેમતી જરા આજની અમદાવાદી 'ફ્લેપર' નથી?

[1] ચુનીલાલ વ. શાહ; (પ્રસ્થાન ઓફિસ, અમદાવાદ, રૂા. ૧।।। 'પ્ર. બં.'ના ગ્રાહકોને ૧૯૩૭ની ભેટ)

અને, અપભ્રંશ માતૃભાષાવાળા પેલા બે દેવરાજાઓમાં શું ખરેખર જ, એ ભાષા રોજની ચલણી ભાષા તરીકે વપરાતી ત્યારે એ વાહન દ્વારા, રાજા વિરુદ્ધ પ્રજાનાં હિતો, સુરાજાપરંપરાની આવશ્યકતા વગેરે વિષયો પર, તમે અને હું કરી શકીએ તેવા વિવાદો કરવા જેટલી સંસ્કારિતા, બુદ્ધિ અને તર્કબળ હશે ખરાં ? ... ... ...

પણ એવાં પાનાં તો પૂરાં સાઠે[1] નથી, આ પોણાચારસો પાનાંની નવલકથામાં. આ સાદ્યંત રસે ભરી કથા ઊઘડે છે, વિકસે છે અને બીડાય છે મુખ્યત્વે ઐતિહાસિક વાતાવરણને જ ઝીલતી ઝીલતી. કથાસમય કુમારપાળના ઉત્તરાધિકારી અજયપાળના શાસનકાળનો છે. તેણે જે ત્રણ જ વર્ષ રાજ્ય કર્યું તે વર્ષો પાટણ અને જૈન પટણીઓ માટે કેવાં ત્રાસજનક હતાં અને તેને એવાં બનાવવામાં એ રાજાની હદબેહદની નાદાનીએ વારંવાર કઈ જાતનો ભાગ ભજવ્યો હતો તેનો તાદૃશ અને પ્રતીતિજનક ચિતાર કૃતી આપણને આપે છે. આમ અજયપાળ એક રીતે વાર્તાનું કેન્દ્ર હોવા છતાં બીજી રીતે એ એનો ખલ અથવા પ્રતિનાયક બને છે કેમ કે ખરો નાયક તો છે પ્રતાપમલ્લ, કુમારપાળનો દૌહિત્ર. અને આ બીજી રીતે જોતાં, પ્રતાપમલ્લ અને (અજયપાળના દ્વારપાળ તથા ઘાતક બીજલની પુત્રી) દેવમતીની ઉપકથા એ જ જાણે ખરી કથા હોય એમ કેટલીક વાર લાગ્યા વિના રહેતું નથી. આ બાબતમાં બીજું ધ્યાન

૧. એ પચાસ સાઠ પાનાની એવા પ્રકારની હસ્તીને પણ કદાચ વાજબી ઠરાવી શકાય, જો કોઈ વિવેચક કર્તાનો બચાવ કરવાની પ્રતિજ્ઞા લઈને જ બહાર પડે તો. એમ છતાં અવલોકનના આરંભમાંની ટીકા થવા દીધી છે, તે, એક સાવયવ રચનાતંત્ર-ઑર્ગેનિક હોલ-હોવાનો જે સંસ્કાર' કર્મયોગી રાજેશ્વર' પાડી શકે છે, તે 'રાજહત્યા' પાડી શકતી નથી, એ એની મર્યાદા હોઈ આગલીનાથી આનું ભિન્નત્વ દર્શાવવા, આ બધી રીતે એટલી જ ઊંચી કોટિની નથી એ સૂચવવા.

એવે તેવું બિન્દુ એ છે કે પ્રતાપમલ્લનું પાત્ર પણ એકંદરે સારું આલેખાયું હોવા છતાં, દેવમતીના આલેખનમાં શાંત પ્રકાશે ભરી જે ઉમદા સર્જકતા આપણે અનુભવીએ છીએ તે તો કોઇ અનોખી જ વસ્તુ છે; અને આ બંને યુવાન પ્રેમીઓના પ્રેમનો વિકાસ કર્તાએ જે સૂક્ષ્મકળાથી નિરૂપ્યો છે તેમ જ એમની વચ્ચેના પ્રેમપ્રસંગો જે માનજનક સાત્વિકતાથી યોજ્યા અને વર્ણવ્યા છે, તેની જોડી 'સરસ્વતીચંદ્ર'ની બહાર આપણી થોડી જ નવલોમાં જડશે. સ્વરૂપવાન અને હિંમતવાન, હોંસીલી ચતુર અને આત્મભોગી એ દેંમતી આપણા સાહિત્યનાં વિશેષ સ્મરણીય સ્ત્રીપાત્રોમાંનું એક ગણાવા લાગે તો આશ્ચર્ય જેવું નથી. તે ઇતિહાસનું પાત્ર નથી એટલે બ્રહ્માની સૃષ્ટિમાં તો તેને સ્થાન નહોતું; પણ જેમને તેના બ્રહ્મા થવાનો યોગ સાંપડ્યો છે, તેમણે તેને જીવન અને ચિરંજીવતા એકી સાથે જ અર્પ્યાં છે. સાહિત્યની આ મુગ્ધકર સિદ્ધિ આપણી પાસે બોલાવે છે કે ઇતિહાસમાં અજયપાળની હત્યા થઇ તો ભલે થઇ, કારણ એ હત્યા થઇ તો જ 'રાજહત્યા' લખાઈ; અને 'રાજહત્યા' લખાઈ તો જ સાહિત્યને દેંમતી મળી, સદાની મળી.

## ૨. નાગાં બાવાં[1]

સને ૧૯૨૦–૨૫ની આસપાસ જેમણે સાહિત્યને સેવવા માંડ્યું, એ અરસામાં જેઓ સુલેખકો તરીકે પ્રકાશમાં આવતા થયા, તેમાંના કેટલાકનું એ સેવન હવે ( ગયાં પાંચથી દશ વર્ષમાં ) અભિનિવેશરહિત બની મંદ કે અતિમંદ પડયું છે અને કોઇકોઈ તો સાહિત્યસૃષ્ટિના પ્રકાશમાંથી નીસરી જઇ, એના છાયાલોકમાં લુપ્ત થયા છે; વધુમાં, જાણે ત્યાં જ સ્થાયી થવાના હોય તેવું લાગે છે. એમાંના કેટલાકને પૈસા પૈસા અને વધુ પૈસાનું ઘેલું લાગ્યું હોય, એ ભાવી લક્ષ્મીનંદનોથી સરસ્વતીદેવી

૧. ચન્દ્રવદન મહેતાકૃત નાટક.

રિસાય એ સમજી શકાય તેવું છે; અને સામાન્ય નોકરીધંધાથી સંતોષ માનનાર બીજા કેટલાકે અનારોગ્યને લીધે, બીજા અંગત કે કૌટુંબિક સંજોગોને કારણે અથવા તો જે ઓછામાં ઓછા ઉત્તેજન કે કદરની જરૂર એક વાર લેખક તરીકે સારો આરંભ કર્યા પછી હોય છે તેને અભાવે, સાહિત્યનો ત્યાગ હળવે હૈયે અથવા તિરસ્કારપૂર્વક અથવા અભિનવ અર્જુનો લેખે વિષાદયોગ-પૂર્વક કર્યો છે. કોણ નીવડશે એમના શ્રી કૃષ્ણપરમાત્મા, કોણ કર્મયોગનો મહિમા એમની આગળ ગાઈને, " ઊઠો, જાગો અને થંભો નહિ ધ્યેયસિદ્ધિ વિણ " એવું પ્રેરણાપૂર્ણ ઉદ્બોધન કરશે એમને, કોણ એમને નવતર કો વિશ્વરૂપદર્શન કરાવીને એમનો મોહનાશ અને સ્મૃતિલાભ પુનરપિ કરાવી આપશે, એ બધું તો અત્યારે કૈં સમજાતું નથી. પરંતુ એટલું જોઈને તો દિલને સાચો આનંદ થાય છે કે એમાંના કેટલાકની સાથે જ કારકિર્દી આરંભનાર પ્રસ્તુત નાટકકારની સર્ગશક્તિને બીજાઓ જેવી ઓટ, આમને પણ પ્રતિકૂળતા ઓછી નડેલ નહિ છતાં, આવી નથી. વધુમાં, એમની સાહસિક સર્જકતા–હમેશાં નવા પ્રદેશ સર કરી નવનવા ઉન્મેષને પોતાનું લક્ષ્ય બનાવતી રહી છે : તેમણે ' ઇલાકાવ્યો 'માં ભાઈબહેનનો પ્રેમ પહેલી વાર ગાયો; તેમણે સાહિત્યમાંથી વસ્તુ, એકાંક નાટકોમાં લગભગ પહેલી વાર, અખા અને કરણ વિશેનાં નાટકોમાં લીધું; જે આગગાડીઓને ગુજરાત ( અને હિંદ ) ઓછામાં ઓછા ત્રણ જમાનાથી રોજેરોજ વાપરે છે તેના હાંકેમો અને હાંકનારા-ઓની છુપી દુનિયાને છતી કરવાનો પહેલો જ પ્રયાસ કર્યો અને તેમાં માત્ર લેખક નહિ, સૂત્રધાર ( ' પ્રોડ્યુસર '–એમની જ ટંકશાળમાં ટંકાયલો શબ્દ ) તેમ જ સમર્થ નટ તરીકે સફળતા અને લોકપ્રિયતા મેળવીને; અને હવે તેઓ આ નાટકમાં, આપણી આર્ય સંસ્કૃતિની એક લાક્ષણિક શોભા કે શરમ જેવી, ભીખારીઓની દુનિયાના એક નાના પણ છાના

પ્રદેશને છતરાયો કરે છે, આપણી આશ્ચર્યખુલ્લી આંખો સમક્ષ. આ અવનવી સંપ્રાપ્તિ માટે, એક જુદા ક્ષેત્રના પણ જૂના સહયોગી તરીકે, મારાં એમને હાર્દિક અભિનંદન.

પ્રસ્તાવના નામે 'છોટો દયા' એ કે ત્રણ વર્ષ પર હાથ-પ્રતમાં વાંચવાનો (ખરી રીતે કર્તાને સુમુખે સાંભળવાનો) લાભ મળ્યો હતો. પણ મને એ લાભ બરાબર લેતાં આવડ્યો નહિ હોય એમ લાગે છે. તેથી જ, એમાંનું લખાણ ભૂલી જવાયલું હોઈને, હમણાં આ નાટક વાંચ્યું ત્યાં લગી તો મનમાં એમ જ હતું કે એમાં આખું ય કથાવસ્તુ દિગંબર બાવાઓની જમાતને લગતું છે. પણ નાટક વાંચતાં જણાયું કે એ બધા બાવાઓનાં નામ બદેખાન ને પીરશાહ, મોજીરામ ને સાલીમરામ, બમ્ભુ વિકૂ અને અડબંગો, એવાં એવાં જ નથી પણ તિલકકુમાર, નગરશેઠ, 'રાજાશેઠ' એવાં પણ છે. અને એ સૌ જો એક નહિ ને બીજા પ્રકારના માગણ છે (કર્તા 'છોટો દયા'માં ચાતુર્યપૂર્વક બતાવે છે કે બિનમાગણ માનવી વિશ્વકર્તાએ સર્જ્યો જ નથી.) તો એમનું દિગંબરપણું પણ આપણે વાચ્યાર્થમાં નહિ પણ વ્યંગ્યાર્થમાં જ લેવાનું છે. દૃષ્ટાંતોથી આ વાત સ્પષ્ટ કરીએ તો: મુઘીચોરની નગ્નતા પોતે પૈસાપાત્ર હોવા છતાં બાવાનો વેશ સમાજ પર વેર લેવાની લાલસા તથા કૃતિમાં રહેલી છે; નગરશેઠ અને એમના પુત્રની નગ્નતા એમના ધનઢગલાને લજવે તેટલી સ્વલ્પ સંસ્કારિતામાં અને એવું છતાં ગોપી જેવી સુશિક્ષિત સ્વાતંત્ર્યમિજાજી કન્યાને ઘેર આણવાના કોડમાં રહેલી છે: અને તિલકના (પાલક પિતા નગરશેઠથી જુદા એવા) જનક પિતા દુરાચારી મહંતની નગ્નતા પોતાનાં એવાં અપલક્ષણો છતાં શેઠિયાઓના પૈસા ધર્મને બહાને ઓકાવ્યા કરવામાં રહેલી છે. પરંતુ સર્જનશીલ કર્તાની ખરી ખૂબી તો આ વાતમાં રહેલી

છે. કે મૂળે નાટક આખું ઉદ્દેશલક્ષી યાને સમાજને ચાબકારુંપ હોવા છતાં, તેના એક પણ પાનામાં પ્રત્યક્ષ બોધ કે ખુલ્લા પ્રચારકવેડાની ગંધ (આજકાલના કેટલાક કહેવાતા 'પ્રગતિશીલ' પણ હકીકતે સાહિત્યશત્રુઓનાં લખાણમાં હોય છે તેવી) આપણને નથી આવતી. દશ્યેદશ્ય રસમય છે અને તેમાં યે, ભીખારીઓના માળિયાવાળાં દશ્ય તો ફરીફરીને વાંચીએ તથા યાદ કર્યા કરીએ તેવાં તાદશ–વાસ્તવિક, છતાં વાસ્તવિકતાને નામે નરી શુષ્કતા કે જાડી રસિકતા પીરસનારા બીજાઓ જેવાં લેશમાત્ર નહિ–રચાયાં છે. લગભગ દરેક ભિખારી પાત્ર એની પોતાની એવી કૈંક ને કૈંક વિશેષતાવાળું છે, પણ ઉત્તમ પાત્ર કયું એ વિષયમાં શ્રેષ્ઠત્વ માટે તો મુર્ધીચોર બંદેખાન અને એની પુત્રી વચ્ચે ગજગ્રાહ રમાય છે એમ લાગ્યા વિના રહેતું નથી. નાટકનો અંત બંદેખાનના મૃત્યુથી આવે છે એ અનિવાર્ય અને સ્વાભાવિક છે. સાથે એમ પણ ખરું કે એ માત્ર કરુણાન્ત નથી કેમ કે એના મુખ્ય મદદનીશ માધવ અને ગોપીનાં લગ્ન પણ અંતભાગનું જ સૂચન છે. એ બંને વચ્ચેના પ્રેમનો વિકાસ વધારે સમય લઇને તથા સ્થિરતાથી કર્યો હોત તો સારું એમ પણ જરા લાગે છે. પણ એ ખામી મુકાબલે નાની છે, વિવેચકે ખામી પણ બતાવવી જોઇએ એવી માન્યતાને આધારે જે વિવેચકો ખામીઓ શોધવા બેસે તેમને વધારે સહેલાઇથી જડે તેવી છે. એ બાબત આ અવલોકનમાં છેડવામાં આવી નથી એમ સમજીને તમે 'નાગા બાવા' વાંચશો, તો તમને ખાતરી થશે કે આટલાં થોડાં પાનામાં આટલું એકાગ્ર ને અર્થવાહી સર્જન સમકાલીનોમાંથી તો બીજા થોડાએ જ કર્યું હશે અને રા. ભાઇ ચન્દ્રવદને પોતે પણ અગાઉ કદાચ નહિ કર્યું હોય.

—વિ.

# પ્રાપ્તિ–સ્વીકાર

## સર્વ શિક્ષિતો માટે

૧ થી ૩. વ્યાપક ધર્મભાવના: ગાંધીજી (૧૪ આના); જીવતા તહેવારો, આ. ૩ જી: દ. બા. કાલેલકર (રાા આ.); પંડ્યાજીને સ્મરણાંજલિ: સં. શંકરલાલ દ્વા. પરીખ (રૂ. ૦ાા; ત્રણેના પ્ર. નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ). – ૪, ૫. પ્રભાતનો તપસ્વી અને કુંકકુટ દીક્ષા: કવિ મોટાલાલ (રૂા. ૦ાા); પ્રિયા-આગમન: 'ક્રૌલક' (૨ આ, બન્નેના પ્ર. સી. જમનાદાસની કં. મુંબાઈ)–૬. લેડી વિદ્યાબહેન મણિમહોત્સવ અભિનંદનગ્રંથ: સં. હીરાલાલ ત્રિ. પારેખ (લે. વિ. મ. સમારંભસમિતિ; રૂા. ૧ાા) –૭. મેઘદૂત, ભાષાંતર: ત્રિભુવન ગૌ. વ્યાસ, રાજકોટ (રૂ. ૧). –૮. હિંદુઓનું સમાજરચનાશાસ્ત્ર: લીલાધર જી. પાંદવ, પુનાં (રૂા. ૫).–૯. આપણો આહાર: કાન્તિલાલ છ. પંડ્યા (પ્રસ્થાન કાર્યા. અમદાવાદ; રૂ. ૦।)–૧૦ રાષ્ટ્રપતિ જવાહરલાલનો બ્રહ્મદેશ-પ્રવાસ: રમેશનાથ ૨. ગૌતમ ઉર્ફે ધારેખાન (રૂ. ૧).–૧૧ વહેમી; સ્વ. બ્યોમેશચંદ્ર જ. પાઠકજી. (શ્રી. જયમનગૌરી વ્યો. પાઠકજી, સૂરત; રૂા. ૦ાા).–૧૨. રસજીવન: યશવંત સ. પંડ્યા, ભાવનગર (રૂા. ૦ાાા).–૧૩ ઉષામાં ઊગેલાં: ચંપકલાલ ડા. વ્યાસ, વ્યારા; (રૂા. ૧।).–૧૪. રૂપલેખા: ભગવાનલાલ લ. માંકડ, રાજકોટ (રૂ. ૧).–૧૫ સ્વાતંત્ર્યનો પ્રયોગ: હરભાઇ ત્રિવેદી (નૂતન શિક્ષણ કાર્યા. સૂરત; રૂા. ૦ાા).–૧૬ મુસ્લિમ સમયનું સ્વપ્ન: ઈમામુદ્દીન એસ. દરગાહ-વાલા, નવસારી (રૂા. ૦ાા)

## વિશેષજ્ઞો માટે

૧૭. ગુજરાતી ભાષા અને સાહિત્ય: સ્વ. નરસિંહરાવ ભો. દિવેટિયા (ફોર્બ્સ ગુજ. સભા, મુંબાઈ; રૂા. ૩).–૧૮. બુદ્ધચરિત: ધર્માનંદ કોસંબી (જૈન સા. પ્ર. સમિતિ અમદાવાદ રૂ. ૧।).–૧૯ શુદ્ધાદ્વૈતસિદ્ધાંતપ્રદીપ: સ્વ. મગનલાલ ગ. શાસ્ત્રી: સં. ગોવિંદ-લાલ હ. ભટ્ટ (વાડીલાલ ન. શાહ, મુંબાઇ; રૂા. ૧ાા).–૨૦ ગુલાબી પર્યાલોચન: શ્રી નાગજી સ્વામી (કલ્યાણજીભાઇ કા. શાહ, ઘાકા; ૫ આ).–૨૧ કરસનદાસ મૂળજી: એ બાયોગ્રાફિકલ સ્ટડી: બી.

એન. મોતીવાલા (ક. મૂ. સૅન્ટેનરી સેલીબ્રેશન કમિટી, બોમ્બે; રૂા. ૧ાા) ૨૨.–કલા એક જીવનદર્શન (હિન્દી): કાકા કાલેલકર (સસ્તા સાહિત્ય મંડલ, દીલ્હી; રૂા. ૦ાા)

## વિદ્યાર્થીઓ, બાળકો વગેરે

* ૨૩ થી ૨૭. શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મંદિરનાં: 'નવો આચાર, નવો વિચાર': હરભાઇ (રૂા. ૦ાાા); 'બંગાળની લોકકથાઓ': મોંઘી બેન (૫ આ.); 'ટાર્ઝન; ભા. ૨.' શંકર શાહ (૫ આ.); 'બાળ જોડકણાં' ગીજુભાઈ (૫. આ.); 'વિજ્ઞાનના દ્રષ્ટાઓ. ભા. ૧': મોંઘી બહેન (૫ આ.).–૨૮ ગદ્યપદ્યસંચય. '૩૮ ની મેટ્રિક પરીક્ષા માટે (એન. એમ. ત્રિપાઠીની કં. મુંબાઈ; રૂા. ૦ાા).–૨૯. સાહિત્યકલ્લોલ પુ. ૩, સં. આત્મારામ ના. ખાનસાહેબ (સી. જમનાદાસની કં. મુંબાઇ; ૧૦ આ.).-૩૦ સાહિત્યરત્ન ભા. ૩: સં. રમણલાલ ન. વકીલ, મુંબાઇ રૂ. (૧–૨–૦).–૩૧–૩૨. નવલિકાપુષ્પો માળા ૧ ને ૨ સં. શંકરપ્રસાદ છ. રાવળ (જનરલ બુક ડીપો, મુંબાઈ; ૧૨ ને ૧૪ આ.).-૩૩ હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ: ભાનુશંકર મા. મહેતા (સાકરલાલ ક. વહોરા, ભાવનગર. રૂા. ૦ાા).–૩૪–૩૫. હાથીનું નાક, અલકા (બાલવિનોદ કાર્યા. મલાડ; કિંમત, બીજીની, ૩ આ.).–આ. સ્વી. પૂર્તિ: 'જલબિંદુ': ધૂમકેતુ (રૂ. ૧ાા) "અખિલ ત્રિવેણી: ગિરીશ ભટ (દ. મૂ. પ્રે. મંદિર ભાવનગર; રૂ. ૦ાા) વસુંધરાનાં વહાલાં દવલાં' ઝવેરચંદ મેઘાણી (ફૂલછાબ–ઓફ, રાણપુર), 'સ્ત્રી–પુરુષ–મર્યાદા' કિ. મશરૂવાળા, (પ્રસ્થાન કાર્યા.) 'નવલગ્રંથાવળી' (તારણ): ન. દ્વા. પરીખ (નવજીવન પ્ર. મંદિર; અમદાવાદ; રૂ. બે.)

**સાચો સ્વધર્મ**

મનુષ્યે પોતાને વિદેહી જાણી સ્વરૂપનું ચિંતવન રાખી પ્રસન્ન રેવું; દુઃખદ પ્રારબ્ધને ધીરજથી ભોગવી છૂટવું ને ઇચ્છિત પ્રારબ્ધને પ્રયત્ને પામી ભોગવવું;–પણ સ્વધર્મનું ઉલંઘન કદાપિ કરવું નહિં.

['રામજાનકી દર્શન']                                  —નર્મદ

## ભાષા અને સાહિત્ય

### મધુદર્શી સમન્વયકાર[1]

What with the laden atmosphere of our domestic difficulties, what with the currents of our social ideals and forces, what with the many-tongued voices of the religions which a multiform and party-coloured nation is singing into our ears, what with the constant upheavals of new and jarring worlds of political entities and non-entities rising within one's view whether he locates himself in one of the native states or in any place in British India, and, standing in the midst of all this, is simply tempted to wish, like Cowper, "for a lodge in some vast wilderness," or for a transmigration back into the body of some quiet and retired Rishi of antiquity.

—ગોવર્ધનરામ ('સરં'. ભાગ ત્રીજાની પ્રસ્તાવના)

---

૧. આચાર્ય આનંદશંકર ધ્રુવને 'ડૉક્ટર ઑફ લેટર્સ'ની માનવંત પદવી મળતાં, એ પ્રસંગ નિમિત્તે એમની સેવાઓનું સંક્ષેપે મૂલ્યાંકન લખી આપવાની પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીને અમે કરેલી વિનંતિના શુભ પરિણામરૂપ આ નોંધ છે.—સં. 'માનસી'

ઉપર સૂચવાયો છે તેવો આખરી અભિલાષ આચાર્ય આનન્દશંકરે સેવ્યો નથી, પણ પોતાનું પર્યેષણ અફળ ના થાય તેને માટે આવશ્યક એટલો સમગ્ર જીવનની ધમાલોનો સીધો સંપર્ક તેમણે ઇચ્છયો છે; પણ વિચારણા સમતોલ રહે તે માટે આશ્રમયોગ્ય સ્વભાવ તેમણે કેળવ્યો છે આ દૃષ્ટિએ પંડિત અને વિચારક તરીકે ગોવર્ધનરામ અને મણિલાલના આનન્દ-શંકર અનુજ છે. ગોવર્ધનરામના દર્શનમાં પ્રેરક તત્ત્વ કલા છે; મણિલાલમાં વેદાન્તનું સ્થાન પ્રધાન છે; આનન્દશંકરની વિચારણામાં પ્રેરકચાલક તત્ત્વ કેળવણી છે.

જીવન એક અખંડ પદાર્થ હોઈ જીવન સુધારવા માટેની સઘળી પ્રવૃત્તિઓ એક અખંડરૂપે એક બીજા સાથે ગૂંથાએલી છે. તથાપિ એ સહુમાં કેળવણીને મુખ્ય ગણી, તેનું કારણ કે કેળવણી સમગ્ર જીવનને લક્ષીને પ્રવર્તે છે."[1] "અંગ્રેજી શિક્ષણ ગમે એટલું વધારશો, પણ છેવટે એક એવો મોટો પ્રજાવર્ગ રહેશે કે એને એ પહોંચી શકવાનું નથી જ. એ વર્ગ ઉપર દેશહિતનો મુખ્ય આધાર હોવાથી એની 'કૂપ મંડૂકતા' દૂર કરવી—એની જ્ઞાનમર્યાદા વિસ્તારવી—એ આપણા વિદ્વાન-વર્ગનું મુખ્ય કર્તવ્ય છે. એ કર્તવ્ય અને યથાશક્તિ કરવું, અને અન્યને કરવા તરફ પ્રેરવા એ આ પત્રનો બીજો ઉદ્દેશ છે.[2]

ભારતની સંસ્કૃતિના સમગ્ર વારસાને અવલોકવો, ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિએ 'પરિશુદ્ધવો', અને આપણી વર્તમાન જરૂરિયાત પ્રમાણે વિદેશી વિચારોની સામે વા સાથે તેનો વિનિયોગ કરવો તથા એ દૃષ્ટિ વિદ્યાર્થીઓ સમક્ષ પોતાના રોજના વ્યવસાયદ્વારા અને પ્રજા સમક્ષ વસન્તદ્વારા મૂકવી એ આચાર્ય આનન્દશંકરે પોતાના જીવનનું મુખ્ય ધ્યેય ગણ્યું છે એમ સમજાય છે. કૉલેજમાં એમનાં વ્યાખ્યાનોથી અમે મુગ્ધ થતા; તેમની ખ્યાતિને લીધે અમે મુગ્ધ

૧. વસન્ત વર્ષ. ૩૪–૩.

૨. વસન્ત વર્ષ. ૧–૧.

થવા ઉત્સુક જ હતા; પણ વિદ્યાર્થીઓની લાગણીવશતાના ટકા બાદ કરીએ તો ય વિદ્યાર્થીઓ ઉપર ચિરસ્થાયી છાપ તેમના શિક્ષણની પડતી કે પરીક્ષા ગૌણ વસ્તુ છે અને સંસ્કાર એ જ અગત્યની વસ્તુ છે. એકાદ શબ્દની વ્યુત્પત્તિથી, ટેનિસન કે શેક્સપિયરના અવતરણથી, ઇતિહાસના ઉલ્લેખથી, વિચાર-પ્રવાહને વેગ કે નવી દિશા આપતા સૂચનથી, કે સૂક્ષ્મ સૌન્દર્ય અને રસના દર્શનવડે ફ્રેવસાહેબ વિદ્યા જાણે સજીવ રાખતા, અને અમને જ્ઞાનની અગાધતાનો અપરોક્ષાનુભવ થતો. વસ્તુના મૂળમાં જવાની શક્તિથી, મર્મગ્રાહિતાથી આચાર્ય આનન્દશંકરની વિચારણામાં સજીવતા આવે છે. શું કેળવણીમાં કે શું કવિતામાં એમની વિચારણા સંકુચિત નથી થતી, વસ્તુથી વેગળી નથી જતી રહેતી, સમન્વય શોધી શકે છે, તે આ મર્મગ્રાહિતાને લીધે.

માટે સત્યનું સંપૂર્ણ દર્શન કરવું હોય તો વિચારમાં અને સિદ્ધાન્ત-(abstract thought)માં જ થઈ શકવાનું નથી, પણ ઉત્તમ સંસ્થાઓ ( institutions ) રૂપે એને પરિણામ પામેલું જોવાની જરૂર છે: બન્ને એક જ સત્યનાં આન્તર ( subjective ) અને બાહ્ય ( objective ) સ્વરૂપો છે. એ સત્યના અન્તરમાં તેમ જ એની બાર સત્યસ્વરૂપ તેજોમય અમૃતમય પરમાત્માનો નિવાસ છે: જીવ અને જગત્ ઉભયના અન્તરમાં અને બહાર એ જ છે, ઉભય એ રૂપ જ છે. એટલે

(૧) સત્યરૂપ વિચાર( abstract thought )નું અને

(૨) સત્યસ્વરૂપ સંસ્થાઓ( institutions )નું અવલોકન કરવું; અને

(૩) ધર્મને એમના મધ્યબિન્દુસ્થાને રાખવો—એ વસન્તનો મુખ્ય ઉદ્દેશ કરે છે.[૧]

પરંતુ આ મધુદર્શન જેટલું જ્ઞાનવર્ધક છે તેટલું ક્રિયા-પ્રેરક નથી; તેમાં સૌમ્યતા છે પણ જોશ નથી. તેમાં સાવધાનીનો

---

૧. વસન્ત ૧–૧

મન્ત્ર છે, પણ સ્પષ્ટ વેગીલું નેતૃત્વ નથી. આ મધુદર્શન જીવન્ત સર્વગ્રાહી વિચારણા માટે આવશ્યક છે અને તેનો સમન્વિત સ્થિતિમાં તેમના માનસમાં પરિપાક થયો છે, પણ પંડિતાઇની મર્યાદાઓ તોડી નાખી, સળંગ કલમબદ્ધ સર્વગ્રાહી સર્જનાત્મક (તેમના આત્મામાંથી સીધો ઊગતો હોય તેવો, ટીકાની કે ભાષ્યની ઉપનીપજ જેવો નહીં) વિચારગ્રંથ તેમણે આપ્યો નથી એ ગુજરાતની કમનસીબી છે.

પ્રગતિશીલતા (જે તેમના રાજકીય અને કેળવણી વિશેના વિચારોમાં સ્પષ્ટ જોઇ શકાય છે) અને મર્મગ્રાહતા એ બન્નેની જેમ કલ્પના પણ તેમની પર્યેષણાનું જીવનતત્ત્વ છે. એ કલ્પના આપણી દૃષ્ટિનું પડળ દૂર કરે છે તો કોઇ વખત સરસ્વતીચંદ્રમાં થાય છે તેમ, નરસિંહરાવના વિવેચનમાં થાય છે તેમ, ચતુરાઇનો આદર કરતી લાગે છે. ગીતા ઉપરના પ્રસિદ્ધ પ્રવચનમાં પરમતત્ત્વ કે પરમધર્મની જિજ્ઞાસામાં વિષાદની પૂર્વ ભૂમિકા હોય છે તે અર્જુનવિષાદયોગમાં વિષાદ શબ્દની સહેતુકતા બતાવી સમજાવ્યું છે, તથાપિ, ત્યાં જ, દરેક અધ્યાયને અન્તે આવતો યોગ શબ્દ બ્રહ્મ સાથેના યોગને અનુલક્ષે છે એમ તેમનું કહેવું નવતર લાગે છે પણ વાસ્તવિક ભાગ્યે જ ગણી શકાશે.

ગુજરાતની સંસ્કૃતિ અંગેની તેમની અમુક સેવાઓ સવિશેષ યાદ રહેશે. આજના અગ્નિપોના ('ફાયર-ઇટર્સ' ના) જમાનામાં નાગરતા તે ન્યૂનતા ગણાય છે, પણ, આશા છે કે, એ ચેન ટૂંકજીવી છે; અને ગુજરાતી શીલે ગરમ ચર્ચાચર્ચી અને વિરોધમાં પણ આભિજાત્ય અને સમતોલતા દાખવવાનો જે ભાવ આનન્દશંકરદ્વારા કેળવ્યો છે તે ચળશે નહીં. તેમની શૈલીનાં ગુણગૌરવ, ગંભીરતા અને માધુર્ય, જ્ઞાનસંપત્તિ તેમ જ આ આભિજાત્યમાંથી આવ્યા છે એ નિઃસંદેહ છે.

ભલભલાને અભિપ્રાય ફેરવવો પડે વા આપતાં સંકોચ

થાય એવી આ વીશીમાં એમણે બૌદ્ધિક કેળવણીનો બચાવ કર્યો અને તેની આવશ્યકતા દૃઢતાથી સમજાવી. તેમના સિદ્ધાંતમાં હૃદયની અને ચારિત્રની અવગણના નથી, પણ બુદ્ધિ વિના હૃદય આંધળું છે અને ચારિત્ર જડ છે. ચારિત્રની બાબતમાં ડૉ. ધ્રુવ ચોખ્ખા સૉક્રેટિસના અનુયાયી છે. "નીતિ તે જ્ઞાન અને અનીતિ તે અજ્ઞાન. જ્ઞાનમાં નીતિ સમાઇ જાય, અને અનીતિ તે જ્ઞાનને અભાવે જ સંભવે." આગલી વીશીમાં રાજકારણ કરતાં ધર્મનો વિષય મહત્ત્વનો હતો. આજે પ્રશ્ન ધર્મ અને નધર્મનો છે; ત્યારે ધર્મના શોધન-શુદ્ધકરણનો હતો; ખ્રિસ્તી ધર્મ સામે જ નહીં પણ હિન્દુ ધર્મની અંદર જ આર્યસમાજ, બ્રહ્મસમાજ જેવા બળવાખોર સાગોનો સૂક્ષ્મ રીતે પ્રતિકાર કરવાનો હતો. આજનો કેળવાયલો શ્રદ્ધાળુ હિન્દુ હિન્દુ ધર્મનું પ્રધાન, શુદ્ધ રૂપ સમજે છે અને તેનું ગૌણ યા અશુદ્ધ રૂપ નિભાવી લે છે. આ સ્થિતિ ગાંધીજીની પ્રબળ અસરને આભારી છે કે રાજકારણને ખંડણી છે તે નક્કી કરવું મુશ્કેલ છે. બંને હશે. પણ ગાંધીજીમાં જ આ વલણ દેખાય છે તે જનતાનું હૃદય સમજવા અને જીતવાના નિશ્ચયમાંથી ઊગતી સ્વાભાવિક બાંધછોડ છે....

ગુજરાતમાં આ આગામી વાતાવરણ માટે શિક્ષિત વર્ગને તૈયાર કરનાર ગોવર્ધનરામ, નાનાલાલ, મણિલાલ અને આનંદશંકર છે.

ધર્મ અને દર્શનના ચિન્તનમાં આચાર્ય આનન્દશંકરની લાક્ષણિક પદ્ધતિનાં "ષડ્દર્શન" અને "ષડ્દર્શનની સંકલના" સરસ ઉદાહરણ છે. તે પદ્ધતિનો એક અંશ જે શ્રેયઃસાધનમાં ઉપયોગી થાય એવી વ્યવહારુ દૃષ્ટિથી ભિન્નભિન્ન મતતન્ત્રોની સંગતિ બતાવવી તે એક રીતે ગીતાજીનો છે. વિજ્ઞાનભિક્ષુ, મધુસૂદનસરસ્વતી અને અન્નંભટ્ટ આદિએ પ્રણાલિકા

ને અનુસર્યા અને ડૉ. ધ્રુવે એ પદ્ધતિપ્રવાહને ગુજરાતમાં વહેતો રાખ્યો છે.

અત્યારે શંકર રામાનુજ વગેરે આચાર્યોના સિદ્ધાન્તમાંથી જુદા જુદા અંશો લઈ સર્વનો આપણા ધાર્મિક જીવનમાં આપણે ઉપયોગ કરી શકીએ એમ છે, અને એ રીતે એમનો અવિરોધ સાધી શકાય છે. પરંતુ તેટલા ઉપરથી એમ પ્રતિપાદન કરવું કે તે તે આચાર્યોના સિદ્ધાન્તમાં મૂળ વસ્તુતઃ મતભેદ હતો જ નહિ, અને સર્વેએ જાણી જોઈને ટુકડા તૈયાર કર્યા હતા એવા ઉદ્દેશથી કે પાછળના જમાનાના લોક એ એકઠા કરી ગોઠવી લેશે–તો એ પ્રતિપાદન નિરાધાર અને ભ્રમમૂલક છે. તે જ પ્રમાણે ઉપર, દર્શનો સંબંધી સમજવું. અત્યારે આપણે માથે આપણા ધાર્મિક જીવનમાં આ આચાર્યોના વિરોધ શમાવવાનું કર્તવ્ય પ્રાપ્ત થયું છે, તેવું પૂર્વોક્ત વિજ્ઞાનભિક્ષુ વગેરે ગ્રન્થકારોને દર્શનોની સંગતિ કરવાનું પ્રાપ્ત થયું હતું.

તે પદ્ધતિનો બીજો અંશ જે દર્શનોને, મતતન્ત્રોને ઐતિહાસિક દૃષ્ટિએ જોવાં અને તેમની પરસ્પરભિન્નતા અને ક્રમિક ઉત્પત્તિ વૈજ્ઞાનિકની ઢબે જોવી તે પ્રથમ દૃષ્ટિએ તો પહેલા અંશની વિરુદ્ધ જાય છે; પણ તે બંનેની એકમેકને ઉપકારકતાનું આચાર્ય ધ્રુવનું મન્તવ્ય જેટલું ધ્યાન ખેંચે એવું ને લાક્ષણિક છે, તેટલું ભવિષ્યના ચિન્તક તેમજ ઉપદેશક-ને માર્ગદર્શક પણ છે.

એ પૂર્વજોએ કરેલી (Logical વિચારઘટનાની) સંગતિને લોપ્યા વિના–બલ્કે એ જ સંગતિની મદદથી–એમના ઉત્પત્તિક્રમમાં પણ સંગતિ દર્શાવવા યત્ન કરીએ તો એથી આપણે આપણા પૂર્વજોના કાર્યની અવગણના કરતા નથી, માત્ર એમના કાર્યની ન્યૂનતા પૂરીએ છીએ.

'વામનાવતાર' નામના એક લાક્ષણિક નિબંધમાં આનન્દશંકર કહે છે, "ધર્મ મનુષ્યને સહજ છે. અમુક અમુક વૃત્તિમાંથી ભ્રાન્તિ થઇને ધર્મ ઉત્પન્ન થયો નથી." દેશકાલાદિ ઉપાધિઓથી ધર્મના આવિર્ભાવમાં વૈચિત્ર્ય આવે છે, પણ

તેથી ધર્મની સ્વભાવસિદ્ધતા નકારાતી નથી. ધર્મનું આવું નિદાન આપી હિન્દુધર્મની સર્વગ્રાહિતા સમજાવે છે:

કેળવણી પામેલા વર્ગના મેં બે વિભાગ ગણાવ્યા: એક કર્મકાંડથી તદ્દન વિરુદ્ધ, અને બીજો કર્મકાંડદ્વારા અને કર્મકાંડમાં ખરી ધાર્મિક સ્થિતિને અનુભવનારો. પૂર્વોક્ત 'વિભાગ ઘણું' કરી એના ખરા ધાર્મિક ભાવને લીધે જ કર્મકાંડ વિરુદ્ધ પડે છે, પરંતુ એમ કરવામાં અત્યાચાર થતો હોય એમ મને તો લાગે છે. સર્વથા કર્મકાંડથી શૂન્ય કોઈ પણ ધર્મ નથી. ધર્મની ઘણી શક્તિ કર્મકાંડદ્વારા પક્વ થાય છે. માત્ર, એમાં કેટલીક સાદાઇ અને કેટલીક ભવ્યતા આવશ્યક છે. સાદાઈ પ્રાપ્ત કરવાનો એક માર્ગ એ છે કે કર્મની સાથે જ ભક્તિ ઉપાસના-અને જ્ઞાનનો પણ આશ્રય કરવો-જેથી કર્મભાગ સ્વત: ઓછો થતો આવશે, અને જ્ઞાન શુદ્ધ અને નિર્બળ ન થઇ પડે એટલો કર્મનો જોઇતો ભાગ જ રહેશે. કોઈ કોઇ વાર ભવ્ય કર્મો પણ આચરવાં ઠીક છે. સાધારણ પ્રજાના આચારમાં કર્મકાંડની સાદાઈ, તેમ જ કેટલેક મહાન પ્રસંગે અને રાજાદિકે કરવાના યજ્ઞાદિકમાં ભવ્યતા-ઉભયથી લક્ષિત આપણી પ્રાચીન ધર્મયોજના છે, અને એમાં મનુષ્યહૃદયના ઘણા સૂક્ષ્મનિરીક્ષણપૂર્વક વ્યવસ્થા થઈ હોય એમ લાગે છે.

હવે ત્યારે વર્તમાન ધર્મસ્થિતિ પરત્વે ધર્મ પ્રતિ અનાદરનો પક્ષ બાદ કરતાં આપણા જનમંડળમાં ત્રણ વિચાર ચાલે છે:

(૧) 'પ્રાચીનો' નો,

(૨) 'નવીનો' નો,

(૩) ઇતિહાસદૃષ્ટિથી, વિશાળ અવલોકનથી, અને મનુષ્યસ્વભાવના બન્ધારણનો વિચાર કરી, વસ્તુસ્થિતિ સ્વીકારનારાઓનો,

આ ત્રીજો વિચાર પ્રચલિત કરવાનો ઉપક્રમ 'સુદર્શન' ના આદ્ય દ્રષ્ટાએ કર્યો છે-અને એ વિચારને એની અસંખ્ય શાખા-પ્રશાખાઓમાં દૃષ્ટિગોચર કરવો એ એના ખરા અનુયાયીઓનું કર્તવ્ય છે."

આચાર્ય આનન્દશંકરની વિચારવ્યક્તિમાં બે પદ્ધતિ તરી આવે છે, એક પ્રવચનકાર કે ભાષ્યકારની અને બીજી

કવિજનની. "વામનાવતાર"ની શરૂઆતમાં પ્રવચનકારની "અધિકાર અને અભેદ"માં ભાષ્યકારની અને "એક અજવાળી રાત્રિ" જેવામાં કવિજનની રીતિ જણાય છે. આ રીતિઓ પરસ્પર વ્યવચ્છિન્ન નથી પરંતુ પહેલીમાં અપૂર્વતા કે ચમત્કાર આવે છે તો ચતુરાઈ કે કૃત્રિમતા પણ આવે છે, ત્યારે બીજી પદ્ધતિમાં પ્રસન્ન સાહિત્યકારનું ભાવરૂપ લેતું, જીવનવ્યોમ સ્પર્શતું પર્વપણ ઊગી આવે છે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## ૨

રણછોડભાઇ-શતાબ્દી

નર્મદયુગના પ્રણેતા કવિ નર્મદાશંકર જ્યારે ચાર વર્ષની ઉમરના હતા ત્યારે[૧] જેમનો જન્મ થયો; ગોવર્ધનયુગના અધિષ્ઠાતા 'સરસ્વતીચંદ્ર'કાર જ્યારે ચાર વર્ષની ઉમરના હતા ત્યારે જેમનો પ્રથમ ગ્રંથ[૨] પ્રગટ્યો; અને પ્રવર્તમાન યુગના યુગપુરુષ ગાંધીજીની સાથે, એ સમયે જે અંત્યજોદ્ધાર કહેવાતો તે વિશે વિવાદ કરવા[૩] પણ જેઓ જીવ્યા. તે રણછોડભાઈ ઉદયરામનો છયાશી વર્ષનો સુદીર્ઘ જીવનકાળ એ ત્રણે યુગને જાણે આસાનીથી માપી લેતો નિરાંતે પથરાયલો છે. એ દીર્ઘત્વ આપણું ધ્યાન સૌથી પહેલું ખેંચે છે કેમ કે સામાન્યતઃ વિદ્યાના ઉપાસકો માંદાં શરીર અને વહેલાં મોત માટે જાણીતા હોય છે અને એ દુઃસ્થિતિના રણછોડભાઈ અપવાદ હતા; એ દીર્ઘત્વ આપણું વિશેષ ધ્યાન એટલા માટે ખેંચે છે કે એ વિરલ દીર્ઘાયુષિતાનો ઉપયોગ તેમણે વાઙ્મયનાં બહુવિધ અને બહુસંખ્ય ક્ષેત્રોની ખેડ કરવામાં કર્યો–અને તે પણ એમનો

---

૧. સને ૧૮૩૭માં (નવમી ઑગસ્ટ)

૨. 'વિવિધોપદેશ' (૧૮૫૯)

૩. જુઓ 'ચેતન'માંથી કરેલો આ અંકની 'મંજૂષા'માંનો ઉતારો.

વિલક્ષણ દેશકાળ વિચારતાં, તેઓ ત્યારની કીમતી કૉલેજ કેળવણી બિલકુલ પામ્યા નહોતા એ લક્ષમાં લેતાં, એક સારા કૃતિકારને શોભતી કુશળતાથી કર્યો; ઉપરાંત, પોતાના વ્યાવહારિક જીવનની મોટી જવાબદારીઓનો ભાર પણ કર્તવ્યબુદ્ધિ અને કૌશલથી વહેતાં વહેતાં કર્યો. ગુજરાતના આવા એક અગ્રણી વાઙ્મયપુરુષની જન્મશતાબ્દી ઉજવવાની પ્રવૃત્તિ મુંબઇમાં તથા અન્યત્ર થઇ છે એ સર્વથા યોગ્ય છે. એમનું સ્મરણ આ નિમિત્તે તાજું કરવાની તથા તેમની કૃતિઓનો પરિચય તાત્ત્વિક, પણ એથી ય વધુ તો ઐતિહાસિક, દૃષ્ટિએ સાધવાની તક ગુજરાત-બૃહદ્ગુજરાતના સર્વે ખરી અભ્યાસી મનોવૃત્તિના વિદ્યાપ્રેમીઓ લેશે જ એવી ઉમેદ રાખીએ.

કપરો દેશકાળ

રણછોડલાઇનો દેશકાળ એટલે નેકદિલ જ્ઞાનપિપાસુને માટે પૂરી મુસીબતનો કાળ. તેમની પહેલાં તેમના નામરાશિ રણછોડભાઈ ગિરધરલાલએ ઓગણીસમી સદીના પહેલા ચરણમાં, જો અંગ્રેજી કેળવણીના અભાવે સવિશેષ ભાંગેલા ભરૂચમાંના એક ભાંગેલા સોલ્જરની મદદથી પોતાનું આરંભનું અંગ્રેજી શીખવું [1]પડેલું, તો તેમણે પોતે, માત્ર છની વયે નબાપા થતાં જન્મભૂમિ મહુધામાં પ્રાથમિક ભણતર પૂરું કરી, ૧૮૫૦ની આસપાસ નડિયાદ આવી, ત્યાંના એક આગેવાન કુટુંબના પુત્રોને અંગ્રેજી શીખવવા આવનાર શિક્ષક પાસેથી—એટલે કે બીજાને ઘેર અને ત્રીજે હાથે—એ ભાષા શીખવાનો પ્રયોગ કરવો પડેલો. એ પ્રયોગ એમના સરખા ઉત્સાહસંપન્ન જિજ્ઞાસાપૂર્ણ કિશોરને હાથે પૂરી સફળતા પામ્યો હોય એ સમજી શકાય તેવું છે. અને તેથી જ, યોગ્ય સમયે

૧. જુઓ દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીકૃત 'ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો ' પૃ. ૬.

(૧૮૫૭માં, પોતાની વીશની વયે) તેઓ કાયદાનો અભ્યાસ કરવા અમદાવાદ જઈ શક્યા.

એ વર્ષથી શરૂ કરતાં, રણછોડભાઈની પ્રવૃત્તિમય કારકિર્દી ચાર કુદરતી વિભાગમાં વહેંચાય છે: ૧૮૫૭–૧૮૬૩, અમદાવાદ-નિવાસ; ૧૮૬૩–૧૮૮૪, મુંબાઇનિવાસ; ૧૮૮૪–૧૯૦૪, ભુજ-નિવાસ; ૧૯૦૪–૧૯૨૩, (મુખ્યત્વે મુંબાઈમાં જ) નિવૃત્તિ-નિવાસ. સમયની દૃષ્ટિએ એ દરેક વિભાગ અનુસરણી લંબાઇનો હોવા છતાં, તેમાંનો એક પણ વાઙ્મયદૃષ્ટિએ વંધ્ય નહોતો એ ખાસ નોંધવા જેવું છે.

અમદાવાદનિવાસની મુખ્ય મુખ્ય સંપ્રાપ્તિઓ એટલે વિદ્યાભ્યાસક મંડળીનું મંત્રીપદ, પ્રથમ પુસ્તક 'વિવિધોપદેશ' ની પ્રસિદ્ધિ (૧૮૫૯), 'બુદ્ધિપ્રકાશ' નું તંત્રીપદ અને તેમાં 'જય-કુંવરનો જય' (૧૮૬૧) એ પોતાના પહેલા નાટકનું ક્રમિક પ્રકાશન (૧૮૬૨). ઉપરાંત, દલપતરામને કાવ્યદોહનના સંગ્રહ તથા સંપાદનમાં મદદ કરેલી અને હોપ–વાચનમાળાની કમિટીના સભ્ય તરીકે ફરજો બજાવેલી. અમદાવાદમાં જ, એજ્યુકેશનલ ઇન્સપેકટરની ઑફિસમાં હિસાબનીશ તરીકેની નોકરીની સાથો-સાથ ઉપલી કેટલીક પ્રવૃત્તિ થએલી.

મુંબાઇ અને ભુજ

અમદાવાદથી ગયા મુંબાઇ, ૧૮૬૩માં અને એક વેપારી પેઢીના ત્યાંના પ્રતિનિધિ તરીકે. ત્યાર પછીનું ત્રીજું એટલે ૧૮૬૫નું વર્ષ છે એમના પહેલા નાટકના ગ્રંથાકાર રૂપ નામે "જયકુમારી-વિજય"નું પ્રકાશનવર્ષ. ૧૮૬૩થી માંડીને એકવીશથી ય વધુ વર્ષના (૧૮૮૪ સુધીના) મુંબાઇનિવાસનો[1] વાઙ્મયિક કાલ

---

૧. કવિ નર્મદાશંકર અને રણછોડભાઈ ઉદયરામથી શરૂ કરી, આજના આપણા ઉમાશંકર જેવી લગીના કેટલા વાઙ્મયસેવકોની સામાન્ય બુદ્ધિ કે સુમેધા કે પ્રતિભાનું મુંબાઈ આમ અધિપ બન્યું છે એ પ્રશ્ન રસિક અને સવિસ્તર અભ્યાસનો વિષય બની શકે તેમ છે.

એટલે એક સ્વતંત્ર કૃતિ ('લલિતાદુ:ખદર્શક' નાટક); બે મહત્ત્વનાં ભાષાંતર ('રાસમાળા' એ ઇતિહાસગ્રંથનું, જેમાં એમનું કેટલુંક સ્વતંત્ર[1] કાર્ય પણ છે; અને 'લઘુસિદ્ધાન્ત-કૌમુદી'નું) અને બે હવે વિસરાયલાં જેવાં ભાષાંતરો ('બર્થોલ્ડની વાતો' અને, 'લેમ્બ'સ ટેલ્સ'ને આધારરૂપે સેવતું, 'શેક્સપીઅર કથાસમાજ'—જેમાં એમના મિત્રો સ્વ. છોટાલાલ સેવક-રામ તથા દિ. બ. મણિભાઇ જસભાઇએ પણ પોતપોતાનો હિસ્સો પુરાવ્યો છે.) પોતે મુંબાઇ આવ્યા એ પ્રસંગનું બીજું–ત્રીજું વર્ષ એટલે, કેટલી યે વાર જોતજોતામાં વટોળિયે ચઢી જતી એ નગરીના એક યાદગાર વંટોળિયાનું ('શેરમેનિયા'નું) વર્ષ. રણછોડભાઇએ પોતાની પેઢીને એ મહાતોફાનના જોરે પણ પટકાવા દીધી નહિ. આ તેમની નમૂનેદાર વ્યવહારદક્ષતાએ વેપારી મંડળો બહાર પણ તેમની કીર્તિ પ્રસારી હોવી જોઇએ; અને તેથી જ એમને હવે, પોતે ગોંડલ પાલણપુર ઇડર વગેરે સંસ્થાનોના મુંબાઇના પ્રતિનિધિ નીમાતાં, રાજકાજમાં ભાગ લેતા થવાનો સુયોગ સાંપડ્યો.

જ્યારે રણછોડભાઇ મુંબાઇમાં વસ્યાને પંદરસત્તર વર્ષ થઇ ગયાં હતાં, અને જ્યારે એમની રાજ્યનૈતિક કુનેહનાં પણ સારાં દૃષ્ટાંત આસપાસનાઓને મળતાં થયાં હશે, ત્યારે (એટલે કે ૧૮૮૦–૮૨માં) એમના ઇષ્ટ મિત્ર સ્વ. મનઃસુખરામ ત્રિપાઠીનું પ્રવૃત્તિક્ષેત્ર ક્યાં હતું એ જાણીને અહીં નોંધવાનાં સાધનસામગ્રી આ લખાય છે એ વખતે અમારી પાસે નથી. પરંતુ એટલું અનુમાન કરવામાં વાંધો નથી કે એ વેળા બંને મિત્રો પડખો-પડખ એઠા હશે, અને હંમેશાં ચારેક દિવાનગિરીને તો ખીસામાં

---

[1] જુઓ પ્રો. ઠાકોરકૃત 'ઇતિહાસ-દિગ્દર્શન' (પૃ. ૫૮, ૫૯): "દિ. બ. રણછોડભાઇ ઉદયરામના તરજુમામાં કેટલીક વધુ વિગતો, દંતકથાઓ, વંશાવલીઓ, આદિ વિચારવા લાયક છે."

સામયિકોમાં, જ્ઞાતિપરિષદ અને સાહિત્યપરિષદને પ્રમુખસ્થાનેથી–આ બધાં વેરાયાં પડેલાં છૂટક લખાણોના સંગ્રહનું પ્રકાશન, જે કોઈને આવી બાબતની ખેવના અને સાધન હોય, તેમણે આ વર્ષે એ વર્ષમાં જ કરવું જોઈએ. પછી એ નથી થવાનું.

અપૂર્ણ ] —વિ.

૩

૨૫. નરસિંહરાવ[1]

નર્મદાશંકર ત્રેપન વર્ષ જીવ્યા; ગોવર્ધનરામ બાવન વર્ષ જીવ્યા; સ્વ. નરસિંહરાવ વાઙ્મયજીવન જ ત્રેપન વર્ષ[2] જીવ્યા: આમ, એમની વાઙ્મયિક કારકિર્દી જ હતી આપણા એ પ્રત્યેક યુગપુરુષોની જિંદગી જેવડી, અને તેથી, ખુદ નર્મદથી માંડી ઉમાશંકર સુધીના બહુસંખ્ય સર્જકો-ચિન્તકોના વ્યક્તિત્વને કે કાર્યને કે એ બંનેને ઓળખવા તથા ઓળખાવવાનો વિરલ સુયોગ તેમને સાંપડ્યો.

સ્વ. નરસિંહરાવે[3] ઉત્તરકાળના કવિ નર્મદાશંકર જોડે એક તો એક પણ ' સાક્ષાત્ પ્રસંગ ' અનુભવ્યો હતો અને ત્યારની એની ' અસાધારણ બુદ્ધિ, સંસ્કારિતા, ઉચ્ચ દર્શન ' ઇત્યાદિ

---

૧. ગતાંકમાંની અવસાનનોંધના અનુસંધાનમાં આ લખાણ વાંચવું કેમ કે તૈયાર એ વખતે એ રીતે જ થએલું. (' સદ્દગત નરસિંહરાવ ' એ સંસ્મરણલેખ હજી આગળ લખાયો નથી તેથી આ અંકમાં નથી.)

૨. ૧૮૮૩થી ૧૯૩૬. એમાંની પહેલી સાલમાં એમનું પહેલું નોંધપાત્ર લખાણ '-ઉત્તરરામ'નું અવલોકન થયું; ને છેલ્લીમાં, આ નોંધમાં અગાઉ જેનો ઉલ્લેખ આવી ગયો છે તે ગીત " દુઃખનો ... ઝીણિયો" રચાયું.

૩. આ તથા પછીની બે કંડિકામાંનાં વિધાનો તથા કેટલાક શબ્દો ' સ્મરણમુકુર ' વગેરે ગ્રંથોમાંથી તેમ જ પ્રગટ ( ને કોઈક અપ્રગટ પણ પાયાદાર ) હકીકતો પરથી છે.

ગુણોએ તેમને મુગ્ધ કર્યા; જીવન્ત ગોવર્ધનરામની સાથે જોડણી-વિષયમાં 'અંડખોર વર્તન' પોતે કર્યા છતાં, તેમને સ્નેહભીના મિત્ર જાણ્યા અને મૃત ગોવર્ધનરામને પદ્યમાં 'ગંભીર મહોદાધ'નું રૂપક આપ્યું તેમ ગદ્યમાં પણ લાક્ષણિક સ્મરણમુકુરે દીઠા: એજ રીતે, મણિલાલ નભુભાઈ જોડે જાહેરમાં પરસ્પર-વિરોધ બે વાર થએલ છતાં બંને ટ્રેનમાં મળ્યા ત્યારે મીઠાશથી જ મળ્યા; તેઓ યુવાન રમણભાઈ અને યુવાન 'કાન્ત'ના તો જાણે આરાધ્ય દેવ, એટલે એ સાક્ષરયુગ્મે તેમને ઐતિહાસિક અનેરી જલદ-નીલકંઠ અને મણિ-સીપવાળી શ્લોકરચનારૂપ અર્ધ્ય પોતપોતાના ઊઘડતા-ઊછળતા પ્રેમાદરપૂર્વક અર્પ્યો હતો.

જે પુરુષ નર્મદ-ગોવર્ધન-યુગોને વટાવીને સાંપ્રત યુગ સુધી જીવે, તેમાંના એકની પછી પચાસ અને બીજાની પછી ત્રીસ વર્ષ સુધી જીવે, એ બધો મ સમય બુદ્ધિને નિત્યસતેજ તેમ હૃદયને પ્રફુલ્લ અને ઉભાવંત રાખીને જીવે, તે એ ઉભય યુગંધરોના તથા પોતાના ઘણા અર્વાચીન અનુગામીઓના કાર્યને મૂલવવાનો લહાવો પણ લઈ શકે એ સ્વાભાવિક છે. એ રીતે સ્વર્ગસ્થે ન્હાનાલાલના કાર્યને યથાપ્રસંગ ચકાસ્યું કે સત્કાર્યું, 'સાર્જંટરાવની સુષુપ્તિ'માં 'લલિત' અને સ્વ. ભોગીન્દ્રરાવની મીઠી મશ્કરી પણ કરી લીધી; 'વિલાસિકા'ના દયાળુ-નિર્દય વિવેચક લેખે ખબરદારને સરાણે ચઢાવ્યા; હાજીમહમ્મદને હાથે 'સ્મરણસંહિતા'ની પ્રથમાવૃત્તિનાં અપૂર્વ રૂપરંગનો લાભ લીધો, અને, તેમના નખરાળા મનહર 'વીસમી સદી'ને મનભર બનાવી એમાં ગાંભીર્ય પૂરવામાં સારો સાથ આપ્યો-પછીથી, 'ગુજરાત' અને 'નવચેતન'નાં પૃષ્ઠોને એમ જ ગૌરવાન્વિત કર્યાં; કનૈયાલાલ મુનશીને, એક પ્રખ્યાત ઉપોદ્‌ઘાત લખતાં, પાત્રાલેખનના વિષયમાં શેક્સપીઅરના જાણે સહોદર અને ડિકન્સથી પણ સવાયા કહી બિરદાવ્યા, એમની 'બાહ્ય'થી ગુજરાતે તો અદષ્ટપૂર્વ 'સ્મરણમુકુર' ઝળકાવ્યું, તથા, એગની

સાહિત્યસંસદને વાર્ષિક વખાણની દૃષ્ટિએ વારંવાર બીંજવી આપી; અને—વિજયરાયના 'ચેતને' એમની પર વછોડેલાં વાગ્બાણો છતાં, એને એની કારકિર્દીના 'ગુજરાત'કાસે પુનઃ પુનઃ પ્રેમથી નવરાવ્યો, 'કૌમુદી'ના પહેલા જ અંકથી એના સાથી થવામાં લેશમાત્ર નાનમ માની નહિ બલ્કે એને રસપાંડિત્યની દીપ્તિથી શોભતું કહ્યું, એમાંના "સાહિત્ય વિરુદ્ધ વાઙ્મય"વાળા સુવિખ્યાત વિવાદો વખતે એ મર્દુમ ત્રૈમાસિક-નો સવિસ્તર અને વિદ્વત્તાપૂર્વક વિરોધ પોતાનાં માનીતાં 'વસંત'પૃષ્ઠે કર્યાનું માન પણ તેને આપ્યું, એ જ પત્રને એના સ્થાપકના હાથમાંથી, ઘણા કરુણાદ્ભુતરસિક સંજોગો વચ્ચે, ચાલ્યું જતું સખેદ જોવા પણ છપ્પા-છેવટ, ગુજરાતી વાઙ્મયમંદિરના એક નાના શા ગોખમાં થએલું 'માનસી'-પ્રાકટ્ય સુદ્ધાં એમની ભાવજીની નિર્મળી દૃષ્ટિનો પ્રસાદ પામ્યું જ.

અને એમ જ તેમણે, જુદેજુદે વખતે, હૃદયના રંગથી છતાં વિવેકબુદ્ધિને સહેજે ડગવા દીધા વિના સ્વ. સૌ. સુમતિ-બહેન, ધનસુખલાલ મહેતા, બટુભાઈ ઉમરવાડિયા, ચન્દ્રવદન મહેતા, ભાનુશંકર વ્યાસ, સુંદરજી બેટાઈ, રમણલાલ વકીલ અને ઉમાશંકર જોષી સુધીના, એકેકથી જુદી શક્તિવાળા સાહિત્યકારોની ગુણવંતી રચનાઓનું ગુણદર્શન કરવા-કરાવવામાં ન ઢીલ કરી, ન ઢીલપ રાખીઃ સાહિત્યપરીક્ષાનું પોતાનું કડક ધોરણ યથાસ્થિત જાળવીને જ તેમણે એ દરેક પ્રસંગે, સત્વર સવિવેક સોત્સાહ, ગુણીઓના ગુણોને જ પૂજા-સ્થાન માન્યા, વયનો કે એવો ભેદ જોવા સારુ થોભ્યા વિના.

એના સાક્ષરોના સાક્ષર નરસિંહરાવ વિદેહ થતાં, એ ઊની પદવીને પાત્ર વ્યક્તિ આપણી વચ્ચે હવે એકાદથી વધુ રહે છે ખરી ?

—વિ.

# ધર્મ અને તત્ત્વજ્ઞાન

## ૪

**એ દર્શનનું રહસ્ય**

પંદરમી ઓગસ્ટે શ્રી અરવિન્દની ૭૬મી જયંતી હતી. વાચકોએ એ પ્રસંગને અંગે કોઈકડાક ત્રણચાર લીટીઓ આ લખનારની જેમ કેટલાંક સાપ્તાહિક વર્તમાનપત્રોના સમાચાર-સંગ્રહમાં વાંચી હશે કે શ્રી અરવિન્દે એ દિવસે નિયમ પ્રમાણે દર્શન દીધાં; દર્શન લેનારની સંખ્યા ૯૭૬ હતી; દર્શન દેનાર કંઈ બોલ્યા નહિ; તેમણે 'મૂક આશીર્વાદ' જ આપ્યા.

પ્રાણમય કોશની અને મન-બુદ્ધિને જ અધીન એવી સેંકડો માદીસારી વૃત્તિઓ જગાડનાર સમાચારોની વચ્ચે જાણે અલિપ્ત ભાવે, ટૂંકામાં જ અને સાદાં કે ચમક-ધમકતાં મથાળાં વિના છપાયલાં એ કથનનું રહસ્ય આપણે થોડુંઘણું પણ સમજી શકતા હોત તો કેવું સારું!–તો આપણે જાણત કે એ દર્શન માત્ર દર્શન નથી, વિરલ એક અનુભવ છે; એ મૌન એવું તો અદ્ભુત વચનામૃત છે જેની આગળ આપણી ગંભીર ઘોષે ગર્જતી વૈખરી પણ પાતળું પાણી છે.–તો આપણે પ્રીછત કે જે કોઈ એ મૌનયુક્ત આશીર્વાદનાં અધિકારી બને છે તેઓ એ માનવેન્દ્રના[1] હૃદયે જામેલી અલૌકિક શાન્તિનાં ભોક્તા પણ બને છે; એમના પ્રસન્નગંભીર સ્મિતનો લહાવો પણ પામે છે; એ શક્તિનિધાનેથી નિત્ય વહતા દિવ્ય સ્રોતની શીકર પણ ઝીલે છે; એ પરિશુદ્ધ મહાકાયનાં હસ્તપાદના સંસ્પર્શની પળે હમેશના નિજ ત્રિવિધ તાપોથી અળગા બનીને જરાક પણ, ક્ષણવાર પણ, પોતપોતાની ગ્રહણધારણશક્તિના પ્રમાણમાં, અસલ અમૃતનો આસ્વાદ લઈ શકે છે.

---

૧. 'સુપરમેન'ના, 'માનવેન્દ્ર' છે વાલ્મીકિ અને રા. બાઈ ઈંદુલાલ ગાંધીનો શબ્દ.

પેલા શુભ સમાચાર આગ રસાદ હોવાને કારણે જ, શ્રી અરવિન્દ અને પૂર્ણયોગના વિષયોને આ અંકમાં અત્યાર પહેલાં કેટલાંક પૃષ્ઠો અપાયાં હોવા છતાં, એ સંબંધી અહીં પૂર્વોક્ત જયંતી નિમિત્તે થોડું વધુ લખતાં અમને ફરી ક્ષમાપના જરૂરની લાગતી નથી.

પરંતુ આ નોંધ સંસ્કારી ગુજરાતીઓની ઠીક સંખ્યાને હવે થોડાંઘણાં પણ પરિચિત એવાં પ્રસ્તુત વિષયનાં સત્યોનું ચર્વિતચર્વણ કરવામાં રોકાઈ રહેશે તેવી ભીતિ વાચકો ન રાખે. એ સત્યો, અલબત્ત, વારંવાર અને જુદે જુદે રૂપે, જુદે-જુદી અધિકારી કલમે પણ, હજી રજૂ થતાં રહેવાની મોટી અગત્ય તો દેખીતી છે. પરંતુ એ માટેનું ખરું સ્થાન તે આવી ટૂંકી અને સમયસંકોચથી દબાતાં દબાતાં, લખેલી નોંધ ન હોય શકે એ પણ વાચકો સ્વીકારશે અને તેથી જ, પોંડીચરીના શ્રી અરવિંદ આશ્રમના બે સાધકબંધુઓએ 'માનસી'ને ગયા માર્ચમાં આત્મીય ભાવે અર્પેલાં ત્રણ મહત્ત્વનાં ગ્રંથગ્રંથિકાનો પરિચય વાચકોને આ વખતની જયંતીને પ્રસંગે કરાવીને સંતોષ માનીશું.

જીવનભર સ્મરણીય અને ઉપયોગપાત્ર એવી એ ભેટોમાં પહેલું સ્થાન છે 'અનામી' નું[1]. મોટાં સાડાચારસો પાનાનો એ ગ્રંથ બીજાં કેટલાંક તેમ જ પ્રખ્યાત સંગીતવેત્તા રા. દિલીપકુમાર રાયનાં સ્વતઃરચિત ભાષાંતરરૂપ તથા સંપાદિત પુષ્કળ બંગાળી તથા અંગ્રેજી લખાણોથી ભરપૂર ભર્યો છે. એ લખાણો એટલે: રવિબાબૂ સરખા રસજ્ઞની શુભાશિષ પામેલાં, અને, શ્રી અરવિન્દ સરખા જગતનું અને જગતની કવિતાનું ભાવી

---

1. પ્રકાશક ગુરુદાસ ચટ્ટોપાધ્યાય એન્ડ સન્સ: ૨૦૩-૧-૧, કોર્નવોલિસ સ્ટ્રીટ, કલકત્તા. કિંમત રૂ. ૩

સુવિશદતાએ જોઈને દેખાડનાર સિદ્ધ પુરુષ અને રસર્ષિની પ્રશંસા પામેલાં શ્રી. દિલીપકુમારનાં અધ્યાત્મજીવનવિષયક; જેટલાં સુરસિક તેટલાં જ વૈવિધ્યયુક્ત, તાજગીદાર અને પ્રેરણાવાહી કાવ્યો, સ્વતંત્ર તેમ જ ભાષાંતરરૂપ; ઉપરાંત, એ લખાણોનો અંગ્રેજી વિભાગ એટલે શ્રી રોમેં રોલાંના, પૂર્વાશ્રમે રોનલ્ડ નિક્સન હતા તે શ્રી કૃષ્ણભક્ત અલમોડાનિવાસી યોગી શ્રી કૃષ્ણપ્રેમના અને શ્રી અરવિંદના પોતાના સંખ્યાબંધ પત્રો. એ પત્રધારામાં છે અધ્યાત્મનિરૂપણ, પણ એવાં ઘણાંખરાં નિરૂપણોની ક્લિષ્ટતા વિનાનું એ છે—કારણ, એ તાર્કિક વિવાદો નથી પણ જાતે ઉત્કટતાથી અનુભવેલાં સત્યોનું સાદું અને સચોટ કથન છે; અને એ પત્રધારામાં છે કેટલુંક કાવ્યવિવેચન, જેને જગતની ઊંચી સર્વોત્કૃષ્ટ વિવેચનાની પહેલી પંક્તિમાં મૂકતાં આપણને સહેજે સંકોચ થવાનું કારણ નથી. આ છેલ્લી બાબતમાં વિશેષે કરી શ્રી અરવિંદના પત્રો અત્યંત દ્યોતક અને વિસ્મયજનક છે. જે માણસો તેમને જગતવિમુખ શુષ્ક વેદાંતી માની બેઠા છે, તે સર્વને રોચન થાય, કે તમે લોક પહેલાં એ પત્રોમાં એના પૂજ્ય લેખકે બર્નાર્ડ શૉ, એચ. જી. વેલ્સ આનાતોલ ફ્રાંસ, એ સર્વનાં (જેવાં છે તેવાં) જીવનદર્શનો પરના મર્મગામી, અને અનેક સ્થાને વિનોદ કે મૃદુ કટાક્ષની છાંટ સહિત દર્શાવેલા, અભિપ્રાય વાંચો; આશ્રમવાસી કવિઓ દિલીપકુમાર અને અનલકિરણની કાવ્યરચનાનાં શ્રી અરવિન્દે નિર્મળ દૃષ્ટિથી, સુસૂક્ષ્મ બુદ્ધિથી, વિરલ ભાષાપ્રભુત્વથી કરેલાં ગુણપરીક્ષણ અને દોષસૂચન વાંચો—અને પછી જ પ્રમાણિકપણે જો તેમને જગતવિમુખ શુષ્ક વેદાંતી કહી શકતા હો તો તેવા કહેવાની ધૃષ્ટતા કરો.

---

૧. પ્રકાશક શ્રી મદનગોપાલ ગાડોદિયા: શ્રી અરવિંદ ગ્રંથમાલા: ૪, હેયર સ્ટ્રીટ, કલકત્તા: દરેકનો રૂ. ૦॥

ગ્રંથિકાઓ બંને હિંદી છે. 'યોગપ્રદીપ' અને 'શ્રી અરવિન્દ ઔર ઉનકા યોગ'[1]. એ બંને વિશે હવે પછી યથાશક્ય વિસ્તારે લખવાનું હોવાથી હમણાં એટલું જ કહીશું કે તેમાંની પહેલી શ્રી અરવિન્દકૃત 'લાઇટ્સ ઑન યોગ'નું ભાષાંતર છે અને બીજીમાં પૂર્ણયોગનું વિધાનાત્મક પાસું સુગમ પદ્ધતિથી નિરૂપનારાં તથા આપણા બુદ્ધિગંડુ અને આત્મશત્રુ 'સુશિક્ષિત' સમાજમાં એ યોગ વિશે ફેલાયલા લૌકિક ('પૉપ્યુલર') ભ્રમો દૂર કરવાના સબળ પ્રયાસ કરનારાં સાતઆઠ લખાણ છે.–વિ૦

## ઉપ–ધ્વનિ

### નવો જોડણીકોશ[1]

ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશની આ નવી આવૃત્તિ એ મૂળનું માત્ર ત્રીજી વારનું સંસ્કરણ નથી તેથી એને નવા જોડણીકોશ તરીકે ઓળખવામાં કૈં ખોટું નથી. બાહ્ય સ્વરૂપે જોતાં, દરેક પાનાનો દેખાવ ફર્યો છે, પહેલાં કરતાં વધારે નયનાભિરામ થયો છે; અને અંતઃસ્વરૂપે જોતાં, શબ્દસંખ્યા તો ગઇ આવૃત્તિ કરતાં લગભગ સવાઈ થઇ જ છે, પણ હવે તત્સમ શબ્દોની મૂળ ભાષાનું સંક્ષિપાક્ષરે સૂચન પણ થયું છે: આ રીતે જે એક કરતાં વધારે પ્રકારની નવીનતા પ્રસ્તુત આવૃત્તિમાં ઉમેરાઈ છે તેને લીધે કોશને નવો બનેલો કહી શકાય. ઉપરાંત, કોશ જેવા ગ્રંથમાં મોટી ખામી કહેવાય તેવી જે એ અપરિશિષ્ટતા બીજી આવૃત્તિમાં અસામાન્ય સંજોગવશતાને કારણે આવેલી તે પણ અહીં નથી એ જોઇને આનંદ થાય છે: અહીં ૨૨ પાનાંની કોશ–પૂરવણી નથી અને ખાસ્સાં ૧૦ પાનાંનું શુદ્ધિપત્રક પણ આપણો અહિંસક ક્રોધ પ્રેરવા હાજર નથી. અલબત્ત, આ ગ્રંથ આખરે તો હિંદુસ્તાન દેશની પેદાશ છે એની સાક્ષી પૂરનાર બે પાનાંનું શુદ્ધિપત્રક તો આ આવૃત્તિમાં ય મોજૂદ છે. ચોથીમાં એ પણ અદૃશ્ય થશે જ એવી આશા રાખીએ.

---

[1] ... ગુરુદાસ ચ... જોડણીકોશ: ત્રીજી આવૃત્તિ, નવજીવન પ્ર. મંદિર, ..., કલકત્તા. કિંમત

વિદ્યાપીઠની કોશપ્રવૃત્તિએ દસકાથી ય ઓછા સમયમાં—અને તે ય બબ્બે સત્યાગ્રહલડતોને કારણે કાર્ય શિથિલ બન્યા છતાં—આપણા વાઙ્મયજીવનમાં જે ઊંચું અને આવશ્યક સ્થાન લીધું છે તેનાં ઘણાં કારણ છે. પહેલું તો એ કે તેણે જોડણીના પ્રશ્નોને ધરમૂળથી નવેસરથી વિચાર્યા, તેનાં પુરોગામીઓનાં સંશોધનનો વિવેકપૂર્વક ઉપયોગ કર્યો, 'જોડણીના જાદુગર'નું બિરુદ સ્વ. મટુભાઈ કાંટાવાળાને હસ્તે પામેલી અમુક બીજી સંસ્થાની આવી એક આગલી પ્રવૃત્તિમાં ઉપલકિયા સરળતાને પૂજવામાં આવેલ તે પંથ સ્વીકાર્યો નહિ અને પહેલી આવૃત્તિના ભારે જવાબદારીવાળા અવલહામના ( 'સ્પેડ-વર્ક'-ના ) સર્વ મુખ્ય અંશોને અંગે તેને રા. ભાઈ વિશ્વનાથ મ. ભટ્ટ જેવા અસામાન્ય ચોકસાઈ અને કાળજીવાળા, ધીટ ભાવનાનિષ્ઠ ભાષાસેવકની વિદ્વત્તાનો લાભ મળ્યો. બીજું એ કે ગયાં પંદરસત્તર વર્ષની જે દેશવ્યાપી રાષ્ટ્રોત્થાનની પ્રવૃત્તિનું ગુજરાત વિદ્યાપીઠ એક અંગ છે, તે પ્રવૃત્તિની મૂલ્યવાન પ્રતિષ્ઠાનો લાભ પણ એને સહેજે મળ્યો છે, તેનો તેણે સદુપયોગ કરી જાણ્યો છે અને એ રીતે માત્ર વિદ્યાસેવાની પ્રતિષ્ઠાવાળી સંસ્થાના આ પ્રકારના કાર્યપ્રયત્નના સંસ્કારસેવી તેમ જ સંસ્કારવાંછુ વર્ગો પર જે અસર કદાચ બે ત્રણ દસકે પાડી હોત તે આ દાખલામાં દસકાની અંદર પડી શકી છે. ત્રીજું ચોથું એ કે જોડણીકોશ એકગ્રંથી છે અને કિંમતમાં કિફાયત છે. આ ચારેચાર સુલક્ષણોવાળો બીજો એક પણ કોશ ગુજરાતી ભાષામાં નહિ હોવાથી 'સાર્થ ગુજરાતી જોડણીકોશ' સવિશેષ પ્રચરિત ઉપયોગી અને અગત્યનો આકરગ્રંથ બન્યો છે. વિદ્યાપીઠના જે બૃહત્કોશનું સૂચન પ્રસ્તાવનામાં છે તે અસાધારણ વિલંબ વિના આપણી માતૃભાષામાં ઉમેરાઓ એવી ઉમેદ સાથે આ આવૃત્તિને સત્કારતાં અમને ઘણો આનંદ થાય છે.[1]

## 'વસન્ત' પણ પુરસ્કારને પંથે

ગયા અંકનાં બધાં લખાણ છાપખાને ગયા પછી 'વસંત'નો ત્રૈમાસિક તરીકેનો પહેલો અંક ( કાર્તિક-પોષ '૯૩ ) હાથમાં આવ્યો હોઇ, જે કર્તવ્ય એ વખતે બજાવી ન શકાયું તે ટૂંકામાં પણ પૂરી

---

૧. આ નોંધ સર્વસામાન્ય દૃષ્ટિએ લખી છે. વિગતોમાં ઉતરી અવલોકન લખવાનો પ્રસંગ બીજી વાર શોધશું.—સં. 'મા.'

દિલચોરીથી બજાવવાની વહેલામાં વહેલી તક લઈએ છીએ. તેમાં પહેલું તો એ કે 'વસંત' બંધ ન પડતાં ત્રૈમાસિક તરીકે પણ ચાલુ તો રહે જ છે, એ જોઈ-જાણીને, ઊંચા પત્રકારત્વના સર્વ પ્રેમીઓની જેમ અમને પણ ઘણો આનંદ થયો છે અને એ વ્યક્ત કરતા ઇચ્છીએ છીએ કે ત્રૈમાસિકસ્વરૂપના અંકોમાં, વિશેષે કરી બીજામાં (માઘ-ચૈત્ર '૯૩) એ પત્રની અસલ પ્રણાલીની યાદ આપે તેવાં ધર્મ, તત્ત્વ-ચિન્તન, ઈતિહાસાદિનાં, આપણાં સંજોગસ્થિતિના પ્રમાણમાં પહેલી કે ઊંચી બીજી કોટિનાં કહેવાય તેવાં, જે લખાણો (તેની હમેશાની વિવિધ અને અદ્વિતીય, સમતોલ વિચારમય અને સ્થિરદ્યુતિ તંત્રી-નોંધો ઉપરાંત) દૃષ્ટિગોચર થવા લાગ્યાં છે તે ચાલુ રહે અને વધે તથા ગ્રંથાવલોકનનું કાર્ય, પહેલા 'માસિક માધુકરી' આવતી એ પ્રકારનું કાર્ય પણ, 'વસંત' નિયમિતપણે તેમ જ વધતા પ્રમાણમાં કરતું રહે. નવા સ્વરૂપના એ જ પહેલા અંકમાં 'વસંતે' પોતાની પાંત્રીશની વયમાં પહેલી જ વાર લેખકોને પુરસ્કાર આપવાના સિદ્ધાંતનો સ્વીકાર, પલટાયલા દેશકાળની મનોવૃત્તિ તથા જરૂરિયાત પારખીને, કર્યો છે. એ સ્વીકાર એક બે મર્યાદાબંધનની[1] વાડ વડે સિદ્ધાંતને શાંતિપૂર્વક ઘેરી લઈને થયો હોવા છતાં, અભિનંદનપાત્ર છે એમ કહેવામાં અડચણ નથી. એ સિદ્ધાંતસ્વીકારનો સૌથી મહત્ત્વનો અર્થ એ છે કે 'વસંત' જેવું માનનીય વિદ્યાસેવી પત્ર પણ હવે એ વિષયમાં બાહુના શ્રમજીવીના જેટલો જ હક બુદ્ધિના શ્રમજીવીનો માન્ય રાખે છે. આ પરથી આપણે સમજવું ઘટે કે કુદરતે હાથના મજૂરને અન્નમય-પ્રાણમય કોશો સહિતનો ઉત્પન્ન કર્યો છે, પણ મગજના મજૂરને તો માત્ર મનોમય કોશવાળો ઉત્પન્ન કર્યો છે એવું જે દહાડે સાબિત કરી શકાશે, તે જ દહાડે ગ્રંથ કે ઇતર લખાણને માટે વાજબી પુરસ્કારની આશા ઈચ્છા અને ગ્રહણને 'વેચાણ' કહીને આપણે હીણી શકીશું. આ વિષયમાં બીજો વિવેક એ કરવાનો રહે છે કે જો અમુક વ્યક્તિ કે વ્યક્તિઓ પ્રથમતઃ ધનલાલસાથી વિદ્યાસેવન કરતી હોય અથવા પ્રમાણબહાર આર્થિક લાભના લોભે કરતી હોય તો, અલબત્ત, તેમના જેવા નીચ વેચલિયા અને વેપારીઓ ત્રિલોકમાં નથી. પરંતુ જે વર્ગને કુદરતે અને કેળવણીએ, અમુક વર્ષોની કાર્યસિદ્ધિ અને સત્કીર્તિએ પણ, પ્રજાનો સંસ્કાર-

---

૧. આ વિધાન 'વસન્ત'ધરના શબ્દો "નિરપેક્ષ...સાહિત્યસેવાનો પ્રેમ" તથા "પુરસ્કાર માગે તેને આપવા" પરત્વે છે.

વારસો રક્ષવાની તથા એની ભાવી સંસ્કારિતા પ્રગટાવવા અને પ્રચારવાની શક્તિ બક્ષી છે તેની એ શક્તિનો ઘટતો લાભ પામ્યા પછી જે સમાજ પોતાનાં એ વર્ગનાં સ્ત્રીપુરુષોને મૂઠી ધાન માટે પણ જિંદગીભર ટળવળાવે છે તે સમાજને તો, અત્યંત માનપૂર્વક પણ, કહેવો પડશે—અનાડી.

## ખોટી જાહેરાતો ? બિલ મોકલો

પુરસ્કારનો વિષય હાથ પર છે તેટલામાં એ સંબંધી થોડું વધુ કહી લઈએ.

કેટલાક માસ પર વડોદરાના એક જાણીતા માસિકે પોતાની પુરસ્કારયોજના મોટે ઉપાડે જાહેર કરેલી. અમને આશા એ વખતે હતી કે અમે એ માટે એને હાર્દિક અભિનંદન આપી શકીશું. તેમ બની શકતું નથી એ માટે દિલગીર છીએ; કારણ, અમુક લેખક કે લેખકોને તેણે (ભલે ઉઘરાણીઓ બાદ પણ) નાણાં ચૂકવ્યાં છે એ જેમ હકીકત છે, તેમ, અમારા જાણવામાં આવ્યું છે તે સાચું હોય તો, ગયા એપ્રિલથી જુલાઈ દરમ્યાન આ બાબતને અંગે એ સામયિકે કેટલાક (કે પછી ઘણા) લેખકોને ભળતા જ જવાબો આપેલા. એ ભાઈબંધને એટલું જ યાદ આપવાની જરૂર જોઇએ છીએ કે આપણે લેખકોની શક્તિનો લાભ પામ્યા છતાં તેમને એમનો યોગ્ય આર્થિક બદલો બિલકુલ ન આપવો એ જો 'અન્યક્ષેત્રે કૃતં પાપં' છે, તો બદલો આપીશું એવું વચન આપીને એ પાળવાના અખાડા કરવા એ 'તીર્થક્ષેત્રે કૃતં પાપં' બને છે. અમે ઈચ્છીએ છીએ કે અમને મળેલી ઉપર્યુક્ત માહિતી ખોટી છે એવું ઘટતી દિશામાંથી પૂરી પ્રામાણિકતાથી પ્રતીતિજનક રીતે અને સત્વર જાહેર કરવામાં આવશે.

એક પ્રસિદ્ધ વાર્ષિકના ગયા દશેરાના અંકના લેખકોને નવી દશેરા નજીક આવી છતાં—ઓછામાં ઓછું, આ લખાય છે ત્યાંસુધીમાં, ભાદરવા વદની શરૂઆત સુધીમાં—એમનો હકસરનો, જાહેરાયલો પુરસ્કાર કેમ નહિ મળ્યો હોય ? કે, થોડાને મોકલીને બાકીનાને ખાતલ રાખ્યા છે ? હરિ જાણે.

'માનસી'નું પુરસ્કારવ્રત ઈશ્વરકૃપાથી કાયમ છે. સરતચૂક જેવા કારણે જેમને અમારી ફૂલપાંદડી મળી ન હોય તેમણે

વિનાસંકોચ અને રકમનું આસન [1]ખાલી રાખીને, અમને સૂરતને સરનામે પોતપોતાનાં બિલ મોકલવાં, એટલે, રકમ માનસીમંદિરના નિયમાનુસાર ભરી, નાણાં પહોંચતાં કરવા વ્યવસ્થા કરશે.

## ૧૫મી પી. ઇ. એન. પરિષદ

આંતરરાષ્ટ્રિય વાઙ્મયસેવીઓના મંડળ પી. ઇ. એન ક્લબની પંદરમી પરિષદ જુનની તા. ૨૨મીથી ૨૫મીના દિવસોમાં, પૅરિસ મુકામે, મંડળના ગયે વર્ષે ચુંટાયલા પ્રમુખ, ફ્રેંચ કવિ અને નવલકાર શ્રી. જુલે રેમેંના પ્રમુખપદે, મળી હતી. પરિષદના મંગલારંભે, મંડળના એક આગલા પ્રમુખ, સાંપ્રત જગતના સૌથી જાણીતા વાઙ્મયપુરુષોમાંના એક, શ્રી. એચ. જી. વેલ્સનો જે સંદેશો વાચવામાં આવ્યો હતો તે એ વિચારકના આપણને સુપરિચિત, લોકકલ્યાણવિષયક ભાવનાવિહાર અને શબ્દશક્તિથી અંકિત હતો. પરિષદમાં ફ્રેંચ પ્રતિનિધિઓ ઉપરાંત જુદેજુદી પ્રજાઓના આશરે સાઠેકપંચોતેર જેટલા લેખકો અને તંત્રીઓ હતા. આ હકીકત બતાવી આપે છે કે અત્યારના ભારે અનિશ્ચિતતા મોંઘવારી અને કાટકસરના સમયમાં પણ, મુકાબલે સારી કહેવાય તેવી સંખ્યાના વાઙ્મયસેવકો જેમ આવી, જગતની ભાવી સંસ્કૃતિની વિશુદ્ધિ ઉદાત્તતા અને સ્વાતંત્ર્યને લક્ષ્ય તરીકે સ્વીકારનારી પરિષદનું ગૌરવ સમજે છે, તેમ, તેઓ એ સ્થળે શ્રમસમય અને પૈસાનો ખર્ચ કરીને જાતે જવાના લાભો પણ સમજે છે. એ રીતે આ વર્ષે હિંદના પ્રતિનિધિ તરીકે ડૉ. ટાગોરના એક વખતના મંત્રી, તેમની સાથે દેશ–વિદેશોમાં ફરી સાંસ્કારિક અનુભવસંચય કરનાર, વક્તા અને કાવ્યવિવેચક ડૉ. અમીય ચક્રવર્તી, ડી. ફિલ. ( ઑક્સફર્ડ ) ગયા હતા. પરિષદમાં તેમણે મંડળના હિંદવિભાગનાં

---

૧. વિકલ્પે, આસન ભરેલું બનાવવું; તેમાં લેખકે લખાણદીઠ રૂ. એકથી રૂા. પાંચની પોતાને યોગ્ય લાગે તે રકમ ભરવી; એમ ભરાઇ આવેલ આંકડો સૂચનારૂપ ગણી, એમાં વધ કે ઘટની જરૂર હશે તો એ ફેરફાર મંદિર તરફથી કરી લેવામાં આવશે.

૨. એમને વિશે વિગતવાર માહિતી આ પત્રના ચાલુ ( બીજા ) વર્ષના પહેલા અંકમાં (પૃ. ૧૭) આવી ગઇ છે. એમાં જ ૧૪મી પરિષદ વિશેની નોંધ પણ છે.

મંત્રીએ મોકલેલો ભ્રાતૃભાવપોષક, શાંતિવાંછુ અને લેખકોના વાણી-વિચારના સ્વાતંત્ર્યની રક્ષાને પરિષદ ટેકવશે એવી આશા દર્શાવનારો સંદેશો એક પ્રાસ્તાવિક ભાષણ સહિત વાંચ્યો હતો. યુરપના કેટલાક દેશોમાં હવે લેખનસ્વાતંત્ર્ય જેવું કૈં રહ્યું નથી તેની સામે તથા જર્મની જેવા દેશો ગહુદી જેવી ઇતિહાસપ્રસિદ્ધ પ્રજાના સાંસ્કારિક વ્યક્તિત્વને ઉખેડવાના પ્રયાસો કરે છે તેની સામે પરિષદમાં ઠરાવો અને ચર્ચા થયાં હતાં; સ્પેનમાંની કરુણાજનક સ્થિતિ સાથે સમભાવ દર્શાવનારો તેમ જ ત્યાંના એક સમકાલીન, સમર્થ, સ્પેનની શ્રેષ્ઠ સાંસ્કારિક પરંપરાનું પોષક જેનું કાર્ય હતું તે કવિ ગાર્શિયા લોર્કાનો ઘાત બળવાખોર પક્ષે, એ કવિ રાજકારણથી અલિપ્ત છતાં કર્યો, એ માટે વિરોધ દર્શાવનારો ઠરાવ પણ થયો હતો. આપણે ત્યાં જેને 'અમલી' અથવા 'રચનાત્મક' કાર્ય કહેવામાં આવે છે તે પ્રકારનો એક વ્યાવહારિક ઠરાવ એ હતો કે દેશદેશનાં પી. ઇ. એન. કેન્દ્રોએ ગ્રંથોની અરસપરસ આપ-લે કરવી અને એ રીતે મળેલ ગ્રંથોને દરેક કેન્દ્રે સ્થાનિક સંગ્રહોમાં પ્રચલિત અને પરિચિત કરવા. ઉપરાંત, પરિષદના સભ્યોએ કવિતાનું ભવિષ્ય, વાઙ્મયપ્રચાર અને અર્વાચીન શૈલી જેવા મહત્ત્વના વિષયો પર પણ, નાનાં મોટાં જૂથોમાં વહેંચાઈ જઈને, વિચારવિનિમય તથા ઉપયોગી વિવાદ કર્યા હતા.

આવતી પરિષદ ઝેકોસ્લોવાકિયાના પાટનગર પ્રાગ ખાતે મળનાર છે.

## સાઠ્ઠીસનું ગ્રંથસ્થ વાઙ્મય

એની સમીક્ષા કરવાનું કાર્ય અમદાવાદની ગુજરાત સાહિત્ય-સભાએ પ્રો. અનંતરાય મ. રાવળને સોંપ્યું છે. પ્રાધ્યાપક તેમ જ સુવિવેચક તરીકે પ્રો. રાવળે ટૂંક સમયમાં જે કીર્તિ પ્રાપ્ત કરી છે તેનાથી વાચકો અજાણ્યા નથી. એમની પાસેથી જે ઘણું ઊંચી પંક્તિનાં લખાણોની (અને તે લેખરૂપે તેમ ગ્રન્થરૂપે પણ) આપણને આશા છે તેમાંનું જ એક પ્રસ્તુત વાર્ષિકાવલોકન નીવડશે એવી સંપૂર્ણ આશા છે; અને એ કારણે મજકુર સંસ્થાની ઈચ્છાનુસાર તેની વતી તેમ અમારી તરફથી પણ સર્વ લેખકો અને પ્રકાશકોને વિનંતિ કરીએ છીએ કે તેમણે પોતાનાં પ્રકાશનો સમીક્ષકબંધુને બંગલો નં. ૧૦, હીરાબાગ; એલિસબ્રિજ: અમદાવાદ એ સરનામે પ્રગટતાં વેંત જ મોકલવા કૃપા કરવી.

—વિ.

# વાસરિકા

## સ્વ. સર આ. સાહેબજી–મહારાજ

૧લી જુલાઇ : એમનો ઉચ્ચગ્રાહ એવો છે કે "આજનો દયાળબાગ આવતી કાલના હિંદની પહેલી નાની શી આવૃત્તિ બને. અત્યારે અનેક રીતે પછાત અને પતિત એવો આ દેશ પોતાના વેપારઉદ્યોગથી માંડીને બધી ય પ્રવૃત્તિઓના પાયા પ્રેરણા અને પ્રગતિલક્ષ્ય તરીકે યોગમાર્ગને સ્વીકારે."... અઠવાડિયા પર, આ અન્નમય કોશની ભૂમિકામાંથી નીસરીને આનંદલોકમાં સ્વરૂપસ્થ થએલા સર આનંદસ્વરૂપ સાહેબજી–મહારાજ વિશેની જે થોડી અવસાનનોંધો જોવામાં આવી છે, તેમાંની બધી એવી રીતે વર્તી છે કે એમના જીવનને તથા જીવનકાર્ય દયાળબાગને માત્ર ઉદ્યોગપક્ષ હોય અને અધ્યાત્મપક્ષ જેવું કશું હોય જ નહિ. અમો પત્રકારોમાંના જેઓ છાપાંગરા કહેવાવાને પાત્ર વધુ અંશે હોય છે, તેમને બિચારાને ઘણી વાર આમ કાણા બનતાં વાર લાગતી નથી. એ ખોટને પરિણામે તેઓ દેશ કે દુનિયાના આકાશમાં વિહરતાં ઘણાં ય માનવપંખીઓને એક જ પાંખે ઊડવાનો ચમત્કાર કરવા જુએ છે, એથી આનંદ પામે છે અને એ ઉભરાતા આનંદના માર્યા, કલમે ચઢ્યું લખી મારે છે. સ્વ. સાહેબજી–મહારાજના દાખલામાં પણ એવું બન્યું છે તેથી જ, એમની પ્રવૃત્તિનાં બંને પાસાં તરફ ધ્યાન ખેંચવા ઉપલો ઉતારો કર્યો છે. જેમાંથી એ વાક્યો લીધાં છે, તે 'એક ચિંતનીય પ્રયોગ' નામે નોંધ પહેલા વર્ષના 'માનસી'-વાચકોને અજાણી નથી. ત્યાં વિગતવાર અને સ્પષ્ટતાથી સમજાવવા યત્ન કર્યો છે તેમ, સ્વર્ગસ્થની બધી ય ઉદ્યોગવિષયક અને ઉદ્યોગ–વિકાસક પ્રવૃત્તિનું મૂળ એમના અધ્યાત્મ–આધારી જીવનદર્શનમાં જ હતું. મનુષ્યોના જીવનની સ્થૂળ બાજુનો વિકાસ માત્ર સ્થૂળ તરીકે નહિ, એના સ્થૂળપણાથી જ ઘેરાઇ રહી તથા એમાં જ ગોથાં ખાયા કરીને નહિ, પણ, બાહ્ય અને સ્થૂળની ઉત્પત્તિ જે આંતરમાંથી, જે સૂક્ષ્મમાંથી છે, બાહ્ય-સ્થૂલનું હોવું કે ટકવું જ જે આંતર–સૂક્ષ્મ વિના સર્વથા અશક્ય છે, તે તત્ત્વના જ્ઞાન તેમ જ અનુભવસાક્ષાત્કારને જ આધારે થવો જોઇએ એવી તેમના હૃદયની ઊંડી પ્રતીતિ

હતી. આ કારણે જ દયાળબાગના ઉદ્યોગપરાયણો પણ આત્મચિન્તન વિના પોતપોતાનો દિવસ આરંભતા નથી કે એ વિના દિવસનો અંત આવવા દેતા નથી. નાઈટહુડની લઘુતા એવા લોકોત્તર સાધુપુરુષમાં વળી ક્યાંથી જાગી એમ જો કોઈને સવાલ થાય તો એનો જવાબ એટલો જ કે સર આનંદસ્વરૂપ જેવા ખરા કર્મયોગીઓ એવી ઉપાધિ, પૂરેપૂરી અનાસક્તિથી, આપણ સંસારીઓના મનમાં દાખલ થવી પણ અશક્ય એવી સંપૂર્ણ નિષ્કામ ભાવનાથી, પોતાના નામ સાથે જોડાવા દેતા હોય છે; અને તે, જે કાર્યમાં નિમિત્ત બનવા પોતે વિશ્વયોજનાનુસાર, તથા એ યોજનાની કાળગણના પ્રમાણે તો કલાક બે કલાકના જ અવધિને માટે, દેહરૂપ ઓવરકોટ ચઢાવ્યો હોય છે, તે કાર્યના જ હિતને માટે જોડાવા દેતા હોય છે.

## કાલિદાસ-સ્મૃતિદિન

**રુમી :** આજે આષાઢનો પ્રથમ દિવસ; અને, એ સિવાયની તિથિ કાલિદાસસંહિતાના કોઇ પણ મંડલમાં મળતી નથી, એટલે એમની જયંતી ઉજવવાનો કાલિદાસદિન પણ આજનો લેખાય છે. આ પ્રસંગને કાલિદાસે ગુજરાતી ભાષાનું પણ ભલું કેટલું બધું કર્યું છે એ વિચારવામાં વાપરવો, એ આજના વાસરિકાપૃષ્ઠ માટે ઉચિત લાગે છે. પણ એ કામ સહેલું નથી. તેણે પરોક્ષ રીતે આપણા કેટલા સાહિત્યકારોને ગયાં સોએક વર્ષમાં પ્રેરણા આપી હશે, તેનો ક્યાસ તો કોણ, કેવી રીતે, ક્યારે કાઢી શકે ? પણ તેમના કાવ્યનાટકોનાં ભાષાંતરો આપણી ભાષામાં કોણે કોણે ઉમેર્યાં એ બને તેટલું યાદ કરવાનું એટલું અઘરું નથી... સૌથી પહેલું તો, અલબત્ત, શાકુન્તલ : એનું સૌથી પહેલું ગુજરાતી કવિ નર્મદાશંકરે 'સાર શાકુન્તલ' નામથી કર્યું'; પછીનાં પાંચ જે સાંભરે છે તે લગભગ હાલ ક્રમે જ આટલાં: ઝવેરીલાલ ઉમિયાશંકરનું, સ્વ. મગનભાઈ ચ. પટેલનું, પ્રો. ઠાકોરનું, શા. ન્હાનાલાલકૃત 'સંસ્મરણ' અને શા. ભાઈ મનઃસુખલાલ ઝવેરીરચિત 'સ્મૃતિભ્રંશ', બીજાં બંને નાટકોને સ્વ. રણછોડભાઇ ઉદયરામે ઉતારેલાં ને એ ભાષાંતરો એમના નાટકો વિશેના લાક્ષણિક ઉત્સાહનાં સૂચક છે; પણ, આ વિષયમાં અભિપ્રાય આપવાને અધિકારી સૌ કોઇ કહેશે કે 'પરાક્રમની પ્રસાદી' (દિ. બ.

કેશવલાલ ધ્રુવ) અને અપૂર્વ મનનિકાત્મક 'માલવિકાગ્નિમિત્ર' (પ્રો. ઠાકોર), એ બંનેને વધારે ઊંડી સંસ્કૃત વિદ્વત્તાનો લાભ મળ્યો છે ... 'મેઘદૂત'નું એક ભાષાંતર સને ૧૮૯૨ના 'ઑક્ટોમ્બર'થી શરૂ થઇ 'સુદર્શન'માં આવતું એ કોનું હશે? આપણા ગાનવંત 'સાહી'કાર ડાહ્યાભાઈસાહેબે આ વિષયમાં નોંધેલા શિવલાલ ધનેશ્વર કે હરિકૃષ્ણ બળવંત ભટ્ટ, એ એમાંથી એકનું તો એ નહિ હોય? (પ્રશ્ન એટલા માટે કે એ જમાનાના લેખકોને કીર્તિ-વિષયમાં નિઃસ્પૃહ રાખવા કે બનાવવામાં આવતા, એમનાં લખાણને એકસરખી છાપ 'મળેલું' મારીને.) બાકીનાં આપણાં 'મેઘદૂત' તો ઓછાંવધુ પ્રસિદ્ધ છેઃ નવલરામનું, ભીમરાવનું, કીલાભાઇનું, ન્હાનાલાલનું, 'વિહારી' નું, માસિક 'વીસમી સદી'માં શરૂ જ થએલું અને કડવાના ઢાળમાં ઉતારેલું દિ. બ. ધ્રુવનું, અને હમણાં જ તુલણામાં મુદ્રિત પ્રગટેલું રા. ભાઇ ત્રિભુવન વ્યાસનું. 'કુમારસંભવ' ગુજરાતી ગદ્યમાં કોઇકનું કરેલું છે એટલી ખબર છે અને 'રઘુ'નું એવું ભાષાંતર, જાણમાં, વર્નાક્યુલર સોસાયટીએ કોઇક શાસ્ત્રી પાસે કરાવેલું—જો કે, એના ૧૯૩૫ના રિપોર્ટની સર્વૈયા યાદીમાં તો એ નથી; પણ બંનેનાં પદ્યાત્મક સુન્દર ભાષાંતર તો આપ્યાં છે ને આપશે આપણા એક સારા સમકાલીન સંસ્કૃતપ્રેમી રા. ભાઈ નાગરદાસ પંડ્યા. એ જમાના પર (૧૮૭૦માં) 'રઘુ'ના બે સર્ગ પદ્યમાં એક શાસ્ત્રીજી રેવ.ધર ગયાધરે ઉતાર્યાનું 'નવલ-ગ્રંથાવલિ'ના વાચકોને પરિચિત છે જ. આ પ્રકારનો છૂટક એક વધુ નમૂનો તે 'ગુજરાતી' દિવાળીઅંકોમાંના એકમાંનો હૃદયંગમ 'અજ-વિલાપ' (કીલાભાઇ) 'રતિવિલાપ' એ સાપ્તાહિકના એવા જ એક અંકમાં 'વિવિસુ' એ આપેલું એમ મને સાંભરે છે એ ખરૂં કે ખોટું? ... 'ઋતુસંહાર'? એ શૃંગારપ્રધાન રચનાને છેડવાની હિંમત તો નર્મદે પોતાનાં અનુકરણે માં કરી, એટલું જ ને? ... ગુજરાતી વિદ્વાનોની નોંધપાત્ર હોય તેવી નિગ.લપટ કાલિદાસીય વિદત્તા તો પ્રો. ઠાકોરથી શરૂ થઇ, દર્ત માટે એમનાથી જ પૂરી થતી હોઇ, એ બાબતમાં પણ, "અનામિકા સાર્થવતી બભૂવ." પૂર્વોક્ત મનનિકામાં 'ટેક્સ્ટ ઑફ ધ શકુન્તલા' માં, ત્રિ. વ્યાસના 'મેઘદૂત'ના ઉપોદ્‌ઘાતમાં, ગદ્ય 'શરદ' માં: આમ તેઓ એકલે હાથે પદોગાવ તેટલું પઢોંગી વઝ્મા છે. કાલિ-

દાસના એમના સર્વાંગ અભ્યાસના પરિપાકરૂપ ગ્રંથ પણ આપણને વહેલોમોડો મળે તો કેવું સારું ! ... ઉપરાંત 'સુદર્શન'માં જટિલે કરેલી કાલિદાસ-ભવભૂતિની સરખામણી, 'પરાક્રમની પ્રસાદી' નો વિચારણીય પ્રવેશક, એનું 'વનમાળી'એ ('પ્રસાદી'કારે પોતે) 'બુદ્ધિપ્રકાશ'માં કરેલું અવલોકન; 'વસંત' માં સ્વ. મગનભાઈવાળા ભાષાંતર અંગે-કોની ? 'અનાર્ય' ઉપનામધારી અમુક પારસી વિદ્વાનની જ ને ?-આવતી હતી તે તીખ્ખંતીખ્ખી ચર્ચા; 'મુકુર'માં આરંભાઈ 'માનસી'માં પૂરો થયો તે પ્રો. ઝાલાનો કાલિદાસ-સમય વિશેનો નિબંધ: આવું બધું પ્રકીર્ણ કાર્ય પણ આ પ્રસંગે અવશ્ય સંભારવું ઘટે. અને હા, કાલિદાસ અને ભવભૂતિ વિશેનું નાટક પણ બે વર્ષ પર એક જાણીતા માસિકે છાપેલું. યાદ છે કે 'કુમારસંભવ'ને એમાં ઉત્તમ કાલિદાસકૃતિ કહી છે. તે મત શ્રી અરવિંદનો પણ છે....ઈતર પ્રાંતોની શી કથા ? રવિબાબુના બે નિબંધ 'પ્રાચીન સાહિત્ય' માં; અવનીન્દ્રનાથની મનોહર પુસ્તિકા શકુંતલા; (આ બંને ગુજરાતીમાં પણ લભ્ય છે) અને મરાઠીમાં પ્રો. મિરાશી કૃત 'કાલિદાસ'. ... ...

## પુરસ્કારો: ખોટા ને ખરા

**૧૦મી ઓગસ્ટ:** પોતાના દીપોત્સવી અંકમાં મારા જ્ઞાનસમૃદ્ધ અને પાંડિત્યપ્રચુર લેખો માટે તલસતાં મુંબાઈનાં બે છાપાંને આઠેક દિવસ પર લખી પુછાવેલ (ને જવાબ અઠવાડિયામાં માગેલ) કે લેખકોને આપવાના પુરસ્કાર વિશેના તમારા નિયમો શા છે? બંને મૂંગાં રહ્યાં છે; બીજાં કેટલાંક, ટાઇપણ વાપરી, મને નિમંત્રણ દેવાની બાબતમાં જ મૂંગાં રહ્યાં છે આ વરસે, કેમ કે ઉપલા જેવો જ સવાલ પહોર એમને બારણે નંખાયલો. આવતા વર્ષથી, મારા પૂરતી તો, એવી અન્યાયી માગણીઓ બંધ જ થશે એવી આશા રાખું છું. ... આ પ્રસંગે સાભાર નોંધવું જોઈએ કે ગયે વર્ષે એકેક માસિક અને સાપ્તાહિકે ઉઘરાણીઓ કરાવ્યા પછી પણ નાણાં ચૂકવ્યાં છે; આ પ્રસંગે સખેદ નોંધવું જોઈએ કે જાણીતા એક યુવાન તંત્રીના માનનીય એક વાર્ષિકે ('વિના પુરસ્કાર...' એ પ્રસિદ્ધ એક પંક્તિનું કાવ્ય છાપનારે) આજ દિ' લગી તો, આ બાબતમાં પોતે જાહેર રીતે આપેલ વચન પાળ્યું નથી. એના બધા જ લેખકો પ્રત્યે તેણે એવું વર્તન કર્યું હશે ? એને નક્કી કરવાની ફુરસદ મળે

ત્યાં લગી પ્રેસ બેસી રહ્યું છે કે લેખકો બેસી રહે? ... શાલેય સંગ્રહોમાં જેમણે (રા. ભાઇ શંકરપ્રસાદ રાવળે; રા. આત્મારામ ખાનસાહેબે) વાર્તા કે પ્રવાસવર્ણન લીધું છે તેમણે પણ આ બાબતમાં પોતાની ફરજ અદા કર્યાનું સ્વીકારતાં મને આનંદ થાય છે. ... એક વધુ વાતઃ શતાબ્દીપ્રસંગ જેવા ગ્રંથોમાં લખાણ આપીએ, તે એ વ્યક્તિ પ્રત્યેના પૂજ્યભાવે વિશેષતઃ આપેલું હોઇ, ત્યાં 'નિરપેક્ષ સાહિત્યસેવા' નો નિયમ રાખવો વધારે ઉચિત નથી? બીજી ઘણી તેમ આ બાબતમાં પણ આપણા ગુરુપદે આપણે સ્થાપેલી પાશ્ચાત્ય પ્રજાઓમાં આ સંબંધી શો રિવાજ હશે?

## પ્રો. ચાપેકરની ષષ્ઠ્યબ્દપૂર્તિ

૧૭મીઃ હમણાં 'કેસરી' મગાવતો નથી; એટલે, નહિ તો તેમાંથી જાણ્યું હોત તે આજે આ વખતના 'ગુજરાતી'માંથી જાણ્યુંઃ પુનામાં ઉજવાયલી પ્રાધ્યાપક શ્રીકૃષ્ણપંત ચાપેકરની ષષ્ઠ્યબ્દપૂર્તિના સમાચાર. આજે અમે બંને પોતપોતાની માતૃભાષાના પ્રાધ્યાપક છીએ એ પણ એક પ્રારબ્ધયોગ, પણ હું ગોકુળદાસ તેજપાલ હાઇસ્કૂલમાં બાંકડે બેસતો નિશાળિયો હતો અને તેઓ અમારા પ્રિય અને પૂજ્ય ચાપેકરમાસ્તર હતા, એ પચ્ચીસી પરના દિવસો કેમ ભૂલાય? ... ફિફ્થ સીનિયરમાં 'લેડી ઑફ ધ લેક'નો પાંચમો સર્ગ; સિક્સ્થ જુનિયરમાં હિંદુ ધર્મનાં મૂળ તત્ત્વો નિરૂપતું અંગ્રેજી પુસ્તક 'સનાતન ધર્મ,'; એના જ સીનિયરમાં કોઇક અંગ્રેજી પાઠ્ય પુસ્તક; સેવન્થ પ્રિપરેટરીમાં સંસ્કૃત વ્યાકરણ; મૅટ્રિકમાં કોઇ વાર 'કરણઘેલા'ના ભાષાન્તરનો કલાકઃ નાગોની આ હારમાળા જરા શુષ્ક જેવી લાગે, પણ એ દરેક શીખવતી વખતે વિષયને કે વિષયભાગને તેઓ જે વિદ્વત્તા અને સુચાતુર્યથી, મર્મ-નર્મ અને ભાષાપ્રભુત્વથી પોતાના હાથમાં અને અમારાં મનમાં રમતો કરી દેતા, તે સર્વ ગુણો બીજા કોઇ પણ એક શિક્ષક કે પ્રોફેસરમાં એક સાથે મેં નથી જોયા. ... નિશાળ છોડ્યા પછી એમનો સંપર્ક પત્રવ્યવહાર દ્વારા ચાલુ રહી શક્યો એ સદ્ભાગ્ય. હું પ્રીવિયસ કે ઇન્ટરનો વિદ્યાર્થી હતો ત્યારે કોઇ વાર પત્રો—અને તે પણ અંગ્રેજીમાં—લખતો. ઢોંગીપણું એ તો સમજી શકાય તેવું છે; પણ તેઓ દરેકેદરેક પત્રનો ઉત્તર નિયમિત

પણ, વિસ્તારપૂર્વક, જીવન અને સંસ્કારિતા અને સાહિત્યની અનેકવિધ રસમય બીનાથી ભરપૂર હોય તેવા પત્રોમાં આપતા. ...: થોડાં વર્ષો બાદ પહેલી જ વાર પુને જવાનું થયું, તે એમના આતિથ્ય અને સત્સંગનો લાભ લેવા જ. એ વખતે પર્વતી અમે સાથે ચઢ્યા હતા અને સર્વન્ટ્સ ઓફ ઇંડિયા સોસાયટીનું પ્રસિદ્ધ સેવામંદિર જોવા જવાનું પણ એ એક જ વાર બન્યું. એ મુલાકાતનાં બે વધુ (સ્થૂલ ને સૂક્ષ્મ બંને અર્થોમાં) મીઠાં સ્મરણોઃ પત્રાવલીમાં, હું જમી શકું એથી ત્રણગણો શીરો અને પિત્તળની બે બરણીઓમાં ભરાઇ આવેલો શેરડીનો રસ. ...વચ્ચે થોડાં વર્ષ પસાર. પછી, ગુજરાતી ભાષાને સદ્ભાગ્યે પણ મારા વ્યવહારજીવનને દુર્ભાગ્યે, મેં કાઢ્યું 'કૌમુદી.' તેના કાર્યમાં માસ્તરસાહેબનો જે સહકાર એક કરતાં વધુ વાર મળેલો, તે આ નોંધના કેટલાક વાચકોને પણ યાદ હશે જ. ભગિનીભાષાઓ સાથે સહચાર સાધવાની સગવડ (અને ફૅશન) આજના જેટલી જે દિવસોમાં હતી નહિ, તે દિવસોમાં એ પત્રે ત્રૈમાસિક (૧૯૨૪-૨૯)તરીકે અને જુન ૧૯૩૫ સુધીના માસિક તરીકે જે થોડું ઘણું કાર્ય એ દિશામાં કર્યું, તેમાં જેમ ઉપલી રીતે પ્રત્યક્ષ મદદ મહારાષ્ટ્રના એ સિદ્ધહસ્ત સાક્ષરની હતી, તેમ પ્રેરણા પણ લાંબા વખતથી હતી. પડોશી પ્રાંતોએ તો એકમેકની ભાષા ખાસ જાણવી જોઈએ એવા તેમના સદાગ્રહને વશ થઈને જ મેં છેક કૉલેજકાળમાં (૧૯૧૫-૧૬) મારા વાંકાટરડા ફુલ્સ્કેપ બાળબોધ અક્ષરે એમને મરાઠીમાં પત્રો લખેલા, જેમાં પોતે રાતી શાહીથી નાનામોટા બધા સુધારા કરી મને પાછા મોકલતા. ...આર્યત્વ અને અર્વાચીનતાના ઉત્તમાંશોનો પોતામાં સુહાગી સમન્વય સાધતા મહારાષ્ટ્રના એ વન્દનીય વાઙ્મયપુરુષને માર્કંડેયાયુષ્ય ઈચ્છતાં કહીશું કે એમના જીવન અને જીવનકાર્યને ઉભય પ્રાંતોની નવી પેઢી અનુકરણીય ગણો.

## નર્મદ-જયંતી

૨૪મી : એ આજે છે. આપણામાંથી કેટલાને એ સાંભરી હશે ?...નર્મદનું સારું મોટું સંપૂર્ણ ચરિત્ર હજી લખાયું નથી એ હકીકત પર મેં એની પચાસમી પુણ્યતિથિનિમિત્તે ધ્યાન ખેંચ્યા પહેલાં ૧૬ વર્ષે પ્રો. ઠાકોરે 'ઇતિહાસ-દિગ્દર્શન' એ વ્યાખ્યાનમાં એ જ વાત કહેલી એ હમણાં જ તાજું થયું, એ ચોપડીના અધ્યા-

પન માટે એનું ફરીથી અધ્યયન કરતાં. નર્મદના મરણની શતાબ્દી સને ૧૯૮૬માં આવશે, ત્યાંસુધીમાં તો જીવનચરિત્રનું કર્તવ્ય કોઈ બજાવશે એમ આશા રાખીએ. બાકી, આવતાં દોઢાં વર્ષ દરમ્યાન એટલું થાય તો પણ આપણે સંતોષ માનવો જોઈએ કે: 'ગુજરાતી' પ્રેસ એનું 'ઉત્તર નર્મદચરિત્ર' તેમ જ નર્મકોશની નવી આવૃત્તિ બહાર પાડી દે; પ્રો. ઠાકોરનું સ્વતંત્ર જુદી ચોપડી તરીકે પ્રગટનારું 'યૌવનમૂર્તિ નર્મદ'–જેમ, ગુજ. સા. સભાનું નર્મગદ્યમંદિર પણ–આપણને અણુઘટતી ટીલ વિના મળી જાય; અને હું છેક કાઢી નાંખવા લાયક નહિ એવો નિબંધ નર્મદના જીવનકવન પર લખી છાપું.

## ઊંચી વિદ્યાસેવાનો આશ્રય

૨૫મી : મશ્કરાઓને સોંધીસહેલી મશ્કરીનો વિષય મળે તેવું બન્યું છે કે જે ગાંધીજીનું 'હરિજનબંધુ' સ્વાવલંબી કેળવણીનું હિમાયતી છે, તે જ ગાંધીજીનું વિદ્યાપીઠ પ્રજા પાસે (થોડા ને ઘણા) વીસ હજાર રૂપિયા (અને તે એક જ વર્ષમાં ખતમ કરવા માટે) માગવા બેઠું છે. ... પણ એ વિરોધને વિરોધાભાસ ઠરાવવાનું બીજાઓ માટે રાખીને મારે તો એ માગણીનો પક્ષ તાણવો છે; કારણ, લાંબા વખતથી દરેક કૉલેજનો, દરેક વિદ્યાપોષક સંસ્થાનો યુનિવર્સિટીનો, દરેક નવા કેળવણીપ્રયોગકારનો તેમ મારા જેવાનો મારી નાની રીતે પણ આશરે દોઢ દસકાનો અનુભવ છે કે **ઉચ્ચતર વિદ્યાસેવા આશ્રયદાન વિના અશક્ય જ છે.**

જેમ એક પણ કૉલેજ વગેરે માત્ર ફી પર ન ચાલે તેમ એક પણ ઊંચી કોટિનું ત્રૈમાસિક માત્ર લવાજમો–જાહેરાતો પર ન ચાલે અને એક પણ ખરો શાસ્ત્રીય ગ્રંથ એની એકલાની વેચાણકિંમત દ્વારા 'સ્વાવલંબી' થવાની આશા ન રાખે. અને આશ્રયદાન લેતી કે ગ્રાન્ટ પામતી કૉલેજોમાં જેમ માત્ર ભણાવવા માટે પ્રોફેસરોને વેતન હોય છે, તેમ ત્રૈમાસિક–તંત્રીને, પોતાના કામને એ આખો વખત આપતો રહે એ આવશ્યક હોઈ, **માત્ર તંત્રીપણાને માટે એના નિર્વાહજોગું મળવું જ જોઈએ.** 'વાણિયાપણું' એ અલબત્ત એને યોગ્ય સ્થાને સારો ગુણ છે; પણ આપણે જે વસ્તુની પ્રકૃતિગત મર્યાદાનો વિવેકવિચાર કર્યા વિના એકેએક બાબતમાં એવું કરવા

નીકળશું કે એક પલ્લામાં વસ્તુ અને બીજામાં એનું વસ્ત્ર, તો એવું તદ્દન બનાવટી સ્વાવલંબન સાધવા જતાં કદાચ સંસ્કૃતિ પર જ ઘા કરી બેસશું.

## લેખકસંઘ : સદ્દગત અને આગામી

**૩૦ મી :** લેખકોના હક સાચવવા માટે તેમની 'મંડળીઓ મળવાથી થતા લાભ'ની વાતો ફરી એક વાર થવા માંડી છે. જેમને એવા આગલા પ્રયાસોનો અનુભવ છે તેમને હૈયે તો આ નવી વાતોથી ઉત્સાહ વછૂટે તેમ નથી. દાખલોઃ એપ્રિલ ૧૯૩૬માં મુકામે લેખકસંઘ રચવાનો એક ખાસ પ્રયાસ થએલો. તાત્કાલિક પ્રસંગ તો એ હતો કે એક માસિકવાળાની હક સંબંધી દાદાગીરીના ત્રાસમાંથી એક યુવાન સાહિત્યકાર અને શિક્ષણકારને માટે રક્ષણ મેળવવું. તે દહાડે દસબાર આગળપડતા લેખકો ત્યાં ભેગા થએલા ને સંઘરચનાના પહેલા પગલા તરીકે સમિતિઉપસમિતિઓ પણ નીમાયલી. સભ્યોનાં કેટલાંક લવાજમો પણ ભેગાં થએલાં જેનો ક્યાં અને ક્યારે ઉપયોગ થયો તેનું સંશોધન પણ હવે તો કદાચ અશક્ય. પૈસાના એ હાલ થયા તો પ્રવૃત્તિની વાત જ શી ? એ દુઃખદ પ્રસંગ આજે સંભારી આપવો પડે છે એ માટે કે જેઓ આ બાબતમાં ફરીથી શરાતનપૂર્વક શોરબકોર અને શોરબકોર કરે છે તેમનો ઉત્સાહ મરી જઈને તેમને 'શાણ' ક્યારે આવશે એ કોઈ કહી શકે તેમ નથી.

## અધ્યાત્મ આત્મલક્ષી જ ?

**૩૧મી :** ગયા સપ્તાહાન્તના 'લિટરેચર ઑફ ધ ડે' એ પાના પર 'ધ ફિલૉસૉફિકલ બેસેસ ઑફ થીઇઝમ'નું અવલોકન હતું. યોગાનુભવ ('મિસ્ટિક એક્સપીરિયન્સ') માત્ર આત્મલક્ષી હોઇ તેની કિંમત ઓછી એવી મતલબના ગ્રંથકારના વિધાનનો પ્રતિવાદ અવલોકનકારે બે સબળ દલીલોથી કર્યો છે એ ધ્યાન ખેંચે છેઃ (૧) અસલથી આજ સુધીના યોગીઓ—એ જુદેજુદા દેશકાળ અને સંસ્કૃતિઓથી પોષાયા હતા છતાં—એ અનુભવનાં જે વર્ણન આપે છે તે તત્ત્વતઃ સરખાં હોય છે માટે અનુભવ વસ્તુલક્ષી ('ઑબ્જેક્ટિવ') હોવાનો સંભવ વધુ છે; (૨) વિદ્યાશાસ્ત્રીઓના ('સાયંટિસ્ટસ'ના) નિર્ણયો કેટલીક વાર જતે દહાડે ફેરવવા

પડ્યાં છે તેવું અધ્યાત્મવિદ્યાશાસ્ત્રના પ્રસ્તુત અંગ સંબંધી બનતું નથી અને એ કારણે પણ આધ્યાત્મિક અનુભવની વસ્તુ નિત્ય અને સર્વગત, સ્થાણુ અચલ અને સનાતન ગણવાને પાત્ર વધુ અંશે છે.

## માર્ક્સવાદ અને સાહિત્ય

**૧૨મી સપ્ટે** : રાતના સાડા દસ. ... પરમ દિવસ બપોરે પહેલી વાર અને આજે અત્યારે બીજી વાર, 'માર્ક્સિઝમ એન્ડ લિટરેચર' એ ચૌદમી ઓગસ્ટના 'ટા.લિટ્.સપ્.'નો અગ્રલેખ વાંચ્યો: વાંચ્યો, અને મનમાં થયું કે એ જો આપણા પેલા મેડકબંધુઓ (લકબે પ્રગતિવાદીઓ) માંના કોઇની નજરે ચઢશે, તો તેઓ બિચારા બેશુદ્ધ બની જવાના. કારણ, એમાં તો લેખના છેલ્લા ભાગોમાં આવું આવું લખ્યું છેઃ કાર્લ માર્ક્સની વિશિષ્ટ–સમાજસત્તાવાદી–દૃષ્ટિએ ફ્રેંચ નવલકાર બાલ્ઝાક તદ્દન 'પ્રત્યાઘાતી' હતો છતાં માર્ક્સને એના કાર્ય પ્રત્યે ભારે ગુણાનુરાગ હતો; લેનિનને પ્રિય હતા તે રશિયન સાહિત્યના શિષ્ટમાન્ય ગ્રંથકારો જ, નહિ કે ક્રાંતિને નામે વદ્દાવદ્દા બકનાર નવતરા કવિઓ; ટ્રોટસ્કીએ 'લિટરેચર ઍન્ડ રેવોલ્યુશન'માં સ્વીકાર્યું છે કે બિનબૉલ્શેવિસ્ટ કવિ બ્લૉક બોલ્શેવિસ્ટ કવિઓ કરતાં મહત્તર અને વધારે અર્થવાહી હતો. ... આ તે બધું શું કહેવાય? આવું તે કેમ ખમાય? ફરજ નથી શું આપણા નવલરામો, કકલભાઇઓ, ત્રિભુવનદાસો અને બોગીલાલોની કે તેમણે ઉપલા ત્રણે મહાન યુરોપીઅનોની એકેક છબિ સામે રાખીને ધિક્કારપૂર્વક કકળતે હૈયે આમ ઉદ્ગાર કાઢવો?—Et tu Brute!... પણ એમના મહાગુરુઓ માર્ક્સાચાર્ય ઇત્યાદિ આમ અજાણે એમને દગો દે તેમાં નવાઈ નથી. એ આચાર્યોએ અમુક આર્થિક–સામાજિક ભાવનાઓના પ્રચારના વેગમાં તણાતાં તણાતાં ભલે સાહિત્ય વિશે પણ કંઇક એવુંતેવું જ કહેલું આપણી સામે ધરવામાં આવે; પરંતુ ઉપરની વિગતો તો સ્પષ્ટપણે બતાવી આપે છે કે એ દરેકની વ્યક્તિગત રસદૃષ્ટિ તો સાબૂત હતી, નિર્મળ અને તીક્ષ્ણ અને તેજસ્વી હતી અને તેથી સાહિત્યનો ઉપભોગ તેમણે એ સારું સાહિત્ય હોવાને કારણે કર્યો નહિ કે કોઇ કપોલકલ્પિત પ્રગતિવાદી કારણે ... પૂર્વોક્ત અગ્રલેખમાંથી બે જ વધુ બિંદુ ટપકાવવાની જગ્યા હવે રહી છેઃ (૧) સાહિત્ય-

નો વિચાર અને અભ્યાસ હાલની જેમ એના સામાજિક પરિવેષ્ટનની દૃષ્ટિએ થાય તેમાં કૈં ખોટું નથી બલ્કે એ થતો આવ્યો જ છે; (૨) માર્ક્સવાદી સાહિત્યવિવેચકો પોતાનો મંતવ્યો એવી rigidity ને dogmatismથી રજૂ કરે છે કે જે ધર્માન્ધોને તેઓ ધિક્કારે છે તેમના જ જાણે ચેલાઓ બન્યા હોય તેમ પક્ષાન્ધ બનીને વર્તે છે. આમ એબેએબે કાણા બનવાનું કોઇયે અક્કલમંદીવાળું કારણ છે ખરું, કુદરતે આપણી પર મહેર કરીને બે આંખો (શરીરને તેમ ચિત્તને ય) આપી હોય છતાં ? ... છેલ્લું આઃ પ્રોલેટેરિયન સાહિત્ય રચાવું જોઇએ બેશક, પણ તે એક જ શરતેઃ એ સાહિત્ય પહેલું હોય અને પ્રોલેટેરિયન પછી હોય તો જ; એમાં ઘૃણાપાત્ર ઊર્મિદાસ્ય ન જોઈએ; ખુલ્લા પ્રચારકવેડા ન જોઇએ; રસાત્મક કૃતિની રચનાના જે વિશાળ સર્વસામાન્ય કાયદાકાનૂન સઘળી સંસ્કૃતિમંત પ્રજાઓના ઉત્તમ સાહિત્યકારોએ પાળ્યા જ છે, તેનો ધ્વંસ હરગેજ ન જોઈએ.

—ઃગુજરાતી પ્રગતિવાદ વિશે આ અઠવાડિયે જે લખણો 'પ્રજાબંધુ' અને 'જન્મભૂમિ'નાં વાઙ્મયિક પૃષ્ઠો પર આવ્યાં છે તેમાં સૂચવાયલી મુશ્કેલીઓને જો પ્રગતિવાદીઓ વિચારે અને રજૂ થએલા પ્રશ્નોના જે એકમાત્ર સાચા ઉત્તરો તે સક્રિયપણે આપે, તો શી સ્થિતિ થશે ? આ થશેઃ પ્રગતિવાદે હિમ્મતભેર આપઘાત કરવો પડશે; કેમ કે પછી એના જુદા અસ્તિત્વ માટે કારણ રહેશે નહિ. પણ બાકીની દુનિયાથી જુદાઈ રાખવી, અને કેળવવા "સાચા તો અમે જ, ખોટા સૌ તમે જ" નો જાપ જપવો, એની પર તો એ જીવે છે; એટલે એને સન્મતિ સૂઝવી શક્ય નથી.

## સ્વર્ગસ્થ માનશંકરભાઈ[૧]

Break, break, break,
At the foot of thy crags, o sea

---

૧. રા. રા. શ્રી માનશંકર પીતાંબરદાસ મહેતા, ' મેવાડના ગુહિલો ' ' રાજા છબિલારામ બહાદુર ' ' અદ્ભુતવરમંત્ર ' ' નાગરોત્પત્તિ ' વગેરેના કર્તા.

But the tender grace of a day that is dead
Will never come back to me.

મારે મન ભાવનગર હવે તો જાણે અર્ધું નકામું થઇ ગયું. ત્યાં જતા હવે તો જાણે પગ નહિ ઊપડે એવી લાગણી થાય છે. ત્યાં હજી સાચી મમતા રાખનાર મુરબ્બીઓ અને મદદગારો છે; મારે માથે મુરબ્બીવટ કરનાર મામાજી સમીપવર્તિયા છે; થોડાક મિત્રો છે; અને ઘણા મારા કામોને પોતાનાં જાણી કરી આપનાર સમભાવી સુતકબંધુઓ વગેરે છે. આ સર્વ ત્યાં છે. નથી એક—પિતાતુલ્ય માનશંકરભાઈ.

જેમણે હમેશાં આવકાર આપ્યો ઉમળકાથી અને વીતકો સાંભળ્યાં ધીરજથી, જેમને વારંવાર મારા દુઃખે દુઃખી જોયા, ચિન્તાતુર જોયા; જેમણે સર્વ પ્રકારની માગી મદદ આપવા–અપાવવામાં કદી ન ઢીલ જાણી, ન સુસ્તી આણી; જેઓ શિખામણ આપતા તે મિત્રભાવે જ અને વ્યવહારગુરુ બનતા તે પણ આપ્તજનના જ સૌહાર્દથી; જેમનામાં જ્ઞાનનું અભિમાન મને તો કદી ખોટે મિષે ય દેખાયું નથી; અને જેમનો નિત્યસચેત જ્ઞાનરાશિ હું સરખાને માટે હતો જીવંત એક વિશ્વકોશ, તે મુરબ્બી નહિ એટલા મિત્ર અને મિત્ર નહિ એટલા સ્વજન, તે માનશંકરભાઈ જતાં મેં શું શું ખોયું છે એ તો આવતાં વર્ષો જતાવશે. એ ખોટ ખરી સાલવાની હવે પછી. હવે પછી જીવનમાં જ્યારે જ્યારે એવા પ્રસંગ આવશે જેવામાં એમની અખંડ મમતાની હુંફ આવશ્યક છતાં મળશે નહિ, એમની સલાહ વિના એકલતા અનુભવીશ, એમની વિશિષ્ટ વિદ્વત્તા અને જ્ઞાનવાર્તા ચર્ચા ભાવનગરમાં શોધી જડશે નહિ, ત્યારે એમનું સ્મરણ ફરીફરીને થવાનું અને દુઃખતપ્ત કરવાનું; ત્યારે જ, તેઓ હવે હતા ન હતા થઇ ગયા છે એ નક્કર હકીકત ખરેખરી હૈયે વાગવાની. ... ... ...

મુરબ્બી શ્રી માનશંકરભાઇ જતાં ગુજરાતે એક પીઢ વિદ્વાન અને નિષ્ઠાવંત ભાષાસેવક ખોયો છે અને સૌરાષ્ટ્રની નાગરજ્ઞાતિએ એક સમજુ વિચારશીલ અગ્રણી ખોયો છે. ભાવનગરની વાઙ્મયિક અને શૈક્ષણિક પ્રવૃત્તિઓને પણ એમના સરખા ઠરેલ કાર્યદક્ષ અને અનુભવવૃદ્ધ નેતાની ખોટ લાંબો સમય વર્તાયા કરવાની.

એ ધર્મનિષ્ઠ આત્માને પ્રભુના અક્ષરધામમાં પૂર્ણ શાન્તિ પ્રાપ્ત થઇ છે એવી શ્રદ્ધા ધરી, આપણે આપણા માનવસહજ દુઃખને બને તેટલું હળવું કરીએ; અને, કર્તવ્યભાનનો તથા વિદ્યાસેવાનો જે ઉચ્ચઆદર્શ તેમણે જીવનભર સેવ્યો, તેને યથાશક્તિ ભજવા યત્નશીલ થઈએ.

સૂરત: ૨–૯–૩૭ —વિ.

## નિકષપૂર્તિ : સહયોગીઓ

૧

**ફેર આર્ટ્સ એન્યુઅલ** (૧૯૩૬–૩૭): કલકત્તેથી પ્રગટતા વાર્ષિકનો આ બીજો અંક છે. આ પ્રકારના ઉચ્ચતર વાઙ્મય તથા કલાઓને સેવતા પ્રકાશનની હાલના સમયમાં અગત્ય સૂચવતાં તંત્રી આદિવચનમાં કહે છે કે ચોમેર બળવા અને લડાઈની વાતો ફેલાયલી છે તેવા વાતાવરણમાં તો 'આર્ટ્સ ઑફ પીસ' યાને શાંતિથી પોષાતી અને એને પ્રેરતી કલાપ્રવૃત્તિ પ્રત્યે આપણું ધ્યાન ખાસ કરી જવું જોઇએ; કારણ, કશા ય સ્થાયી કે તૃપ્તિકર ધ્યેય વિનાનો યંત્રવાદ આખરે તો ભારે હાનિકર્તા છે. એ હાનિથી બચવાનાં સાધનો તે આવાં પ્રકાશનો. લખાણોમાં વધારે વિખ્યાત નામો આ જોવામાં આવે છે; 'ક્રીએટિવ આર્ટ' (અવનીન્દ્રનાથ ટાગોર); 'લિટરેચર' (બ્રજેન્દ્રનાથ સીલ); રવિબાબુનો 'ફ્રેગમેંટ ફ્રોમ એ લેટર;' 'ઈન ડીફેન્સ ઑફ આર્ટ' (પ્રો. નિકોલસ રોરિક); 'ઑન શેલીઝ સ્કાયલાર્ક' (શ્રી અરવિંદ). શેલીના એ કાવ્યમાંના અમુક પાર્થિવ તત્ત્વવાળા શ્લોકોને સ્થાને અપાર્થિવ તત્ત્વયુક્ત અમુક બે નવા શ્લોક રચીને એ મૂકવાની સૂચના એક શક્તિશાળી કવિજને કરેલ એ સૂચનાને એ લેખમાં લેખક નકારીને, તેનાં કારણો એમની ભવ્ય મેધાએ ઓપતી આર્ષદૃષ્ટિવતી શૈલીમાં આપતાં કહે છે કે એવો ફેરફાર ઉચિત નથી કેમ કે એ કરીએ તો પછી કાવ્ય શેલી જેવો હતો તેવાનું રહે નહિ. બીજાં ઉલ્લેખપાત્ર લખાણો એટલાં: 'ધી આર્ટિસ્ટ–ધ ટ્વાઇસ-બૉર્ન' (મેડમ સોફિયા વાડિયા); 'ધી ઈસ્થેટ, ૨૦૦૦ ઈયર્સ એગો' (સુકુમાર દત્ત); 'આર્ટ ઈન ઇન્ડિયા—એ ઇયર્સ સર્વે' (ઓ. સી. ગંગુલી), 'વેસ્ટ આફ્રિકન નીગ્રો આર્ટ' (સુનીતિકુમાર

ગેટરજી) 'સંસ્કૃત ડ્રામા ઈન કેરળ' (રાજેન્દ્ર શંકર). કાવ્યો આઠ છે. નલિની ગુપ્ત, હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય, આર્જવ, અમલકિરણ વગેરેની એ રચનાઓમાં અસામાન્ય અધ્યાત્મલક્ષી ભાવો દર્શનો અને અનુભૂતિઓનાં આલેખન દષ્ટિએ પડે છે.

૨

'સહયોગીઓ' વિભાગ 'માનસી'નું આવશ્યક નિયમિત અને વિસ્તારથી આપવાનું અંગ હોવું જોઇએ પણ અનેક કારણે તેને એ રીતે આપવાનું હમણાં હમણાં બનતું નથી. આ બાબતમાં આવતા અંકથી સુધરવાની આશા દર્શાવી, ગઈ દીપોત્સવીના અંકો પર હજી યે લખી શકાયું નથી એનું તીવ્ર ભાન હોવાનું સ્વીકારી, કેટલાંક પત્રો વિશે થોડુંક સર્વસામાન્ય દષ્ટિએ જ આ વખતે લખીએ છીએ.

જૂની સંસારસુધારાપ્રવૃત્તિ જેમાં પોતાની સ્થિર શાંત જ્યોતિ નવેસર દાખવે છે તે 'જ્યોતિર્ધર' (અમદાવાદ); સુરત જિલ્લો અને એની આસપાસનો પ્રદેશ મળીને બનતી 'પરશુરામભૂમિ'ની લાક્ષણિક ઉત્પત્તિ બનવા યોગ્યતાપૂર્વક ચહાતું 'પૂર્ણા' (નવસારી); વિશેષે કરીને સિંધી વાઙ્મયનો પણ સાથે બૃહદ્‌ગુજરાતના કેટલાક શક્તિસંપન્ન યુવાનોની હલમના સુરસિક સાહિત્યનો પરિચય કરાવનાર, માત્ર છ માસ જીવનાર પણ એ કારણે ઉપેક્ષાપાત્ર નહિ એવું 'સુહિણી' (કરાંચી); એના મૂળસ્વરૂપ 'રમૂજ' ને અગે આવકાર આપી શકીએ ત્યાર પહેલાં જ નવો અવતાર ધરનાર, રંગુન જેવા મોટા બૃહદ્‌ગુજરાતી થાણાના રસીલા સમાચાર આપનાને પ્રતિસાદ પૂરા પાડનાર, પં. જવાહરલાલ નેહરુના બ્રહ્મદેશ પ્રવાસનું પહેલું ક્રમિક પ્રકાશન કર્યાનો જશ જીતનાર, 'નૂતન બ્રહ્મદેશ અને રમૂજ' (રંગુન); હિંદુ સંસ્કારિતાનાં ક્ષેમવૃત્તિપોષક અંગોને વિકસાવવાના અભિલાષ સેવતું, શુદ્ધ અને ગૌરવાન્વિત શૈલીવન્તું, ગુજરાતનું એ પ્રકારનું કદાચ એક જ સામયિક 'ગુરુકુલ-સુદર્શન' (સુરત) અને, ગ્રામપ્રદેશ વચ્ચેથી જ પ્રગટતું તથા એ કારણે ગ્રામજીવનના પ્રશ્નોનું માહિતી પ્રચાર ચર્ચા વગેરે કાર્ય વધારે વાસ્તવદર્શી તથા અસરકારક રીતે કરી શકતું 'ગ્રામસેવા' (ઉનાવા: તા. કલોલ): આ સર્વે નવા સહયોગીઓને સત્કારતાં અને સુદીર્ઘાયુષ્ય ઇચ્છતાં અમને આનંદ થાય છે.

સૂરતનાં બે સામયિકોને પણ ગયા ચરણમાં નવું વર્ષ ઊગ્યું છે: રાજકારણ ઉપરાંત બલ્કે એની સાથે સાથે, '**લોકવાણી**' પહેલેથી જ અભ્યાસ અને વિચારશીલતાવાળાં સાહિત્યપુષ્પોને લીધે ધ્યાન ખેંચનારું કાર્ય કરતું રહ્યું છે; અને આજે 'શ્રી દક્ષિણામૂર્તિ' ચાલુ હોત તો પણ આપણે કહેવું પડત કે એની વિશિષ્ટ સેવાની પૂર્તિ કરનાર તરીકે સગર્વ ઊભી રહી શકે તેવું રસિક તેટલું જ ઊંચી કોટિનું વાઙ્‌મય જે આપણને '**નૂતન શિક્ષણ**'માંથી મળે છે તે અન્યત્ર છે સર્વથા અલક્ષ્ય. બંનેને એમનાં નવા વર્ષ માટે અભિનંદન આપી ભવિષ્યમાં સવિશેષ ઉન્નતિ ઇચ્છીએ છીએ.

શિક્ષણસંસ્થાઓનાં ત્રણે પત્રો વિશે વિસ્તારથી લખવાની ઈચ્છાને સ્થળાભાવે રોકવી પડે છે: મુંબાઇની સેંટ ઝેવીયર્સ કૉલેજના ગુજરાતી મંડળ તરફથી પ્રગટતું વાર્ષિક '**રશ્મિ**', મુંબાઇની ન્યુ ઈરા સ્કુલનું '**ઉષા**' અને પોરબંદરના કેળવણીખાતા તરફનું '**હનુમાન જર્નલ**': ત્રણે અધ્યાપકો અને વિદ્યાર્થીઓની લાક્ષણિક ઊર્મિઓ અને વિચારોનાં નિદર્શક છે, ઉત્તેજનાર્હ છે અને દરેકમાંનાં કેટલાંક લખાણ વિદ્યાર્થીઆલમની બહાર પણ વંચાવાને પાત્ર છે.

**મરાઠી:** 'લોકશિક્ષણ' (પુના)ના બંને સંગ્રહણીય 'ડૉ. કેતકર 'વિશેષાંકો' વિશે; મહારાષ્ટ્ર સાહિત્યપત્રિકા (પુના)ના ત્રણ અંકમાંનાં વ્યાકરણપરિષદવિષયક લખાણો વિશે, તથા પ્રાન્તીય સાહિત્યોના પરસ્પરના પરિચય માટે ઘણો આવકારાર્હ પ્રયાસ કરનાર ભારતીય સાહિત્યપરિષદના મરાઠી મુખપત્ર 'વિહંગમ' વિશે હવે પછી લખવા ઉમેદ રાખીએ છીએ. —વિ૦

## પ્રાપ્તિસ્વીકાર—પૂર્તિ

૧. **મારી જીવનકથા** જવાહરલાલ નેહરુ, (અા. બીજી): મહાદેવ હ. દેસાઈ (નવજીવન ગ્ર. મંદિર, અમદાવાદ; રૂ. ૩).–૨. **આંજનાનાં** જળ: સોપાન (નૂતન પ્ર. મંદિર, અમદાવાદ; રૂ. ૧). –૩. **સ્નેહત્રિપુટી:** ભદ્રકુમાર યાજ્ઞિક (બે ઘડી મોજ કાર્યા. મુંબાઈ; રૂ. ૨ા),–૪. **બેલવાળો:** નાગરદાસ ઈ. પટેલ, મરાડ (૩ આના). –૫, ૬. **પથિકનાં પુષ્પો.** ગુચ્છ બીજો; **પૂર્ણયોગની ભૂમિકાઓ:** અંબાલાલ બા. પુરાણી (શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ; રૂ. ૧ા અને ૦ા).

# મંદિરનો ઘંટનાદ

૧. ગયા અંક પછી મળેલી નીચેની વિશેષ મદદનો આભારસહ સ્વીકાર કરીએ છીએ:

| | | |
|---|---|---|
| ૧. | રા. જે.[૧] બી. પંડ્યા, ભાવનગર ... ... | રૂ. ૨૫ |
| ૨. | ,, મનસુખલાલ આત્મારામ માસ્તર, મુંબાઈ ... | ,, ૨૫ |
| ૩. | જસ્ટિસ હરસિદ્ધભાઇ દિવેટિયા, મુંબાઈ ... | ,, ૨૫ |
| ૪. | દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મુંબાઈ | ,, ૨૦ |
| ૫. | રા. વિદ્યુતરાય યશવંતપ્રસાદ દેસાઈ, ભાવનગર | ,, ૨૦ |
| ૬. | ,, વીરેન્દ્રરાય ચન્દ્રપ્રસાદ દેસાઈ, ભાવનગર ... | ,, ૨૦ |
| ૭. | ,, છોટાલાલ દેરાવાળા, મુંબાઇ ... ... | ,, ૧૦ |
| ૮. | ,, દેવકરણ નેણશી મોનજી ... ... ... | ,, ૧૦ |
| ૯. | ,, ચુનીલાલ રામચંદ્ર શેલત, ભરૂચ ... ... | ,, ૧૦ |
| ૧૦. | ,, ' એક બંધુ ' મુંબાઇ ... ... ... | ,, ૧૦ |
| | કુલ રૂા. | ૧૭૫ |

૨. (૧) એ પોણાબસેં રૂપિયા મળવાથી, (૨) અંગ્રેજી ને મરાઠી સામયિકો વગેરે મગાવવાં જરૂરી છતાં તુર્ત સારૂ એ ખર્ચ બંધ કરવાથી, (૩) ગયા સાત માસમાં બે અંકોને બદલે એકનું જ બિલ થયું તેથી, અને (૪) નીચે કલમ ચોથીમાં નોંધી છે એ હકીકતને કારણે, હાલ નવી લોનો (એનું સૂચન ગતાંકમાં કરેલ, તે) લેવી પડી નથી; અને, ગયા અંકમાં નોંધેલ રૂા. સાડાબારસોના કરજમાંથી રૂા. બસોની રકમ ધીરનાર શુભેચ્છકને પરત કરી શકાઈ છે.

૩. પરિણામે, આજની તારીખે પાંચ લોનોનું દેવું નીચેની વિગતે ' માનસી ' ને માથે છે.

| | |
|---|---|
| લોન નં. ૧ | રૂ. ૨૦૦ |
| ,, ,, ૨ | ,, ૨૦૦ |
| ,, ,, ૩ | ,, ૨૦૦ |
| ,, ,, ૪ | ,, ૩૦૦ |
| ,, ,, ૫ | ,, ૧૫૦ |
| કુલ રૂા. | ૧,૦૫૦ |

---

૧. નામો પહેલાં રકમસંખ્યા પ્રમાણે ગોઠવી, પછી અકારાદિ ક્રમે ગોઠવ્યાં છે.

એ લોનો ક્યારે ભરપાઈ થશે ? એનો કોઈ ભાગ ભરાશે, તો નવી લોનો લઇને જ ને ? આ પ્રશ્નો અમારી સતત ચિંતાના વિષય છે. જેમની મનોવૃત્તિ અને શક્તિ એ ચિંતામાં સક્રિયપણે અને સત્વર સહભાગી થવાની હોય તેમને બને તે નાની મોટી મદદ, યથાસંજોગ, આપવા કે મેળવવાની વિનંતિ કરીએ છીએ.

૪. સંચાલક રા. વિજયરાય ક. વૈદ્યને ગયા જુનની તા. ૨૧ મીથી પ્રોફેસરશિપની જે આવક (માસિક રૂ. એકસોની) ચાલુ થઈ છે, તે આખી માનસીમંદિરમાં પ્રતિમાસ જમે કરવામાં આવે છે; અને મંદિર તરફથી એમને, એમની ગયાં બાર-તેર વર્ષની સમગ્ર પ્રવૃત્તિ અંગેના શિરસ્તા મુજબ, ખર્ચજોગ રૂ. પોણોસો દર માસે ઉપાડવા દેવામાં આવે છે.

૫. આ અંક ઘણો મોડો થયો. એ માટે બીજું કશું નહિ પણ એક કરતાં વધુ પ્રકારની સંજોગવશાતા જવાબદાર હતી. એ હવે ઓછી થતી આવતી હોઇ, જાહેર કરતાં સંતોષ થાય છે કે આવતો ગ્રંથાંક ડીસેંબરની આખરે પ્રગટી શકે તેવી ગોઠવણ થઇ છે.

૬. આ અંકના પૃ. ૪૮૬થી શરૂ થતા લખાણમાં સંજોગવશાત્ કેટલીક ભૂલો રહી છે એ માટે દિલગીર છીએ.

ભાવનગર તા. ૨૧-૯-૩૭

# મંજૂષા

## નવલવિશેષ

### લૅટિનમાં સંસ્કૃતનું વ્યાકરણ

એનું નામ છે 'લિંગ્વા સંસ્કૃતા' (સંસ્કૃત ભાષા) અને એ ગયે વર્ષે રોમથી પ્રગટ થયું છે. કર્તાનું નામ છે ફાધર રૅમ્પોલા દેલ તિન્દારો. તેઓ રોમની પોન્ટિફિકલ સેમિનરીમાં સંસ્કૃતના અધ્યાપક છે અને ત્યાંના પોતાના વિદ્યાર્થીઓ માટે, લૅટિન ત્યાંનું શિક્ષણવાહન હોઇ, એ ભાષામાં સંસ્કૃતનું આ વ્યાકરણ તૈયાર કર્યું છે. એ સુઘડ સંસ્કૃત અક્ષરોવાળું અને ચઢઉતર યોગ્ય કક્ષાના પાઠો (ઉદાહરણો, શબ્દકોશ, મનોયત્નવાળા) સહિતનું હોવાને કારણે વ્યાકરણશાસ્ત્રની સારી રચનાનો પણ નમૂનો છે. મનોયત્નોમાં, લૅટિનમાંથી સંસ્કૃતમાં તથા સંસ્કૃતમાંથી લૅટિનમાં ભાષાંતર કરવા વાક્યો ને કંડિકાઓ ભાંડારકરની સંસ્કૃત-પ્રવેશિકાઓની રીતે અપાયાં છે; અને સંસ્કૃત ઉતારા માટે ગીતા, રામાયણ, મહાભારત, માનવધર્મશાસ્ત્ર, પંચતંત્ર અને કથાસરિત્સાગરનો ઉપયોગ કરવામાં આવ્યો છે —ત્રિવેણી : (ફેબ્રુ. '૩૭):

### ભારતનો સાંસ્કારિક વારસો

શ્રી રામકૃષ્ણ પરમહંસની શતાબ્દીસમિતિએ (બેલૂરમઠ, કલકત્તા) એ પ્રસંગના સ્મારક તરીકે, 'ધ કલ્ચરલ હેરિટેજ ઑફ ઇન્ડિયા' એ નામથી, ત્રણ મોટા મોટા સચિત્ર ભાગમાં

અને ત્રીસ રૂપિયાની કિંમતે ( શરૂઆતમાં વીસ હતા એમ સાંભળ્યું છે. ), મહત્ત્વનો ગ્રંથ બહાર પાડ્યો છે. એમાંના માત્ર એક-ત્રીજા-ભાગને નમૂના તરીકે લઇ એ મૂલ્યવાન કાર્યનો પરિચય સાધવાનો પ્રયાસ કરીએ તો માલૂમ પડે છે કે એ ભાગમાં આ પાંચ વિભાગ છેઃ ( ૧ ) 'લેન્ડમાર્ક્સ ઇન ઈન્ડીઅન કલ્ચર'; ( ૨ )' ઇન્સ્ટિટ્યુશન્સ'; ( ૩ ) 'ધ પર્સુટ ઑફ સાયન્સ'; ( ૪ ) 'ધી આર્ટ્સ'; ( ૫ ) 'લિટરેચર' આ છેલ્લા વિભાગનાં પાંચ લખાણો એટલેઃ ( ૧ ) 'સંસ્કૃત કાવ્ય-લિટરેચર' ( ડૉ. પી. સી. લાહિરી ); ( ૨ ) 'ધ સંસ્કૃત ડ્રામા' ( ડૉ. એસ. કે. દે ); ( ૩ ) 'ધ સ્પિરિચ્યુઅલ આઉટ-લુક ઑફ સંસ્કૃત ગ્રામર' ( ડૉ. પી. સી. ચક્રવર્તી ); 'ધી ઑરિજિન ઍન્ડ ગ્રોથ ઑફ તામિલ લિટરેચર, ( સ્વામી વિપુલાનંદજી ). બાકીના ચાર વિભાગોનાં ૩૧ લખાણ પણ તે તે વિષયના તદ્દ્વિદે ઉચ્ચ વિદ્વત્તાપૂર્વક, વિષયને સંક્ષેપમાં શક્ય એટલો વધુમાં વધુ ન્યાય અપાય તેવી રીતે અને શિક્ષિતમાત્રને રસ પડે તેવી રીતે લખેલાં છે. લેખકો મોટે ભાગે બંગાળી તથા થોડા યુક્તપ્રાંતી અને મદ્રાસી છે. પાનાં મોટાં સાતસો જેટલાં અને રંગીન તથા સાદાં મળીને આકર્ષક ચિત્રો સાઠથી પણ વધુ છે.

## પી. ઇ. એન. ૧૪મી પરિષદનો હેવાલ

આ પૃષ્ઠો પ્રેસમાં જવાનાં છે એ દિવસોમાં જ, એ અહેવાલનો ત્રણસોક પાનાંનો મોટા કદનો ગ્રંથ નામે 'ફોર્ટીન્થ ઇન્ટરનૅશનલ કોંગ્રેસ ઑફ ધ પી. ઈ. એન. ક્લબ્ઝ' આવી પહોંચે છે. એને વિશે વિગતથી લખવાનું ભવિષ્ય પર રાખી અહીં એટલું જ કહીશું કે દુનિયાને બીજે છેડે (દક્ષિણ અમેરિકાના આર્જેન્ટિના દેશમાં ) બરાબર એક વર્ષ પર—'૩૬ના સપ્ટેંબરના પૂર્વાર્ધમાં-ભરાયલા એ આંતરરાષ્ટ્રિય સાહિત્યસંમેલનના કાર્યકર્તાઓની અહેવાલ બહાર પાડવાની કાળજી અને ઝડપ આ

બાજુના એવા કાર્યકર્તાઓએ નમ્રભાવે અનુકરવા જેવી છે. પરિષદમાં થએલાં વ્યાખ્યાનો અને વિવાદોનાં વિષય આજના જીવનપ્રશ્નો સાથે જેમ સંપર્કવાળા છે, તેમ એ સર્વનું બુદ્ધિવિષયક ધોરણ ઊંચી કક્ષાનું તેમજ ભાવો–વિચારો, આવી પ્રવૃત્તિને શોભાની રીતે, સજીવ અને તેજસ્વી છે.

## રણછોડભાઇ–શતાબ્દી

### એક શબ્દચિત્ર

[ધી. ગ. મહેતાઃ 'ચેતન' જાન્યુ.-ફેબ્રુ. ૧૯૨૨; પૃ. ૩૭]

કેટલાંક લોક એવાં હોય છે જેમની હયાતી દુનિયા ભૂલી જાય છે. તેમની હયાતીની દુનિયા પર અસર જ થતી નથી. કમાઉ છોકરાઓના ઘરમાં અતિવૃદ્ધ ડોશી પેઠે તેમનો વસવાટ જ શરીરથી ન હોય એવું મનાય છે. કાલ્પનિક જગતમાં કલાપીનો વૃદ્ધ ટૉલિયો અને વર્ડઝવર્થનો 'લીચ ગેધરર' અને ગુજરાતના સાહિત્યજગતમાં કચ્છના દિ. બ. અને 'લલિતાદુઃખદર્શક' નાટક તથા ઔદ્યોગિક ઇતિહાસના કર્તા રણછોડભાઇ ઉદયરામ એવા જણાય છે. રણછોડભાઈ જૂના ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષર છે. સાંજે ચોપાટી ઉપર ગોળ પાઘડી પહેરી, લાકડી લઇ ઘણી વાર ફરવા આવે છે તે રણછોડભાઇ. પેલાં બાળબોધમાં છપાયલાં પુસ્તક છે તે એમનાં. એમની વૃદ્ધ આંખો ભૂતકાળમાં જોઇ રહેતી જણાય છે; એમનું શરીર વર્તમાન અને ભવિષ્યને સાંકળે છે. તેમની ધીર ગતિની સ્થિર ચાલ તેમનાં પુસ્તકો પેઠે જૂના જમાનાની યાદ આપે છે. વર્તમાનમાં મચી રહે એટલું તેમનું હૃદય યુવાન નથી; યુવાનોની ટીકા કર્યે જાય એવું આધેડ વયનું એમનું મન નથી. એમની બુદ્ધિ વર્તમાન સ્થિતિથી વિખૂટી પડેલી જણાય છે. સંસારશાણા શેક્સ્પીયરે કહ્યું છે કે વૃદ્ધાપો એટલે ફરી વારનું બાળપણ. આ વયોવૃદ્ધ સાક્ષરનું જીવન એ કથન સાચું પાડતું જણાય છે. જગતનાં કૃત્રિમ બંધનોથી

છૂટું, બાળક જેવું એમનું હૃદય સિનેમા જેવા વિનોદમાં રસ લઈ શકે છે એટલું જ નહિ પણ ઘડીઘડીમાં ઉશ્કેરાઇ જાય છે. વીતી ગયલા જમાનાના જૂના પુરુષોનો આ એક મુખ્ય ગુણ છે. રણછોડભાઇના સંબંધના એવા બે પ્રસંગો અહીં જણાવું છું.

ઇ. સ. ૧૯૧૬માં ગાંધીએ[1] મુંબાઇમાં વસવાટ કર્યો. ગાંધી એટલે બહાર ઊભા રહેલા જગતને ઘડીભર વિમાસણમાં પાડે એવાં કૃત્યોની પરંપરા. સારું ગુજરાત એકીટશે ગાંધીના મતની રાહ જોતું: સંસારસુધારા, ધાર્મિક, રાજકીય, સૌ વિષયોમાં ગાંધીને પ્રમુખસ્થાન અપાતું. કોઇક પટેલ-બિલો માટે મહેનત કરી રહેલા 'હિંદુસ્તાન' જેવાં પત્રોના માલિકો ગમે તેમ ગાંધીની મદદ મેળવવા ઈંતેજાર થતા. આ વખતે અંત્યજપ્રશ્ન ગુજરાતમાં પૂરે રસે ચર્ચાતો હતો. એમ મનાતું કે ગાંધીના અભિપ્રાય ઉપર હિંદુ માન્યતાઓનું જીર્ણ, દેવદારી ખંડેર ટકી રહ્યું હતું. એમ કહેવાતું કે જુવાન ગુજરાત સમાજના જૂના શબને ત્યજી દેવા એકપગે થઇ રહ્યું હતું. જૂના સંસ્કારોવાળા શ્રદ્ધાળુ, નિઃસ્વાર્થ પુરુષો એમ માનતા કે સમાજની અવનતિ આવી પહોંચી છે. વયોવૃદ્ધ રણછોડભાઇ આ વસ્તુસ્થિતિથી દુઃખ પામ્યા. સમાજની પુનર્ઘટનામાં એમને કષ્ટ અને દુઃખની ચીસો સંભળાઇ. રાંક કુમુદની વહારે ધાતા માનચતુર પેઠે રણછોડભાઈ ચોપાટીના મકાનથી નીકળ્યા ને ગાંધી પાસે આવ્યા. ગાંધીએ જૂના ગુજરાતના વૃદ્ધ સાક્ષરને ઓળખ્યા ને એમનું સ્વાગત કર્યું. વિહ્વળતાવાળા રણછોડભાઇએ કહ્યું "હું લઢવા આવ્યો છું." ગાંધીના અરસિક દેખાતા મોંના ખૂણામાં જરાક હસતું જણાયું. રણછોડભાઇએ અંત્યજપ્રશ્ન છોડી દેવા ગાંધીને સમજાવ્યા. ગાંધીએ થોડીક ચર્ચા કરી; એક તરફ રાજ્યનીતિ,

---

૧. ગાંધીજીએ, એ નામ જ્યાં જ્યાં આવે છે ત્યાં બધે આમ સુધારીને વાંચવા વિનંતિ છે.—સં. 'મા.'

જેસ, આફ્રિકા ને સત્યાગ્રહના પરિચયવાળા પ્રકૃતિશાંત, નહિ યુવાન નહિ વૃદ્ધ, એવા ગાંધી ધીરે ધીરે સાચવીને વિવેકી વાતો કરી રહ્યા હતા, બીજી બાજુ લાગણીઓને સહજ વશ થતા વૃદ્ધ રણછોડભાઇ જોસભેર વાતો કર્યે જતા. પરિણામે રણછોડભાઇનું મન લાગણીઓથી ઘેરાઇ ગયું ને રજા લીધા વિના જ તે ઊઠીને જતા રહ્યા.

આવો જ બીજો પ્રસંગ એક કૉલેજની સભામાં રચાયો. સભામાં એક જ ગુજરાતી સ્ત્રી–વિદ્યાર્થી હાજર હતી. એક સ્ત્રી–વિદ્યાર્થીને ગુજરાતી ભાષામાં રસ લેતી જોઇ રણછોડભાઇને એટલો આનંદ થયો કે એ વાત સંબંધી પાંચેક મિનિટ પહોંચે, એટલું એમણે વિવેચન કરી નાંખ્યું. એ વૃદ્ધ પુરુષના હાવભાવ અને તેમની કરચલી પડેલી ભિંજાયલી આંખો તેમની સરલહૃદયતાનું સચોટ દર્શન હતું. ' એટિકેટ 'વાળા જુવાન વિદ્યાર્થીઓ આશ્ચર્ય પામી જોઈ રહ્યા. કોઇકે કોલાહલ કર્યો પણ રણછોડભાઇ તો વિના સંકોચે પોતાના સરળ હૃદયનો ભાવ જણાવી ગયા. એમ લાગે છે કે એમના જમાના પછીના લોકોમાં આ ગુણ ઢંકાઈ ગયો હતો.

આમ કોઇક અર્ધકાલ્પનિક વ્યક્તિ ( ' મિથિકલ ફિગર ') સંસારથી દૂર પણ સંસારના સરોવરની પાળે બેસી દૂરના ભવિષ્યમાં નીરખી રહે તેવા આ વૃદ્ધ પુરુષ નવીન ગુજરાતના જુવાન ગુજરાતીઓ ને ગુજરાતણોની સાચી ખોટી પ્રવૃત્તિઓના મોટા મહાસાગરની છોળો જોઇ રહેતા મને જણાયા.

### ' નાટ્યપ્રકાશ ' વિશે મ. ન. દ્વિ.

[ મણિલાલ ન. દ્વિવેદી: ' સુદર્શનગદ્યાવલિ ' પૃ. ૮૮૪ ]

નાટકોની ઉત્પત્તિ શી રીતે થઇ તથા નાટકની રચના કેવી રીતે થાય છે એ આદિ વિષયનું જ્ઞાન રા. રા. રણછોડભાઈ ઉદયરામને પોતાના ગ્રંથો યોજવાના દીર્ઘ પરિચયથી સારું

થયેલું છે, અને તેમને જ હાથે આ ગ્રંથ લખાયો એ બહુ સારી વાત છે. સંસ્કૃતમાં [1]દશરૂપક નામનો ગ્રંથ છે અને ભરતમુનિનાં નાટ્યસૂત્રો પણ પ્રસિદ્ધ છે. આ સર્વનો આધાર લઇને આ ગ્રંથ યોજ્યો છે. અને એમાં રા. રણછોડભાઇ સારો વિજય પામ્યા છે. પ્રસ્તાવનામાં ગ્રંથકર્તાએ અંગ્રેજીમાં જેને "યુનિટિઝ" કહે છે તે નિયમની સારી ચર્ચા કરી છે, અને ત્યાં તેમણે સર વૉલ્ટર સ્કૉટના મતને અનુમોદન આપી શક્યતા ઉપર વધારે ભાર મૂકી યુનિટિને વળગી રહેવાના બંધનને ઝાઝો આદર કર્યો નથી તે યોગ્ય છે. નાટક, કાવ્ય, કથા, સર્વમાં મુખ્ય વાત શક્યતા છે. શક્યતા સાથે ઔચિત્ય પણ જોઇએ; પરંતુ આજકાલના કેટલાક ટીકાકારો અમુક નાટકમાં અમુક યોજનાને ઠામે અમુક કેમ નથી કર્યું એવી જે ટીકા કરે છે તે સમજ્યા વિનાની છે. શક્યતા સચવાતી હોય, વિશ્વનિયમાનુસાર દેશ કાલ અને વસ્તુવિન્યાસ યથાર્થ હોય, તથા જે મુખ્ય વાત આખા લેખમાં પ્રતિપાદન કરવાની છે તે પરત્વે તે તે ભાગનું ઔચિત્ય સચવાતું હોય તો અમુક યોજના કેમ કરી ને અમુક ન કરી એ કહેવું એ ટીકાકારોનું કામ નથી. ... ... ...રા. રણછોડભાઇએ યોજેલી પ્રસ્તાવના નો[2] વિષય સર્વ લેખકોને વાંચવા યોગ્ય છે, એમાં એમણે ઘણો શોધ કરી ઉત્તમ બોધ સંગ્રહ્યો છે. ગ્રંથની રચના તથા શૈલી પણ સુશ્લિષ્ટ અને સુંદર છે. પ્રાચીન સંસ્કૃત શ્લોકનાં

---

૧. અહીં 'ક' સરતચૂકથી આવ્યો લાગે છે. ધનંજયના એ ગ્રંથનું નામ છે ' દશરૂપ ' ભરતનાટ્યશાસ્ત્રમાં પણ સમાસ એમ ' ક ' વિના જ રચાયો છે ( જુઓ પ્રો. ડોલરરાય ર. માંકડકૃત 'ટાઈપ્સ ઑફ સંસ્કૃત ડ્રામા ' પૃ. ૨૮)—સં. 'મા.'

૨. ખરી રીતે, પ્રવેશકનો; પ્રસ્તાવના તો પહેલી જુદી છે. જેમાં શોધ તથા બોધ છે તે 'રૂપકનો પ્રચાર' નામે પ્રવેશક લેખે મૂકેલો નિબંધ પ્રસ્તાવનાની પછી છે. સં. 'મા.'

ઉદાહરણોના જે મનહર આદિ છંદ કરવાની તેમની પદ્ધતિ છે તે જોઇએ તેવી રસાવહ નથી, એ વાત એમના જેવા રસિક લેખક સહજ માન્ય કરશે. " તલબદ્દી ગૂજરાતી "ના પ્રયાગો માનથી તળબદ્દા શબ્દો માત્ર વાપરવાથી, રમ, તત્ત્વ, શાસ્ત્ર, ઇત્યાદિ વિદ્યામાનને બાલવૃદ્ધ પર્યંત વાચતાં સાથે સમગ્નઇ જાય તેવી કરી નાખવાનો મંત્ર જાણનાર મહાપંડિતો આવો આગ્રહ ધરે તો તે ઠીક છે; રસજ્ઞ[1], મર્મજ્ઞ, તત્ત્વજ્ઞ, કવિઓગે પંડિતોએ આ વિષયમાં અવશ્ય વિવેક કરવો જોઇએ. " યદ્યપિ નાટક એટલે ભજવી બતાવવું, રૂપક એટલે રૂપણુ, એ અર્થને વળગી રહીને રા. રણછોડભાઇએ ગ્રંથ વિસ્તાર્યો છે તે યોગ્ય છે, તથાપિ નાટકના વસ્તુ ઉપર દૃષ્ટિ કરતાં તેનું મૂલ બીજ જે રસ છે, તેનું પણ કાંઇક વિવેચન કરવું હતું. રૂપણમાં પણ રસોત્પત્તિ, સ્થાયિભાવ જમાવવો.વ્યભિચારી આદિથી પુષ્ટ કરવો, એ મુખ્ય હેતુ છે.રૂપણ પોતે તો અનુભાવનો એક વિભાગ ગણી શકાય તેમ છે. એટલે કાવ્યમાત્રમાં તેમ દશ્ય કાવ્ય-નાટકમાં મુખ્ય નિદાન તો રસ જ છે, ને તેનો વિવેક ગ્રંથમાં જણાતો નથી, જેથી ગ્રંથમાં પૂર્ણતામાં કાંઇ ન્યૂન પડે છે. રસ શું ? મુખ્ય રસ કોણ ? રસનો અંગાંગિ ભાવ કેવો છે ? ઇત્યાદિનો વિવેક નાટકના વિભાગ સમજનારને અતીવ આવશ્યક છે. અમને એમ લાગે છે કે રા. રણછોડભાઇ રસ સંબંધે જુદો ગ્રંથ લખે છે તેથી તેમણે આ લેખમાં એ વિષયની ઉપેક્ષા કરી હશે.

## સ્વ. ડૉ. કાશીપ્રસાદ જાયસવાલ

### ૧

છાપાંમાં આવેલી અવસાનનોંધોમાંથી મળે નહિ તેવી કેટલીક સ્વ. પ્રો. કા. પ્ર. જાયસવાલ વિશેની મહત્ત્વની વિગતો

---

૧ આ ૧૧ શબ્દોને મુદ્રાધન કર્યાં છે અમે; મૂળમાં તેમ નથી. —સં. 'મા'

પ્રસિદ્ધ અન્તતત્ત્વવિદ્ ર. રાહુલ સાંકૃત્યાયને એમને વિશે 'વિશાલ ભારત'માં (સપ્ટે.' ૩૭) લખેલા લેખમાંથી મળે છે: (૧) સ્વર્ગસ્થ શ્રીમંત પિતાના પુત્ર હતા તેથી ઑક્સફર્ડમાં ઊંચી કેળવણી લઇ શકેલ તથા હિંદ આવ્યા બાદ પણ લાંબા વખત સુધી ગુજરાન માટે વલખાં મારવાની જરૂર નહોતી તેથી ઇતિહાસનો અભ્યાસ કરી શકેલ; (૨) સ્વ. શ્યામજી કૃષ્ણ વર્મા, લાલા હરદયાલ વગેરેનો સંપર્ક પોતાને વિદેશોમાં થએલો ને એમની અસર હેઠળ પોતે પણ ઘણા ક્રાંતિકારી-સામ્યવાદી-વિચારો ધરાવતા, જે મનોવલન તેમણે હિંદ આવ્યા બાદ જાહેર કરવું ઉચિત ધારેલ નહિ કેમ કે તેમના પ્રિય વિષય ઇતિહાસનાં દુર્લભ સાધનો સામ્રાજ્યવાદી અધિકારીઓ ઇત્યાદિ પાસે હતાં તે તેમના સહકારથી જ મળે તેમ હતાં; (૩) પરંતુ તેમના એવા વિચારો અધિકારીમંડલથી અજાણ્યા નહિ તેથી તેમને કાયદા તથા કેળવણી અંગેની ઊંચી સરકારી કે અર્ધ-સરકારી જગ્યાઓથી છેવટ લગી વંચિત રાખવામાં આવેલા; (૪) તેમણે પ્રસંગોપાત્ત હિંદીમાં પણ ગદ્યપદ્ય લખ્યાં છે. સદરહુ લેખમાં તેમના ઇતિહાસગ્રંથોનો પરિચય આપતી તથા તેમણે વાઙ્મયસૃષ્ટિમાં ભોગવેલી કેટલીક ઊંચી પદવીઓની યાદી આપી છે તે નીચે મુજબ; (૧) 'મનુ ઍન્ડ યાજ્ઞવલ્ક્ય' (૧૯૧૭): એની સમાલોચના કરતાં ફિટ્ઝજેરલ્ડે કહ્યું છે: "આ ગ્રંથે જ્ઞાનને મેઇન, બ્યુહલર અને જોલીની સીમાથી પણ આગળ વધારી દીધું છે." (૨) 'હિંદુ-પૉલિટી' (૧૯૨૪); આ ગ્રંથને ભારતીય ઇતિહાસમાં ક્રાંતિ કરનાર કહીએ તો એ અત્યુક્તિ નથી. દેશ વિદેશનાં ઘણાં વિદ્યાપીઠોમાં એ પાઠ્ય પુસ્તક છે. (૩) 'રાજ્યનીતિ-રત્નાકર'નું સંપાદન: આ ગ્રંથ રાજસંસ્થા (રાજાઓ) અને હિંદુ રાજ્યનીતિ સાથે સંબંધ ધરાવે છે: (૪) ધર્મશાસ્ત્ર અને કર્મકાંડ સંબંધી સંસ્કૃત હસ્ત-લેખોના સૂચીપત્રનું સંપાદન. (૫) ખારવેલના હાથીગુમ્ફાવાળા

-શિલાલેખની ઉકેલણી; ઉકેલવો અતિ મુશ્કેલ એવો એ લેખ બેસાડતાં એમને દસ વર્ષ લાગેલાં. (૬) 'હિસ્ટરી ઑફ ઇંડિયા, ઇ. સ. ૧૫૦–૩૫૦' (૧૯૩૦): લાંબા સમય સુધી એ કાળ-વિભાગ અંધકારપૂર્ણ મનાયો હતો. (૭) 'ઇમ્પારિયલ હિસ્ટરી ઑફ ઇંડિયા' (૧૯૩૪): આમાં તેમણે ઈ. સ. પૂર્વે ૭૦૦થી ૭૭૦ સુધીના હિંદના ઇતિહાસનું સરસ વિવેચન, 'મંજૂશ્રીમૂળ-કલ્પ' એ બૌદ્ધ ગ્રંથના આધારે, કર્યું છે અને કેટલીક ગૂંચો એ કાળવિભાગની ઊકેલી છે. (૮) 'ક્રૉનોલૉજી ઍંડ હિસ્ટરી ઑફ નેપાલ' (૧૯૩૬): ઇ. સ. પૂર્વે ૬૦૦થી ઇ. સ. ૮૮૦ સુધીનો નેપાળનો ઇતિહાસ ઘણા અંધકારમાં હતો તે આ ગ્રંથમાં ઊકેલવાનો સબળ અને સફળ પ્રયાસ કર્યો છે.

આ ગ્રંથયાદી પરથી માલૂમ પડે છે કે જાયસવાલજી બીજાએ કાઢેલી કેડીએ કેડીએ ચાલ્યા જવું પસંદ કરતા નહોતા પણ તેમનો પ્રયત્ન હમેશાં નવા જ્ઞાનરાજ્યનો વિજય કરવાને માટે હતો.

ભારતના તેમ જ પશ્ચિમી વિદ્વાનોને એમનાં અન્વેષણો માટે ઘણું માન હતું. ૧૯૩૦માં તેમને 'ગાયકવાડ સ્વર્ણજયંતી વ્યાખ્યાતા' તરીકે-અગાઉ એ ગૌરવ માત્ર કવિવર રવિબાબૂને જ પ્રાપ્ત થએલું-પસંદ કરવામાં આવ્યા હતા. એ જ વર્ષમાં, પટનામાં ભરાયલી પ્રાચ્યવિદ્યાપરિષદના પોતે સ્વાગતાધ્યક્ષ હતા. ૧૯૩૧માં પટના-સંગ્રહસ્થાનના પ્રમુખ બન્યા અને છેવટ લગી રહ્યા. એમના સમયમાં સંગ્રહસ્થાનનો ઘણો વિકાસ થયો હતો. ૧૯૩૩માં ભાગલપુર મુકામે ભરાયલા બિહારપ્રાંતીય સાહિત્યસમેલનના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં તેમણે ૮૪ સિદ્ધોની હિંદી કવિતા વિશે સરસ વિવેચન કરેલું તથા ઇ. સ. ૮૦૦ના અરસામાં થએલા એ કવિઓનો સ્વીકાર ડૉ. ગ્રીઅર્સને (હિંદની ભાષાઓના પ્રસિદ્ધ ઇતિહાસકે) ત્યાર પછી કર્યો. એ જ વર્ષમાં

વડોદરામાં ભરાયલી સાતમી પ્રાચ્યવિદ્યાપરિષદના[1] ડૉ. જાયસવાલ પ્રમુખ હતા. ૧૯૩૪માં અને ૧૯૩૬માં, એમ બે વાર તેઓ ભારતીય નિષ્કશાસ્ત્ર-સમિતિના પ્રમુખ હતા. ૧૯૩૫માં લંડનની રોયલ એશિયાટિક સોસાયટીના નિમંત્રણથી તેમણે મૌર્યકાલીન સિક્કાઓ વિશે વ્યાખ્યાન આપેલું. એ માન મેળવનાર તેઓ પહેલા જ ભારતવાસી વિદ્વાન હતા.

૨

તેઓ આંતરરાષ્ટ્રીય કીર્તિ પામેલા પંડિત હતા. તેમની શક્તિઓ ઘણા ઊંચા પ્રકારની અને વિશિષ્ટ હતી. પ્રાચીન ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસ માટે આવશ્યક એવું ચીની ભાષાનું જ્ઞાન તેમને હતું તેવું તેમના સમકાલીનોમાંથી બીજા કોઈને નહોતું. આ [ કલકત્તા ] યુનિવર્સિટીના ટાગોર લૉ લેક્ચરર તરીકે તેમણે મનુ અને યાજ્ઞવલ્કય વિશે આપેલાં વ્યાખ્યાનો તેમની અપૂર્વતાવાળી દૃષ્ટિ અને વિદ્વત્તાનાં સાક્ષી છે. તેઓ ઑક્સફર્ડમાં ચીની ભાષાના ડેવીસ સ્કૉલર હતા; ' હિંદુ પૉલિટી ' અને ' હિસ્ટરી ઑફ ઇન્ડિયાઃ ઈ. સ. ૧૫૦થી ૩૫૦ 'ના કર્તા હતા; અને ' બિહાર ઍન્ડ ઓરિસા રીસર્ચ જર્નલ'ના તંત્રી હતા. આવાં વિવિધ સ્વરૂપે તેમણે આ દેશના ઇતિહાસાન્વેષણને કરેલી સેવાઓ અમૂલ્ય છે.... ... ...આ યુનિવર્સિટીમાં ૧૯૧૭માં રીતસરનો અનુસ્નાતક અભ્યાસવિભાગ ખોલાયો, તેની પણ પહેલાં તેમને સ્વ. સર આશુતોષ મુખરજીએ

---

[1] ૧. એ પ્રસંગના પ્રમુખવ્યાખ્યાનમાં તેમણે હિંદનો સળંગસૂત્ર ઇતિહાસ આપણી દૃષ્ટિએ વિગતવાર રચવાની અગત્ય દર્શાવેલી. વળી પ્રસ્તુત લેખમાંથી જ જાણવામાં આવે છે તેમ, એવા ઇતિહાસ માટેની યોજના તેમણે આંધ્રવિદ્યાપીઠને રજૂ કરતાં તેના કુલનાયકે પોતાનાં સાધનોની ઊણપનો ઈશારો કરેલ. આ બાબતમાં સ્વર્ગસ્થના જ શહેર પટનાની વિદ્યાપીઠે પણ તેમને સાથ આપ્યો નહોતો.

યુનિવર્સિટીના ઉચ્ચતર શિક્ષણનું કાર્ય કરવા પસંદ કર્યાં હતા–કલકત્તા રીવ્યુ ( ઑગસ્ટ '૩૭)

"એ નાગ, ભારશિવ અને વાકાટક રાજા–સમ્રાટોનો ઇતિહાસ શ્રી કાશીપ્રસાદ જયસ્વાલે હમણાં [ ૧૯૯૩ ] પહેલી જ વાર ઊકેલ્યો છે, ... ... જડેલાં સાધનો સંગ્રહાઇને પડેલાં હોઇને ય બરાબર બેસતાં નહોતાં, ઘણાખરા પુરાવિદો આ રાજવંશોની ભૂલભૂલામણીમાં અટવાયા કરતા હતા. સાધન-ઢગલાનો કેટલોક ભાગ આ કસાયેલ પુરાવિદે સત્તરઆની ઊકેલી આપ્યો છે.... ... " પ્રો. ઠાકોર ( 'માલવિકાગ્નિમિત્ર નાટક'નું • પરિશિષ્ટ બીજું ).

## ગ્રંથસ્થ સર્જન

### પં. જવાહરલાલનો પ્રેમકટોરો

[ રમેશનાથ ર. ગૌતમઃ 'જવાહર...પ્રવાદેશ'માં પૃ. ૪૨ ]

હું દોઢ વાગે ચેંબરના મકાનની સીડી આગળ હાજર થઇ ગયો. ધૂમ તડકો હોવા છતાં સેંકડો દર્શનાતુર લોકોની ભીડ ત્યાં હતી. પગથિયા પાસે એક આધેડ વયની પ્રહ્રી બહેન ઊભી હતી. તેના હાથમાં વિમ્ટોનો ગ્લાસ હતો. લોકો તેની હાંસમશ્કરી કરતા હતા. તે હિંદુસ્તાની ન જાણે ને લોકો બર્મીઝ ન સમજે. હું ગયો એટલે મારા તરફ ફરીને તેણે ફરિયાદ કરી. તેના કહેવાની મતલબ હું સમજ્યો.... ... ... ...તે કહે કે હું લેપડાનની છું. પંડિતજી લેપડાન આવ્યા ત્યારે તેમને મારે હાથે પાણીનો પ્યાલો પાવા હું ઘેલા જેવી તેમની પાછળ ભમી, પણ ભીડ અને કામના દબાણને લીધે તેમની પાસે જઇ શકી નહિ. આખો દિવસ હું આથડી. મારે તેમને જળ પાવું જ છે. મારે મન તેઓ પૂજ્ય છે. હું છેક લેપડાનથી એ માટે આવી છું ને આ વિમ્ટોનો પ્યાલો લઇને ઊભી છું. મને પત્તો મળ્યો કે પંડિતજી ઉપર છે. તે આવે ત્યાં સુધી હું કોટિ ઉપાયે અહીંથી નહિ ખસું. તમારાથી થાય તે કરો, પાણી પાઇશ ત્યારે જ જંપીશ. ... ... ...હું વિચારમાં

પડી ગયો. મેં તેને આશ્વાસન આપ્યું એટલે લોકો તરફ ફરીને એ બોલી "જોયુંને, તમે બધા ખાણુ [ ખાંડ ] ખાઓ છો. આ ભાઇ જરૂર મને મદદ કરશે ... ... ...ડેકડી કરતા લોકને મેં વાર્યા, પણુ એક મુસીબત હતી. વિમ્ટોમાં બરફ હતો. જવાહરલાલનું ગળું હદબહાર ખરાબ થઇ ગયું હતું. તે ઠંડું પાણી પીતા નહોતા; ને પીએ, તો ભારે જોખમ હતું. બાઇને ઘણું સમજાવી, પણુ તે કહે "તમે ગમે તેમ કરો, મારું પાણી તે જરૂર પીશે. મને કૃપા ( પ્રભુ ) જેવો વિશ્વાસ છે. હું અહીંથી હટવાની નથી. ને તમે પંડિતજીને કહેશોને, કે જળ સ્વીકારે ?"... ... ... એને શું કહી શકાય ? કલાક સુધી અમે ને એ બાઇ તડકામાં શેકાયાં. છેવટે જવાહરલાલ ઊતર્યા. પગથિયે રોકીને મેં વાત વાત કરી. એની આંખમાં અમૃત ઉભરાયાં. એક પળના વિલંબ વગર પ્યાલો લઇને મોઢે માંડ્યો. પેલી બાઇ જોડેલા હાથે, હરખ-ઘેલી, પૂજ્યભાવ નીતરતી આંખે ને પુલકિત વદને જોઇ રહી. લોક ઘેલું બનીને જયકાર ગરજાવી ઊઠ્યું. પ્રેમના ઓઘ ઉભરાયા. ધન્ય ઘડી, ધન્ય દહાડો ! જવાહરલાલ સડસડાટ ઝેર જેવું બરફનું પાણી ગટગટાવવા લાગ્યા. અડધે પહોંચ્યા, ને મારાથી ન રહેવાયું: "પંડિતજી, બસ; અબ રહેને દીજિયે. આપને ઇસ બહિનકા મન રખ લિયા; અબ ગલાકો સમાલિયે. રહને દીજિયે" પણુ એ તો જાણે ત્રણ લોકના પરમાનંદનો નિચોડ મહાકષ્ટે લાધ્યો હોય તેમ આંખ મીચીને ગટગટાવે જાય, પોણો ટંબલર ખાલી કરીને પાછું આપીને હસીને પૂછ્યું; "બસ ? ઔર પિયું ?" બાઈ તો ગદ્‌ગદિત થઇ ગઇ. એને જાણે સાત સ્વર્ગ મળ્યાં. તેણે અત્યંત કોમળતાથી પ્યાલો લઇ લીધો, ને નમીને બાજુ પર ખસી ગઇ. કહો, આ જોઇને લોક પાગલ ન બને ? ને ન પુકારે "જવાહર-લાલ ઝિન્દાબાદ" ? સૂજેલા, પીડાતા ગળાને મારે જે વિષ સમાન હતું તે પીણાનો એણે" રુચિ રુચિ ભોગ ધરાયો."

# ગ્રંથસ્થ ચિન્તન

## નિષ્કામ રાજપદ

[ ચુનીલાલ વ. શાહ: 'રાજહત્યા' પૃ. ૩૦૪ ]

"પ્રતાપ ! સંકલ્પ વિકલ્પ ન કરીશ. મેં [રાઉલ જોગીએ] જીવનમાં વૈભવોની, ધનની, કીર્તિની કે જીવનની કામના રાખ્યા વિના ચડ્ડાવલીના શત્રુઓને માર્યા છે, રાજ્યને આબાદ કર્યું છે અને પ્રજાને સુખી કરી છે. મારા અનેક શત્રુઓ હતા, તારો તો એક જ શત્રુ છે; પણ તે તારો અંગત શત્રુ ન હોવો જોઇએ. નિષ્કામ ક્ષત્રિયને કોઇની સાથે અંગત વૈર ન હોય. પાટણના રાજ્યની સબળતા તથા પ્રભુતાને અર્થે, પ્રજાનાં સુખશાંતિને અર્થે પ્રજાપીડક રાજાનો ધ્વંસ કરવામાં પાપ શું ? હિંસા શી ? ભય શો ?" પ્રતાપના મનમાં આ ઉત્તેજનાથી વધુ હિંમત આવી. કેલ્હણદેવ સમક્ષ રાજપદની નિર્મળતા સંબંધી કહેતી વખતે એ નિર્મળતાનું પ્રતાપના મનમાં જે મૂલ્ય હતું, તે મૂલ્ય હવે તેને વધી ગએલું દેખાવા લાગ્યું. તેના મનનું વર્તુળ તેને પહેલાં કરતાં વધારે વિશાળ બનતું લાગ્યું. આર્ય સંસ્કૃતિના રાજપદની ભાવનાના ઉપકારો તેની સ્મૃતિમાં ઊભરાયા, એ ઉપકારોની સમીપે અત્યારે થઇ રહેલી એ પદની વિડંબના તેને અસહ્ય લાગવા માંડી. પોતે એ રાજપદનો જ એક ક્ષુદ્ર અણુ હતો, પણ પોતે ય હજુ તેને પૂરતું નિર્મળ રાખી શક્યો નહોતો એવું તેને લાગવા માંડ્યું. કામનારહિત રાજપદ કેટલું નિર્મળ અને તેજસ્વી હોય, કેટલું ઉપકારક અને સંસ્કૃતિરક્ષક હોય, કેવું આર્ય અને ત્યાગપરાયણ મુમુક્ષત્વથી યુક્ત હોય, તેનો ખ્યાલ આવતાં તેનું વીરત્વ તેના અંતરને અપરિચિત પ્રકાશથી અજવાળી રહ્યું, "અને એ નિષ્કામ વીરત્વનો ગુરુમંત્ર રાઉલ જોગી પાસેથી લઇ, તેણે આપેલા અંગરક્ષકોની સાથે ચડ્ડાવલીમાંથી નીકળી, બીજે દિવસે પ્રતાપ ઝાલોર તરફ વિદાય થયો.

### જાગૃત અને સુપ્ત મન (પૃ. ૩૪૮)

માણસનું જાગૃત મન જાણે સ્થૂળ દેહનો જ એક ભાગ હોય તેમ સદા પોતાનાં સુખદુઃખને જ સંવેદે છે અને એ સંવેદનાને આધારે મનુષ્ય તે મનની આજ્ઞાઓને વશ રહીને વર્તે છે. સુપ્ત મન તેથી જુદા પ્રકારનું છે.' કેટલીક વાર જાગૃત મનની સંવેદનાથી વિરુદ્ધ જ સુપ્ત મન અભિપ્રાય આપે છે. **સુપ્ત મન ઉપર જન્મજન્માંતરના અનુભવોની, દૂર-દૂરનાં ભૂતકાળનાં સુખદુઃખની, વારસામાં મળેલી અને ઇતર જનો પાસેથી ગ્રહણ કરેલી માન્યતાઓની, એવી કાંઈ કાંઈ અગોચર છાપો પડેલી હોય છે.**[૧] તીવ્ર મંથનકાળે સુપ્ત ઉપરની એ અગોચર છાપો ઉપસી આવે છે; ત્યારે તે જાગૃતિમાં આવી જાય છે અને પોતે જ કરેલા એક કૃત્યની બીજી બાજુનું તેને ભાન થવા લાગે છે. માણસને પોતાની ભૂલો સમજાય છે, દોષોનું ભાન થાય છે, પાપનો પશ્ચાત્તાપ થાય છે, ગુમાવેલી તક માટે શોક થાય છે, આમ કર્યું હોત તો ઠીક હતું અને તેમ ન કર્યું હોત તો ઠીક હતું એવા વિચારો થાય છે, તે બધું કેટલીક વાર એ સુપ્ત મનની ક્ષણિક જાગૃતિના જ પરિણામરૂપ હોય છે. અંતરાત્માના અવાજ તરીકે પણ તે કેટલીક વાર ઓળખાય છે.

## સામયિકોમાંથી

### મહિમાવન્ત સિંધ

[ જનકરાય છે. બુચ: 'સુહિણી' ઑગસ્ટ '૩૭ ]

સિંધ ઘણું દઇ શકે એમ છે; ઘણું લઇ શકે એમ છે. જે પ્રદેશમાં મીઠો મહેરામણ બારે માસ પોતાનાં મીઠાં પાણીથી ધરતી

૧. આ વાક્યનું મુદ્રાધનત્વ મૂળમાં નથી પણ અહીં છાપતાં આપેલું છે.—સં. 'મા.'.

માતાને તૃપ્ત કરે છે, તે સિંધનો મધ્ય પ્રદેશ પુરાતન કાળથી જ મહાન સંસ્કૃતિ અને મહાન પ્રજાઓનું ઊગમસ્થાન રહ્યો છે. તે જ પ્રદેશમાં તાજેતરમાં જ શોધાયેલાં પ્રાગૈતિહાસિક કાળને શીમાડે પહોંચતાં પ્રાણવાન પ્રજા અને સંસ્કૃતિનાં અસ્થિઓ (મોહનજો-ડેરો) આવેલાં છે. તે જ પ્રદેશમાં વેદકાળમાં સિંધુને કાંઠે બેસીને સિંધુનાં જ ગુણગાન ગાતાં સ્તોત્રો આપણા ઋષિમુનિઓએ રચ્યાં છે. તે જ પ્રદેશ ઉપર મહાભારતકાળમાં રાજા જયદ્રથનું રાજ્ય હતું. તે જ પ્રદેશમાં બૌદ્ધકાળમાં ભગવાન તથાગતના શિષ્યોએ પગપાળા મુસાફરી કરી અહિંસા અને સુવર્ણમય મધ્યમાર્ગનો બોધ કર્યો, જેનું સ્મૃતિચિન્હ, મીરપુરખાસ પાસેનો બૌદ્ધસ્તંભ, હજી પણ જળવાઈ રહ્યું છે. બાકીનો ઇતિહાસ તો સર્વવિદિત છે: ઇરાનીઓનું આગમન, મહાન સિકંદરની સ્વારી, તેણે સિંધુકિનારે ઠેરઠેર બેસાડેલાં થાણાં, શક લોકોનું આગમન, શિવસ્થાન(સેવાણ) બ્રાહ્મણાબાદ અને દેવળબંદરની જાહોજલાલી, દાહિર અને ચચની યશગાથા, મુસલમાનોનો સિંધના બંને દરવાજેથી ધીરો પણ મક્કમ પ્રવેશ... ...

## પ્રજાસંઘનું રચનાત્મક કાર્ય

જીનીવામાં આવેલી પ્રજાસંઘની બુદ્ધિવિષયક સહકારિતાની સમિતિના સભ્ય મેં.ઝાં અબેંએ ફેલબોમાં ' ધ મીનિંગ ઍંડ ઑબ્જેક્ટ ઑફ ઇન્ટલેક્ચ્યુઅલ ઈન્ટર્નેશનલ કો-ઑપરેશન' વિશે ગઈ તા. ૨૯મી ડીસેમ્બરે આપેલા ભાષણના ' સીલોન ડેલી ન્યુસ'ના( તા. ૩૦-૧૨-૩૬) વૃત્તાંતમાંથી નીચેનાં જાણવાજેગ બિન્દુઓ તારવ્યાં છે.

૧. યુદ્ધનો અભાવ એ જ શાંતિ નથી—જેમ, ગૃહકલેશનો અભાવ એજ ઉત્તમ ગૃહજીવન નથી. બંને દાખલામાં, શાંતિ કે ગૃહજીવનની મધુરતા એ વિધાનાત્મક વસ્તુ હોવી જોઇએ, માત્ર નિષેધાત્મક નહિ.

૨. આ કારણે પ્રજાસંઘની પ્રવૃત્તિને જે રાજકીય સિવાયનાં પાસાં છે તે પણ ઉપયોગી બલ્કે વધારે વિચારવાજોગ છે. એમાં રાજ્યેરાજ્યના પ્રતિનિધિઓ રાજ્યપ્રકરણી દૃષ્ટિએ ભેગા મળે છે. તે તો જગતમાં યુદ્ધનો અભાવ કેમ સધાય, તેના ઉપાયો વિચારવા અને યોજવા માટે; તેમાં તેમણે પોતાની પ્રવૃત્તિ કરતાં કરતાં ઘણી બાંધછોડ કરવાની, આપ-લે કરવાની, છૂટો મૂકવાની હોય છે.

૩. એ કાર્ય ઘણું આવશ્યક અને હિતકર છે એમાં ના નહિ પણ પ્રજા-પ્રજા વચ્ચે પરસ્પર ભાઇચારો અને સમજણ વધે તે માટે રાજકીય સિવાયનાં સામાજિક અને બુદ્ધિવિષયક ઘણાં કાર્યો પ્રજાસંઘ કરે છે.

૪. પ્રજાત્વ અને રાષ્ટ્રીયતાની ભાવના ગયાં ૮૦–૯૦ વર્ષમાં ઘણી આગળ આવી છે. તે અમુક અંશે ઇષ્ટ છે એ સાચું; પણ, એ ભાવના આખરે તો એક કૃત્રિમ ભાવના છે એ વાત જ્યારે વીસરાય છે ત્યારે તે વિઘાતક અને ભયંકર રૂપ પકડે છે. જગતનો વિચાર આપણે પ્રજાઓના કે રાષ્ટ્રોના સમૂહરૂપે નહિ પણ મનુષ્યજાતિના વિવિધ સભ્યોના સમુદાયને રૂપે કરવો જોઇએ. મનુષ્યની મનુષ્યતા પહેલી–બીજું બધું પછી, એ જ આંતરરાષ્ટ્રીય શાંતિનો માર્ગ છે.

૫. આ છેવટની મહાભાવનાથી પ્રેરાઇને પ્રજાસંઘ મૂડી–મજૂરીના આર્થિક તેમ જ જુદા જુદા ભૌતિક–શાસ્ત્રીય વિષયોમાં–રાજકીયેતર વિષયોમાં-દેશદેશને લગતી માહિતી કેન્દ્રસ્થ કરવાનું તથા એનો પ્રચાર અભ્યાસીઓમાં કરવાનું મહત્ત્વનું કાર્ય કરે છે. આ કાર્યની પ્રવૃત્તિઓના અહેવાલો છાપાંનાં મુખ્ય પાનાંમાં શબ્દ–પતાકા ('સ્ટ્રીમર–હેડલાઇન') દ્વારા ફરકતા હોતા નથી, છતાં એ કાર્ય છે ઘણું રચનાત્મક અને જગદ્વ્યાપી તથા એની અગત્ય સમય

વીતતાં સમજાશે. પ્રજાઓ જે બાબતોમાં પરસ્પરવિરોધી નથી, તેવું એ કાર્ય છે.

૬ પ્રજાસંઘ એબિસિનિયા અને મંચુરિયાનાં પ્રકરણોમાં નિષ્ફળ ગયો એ ખરું, પણ મનુષ્યકૃત સર્વે વસ્તુઓમાં હોવાની જ એવી એ નિષ્ફળતા છે. અને, પ્રજાસંઘ હજી તો બાલ્યાવસ્થામાં છે એ જોતાં, એની રાજકીય સિદ્ધિઓ પણ આવી કેટલીક નિષ્ફળતા પછી જ શકય બનવાની. એવો સુદિન આગળ જતાં ઊગે તે માટે ધર્મબુદ્ધિપૂર્વક પ્રયાસ કરવામાં ખંતથી મંડી રહેનાર કોઇક આંતરરાષ્ટ્રીય સંસ્થા જોઇએ અને પ્રજાસંઘ તેવી એક સંસ્થા છે જ.

## મંદિરનો ઘંટનાદ: પુરવણી

૭. ઉપરનું ટાઈપમાં ગોઠવાયા પછી મદદની એક વધુ રકમ મળી છે: રૂ. ૨૦ (અંકે વીસ), ભાવનગરના સ્વ. માણેકલાલ મોતીલાલ મજમુ ફંડમાંથી, હસ્તે રા. ઇન્દુલાલ બા. મહેતા અને રા. શાંતિલાલ શ્રુ. મહેતા. એ ફંડનો લાભ અમારી પ્રવૃત્તિને લાંબા વખત સુધી ઉત્સાહપૂર્વક આપ્યા બદલ અમે એ બંને શુભેચ્છક ભાઇઓના ખાસ ઋણી છીએ. શ્રદ્ધા છે કે, 'માનસી'ને જરૂર પડશે ત્યાંસુધી એ લાભ દરવર્ષે નિ:શંકપણે મળ્યા જ કરશે.

૮. એક વધુ લોન (નં. ૬) પણ, રૂ. દોઢસોની, આ પૂરો પ્રેસમાં જાય છે ત્યારે લીધી છે. એ સાથે કરજ પુરા બારસોનું બને છે.

૯. ઉપરની કલમ ચોથીમાંની બાબતને અંગે એક નાનો ઉમેરો: જેમ એ સો રૂપિયાની મુખ્ય આવક તેમ લેખો વગેરે માટે મળતી નાની રકમો પણ, અંગત ઉપયોગમાં નહિ લેવાતાં, 'માનસી'ને જ જાય છે; અને ઉપાડવાના પોણોસો તો કોઈ પણ સંજોગમાં પેણોસો જ રહે છે.

ભાવનગર તા. ૨૪-૯-૩૭

# વર્ણાનુક્રમણી


| | | | |
|---|---|---|---|
| અનંત વિશ્વની યાત્રાએ | ૫૧૯ | પ્રાપ્તિસ્વીકાર-પૂર્તિ | ૬૧૧ |
| આત્મસમર્પણ | ૩૮૯ | બસો-પાંચસો શબ્દોમાં | ૫૧૫ |
| ઉપ-ધ્વનિ | ૫૯૨ | મહાદેવ | ૪૪૯ |
| ઉપરકોટ | ૩૯૨ | ભાષા અને સાહિત્ય | ૫૬૩ |
| કંઠણલહરી | ૩૬૪ | મંજૂષા | ૬૧૪ |
| ગ્રંથસ્થ ચિન્તન | ૬૨૬ | મંદિરનો ઘંટનાદ | ૬૧૨ |
| „ સર્જન | ૬૨૪ | રણછોડભાઈ-શતાબ્દી | ૬૧૬ |
| જૂના ગુજરાતી દુહા | ૪૨૨ | રણપિંગલ, નાટ્યપ્રકાશ | ૫૩૯ |
| ધર્મ અને તત્ત્વજ્ઞાન | ૫૮૯ | રમણલાલની વિચારસૃષ્ટિ | ૫૪૭ |
| ધ્વનિ | ૫૭૩ | વર્ણાનુક્રમણી | ૬૩૨ |
| નવલવિશેષ | ૬૧૪ | વાત્સલ્યનો વિજય | ૩૯૯ |
| નવીનપુરનો યાત્રી | ૪૭૧ | વાસરિકા | ૫૯૮ |
| નિકષ | ૫૪૭ | સાધકની દૃષ્ટિએ | ૫૩૩ |
| નિકષપૂર્તિ | ૬૦૯ | સામયિકોમાંથી | ૬૨૭ |
| પૃથ્વી: ઇતિહાસ, વર્તમાન | ૫૫૮ | સંસ્કારી જીવો | ૪૮૬ |
| પૉલ બ્રન્ટનની મુલાકાતે | ૪૬૬ | સ્વ. ડૉ. હા. પ્ર. ભગવતલાલ | ૬૨૦ |
| પ્રાપ્તિ-સ્વીકાર | ૫૭૧ | સ્વ. માનશંકરભાઈ | ૬૦૭ |

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૨, ગ્રંથાંક ૪

ડીસેમ્બર ૧૯૩૯



આ અંકમાં

| | | |
|---|---|---|
| માનશંકર મહેતા | ધનસુખલાલ મહેતા | કેશવરામ શાસ્ત્રી |
| પૂજાલાલ | વ્રજરાય દેસાઈ | ગૌરીપ્રસાદ ઝાલા |
| બાદરાયણ | ગિરધરલાલ શેઠ | ગુલાબદાસ બ્રોકર |
| ... .... .... | નાથાલાલ દવે | .... .... .... |

# મા ન સી

## સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી


| | |
|---|---|
| વર્ષ–ગ્રંથાંક | પૂર્ણસંખ્યા |
| ૨–૪ | ૮ |

ડીસેમ્બર ૧૯૩૭

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

## ધ્યાનમંત્ર

### ૮. ભારતનો આત્મા

ભારતવર્ષ પર મને પ્રીતિ છે, તે હું ભૂગોળના અમુક ભાગની મૂર્તિપૂજા કરું છું, તેથી નહિ, તેમ, આ ભૂમિમાં જન્મવાનું મારા ભાગ્યમાં હોવાને કારણે પણ નહિ; પરંતુ એટલા માટે કે ભારતે અનેક અંધાધુની ભરેલા યુગો વીતી ગયા છતાં હજી પણ તેના મહાન પુત્રોની જ્યોતિર્મય ચેતનામાંથી નીસરેલી પ્રાણવન્ત વાણીનું જતન કર્યું છે–सत्यं ज्ञानमनन्तं ब्रह्म બ્રહ્મ સત્ય છે, બ્રહ્મ જ્ઞાન છે, બ્રહ્મ અનંત છે; शान्तं शिवमद्वैतम् શાન્તિ બ્રહ્મમાં છે, શિવ બ્રહ્મમાં છે, અને ભૂતમાત્રનું અદ્વૈત પણ.

ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञानपरायणः ।
यद्यत्कर्म प्रकुर्वीत तद्‌ब्रह्मणि समर्पयेत् ॥

ગૃહસ્થીએ પોતાનું જીવન બ્રહ્મનિષ્ઠ તરીકે ગાળવું, વસ્તુમાત્રના તત્ત્વનું જ્ઞાન મેળવવામાં પરોવાવું અને જીવનનાં કર્મમાત્ર પરમાત્માને સમર્પણ કરવાં. આ રીતે આપણે જાણવા પામીએ છીએ કે ભારતવર્ષ અને ભારતવાસીઓ જે ખરેખર શોધે છે તે નાસ્તિરૂપ શાંતિ નથી અથવા કોઈ યાંત્રિક રચના કે કૃત્રિમ યુક્તિ નથી, પણ, તેઓ 'શિવમ્'માં તથા 'અદ્વૈતમ્'માં રહેલી શાંતિને શોધે છે; વળી આપણે જાણવા પામીએ છીએ કે કર્મથી વિમુખ રહો એવી ભારતની એનાં સંતાનો પ્રત્યે આજ્ઞા નથી, પણ, જીવનના આધ્યાત્મિક રહસ્યના શુદ્ધજ્ઞાનપૂર્વક પ્રભુસાન્નિધ્યે કર્મ કરવાની તેની આજ્ઞા છે; વધુમાં, આપણે જાણવા પામીએ છીએ કે ભારતમૈયાની આ સાચી પ્રાર્થના છે:

य एकोऽवर्णो बहुधा शक्तियोगाद्
वर्णाननेकान्निहितार्थो दधाति ।
विचैति चान्ते विश्वमादौ स देवः,
स नो बुद्धया शुभया संयुनक्तु ॥

જે એક છે, જે સર્વ વર્ણભેદથી પર છે, જે વર્ણમાત્રની સ્વાભાવિક જરૂરતો પૂરી પાડે છે, જે પદાર્થમાત્રને આદ્યન્ત બરાબર સમજે છે, તે દેવાધિદેવ આપણ સર્વને શુભ એવા જ્ઞાન વડે એકરૂપ કરો.

[ રવીન્દ્રનાથ ટાગોર: 'કલ્ચરલ હેરિટેજ ઑફ ઇંડિયા' પૃ. ૧ ]

# વિષયદર્શન

વર્ષ ૨ ગ્રંથાંક ૪

## સર્જન અને નિબંધો.


આત્મસમર્પણ ... ... ... ૬૩૩

બે માનસી-કાવ્યો
પૂજાલાલ ... ... ... ૬૩૪

તને શું અરપું ? (કાવ્ય)
'બાદરાયણ' ... ... ... ૬૩૫

અર્થપ્રધાન કાવ્ય
નાથાલાલ દવે ... ... ... ૬૩૬

મણિલાલચરિત્રની સામગ્રી
સ્વ. માનશંકર પી. મહેતા ... ... ૬૪૧

સ્ત્રી-સમાનતાનો પ્રાચીન સંગ્રામ ( નિબંધિકા )
પ્રો. ગૌરીપ્રસાદ ચુ. ઝાલા ... ... ૬૫૫

નૃત્ય-અભિનય-કલા ( વાર્ષિકાવલોકન )
ધનસુખલાલ કૃ. મહેતા ... ... ૬૬૬

આગલી રાત્રે ( નવલિકા )
ગુલાબદાસ બ્રોકર ... ... ... ૬૭૯

સાધકની દૃષ્ટિએ : ૨ ( પૂર્ણયોગિક ગદ્યખંડો )
ગિરધરલાલ શેઠ ... ... ૬૮૪

સદ્ગત નરસિંહરાવ ( સંસ્મરણો )
વિજયરાય ક. વૈદ્ય ... ... ... ૬૯૯

સ્વ. કનૈયાલાલ વકીલ ( વ્યક્તિત્વનિદર્શન)
ધનસુખલાલ કૃ. મહેતા ... ... ૭૦૮


## નિકષ


પ્રાચીન ગુજરાતીનું માર્ગદર્શન ( 'અપભ્રંશપાઠાવલી' )
કેશવરામ કા. શાસ્ત્રી ... ... ૭૨૧

નવીન જેવું રસિક ( 'નવલગ્રંથાવલી' )
પ્રો. મંજરાય મુ. દેસાઈ ... ... ૭૩૩

સાપના ભારા
'સરયૂ' ... ... ... ૭૪૫
આયુર્વેદમાં ચેતન
મો. પ્ર. વૈદ્ય ... ... ... ૭૫૬
બસો-પાંચસો-શબ્દોમાં (૩ ટૂંકાં અવલોકન)
વિ. ... ... ... ૭૫૯
પરિચાયિકા : ૧, ૨ (૩૨ ગ્રંથપરિચય) વિ. ... ૭૬૪, ૭૭૧
પ્રાપ્તિ-સ્વીકાર (૨૩ પુસ્તકોની વિગતવાર પહોંચ) ૭૭૫
સહયોગીઓ (૨૧ સામયિકોની નોંધ) : વિ. ... ૭૭૬
ધ્વનિ (અવસાનનોંધ; ઘંટનાદ) : વિ. ... ૭૭૯
મંજૂષા (વર્ણાનુક્રમણી) ... ... ૭૮૪

**માનસી ગ્રંથશ્રેણી; સંચાલક** વિજયરાય ક. વૈદ્ય ... લવાજમ (વાર્ષિક), રૂ. ૫; દેશાવર, રૂ. ૮), છૂટક, રૂ. ૧॥... **શાખાઓ :** (૧) **મુંબાઇ**, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; (૨) **સૂરત**, લોકવાણી મુદ્રણમંદિર, ચૌટા પુલ; (૩) **ભરૂચ**, રા. ગણપતરામ મ. ત્રિવેદી, સાંકડી શેરી; (૪) **વડોદરા**, પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટ, શિયાપુરા; (૫) **અમદાવાદ**, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ: (૬) **કરાચી**, નૂતન સાહિત્યભંડાર; (૭) **રાજકોટ**, ધ ન્યુ સ્ટોર્સ, ટાઉન હૉલ સામે; (૮) **જામનગર**, રા. રામચંદ્ર ઓઝા, ઓઝાનો ડહેલો; (૯) **જૂનાગઢ**, પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી, વણઝારી વાવ; (૧૦) **પોરબંદર**, રા. જયેન્દ્રરાય મ. પાઠક, રામટેકરી રોડ.

## હવે નવાં લવાજમ પાકે છે

અને એ વિશેની વિગતો આ અંકનાં છેવટના પૃષ્ઠોમાં ('મંદિરનો ઘંટનાદ' એ નોંધમાં) છાપી છે. સર્વ ગ્રાહકબંધુઓ એ વાંચીને તેમાંની સૂચનાનો વેળાસર અમલ કરવા કૃપા કરે. એ મ. ઓ. ત્યાં આપેલ પ્રેસને સરનામે ભાવનગર મોકલવાના છે.

**તંત્રીખાતાના** બધા કામકાજ માટે, વધુ ખબર અપાતાં સુધી, આ સરનામું વાપરવું : **દરજી મહોલ્લો, નાનપરા; સૂરત.**

## ૮: રિપોર્ટરો પ્રત્યે મ્યાં. બ્રિયાંના ઉદ્ગારો

[ 'જર્નાલિઝમ ' માં લૉર્ડ રિડેલે કરેલું અવતરણ ]

આપણે–તમે અને હું–જૂના મિત્રો છીએ, જૂના પાડોશીઓ છીએ; જૂના પ્રેમીઓ તથા જૂના યોદ્ધાઓ છીએ; અને કબ્રશાયી થતાં લગી એવા જ રહેવાના. તમે લોકો સમયાનુસાર મારા પ્રતિનિધિ કે કુપ્રતિનિધિ બન્યા છો; મારી વાણીના ધ્વનિવર્ધક ('લાઉડ-સ્પીકર') અથવા તો ટીકાકાર બન્યા છો; મારા ચારિત્રના શબ્દચિત્રકો પણ છો. આપણા રાજ્યતંત્રના કીલકરૂપ તમે, અને તમે છો મારા સરખાના પગરખામાં ખૂંચતા કાંકરા પણ. વળી તમે એક એવી સંસ્થા છો જેના વિના મારે ચાલે તેમ નથી–કે જે મારી પ્રતિષ્ઠા, મારા નામ અને મારા જાહેર જીવન સાથે અતૂટપણે જોડાયલી છે. આવો, તમે સૌ નજીક ને નજીક આવો, મને ભીંસતા આવો. હું તમને કદી યે વઢવા–લડવાનો નથી. મળે તે ટૂકડા મેળવો મારી પાસેથી—એમાંથી તમે આખા ને આખા રોટલા બનાવશો. ... ... ... પણ હવે તો મને જવા દો, જવા દો; કેમ કે મારે મારી ટ્રેન પકડવી છે–તમે જાણો જ છો ને, કે એક ફ્રેંચમેને પોતાની પૅરિસની ટ્રેન ચૂકવી જ ન ઘટે.

# માનસી

સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૨ ગ્રંથાંક ૪


## આત્મસમર્પણ

આટલા થોડા સમયમાં સંપૂર્ણ આત્મસમર્પણ થઈ જાય એ શક્ય નથી; કારણ કે સંપૂર્ણ સમર્પણ એટલે [1]પ્રકૃતિના એકેએક વિભાગમાં રહેલી ‘અહં’ની ગ્રંથીને કાપીને તે તે મુક્ત અંગને સમગ્રભાવે ભગવાનને અર્પણ કરવું. મન, પ્રાણ તથા અન્નમય–શારીરિક–ચેતનાએ અને એ દરેક ભાગની એકેક પ્રવૃત્તિએ પણ એક પછી એક, છૂટું છૂટું, પોતપોતાનું સમર્પણ પ્રભુને કરવાનું છે; દરેકે પોતાની અત્યારની કાર્યપ્રણાલી છોડી દેવાની છે અને ભગવાન બતાવે તે માર્ગ સ્વીકારવાનો છે. આ બધું એકી વખતે થઈ શકે નહિ જ. પરંતુ શરૂઆતથી સાધક પોતાની ચેતનામાં સમર્પણ કરવાનો પ્રધાન સંકલ્પ સ્થાપિત કરી શકે છે અને પછીથી ડગલે ને પગલે, પોતાને જે રીત શક્ય જણાય તે દરેક રીતે એ સંકલ્પનો તે અમલ કરી શકે છે. પ્રસંગ પ્રાપ્ત થતાં પોતાનું સમર્પણ સંપૂર્ણ કરવા માટે તેનો ઉપયોગ કરવા તે પ્રયત્ન કરી શકે છે. એક દિશામાં, પ્રકૃતિના એક કરણમાં, આત્મસમર્પણ કરવામાં આવે તો તેથી બીજામાં તે કરવું વધારે સરળ થઈ જાય છે તથા અનિવાર્ય બને છે. પણ પ્રકૃતિના એક ભાગમાં કરેલું સમર્પણ અન્ય ભાગમાં રહેલી બંધનની ગ્રંથીઓને તોડી કે નરમ કરી શકતું નથી. સાધકનો પ્રધાન સંકલ્પ દૃઢપણે સ્થાપિત થયા પછી, અને એ સંકલ્પને જીવનના વ્યવહારમાં શરૂઆતની બહાલી મળે તથા આચારમાં પણ તેને ઉતારવામાં આવે ત્યાર પછી પણ સાધકની વર્તમાન વ્યક્તિતા સાથે ઘણા જ ગાઢ બંધનથી જકડાયેલી ગ્રંથીઓને તથા પોતાને મનપસંદ માનસિક ઘડતરોને દૂર કરી દેતાં ખાસ કરીને વધારે મુશ્કેલીઓ નડે છે.

અંબાલાલ પુરાણી

---

૧. શ્રી અરવિંદકૃત ‘બેસિસ ઑફ યોગ’ના ‘ફેઇથ–એસ્પિરેશન–સરેંડર’ એ બીજા વિભાગના પૃ. ૧૨–૧૩નું ભાષાંતર.

# બે માનસી–કાવ્યો

## અભીપ્સુ કવિને

: પૃથ્વી :

તને અમર કાવ્યમંદિર રચી મહીં માનસી-
તણી સુભગ સત્યમૂર્તિ પધરાવવાના કવિ!
ઉરે સદભિલાષ છે? વિદિત કિંતુ છે કે મસી-
મહીં વિમલ શ્વેત સુંદર સરોજમાં જે છવિ
નિવાસ કરતી નિરંતર ન તે પદો માંડશે:
સુગંધ પરમાત્મપદ્મવરની સદા શ્વાસમાં
વહંત મુખ જેહને તરત તેહ તો છાંડશે
વિગંધભર વાતનો લવ સમાગમે વાસમાં.
વૃથા શ્રમ જશે, મળે નહિ જ મંગલા આવશે,
પરંતુ કવિ! ભક્ત! હોય અભિલાષ ઊંચા ઉરે;
લઇ સ્ફટિક શુભ્ર અક્ષર અનંતમાં જે સ્ફુરે
બનાવ શુભ તેહનો નિલય; આપ દેવી તહીં
પ્રસન્ન મુખકાંતિપૂર્વક પધારીને લાવશે
અપૂર્વ રસસૂરતા ચરણનૂપુરોની મહીં
૩૧–૮–૩૫

## માનસીને

પૃથ્વી

અલૌકિક સ્વરૂપિણી દ્યુતિવિહારિણી માનસી!
કલા શરદચંદ્રની અમલ આત્મલાવણ્યમાં
પ્રફુલ્લ પમરાવતી, અમરગંગના વ્હેનમાં
થતાં સ્નપિત ફેનશીકરવડે રહેલાં હસી

સુપદ્મ કિરણાંગુલી પર રમાડતી ઉલ્લસી:
પ્રભાવસન પુષ્પદેહ પર વિશ્વવિસ્તારમાં
પ્રકાશ લહરીવતું: સુભગ શુભ્ર શ્રીકંઠમાં
સુહે સુમનમાળ નંદનવસંતસારે રસી;
કરે અતિમનોહરા ગહનનાદવીણા, સ્વરે
અનંત-ઉર વીંધનાર ઋતરાધિકા રાજતી,
પદે લસત તારકારજતઘૂઘરી બાજતી,
અપૂર્વ રસ-છંદના ધ્વનિ જગાડતી અક્ષરે,
ધરો ચરણ માનસી કવિ-ઉરે; કૃપાવર્ષણે
ભરો અમૃતસૂરતા વિલસતી મહોત્કર્ષણે

તા. ૮-૯-૩૫ પૂજાલાલ

## તને શું અરપું ?

તને શું અરપું હવે ! સકલ વૈભવો વેડરી
અકિંચન બન્યો, નવીન ધન પામવા શક્તિ ના,
તને જ ધરવા હતાં સરવ ગીત મેં સંઘર્યાં,
અને કવિતપાંદડી તુજ લટે હતી ગૂંથવી.
પ્રકાશ તુજ માર્ગને હૃદયકંપના દીપનો
સદૈવ અજવાળતો પ્રગટ જ્યોત રાખ્યો હતો.
કંઈક દિન તાહરા રટણમાં ગયા, ગીતના
પ્રલમ્બ લય સૌ શમ્યા, કવિતપાંદડી જો બધી
વિલાઈ ગઈ, પ્રાણહીન થઈ ભૂમિદેહે પડી,
ન દીપ જલતો રહ્યો, પથ ભરેલ અંધારથી.
હવે તુજ ઉરે કહે શું પ્રગટી દયા ! દીનનો
અસહ્ય ઉપહાસ ક્રૂર કરવા અગર આજ તું
તમિસ્ર ઘન ભેદતી મુજ સમીપ આવી ! ભલે,
મને ન પરવાહ; દુઃખ મુજ અર્પવા કાંઈ ના.

બાદરાયણ

## અર્થપ્રધાન કાવ્ય

"વાંચો, કવિરાજ! નવીન શું રચ્યું?"
વડીલ બેઠા નિજ આસને, અને
મને કહ્યું કાવ્ય સુણાવવા નવું;
ત્યારે "હશે કોણ?" વિચારીને સુધા
આવી ધીરેથી નિજ ખંડમાંથીઃ
ત્યાં વાંચતો કાવ્ય મને નિહાળી,
હસી, અને એ નિજ તાત પાસે
બેસી ગઇ સાંભળવા કવિતા.

પ્રભાતનાં ઝાકળમાં ભીંજાયલી
રસે ભરી ડોલરની કળી અમી
હતી સુધા. એ હસતી, અને મૃદુ
એ હાસ્ય મારા હૃદયે વસી જતું.
સ્વપ્નો અધૂરાં મુજ જિંદગીનાં
જગાવતી એ; સહુ કાર્ય મારાં
તપાસતી એ, કરતી પરીક્ષા.
ને એ મને એ ગમતું. અનેક
કાવ્યો તણી એ હતી પ્રેરનારી.
એ આવતાં મેં સવિશેષ હર્ષથી
શરૂ કર્યું કાવ્ય—

મેં આદર્યું અર્થપ્રધાન ગીત;
પૃથ્વી તણા ગૌરવવાળી છંદમાં
પ્રાસો તજીને, યતિભંગ સાધી,
વિરામનાં સ્થાન ઉચિત બેસવી,
જે મેં કરેલી રચના અપૂર્વ.
મુદ્દાર્થમાં ભાવ અનેક ગૂંથી

ચાતુર્યથી, શબ્દચમત્કૃતિથી,
નિષ્પત્તિ કીધી રસની અનેરી.
શબ્દો તણા શુદ્ધ, યથાપ્રમાણ
ઉચ્ચારકેરી ખૂબ રાખી કાળજી,
ધીરે ધીરે, યોગ્ય અવાજ ફેરવી
વાંચી રહ્યો હું પદપંક્તિઓ બધી. ૩૧

ને કાવ્યની સાંભળવા પ્રશંસા,
એની ખૂબીને રચના થકી જ્યાં
આશ્ચર્યમાં મુગ્ધ બનેલ નેત્રની
રાખી અપેક્ષા, નવલી પ્રસન્નતા
—ના ભાવથી જોઇ રહી હશે સુધા
એવું વિચારી મુખ ફેરવું જરા—
ના હર્ષ, ના ભાવ કશો જ, આ શું ?
ઉલ્લાસની ત્યાં નહિ એક રેખા ?
કંટાળીને– હા !–કરી મુખ ત્રાંસું
ખાધું સુધાએ હળવે બગાસું. ૪૧

વડીલ તો કૈંક વિચારમાં હતા.
અવાજ મારો નહિ આવતાં, એ
પૂરું થયું કાવ્ય હશે, ગણીને
થાકેલ સાદે "બસ ?" એમ બોલ્યા. ૪૫

હું ધૂંધવાયો મનમાં : નકામા
આવા જનો જે સમજે ન કાવ્યને,
જાણે ન કે શું રસ, છંદ, માત્રા;
પ્રીછે નહિ શબ્દપ્રભુત્વ મારું,
ચાતુર્ય, વા કાવ્ય–કલા તણા જે
સૌન્દર્યનો અર્થ જ ના પ્રમાણે;

એવા અવિદ્‌જનપાસ શાને
લાવ્યો રચી કાવ્ય? ૫૨

–અને જતાં જતાં
ત્યાં પીપળાના થડને જરાક,
વિચારમાં હું મુજ હસ્ત ટેકવી
ઊભો રહ્યો રોષભર્યો; કદિ હવે
સુધા કને હું નહિં કાવ્ય લાવું.
એને ન જો સાંભળવું ગમે તો
છો એ રહે શુષ્ક, અજાણ, વંચિત;
અબુઝ જેવી, કવિતાવિહોણી.
ને વૃદ્ધ તો શું સમજે? રસેભરી
સુવાસ ઘેરી પદપંક્તિઓ તણી
એ કેમ માણી જ શકે? ૬૩

મીઠો મૃદુ નૂપુરનો અવાજ
ગુંજી રહ્યો કાનમહિં, ફર્યો ત્યાં
દીઠી સુધાને મુજ પાસ આવતી.
ઉત્સાહથી એ ડગ માંડતી હતી;
નેત્રે હતું હાસ્ય, અને હતું અમી:
તેજસ્વી ને મોહક મુખમાં ફરી
ઊઠી અનેરી મમતા ભરી હતી.
આવી ઊભી એ, પળમાં બધાયે
મારા મનોભાવ લીધા વિચારી,
ને એ વદી; "રોષ હવે જવા દો,
આજે થઈ ભૂલ. ન સાંભળ્યું મેં
પૂરા રસે કાવ્ય તમારું તેથી,
ગુસ્સે થવાની શી જરૂર આવી?

ને ભૂલ એ સાંભળનારની નથી
એમાં હશે ઊણપ કૈંક કાવ્યની.'' ૭૮

મંને થયું ઊણપ તો હશે ખરે,
શબ્દો હશે ક્લિષ્ટ, હશે કદાપિ
કૃત્રિમ ભાવો, પણ છંદમાં તો,
ન હોય કો ભૂલ જ. એ વિચારતાં,
ભૂલી ગયો રોષ હું; ને સુધાને
“શી શી હતી તો ભૂલ?'' પૂછતો ગયો
ત્યાં તો સુધા હેતભર્યા અવાજે
ઉત્સાહથી પ્રેરક બોલ બોલી–
" જે ગીત મારા મનની કથા કહે,
જે ગીત સૌના હૃદયે રમી રહે
ને જે તમારા ઉરથી સ્વયં વહે,
તેનું ન કાં કાવ્ય રચો ? ૯૦

તેનું ન કાં કાવ્ય રચું ? રચી શકું,
હું શું કહિ ? માનવના હૃદે ભરી
અનન્ત કો સાગરની વિશાળતા;
ને ત્યાં નિરાશા, સુખદુઃખ, પ્રેમના,
આશા, ઉમંગો, તલસાટ, ઝંખના,
સ્વપ્નો, અપેક્ષા, જય ને પરાજય
કેરા તરંગો અનવદ્ય જાગતા.
ત્યાં સૂસવે ભીષણ રૌદ્ર વાયુ,
ને ભાવ કૈં કૈં પછડાય ઉછળે–
એ સર્વ હું કેમ જ ગાઉં ગીતમાં !
મારી કને શબ્દ નહિં, ન શક્તિ,
વિશાળ વા કોમળ ચિત્ત એટલું
મારું ન, કે ગુંજી રહે પ્રકંપતું

રાખ્યા કરતા હતા. છતાં હું તેઓના બહુ પરિચયમાં આવ્યો નથી. જેટલો મને પરિચય હોય, તે ઉપરથી સંસ્મરણોરૂપે કંઇક લખી મોકલવાનું અને 'કૌમુદી'પત્રના તંત્રી શ્રી વિજયરાય વારંવાર કહેતા હતા. પરંતુ મેં ઘણાં સંસ્મરણો વાંચ્યાં છે, તેમાં, ખાસ કરીને ગુજરાતી ભાષામાં લખાયેલાં સંસ્મરણોમાં લેખ્ય કરતાં લેખકની અહંતા વિશેષ દેખાઇ આવે છે. તે જ કારણથી મેં તેઓની ઇચ્છા પૂરી પાડવાનો સ્વીકાર કર્યો નથી. અને તે કારણથી પણ આપને પણ આપે પૂછેલા પ્રશ્નોના જ સંક્ષેપમાં ઉત્તરો આપવા ઇચ્છું છું.

૪. ૨૧. મણિલાલભાઇ ઈ. સ. ૧૮૮૫માં જ્યારે સામળદાસ કૉલેજ અહીં પ્રથમ ઉઘડી ત્યારે શરૂઆતમાં જ સંસ્કૃતના પ્રોફેસર નીમાઇને આવ્યા હતા. તે સમયે પ્રિન્સીપાલ તરીકે વિલાયતથી ઓક્ષફર્ડ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ ગનીયન સાહેબ, સાયન્સના પ્રોફેસર જમશેદજી માસ્તર સાહેબ, ઇતિહાસ અને તર્કશાસ્ત્રના પ્રોફેસર એંટી સાહેબ અને ગણિતના પ્રોફેસર દસ્તુર સાહેબ હતા.[1]

૬. ઇ. સ. ૧૮૮૯ના પહેલા સત્રની આખરે તેઓ રાજીનામું આપી મુક્ત થયા, ત્યાર પછી ફરી ભાવનગરમાં આવ્યા જ નથી. ભાવનગરમાંથી ગયા પછી તેઓ રાજકોટના સુપ્રસિદ્ધ નાગર વૈદ્ય બાવાભાઇ પાસે દવા કરાવવા રાજકોટ ગયા હતા; જ્યાં તેઓને ત્રણ ચાર માસ રહેવું પડયું હતું. તેઓએ કૃત્રિમ તાળવું કાઢી નાંખ્યું. આયુર્વેદાનુસાર ઉપચારો શરૂ કર્યા અને સઘળો સડો દૂર થઇ, આખું તાળવું કુદરતી રીતે જ સંધાઈ ગયું. બિલકુલ બોલી શકાતું ન હતું; પરંતુ તેઓના દવાથી સમજી શકાય, તેવું બોલી શકતા હતા. તે સિવાય શરીરનું સામાન્ય આરોગ્ય પણ સારી પેઠે સુધર્યું હતું.

---

૧. આની પછીની એક કંડિકા છોડી દીધી છે.—સં. આ.

૭. ઈ. સ. ૧૮૮૪માં અહીંના પ્રખ્યાત દિવાન સામળદાસ પરમાનંદદાસનો સ્વર્ગવાસ થયો. તેઓને બે પુત્રો હતા. જ્યેષ્ઠ પુત્ર વિઠ્ઠલદાસભાઇને મહારાજા સાહેબ તખ્તસિંહજીએ દિવાનની જગ્યા આપી; કનિષ્ઠ પુત્ર લલુભાઇ સાહેબને વસુલાતી અધિકારીની જગ્યા આપી. છતાં તેઓ મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરતા હતા અને પ્રિવિયસની પરીક્ષા તેઓએ પસાર કરી હતી. (સ્વ. શામલદાસભાઈ મારા પિતાના સગા કાકા થતા હતા, તે સહજ જણાવું છું.) સ્વ. શામલદાસભાઇનું સતત સ્મરણ રાખવા મહારાજા સાહેબ તખ્તસિંહજીએ શામળદાસ કૉલેજ સ્થાપી. ઇ. સ. ૧૮૮૫ના જાન્યુઆરી માસમાં સ્વ. દાદાભાઇ નવરોજજી અહીં પધાર્યા હતા, તેઓને હાથે કૉલેજ ખુલ્લી મૂકવાની ક્રિયા કરવામાં આવી હતી. તે સમયે પ્રથમ એક પ્રિવિયસ વર્ગ ઉઘાડવા દેવાની મુંબઇની યુનિવર્સિટી તરફથી પરવાનગી મળી હતી. આરંભમાં માત્ર ૧૫—૨૦ વિદ્યાર્થીઓ દાખલ થયા હતા જેમાંનો હું પણ એક હતો. ઇ. સ. ૧૮૮૬થી ત્રણે વર્ગો ઉઘાડવાની પરવાનગી મળી હતી.

૮. મારા સમજવા પ્રમાણે સંસ્કૃતના પ્રોફેસર તરીકેની પસંદગી રા. રા. શ્રી લલુભાઇ શામળદાસ મહેતાની હતી. તેઓ મણિલાલભાઇના ઘણા પરિચયમાં હતા. તેઓને પુછાવશો તો ઘણી અગત્યની હકીકતો પૂરી પાડશે; છતાં સ્વ. મનઃસુખરામભાઇની ભલામણ અને સ્વ. ગોવર્ધનભાઇની સંમતિ હશે જ એમ હું માનું છું.

૯. સ્વ. મણિલાલભાઈ અહીં આવ્યા પહેલાં મુંબઇની ગુજરાતી શાળાઓના ઇન્સ્પેકટરની જગ્યાએ હતા. નામદાર ગાયકવાડ સરકાર સયાજીરાવે તેઓને પોતાના રાજ્યના કેળવણી ખાતામાં ઊંચી જગ્યા આપવાના હેતુથી, તેઓ ઇ. સ. ૧૮૮૪ની આખરે વડોદરે રૂબરૂમાં મળવા બોલાવ્યા હતા. પરંતુ મણિલાલભાઇને જ્યારે અહીં પ્રોફેસરની જગ્યા મળી ત્યારે

તેઓએ ત્યાં જવાની અનિચ્છા દર્શાવી હતી, અને અહીંની જગ્યા સ્વીકારી હતી.

૧૦. અહીંયાં હું હાઇસ્કૂલમાં અભ્યાસ કરતો હતો ત્યારે મારા મિત્રોએ એક નીતિજ્ઞાનદય નામનું મંડળ સ્થાપ્યું હતું. હું તેમાં અગ્રભાગ લેતો હતો. અમે સમયે નીતિના લેખો સભામાં વાંચતા હતા અને નાનાં નાનાં પુસ્તકોરૂપે પ્રસિદ્ધ કરતા હતા. સ્વ. મણિલાલભાઈ તે સમયે ઘણું કરીને પ્રિયંવદા નામનું માસિક પત્ર કાઢતા હતા. તેઓએ તે પત્રમાં અમારાં પુસ્તકોની સમાલોચના કરતાં અમને ઉત્તેજન મળે, તેવું લખતા હતા, ત્યારથી તેઓની સાથે મારે પરોક્ષ પરિચય થયો. ઇ. સ. ૧૮૮૩માં હું મુંબઇમાં ગયો હતો, ત્યારે હું તેઓને પ્રત્યક્ષ મળ્યો હતો; તે પ્રસંગે તેઓએ મારી ઉપર બહુ પ્રેમ દર્શાવી ઘણી ઉપયોગી સૂચના આપી હતી. ત્યાર પછી તો તેઓ ભાવનગર પધાર્યા, ત્યારે જ તેઓની સાથે સમાગમમાં આવવાનું બન્યું હતું.

૧૧. મારા મિત્ર રા. રા. શ્રી પ્રભાશંકર જટાશંકર અહીંના રાજ્યખર્ચખાતામાં આસીસ્ટંટ રાજ્યખર્ચખાતાના ઉપરી હતા; તેઓ પણ સ્વ. મણિલાલભાઇ સાથે પ્રથમથી સમાગમમાં આવ્યા હતા. મણિલાલભાઈ અહીં આવ્યા, ત્યારે પ્રભાશંકરભાઇએ તેઓને પોતાના એક બીજા મકાનમાં (બહાર શાણિકામાં) રહેવાથી સગવડતા કરી આપી હતી. ત્યાર પછી અહીંના નાગરવાડામાં અહીંના તે સમયના રાજકોટખાતાના મુખ્ય વકીલ સ્વ. હરિલાલ સવાઈલાલ મહેતાના મકાનમાં તેઓ ભાડે રહેતા હતા. તેઓ અને તેઓના ભાઈઓનાં મકાનો એક જ ડેલામાં આવ્યાં છે. ઘણું કરીને ઇ. સ. ૧૮૮૭માં અહીંની જ્ઞાતિમાં વિવાહ પ્રસંગ હતો, ત્યારે સ્વ. હરિલાલભાઇને મણિલાલભાઇને આપેલા મકાનની જરૂર પડી; તે જ કારણથી તેઓ તે મકાન ખાલી કરી ફરીથી સ્વ. પ્રભાશંકરભાઇના મકાનમાં રહેવા ગયા હતા. તે

સિવાય તે મકાન છોડવાનું બીજું કંઈ પણ કારણ ન હતું. ત્યાર પછી તેઓ અહીં થોડું રહી શકયા, અને ફરીથી સ્વ. હરિલાલભાઇના મકાનમાં રહેવાને પાછા આવ્યા ન હતા.

૧૨. અહીં રહ્યા તે દરમ્યાન તેઓના ચારિત્ર્ય માટે ફરિયાદ કરવાને કોઇને કંઈ પણ કારણ મળ્યું નથી. ઊલટું, તેઓનું ચારિત્ર્ય શુદ્ધ હતું, એમ જ મનાતું હતું. વિદ્યાર્થીઓમાં, મિત્રોમાં અને અહીંના નાગર કાર્યભારીમંડળમાં તેઓ બહુ પ્રિય હતા; એટલું જ નહિ પણ તેઓની પ્રતિષ્ઠા પણ બહુ સારી હતી.

૧૩. તેઓ અહીં આવ્યા કે તુરત એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરતા અહીંના વિદ્યાર્થીઓ અને કોઇક નાગરગૃહસ્થોનું એક મિત્રમંડળ તેઓએ સ્થાપ્યું હતું. રા. રા. શ્રી લલુભાઇ સાહેબના મકાનમાં વખતોવખત તે મંડળની સભાઓ ભરાતી હતી, અને વિદ્યાના વિષયો ચર્ચાતા હતા. તે જ સમયમાં તે મંડળ તરફથી ઘણું કરીને સ્વ. મણિલાલભાઇની સહીથી મુંબઇની યુનિવર્સિટીને યુનિવર્સિટીની પરીક્ષાઓમાં ગુજરાતી ભાષા દાખલ કરવાને એક અરજી પણ મોકલવામાં આવી હતી.

૧૪. ઇ. સ. ૧૮૮૫માં અહીંના સુપ્રસિદ્ધ દિવાન ગૌરીશંકર ઉદયશંકર ઓઝાએ વેદશાળાનું સ્થાપન કર્યું હતું. સ્વ. મણિલાલભાઇ અહીં આવ્યા પછી તે શાળાના વ્યવસ્થાપક સંબંધી સૂચનાઓ કરવાને ગગાભાઇ સાહેબ તેઓને બોલાવતા હતા. સ્વ. મણિલાલભાઈ વેદનો માત્ર અર્થરહિત મુખપાઠ કરાવવામાં આવે, તેથી કંઇ લાભ નથી એવા મતના હતા. તેઓની સાથે ગગાભાઇ સાહેબે ચર્ચા કરી અને તેવા મુખપાઠનો અભ્યાસ કરાવવાની કેટલી બધી આવશ્યકતા છે તેની તેઓને ખાત્રી કરી આપી. મને સ્મરણ છે કે, મણિલાલભાઇએ તે પ્રસંગની સઘળી હકીકત અમારી પાસે વર્ગમાં કહી સંભળાવી હતી, અને ગગાભાઇ જેવા મહાન્ પ્રતિભાશાળી પુરુષના સમા-

ગમથી તેઓને પોતાને અત્યંત લાભ થયો છે, એમ તેઓ મુક્ત કંઠે સ્વીકારતા હતા. પાછળથી ઇ. સ. ૧૮૯૨માં ગગાભાઇ સાહેબની કૈવલ્યમુક્તિ થઇ ત્યાર પછી તેઓના સુપુત્ર સદ્‌ગત વજલભાઇ સાહેબને પોતાના પિતાનું જન્મ ચરિત્ર લખાવવાની ઇચ્છા થઇ. સ્વ. મનઃસુખરામભાઇની ભલામણથી સ્વ. મણિલાલભાઇએ તે પુસ્તકનાં પ્રથમ પાંચ પ્રકરણો લખ્યાં છે. × × × × × × અર્થાત્ અહીંના કાયભારી મંડળમાં સ્વ. મણિલાલભાઇ પ્રતિ અપૂર્વ માન હતું, તેમાં કંઇ પણ સંશય નથી.

૧૫. તેઓ અહીં રહ્યા તે દરમ્યાન તેઓએ ગુલાબસિંહ અને કાંતાનાં પુસ્તકો પૂરાં કર્યાં. તે સિવાય નારીપ્રતિષ્ઠા, અદ્વૈતીઝમ અને મોનીઝમ, ઇમીટેશન ઓવ શંકર અને તર્કસંગ્રહની ભેટ એટલાં પુસ્તકો લખ્યાં હતાં. સિદ્ધાન્તસારનો આરંભ અહીં જ કર્યો હતો. સાથે સાથે પ્રિયંવદા પત્ર તો ચલાવતા જ હતા.

૧૬. તેઓના પ્રસિદ્ધ શિષ્યોમાં

૧ રા. રા. શ્રી લલુભાઈ શામળદાસ મહેતા
૨ ' ' બ. ક. ઠાકોર
૩ ' ' ચંદ્રવિદ્યાનંદ પંડ્યા (સુરતવાળા)
૪ ' ' નારણદાસ ગામી (પાલીતાણાના સર ન્યાયાધીશ)

વગેરે હતા. ઘણું કરીને ઇ. સ. ૧૮૮૯માં મહાત્મા શ્રી ગાંધીજીએ પણ અહીંની કૉલેજમાં એક સત્ર અભ્યાસ કર્યો છે. તે પ્રસંગે તેઓના સંસ્કૃત પ્રોફેસર સ્વ. મણિલાલભાઇ હતા, તે પ્રસંગે તેઓને મણિલાલભાઇના જે સંસ્કારો થયા હશે, તે સ્પષ્ટ રીતે કહેશે, એમ હું માનું છું. તદુપરાંત અહીંના મારા કેટલાક નાગર મિત્રો પણ તેઓના શિષ્યો હતા. અને તેઓ સઘળા આ રાજ્યમાં બહુ ઊંચી જગ્યો સુધી ચઢ્યા છે. સ્વ. જીવણરામ લક્ષ્મીરામ દવે જેઓ ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં જટિલ નામથી

પ્રસિદ્ધ છે તેઓ પણ તેઓના જ શિષ્ય હતા, અને લાઠીના નામદાર ઠાકોર સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે તેઓએ ઘણાં વર્ષો સુધી કામ કર્યું હતું.

૧૭. તેઓ અહીં સ્વ. હરિલાલભાઇના મકાનમાં રહ્યા હતા, તે દરમ્યાન તેઓના પિતાશ્રી, માતુશ્રી, પત્ની, ભાઇ માધવલાલ અને તેઓના પુત્ર ઓછવલાલ આવી ગયા હતા અને લાંબી મુદ્દત સુધી સાથે રહ્યા હતા. તે દરમ્યાન પત્ની સાથે કંઇ પણ વિક્ષેપ થયો ન હતો; પરંતુ સ્વ૦ મણિલાલભાઈનાં માતુશ્રી તેઓની ઉપર કંઇક વિશેષ સખ્તાઇ રાખતાં હતાં, એમ જાણવામાં આવ્યું છે. તે નોંધી રાખવા યોગ્ય છે કે-મણિલાલભાઇ, માધવલાલ અને ઓછવલાલ, એ ત્રણે પુરુષો લાંબા હતા, ત્યારે તેઓના માતુશ્રી અને પત્ની ઠીંગણાં હતાં. તેઓ અહીં રહ્યાં ત્યાં સુધી તેઓ સઘળાં સ્વ૦ હરિલાલભાઇનાં કુટુંબીઓ સાથે બહુ હળીમળી ગયાં હતાં.

૧૮. હવે હું થોડાક મારા પોતાના અંગત અનુભવો પણ કહી દઉં.

(ક) સંસ્કૃતભાષા પ્રતિ મને સ્વાભાવિક રુચિ હતી. હાઇસ્કૂલમાં અભ્યાસ કરતો હતો ત્યારથી જ વેદાન્તનાં ગુજરાતી ભાષાંતરનાં પુસ્તકો હું વાંચતો હતો; સ્વ૦ સાક્ષરત્રય મનઃસુખરામ ભાઈના લેખો તેમ જ પુસ્તકોએ તેમ જ સાધુપુરુષ કેશવલાલ હરિરામના 'આર્યધર્મપ્રકાશ'માં આવતા લેખો અને કવિતાઓએ મારી તે રુચિને સતેજ કરી હતી, તે જ કારણથી કૉલેજમાં હું દાખલ થયો ત્યારે મારા સંસ્કૃતના અભ્યાસથી સ્વ. મણિલાલભાઈ મારી ઉપર બહુ પ્રસન્ન રહેતા અને મારો તે અભ્યાસ વધારવાને મને બહુ મદદ કરતા હતા. હું વખતોવખત તેઓને મકાને જતો હતો, ત્યાં તેઓ મારી સાથે મિત્ર તરીકે વર્તતા હતા. હું કેટલાંક કૌટુંબિક કારણોને લીધે કૉલેજમાં આગળ અભ્યાસ કરી શક્યો નહિ. જો કરી શક્યો હોત તો બી.એ.ની પરીક્ષામાં

સંસ્કૃતભાષાના ગ્રંથોનો અભ્યાસ કરવામાં તેઓ મને ખાસ મદદ આપશે, એમ વારંવાર કહેતા હતા. પ્રિવિયસના વર્ગમાં પહેલા જ વર્ષને અંતે ગૌરીશંકર ઇનામની હરીફાઈ કરાવવાને માટે કવિ કાલિદાસ નામનો સંસ્કૃત ભાષામાં નિબંધ લખવામાં આવ્યો. મારા નિબંધથી તેઓ બહુ ખુશી થયા હતા, અને તે ઇનામ મને આપ્યું હતું. મારા મિત્ર બ. ક. ઠાકોરે પણ તે નિબંધ લખ્યો હતો, તેઓએ મને તે નિબંધ વંચાવ્યો હતો. ઠાકોરે તે નિબંધ મંદાક્રાંતાવૃત્તમાં લખ્યો હતો અને તે સમયે ઘણું કરીને મેઘદૂતનું કાવ્ય કૉલેજમાં ચાલતું હતું; તેમાંથી કેટલાંક ચરણો પણ પોતાના નિબંધમાં દાખલ કર્યાં હતાં, એમ મને સ્મરણ આવે છે. ત્યાર પછી ઠાકોર તો પુનામાં દક્ષિણ કૉલેજમાં અભ્યાસ કરવા ગયા, અને ત્યાર પછી તો તેઓ કેટલા બધા આગળ વધી ગયા છે તે સુપ્રસિદ્ધ છે એટલે તેઓ વિષે વિશેષ લખવાની કંઇ જરૂર રહેતી નથી.

(ખ) મારા મિત્રવર્ગમાં પણ મને કોઇ કોઇ વિષય ઉપર વાદવિવાદ કરવાની ટેવ પડી ગઈ હતી. કૉલેજમાં પણ ખાસ કરીને લૉજીકના વિષયમાં અને સંસ્કૃત વિષયમાં વખતોવખત પ્રોફેસર સાહેબો સાથે વિવાદમાં ઉતરી જતો. ઘણું કરીને માલવિકાગ્નિમિત્ર નામનું નાટક ચાલતું હતું, તેમાંથી એક શ્લોક, જેનું મને હાલમાં સ્મરણ નથી; તેનો ભાવાર્થ સ્વ૰ મણિલાલભાઈ સમજાવતા હતા. મેં તે શ્લોક ઉપર કલકત્તાના વિદ્દદ્વર્ય જીવાનન્દની ટીકા વાંચી હતી; તેઓએ વેદમાંથી એક મંત્રનો આધાર લઇને તે શ્લોકનો ભાવાર્થ મલ્લિનાથની ટીકા કરતાં જુદો જ બતાવ્યો હતો. મેં તે પ્રમાણે ભાવાર્થ કર્યો અને તેના સમર્થનમાં વેદનો મૂળ મંત્ર અને તે ઉપર સાયણાચાર્યની ટીકાનો આધાર આપ્યો. સ્વ. મણિલાલભાઇએ તેનો સ્વીકાર કર્યો નહિ અને પોતાનો પક્ષ સિદ્ધ કરવા અનેક યુક્તિઓ કહી સંભળાવી. ત્યાર પછી છમાસિક પરીક્ષામાં

તેઓએ તે શ્લોક ઉપર વિવેચન કરવાનો પ્રશ્ન પૂછ્યો. મેં તો મલ્લિનાથના ભાવાર્થનું ખંડન કર્યું અને જીવાનંદે આપેલ ભાવાર્થનું ફરી સમર્થન કર્યું. મણિલાલભાઈ મારો ઉત્તર વાંચી બહુ નાખુશ થયા અને વર્ગ વચ્ચે મને ઠપકો આપવા લાગ્યા. તે સમયે તો હું કંઈ બોલ્યો નહિં પણ પછી મારી પાસે જે જે આધારો હતા, તે લઈને હું તેઓને મકાને વંચાવવા ગયો. તેઓએ તે વાંચ્યા અને ફરી વિચાર કર્યો. છેવટે કહ્યું કે–'મેં તમને અન્યાય કર્યો છે; તમે કહો છો તેવો ભાવાર્થ પણ થઈ શકે.' આટલી બધી ઉદારતા કોઈક જ પ્રોફેસરમાં જોવામાં આવતી હતી.

(ગ) ઘણું કરીને ઈ. સ. ૧૮૮૬માં સંસ્કૃતની મોઢેની પરીક્ષા સ્વ. મણિલાલભાઈ તથા સ્વ. શ્રીધર ભાંડારકર લેતા હતા. તેઓ બન્ને પરીક્ષકો સાથોસાથ જ બેઠા હતા. સ્વ. શ્રીધર ભાંડારકર સાહિત્યની અને સ્વ. મણિલાલભાઈ વ્યાકરણની પરીક્ષા લેતા હતા. પરીક્ષા આપવાનો મારો વારો આવ્યો. સ્વ. મણિલાલભાઈએ સ્વ. ભાંડારકર પાસે મારી બહુ પ્રશંસા કરી, ત્યારે તેઓએ કહ્યું કે–'એમ છે તો મારે તેઓને સારી પેઠે ચકાસવા પડશે.' મને અધરામાં અધરો શ્લોક આપ્યો અને પાઠ્ય પુસ્તકમાંથી અઘરો ભાગ પૂછ્યો, છતાં તેઓ મારા ઉત્તરોથી સંતોષ પામ્યા. અને તુરત તેઓએ પોતાનો સંતોષ સ્વ. મણિલાલભાઈને જણાવ્યો. ત્યાર પછી વારો આવ્યો સ્વ. મણિલાલભાઈનો. તેઓ એક વિદ્યાર્થીની પરીક્ષા લેતા હતા. મને જરા દૂર ખુરશી ઉપર બેસવાનું કહ્યું. મણિલાલભાઈ પેલા વિદ્યાર્થીને કેટલાંક ક્રિયાપદોનાં અદ્યતન ભૂતકાળ( Aorist )નાં રૂપો પૂછતા હતા. મેં તે સઘળાં યાદ રાખ્યાં. વિદ્યાર્થીની પરીક્ષા પૂરી થઈ કે મને બોલાવ્યો. હું અદ્યતન ભૂતકાળમાં તદ્દન કાચો હતો એમ તેઓ જાણતા હતા; એટલે તેઓએ તો શરૂઆતથી જ તેના પ્રશ્નો પૂછવા માંડ્યા. સુભાગ્યે તેઓ પોતાની પાસે એક કાગળમાંથી જોઈ જોઈને જ

પ્રશ્નો પૂછતા હતા, તેથી પ્રથમના વિદ્યાર્થીને જે રૂપો પૂછ્યાં હતાં તે જ મને પૂછ્યાં. મને સઘળાં રૂપો યાદ હતાં, એટલે મેં જરા પણ વિલંબ કર્યા વિના ઉત્તરો આપવા માંડ્યા. તેઓ બહુ આશ્ચર્ય પામ્યા અને મને એકદમ પૂછ્યું કે અદ્યતન ભૂતકાળ ક્યારે તૈયાર કર્યો ? હું પરીક્ષાની તૈયારી કરવા એકાદ માસ અગાઉથી મુંબઇ આવ્યો હતો, તે તેઓ જાણતા હતા. મેં જવાબ આપ્યો: "અહીં આવીને બીજું કર્યું છે શું ?" તેઓ એમ સમજ્યા કે મુંબઇ આવીને મેં તે ભાગ તૈયાર કર્યો હતા.

ત્યારપછી જો કે તેઓએ બીજા ઘણા પ્રશ્ન પૂછ્યા અને બીજા કોઇ પણ વિદ્યાર્થીના કરતાં લગભગ બમણો સમય મારી પરીક્ષા લેવામાં કાઢ્યો, છતાં પરિણામે તેઓના મુખ ઉપરના સ્મિતથી હું જાણી શક્યો કે તેઓ પ્રસન્ન થયા છે.

ત્યાર પછી બીજે કે ત્રીજે દિવસે હું તેઓને મકાને ગયો. ત્યાં તેઓને તેઓના મિત્રો ઘેરીને બેઠા હતા. તે સમયે શ્રીયુત મલબારીએ બાળવિવાહ અને ફરજીયાત વિધવાવિવાહની વિરુદ્ધ ચળવળ શરૂ કરી હતી. સ્વ. મણિલાલભાઇએ પણ તેઓની સામે ઝુંબેશ ઉઠાવી હતી. તે પ્રસંગમાં મલબારીએ તેઓની ઉપર કંઇક અંગત ટીકા કરી હતી. તે ટીકા વાંચીને તેઓના મિત્રો કોપાયમાન થઇ ગયા હતા. અને પ્રત્યેક મિત્રે કંઇ ને કંઇ મલબારીની વિરુદ્ધ ચર્ચાપત્રો લખી મોકલવા તેવો અભિપ્રાય આપતા હતા. મને પણ તેમાં સામેલ થવાને તેઓએ આગ્રહ કર્યો મારા વતી મણિલાલભાઇએ તેઓને જવાબ આપ્યો કે— "તેઓનું આવી ચર્ચામાં ભાગ લેવાનું કામ નથી, તેઓ તો તેવી પ્રવૃત્તિથી જેમ અલગ રહે છે, તેમ અળગા જ રહે તેજ ઇષ્ટ છે."

ત્યાર પછી તેઓએ મને પૂછ્યું કે તમે અદ્યતન ભૂતકાળનો ભાગ ક્યારે તૈયાર કર્યો ? મેં કહ્યું કે 'આપે કર્યો તે રીતે મેં

તૈયાર કર્યો હતો.' તેઓ અને તેઓના મિત્ર પણ મારા જવાબથી બહુ આશ્ચર્ય પામ્યા. અને મને તે જવાબનો કંઇ વધારે ખુલાસો કરવા આગ્રહ કરવા લાગ્યા. ખરી હકીકત એ હતી કે તેઓને પોતાને પણ તે ભાગ કાચો હતો, અને તેથી જ કાગળમાં ઉતારી લાવેલાં તેનાં તે રૂપો સૌ વિદ્યાર્થીઓને પૂછતા હતા. હું મારા પ્રોફેસર મણિલાલભાઇની પ્રકૃતિથી તદ્દન વાકેફ હતો. તેથી સત્ય કહેવાથી તેઓને માઠું નહિ જ લાગે, એમ હું જાણતો હતો. મેં કહ્યું કે 'આપને પણ તે ભાગ કાચો જ છે અને તેથી જ આપ કાગળમાં કેટલાંક રૂપો ઉતારી લાવ્યા હતા. તે રૂપો આપે મારી અગાઉ આવેલા વિદ્યાર્થીને પૂછ્યાં હતાં, અને તેઓએ આપેલા જવાબો મેં યાદ રાખ્યા હતા. તે જ રૂપો આપે મને પૂછ્યાં, અને તેના તે જ પ્રમાણે જવાબો આપ્યા હતા.' મણિલાલભાઇ મારા આવા ધૃષ્ટતાભરેલ જવાબથી જરા ગુસ્સે તો થયા, તેઓના મિત્રોને પણ કંઇક રમૂજ મળી; અને મને એકદમ કહી નાખ્યું કે-"ત્યારે તો મેં તમને જે માર્ક આપ્યા છે તેમાં ઘટાડો કરવો પડશે." મેં કહ્યું કે-"મેં જે જવાબ આપ્યો છે, તે પરીક્ષક મણિલાલભાઇને નહિ, પણ મારા ઉપર સતત પ્રેમ અને કૃપા રાખનાર મણિલાલભાઇને આપ્યો છે." તેઓના મિત્રોએ પણ તેઓને ઠંડા પાડ્યા. તુરત તેઓ હસી પડ્યા. તેઓએ કહ્યું કે હું પણ તે ભાગમાં તેઓના જેટલો જ કાચો છું, પરંતુ આ પ્રસંગે મારે જણાવવું જોઇએ કે તેઓએ ત્યાર પછી કૉલેજમાં નિમાયેલા સુનિષ્ણાત શાસ્ત્રીજી ભાનુશંકરભાઇ પાસે સિદ્ધાંતકૌમુદીનો તલસ્પર્શી અભ્યાસ કર્યો હતો.

(ધ) ન્યાયના વિષયમાં તેઓનો બહુ ઊંડો અભ્યાસ હતો. એક સમયે કોઇ તૈલંગ વિદ્વાન બ્રાહ્મણ તેઓની પાસે તેઓને મકાને આવ્યા હતા. હું તે વખતે ત્યાં બેઠો હતો. પેલા વિદ્વાન બ્રાહ્મણ તૈલંગી સિવાય બીજી કોઇ ભાષા જાણતા ન હતા. તેઓએ તો સંસ્કૃતમાં જ વાતચીત કરવા માંડી. શરૂઆત તો

ક્ષેમકુશળતાથી થઈ, પણ તેમાંથી ન્યાયના કોઈ પ્રકરણ ઉપર ગંભીર ચર્ચા ઉપસ્થિત થઈ. તૈલંગી વિદ્વાનના મુખમાંથી વાગ્ધારા એટલા બધા વેગથી નીકળી હતી કે, તેમાંનો સાર પણ સમજવો તે કઠિન હતું, છતાં મણિલાલભાઈ પણ તેઓને તેટલી જ કુશળતાથી જવાબ આપ્યે જતા હતા. છેવટે તૈલંગી વિદ્વાન પોતાનો પક્ષ સિદ્ધ કરવામાં સફળ થયા ન હતા, અને તેઓએ મણિલાલભાઈની બહુ પ્રશંસા કરી હતી. તેઓ તો રાજ્યમાંથી કંઈ આર્થિક સહાય્ય લેવા આવ્યા હતા. મણિલાલભાઈએ તેઓને કાર્યભારીમંડળમાં મેળવ્યા અને તેઓની ઇચ્છા પૂર્ણ કરવામાં સહાયભૂત થયા.

૧૯. પ્રિન્સીપાલ ગનીયન.સાહેબ તેઓના સંસ્કૃત તેમજ ઇંગ્રેજી ભાષાના જ્ઞાનથી તેમજ સંસ્કૃત સાહિત્ય અને વેદાન્તની તેમ જ પાશ્ચાત્ય વિદ્વાનોના તત્ત્વજ્ઞાનની કુશળતાથી મોહિત થઇ ગયા હતા. તેઓ નિત્ય મણિલાલભાઇના સમયમાં અમારા વર્ગમાં આવીને બેસતા હતા અને અમારી જેમ તેઓ સંસ્કૃત ગ્રંથનું અધ્યયન કરતા હતા તથા મણિલાલભાઈ જે નોંધ કરાવતા હતા, તે સઘળી નોંધ કરી લેતા હતા. તેઓ વારંવાર રજા લેતા હતા તેથી તેઓ વચ્ચે એક વખત બોલાચાલી થઇ હતી. છતાં તેઓને પડતા મૂકી બીજા એક પ્રોફેસર સાહેબનો પગાર વધારવાની વાત તેઓના સાંભળવામાં આવી ત્યારે કૉલેજના બોર્ડને તેઓએ બહુ સખ્ત ભાષામાં રિપોર્ટ કર્યો હતો. તે રિપોર્ટમાં તેઓએ મણિભાઇના જ્ઞાનની બહુ સ્તુતિ કરી હતી. આખા યુરપ અને અમેરિકામાં તેઓના પ્રતિષ્ઠા બંધાઇ ગઇ હતી. તેઓના જેવો કૉલેજને બીજો પ્રોફેસર મળશે નહિ, એમ તેઓએ સ્પષ્ટ લખ્યું હતું. તેઓની રજા દરમ્યાન જે જે પ્રોફેસરો આવી ગયા તેઓનું કામ તેઓને બિલકુલ પસંદ આવ્યું ન હતું.

૨૦. મણિલાલભાઇની હયાતીમાં જ ગુજરાતના કેટલાક વિદ્વાનો તેઓની સામે થઇ ગયા હતા. ખરું કારણ તો એ હતું

કે તે વિદ્વાનો ઘણા સુધારક હતા. મણિલાલભાઈ વૈદિક ધર્મના પક્ષપાતી હતા, અને થીઑસૉફિસ્ટ થયા પછી તો તેઓએ ગુજરાતમાં વૈદિક ધર્મનો ઉદ્ધાર કરવાને પોતાથી બનતું કર્યું હતું. એક વખતે એટલે ઘણું કરીને ઇ. સ. ૧૮૮૩-૮૪માં હું અને મારા મિત્રો મુંબઇ પરીક્ષા આપવા ગયા હતા. મુંબઈમાં સ્વ. હરિપ્રસાદ દેસાઇના મકાનમાં ઉતર્યા હતા. તે જ પ્રસંગે ઉમરાવતીના પ્રસિદ્ધ ખાપર્ડે સાહેબ (હાલના દાદાસાહેબ) પણ ત્યાં જ ઉતર્યા હતા; તેઓ હરિપ્રસાદ દેસાઇના પરમ મિત્ર હતા. અમારી માગણીથી ખાપર્ડે સાહેબ અમને કવિશ્રી નર્મદાશંકરનાં દર્શન કરાવવાને લઇ ગયા. કવિ નર્મદાશંકર પણ ખાપર્ડે ઉપર બહુ પ્રેમ રાખતા હતા. તેઓ સાથે વાતચિત ચાલતાં મણિલાલભાઇની વાત નીકળી. કવિશ્રીએ કહ્યું કે મારી પૂર્વાવસ્થાનો મેં બહુ દુરુપયોગ કર્યો છે. હવે મને મારું ભાન આવ્યું છે. હું ગુજરાતના યુવાનોને આડે માર્ગે જતાં અટકાવવાને ગમે તેટલો પ્રયત્ન કરું પરંતુ મારી ઉમર એટલી બધી વૃદ્ધ થઇ ગઇ કે હું તેમાં કંઈ સિદ્ધિ મેળવી શકીશ નહિ. મને મણિલાલની ઘણી આશા છે. તેઓ મારું કામ ઉપાડી લેશે અને ઘણે અંશે ફતેહ મેળવશે એ મારી ખાત્રી છે."

૨૧. તેઓના વિરોધીઓને તેઓને થયેલ વ્યાધિનું બ્હાનું મળ્યું હતું, અને બ્હાનાના ઓથે રહી તેઓ તેઓની ઉપર સચોટ હુમલો કરવામાં ફાવી જતા હતા; પરંતુ મણિલાલભાઇ પોતાની ભૂલો છુપાવવાને કદી પણ પ્રયત્ન કરતા ન હતા. "મેં એકાદ બે ભૂલો કરી છે, અને પરમેશ્વરે મને તેના બદલામાં યથા શિક્ષા કરી છે, તે યોગ્ય જ કર્યું છે. ભૂલનું બરોબર પ્રાયશ્ચિત્ત તેવી શિક્ષાથી જ થઇ શકે"—એમ તેઓને મેં ઘણી વાર કહેતાં સાંભળ્યા છે; છતાં તેઓ થીઑસૉફિસ્ટ થયા, કર્નલ ઓલ્કોટ અને મેડમ બ્લેવેટસ્કીના પ્રસંગમાં આવ્યા, ત્યાર પછી તેઓએ પોતાના આચારવિચારો એટલા બધા બદલાવી

નાખ્યા હતા કેન્ત્યાર પછીના મણિલાલભાઇને જોનાર કદી એમ ન કહી શકે તેઓએ પૂર્વાવસ્થામાં મોટી ભૂલો કરી હશે.

૨૨. ગુજરાતના વિદ્વાનોએ હજુ પણ તેઓની બરાબર કદર પિછાની નથી. કૉલેજમાંથી તેઓ મુક્ત થયા પછી એકાદ વખત હું તેઓને રૂબરૂમાં મળી શકયો હતો. પરંતુ 'પ્રિયવંદા'માં અને "વેદાંતસાર"ના તરજુમાના ભાગમાં હું વારંવાર 'સુદર્શન'માં લેખો મોકલતો હતો તે કારણથી મારો અને તેઓનો સંબંધ છેવટ સુધી અત્રુટ રહ્યો હતો. પ્રિયવંદામાં મેં દગ્દૃશ્યવિવેકનું ભાષાંતર (સટિપ્પણ) પ્રસિદ્ધ કરવા મોકલ્યું હતું. તે ભાષાન્તર તેઓને બહુ પસંદ આવ્યું હતું. તે સંસ્થા તરફથી વર્ષમાં એટલે ઇ. સ. ૧૮૯૦માં સૌથી સરસ લેખ લખનારને રૂપાનો ચંદ્રક આપવાની યોજના કરવામાં આવી હતી. મને તે જ લેખ માટે સૌથી પ્રથમચંદ્રક મળ્યો છે. ત્યાર પછી સુદર્શનમાં વેદાન્તસારનું મારું ભાષાંતર પણ તેઓએ પૂરેપૂરું પ્રસિદ્ધ કર્યું હતું.

૨૩. હું ધારું છું કે આપે પૂછેલા સઘળા પ્રશ્નોના જવાબો ઉપર આવી ગયા છે. કદાચ કાંઇક ટાયલું પણ થયું હશે. આપને યોગ્ય લાગે તેટલો ભાગ ગ્રહણ કરશો. પરંતુ તેઓના જીવનચરિત વિષે મારા પત્રથી કંઇ વધારે શોધ કરવાનો આપને માર્ગ સૂઝશે, તો પણ મને તેથી થોડો સંતોષ થશે નહિ.

લિ. સ્ને. માનશંકર પીતાંબરદાસ મહેતાના
સ્નેહપૂર્વક પ્રણામ.

પ્રો. ગૌરીપ્રસાદ ચુનીલાલ ઝાલા

# સ્ત્રી-સમાનતાનો
# એક પ્રાચીન સંગ્રામ

આજનો સમય પ્રચંડ સમાજવાદ અને પ્રચંડતર વ્યક્તિ-સ્વાતન્ત્ર્યવાદનો છે. સમાજવાદની હિમાયત ઘણી થાય છે, પણ વ્યક્તિસ્વાતન્ત્ર્ય માટે થાય છે તેના કરતાં ઘણી ઓછી. બાળકને કમાન-ચાવીવાળું નવું રમકડું અપાવી દીધું હોય, અને તે જેમ એ રમકડાને કૌતુકથી અને નવીન પ્રાપ્ત થયેલી વસ્તુ માટે સહેજે જન્મતી મમતાથી હૃદય સરસું ચાંપી રાખેઃ રાત્રે સૂતી વેળાયે પણ તેને પોતાની પાસે જ રાખીને સૂવે; તેમ, તેવી કાંઇ ભાવનાથી આપણે વ્યક્તિસ્વાતન્ત્ર્યવાદને ઓવારીએ છીએ. વ્યક્તિસ્વાતન્ત્ર્યની ભાવનામાં સ્ત્રીસ્વાતન્ત્ર્યની ભાવના તો સ્પષ્ટ રીતે સમાઇ જ જાય છે. એટલે સમાજવાદની કે વ્યક્તિસ્વાતન્ત્ર્યવાદની ભેરીઓ વાગે છે તે સાથે સ્ત્રીસ્વાતન્ત્ર્યવાદ પણ ચોમેર ગર્જી ઊઠયો છે; એટલું નહિ, સ્ત્રી-સ્વાતન્ત્ર્ય, સ્ત્રીને પુરુષ જેટલા જ અને જેવા જ હક્કો, સ્ત્રીસમાનતા વગેરે અનેક રૂપોમાં આ વાદની હિમાયત અતિઉત્કટ રીતે થાય છે. આજે હિંદમાં-જો કે આ દુનિયાના બધા દેશોને લાગુ પડે તેવું છે, એક જર્મનીના અપવાદ સિવાય-જો કોઈ પણ પુરુષ સ્ત્રી એટલે પુરુષનો અનુષંગ, સ્ત્રી એટલે પુરુષનું અર્ધાંગ (Better half કે worse half, અત્યારે એ કંઇ ચાલે તેમ નથી; સ્ત્રી તો Whole છે.) એવો મત જાહેરમાં (ઘરમાં તો કહેવાની હિંમત જ કેમ ચાલે!) બહાર પાડવાની બેવકૂફી બતાવે તો તે દુનિયામાં સો વરસ-હિંદમાં પચીશેક તો સાચાં જ-મોડો

જન્મ્યો છે એવું તેના ઉપર આળ આવે, અને તેની ઉપેક્ષા ને હાંસી કરવામાં આવે. न स्त्री स्वातन्त्र्यमर्हति ! ! !-આ ઘોર વાક્ય તો સાંઢને લાલ રંગનાં ચીથરાં જેવું આજના જમાનાને ભડકાવનારું અને ઉશ્કેરનારું લાગે છે.

સ્ત્રીસ્વાતન્ત્ર્યની હિમાયતનું કાર્ય સ્ત્રીઓએ પોતે જ પોતાના હક્કોનું પ્રતિષ્ઠાપન કરવાની બુદ્ધિથી ઉપાડી લીધું છે. જ્યાં ત્યાં, જમાનાઓ થયા સ્ત્રીને પુરુષે દાબી રાખી છે, પોતે જ બધી સત્તા ભોગવી છે, આપખુદી અને સ્વાર્થપરાયણતા દાખવી છે, એવા એવા સિંહનાદોથી (કે સિંહણનાદોથી! સમાનતાના જમાનામાં લખવામાં પણ બહુ સાવચેતી રાખવાની જરૂર છે.) ગગન ગાજી ઊઠે છે. પુરુષે અત્યાર સુધી અન્યાયથી ખાઇપીને માતેલા થયેલા ટ્રસ્ટીનો ભાવ જ ભજવ્યો છે એમ આક્ષેપ પણ કરવામાં આવે છે. સ્ત્રીઓનો પુરુષો સામેનો આ વિરોધ છેક એટલે સુધી પહોંચ્યો છે કે કેવળ હિતાહિતની કે હક્કની બાબતમાં નહિ, પણ ન્હાનીમોટી જે જે બાબતમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે ભેદ-સાચો કે ખોટો-દેખાતો હોય તે બધીને ખૂણેખાંચરેથી વાળી ભેગી કરીને તેમાં પણ સ્ત્રીસ્વાતન્ત્ર્યની દૃષ્ટિયે સુધારોવધારો સૂચવવામાં આવે છે. થોડાં વરસ ઉપર ઇંગ્લાંડમાં એક કોન્ફરન્સ ભરાઈ હતી. હું ધારું છે કે સહશિક્ષણ ( Co-education ) સંબન્ધે હતી. તેમાં એક પ્રતિષ્ઠિત સ્ત્રી-સભ્યે હાજરી આપી હતી. આ સ્ત્રી-સભ્યનો પુરુષજાતિ સામેનો વિરોધ અસાધારણ હતો. સ્ત્રીસમાનતાની અતિપ્રચંડ ભાવનાથી દાઝી રહેલ આ સ્ત્રી-સભ્યે ભાષણ કરતાં કહ્યું કે જુઓ તો ખરા, પુરુષોની ભેદક-વૃત્તિ અને પોતાની ઉત્તમતા દર્શાવવાની અને જાળવી રાખવાની લાલસા છેક કયાં સુધી પહોંચી છે કે ( ઇંગ્રેજી ) વ્યાકરણમાં પુરુષે પોતા માટે He, Him, His એવાં વિવિધ-અને ઝાઝાં !-રૂપો રાખ્યાં; અને સ્ત્રીને તો ફક્ત She, Her, એવાં બે જ રૂપ આપીને

પતાવી દીધું; પોતાનો પુણ્યપ્રકોપ પુરુષો ઉપર ઠાલવવા માટે, અને તેમને સાનમાં લાવી સ્ત્રીઓને પણ પુરુષો જેટલા હક્કો છે–હોવા જોઇએ–એમ ભાન કરાવવા માટે એ બાઇએ એવો ઠરાવ મૂક્યો કે હવેથી ઇંગ્રેજી વ્યાકરણમાં She, Her, એને સ્થાને She, Shim, Shis રૂપો દાખલ કરવાં અને આ રીતે પુરુષોની એકલપેટાઇનો અન્ત આણવો.

પણ, લોકોક્તિ છે કે જગતમાં કંઇ પણ વસ્તુ સર્વથા નવીન નથી બનતી. There is nothing new under the sun. આ જ વિચાર બીજાઓ History repeats itself એવા શબ્દોમાં ચીતરે છે. આજની સ્ત્રીસ્વાતંત્ર્યવાદની ઝુંબેશ પણ આ નિયમમાંથી મુક્ત નથી એમ લાગે છે. સંશોધન કરતાં જણાય છે કે સ્ત્રીસ્વાતંત્ર્યનો પ્રશ્ન આપણે ત્યાં તો–કવિની ભાષામાં કહીએ તો–'સુજનજૂનો' છે: આપણા પ્રાચીન ઇતિહાસમાં એક સમય એવો આવી ગયો જણાય છે કે તે વખતે સ્ત્રીસમાનતાવાદે ઘોરરૂપ ધારણ કર્યું, ઝુંબેશ ચાલી, અને અન્તે સ્ત્રીસમાનતા જ નહિ પણ સ્ત્રીની ઉત્કૃષ્ટતા પણ (કંઇક વિલક્ષણ રીતે) સ્વીકારવી પડી. પેલી આંગ્લલલનાને 'મેં તદ્દન નવી અચિન્તિતપૂર્વ રીતે સ્ત્રીસમાનતા સ્થાપવાની યુક્તિ શોધી કાઢી છે અને તેનું માન મેળવ્યું છે' એવો મોહ થયો હોય તો તે વ્યર્થ છે. તે તો ઇસવીસનના વીશમા સૈકામાં (ઇંગ્રેજી) વ્યાકરણમાં ફેરફાર કરાવી સ્ત્રીસમાનતા સ્થાપવાની હોંશ રાખે છે; પણ હિંદમાં તો, ઇસવીસન શરૂ થયો તે પહેલાં સેંકડો વર્ષ ઉપર આવું સ્ત્રીસમાનતાનું પ્રતિષ્ઠાપન થઇ ગયું છે; અને સ્ત્રીઓએ દૂરદૃષ્ટિ દાખવીને, આ સમાનતા સ્વીકારાઇ કે તરત તેને માટે 'લેજીસ્લેશન' પણ કરાવી લીધું.

આ ઐતિહાસિક મોરચાનો ઉલ્લેખ કોઇ પણ સંશોધકે કર્યો હોય એવું જાણ્યમાં નથી. વસ્તુસ્થિતિ એમ છે કે સ્ત્રી-સમાનતા સ્થાપવા માટે ખેડાયેલા આ પ્રાચીન સંગ્રામનું સવિસ્તર

વર્ણન મળતું નથી. પણ જેવી રીતે પુરાતત્ત્વવિદો ખોદકામ કરતાં કરતાં જે વસ્તુઓ હાથ આવે તે તે વસ્તુઓ ઉપરથી અનુમાન બાંધે છે; અને એ અનુમાનો ઉપરથી કલ્પનાદ્વારા સમગ્ર ચિત્ર રજૂ કરે છે; તેવી જ રીતે સ્ત્રીસમાનતાવાદ માટેની ઝુંબેશ માટે જે જે પ્રમાણો છે તે પ્રમાણોનો આધાર લઇને આપણે પણ કલ્પનાદ્વારા સમગ્ર ચિત્ર ખડું કરવાનું છે.

× × ×

ઉપનિષદ્–કાળની સન્ધ્યા હતી. આર્યાવર્તમાં ચાતુર્વર્ણ્ય જામી રહ્યું હતું. સૌ પોતપોતાનાં કર્મ અને ધર્મ પાળ્યે જતા હતા. ગૃહસ્થોનાં આંગણામાં ' भवति, भिक्षां देहि ' એવા બ્રહ્મચર્ય-વ્રત પાળતા વિદ્યાર્થીઓના નાદ સંભળાતા હતા. વનમાં ગુરુઓ અને કુલપતિઓના આશ્રમો તપ, યજ્ઞ અને સ્વાધ્યાયના આચરણથી દીપ્તિવાળા દેખાતા હતા. मातृदेवो भव । पितृदेवो भव । ઇત્યાદિ સનાતન સંસ્કારગર્ભ વાક્યોનું સમાવર્તન સમયે ગુરુપાસેથી ભાથું લઇ સ્નાતકો વ્યવહારયાત્રાએ પ્રયાણ કરતા હતા. કુટુમ્બો સંયુક્ત હતાં: કુટુમ્બના અધિપતિની આજ્ઞા સૌને શિરસાવન્દ્ય હતી. લૌકિક વ્યવહાર બધો સ્ત્રીઓને અધીન હતો. કુટુમ્બચક્રની નાભિ કુટુમ્બિની હતી. સૌને પરસ્પર મમત્વ-ભાવના હતી. ... ... ...

પુરુષ અને સ્ત્રી વચ્ચે પોતપોતાની મર્યાદાઓને અનુસરીને સમાનતા હતી; અને એ જાતિ(sex)ગત મર્યાદાઓ સ્ત્રી અને પુરુષ બન્નેએ હર્ષભેર સ્વીકારી હતી. આ વસ્તુસ્થિતિ સંસ્કૃત વ્યાકરણમાં પણ પ્રતિબિમ્બિત થાય છે. પુરુષને અકારાન્ત નામ ( राम कृष्ण, ઇત્યાદિ ) આપવામાં આવ્યાં, તો સ્ત્રીને આકારાન્ત ( उमा, रमा, सीता ઇ○ ); પુરુષને હ્રસ્વ ઇકારાન્ત ( हरि, अग्नि ઇ○ ), તો સ્ત્રીને દીર્ઘ ઈકારાન્ત ( आत्रेयी, मैत्रेयी. ) હ્રસ્વ ઉકારાન્ત તો સ્ત્રી અને પુરુષ બંને વચ્ચે વહેંચી દેવામાં આવ્યાં

હતાં. આ સમાનતા આટલેથી જ નહોતી અટકતી; એ પદોનાં રૂપાખ્યાનો પણ જુદાં હતાં, અને એ રીતે વિશિષ્ટતાથી નીપજતી ભિન્નતા છતાં સમાનતા જળવાઇ હતી. પુરુષ સ્ત્રી કરતાં ઊંચો છે એવો ખ્યાલ કોઇને હતો નહિ.

પણ, કાળ કાળનું કામ કર્યે જાય છે. વખત જતાં આ શાન્તિમય સ્થિતિમાં વિઘ્ન ઊભું થયું. તાત્કાલિક કારણ શું હોય તે નિશ્ચયપૂર્વક કહી શકાય નહિં: કોઇ વ્યાકરણાચાર્ય અને તેની વ્યાકરણશાસ્ત્રનિપુણ ધર્મપત્ની વચ્ચે રમૂજભર્યો વિનોદ ચાલતો હોય તેમાં રમૂજપૂર્વક આ પ્રશ્ન છેડાયો હોય: વાત ચડે ભરાઇ ગઇ હોય અને હસવામાંથી ખસવા જેવી પરિસ્થિતિ ઊભી થઇ હોય. કદાચ પેટનાં બળ્યાં ગામ બાળે એવું કંઇક થયું હોય તે પણ સંભવે. કારણ ગમે તે હો, પણ એટલું તો સ્પષ્ટ છે કે કોઈક વ્યક્તિને આ વ્યવસ્થા સ્ત્રીજાતિને હીણપત પહોંચાડનારી અને તેથી અકળામણ કરનારી લાગી; અને તેથી સ્ત્રીસમાનતા-ખરું જોતાં તો પુરુષોની સમાનતા ખૂંચવી લઇ સ્ત્રીમહત્તા-સ્થાપવાની ધગશ પ્રજળી ઊઠી. કોઇ પણ વિચાર એક વાર સ્થિર કરીને બેસે તો પછી તેને દાબી દેવામાં બહુ કષ્ટ પડે છે; જેમ જેમ એ વિચાર સેવવામાં આવે તેમ તેમ તે વધારે ઉત્કટ રૂપ લેતો જાય છે; અને અન્તે 'મારું કાં મરું' એ કક્ષાએ પહોંચે છે. આપણે કલ્પી લઇએ કે શરૂઆતમાં તો આ વાદને અવકાશ મળ્યો નહિ હોય. સ્ત્રીઓએ પોતે જ એના તરફ લક્ષ નહિ આપ્યું હોય-કદાચ હસી પણ કાઢયો હોય. પણ કોયની પાછળ ગાંડા થયેલા એમ કંઇ નિરાશ ઓછા જ થઇ જાય! બકરીનો કુતરો કરી નાખવો હોય તો તે પણ ત્રણ વાર કહ્યા કરવાથી થઇ જાય! કોઇ પણ વાત જનતા સમક્ષ વારંવાર વારંવાર કહ્યા કરવામાં આવે તો જનતા તેમાં માનતી થઇ જાય. તેમાં સ્વાર્થનો કંઇક અંશ હોય તો તેટલે અંશે સિદ્ધિ વહેલી મળે. સ્ત્રીત્વનો 'ઝંડો ઊંચો રાખવાની' વાત તો વારંવાર

સાંભળીને સ્ત્રીઓની વૃત્તિમાં ફેર પડ્યો હોય; આ નવા વાદ તરફની વિમુખતા વિલીન થઇ ગઇ હોય એમ લાગે છે. ત્યારે, સ્ત્રીઓએ આ વાદને અપનાવ્યો અને પોતાને માટે પુરુષો જેટલા નહિ-તે તો હતા જ-પણ જેવા હક્કો મેળવવાનો નિશ્ચય કર્યો. સૌએ પોતાના 'સ્વામી '(કેવો હીણપત લગાડનારો શબ્દ!)ને આ નિશ્ચયનો ખ્યાલ આપવો, અને તેની કેવળ સંમતિ નહિ, પણ સહકાર મળે તેવી વ્યવસ્થા કરવી એમ પણ વિચારી લીધું; (આ ઠરાવને લીધે બંધ બારણે કેટલા અને કેવા વ્યૂહો રચાયા હશે, કેટલી લડાઇ થઇ હશે એનું વર્ણન કરવાની જરૂર નથી).

પુરુષો તો ભડકી ઊઠ્યા આ 'સમાનતા'નું ભૂત ક્યાંથી આવ્યું-કોણે વળગાડ્યું ? જેમ ગામ ઉપર કોઇ આફત આવી પડી હોય અને ચૌટેચૌટે માણસ ટોળે વળી આતુરતાથી સાચીખોટી વાતો સાંભળે; તેવી સ્થિતિ પુરુષો અનુભવવા લાગ્યા. પણ પહેલો આઘાત ઓસરી જતાં તેઓએ આવાં ટાયલાં સાંભળવાની ધસીને ના પાડી.

બસ, પુરુષોની આપખુદી અને સ્વાર્થપરાયણતાનું આથી વધારે સચોટ દૃષ્ટાન્ત કયું હોય! સ્ત્રીઓએ કમર કસીને મોરચા માંડ્યા. તેઓએ એક કમિટી નીમી અને સ્ત્રીઓના સાથસાથે રહીને એ કમિટીએ આ લડત અન્ત સુધી લડવી એમ નિર્ણય થયો. આ નિર્ણય-અને આ આખી ચળવળ-ને લીધે સૌને જીવનમાં વિક્ષેપ પડવા માંડ્યો. પુરુષો પોતાનાં વેદાધ્યયન કે યજ્ઞયાગાદિ પહેલાંની પેઠે સ્વસ્થતાથી ન કરી શકે તેની સ્થિતિમાં આવી ઉદ્વેગ પામવા લાગ્યા. છેવટે, સ્ત્રીઓએ બાળકબુદ્ધિથી (કે સ્ત્રી-બુદ્ધિથી ?) નકામો આ વિક્ષેપ ઊભો કર્યો છે તો તેઓની માગણી શી છે તે જાણવા અને, બની શકે તો, સમાધાન કરવા માટે આગળી આચાર્યોની એક સમિતિ નીમાઇ. આ સમિતિએ સ્ત્રીસમિતિને વાટાઘાટ કરવાના ઉદ્દેશથી બોલાવી.

'સમાનતા' નું એ પહેલું પગથિયું ! પૂરી મર્યાદાથી પણ ખરી ધગશથી સ્ત્રીઓએ પોતાનો સમાનતા સ્થાપવાનો ઉદ્દેશ જણાવ્યો અને તે માટે માગણીઓ પણ કરીઃ પુરુષને જો અ-કારાન્ત રૂપ હોય તો સ્ત્રીને પણ હોવું જોઇએ. પુરુષને ઇકારાન્ત હોય તો સ્ત્રીને પણ હોવું જોઇએ. સ્ત્રી પુરુષની સમાનતા આણવા માટે આટલું તો થવું જ જોઇએ; તે ઉપરાંત સ્ત્રી અને પુરુષ-વાચક નામનાં રૂપાખ્યાનોમાં જે ભેદ રાખવામાં આવ્યો છે તે ટાળી નાખવો જોઇએ; કારણ કે, સ્ત્રીને પુરુષ જેવા પ્રાન્તો મળે તો પણ જ્યાંસુધી રૂપાખ્યાનોમાં ભેદ રહેશે ત્યાંસુધી સ્ત્રીઓની દીણપતનો ખ્યાલ ચાલુ જ રહેશે, વગેરે.

આચાર્યો તો આ સાંભળીને ઠંડાગાર થઇ ગયા. સ્ત્રીશક્તિનો આ પ્રચંડ જુવાળ કયા વડવાનળે ઉછાળ્યો તે તેઓ કળી શક્યા નહિ. તેઓએ વિચાર કર્યા પછી ઉત્તર આપવાનું ઠરાવ્યું.

પુરુષોની સભામાં આ માગણીઓ વિશે ખૂબ ચર્ચા અને ઉશ્કેરાટ થયાં વિવિધસૂરવાળાં ભાષણો થયાં. ઘણાખરા વક્તાઓનાં (ગણ્યાગાંઠ્યા 'પીડિતો'ના અપવાદ સિવાય) ભાષણમાં સમાન સૂર એ હતો કે સ્ત્રીઓને બાળકની પેઠે સમજાવી-પટાવી લેવી; એ માગણીઓનો સ્વીકાર કરવામાં આવે તો પણ કંઇ હાનિ જેવું નથી; ઊલટું, આટલા દિવસ થયા ચાલી રહેલી અશાન્તિનો નિકાલ આવી જશે, એમ પણ કેટલાકે મત દર્શાવ્યો. પણ કેટલાક સબળો (બ્રહ્મચારી, નહિતર વિધુર, હોવા જોઇએ !) પુરુષત્વના રક્ષણ માટે મેદાને પડ્યા. તેઓએ આવેશમાં આવી જઇને પોતાનું મન્તવ્ય રજૂ કર્યું કે 'સ્ત્રી-શક્તિના આ ઊછાળાને પહેલી ને છેલ્લી વાર દાબી દેવો જ જોઇએ; જો એક વખત નમતું આપશો તો, બાલસ્વભાવ અને સ્ત્રી-સ્વભાવ સમાન હોવાથી, વધારે બેહૂદી માગણીઓ આવશે અને તમારે એ સ્વીકારવી પડશે,' ઇત્યાદિ. આ વિચારદર્શને સભાજનો ઉપર ઠીક અસર કરી તેથી તાત્કાલિક કંઇ નિર્ણય કરવાને બદલે, આચાર્યસમિતિને જ

એ કાર્ય સોંપાયું.આ આચાર્યસમિતિમાં કોઈ 'કૌટિલ્યાચાર્ય' પણ આવી ગયો હોવો જોઇયે.તેણે કહ્યું કે "પુરુષ તે પુરુષ અને સ્ત્રી તે સ્ત્રી. સર્વથા સમાનતા હોઇ શકે જ નહિ,છતાં હું સૂચવું તે પ્રમાણે આપણે એ માગણીઓનો સ્વીકાર કરવો' તેણે સૂચવેલી માગણીઓ અને તે માટે રજૂ કરેલાં કારણ સૌને ગળે ઊતરી ગયાં.

તરત આચાર્યસમિતિએ સ્ત્રીસમિતિ સમક્ષ પોતાનો ઉત્તર જાહેર કર્યો : પુરુષ તે પુરુષ અને સ્ત્રી તે સ્ત્રી; બંને સમાન થઇ શકે નહિ; છતાં સ્ત્રીઓને નિરાશ ન કરવી એ હેતુથી અમે સ્ત્રીલિંગ માટે હ્રસ્વ ઇકારાન્ત( ગતિ, મતિ ઇ૦ )ની છૂટ આપીએ છીએ અને તે ઇકારાન્ત નામોની વ્યવસ્થા અમે સૂચવીએ છીએ તે પ્રમાણે થશે. આથી વધારે કંઇ પણ થઈ શકે તેમ નથી.

સ્ત્રીસમિતિએ તત્કાળ પોતાનો અસંતોષ જાહેર કર્યો.

સ્ત્રીસભામાં જ્યારે આ ઉત્તર જાહેર થયો ત્યારે ચોમેર પુરુષો ઉપર ક્રોધ અને વિરોધ ઊછળી નીકળ્યા. પુરુષોએ ઘણી 'ઉદારતા' દર્શાવીને હ્રસ્વ ઇકારાન્ત આપ્યું તે માટે આભાર માનવામાં આવ્યો; પણ ચળવળ તો ચાલુ જ રહેશે એમ સૌ સ્ત્રીઓએ સ્પષ્ટ ઘોષણા કરી. એવામાં, પુરુષોની કૌટિલ્યનીતિને પાર પહોંચેલી એક ગૌરવશાળી સ્ત્રીએ ( પેલા 'કૌટિલ્યાચાર્ય' નાં ધર્મપત્ની તો નહિ હોય? ) આગળ આવી ગર્જના કરી કે : "પુરુષોએ કેવું ચાતુર્ય વાપરીને સ્ત્રીઓને છેતરી છે! તેઓએ જે હ્રસ્વ ઇ કારાન્ત નામોની છૂટ આપી છે તે ખરી સ્ત્રીનાં નામ જ નથી. એ તો બનાવટી સ્ત્રીલિંગ ઊભું કરીને સ્ત્રીઓને છેતરવાનો પ્રયાસ તેઓએ કર્યો છે. જેમ આજે એ ઇ કારાન્તોને તેઓએ સ્ત્રીલિંગ આપ્યું છે તેમ, આ ચળવળ બંધ થતાં, એને પુલ્લિંગમાં ફેરવી નાખતાં તેઓને વાર નહિ લાગે માટે આપણે બહુ સાવધ રહેવાની જરૂર છે." આખી સભા પુરુષોના આ કાવતરાની સમજણ પડવાથી ક્રોધથી ઉન્મત્ત થઇ ગઇ; અને જ્યાંસુધી સમાન રૂપાખ્યાનો અને 'સ્ત્રીવાચક અકારાન્ત પુંલ્લિંગ' ન મળે

ત્યાંસુધી જંપીને ન બેસવાનું સૌએ પણ લીધું. ઉભરાતી લાગણી અને ક્રોધના આવેશમાંજ સભા વિસર્જન થઈ.

આચાર્યસમિતિની મૂંઝવણનો પાર રહ્યો નહિ. સ્ત્રીસમિતિએ ચોખ્ખા શબ્દોમાં કહી દીધું કે જ્યાં સુધી સમાન રૂપાખ્યાનો અને સ્ત્રીવાચક અકારાન્ત પુંલિંગ નહિ સ્વીકારાય ત્યાં સુધી આ ચળવળ ચાલુ રહેશે અને પુરુષો જંપી શકશે નહિ. આ સાંભળતી વેળા, પોતાના કાન સાચું સાંભળે છે કે ખોટું એવો સંશય આચાર્યોને થઈ આવ્યો. 'સ્ત્રીવાચક અકારાન્ત પુંલિંગ !! આ તે શું થવા બેઠું છે !!'

વળતે દિવસ, પુરુષસભામાં દઢતા કરતાં ગભરાટ વધારે દેખાતો હતો. ભાષણો થયાં; પણ પહેલાંની પેઠે આત્મવિશ્વાસમાંથી જન્મતી સ્વસ્થતા નહોતી; વિચારદર્શનમાં દઢતા નહોતી. ઘણુયે કંટાળી ગયેલા આત્માઓ 'જેમ બને તેમ તરત આ પ્રશ્નનો નિકાલ આવી જાય તેમ કરવું–સ્ત્રીઓની માગણીઓ બધી સ્વીકારી લેવી' એમ પણ કહેવા લાગ્યા. ( સહધર્મચારિણીઓ ચળવળમાં વ્યગ્ર હોવાથી, ત્રીજને દિવસ તેરશનો 'પ્રદોષ' અને ચોથને દિવસ શિવરાત્રિ ઉજવવાનો લાભ મળ્યો હોવો જોઈયે ! ) છેવટે આચાર્ય–સમિતિએ જ પુરુષ–સભા બોલાવ્યા વિના યોગ્ય રીતે આ પ્રશ્નનો ઉકેલ બનતી ત્વરાએ લાવવો એમ નિર્ણય થયો.

આચાર્યોને ચર્ચા કરતાં જણાયું કે સ્ત્રી–હઠ હવે એટલી સ્થિતિએ પહોંચી હતી કે તેઓની માગણીઓ સ્વીકાર્યા વિના આ વિકટ પરિસ્થિતિમાંથી છૂટવાનો બીજો કોઈ ઉપાય ન હતો. પદાન્તોનાં સમાન રૂપાખ્યાનો સ્ત્રીલિંગ માટે સ્વીકારવામાં બહુ મોટી મુસ્કેલી નહોતી, પણ સ્ત્રીવાચક અ કારાન્ત પુંલિંગ–આ તે કેમ સ્વીકારી શકાય ? સ્ત્રીઓ ગમે તેવી અને તેટલી હઠ પકડે પણ કંઈ સ્ત્રી અને પુરુષ વચ્ચેનો ભેદ તેથી ટળી જવાનો હતો? સંજોગોના દબાણને લીધે પુરુષોએ દિશાનું ભાન ભૂલી જવું ન

જ જોઈયે, વગેરે. આવી વિચારસરણિમાં સમિતિ ગૂંચવાઈ હતી; ત્યાં પેલા 'કૌટિલ્યાચાર્ય' પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી માર્ગ બતાવવાને ઊભા થયા. તેમણે કહ્યું કે "સ્ત્રીઓને બધાં ય રૂપાખ્યાનો સમાન આપવાં ન જોઈયે. હ્રસ્વ इ કારાન્ત (गति, मति ઇ०) સ્ત્રીલિંગ આપણે આપવી. વળી હ્રસ્વ उ કારાન્તમાં પણ આ સ્વીકાર કરવો. આ છૂટથી સ્ત્રીઓ પોતાનું સ્ત્રીત્વ જાળવી શકશે અને સમાનતા પણ પામી શકશે. બીજી માગણી સ્ત્રીવાચક અકારાન્ત પુંલ્લિંગ વિશેની પણ તમે સ્વીકારી લેવાના હો એમ જણાય છે, પણ મને લાગે છે કે અકારાન્ત આપવું એ પણ મહાપાતક સમાન છે. છતાં ય અકારાન્ત સ્વીકારીએ પણ તેને પુંલ્લિંગમાં મૂકવું–એ કદી–કદી નહિ બની શકે. (અહિં પુરુષો-નું પુરુષત્વ ઢંઢોળવાના હેતુથી 'કૌટિલ્યાચાર્યે' જરા આકરા શબ્દો વાપર્યા હતા!) માટે બંને પક્ષો નમતું મૂકે; અને સ્ત્રીવાચક અકારાન્ત નપુંસકલિંગ સ્વીકારવું અને એવું પણ એક કરતાં વધારે પદ નહિ એક પણ એવું પદ સ્વીકારાય એટલે સ્ત્રીસમાનતાનો સ્વીકાર તો થઈ જ ગયો ને?" તે પછી કયું પદ કયા અર્થમાં સ્વીકારવું તેની ચર્ચા થઈ. અનેક સામાન્યસ્ત્રી-વાચક પદો સૂચવાયાં 'કૌટિલ્યાચાર્યે' પોતાની વિચક્ષણ બુદ્ધિથી સૂચવ્યું કે સામાન્યસ્ત્રીવાચક પદ સ્વીકારશું તો તેમાં ઘણો લાભ રહેશે. પુરુષ અને સ્ત્રી વચ્ચેની સમાનતા પતિ–પત્નીના સંબન્ધ કરતાં બીજા કયા સંબન્ધમાં વધારે સચોટતાથી દર્શાવી શકાય? અને દરેક પતિ પોતાની ગૃહિણીને આ સમાનતાવાચક પદની ભેટ આપીને રાજી કરી શકશે એટલે આ આખી ચળ-વળનો પણ આટલેથી જ અન્ત આવશે. પછી એ આચાર્યશ્રીએ कलित्रम् પદ 'પત્ની' ના અર્થમાં સ્વીકારવાની સૂચના કરી. પણ આથી તો ચળવળ શાન્ત થવાને બદલે ઊલટી ઉમટશે એમ ઘણાને લાગ્યું તેથી એ સૂચના સ્વીકારાઈ નહિ. આખરે कलत्रम् (એ પણ બેધારી તલવારજ છે ને?) પદનો સ્વીકાર થયો.

ઉપરની રીતે માન્ય થયેલી માગણીની જાણ જ્યારે સ્ત્રી-સમિતિને થઇ ત્યારે તેઓએ કંઇક સંતોષ, કંઇક આશ્ચર્ય અને કંઇક ઉત્કૃષ્ટતાની લાગણી અનુભવી. કેટલીક સ્ત્રીઓએ આટલાથી સંતોષ માની લેવાનું કહ્યું. પણ આખર સ્ત્રીહઠને ! તેમાં ય વળી પુરુષો હળવે હળવે નમતું જ આપ્યે જતા હતા; એટલે દોરડું ખેંચવાની રમતમાં એક પક્ષ જેમ જેમ નબળો પડતો જાય તેમ તેમ બીજો પક્ષ વધારે અને વધારે ખેંચે એવી સ્થિતિ આવી હતી. સ્ત્રીઓએ આ 'ટાંકણું' ચૂકવું નહિ અને સ્ત્રીવાચક અકારાન્ત પુંલ્લિંગ મેળવવું જ એવો નિશ્ચય થયો.

આચાર્ય-સમિતિ મળી. સ્ત્રીઓની છૂટ તરફ સૌને ઘૃણા આવી; ક્રોધ ઉપજ્યો. પણ સૌ કંટાળી ગયા હતા. એક સભ્ય ભાષણ કરતા હતા તેવામાં અધવચ જ 'કૌટિલ્યાચાર્ય' ઊઠ્યા અને ક્રોધથી ધુંવાપુંવા થતા, બોલવા લાગ્યા કે 'આજ આટલા સમય થયા સ્ત્રીઓ આપણું માથું ખાધા જ કરે છે, હૃદય વિદાર્યા જ કરે છે અને જંપવા દેતી નથી તો હું કહું છું કે આપણે 'પત્ની' ના અર્થમાં જ 'દાર' પદ સ્વીકારવું અને તે પણ પુંલ્લિંગમાં આટલું જ નહિ પણ (અપ ?) માનાર્થે બહુવચનમાં જ હંમેશાં વપરાય એવો નિયમ બાંધી દેવો.' એટલું કહી તે રોષના આવેશમાં જ ચાલ્યા ગયા.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# નૃત્ય–અભિનય–કલા

## વાર્ષિક વિહંગાવલોકન

આ મહાવાદની ગુજરાત સાહિત્યસભા દર વર્ષે સાહિત્યનું વાર્ષિક અવલોકન કરાવે છે. એ પ્રમાણે દરેક ક્ષેત્રની પ્રવૃત્તિઓનું વાર્ષિક અવલોકન કરાવવું એ આવકારપાત્ર તેમ જ આવશ્યક છે એમ તો સૌ કોઇ કબૂલ રાખશે જ. 'શરદ' વાર્ષિકમાં આ પ્રમાણેની લેખમાળા તેના ૧૯૪૨ના અંકમાં પ્રસિદ્ધ થયેલ પણ ખરી; પરંતુ સંજોગાવશાત્ 'શરદ'ની પ્રસિદ્ધિ આ વર્ષે થઇ શકી નહિ એટલે 'શરદ'માં પ્રસિદ્ધ કરવા મારેલું નૃત્ય–અભિનયકળાનું વાર્ષિક વિહંગાવલોકન 'માનસી'માં પ્રગટ થાય છે.

આવાં અવલોકનો નિયમિત પ્રગટ થતાં હોય તો જે જે ક્ષેત્રની પ્રવૃત્તિઓનો તેમાં ઉલ્લેખ હોય તે તે ક્ષેત્રના કાર્યમાં વિકાસ થાય છે વા નહિ એની તુલના એ ક્ષેત્રનાં રસિયાં સારી રીતે કરી શકે એટલું જ નહિ પણ એ કાર્યમાં પણ વિકાસ સધાય, પરંતુ એવાં અવલોકનો કરવામાં વિઘ્નો પણ ઘણાં છે. આપણે ત્યાં માસિકો વગેરેમાં કમાણી નથી એટલે આવાં અવલોકનો લખનારને તેનો બદલો મળતો નથી, એટલું જ નહિ પણ લેખકને પોતાને સમય અને નાણાંનો ભોગ પણ આપવાનો રહે છે; અને છતાં એ અવલોકનો અમુક રીતે અધૂરાં રહેવાનાં. કારણો સ્પષ્ટ છે. આ લેખકે બને તેટલા પણ મુંબઇના જ પ્રયોગો જોયા. સારા છતાં ન જ જોઈ શકાયા તે

વિશે એ જ ક્ષેત્રના નિષ્ણાતોદ્વારા અભિપ્રાય જાણી લેવાના યત્ન કર્યા છતાં એ માત્ર મુંબઇ પૂરતા જ. સુરત, અમદાવાદ, વડોદરા વગેરેનું શું ? ઘણા વતનાભિમાનીઓ માને છે એમ હું માનવાને તત્પર નથી કે લલિતકલાઓનો એકહથ્થુ ઇજારો ( મૉનોપોલી ) મુંબઇએ જ રાખ્યો છે. અન્ય સ્થળોએ પણ એ જ દિશામાં સુંદર યત્નો થાય છે અને તે સ્વાભાવિક પણ છે. એટલે આવાં અવલોકનો વધુ સંપૂર્ણ દશામાં ત્યારે લખાય જ્યારે કોઈ માસિકના સંચાલકો પહેલેથી જુદાં જુદાં સ્થળોએ જુદી જુદી વ્યક્તિને આ કાર્ય સોંપી દે અને પછી એ છૂટા છૂટા લેખો એક લેખમાં સમાવાય. પણ એવાં તો ઘણાં ય સ્વપ્ન અધૂરાં રહ્યાં છે અને કદાચ રહેશે એટલે એટલી સૂચના માત્રથી અટકું છું.

આ સમાલોચના આશરે સપ્ટેંબર ૧૯૩૬થી સપ્ટેંબર ૧૯૩૭ સુધીની છે. ઉપર જણાવી દેવામાં આવ્યું છે તે પ્રમાણે મુંબઇમાં થયેલ અનેક પ્રયોગો આમાં રહી ગયા હશે કારણ કે બધે પહોંચી વળવા જેટલાં નાણાં અને સમય લેખક પાસે નહોતાં.

## નૃત્ય : ધંધાર્થી

આ વિભાગમાં ફેબ્રુઆરી ૧૯૩૭માં કૅપીટૉલમાં ચાર પાંચ દિવસ પ્રયોગો કરનાર સુપ્રસિદ્ધ નર્તિકા લા મેરીનું નામ પ્રથમ મૂકતાં જરા પણ સંકોચ થતો નથી. પ્રથમ ૧૯૨૮માં ન્યુયોર્કમાં એણે રંગભૂમિ ઉપર 'ક્લાસિકલ' નૃત્યકાર તરીકે પોતાનું નૃત્ય કરી બતાવ્યું ત્યારકેડે દુનિયાના લગભગ દરેક દેશમાં એણે પોતાની કળાનું પ્રદર્શન કરીને જોનારાંઓને મુગ્ધ કરી નાખ્યાં છે. સ્પેનીશ, હાવાઇઅન, મોરોકોના, ક્યુબાના, ચીનનાં, આરજેન્ટીનાના, મેક્સીકોના, હિંદુસ્થાનના, અરબસ્તાનના એમ લગભગ નૃત્યની વિશિષ્ટતા માટે પ્રખ્યાત થયેલ દરેક દેશનાં નૃત્ય એ પોતાના પ્રયોગોના કાર્યક્રમમાં રજૂ કરે છે એટલું જ નહિ પણ એ માત્ર અરપણ, આછાં અનુકરણ જેવાં નહિ પણ

વિધાનકલાથી દીપી નીકળતાં નૃત્યો છે. એના મંડળમાં એ એકલી જ અને છતાં દરેક નૃત્ય પછી જોનારાંઓને બીજું નૃત્ય જોવા માટે લાંબા સમયની રાહ જોવી નહોતી પડતી એવી એની વ્યવસ્થા ઉપર પ્રભુતા! આવી વ્યવસ્થા, એક 'આઇટેમ' (બાબત) પછી બીજી 'આઇટેમ' (બાબત), જાણે એકની અંદર ગુંથાયેલ બીજી અને તેમાં ગુંથાયેલ ત્રીજી કડીની પરંપરા, એવું અત્યારસુધીમાં માત્ર હેગનબેકના જરમન સરકસે મુંબઇગરાઓને બતાવેલું અને તે સમયે પણ જોનારાંઓ હેરત પામી ગયેલાં એવું સ્મરણમાં છે: એ જ પ્રકારની કાર્યદક્ષતા લા મેરીએ બતાવેલી. ફેર માત્ર એટલો કે હેગનબેકના સંચાલકો પાસે અનેક મનુષ્યોની કામ કરનારી ફોજ અને લા મેરી પોતે કેવળ એકલી!

લા મેરી, પાવલોવા વગેરે નૃત્યકારો પૂર્વના દેશોનાં નૃત્ય આટલી સરલતાથી અને છતાં વિધાનપૂર્ણ રીતે બતાવી શક્યાં છે એથી ઘણાંને આશ્ચર્ય થતું હશે. પરંતુ એ કલા સાધવા પાછળ એ કલાકારોએ ગાળેલ સમય, પરિશ્રમ, ઉત્સાહ અને ધૈર્યનો સહેજ પણ વિચાર કરીએ તો એ આશ્ચર્યને અવકાશ રહેતો નથી.

૧૯૩૭ના માર્ચમાં રશિયન 'બાલે'એ (નાટ્યરાસકે) પોતાના નૃત્યપ્રયોગો બતાવેલા પણ પાવલોવા અને લા મેરીના નૃત્યની તુલનામાં એ મોળાં પડે એ સ્વાભાવિક છે. છતાં રશિયન નૃત્યકારોનાં, આ કલા સાધ્ય કરવા પાછળનાં તપ એટલાં ભારે હોય છે કે એમનું Level, એમની ભૂમિકા, સાધારણ હોઈ શકે જ નહિ.

૧૯૩૬ના ડીસેંબરમાં વિમલેન્દુ ઓઝે પોતાના 'નટરાજ' નામના 'કલાસિકલ' નૃત્યનો પ્રયોગ બતાવ્યો. આ સાહસિક બંગાળી દક્ષિણ હિંદુસ્તાનનો વતની છે અને પગપાળા દુનિયાનુ પર્યટન કરવામાં તેણે બાર વર્ષ આપ્યાં છે. દોઢ–બે કલાક સુધી

સતત નૃત્ય કરવા જેટલું એણે પોતાના શરીરને કેળવેલું છે. શરીરના ઉપલા ભાગના અવયવો ઉપર એણે અદ્‌ભુત કાબૂ મેળવેલો જણાય છે. એની મુદ્રાઓ બધી જૂના કાલના શાસ્ત્રાધારે રચાયેલી છે અને હાથ, મુખ વગેરેની અભિનય પ્રદર્શિત કરવાની શક્તિ એણે ઘણી વિકસિત કરેલી જણાય છે. છતાં એના તાલના જ્ઞાન સંબંધી શંકા રહે છે. અર્વાચીન નૃત્યકલા શીખનારાંઓને એની પાસેથી વિધાન કૌશલ્ય વિશે સારું જાણવાનું મળે એ નિર્વિવાદ છે. એટલું પણ સામે કબૂલવું જોઈએ કે એ પોતે રંગભૂમિ ઉપર આવીને પ્રેક્ષકોને મુગ્ધ કરે એ લગભગ અશક્ય લાગે છે.

૧૯૩૬ના નવેંબરમાં શિવરામ કરંથ અને તેમનાં પત્નીએ કનડનું યક્ષગાન-નૃત્ય બતાવ્યું. કેનેરાની-કનડની જૂની-પ્રાચીન નૃત્યકલાને સજીવન કરવાનો આ પતિપત્નીનો આશય છે. એમના નૃત્યમાં કથકલીના અંશો સ્વાભાવિક રીતે આવે છે પણ એમનામાં હાથની મુદ્રાઓ પ્રમાણમાં ઘણી ઓછી છે અને પગનું કામ ઘણું વધારે-લગભગ કથક જેટલું છે. છતાં કથક જેટલું સુકોમળ જણાતું નથી. આ નૃત્યોનો પ્રધાનસૂર વીરરસ લાગે છે. હજી કરંથ-યુગલના આ દિશાના પ્રયાસો આરંભદશામાં હોઈ અત્યારે એ સંબંધી ખાસ મત આપી શકાય તેમ નથી.

૧૯૩૭ના ફેબ્રુઆરીમાં મણિપુરી નૃત્યના નિષ્ણાત નૃત્યકાર નવકુમારસિંહે 'કુંજરાસ' યોજ્યો હતો જેમાં પોતે અને પોતાનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓએ જુદાં જુદાં નૃત્ય કરી બતાવ્યાં હતાં. મણિપુરી વિધાનના પ્રશંસકો પ્રસન્ન થાય એવું તેમાં ઘણું હતું. આખા ય કાર્યક્રમમાં નવકુમારનું પોતાનું 'પ્રાર્થના-નૃત્ય' અતિ સુંદર હતું. આ ભાવ મણિપુરીમાં ઉત્તમ રીતે બતાવી શકાય તેમ છે એ સત્ય આ નૃત્યે જાણે પુરવાર કર્યું હતું. બાકીનાંઓમાં એનાક્ષી રામરાવ, રમીલા શ્રોફ, પ્રવીણા મહેતા, માલવિકા મહેતા વગેરેએ પણ સરસ કામ કર્યું હતું. આ મણહર મણિપુરી શિક્ષક Solo અને Duet સારાં યોજી શકે છે

પણ જ્યાં group composition આવે છે ત્યાં સમૂહ-યોજના કલામય રહેતી નથી એમ જણાય છે.

૧૯૩૬ના સપ્ટેંબરમાં લીલાવતી અને ધનશ્યામે કથક નૃત્યપ્રયોગો કર્યા હતા. કથક નૃત્યવિધાનમાં રહેલ સુંદરતા અને કોમળતા તાદૃશ રીતે મુંબઇમાં બતાવવાની ઘણી જરૂર છે કારણ કે જ્યારે મણિપુરી અને કથકલી વિધાયકોએ અહિં એમની કળાનાં વિવિધ સ્વરૂપો અનેકવેળા રજૂ કર્યાં છે ત્યારે કથક વિધાયકો એ પ્રમાણે પોતાની કળાનું આકર્ષક સ્વરૂપ બતાવી શક્યા નથી એવું મનમાં ઘુંચ્યા કરે છે. વસ્તુ-સંયોજન ઉપર કંઇક વધુ લક્ષ આપીને અને તાલવિધાનને એકદમ પ્રધાનપદ નહિ આપીને જો ધનશ્યામ, લીલાવતી વગેરે કથકો પોતાના પ્રયોગો બતાવતા થાય તો કથકનું સાચું મૂલ્ય અહિં સમજાય.

## નૃત્ય : અર્ધ-ધંધાર્થી

જેઓ પૂરેપૂરાં ધંધાર્થી જીવન નહિ ગાળતાં હોય છતાં આ કલાના ક્ષેત્રમાં જેઓ સતત જીવન ગાળતાં હોય તેમને આ વર્ગમાં ગણવાનું મેં વાજબી ધાર્યું છે એ વિભાગમાં સપ્ટેંબર ૧૯૩૬માં યુનિવર્સલ આર્ટસ સર્કલ તરફથી નટરાજ વશી અને એનાક્ષી રામરાવ, એ જ વર્ષના ઓક્ટોબરમાં જે. જે. સ્કુલ ઑફ આર્ટસ તરફથી નટરાજ વશી અને કૃષ્ણકુમારી, તેજ માસમાં રોબર્ટ મની સ્કુલ તરફથી એનાક્ષી રામરાવ, વિદ્યાર્થીપરિષદના સમારંભ વેળાએ હરિન ચટ્ટોપાધ્યાય અને સુનલિની દેવી અને ૧૯૩૭ના ફેબ્રુઆરીમાં રવીન્દ્રનાથ ઠાકુરના વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓએ, પોતપોતાનાં નૃત્યો રજૂ કર્યાં હતાં. આ સૌમાં રવીન્દ્રનાથની કીર્તિને લઇને એમના શાંતિનિકેતન મંડળે સજવેલ ચિત્રાંગદા સૌથી વધુ લક્ષ ખેંચે એ સ્વાભાવિક છે. અનેક કલાકારોના શિક્ષણથી તૈયાર થયેલ આ 'બાલે'એ (નાટ્ય-રાસકે) મુંબઇનું સારૂં ધ્યાન ખેંચ્યું હતું. સર્વાંગ

મણિપુરી નૃત્યથી વિભૂષિત આ 'બાલે' સુંદર હતું, રમણીય હતું. પ્રકાશ-યોજના લગભગ ઉત્તમ પ્રકારની હતી અને ચિત્રાંગદા તેમ જ અર્જુનની નૃત્યકલા મણિપુરી વિધાનને જેબ આપે તેવી હતી. છતાં એટલું કહ્યા વિના ચાલતું નથી કે માત્ર મણિપુરી વિધાનના આશ્રયથી તૈયાર થયેલ 'બાલે' એકવિધ (Monotonous) લાગે છે; એ ઊણપ પૂરવી હોય તો અર્વાચીન નૃત્યકારોએ એ કલાવિધાનને કથક-કથકલી વગેરે વિધાન સાથે સંવિધાન કરવું જરૂરતું છે. 'બાલે'માં વાપરવામાં આવેલ વસ્ત્રો આંખને આકર્ષે તેવાં લાગતા હતાં છતાં વધુપડતી ભભકવાળાં (gaudy) અને લાલિત્યરહિત (ungraceful) હતાં. પરંતુ બંગાળી કલાકારો રંગના આકર્ષણમાં આ વસ્તુ ઘણી વાર ભૂલી જાય છે.

આ સિવાય, જુદાજુદા પ્રસંગોએ જે વર્ગને અર્ધ-ધંધાર્થી કહેવામાં આવ્યો છે તે વર્ગમાં નટરાજ વશી, મેનાક્ષી રામરાવ કૃષ્ણકુમારી અને હરિન ચટ્ટોપાધ્યાયે નૃત્યો રજૂ કર્યાં હતાં.

નટરાજ વશી જુદે જુદે સ્થળે જઈ ત્યાંનાં નિરનિરાળાં નૃત્યો જોવા હંમેશ આતુર રહે છે એ બહુ આશાજનક ચિન્હ ગણી શકાય. હમણાં એ જુવાન નૃત્યકાર જાવા ગયેલ છે. પરિણામે એની નૃત્યકલામાં દિનપ્રતિદિન ધીમો પણ ચોક્કસ વિકાસ જોઇ શકાય છે. હજી એની પાસે જોઇએ તે પ્રમાણમાં ઓરકેસ્ટ્રાનાં સાધનો નથી તેમ જ કમનસીબે એ ગુજરાતી છે એટલે ગુજરાતીઓનો મોટો ભાગ એની પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીનવૃત્તિ સેવે છે. પરંતુ વશીનામાં ધૈર્ય છે, અન્યની ઉદાસીનવૃત્તિ સહેવાની શક્તિ છે એટલે એનું ભવિષ્ય ઉજળું છે.

મેનાક્ષી રામરાવ પણ લગભગ એ જ રીતે પોતાની કલામાં વિકાસ સાધવાના યત્ન કરી રહી છે. આ બંને કલાકારો સંયોજન, વસ્તુવિધાન વગેરેમાં વધુ લક્ષ આપે તો તેઓ ઘણું કરી શકે.

પુવીઆહ બહેનો એ કાલકા-બિન્દાના શિષ્ય સુંદરદાસની સહાયતાથી રજૂ કરેલ કથક નૃત્ય-પ્રયોગો પણ પ્રમાણમાં સારા થયા હતા; જો કે એમાં પણ સંયોજનની કચાશ જણાતી હતી. પણ તાલીમથી એ બહેનો કથકવિધાન વધુ આકર્ષક બનાવી શકે ખરી.

હરિન ચટ્ટોપાધ્યાયની નૃત્યકલાની દિશાની પ્રવૃત્તિ ઉપર જણાવેલ બંને વ્યક્તિઓના પ્રમાણમાં બહુ નજીવી છે. છતાં બંગાળી છે એટલે આપણે ત્યાં એના કાર્યને વધુ પ્રસિદ્ધિ મળતી રહે છે. એ બંગાળી કળાકારે 'ધ વિન્ડો' નામક નાટક પણ ભજવેલું જેનું વસ્તુ "હવા ઉપર કર" મૂકવામાં આવે છે તે છે. અહિંના સળગતા પ્રશ્નો છોડીને એમને આ વસ્તુ આયરલેંડમાંથી શોધવું પડ્યું એ આશ્ચર્યજનક છે.

## નૃત્ય-બીનધંધાર્થી

આ વિભાગમાં એટલું તો જણાવવું જ જોઇએ કે અવલોકનના ગાળામાં વિકાસ કરતાં ચેતન વધુ જણાય છે, તાલીમ લેવાના પરિશ્રમને બદલે રંગભૂમિ ઉપર રજૂ થવાના દોડ વધારે દૃષ્ટિગોચર થાય છે. લગભગ દોઢ-બે માસની તૈયારીથી રજૂ થયેલાં નૃત્યોમાં: સાહિત્યસંસદમાં ઓક્ટોબર ૧૯૩૬માં કરવામાં આવેલ ૧૯૩૭ના જાન્યુઆરીમાં મોડર્ન સ્કુલના સમારંભમાં પ્રયોજવામાં આવેલ વગેરે નૃત્ય-પ્રયોગોનો સમાવેશ કરી શકાય.

એથી કંઇક આગળ વધેલ નૃત્યપ્રયોગોમાં ફેલોશિપ સ્કુલ અને પ્યુપિલ્સ ઓન સ્કુલના કાર્યક્રમ ગણાવી શકાય. એ બંને સ્કુલોએ નાટકોમાં રવીન્દ્રનાથનાં જ પસંદ કર્યાં હતાં એ આપણા પ્રાન્તીય અભિમાનને જરા ખૂંચે તેવી વાત છે પણ જ્યાં સુધી ગુજરાતીઓ પરસ્પર તેજોદ્વેષમાંથી મુક્ત થાય નહિ ત્યાં સુધી એ સ્થિતિ અનિવાર્ય છે.

ઊગતી નર્તિકાઓમાં મેધા યોધ અને રમિલા શ્રોફ જુદી જ તરી આવે છે. બંને શાસ્ત્રીય તાલીમ ચાલુપણે લે છે અને છાશવારે રંગભૂમિ ઉપર દેખા દેવાની તિરસ્કરણીય વૃત્તિને બદલે પૂરતી તૈયારી પછી જ રંગભૂમિ ઉપર આવવા જેટલો સંયમ સેવે છે એ બહુ આશાજનક છે.

કોવર્નટન સોસ્યલ સર્વિસ લીગ તરફથી થયેલ પ્રયોગોમાં 'ગ્રામોત્સવ'નું સંયોજન ઠીક હતું પણ નૃત્યવિધાન કાચું હતું છતાં એ યત્ન આવકારપાત્ર તો હતો જ.

પણ એ જ કાર્યક્રમમાં એક વિશિષ્ટ તત્ત્વ નજરે ચઢ્યું હતું અને તે નૃત્યના ક્ષેત્રમાં પ્રતિકૃતિનું[1] આક્રમણ. ક્રીકેટની રમતના આરંભથી માંડીને બેટ્સમેન દાવ લે અને બોલર દડા ફેંકે ત્યાં સુધી બધી જ ક્રિયા નૃત્યમાં—એક નાની બાલિકા વીકેટ અને પીચની પૂજા કરી જાય અને અંપાયર એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ત્રાજવાં લઈને આવે તે સુદ્ધાં—થયેલ ! નૃત્ય પણ એમેચ્યોર ઓરકેસ્ટ્રાની મદદથી સારી રીતે તાલબદ્ધ. આ નૃત્યમાં જાણીતા નૃત્યકારોનું બહુ સુંદર રીતે અનુકરણ કરવામાં આવ્યું હતું. આ નૃત્યના યોજકો પોતાની શક્તિઓનો ઉપયોગ આવી પ્રતિકૃતિઓમાં નહિ પણ સાચી મૌલિક કૃતિઓમાં કરે એમ સૌ કોઈ ઈચ્છે. છતાં પ્રતિકૃતિના એમના આ મૌલિક પ્રયોજન માટે એમને અભિનંદન.

આ લેખના આરંભમાં જ જણાવ્યું હતું તે પ્રમાણે મુંબાઈ સિવાયનાં સ્થળોએ થતા સમારંભો વિશે ઉલ્લેખ થઈ શકે તેમ નથી એ ખેદજનક છે, કારણ કે અમદાવાદમાં નૃત્ય, ગરબા તેમ જ એમેચ્યોર નાટકો સારા પ્રમાણમાં થાય છે એટલું જ નહિ પણ તેમાં છેલ્લાં થોડાં વર્ષમાં ઘણો વિકાસ સધાયો છે એ નિર્વિવાદ છે. અત્રે એવા બે સમારંભોનાં નામસૂચન જ કરું છું :

---

૧. આ શબ્દ લેખકે 'પેરડી'ના અર્થમાં વાપર્યો હશે ?—સં. 'આ.'

ઘણું કરી શકે–જો યોગ્ય દિશામાં યોગ્ય સહકારથી કાર્ય કરવામાં આવે તો.

### નાટ્યપ્રયોગો

'રંગભૂમિકા '( Little theatres )ની યોજના આગળ વધારવામાં અને હમણાંની ધંધાર્થી રંગભૂમિને માર્ગસૂચન કરવામાં આવશ્યક એવા એમેચ્યોર નાટ્યપ્રયોગો પ્રમાણમાં ઘણા જ ઓછા થયા છે એમ સખેદ જણાવવું પડે છે. આધુનિક નાટ્યકારોનાં ત્રિઅંકી અને એકાંકી નાટકોમાંથી યોગ્ય પસંદગીથી ચૂંટણી કરવામાં આવે તો બહુ તો નહિ પણ થોડાં સારાં ભજવી શકાય તેવાં નાટકો તો જરૂર મળી રહે, છતાં ઇસ્માયલ કૉલેજમાં રમણભાઇના ' નવાબસાહેબની મુલાકાત ' એ સંવાદને ભજવી બતાવવામાં આવ્યો હતો એ નવા પ્રયોગો કરવાના આવશ્યક સાહસની ઊણપ માત્ર દેખાડે છે.

કોવર્નટન સોસ્યલ સર્વિસ લીગ તરફથી ભજવાયેલ "ગુજરાતના નાથ'માંના પ્રવેશોને તથા અગાઉ બબ્બે વાર ભજવાયેલ ' આણલ દે 'ને મળેલ નિષ્ફળતા ઉપરથી વિચાર થાય છે કે એ રાજારાણીઓ, સતીઓ, બહારવટિયાઓ, એનાં અમુક ઉગ્ર અને વીરરસભર્યાં વાતાવરણ હમણાના એમેચ્યોર નટ–નટીઓને માટે અને પ્રેક્ષકોને માટે અશક્ય તો નહિ હોય ? એ જ મંડળ તરફથી ભજવાયેલ નાની નાટિકા " ચાર ભિંતાની વચ્ચે "માં કુ. વિદ્યા કાનૂગાએ પોતાની અભિનયકલાની નૈસર્ગિક શક્તિનો અચ્છો ખ્યાલ આપ્યો હતો. ચંદ્રવદન મહેતા અને તેના મિત્રમંડળે ગયા ડીસેંબરમાં ' આગગાડી ' ભજવી બતાવ્યું હતું. પ્રકાશ–યોજના સંપૂર્ણ કલામય રીતે નાનામાં નાની રંગભૂમિ ઉપર પણ કે રીતે બતાવી શકાય તેનો દાખલો આ મશહૂર એમેચ્યોર ડીરેક્ટરે એ નાટકના પ્રકાશ–યોજનથી પૂરો પાડ્યો હતો. મુંબઇની મશહૂર એમેચ્યોર અભિનેત્રી સરલા દેસાઇ એમાં નાયિકા તરીકે કીર્તિવંત કામ કરી ગઇ હતી. એમેચ્યોર નાટકો

આવી સફલતાથી ભજવાય તો ધંધાર્થી રંગભૂમિને નવી દિશાઓ સૂચવાય, પણ આવાં 'One swallow does not make summer' એ ન્યાયે એકાદ સફલ રીતે ભજવાયેલ નાટકથી અથવા અમુક એક જ નાટ્યકારનાં બે ત્રણ નાટકો ભજવ્યાથી પ્રગતિ સાધવાના કોડ વ્યર્થ જ જવાના.

આ જ અભિનેત્રી સરલા દેસાઇએ ભગિનીસમાજ તરફથી યોજેલ કાર્યક્રમમાં 'બલિદાન'માં તેમજ 'પ્રતિમાની પ્રતિજ્ઞા'માં સરસ અભિનય બતાવ્યો હતો. તે ઉપરાંત બીજાં નાટકમાં મુખ્ય નાયિકા તરીકે ઇન્દિરા મહેતાએ અને બીજા પાત્રમાં પ્રમોદા ગોસલીઆએ પણ સુંદર અભિનય રજૂ કર્યો હતો. 'બલિદાન'માં ત્રણ ગીતો કુ. નિરંજના દેસાઇએ ગાયાં હતાં અને ભવિષ્યમાં એ કલામાં એ યુવતી કેટલી નિષ્ણાત થઇ શકી હોત તેનો આગાહી કરી શકાય તેવી સુંદર રીતે તેણે તે રજૂ કર્યાં હતાં પણ એના અકાળે થયેલ મૃત્યુની અહિં સખેદ નોંધ લેવી પડે છે.

આ સિવાય આ વર્ષના ફેબ્રુઆરીમાં પ્રખ્યાત ગઢવી મેઘાણંદ ખેંગારે ૭૫ વર્ષ પૂરાં કર્યાં તે સમયે તેમને ૭૫ અશરફો અર્પવાનું એક સંમેલન મુંબઇમાં થયું હતું તે પ્રસંગે તેમના પુત્ર મેરુભાએ દુહાઓ ગાઇ સંભળાવ્યા હતા. કાવસજી જહાંગીર હોલ જેવા અવાજ સંભળાવાની નજરે જોતાં ખરાબ હોલમાં પણ ઠેઠ ઉપલી ગેલેરીમાં બેઠેલા માણસો વિના મુશ્કેલીએ સાંભળી શકે એવો છતાં કર્ણપ્રિય એ અવાજ સાંભળીને આપણને આશ્ચર્ય તેમજ માન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. કમનસીબે, એ સાહિત્ય પ્રત્યેની ઉદાસીન વૃત્તિ વધતી જાય છે અને પરિણામે આવા બુલંદ છતાં મીઠા અવાજ નષ્ટ થઇ જશે

આવી જાતનાં વિહંગાવલોકનો જુદી જુદી દિશામાં થતી પ્રવૃત્તિઓનાં પ્રતિવર્ષ લખાવાં જોઇએ અને તે પણ માત્ર મુંબાઇને જ સ્પર્શતાં નહિ પણ સમગ્ર ગુજરાતને સ્પર્શતાં. ત્યારે તો 'માનસી'કાર એટલી વ્યવસ્થા કરી શકે.

# આગલી રાત્રે

ઉપેનના જીવનની આજે છેલ્લી રાત્રિ હતી. એ અનંત તારાખચિત આકાશ, ફાંસીખોલીમાં પણ સુવાસ પસારી દેતાં એ મધુર કુસુમો, વૉર્ડરોના કર્કશ અવાજો, એ બધું જોવાસાંભળવાનું તેને માટે આ રાત્રિપૂરતું જ હતું. તેના ટૂંકા જીવનમાં અનુભવાયેલી સુમધુર ક્ષણોનો આનંદ કે વિષાદમય પળોનું અકથનીય દર્દ આ રાત્રિપૂરતાં જ તેણે ભોગવી લેવાનાં હતાં.

પોતાની ખોલીના જાડા, ચોખંડા સળિયાની બહાર દૂર દૂર જોતો હોય તેમ ઉપેન બેસી રહ્યો હતો. સામે જ જેલની જબરદસ્ત દીવાલ દૃષ્ટિને અવરોધતી ઊભી હતી. પણ જાણે તેને પણ આરપાર વીંધીને તેની નજર દૂરદૂર કંઈ નિહાળી રહી હોય તેમ દેખાતું હતું. પવન પુષ્પોની મધુર સુવાસ લાવીલાવી તેની આસપાસ પાથરતો હતો, પણ આજે ઉપેનનું ધ્યાન તે કશામાં નહોતું. તેના વિચારો તેના સમગ્ર જીવનને ઝડપી તેના મહત્ત્વના અને અમહત્ત્વના બનાવો આસપાસ ઘૂમરી ખાતા હતા.

ઉપેનને હજી બાવીસ વર્ષ પણ પૂરાં નહોતાં થયાં. એટલાં વર્ષોમાં તો તેના જીવનમાં શું શું નહોતું બની ગયું? છેક બાળપણમાં તેના વિચારો તેને ઘસડી ગયા. નાના ગામની નદી આસપાસ ત્યારે તેનું જીવન ગુંથાયેલું હતું. બીજાં બાળકો જ્યારે શેરીઓમાં કે ગામના પાદર કલ્લોલ કરતાં હોય, જાત-જાતની રમતો રમતાં હોય ત્યારે પોતે તો નદીકિનારે જઈને

એકલો બેઠો જ હોય. અત્યારે તો પોતાને પણ યાદ નહોતું કે પોતે ત્યાં બેઠો બેઠો એકલો શા વિચાર કરતો હશે. નદીનાં શાંત પાણીમાં એકાદ કાંકરી નાખી તેમાં શાંત વર્તુલો નિરખી રહેવાનો તેને અજબ શોખ હતો.

પણ તેને હવે લાગ્યું કે બીજાં નાનાં બાળકો સાથે ન ભળવામાં, તેમની રમતોમાં ભાગ ન લેવામાં, તેનો સ્વભાવ જ કારણરૂપ હતો. તે અપમાન જરા પણ સહન કરી શકતો નહિ. તેનું મનધાર્યું ન થાય તો તે તુર્ત જ લડી પડતો. એવી રીતે લડવા જવામાં તેનાથી એક ઘણા જ મોટા છોકરાએ તેનું માથું ભાંગી નાખ્યું હતું એ તેને યાદ આવ્યું. આવડા મોટા છોકરા સાથે પોતે લડી શક્યો એ વિચારે એ ઘાનું દુઃખ પણ ભુલાવી દીધું હતું તે તે અત્યારે સહર્ષ યાદ કરી રહ્યો.

પછીનાં અમુક વર્ષો તો ઝડપથી વીત્યાં. બાળકમાંથી તે કિશોર બની ગયો. નાના ગામમાંથી તે કલકત્તા આવ્યો. ગામડાનો તેનો સુદૃઢ બાંધો અહિં શહેરના વિદ્યાર્થીઓમાં તેને સહેજે આધિપત્ય અપાવતો. તે ઘણા ઉપર હુકમ કરતો અને તે પળાવતો પણ. જરા પણ અપમાન થતાં તે હાથોહાથની મારામારી કરી બેસતો. દિવસો મોજથી પસાર થતા હતા.

તેના મૂળગત એકાંતપ્રિય સ્વભાવને અંગે તેને વાંચવા ખૂબ સમય મળતો હતો. અને એ સમયનો તે પૂરતો ઉપયોગ પણ કરતો હતો. પ્રેમલાપ્રેમલીની અર્થહીન વાતો વાંચવાનો એને કુદરતી જ કંટાળો હતો. એવી વાતો લોકો કેમ રસપૂર્વક વાંચી શકતા હશે તે તે અત્યારે પણ સમજી નહોતો શકતો. તેને તો વીરત્વની, જવાંમર્દીની જીવનની વિષમતાઓની વાતો વાંચવી ગમતી હતી.

કિશોર મટી યુવાન થયો અને નિશાળ છોડી કૉલેજમાં આવ્યો. દેશનું વાતાવરણ ચારે તરફ ઉગ્ર હતું. બ્રિટિશ સરકાર

સામે ગાંધીએ જંગ મચાવ્યો હતો. ખોઝ અને સેનગુપ્તા, રૉય અને દાસગુપ્તા બંગાળને ચારે તરફથી ઢંઢેરી રહ્યા હતા. દેશની જુવાનીને હાકલ પડી હતી. દરેક દિશામાં ઉન્માદનું વાતાવરણ પથરાઇ ગયું હતું. ઉપેનના સાથીદારોમાંથી ઘણા તેમાં જોડાઇ ગયા હતા. ઘણાંઓનાં માથાં ભાંગી ગયાં હતાં, ઘણા જેલમાં પૂરાયા હતા.

આ બધાંથી ઉપેન નહોતો હલ્યો તેવું નહિ. બ્રિટિશ રાજ્યસત્તાનો નાશ થવો જ જોઇએ તેમ તે નહોતો માનતો તેવું નહોતું. પણ ગાંધીની અહિંસાની અને ધર્મની, હૃદયપલટાની અને મૂંગે મોઢે માર ખાઇ લેવાની વાતોમાં તેને કશો અર્થ નહોતો દેખાતો. કૉલેજમાં આવ્યા પછી તો તેણે ક્રાંતિઓ વિષે અને ક્રાંતિકારીઓ વિષે ઘણુંઘણું વાંચ્યું હતું, પણ ક્યાં યે આવી મૂર્ખતાભરી વાતો સાંભળી નહોતી. આવતી કાલે ફાંસીએ ચડી જવાનો હોવા છતાં ગાંધીની એ અહિંસાની વાતો યાદ આવતાં તેના ચહેરા પર તિરસ્કારભર્યું એક આછું સ્મિત પથરાયું.

અને ગાંધી સામે રોષનાં તેને બીજાં કારણો પણ હતાં. જે લોકો કશા પણ અંગત સ્વાર્થ વિના પોતાનો જાન દઇ દેતા હતા, અહિંસાની અને એવી પોચીપોચી વાતોમાં ન માનતાં જે લોકો ખૂનનો બદલો ખૂનથી વાળતા હતા તેમની ગાંધી હંમેશા ટીકા કરતા, તેમને માર્ગભૂલેલા કહેતા, તેમને વિષે સમભાવનો એક શબ્દ પણ નહોતા ઉચ્ચારતા.

" એ ડોસાને આ માનસ ક્યાંથી સમજાય ? " ઉપેને સળિયા સામે જોતાં જોતાં દાંત કચકચાવ્યા.

એ અરસામાં કૉલેજોમાં પણ ખૂબ ખૂબ ચર્ચાઓ થતી. ગાંધી અને તેની અહિંસાના સખ્ત વખોડનાર તરીકે એ બધી ચર્ચાઓમાં ઉપેન તરી આવતો. " પોતે કૈં ન કરવું હોય એટલે બીજાઓનો વાંક કાઢવો એ બચી જવાની સરસ રીત છે " કહી તેના સાથીદારો તેનો પક્ષ ઉડાવી દેતા.

"કોણુ વાત કરનાર હતા અને કોણુ કામ કરનાર એ હવે ક્યાં છાનું રહ્યું છે?" ઉપેને વિચાર્યું. "પણુ એ નામર્દો વાતો જ કરે, નહિ તો બીજું શું કરે?"

પરંતુ તેના સમગ્ર જીવનને એક જુદી જ દિશામાં ઝોક આપનાર એક બનાવને તે રસપૂર્વક યાદ કરી રહ્યો.

તે સિનેમા જોવા ગયો હતો. ફ્રેંચ ક્રાંતિનું વાતાવરણુ ઊભું કરતી કોઇ ફિલ્મ બતાવાતી હતી. ઉપેન બેઠો હતો તે બેઠકની આજુબાજુ ઘણા સોલ્જરો ગોઠવાયેલા હતા. ફ્રેંચ ક્રાંતિના નેતાઓનાં ભાષણો, રાજારાણીના મોજશોખ, ચારે તરફના ભયંકર ભૂખમરાથી ત્રાસેલો, પીડિત ફ્રેંચ માનવસમાજ, એ બધાનાં અદ્‌ભુત આલેખન અને પ્રદર્શન ઉપેનને ઉશ્કેરી રહ્યાં. તેને રોમે રોમ દેશપ્રેમ ઉભરાઈ આવ્યો. કૈંક કરી નાખવું જોઇએ તેવો તેને વિચાર આવ્યો. અને બહાર સરઘસ નિકળ્યું હોય કે ગમે તેમ પણુ એક પ્રચંડ નાદ ઊઠ્યોઃ "મહાત્મા ગાંધી કી જય." અહિં ફિલ્મ પણુ ખલાસ થવા આવી હતી. ઉપેનથી જુસ્સામાં બૂમ મરાઇ ગઇ," Down with the Britishers (બ્રિટિશોનો નાશ હો!)" તેની બાજુમાં જ બેઠેલા સોલ્જરની આંખ ફરી. તેણે તેને એક ધક્કો માર્યો. ઉપેન અહિંસાવાદી તો હતો જ નહિ. તેણે પેલાને એક મુક્કો માર્યો. પેલાએ સામો માર્યો. બે ત્રણુ સોલ્જરો એકઠા મળી તેને મારવા લાગ્યા. થિએટરમાં ધમાલ મચી રહી. ઉપેન ઘેર પહોંચ્યો ત્યારે મારથી તે લોથ થઇ ગયો હતો.

અને ત્યારથી તેનામાં ખુન્નસ ભરાયું. ક્રોધ તેના અંગેઅંગમાં વ્યાપી ગયો. આ અપમાન અસહ્ય હતું. તેનો બદલો વાળવો જોઇએ જ. અત્યારે પણુ જ્યારે મૃત્યુને છ સાત કલાકની જ વાર હતી ત્યારે પણુ એ પ્રસંગ યાદ આવતાં ઉપેન ક્રોધથી ધ્રુજી ઊઠ્યો. દિવસો સુધી વેર લેવાના વિચાર તેને મૂકતા જ નહિ.

અને એ અપમાન કોઈ વ્યક્તિ તરફથી થયેલું નહોતું. એ હિંદુસ્તાનમાંની બ્રિટિશ સત્તાના પ્રતિનિધિઓ તરફનું હતું. તે સત્તા નાબૂદ થયે જ એનો બદલો વળે. એ સત્તા નાબૂદ કરવી એ સહેલું કામ નહોતું. તેને માટે તો હજારોએ જાન ગુમાવવા તૈયાર રહેવું જોઈએ. પણ તે ગાંધીની રીતે નહિ. જાન સાટે જાન લેવા જોઈએ-એક નહિ અનેક.

એને એ જ વિચારમાં તે ધૂની જેવો બની ગયો. તેના હૃદયનો એકેએક ધબકાર વેર પુકારી રહ્યો. તેનું અપમાન એ તેનું એકનું નહોતું. શાસન ચલાવતી પ્રજાનું શાસિતો ઉપરનું એ અપમાન હતું. પોતા કરતાં તો હજારગણાં અપમાનો પોતાના અશિક્ષિત, ગરીબ દેશબાંધવોને સહન કરવાં પડતાં હશે તે વિચારે તેની આગને વધારે પ્રજ્વલિત કરી.

અને કુદરતી રીતે જ તે ક્રાંતિકારી ચળવળ તરફ આકર્ષાયો, તેના હૃદયમાં ઊઠતા ભાવોને સંતોષી શકે તેવી ચળવળ તે એક જ હતી. તેમાં ગાંધીની ધાર્મિક ઘેલછા કે અહિંસક વેવલાઈ નહોતી. તેમાં દુશ્મનને ત્રાસ ત્રાસ પુકરાવી દેવાની, વહેલામાં વહેલી તકે ભારત છોડી ચાલી જવાની ફરજ પાડવાની વાત હતી. એ ધ્યેય તત્કાલ સિદ્ધ થાય કે નહિ તેની તેને પરવા નહોતી. એને અંગે મૃત્યુને ભેટવું પડે તો તેની તેને બીક નહોતી. પગલે પગલે અપમાનો સહન કરવા કરતાં બને એટલાનો નાશ કરી વીરત્વભર્યાં મૃત્યુને કાં ન ભેટવું!

જે જેને શોધે છે તે તેને મળી જાય છે. ઉપેનને પણ એવું એકાદ ક્રાંતિકારક મંડળ મળી ગયું. તેમાં દિલ દઈને તે કામ કરવા મંડી પડ્યો. તેના સભ્યો વધારવા, તેને માટે હથિયારો મેળવવાં, તે વિચારદશા જુવાનો અને જુવતીઓમાં ફેલાવવી એ એનું મહાકર્તવ્ય થઈ પડયું.

છતાં કૉલેજમાં તો જવું જ પડતું. એના ઉદ્દામવાદી વિચારો માટે કૉલેજમાં ઉપેન જાણીતો હતો. એ ક્રાંતિવાદી

ચળવળમાં જ કામ કરવા માટે કૉલેજ છોડી દે તો કુદરતી રીતે જ તેને વિષે શંકા આવે અને આખી વાત ન પકડાતી હોય તો યે પકડાઇ જાય. પણ ભણતરમાં હવે તેને રસ રહ્યો નહોતો. એક જ વિચાર તેના અંતરને કોરી ખાતો હતો અને તે વિચારને આચારનું મૂર્ત રૂપ આપવાની તે ઉત્સુકતાપૂર્વક રાહ જોતો હતો.

તો યે તેના હૃદયના તારોને કોઇ કોમળ ભાવોએ હલાવ્યા નહોતા એમ નહોતું. રાત્રિના ત્રણના ડંકા થઇ ગયા હતા, દરેક પળ મૃત્યુને વધુ ને વધુ નજીક લાવતી હતી, છતાં એ સ્મૃતિએ ઉપેનને રોમાંચ થયો.

કેવી સુંદર એ પ્રતિમા હતી? તેનું નામ પણ કેટલું યથાર્થ હતું? જાણે સૌંદર્યની પ્રતિમા જ ન હોય! સંધ્યાસમયે તેની સાથે ફરવા ગયો હોય ત્યારે તેના વદન ઉપર પથરાઇ રહેતાં સુવર્ણ અને કુંકુમને ઉપેન રસપૂર્વક યાદ કરી રહ્યો. સુડોળ દેહલતા ઉપરનું તેનું સુંદર વદન અને સેંથામાં ભરેલું કુંકુમ તેને કેટલી આકર્ષક બનાવતાં હતાં? તે કૉલેજમાં અહિંથી ત્યાં પસાર થતી હોય ત્યારે કેટલી આંખો તેની સામે મંડાઇ રહેતી? અને તેની વાણી પણ મનોહર હતી. ભલાભલા વિદ્યાર્થીને વાગ્યુદ્ધમાં તે હરાવી દેતી. તે વંદેમાતરમ્ ગાતી ત્યારે હૃદયના ઝીણામાં ઝીણા તાર હલમલી ઊઠતા. એ માતાને માટે પ્રાણ અર્પણ કરી દેવાનો નવીન જુસ્સો ત્યારે ઉપેનમાં ફરી વળતો.

તેની સાથે ગાળેલી મધુર પળોનો આનંદ ઉપેન ફરી ફરી અનુભવી રહ્યો. તેની સાથેનો પ્રથમ મેળાપ પણ કેવો અકસ્માતથી થયો હતો? ઉપેન અને બે ચાર મિત્રો કૉલેજના વાચનાલયમાં બેઠા બેઠા ચર્ચા કરતા હતા. ઉપેનની જીભ એક વાર છૂટી થયા પછી કાબૂમાં રહેતી જ નહિ. અનેક દલીલો થઇ. ગરમાગરમીમાં બન્ને પક્ષો બોલવા લાગ્યા. અંતે વર્ગમાં જવાનો સમય થયો અને ચર્ચા અધૂરી મૂકવી પડી. વર્ગ પૂરો થયા પછી ઉપેન

કૉલેજમાંથી બહાર નીકળવા જતો હતો ત્યાં જ પ્રતિમા તેને સામે મળી.

"તમને અભિનંદન આપું છું." પ્રતિમાએ ઉપેનને કહ્યું.

"શાનાં?" ઉપેને આશ્ચર્યથી પૂછ્યું.

કૉલેજના ચર્ચામંડળમાં બન્ને ભાગ લેતાં હોવાથી બન્ને એક બીજાને દીઠે ઓળખતાં હતાં પણ વાતચીત કરવાનો પ્રસંગ આ પહેલો જ હતો.

"આજની ચર્ચામાંની તમારી સુંદર દલીલો માટે. હું બાજુના જ ટેબલ ઉપર બેઠી હતી અને બધું સાંભળતી હતી." પ્રતિમાએ કહ્યું.

"થૅન્ક યુ." ઉપેને કહ્યું.

એ રીતે થયેલી ઓળખાણ આગળ વધી. પ્રતિમાને ઉપેનમાં કૈં અજબ આકર્ષણ લાગ્યું. તેના ધૂની સ્વભાવ છતાં પણ તેને તે બહુ જ ગમી ગયો. ઘણી યે વાર તે છટકી જતો છતાં કોઇ કોઇ વાર સાંજે તે ઉપેનને ઈડન ગાર્ડનમાં ફરવા લઇ જતી. ત્યાં તળાવમાં હોડીમાં બન્ને સાથે ઘણી વાર ફરતાં. એવે પ્રસંગે કોઇ કોઈ વાર ઉપેન વાતે ચડતો તો ખૂબ ખૂબ વાતો કરતો, જાતજાતની વાતો કરતો; તો કોઈ કોઇ વાર કોઇ વિચારની ધૂનમાં તે સાવ શાંત બેસી રહેતો. આવે સમયે પ્રતિમા તેના મુખ સામું જોઇ રહેતી અને સ્વભાવના આ વિચિત્ર પલટાઓ વિષે આશ્ચર્ય પામતી.

પોતા પ્રત્યેનું પ્રતિમાનું આકર્ષણ ઉપેનથી છાનું નહોતું રહ્યું. એક દિવસ બન્ને સાથે ફરવા ગયાં હશે ત્યાં પ્રતિમાએ મિસિસ બ્રાઉનિંગનાં પ્રણયકાવ્યોની વાત કહાડી. ઉપેન પોતાના વિચારોની ધૂનમાં હતો. પણ પેલીએ તો પ્રણયકાવ્યોની અને પછી પ્રેમની અને જીવનમાં પ્રેમના સ્થાનની વાતો કર્યે જ રાખી.

ઓચિંતી જ તેના સ્વરમાં કોઈ અનોખી કોમળતા ઉપેનને જણાઈ. તે પોતાની ધૂનમાંથી જાગી ઊઠ્યો. તેણે પ્રતિમાની સામે જોયું. પ્રતિમાએ તેની આંખોમાં પોતાની આંખો પરોવી. એ આંખોમાં અર્થનું આખું વિશ્વ છુપાયેલું હતું તે ઉપેન જોઈ શક્યો. તે આડીઅવળી વાતો કરવા લાગ્યો. પ્રતિમાના સ્વરમાં આવેલી નિરાશા પણ તેને અર્થસૂચક લાગી.

પણ ઉપેનને પ્રેમ માટે કે તેની નાની નાની ઘેલછાઓ માટે સમય નહોતો. તેનું ધ્યેય એને એ બધી વાતોમાં પડવા માટે મુક્તિ નહોતું આપતું. એ ધ્યેય સર્વગ્રાહી હતું, સર્વસ્વનો ભોગ માગતું હતું; પણ પ્રતિમાને એ બધી ક્યાંથી ખબર હોય ! તે તો આ ધૂની જુવાનને પોતાનો કરવા મથતી હતી. તેની ઉગ્રતા અને તેની વિચિત્રતા પ્રતિમાને ઉપેન તરફ વધારે આકર્ષતી. પોતે વંદે માતરમ્ ગાતી હોય ત્યારે ઉપેનના ચહેરા ઉપર જે ભાવો પથરાતા તે તો પ્રતિમાને મુગ્ધ કરી દેતા.

અને પ્રતિમા સાથેનો છેલ્લો પ્રસંગ તો ઉપેનને પૂરેપૂરો યાદ હતો. તે દિવસે પ્રતિમાના ખૂબ આગ્રહને વશ થઈ ઉપેને રાત્રે તેની સાથે ફરવા જવાનું કબૂલ રાખ્યું હતું.

રાત્રે બરાબર સાડાસાત વાગ્યે પ્રતિમાએ ઉપેનને તેના રૂમ પરથી બોલાવ્યો હતો. માઈલો ને માઈલો સુધી એ લોકો મોટરમાં ચાલ્યા ગયાં હતાં અને અંતે નદીના તટ ઉપર મોટર ઊભી રાખી હતી. બેએક કલાક નદીની રેતીમાં પ્રતિમા સાથે બેસવામાં તે દિવસે ઉપેને ગાળ્યા હતા.

વાતાવરણ આહ્‌લાદક હતું. શરદનો ચંદ્ર નદીના શાંત પાણીને ઓર સૌંદર્ય અર્પતો હતો. દૂરદૂર ક્યાંક ક્યાંક વહાણો અને હોડીઓ દેખાતાં હતાં. આજે ઉપેન મોજમાં હતો. તે ખૂબ વાતે ચઢ્યો હતો અને પ્રતિમા તો એ ચંદ્રની જ્યોત્સ્નામાં સૌંદર્યમૂર્તિ જ લાગતી હતી. સરિતાનાં એ શાંત પાણી, એ

મધુર, પ્રેરણાદાયિની જ્યોત્સ્ના, પ્રતિમાનાં નયનોનું સૌંદર્ય અને તેનો મધુર કંઠરવ, બધાંએ ઉપેનને મુગ્ધ કરી દીધો. અત્યાર સુધી તેણે પ્રતિમાનો કે કોઇ પણ સ્ત્રીનો પ્રિયા તરીકે વિચાર નહોતો કર્યો. તે પોતાની સૃષ્ટિમાં જ એટલો બધો રચ્યોપચ્યો રહેતો કે એવા વિચાર કરવાનો યોગ જ તેને પ્રાપ્ત નહોતો થતો; પણ આજે તો બધું જ જુદું હતું.

ઉપેનના હૃદયના બધા સુકોમળ તારો ઝણઝણી ઊઠ્યા. તેની આંખોમાં નવીન તેજ પુરાયું. તેનો સ્વર પણ જરા ધ્રુજી ઊઠ્યો. પ્રતિમા તેનામાં થતા આ બધા ફેરફારો જોઇ શકી. જેને માટે તે ઝંખતી હતી તે તેને હસ્તગત થતું હોય તેમ લાગ્યું. તેણે વાતને વધારે રસિક બનાવી. ઉપેન મૂંગોમૂંગો તેનું સૌંદર્ય પીતો હોય તેવી રીતે તેની સામે જ જોઇ તેની વાતો સાંભળી રહ્યો. વાતવાતમાં નજીવા જ કારણે પ્રતિમા તેના હાસ્યના મંજુલ રણકારથી ઉપેનને મુગ્ધ કરવા લાગી. વચ્ચે વચ્ચે સ્મિતમાં ફરકી જતા તેના ઓષ્ઠો તેની દંતાવલિની સુરેખતા પ્રદર્શિત કરી જતા હતા. ચંદ્રનાં કિરણો તેની આંખોમાં પડતાં, તેના નૈસર્ગિક સૌંદર્યને અજબ આકર્ષણ અર્પતાં. ઓચિંતાં જ નદીની સપાટી પર દૂરદૂર આંગળી બતાવી તે બોલી.

" જુવો, પેલી હોડી પાણીમાં ચાલી જાય. તે કેટલી સુંદર લાગે છે ? "

તેણે ચીંધેલી આંગળીની દિશામાં ઉપેને નજર નાખી પણ તે કૈં જોઇ શક્યો નહિ.

" ક્યાં છે ? " તેણે પૂછ્યું.

" જુવો, પેલી. અહોહો ! કેવું સુંદર દૃશ્ય છે ! "

" પણ મને કેમ દેખાતું નથી ? " ઉપેને ફરી તે દિશામાં પ્રયત્ન કરી જોવા છતાં કૈં ન દેખાતાં કહ્યું.

"તમને કેમ નથી દેખાતું ? જુઓને પેલી રહી." કહી તે ઉપેનની જરા વધારે નજીક આવી.

તેની આંગળીની દિશામાં બરાબર દેખાય તેટલા ખાતર ઉપેન જરા તેની વધારે નજીક આવ્યો. બન્ને એકબીજાની લગભગ લગોલગ આવી ગયાં. હવે ઉપેન તે દૃશ્ય બરોબર જોઈ શક્યો અને તે ખરેખર સુંદર હતું. ધીમે ધીમે અલસ ગતિથી ચંદ્રિકામાં સરી જતી હોય ના જાણે, તેવી તે હોડી સરિતાને પણ અજબ સુંદરતા અર્પતી હતી. ઉપેન અને પ્રતિમા તે જોઈ જ રહ્યાં.

"કેટલું સુંદર છે !" પ્રતિમા સૌંદર્યદર્શનના આવેશથી બોલી.

"તું તો એથીયે સુંદર છે, પ્રતિમા !" ઉપેન તેની સામે જોઈને બોલ્યો.

પ્રતિમા પ્રણયમુગ્ધ નયનોએ તેની સામે જોઈ રહી.

\ ઉપેને કદી ન અનુભવાયેલા ભાવો અનુભવ્યા. પ્રતિમા તેની એટલી નજીક હતી, તેના તરફ એને એટલું આકર્ષણ થયું હતું કે એને પોતે શું કરે છે તેનું ભાન થાય તે પહેલાં તો એણે પ્રતિમાની કટિને પોતાના હાથે વીંટી લઈ તેના ઓષ્ઠ ઉપર ચરચરતીને એક ચુંબન કર્યું.

પ્રતિમાનો હાથ એના હાથને દબાવી રહ્યો.

પણ બીજી જ પળે ઉપેનને ભાન આવ્યું. પોતે શું કરી બેઠો હતો ? આવી આવી પ્રણયલીલાઓમાં પોતાથી કેમ પડાય ? હજી તો તેનું ધ્યેય અપૂર્ણ હતું. તે સિદ્ધ કરવા માટે જરૂર પડે તો પ્રાણ પણ આપી દેવાનો હતો ત્યાં આવાં નાટકો કેમ ભજવાય ? તેનું મન ફરી પાછું ચકડોળે ચડ્યું. દુશ્મનનો નાશ કર્યા પહેલાં પોતા જેવા માણસો માટે

આવી નરમ, કોમળ, સુખમય જિંદગી હોય જ નહિ એમ તેને ખાતરી થઇ ગઇ. પોતાનું ભાન ભૂલી જવા માટે તેની આંખમાં ખિન્નતા ઉભરાઇ આવી. પ્રતિમાની કમર આસપાસથી તેણે પોતાનો હાથ ઝપાટાભેર ખેંચી લીધો અને તે પ્રતિમાથી જરા દૂર જઇને બેઠો.

પ્રતિમાથી આ બધા ફેરફારો સમજાયા નહિ. ઓચિંતું શું થયું ? તેના ઉપરનો એકેએક ભાવ જેને ઝંખી રહ્યો હતો તે વિનાકારણ પોતા પ્રત્યે આમ ઉદાસીન કેમ બન્યો હશે ? તેને કંઇ સમજ ન પડી. તેણે ઉપેનને ફરી પાછો આનંદિત કરવાના, તેને વાતમાં પરોવવાના ખૂબખૂબ પ્રયત્નો કર્યા પણ તે બધા ય નિષ્ફળ ગયા. ઉપેન કોઇ વાતમાં રસ લઇ શક્યો જ નહિ.

એ પળની મધુરતા યાદ આવતાં ઉપેનની આંખમાં એક આંસુનું ટીપું આવી તેના ગાલ ભીંજવી અદૃશ્ય થઇ ગયું.

પછીની વાત તો બધી તાજી જ હતી. હિજલીમાં અત્યાચારો થયા હતા. સેનગુપ્તાને હેરાન કર્યા હતા તેની વાતો ફેલાઇ હતી. એના મંડળે આ બધું જોઇ, વિચારી નિશ્ચયો કરી લીધા હતા અને તેને અમલમાં મૂકવાનું કામ ઉપેનને સોંપવામાં આવ્યું હતું.

ઉપેનનો હર્ષ ક્યાંયે માતો ન હતો. જેને માટે વર્ષો થયાં તે ઝંખતો હતો તે પળ અંતે આવી પહોંચી હતી. કામ ઘણું જ સાવચેતીપૂર્વક કરવાનું હતું. જરા પણ ભૂલ થતાં અનેકના પ્રાણ જોખમાય અને બધી મહેનત નકામી જાય. ઉત્સાહનો પણ અતિરેક ન થવો જોઇએ. એ બધી વસ્તુઓ લક્ષમાં લઇ ઉપેન સાવચેતીપૂર્વક બધી તૈયારીઓ કરવા લાગ્યો. સારામાં સારાં કપડાં સીવનારાની દુકાને તેણે એક બે સરસ સૂટ તૈયાર કરાવ્યા.

અને તે યાદગાર દિવસે એકદમ યુરોપીય સ્વાંગમાં સજ્જ

થઈ, પાટલુનના બે ખીસામાં બે રિવોલ્વરો રાખી તે બંગાલની જેલખાતાના વડા( I. G. P. )ને મળવા તેની ઑફિસમાં ગયો. બનાવટી નામનું પોતે છપાવેલું સુંદર કાર્ડ તેણે તેની પાસે મોકલ્યું. જરૂરી કામ માટે પાંચ મિનિટ જ મળવું છે તેમ કહેવડાવ્યું. ત્યારે કોઈને પણ મળવામાં વડા અધિકારીઓને ભય લાગતો. પોતાના ખાતાના નાના માણસને આ મળવા માગનાર માણસનો ચહેરો અને વર્તણૂક જોઈ આવવાનો આઈ. જી. પી.એ હુકમ આપ્યો. ઉપેન તો સિગારેટ પીતો પીતો દેખીતી શાંતિથી, બારી બહાર જોતો જોતો બેઠો હતો. તેની સામે જોતાં વિલાયતની રીતભાતના અને સંસ્કારના અતિ સંસર્ગમાં આવેલા કોઈક બંગાલી જુવાન જેવો તે લાગતો હતો. શંકાનું કશું કારણ પેલા અમલદારને જણાયું નહિ. સાહેબે તેને મુલાકાત આપવા અંદર બોલાવ્યો.

શેક–હેન્ડ કરી તે સાહેબની સામે ખુરશી પર બેઠો. કંઈ અરજી બતાવવાની હતી કહી લાંબો લખેલો કાગળ તેણે સાહેબના હાથમાં મૂકયો. તે કાગળ વાંચતો હતો ત્યાં જ ઉપેને ખીસામાંથી રિવોલ્વરો કાઢી અને પેલાની છાતી સામે ધરી કહ્યું :

"જુવો."

પેલાએ ઊંચું જોયું અને ભયની કે ચેતવણીની બૂમ પાડવા તેનું મુખ પહોળું થયું. તેમાંથી એક પણ શબ્દ બહાર આવે તે પહેલાં ઉપેનની ગોળી તેની છાતી વીંધી ચાલી ગઈ.

એ અવાજે બહાર ઊભેલો દરવાન દોડી આવ્યો. ઉપેને તેના પગ ઉપર ગોળી મારી અને તે ઑફિસમાંથી ભાગ્યો. દરવાન પાછળ દોડ્યો. ધમાચકડી મચી રહી. ઉપેને કેટલાક બારો કર્યા પણ એક તો પિસ્તોલ વાપરવાનું શિક્ષણ નહિ અને બીજી

દોડવાની ધમાલ; તેમાં કોઇને કશી ઇજા ન થઇ. અંતે ઉપેન પકડાઇ ગયો.

પછી તો ઘણી ધરપકડો થઈ. એ કાવતરામાં સંડોવાયેલા તરીકે કેટલાક દોષિત અને ઘણા નિર્દોષ જુવાનોને પકડવામાં આવ્યા. મુખ્ય ગુન્હેગાર તરીકે ઉપેનને ફાંસીની સજા થઈ. તેણે "થેન્ક યુ" કહી એ સજા વધાવી લીધી.

અને આજે એ સજાનો અમલ થવાને હવે થોડા કલાકોની જ વાર રહી.

રાત્રિના ચાર વાગી ગયા હતા. ઉપેન ખુબ જ થાક્યો હતો. છેલ્લા થોડા દિવસો થયા વિચારમાં ને વિચારમાં તેને નિદ્રા પણ નહોતી આવી. તેને પોતાના કાર્ય માટે પસ્તાવો નહોતો થતો. જીવનની લાલસા કુદરતી જ જીવન જીવવાનો લોભ તેને કરાવતી હતી, છતાં મૃત્યુથી તે બીહીતો નહોતો કે ગભરાતો નહોતો. તો યે જેમ જેમ એ અંતિમ દિવસ પાસે આવતો જતો હતો તેમ તેમ તેનું મગજ વધારે ને વધારે વિચારો કરતું. તે મનમાં તેની નાની જીવનકથા ફેરવી જતો, તેના પ્રસંગો વિચારી જતો અને એમ નિદ્રા નહોતી આવતી.

આજે પણ અત્યાર સુધી તે સુતો નહોતો. હવે તેને ખુબ થાક લાગ્યો હતો. છેલ્લા થોડા દિવસની અનિદ્રાવસ્થા તેને આરામ લેવા પ્રેરી રહી હતી. નિદ્રા આવે તેમ તો નહોતું લાગતું પણ જરા થાક ઉતારવા તે આડો થયો. તેના થાકેલા શરીરે તેનાં નયનોને નિદ્રામાં ભીંચી લીધાં. તેને જાતજાતનાં સ્વપ્ન આવવા લાગ્યાં. અર્ધો અર્ધો કલાકે તે ઝબકીને જાગી જવા લાગ્યો. એમ ને એમ કલાક પસાર થઇ ગયો. છેલ્લું સ્વપ્ન તો ભયંકર હતું. ઉપેન ચમકીને બેઠો થઇ ગયો ત્યારે કોઇ અકથ્ય ભય તેને વીંટળાઇ રહ્યો હોય તેમ તેને લાગ્યું. ફરી પાછા એ ને

એ સ્થળને જોઈ સ્વપ્નને ભૂલી જવા તેણે આંખ મીંચી. થોડી વારમાં તો તે ધસઘસાટ ઊંઘી ગયો.

આ વખતે તેને એક સુંદર સ્વપ્ન આવ્યું. જાણે વ્યોમમાં સુંદર જ્યોત્સ્ના ખીલી છે. તે અને પ્રતિમા સરિતાના તટે એકબીજાને અઢેલીને બેઠાં છે. પ્રતિમાની કોમળ આંગળીઓમાં પોતાની આંગળીઓ પરોવાયેલી છે. પ્રતિમા તેની કંઈ મશ્કરી કરે છે અને ખૂબ ખૂબ હસે છે. પહેલાં તો તેના એ હાસ્યથી પોતે ખીજાય છે, પણ તેના મધુર હાસ્યની અસર થયા વિના રહેતી નથી.

"જો હવે વધુ હસીશ તો હું મારીશ હો, પ્રતિમા!" તે પોતાના મુખ ઉપર આવતા સ્મિતને રોકવાનો પ્રયત્ન કરતાં કરતાં કહે છે.

"લે માર ત્યારે." કહી પ્રતિમા તેના ગળામાં હાથ પરોવી તેની સામું જોતી જોતી ખડખડાટ હસી પડે છે.

અને પોતે તેના પહોળા થયેલા ઓષ્ઠને પોતાના ઓષ્ઠથી દાબી દે છે. પ્રતિમાનાં છૂટાં થવાનાં ફાંફાં જોઈ પોતાને હસવું આવે છે. તેને તે છોડી દે છે, અને એક પ્રફુલ્લ સ્મિત સહિત તેને નિરખી રહે છે.

અને એ સ્મિત તેના ચહેરા ઉપર પથરાએલું હતું ત્યાં જ વૉર્ડરની તેને ઉઠાડવાની બૂમ પડી. કલાકમાં જ ફાંસીએ ચડી જનાર માણસને ધસઘસાટ ઊંઘતો અને ઊંઘમાં યે આવી રીતે હસતો જોઈ તેના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મુકરર સમયે ઉપેનને ફાંસીના દોરડા પાસે લઈ જવામાં આવ્યો. તેના પગ ત્યાં જતાં જરીક ધ્રુજી ઊઠ્યા. તેના હૃદયના ધબકારે જરીક વેગ પકડ્યો. માતાપિતાનો નિર્મળ, નિઃસ્વાર્થ પ્રેમ તેને યાદ આવ્યો. જીવન સરસ હતું. તેમાં વિષાદ હતા, ગુલામી હતી, તો પ્રેમ અને તેની બંધનમય મુક્તિ યે ક્યાં

નહોતાં ? અને પ્રતિમા ? પ્રતિમા જેવી બીજી પ્રતિમા આ પૃથ્વી સિવાય બીજે ક્યાં મળે ? તેની આંખ જરાક ભીની થઈ હોય તો યે નવાઈ નહિ.

પણ એ બધું અમુક પળો માટે જ બન્યું. તેણે કાનાઈ દત્ત અને ખુદીરામ બોઝને યાદ કર્યા. ફરી પાછો કૃતકૃત્યતાનો સંતોષ તેના ચહેરા ઉપર ફરી વળ્યો.

“ આવે સમયે આવા વિચારો આવે તો મારી મર્દાઈ લાજે. ” તેણે વિચાર્યું.

તે છલંગ મારી દોરડાવાળી જગ્યાએ ચડી ગયો. પ્રિયતમ નવોઢાને ચુમે તે ભાવથી તેણે એ દોરડાને ચુંબ્યું.

અને સરિતાતીરે પ્રતિમાને લીધેલ પેલા ચુંબનમાં અને જીવનની અંતિમ પળે મૃત્યુદાયી દોરડાને લીધેલ આ ચુંબનમાં રહેલા સામ્ય અને ભેદનો તે પૂરો વિચાર કરી રહે તે પહેલાં તો ઉપેન હતો ન હતો થઈ ગયો.

ગિરધરલાલ શેઠ (પોંડીચેરી)

# સાધકની દૃષ્ટિએ—૨

કોઇ ધન્ય ઘડીએ મોતીદાન દેવાનાં રાજા મહારાજાઓનાં ગજાં ખરાં. પણ રોજ, માગે તેને સૌને મુઠ્ઠી ભરીને, આપ્યા કરવાનાં એમનાં ગજાં નહિ.

ચંદ્ર ને સૂરજ બે જબરા દાનેશ્વરી. પણ એમનાં ય દાન પરિમિત. પૃથ્વી સમસ્તને અવિરત દાનથી દબાવી નાંખવાનાં એમનાં ય ગજાં નહિ.

વીણનાર વીણી ના શકે એટલાં દિવ્ય હાસ્ય-મોતી અવિરત વેર્યાં જ કરે છે બે જણ: શ્રી અરવિંદ ને મીરા મા.

એમનાં દર્શન કરવાં એટલે એક એક મોતીમાં દુન્યવી લખલખ મોતીમાળાનાં તેજ સમાય એવાં એમનાં હાસ્ય-મોતી પામવાં.

વિશ્વ ખરીદાય ને વધે એટલું એ મોતીમૂલ્ય. તેથી કુતૂહલ-મિશ્ર ભક્તિથી આવેલા પણ એકાદ મોતી પ્રાપ્ત થતાં અહીં લટ્ટુ બની જાય છે. અને ગઇકાલે સોનાની સેરનું ય ઠેકાણું નહોતું એને હૈયે મોતીમાળા પહેરવાના કોડ જાગે છે.

સંતદર્શન ફોકટ નથી જતાં. આંતરપ્રકાશનાં એક બે મોતી મળી જાય તો જીવન-આખાનો ગુજારો નીકળી જાય. આવડત હોય તો ભવિષ્યની પેઢી સારુ પણ મૂકતા જવાય.

૨

વાઘરીવાડે ભીખ માગનાર અને રાજદરબારે ભીખ

માગનાર બંને છે તો ભિખારી. પણ બંનેના દિદારમાં આસમાન-જમીનનો ફેર. એક ભિખારી છે એમ ઓળખતાં વાર ન લાગે. બીજો ભિખારી છે, એમ માનવા મનને બહુ સમજાવવું પડે.

એક રીતે આખી દુનિયા ભિખારી છે. સવારથી સાંજ સુધી ભીખ વગર એને બીજો ધંધો નથી. હોદ્દા માટે, ચુંબન માટે અને અન્ય અનેક વસ્તુઓ માટે માલેતુજારો અને રસિક લોકો પણ ભીખ જ માગે છે.

પણ ગરીબ વાઘરીવાડે વળ્યા હોવાથી જૂજ પામે છે. અમે પાંડીચેરી આવી બેઠા છીએ તે પણ ભિખારીઓ તો છીએ જ. પણ સારે નસીબે રાજરાજેશ્વરનો દરબાર પકડ્યો છે. એટલે ભિખારી છીએ તો પણ રાજાના કુંવર જેવા લાગીએ છીએ. તે એટલે સુધી કે કેટલાક એંટુ શાહુકારના છોકરાઓ પણ હવે અમારા જેવા ભિખારી થવા લલચાય છે. ભલે થાય. અમને એની ફિકર નથી. કારણ ભિખારીની સંખ્યા વધતાં અમારી ભીખમાં કોડીનો પણ કાપ નથી પડવાનો એની અમને ગળા સુધી ખાતરી છે.

૩

ભોંયશીંગના દાણાની બે ફાડ એક માયકાંગલો પણ જેટલી સહેલાઇથી કરી શકે છે તેટલી સહેલાઇથી પ્રચંડ શક્તિમાન જરાસંધ જેવાની જાંઘ ચીરી નાખનાર ભીમનાં પરાક્રમ એકલું ભારતવર્ષ જ નહિ ગાય. જે જે દેશનાં બુદ્ધિ અને હૃદય મરી પરવાર્યાં નહિ હોય તે સર્વ દેશ તે ગાશે.

પણ ભીમ એ નરપરાક્રમનો ઉત્તમ નમૂનો નથી. એથી ઉત્તમ પરાક્રમો દાખવી ગયા છે વેદકાળના ઋષિઓ અને ગીતાના ગાનાર શ્રીકૃષ્ણ જેવા નરપુંગવો.

કાળની જાંઘ ચીરી તેનાં અડધિયાં સાંધ્યાં ન સંધાય

એટલે અંતરે ઉત્તરદક્ષિણુ ફેંકી તેઓ ઉત્તમ પુરુષ તરીકેની ખ્યાતિ પામી અમર થયા છે.

જેમ વનસ્પતિથી પશુ જુદું, જેમ પશુથી માનવ જુદો તેમ એ યુગપ્રવર્તક પુરુષોએ કરી નાખ્યા કાળ જુદા : વેદપૂર્વ અને વેદોત્તર, ગીતાપૂર્વ અને ગીતોત્તર.

આજ આપણાં હૃદયોમાં જે પ્રચંડ કોલાહલ; જે પ્રચંડ આંતરયુદ્ધ જામ્યું છે તે સાર્થક ત્યારે કે આપણે પણ એવું કંઇક કરી જઇએ, આપણે પણ કાળને ફરી એક વાર સાર્થ સપ્રયોજન ચીરી જઇએ, ગીતાના ગરવા કાળથી આપણો કાળ સવાયો કરી મૂકીએ, અનેરા આત્મવિજયને ટાંકણે અમરાક્ષરી અનુભવસાહિત્ય કોરી જઇએ.

૪

સત્ય શબ્દ તો રોજ સૌને કાને કુટાય છે. મંદિરમાં પૂજારીઓ પૂજા રોજ બહુ ઠાઠથી કરે છે. પણ બોડાણા સાથે દ્વારકાધીશ ડાકોર નાસી આવ્યા અને પૂજારાઓને સવાવાલની વાળી લઇ પાછા જવું પડ્યું ત્યારે જ સમજાયું કે કેવળ મૂર્તિ-પૂજાની કિંમત સવાવાલ.

એમ પરમ સત્યનો પાછો એક અનુભવી પૂજારી પ્રકટશે ત્યારે સત્યની ધોંધાટભરી પૂજાની કિંમત અંકાઇ જશે —એક કોડી.

૫

વરસાદનું પહેલું પાણી ન ઝીલાય, ન ટાંકે વળાય. વહી જવા દેવું પડે. ગામડિયામાત્ર પાળતા આવે છે આ નિયમ.

ત્યારે, કવિપદના ઉમેદવારો, કવિતાનાં પહેલાં પાણી વહી જવા દેવાં પડે એ નિયમ પાળશો ખરા ?

શું કવિતા કે શું વર્ષા, પૃથ્વીને રસવતી કરતી દેવીઓ

નથી ? પણ બંનેને કાદવ-ખેડયાં મન અને નળિયાંનો આશરો લેવો પડે છે, પૃથ્વી પર અવતરવાં. બંનેનાં પહેલાં પાણી મેલભર્યાં જ પૃથ્વી પર પડે છે.

સરસ્વતીનો વરસાદ તો વિશેષ અણમૂલો. માટે એને ઝીલવાનો બહુ સાવચેતીપૂર્વક, કાદવ ઠરવા દઈ એનાં નીતર્યાં જલ પીવાનાં અને છૂટે હાથે પરબો માંડી સાને પીવડાવવાનાં. માટે જ જોવાનું કે એ વરસાદ કાદવપાત્રે નથી ઝીલાતો; ચાંદીની પરનાળો મૂકી સુવર્ણપાત્રે ઝીલાય છે.

કવિપદના ઉમેદવારો, ગામડિયા ઘેર ઘેર પાળે છે એ નિયમ પાળશો ખરા ?

૬

કવિઓ, તમારાં ગીત સ્વદેશ ને પરદેશ ઘેર ઘેર ગવાતાં થાય એ જોવાના તમને કોડ છે ? તો ખેતી કરો. શેની ? તમારા મન–ખેતરની: શેના વડે ? અવલ ભક્તિરસના સિંચનથી. એ રસ લાવવો ક્યાંથી ? સચ્ચિદાનંદના હિમશિખરમાંથી વહેતાં ઝરણાંમાંથી.

એટલું કરશો તો તમારાં ખેતરમાં એવાં ગીતોનો પાક ઉતરશે કે અખિલ વિશ્વ તે પર મુગ્ધ થશે: તમારા માલના રસની લિજ્જત લેવા સંઘરાયાં નાણાં આપી તે વહોરવા વિશ્વ-બજારમાં સૌ કોઈ ચડસાચડસી કરશે.

તમારા કોડ પૂરા થશે અને સાથે સાથે એથી જગતનું સાહિત્યદારિદ્ર્ય ફીટશે. કમમાં કમ, તે ઘણું ઓછું તો થશે જ.

૭

કોઈ ભૂલ ના કરશો કે દુકાળ પડે, પ્લેગ ફાટે કે ધરતીકંપ થાય ત્યારે જ કાળો કેર વર્તાય. કાળો કેર અનેક રીતે વર્તે. "ઇશ્વરની મરજી" જેવા અર્થઘન શબ્દોના ઢંગધડા વગરના વપરાશે કંઈ ઓછો કેર વર્તાવ્યો નથી.

પ્રભુરેચ્છા એટલે શું એનું જેને અનુભવગમ્ય જ્ઞાન છે તેઓ એ મંગળમય તેજસ્વી શબ્દો તેના સામાન્ય હીન અર્થમાં સ્વપ્ને પણ વાપરતા નથી. તેઓ સદા સાવધ હોય છે.

પણ અન્ય સઘળા પોતાની કંગાલ શક્તિ ઢાંકવા તેનો સદા ઓછાડ તરીકે જ ઓછોવત્તો ઉપયોગ કરે છે.

દિવ્ય મંત્રાનો દુરુપયોગ કરવાથી માણસ જેટલો નીચે પડ્યો છે, જેટલો દુઃખી થયો છે તેટલો અન્ય કોઈ પણ હોનારતથી નથી થયો.

૮

પ્રાકૃતસંસ્કૃતના ભેદ ભૂલી જવા જેવા છે. વેદ સંસ્કૃતમાં હોય અને પ્રાકૃતમાં ન હોય એવું બોલનાર પોતાની બાલબુદ્ધિ જ પ્રકટ કરે છે. પ્રેરિત જ્ઞાન જે કોઈ રીતે જે કોઈ ભાષામાં ઋષિઓ પ્રગટ કરે તે રીત તે ભાષા વેદને સદા કબૂલ હોય છે.

વેદ મૌનમાં, હાસ્યમાં, સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં, સર્વમાં સરખી રીતે પ્રકટાવવાને ઋષિઓ સમર્થ છે. કચ્છના રણમાં ખેતી ના થઈ શકે પણ કોઈ કચ્છી ઋષિપદ પામે તો કચ્છીઓની બોલીમાં જરૂર વેદ પ્રગટે.

વેદને કોઈ ભાષા પર, કોઈ કાળ પર કે કોઈ માનવ પર પક્ષપાત નથી. એને પક્ષપાત છે વેદરૂપી સિંહણ-દૂધ ઝીલી શકે એવા સુવર્ણપાત્ર પર.

# સદ્‌ગત નરસિંહરાવ[1]

## સ્મરણના મુકુરમાં :

### ૫

"નરસિંહરાવ જેવાને પણ આમ 'ઉંચકનારો' આ નવો લેખક વિજયરાય છે કોણ?"—એ પ્રશ્ન પૂછનાર બે સાહિત્યકારોમાંના એકે, ત્યાર પછી વર્ષની અંદર, સાહિત્યસંસદ સ્થાપી અને 'ગુજરાત' કાઢ્યું. પ્રશ્ન વખતે તો એમને સ્વપ્ને ય શાનો ખ્યાલ હોય કે એમની જ સંસ્થા અને માસિક દ્વારા એ ઉંચકનાર અને ઉંચકાનાર, બંને એકેકની નિકટ આવવાના છે—મારા મુરબ્બી અને સાચદિલ શુભેચ્છક તરીકે નરસિંહરાવ સદાનું માનવંત અને માયાળુ સ્થાન પામવાના છે.

'ગુજરાત'માંની મારી પહેલા વર્ષની કામગીરીને અંગે હું બે ગાડીએ જોડાયલો એક ઘોડો હતો : ઉપતંત્રી હતો અને વ્યવસ્થાપક પણ હતો. એ બંને સ્વરૂપે મારે નરસિંહરાવના સંબંધમાં આવવાનું થતું: 'સ્મરણમુકુર'ના છપતાની તારીખ પાસે આવે છે એમ યાદ આપવાનું હોય (મળીને કે લખીને); એનું લખાણ લેવા જવાનું હોય; કે એને અંગેની છબિ માટે કંઇક કહેવાપૂછવાનું હોય. 'ગુજરાત' પ્રવૃત્તિને અંગે એમનો સીધો સંબંધ તો,

---

૧. અનુસંધાન બીજા વર્ષના બીજા અંકના પૃ. ૩૧૪થી. એ લેખના પહેલા ખંડકને અંતે કરેલી વિનંતિ ધ્યાનમાં રાખીને જ વાચકો આ લેખ પણ વાંચશે એવી આશા છે.

અલબત્ત, અમારી સંસદના પ્રેરક ચાલક અને શાસક[1] કનુભાઈની સાથે હતો. પણ મારે જે થોડુંઘણું નરસિંહરાવને મળવાનું થતું તેમાં કેટલાક વખત સુધી, તેઓ અજાણ્યાઓ સાથે સ્વાભાવિકપણે રાખતા એ, અતડાઈ અનુભવેલી. એમનું એ વર્તન સમજાય તેવું છે: એક તો હું નવોસવો અને તેમાં વળી એમની પર ત્રણ ત્રણ વાર હુમલા કરનાર 'ચેતન'નો સહતંત્રી. વળી, 'ચેતન' હજી જીવતું હતું એટલે ૧૯૨૩માં એ મૂઆ પછી તેમણે એ વિષયમાં જે નિશ્ચિંતતા અનુભવી હશે, તે ૧૯૨૨માં ક્યાંથી હોય ?

એમ એક તરફથી 'ચેતન' બંધ પડ્યું; બીજી તરફથી તેમણે સ્વાનુભવે જોયું કે ટીકાકાર વિજયરાય જેટલો 'ઉછાંછળો' છે તેટલો જ વ્યક્તિ વિજયરાય શાંત અને વિનયી છે; ત્રીજી તરફથી, 'ગુજરાત'ને ઉત્તમ અને નિયમિત બનાવવા હું કેવા કારમા ઉજાગરા ખેંચું છું એનાં કથાનકો પણ તેમને પહોંચતાં એમ માનવાને કારણ છે; અને ચોથી તરફથી, 'ગુજરાત'માં વારંવાર આવતાં એ મારાં અવલોકનો અને બીજાં લખાણો પરથી એમને ખાતરી થઈ હશે કે હું રસિક વિચારશીલ બિનહુમલાખોર લખાણ પણ કરી શકું છું અને એ તેમના વાચનને, આદરને પણ, પાત્ર બને તેવું ઘણી વખત હોય છે.[2] આ નવી પરિસ્થિતિમાં પેલી અતડાઈ અદૃશ્ય થઈ અને

---

૧. જો કે એ વખતે મારે માથે તો તેઓ શાસકપણું કાં તો કરતા નહિ અથવા એવી કલાપૂર્વક કરતા કે વર્તાય નહિ. અમો બંનેના પરસ્પરસંબંધનો એ સૌથી વિમલ, સૌથી ઉજ્જવલ અને સૌથી સુખદ સમય હતો. ફરીથી એ આવ્યો નહિ અને હવે આવવાનો પણ નહિ.

૨. આ છેલ્લું વિધાન, તેમણે કોઈકને મોંએ કહેલા અને ફરતા ફરતા મને પહોંચેલા શબ્દો "વિ. એની ઉમરના ઘણાખરા લેખકો કરતાં વધુ સારું લખે છે"—એને આધારે કરેલું છે. મારું કાર્ય તેમના સરખા કડક પરીક્ષકનું આવું પ્રમાણપત્ર પામવાથી, મોટા પગારની નોકરી કરવાને બદલે સાહિત્યને એક ધ્યાને સજ્યા કરવાથી હું અળખામણો જે નિકટના મુરબ્બીઓને થએલો, તેમની કડવાશ કમી થઈ હતી.

એનું સ્થાન કોમલ સહૃભાવે લીધું હતું. હવે તેઓ લખાણ કે પ્રૂફ આપવા જતે મારી પાસે માસિકની ઑફિસમાં આવતા, જે સૂચના વગેરે આપવાનું હોય તે એમની લાક્ષણિક ચોકસાઇથી આપતા અને કેટલીક વાર, અમને દુર્લભ હોય તેવી છબિ ક્યાંથી મેળવવી તેની માહિતી પણ આપી જતા. એવી જ એક મુલાકાત વેળા તેમણે, નં.૨૦-૨૨ બેકહાઉસ લેનની જે વખારને અમારી ઑફિસનો સ્વાંગ સજાવવામાં આવ્યો હતો તેમાં ૧૯૨૩ના જુન કે જુલાઇની એક સાંજે, મારી સાંકડી અને વીજળીની મદદથી પરાણે પ્રકાશિત બનાવેલી કોટડીના બારમાં ઊભીને, 'કાન્ત' સ્વર્ગવાસી થયાના માઠા સમાચાર મને આપ્યા હતા.

૬

'સ્મરણમુકુર'ના એવી રીતે અપાયલા અને છપાયલા લેખાંકો માટે રા. મુનશીએ એમને નમૂનો તો લૉર્ડ મોર્લીકૃત'રિફ્લેક્શન્સ'નો સૂચવ્યો હતો. પણ શૈલીવર્ડ્‌સ્વર્થના વધુઓછાં સફળ અનુકરણ કરનાર નરસિંહરાવ મોર્લીનું અનુકરણ ભાગ્યે જ કરી શકે તેમ હતા. એ કે ત્રણ જ પાનાંમાં પોતાના સહજીવી સાક્ષરનું ચિત્ર નિષ્કામભાવી વૃત્તિથી, ગુણદોષને યથાસ્થાન બેસાડતી છતાં દોષ પર ભાર નહિ મૂકતી પદ્ધતિથી, સુરેખ અને પ્રાણવંત શૈલીમાં દોરવાતી એ સમર્થ શબ્દસ્વામીની શક્તિ આપણા સંસ્મરણકારમાં નહોતી. એ કાર્ય માટેનું તેમનું દૃષ્ટિબિન્દુ અને પદ્ધતિ, બન્ને જુદાં હતાં. અને તેથી જ બીજી ઘણીખરી બાબતોમાં વિક્ટોરિયન ભાવનાઓને ભજનાર નરસિંહરાવ 'સ્મરણમુકુર'માં કેટલી યે વાર નવતર જ્યૉર્જિયનની સત્યપ્રિયતા અને નિખાલસતાથી, વધુપડતા આત્મભાનથી, પોતાના વિષયનું ચિત્ર દોરતા આપણને દેખાય છે. એ લેખમાળાની સામેની ટીકાઓએ તેવામાં સ્વ. મટુભાઇના 'સાહિત્ય'ને પુષ્કળ ખોરાક પૂરો પાડેલો; 'ગુજરાતી' પણ પોતાની રૂઢિવશ રીતે વાગ્બાણો વછોડ્યે જતું; અને નરસિંહરાવના જ એક સમાનકક્ષ સાક્ષરવર્યે 'નિન્દક'

તખલ્લુસથી અમને એક લાંબું ચર્ચાત્મક ચર્ચાપત્ર મોકલેલું–જેને અમે "વાર્તાના માસિકમાં ચર્ચાપત્ર હોય નહિ" એવા બચાવની ઢાલ આડી ધરીને રદ્દીપણાના ભાવને પમાડ્યું હતું.

૭

સંસદના પ્રારંભદિનોમાં રા. મુનશીની 'ચેમ્બર' એ ચેમ્બર કરતાં 'સેલ' (cell) કહેવાવાને પાત્ર વધુ અંશે હતી. (એના કરતાં વધુ જગ્યા તો તેમને, તેઓ દસકા પછી કેદખાને પુરાયા ત્યારે, બિજાપુર–જેલમાં પણ મળી હશે.) પણ એનું–લીલાંઊવાળી ગાંધી કંપનીની હારમાં, એની પછી ત્રીજા કે ચોથા, જરા અંદર પડતા, મકાનના બીજા માળની એ એક જ બારીવાળી કોટડીનું–નાનું ક્ષેત્રફળ એની ઐતિહાસિકતાની આડે આવી શકે તેમ નથી.

એ સ્થળે એવામાં જે ઇતિહાસ રચાયો તેની હર્ષયુક્ત ભાતમાં શોકની થોડી છાંટ પડેલી છે. હર્ષ એટલા માટે કે તે દહાડે અમારી નવી સંસ્થાનું જે નામકરણ થયું, તેમાં 'સાહિત્ય' શબ્દની સાથે જોડવા માટે અમને 'સભા' કે 'સમાજ' કે 'સમિતિ' જેવો ચવાયલો નહિ પણ 'સંસદ' સરખો અપૂર્વ શબ્દ રામાયણને આધારે સાંપડ્યો; અને શોક એટલા માટે કે સંસ્થા માટે એ શબ્દ પહેલો કોણે સૂચવ્યો તેની મારામારી, જે એ દહાડે શરૂ થયેલી તે, આજે પણ નરસિંહરાવ જીવતા હોય અને એ વાતની કળે તો ચાલે; અને, જે દિ' તે દિ' સુરસદનમાં પણ રા. મનહરરામ અને ન. ભો. દી. ભેગા થશે, ત્યારે ચાલવાની છે એવી મારી ખાતરી છે. એ વખતે જો હું પણ ત્યાં પહોંચી ગયો હોઇશ તો, રા. મનહરરામ માટે મને કદીયયે પ્રેમભાવ ઉભરાઇ શકયો નથી એ સાદી સીધી જાણીતી હકીકત છતાં, મારે મારી સાક્ષી તો, ઇન્દ્રદેવની એ અદાલતમાં એમને જ પક્ષે આપવી પડશે એમ કહેવું જોઇએ.

૮

'સ્મરણમુકુર'ના પહેલા જ લેખાંકને માટે અમારે એક છબિ (ન. આવે વખતે વાપરતા એ જ ક્રિયાપદ વાપરું છું.) પેદા કરવાની હતી. ખરી રીતે એ ફરજ બજાવવામાં અમારે સૌથી વધુ જરૂર એમના પોતાના સહકારની હતી; કેમ કે 'મંમા'-ની એ છબિ તેમણે જ અમને પોતાની પાસેથી પૂરી પાડવાની હતી. છબિ એ રીતે અમને વાપરવા દેવાનું પોતે ખુશીથી સ્વીકાર્યું; પણ એવી શરતે કે એ મોટી અને રંગીન હોવાથી એને એના મૂળસ્થાનકેથી ખસેડવાની નથી—એ તો એમ જ બની શકે કે અમારા ચિત્રકાર એમને ત્યાં જઇને એની નકલ કરી લે અને એ નકલ પરથી જ અમારે બ્લોક કરાવી લેવાનો. એ પ્રમાણે કરવાનું ઠર્યું અને માર્ચની એક નમતી બપોરે રા. સુંદરરાવ ગોરક્ષકર અને હું ગયા વાંદરા ખાતેના પ્રસિદ્ધ બબ્રુ બંગલે. અમારી આશા તો હતી 'મંમા'નું મોટું, કલેવર-કદનું ('લાઇફ-સાઇઝ') તૈલચિત્ર જોવાની; પણ આ તો નીકળ્યો સાધારણ ચાલુ ફોટોગ્રાફ—અંદર રંગ પૂરેલા એવો ખરો પણ ૨×૧। ફુટ જેટલા કદનો:અને તેયો, થોડી તકલીફ વેઠીને પણ, નરસિંહરાવ પોતે જ 'ગુજરાત' કાર્યાલય સુધી ઉપાડીને આણી શક્યા હોત તેવડો. પણ આ અમારો સ્વતંત્ર અને નિખાલસ અભિપ્રાય, હમેશાં જ પોતાના સ્વતંત્ર અને નિખાલસ અભિપ્રાયો વ્યક્ત કરવાનો આગ્રહ સેવનાર અને તેવું આચરણ પણ કરનાર અમારા એ માનનીય યજમાન પાસે વ્યક્ત કરાય તેમ હતું નહિ. એટલે ચિત્રકારે પોતાનું નકલનું કામ કરી લેતાં, ચાને ઇનસાફ આપી (ચા એ દહાડે ત્યાં પીધેલી જ ને? બરાબર યાદ નથી.) અમે મુંબાઇ પાછા ફર્યા. ટ્રેનમાં જ રા. ગોરક્ષકરે એવી મતલબની ફરિયાદ કરેલી કે ફોટો સહેલાઇથી મુંબાઇ લાવી શકાયો હોત, આમ તો મારા એ કલાક નાહકના બગડ્યા વગેરે. તેમના જેવા 'કમર્શ્યલ આર્ટિસ્ટ' તો એમ જ કહે—એમને ક્યાંથી ખબર કે એ રીતે

એમની દાઢી બળવાથી મારે તો તાપણું થયું હતું–આ નિમિત્તે મેં બ્લ્યુ બંગલાની મારી પહેલી જ યાત્રા (જે બંગલાનાં કલ્પનાચિત્રો મેં ન. ની કવિતાઓ વાંચતાં વારંવાર મનમાં ને મનમાં દોરેલાં, જેનાં દર્શનની છેક કૉલેજકાળથી મને લાગેલી પ્યાસ આમ અનાયાસે આટલે વર્ષે પણ આખરે છીથી હતી, તેની પહેલી જ યાત્રા) કરી હતી; કરી હતી, અને બંગલાના આસપાસના તથા અંદરના ભાગોનું–ઉંચાણમાં આવેલ ભૂરો સાદો બંગલો; સમુદ્રના સાન્નિધ્યે એને મળતાં ગૌરવ અને રમણીયતા; મુખ્ય ખંડમાં ચોપાસ ગોઠવાયલાં પુષ્કળ જૂનાંનવાં માનપ્રેરક પુસ્તકોનું જાણે ભયમિશ્રિત અદ્‌ભુતરસિક દર્શન, એ સર્વેનું–માનસિક ગોખણ હું ખુદ એ કવિપાદની જ પળે, આનંદપૂર્વક કર્યે જતો હતો[1]–ભવિષ્યનાં મારાં કવિતાવાચન કલ્પનાવિહારો અને સંસ્મરણલેખનના પ્રસંગોએ ભક્તિભાવથી અને કાળજીપૂર્વક ઉપયોગમાં લેવા માટે.

૯

થોડી અતિશયોક્તિ કરીને એમ કહી શકાય કે સંસદ અને 'ગુજરાત'નું ભલું કરવાને ખાતર મેં માત્ર માથું આપવાનું બાકી રાખ્યું હતું–એ સિવાયનું બધું જ કર્યું હતું. તબિયતની ઉપેક્ષા અગાઉ કરતાં પણ વધુ કરીને; રાત કે દિવસ જોયા

---

૧. અહીં, 'કરી રહ્યો હતો' એવો હવે તો વગરવિચાર્યે પરમ પ્રચલિત બનાવાયલો શબ્દપ્રયોગ નથી કર્યો, કેમ કે ન.ને એ રુચતો નહોતો; બીજું, જે પ્રયોગ કર્યો છે તેનાથી સ્પષ્ટ થાય છે કે આ પ્રયોગ જ (જેમ, આને મળતો આવે છે તેવા બીજા સંદર્ભમાં, 'કર્યા કરતો હતો' એ પ્રયોગ) ગુજરાતીને માટે સાનુકૂળ અને સ્વાભાવિક છે. 'કરી રહ્યો હતો'માં કરવાની ક્રિયા પૂરી થયાનો ભાવ છે, પણ આપણે અહીં દર્શાવવાનો છે તે તો એ ક્રિયા ચાલુ હોવાનો ભાવ. આ વાત સ્વયંસિદ્ધ હોવા છતાં વર્તમાનને મારી એનું ભૂત કરી નાંખવાની પ્રવૃત્તિમાં આપણા સરખા કટ્ટર અહિંસકોએ શા માટે હાથ ઘાલવો

વિના ચિત્રો અને ચિત્રકારો માટે, લેખો માટે કે બીજી ત્રીજી સામગ્રી માટે જ્યાં જ્યાં રઝળવું પડે ત્યાં રઝળીને, પહેલા પ્રયત્નો નિષ્ફળ જાય તો ફરીફરી રઝળીને અને એ રીતે, પ્રીવિયસમાં ગોખેલા ભર્તૃહરિના રત્નૈર્મહાર્હૈસ્તુતુષુર્ન દેવા ... ... ... પ્રારબ્ધમુત્તમજના ન પરિત્યજન્તિ " એ શ્લોકમાં ગાયો છે તેવો આદર્શરૂપ ઉત્તમજન ઠરવા મથીને; કુટુંબસુખ જેવું કશું યે જીવનમાંથી ટાળી દઈને: આમ સર્વ રીતે હું સંસદનો અને સંસદ મારી એમ એકેક સાથે અતૂટ 'તાદાત્મ્ય' (ત્યારના મારા કનુભાઈનો જ એ સમયે મારે કાજ વારંવાર વાપરેલ છે આ શબ્દ.) સાધ્યું અને માણ્યું હતું.

એવો અનન્ય સંસદભક્ત સંસદને તજવાનો છે એવી વાત ફેલાતાં મુંબાઈના સાહિત્યસેવીઓમાં છોટો શો પણ હાહાકાર વર્તી જાય એ સ્વાભાવિક હતું. એ ત્યાગનાં કારણો તથા એની ગુણદોષપરીક્ષા તો, મારું ય વળી 'અડધે રસ્તે' કોઈક દહાડો લખાશે તો તેમાં જ નોંધવાં પ્રસ્તુત છે. અહીં એટલું કહેવું બસ થશે કે એ ત્યાગ થતો અટકાવવા માટે બીજા બે મુરબ્બીઓએ, કોઈકે એમને સાગ્રહ કરેલ સૂચના ઉપાડી લઈને, તો સ્વ. નરસિંહરાવે (મારી જાણ પ્રમાણે) સ્વયંભૂ ઊર્મિથી, નેકદિલ પ્રયાસ કર્યો હતો. એ પ્રસંગ આજે લગભગ સાડાતેર વર્ષે પણ મારા મનમાં તાજો ને તાજો છે.

રૉયલ એશિયાટિક સોસાયટીનો વિશાળ કમિટીરૂમ; વચ્ચે એક અસલ જમાનાનું જબરદસ્ત ગોળ ટેબલ; એની પર સાઠેક વર્ષ પરનાં 'ઍગ્રેગેટ' ની[1] ફાઈલ છે; હું ઊંધું ઘાલીને

૧. એ વખતે અમારી સાહિત્યસંસદ મુકાબલે નવી હતી અને નવોઢાની જેમ કૈં કૈં કોડ સેવતી, તેમાંનો એક એ હતો કે આપણા અર્વાચીન સાહિત્યના પ્રથમ પંક્તિના ઈતિહાસનું સર્જન કરવું. એ માટેની પ્રાથમિક તૈયારી તરીકે જૂની સરકારી ગ્રંથયાદીમાંથી ગ્રંથોનાં નામ તારવવા એ લાઈબ્રેરીમાં મને મોકલવામાં આવતો પણ સંસદનો ઘણો

એમાંથી જરૂરી માહિતી વીણતો અને કાગળમાં ઉતારી લેતો હોઉં છું.

થોડી વારે કોઈનાં ભારે પગલાંનો અવાજ જમણી પાસથી સંભળાય છે. આવનાર આગળ વધીને મારી સામેની ખુરશીએ જાય છે. આ જમાનાને 'વેદવારાની' લાગે તેવી જાડા ચામડાની મોટી બેગ ટેબલ પર મૂકે છે. મારાથી ઊંચું જોવાય છે. ઊભો થાઉં છું. સ્મિત કરી નરસિંહરાવભાઈને નમસ્કાર કરું છું. મને જોતાં જ—

"કોણ, વિજયરાય ?"

"જી હા."

"બેસો." પોતે બેસે એટલે હું બેસું છું.

"મારે તમને એક વાત કહેવી છે."

"જી હા, ભલે" શું કહેવાના છે એ થોડુંક સમજતો, નીચું જોઈ જાઉં છું.

"તમે 'ગુજરાત' છોડવાના છો એ ખરી વાત ?"

"હા જી, હવે એક મહિનામાં જ."

"શા માટે ? કોઈ રીતે સમાધાન થાય તેમ નથી ?"

"મને નથી લાગતું."

"બરાબર વિચાર કરી જુઓ, શાંતિથી. તમને આવી જગ્યા બીજે ક્યાં મળશે ?"

"જી, એ ખરું; પણ મારું મન માનતું નથી. બીજું તો શું કહું ?..."

"તો તમારી મરજી." જરા રહીને "પણ એટલી તો ખાતરી રાખશો કે આ કહું છું તે તમારે માટે મને ખરેખર

કામોની જેમ એ સર્જન પણ ખરી રીતે તો અધૂરે ગયું—સિવાય કે નર્મદ, અને નવલરામ [વિશે] એ [કાર્યને અંગે શ. ભાઈ જ્યોતીન્દ્રે જે કેટલાંક પ્રકરણો લખેલાં તે છૂટી છૂટી રીતે સામયિકાદિમાં છપાયાં અને છપાશે.

લાગે છે તેથી જ. કશી સ્વાર્થદૃષ્ટિ નથી. ઊલટું, તમે જાણો છો કે તમારા 'ચેતન'નું મારી તરફનું જે 'ઍટિટ્યુડ' હતું, તે સંભારું તો—"

હું નીચું ઘાલી દઉં છું. પછી ગળગળા સાદે "મને ક્યાં ખબર નથી? એ બધું છતાં આપની મમતા હવે તો મારા પર એવી છે કે—"

"ના ના, એ કહેવાની જરૂર નથી. પણ મૂંઝાશો નહિ. અને મારી વાત શાંત મનથી વિચારશો. તમે 'ગુજરાત'મ ચાલુ રહેશો તો મને આનંદ થશે."

વધુ બોલાય તેમ હતું નહિ એટલે હું તેમની રજા લઈને ભારે હૈયે લાયબ્રેરી છોડી ગયો.

—અપૂર્ણ

# સ્વ. કનૈયાલાલ વકીલ

રવિવાર તા. ૨૧મી નવેંબર, ૧૯૩૭ના દિવસની સવાર. હું સ્વ. કનૈયાલાલ વકીલને ત્યાં ગયો. અમારા 'સર્કલ'–(મંડળ)માં કનૈયાલાલ ગણુભાઈને નામે જ ઓળખાતા. બારણામાં પગ મૂકતાં મેં માદ્રી બહેનને જોયાં. "ગણુભાઈ છે કે!"–ના ઉત્તરમાં "આવો, છે. સૂતા છે"નો ઉત્તર મળ્યો. હું અંદર ગયો.

આવા અનેક રવિવારોએ હું કનૈયાલાલને ત્યાં જતો અને કલાકો ને કલાકો ગાળતો. તે દિવસે પણ એ જ આશયથી હું ત્યાં ગયેલો પણ તે દિવસે આવકારમાં એમના પ્રચંડ હાસ્યને બદલે મેં તેમને ખાટલામાં સૂતેલા જોયા. તેમને આગલે દિવસે જ તાવ ચઢ્યો હતો છતાં ય, ખાટલામાં સૂતે સૂતે એમણે મને બેસવાનો આગ્રહ કર્યો અને નૃત્ય, કૉન્સર્ટો, વગેરે વિષય સંબંધી વાત કરતાં કરતાં કનૈયાલાલ, માદ્રી બહેન અને મેં કલાક–દોઢ કલાક ગાળ્યો. આવા રવિવારોની પરંપરામાં તે રવિવાર છેલ્લો જ હતો એવો વિચાર સરખો ય અમારા ત્રણમાંથી કોઈને આવ્યો નહિ.

× × ×

સ્વ. કનૈયાલાલનો જન્મ આશરે ઈ. સ. ૧૮૮૭માં. એ મારાથી ત્રણ વર્ષે મોટા. એમના દાદા તે સ્વ. નાનાભાઈ હરિદાસ, મુંબઈની હાઈકોર્ટના પહેલા હિંદી જડ્જ. પિતા સ્વ. હરેશ્વરરામ નાનાભાઈ બારિસ્ટર થયેલા, વડીલ બંધુ શ્રી. કપિલ-રામ 'ઈંડસ્ટ્રીઅલ કેમીસ્ટ' તરીકે સારા ય હિંદુસ્તાનમાં મશહૂર છે. નાનાભાઈના સ્વર્ગવાસ પછી ઘણાં વર્ષ સુધી એમના પુત્રો સંયુક્ત કુટુંબ તરીકે નેપીઅનસી રોડ ઉપર રહેતા હતા. એ

બંગલામાં કનૈયાલાલે મેટ્રિક સુધી જીવન વ્યતીત કરેલું ત્યાર પછી એ કુટુંબ છૂટું પડ્યું અને કપિલરામ, કનૈયાલાલ વગેરે સાંતાક્રુઝમાં રહેવા આવ્યા. આશરે ૧૯૧૧–૧૨માં કનૈયાલાલ એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી. એ. થયા. બી. એ.માં તેમનો ઐચ્છિક વિષય સાહિત્ય–અંગ્રેજી, ફ્રેંચ–હતો. ત્યારકેડે એલ્‌એલ્‌. બી. થયા અને સોલિસિટર થવાના ઉદ્દેશથી આર્ટિકલ્ડ ક્લાર્ક થયા.

તે અગાઉ અમુક વર્ષ પહેલાં વરસોવા (અંધેરી પાસે) હવાફેર ગયેલા ત્યાંથી તેમને 'ફ્લાઇલેરીઆ'નો રોગ લાગુ પડેલો તે તે વેળાએ વધી ગયો અને 'ઑપરેશન' માટે તેઓ ઇંગ્લાંડ ગયા. ત્યાં આશરે બે વર્ષ રહ્યા અને તે સમય તેમણે જુદી જુદી ચિત્રકારોની કલબોમાં સભ્ય થઈ, તેમના નિકટ પરિચયમાં આવી એ વિષયમાં જ્ઞાન સંપાદન કર્યું. પાછા આવીને બીજાં સર્વ ક્ષેત્રો છોડી દઈ 'બૉમ્બે ક્રૉનિકલ'માં કલાવિવેચક તરીકેનું જીવન તેમણે શરૂ કર્યું અને અંત સુધી એ જીવન જ એમણે ગાળ્યું. વચમાં યુરોપમાં થયેલ સંગીતપરિષદમાં એમણે હાજરી આપેલી.

× × ×

છેક બાલ્યકાળથી કનૈયાલાલના વિચારોમાં અમુક પ્રકારની મૌલિકતા જણાતી હતી પણ સાથે સાથે આકળો સ્વભાવ અને એ મૌલિક વિચારો સ્પષ્ટ રીતે જણાવવા જેટલી ભાષા ઉપરની પ્રભુતાનો અભાવ એ બેને લઈને એમના એ મૌલિક વિચારો એમના પરિચયમાં આવનારાઓને હાસ્યજનક લાગતા. આવાં પરિણામથી એ વધારે અકળાતા અને વર્તનનું પ્રમાણ ખોઈ બેસતા. વાચનનો એમને અપરિમિત શોખ, પણ એમાં ય એમનું દૃષ્ટિબિંદુ બીજાઓના દૃષ્ટિબિંદુથી તદ્દન જુદું. જે અનેક કળાઓના વિવેચક તરીકે એમણે પાછળથી કીર્તિ સંપાદન કરેલી તે સર્વ કલાઓનું Practical (વ્યાવહારિક) જ્ઞાન એમનું ઘણું ઓછું–Theoretical (સૈદ્ધાંતિક) ઘણું વધારે.

આથી વધારે લાંબા સમય સુધી એમનાં સાચાં, ઉચ્ચ ઉદ્દેશને અવલંબીને લખાયેલાં વિવેચનોને એના ખરા મૂલ્યે સ્વીકારવા ઘણા થોડા માણસો તૈયાર થતા.

× × ×

જે આકળા સ્વભાવને કનૈયાલાલે પાછળથી સારી રીતે કાબૂમાં લીધેલો તે સ્વભાવને લીધે એમને એમના બાલ્યકાળમાં તેમ જ યુવાવસ્થામાં ઘણું સહન કરવું પડેલું. શાળા તેમ જ કૉલેજના જીવનમાં તેમણે ઘણી સાહમારીઓ કરેલી. ટેનિસકોર્ટ ઉપર ટેનિસના રૅકેટે પણ મારામારી કરેલી. એલ્ફિન્સ્ટન કૉલેજના એમના જીવન દરમિયાન ત્યાંની 'શેક્સ્પીરીયન સોસાયટી' અને એવી બીજી એક બે સોસાયટીમાં મંત્રી તરીકે તેમ જ સભાસદ તરીકે તેમણે અનેક ભાષણો કરેલાં, જેમાં બીજાં શસ્ત્રોને અભાવે જિહ્વાવડે લઢાઈઓ કરેલી. એમના આ સમયના જીવનમાંનો એક અંગત પ્રસંગ પણ જણાવી દઉં : મારા જીવનમાં હું એક જ શારીરિક લઢાઈમાં ઉતરેલો અને તેમાં મારા હરીફ કનૈયાલાલ વકીલ હતા ! હું અને કનૈયાલાલ બંને ત્રીસમા વર્ગની ક્રિકેટમાં રમી શકીએ એવા ખેલાડીઓ સામસામી ટીમમાંથી રમતા હતા. સમય આશરે ૧૯૧૦-૧૧ની સાલનો હશે. શા માટે અમે લઢ્યા તે હવે સ્મરણમાં નથી પણ એટલું તો હું હજી કહી શકું છું કે અમે સામસામા ત્રણત્રણ ચાર-ચાર મુક્કા લગાવી કાઢેલા. એને પરિણામે અમારી વચ્ચે ૭-આઠ મહિના અબોલા રહેલા. આ ઐતિહાસિક અને મારા જીવનના તો એક પૂરા દ્વંદ્વયુદ્ધનું સ્મરણ અમે પછીથી ઘણી વાર કરેલું અને યોગ્ય તાલીમ લીધી હોત તો અમે બે નામાંકિત 'બૉક્સરો' થઈ શક્યા હોત કે નહિ એ વિશે ચર્ચા કરેલી.

× × ×

એ કૉલેજમાં એમને પ્રથમ શ્રી. સૈયદ અબ્દુલ્લા બ્રેલવી જોડે મૈત્રી થઇ અને બ્રેલવીએ પોતાના મિત્ર શ્રી. વૈકુંઠ લલ્લુ-

ભાઇ મહેતાનો એમને પરિચય કરાવ્યો. આ ત્રિપુટીની મૈત્રી દિનપ્રતિદિન ગાઢતર થતી ગયેલી અને આ મણકો તૂટ્યો ત્યાં સુધી અખંડ રહેલી. જેમ જેમ એમનું જીવનકાર્ય આગળ વધતું ગયું તેમ તેમ એમના જીવનમાં બીજાં અનેક નવાં મિત્રો પ્રવેશ્યાં હશે છતાં બેલવી અને વૈકુંઠભાઇની સાથેનો એમનો સંબંધ એવો ને એવો રહ્યો હતો. આ મૈત્રીને લીધે એમને સ્વ. સર લલ્લુભાઇ શામળદાસનાં સર્વ કુટુંબીજનો જોડે પણ બહુ સારો સંબંધ હતો. ખાસ કરીને સર લલ્લુભાઇનાં પુત્રી સ્વ. સુમતિ તો એમને "અમારા વિચિત્ર ભાઇ" તરીકે જ સંબોધતાં. એ 'વિચિત્ર ભાઇ' એટલા બધાં 'વિચિત્ર' ન હતા પણ મૌલિક વિચારક હતા એ સત્ય જાણવા જેટલો સમય સ્વ. સુમતિ જીવ્યાં નહિ, નહિ તો એમને ખૂબ જ આનંદ થાત.

× × ×

કનૈયાલાલ ૧૯૧૯માં 'યંગ ઇન્ડિયા'ના ઉપતંત્રી તરીકે રહ્યા પણ તેમને ત્યાં બહુ રુચતું હોય એમ જણાતું નહિ. કોઇ પણ પ્રકારની નોકરશાહી એમના માનસને માટે અસહ્ય હતી. સંકુચિત દૃષ્ટિના એ શત્રુ હતા. અને એ તંત્રમાં નોકરશાહી અને સંકુચિત દૃષ્ટિ ઉભય હતાં અને આજ પણ છે એટલે કનૈયાલાલ ત્યાં અસ્વસ્થ તો હતા જ એટલામાં વિધિએ એમના જીવનની બાજી હાથમાં લીધી. કાંઇ વર્ષો પહેલાં વરસોવામાં એમને ફાઇલેરીઆનો રોગ લાગુ પડેલો તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને પરિણામે એમને ઓપરેશન માટે ઇંગ્લંડ જવું પડ્યું. તે વેળા કનૈયાલાલ એલએલ. બી. પણ થઈ ગયેલા અને એમણે સોલિસિટર માટે આર્ટિકલ્સ નોંધાવેલા. એમનાં કુટુંબીજનોનો વિચાર એવો ખરો કે ઑપરેશન પછી ત્યાં એ બારિસ્ટર થાય. પણ વિધિની રમત જુદી હતી. કનૈયાલાલનું આજન્મ બળવાખોર માનસ તે વખતની વર્તમાન સ્થિતિ એમ ને એમ કબૂલી લે એમ હતું નહિ. રાજ્યદ્વારી ક્ષેત્રમાં પણ આવાં માનસવાળાઓને

અનેક મુશ્કેલીઓ નડે છે. ઈંગ્લાંડમાં ઓપરેશન પછી તબિયત સુધારતાં સુધારતાં કનૈયાલાલે, આરંભમાં માત્ર સમય વ્યતીત કરવા જુદી જુદી ચિત્રકારોની કલબોમાં સભ્ય તરીકે જોડાઈ એમના સંબંધમાં આવવા માંડ્યું. સ્વતંત્ર કલાવિવેચક તરીકેના જીવનની આ પહેલી નિયમબદ્ધ તાલીમ.

× × ×

તે સમય એવો હતો જ્યારે હિંદુસ્તાનના કલાજગતમાં એક પ્રકારની અરાજકતા વ્યાપી રહી હતી. વાતાવરણમાં ઉદાસીનતા હતી. એક તરફથી જૂના વિચારવાળાઓ પશ્ચિમના નામથી ભડકતા હતા. બીજી તરફથી કેટલાક કહેવાતા વિદેશી હિંદીમિત્રો હિંદી કળાને અને કલાકારોને જે માર્ગ દાખવતા તે માર્ગે તેઓ અંધશ્રદ્ધાથી પ્રયાણ કરવાનો પ્રયાસ કર્યે જતા હતા. હિંદી કલા Mystical (અગમ્યવાદી) અને Magical (જાદુઈ) છે અને રહેવી જોઈએ એવો ભ્રમમૂલક મંત્ર એ પશ્ચિમના વિદ્વાનો હિંદી કલાકારોને ભણાવતા હતા. કેટલાકો જીવનની વાસ્તવતા ભૂલી જવાનો માર્ગ એ કળા છે એમ ભાષણો આપતા હતા. રાજ્યદ્વારી ક્ષેત્રમાં કાર્ય કરતા નેતાઓ કળાની બારાક્ષરી પણ ભણ્યા વિના કલાના સંરક્ષકો થઈ પડ્યા હતા. તે સમયે કનૈયાલાલ ઈંગ્લાંડના પ્રગતિવાદી અનેક કળાકારોના નિકટ પરિચયમાં આવ્યા. એમના જીવનમાં ત્યાં સુધી જે ભાવનાઓ અસ્પષ્ટ રૂપે એમને મૂંઝવતી હતી તે ભાવનાઓએ ચોક્કસ રૂપ ધારણ કરવા માંડ્યું. કલાકારોના સહવાસથી ભાષાની અપૂર્ણતા દૂર થવા માંડી અને પોતાનું કાર્યક્ષેત્ર એમને સ્પષ્ટપણે જણાવા માંડ્યું. બારિસ્ટર થયા વિના કનૈયાલાલ ઈંગ્લંડથી પાછા ફર્યા અને 'બોમ્બે ક્રોનિકલ' માં જોડાઈ કલાવિવેચક થયા.

× × ×

પ્રારંભદશામાં એમનો માર્ગ સરળ ન હતો. એમને ઘણી મુશ્કેલીઓ નડી. બંગાળ-મંડળ પોતાને સર્વગુણસંપન્ન માનતું

હતું–આખા હિંદના કલાવિધાયકની પદવી એમને કાયમની પોતાની કરવી હતી. ગુજરાતી કળાકારો શાંતિનિકેતનના કલાકેંદ્રના પ્રમાણપત્ર ઉપર જીવતા હતા. હિંદના કલાકારોને હિંદમાં જ સ્થાન ન હતું તો જગતમાં તો ક્યાંથી જ હોય? અમલદારોના આશ્રયથી, એમની સંકુચિત મનોદશાથી પોષાતી કળા પોતાનો વિકાસ કેવી રીતે સાધી શકે? ચિત્ર અને શિલ્પની આ દશા હતી. નૃત્યકળાને તો સુધારકોએ મૃતપ્રાય કરી નાખી હતી. પરદેશી યુવતીઓનાં નૃત્ય જોનાર અને વખાણનાર દેશી નૃત્યનું સત્ય સ્વરૂપ સમજવાને પણ તૈયાર નહોતો. જ્યાં ત્યાં દંભ, સ્વાર્થ અને ખુશામત દૃષ્ટિગોચર થતાં હતાં. આવા જમાનામાં કનૈયાલાલે Knight of the Round Tableની પેઠે એક નહિ પણ અનેક દિશામાં આ સર્વની સામા પોતાની સન્મુખ Holy Grailનું vision રાખીને વિષમ યુદ્ધ આદર્યું.

× × ×

આ યુદ્ધને પરિણામે હિંદી કળાનો કેટલો વિશાળ વિકાસ સધાયો, જુદી જુદી લલિતકલાઓનાં મૃતવત્ શરીરમાં કેવાં ચેતનનાં પૂર આવ્યાં એ સઘળું કહેવાને માટે એક લેખ નહિ પણ એક પુસ્તકની જરૂર છે એટલે આ કલાના શહીદે વિષમ મુશ્કેલીઓ, અને પ્રચંડ વિરોધનો સામનો કરીને મેળવેલા બે ત્રણ વિજયનો માત્ર નામનિર્દેશ કરીને જ સંતોષ માનવો પડશે.

સર જે. જે. સ્કુલ ઑફ આર્ટ ઉપર અમુક અમલદારોની ખફગી ઊતરી. તેને બંધ કરવાનો વિચાર સેક્રેટરિયટમાં શરૂ થયો. આ સ્કુલ આખા મુંબાઈ ઇલાકામાં એક માત્ર સ્થળ હતું જ્યાં આ ઇલાકાના કલાભક્તો શિક્ષણ લઈ શકે. છતાં કલા જેવા ક્ષુલ્લક વિષયને ગંભીરાઈથી લઈ સરકાર સામે ઝુંબેશ ચલાવવા કોઈ નવરું ન હતું. કનૈયાલાલે તે કાર્ય ઉપાડી લીધું. અને સતત પ્રયાસ, અથાગ પરિશ્રમ અને અપરિમિત ઉત્સાહથી એ કાર્યમાં એમણે વિજય પ્રાપ્ત કર્યો. કલાની શાળા સજીવન રહી શકી.

એ જ પ્રમાણે દિલ્હીનાં નવાં સરકારી મકાનોમાં ચિત્રકામ કરવાને માટે ઠેઠ ઈંગ્લાંડથી ચિત્રકારોને રોકવામાં આવેલ. હિંદી ચિત્રકારોને ત્યાં સ્થાન જ ન હતું. "Prixe de Delhi."ની લડત આ વિષયમાં રસ લેનારના હૃદયમાં હજી તાજી જ છે. એમાં પણ એમને વિજય મળ્યો અને હિંદી ચિત્રકારોને પોતાની કલા બતાવવાનો અવસર સાંપડ્યો. એલિફન્ટાની ગુફામાં ત્રિમૂર્તિને થયેલ ઇજાના પરિણામે કનૈયાલાલે શરૂ કરેલ ચળવળનાં પરિણામ તો હજી આવે છે. લંડનખાતે ભરાઇ ગયેલ હિંદી ચિત્રકળાનાં પ્રદર્શનોમાં કનૈયાલાલે કેવો કીમતી ભાગ ભજવ્યો હતો તે ગુજરાતી ચિત્રકારો સારી રીતે કહી શકશે.

× × ×

પણ આ તો કનૈયાલાલના શતાવધાનના બે ત્રણ મણકા થયા. ચિત્ર અને શિલ્પ ઉપરાંત નૃત્ય, સંગીત, અભિનય, ફિલ્મ તેમ જ હાથકારીગરીના હુન્નરોના ઉત્કર્ષને માટે પણ એમણે એટલા જ પ્રયાસ કર્યા હતા; કલાના રક્ષણ અને ઉત્કર્ષ માટે એમણે સરકાર સામે સખ્ત મુદ્દો આદર્યો હતો છતાં હિંદી નામ પડ્યું એટલે સારૂં એવું એકપક્ષીય સૂત્ર સ્વીકારવા એ તૈયાર ન હતા અને ગમે તેવાં પ્રતિભાશાળી નામની એમને પરવાહ ન હતી. હેવલ, દા. આનંદકુમાર સ્વામી, વગેરે સ્થાપિત કીર્તિશાળી વ્યક્તિઓના સિદ્ધાંતોની સામે એમણે અનેક વેઝા મોરચા માંડેલા. રવીન્દ્રનાથની સ્કુલના 'બાલે' મુંબાઇમાં પ્રથમ ભજવાયા ત્યારે બંગાળના અને ખાસ કરીને આંતરરાષ્ટ્રિય કવિવર રવીન્દ્રનાથના નામમાત્રથી મુગ્ધ થનાર પ્રેક્ષકો ગાંડા થઇ ગયા અને એ બાલે-એ મણિપુરી નૃત્યવિધાનથી બીજું કોઇ નૃત્ય ચડતું હોઇ શકે જ નહિ એ પ્રમાણેનો અભિપ્રાય સર્વસ્વીકાર્ય થવા લાગ્યો. મહાન નૃત્યકાર ઉદયશંકરે પોતાનાં ચિત્તાકર્ષક નૃત્યોથી મુંબઇ-અમદાવાદને દિવાનાં બનાવી દીધાં અને એ દિવાનાપણામાં આપણા કોઇ સાક્ષરો, કોઈ ગામડિયો જિંદગીમાં

પહેલી વાર એરોપ્લેન ઊડતું જોઈને જેવા ઉદ્ગારો કાઢે તેવા ઉદ્ગારો લેખો દ્વારા કાઢવા મંડી ગયા !

પણ કનૈયાલાલે તટસ્થવૃત્તિથી એની રસમીમાંસા કરી. રવીન્દ્રનાથના બાલેમાં અનેક પ્રકારની ઊણપ બતાવી; જે પાછળથી એ મહાકવિવરે પણ કનૈયાલાલ પાસે કબૂલી હતી. પોતાનાં નૃત્યો કેવળ શુદ્ધ હિંદી નૃત્ય છે એવો દાવો એ મશહૂર નૃત્યકારે પ્રથમ કરેલો પણ પાછળથી કનૈયાલાલનાં વિવેચનોથી એને એ બદલવો પડેલો. આ સંબંધમાં એક બીજો પ્રસંગ પણ છે: છેલ્લી વખત ઉદયશંકર અહિં આવ્યો તે વેળા એણે એક નૃત્ય પ્રથમ રજૂ કર્યું. કનૈયાલાલે એ નૃત્ય અપરિપક્વ છે એમ વિવેચન કર્યું. પ્રત્યક્ષ મુલાકાતે ઉદયશંકરે એવું કબૂલ્યું કે એને પરિપક્વ કરી શકાય એટલાં રીહર્સલ કરવાનો સમય ન હતો. એ નૃત્ય એણે પાછળથી કાર્યક્રમમાંથી પાછું ખેંચી લીધેલું. આ બધાં વિવેચનોમાં prejudice (પૂર્વગ્રહ) ન હતો પણ માત્ર to aim for the highestનો (ઉચ્ચતમ લક્ષ્ય રાખવાનો) ઉદ્દેશ હતો. જેમ ઊગતા કલાકાર તેમ કનૈયાલાલનું વિવેચન ઉત્સાહ આપનાર વધારે. એવા કલાકારોને ડામવાથી એમની શક્તિઓનો હ્રાસ થઇ જાય એમ એ માનતા પણ જેમ કળાકાર પોતાની કળામાં આગળ વધતો જાય તેમ આ કળાવિવેચક પોતાની સમીક્ષામાં વધારે કડક થતો જતો હતો અને તે પણ તે કલાકાર અર્ધે માર્ગે સંતોષ માનીને અટકી ન જાય એટલા માટે જ.

× × ×

સતત પંદર-સત્તર વર્ષના 'બોંબે ક્રોનિકલ'ના કલાવિવેચક તરીકેનાં એમનાં લખાણો ઉપરાંત તેમણે "At Ajanta", "Art for Women", "Rock-cut temples around Bombay" એ પુસ્તકો લખેલ. જુદાં જુદાં પુસ્તકોમાં એમણે આદિવચનો લખ્યાં હતાં. Gorgeous quarterly 'રૂપમ્'ના

સહતંત્રી તરીકે એમણે કામ કરેલું અને પોતાના તંત્રીપદે 'દૃષ્ટિ' નામક માસિક અંગ્રેજીમાં કાઢેલું. તે સિવાય "મોશન-પિક્ચર સોસાયટી ઑફ ઇંડિયા"ના એ પહેલા પ્રમુખ થયેલા. યુનિવર્સલ આર્ટ્સ લીગના એ પ્રમુખ હતા. આટલું જાણે બસ ન હોય તે પ્રમાણે અનેક કૉન્સર્ટોમાં એમણે સલાહ આપેલી. સૂરતમાં ઇ. સ. ૧૯૨૯માં હાથકારીગીરીનું પ્રદર્શન એમણે ભરાવેલું અને ત્યાંની હુન્નર કારીગરીનો scientific survey કરીને તેનું નાનું કેટલોગ પણ પ્રસિદ્ધ કરેલું. સુપ્રસિદ્ધ સ્ત્રી નૃત્યકાર મેનકા (શ્રીતી સોખે) જ્યારથી નૃત્યના ક્ષેત્રમાં પ્રવેશી ત્યારથી કનૈયાલાલ એના મિત્ર, ફિલસૂફ અને માર્ગદર્શક હતા. એનાં નૃત્યોની કનૈયાલાલ બહુ કડક સમીક્ષા કરતા અને એ જ રીતે મેનકાના વિકાસના માર્ગ એમણે સરળ કરેલ. માદામ પાવલોવાએ પોતાના રાધાકૃષ્ણના નૃત્યમાં આ કલા-વિવેચકની ઘણી સલાહ લીધેલી. એ નૃત્યનાં રીહર્સલો વેળા કનૈયાલાલ કલાકો ને કલાક ત્યાં બેસતા અને હિંદી અને પશ્ચિમના નૃત્યની કેટલીક મુખ્ય વિશિષ્ટતાઓ અને શારીરિક વળાંકો વિષે એમણે એ અદ્વિતીય નર્તિકા સાથે ચર્ચા કરેલી.

× × ×

કનૈયાલાલ લલિતકલાઓ સંબંધી ઉન્નત ભાવનાઓ સેવતા હતા. એમને પ્રાંતિક તો શું પણ સમસ્ત હિંદની મર્યાદા પણ માન્ય ન હતી. સર્વ લલિતકળાઓ સવદેશીય છે, art is universal એ એમની માન્યતા હતી. ભાવનાભર્યા કનૈયાલાલ માત્ર ભાવનાઓ રજૂ કરીને સંતોષ નહોતા માનતા પણ વ્યવહારમાં એ બધી ભાવનાઓ કેવી રીતે શક્ય બને તે જાણવા જેટલા અને તે રીતે પ્રયાસ કરવા તત્પર થાય તેટલા વાસ્તવદર્શી હતા. "I believe in information and full data" એ વાક્ય એ હંમેશ બોલતા. જેમ પાવલોવા, મેનકા વગેરે આંતરરાષ્ટ્રિય કીર્તિ સંપાદન કરેલ કલાકારો કનૈયાલાલને

મળતાં તેમ નાનામાં નાનાં, ઊગતાં કલાકારોને માટે પણ તેમનાં ગૃહદ્વાર સદા ખુલ્લાં રહેતાં. આ સર્વની સાથે એઓ સમજી શકે એટલી સપાટી ઉપર રહીને કનૈયાલાલ વાતો કરતા, શિખામણ આપતા, માર્ગસૂચન કરતા. કલાકારોમાં ખરેખર કલા પ્રાપ્ત કરવાની તીવ્રેચ્છા હોય, એ કલા પાછળ સરફરોશીની તમન્ના હોય તો કનૈયાલાલ એમને જોઈએ તેટલી સહાયતા આપવા સદા તત્પર રહેતા; પણ બે કલાકમાં નૃત્યકાર, બે મહિનામાં સંગીતકાર, છ મહિનામાં ચિત્રકાર કે શિલ્પી થવાનાં સપનાં સેવતાં યુવકયુવતીઓ તેમની પાસે જતાં તો તેઓ તેમને સાફ કહી દેતા કે એ માર્ગ એમને માટે નથી.

કલા પાછળ કેટલી તપશ્ચર્યાની જરૂર છે એ બતાવવા કનૈયાલાલ ઘણી વાર અનેક ઉદાહરણો આપતા. પાવલોવા એક વેળા હિંદુસ્તાન આવી ત્યારે રાતે બાર વાગ્યે ' મોલ ' ઉપર ઊતરી હતી. ઊતર્યા પછી પોતાનાં બીજાં માણસોને ઉતારા ઉપર મોકલવાની ગોઠવણ કર્યા કેડે એણે પોતાના મૅનેજરને કહ્યું: "આપણે જે થીએટરમાં આવતી કાલથી નૃત્ય રજૂ કરવાનાં છીએ તે થીએટર અત્યારે ઉઘડી શકશે. મારે પ્રકાશયોજના વગેરે જોઈ લેવું છે અને રાત્રિનું ત્યાંનું કેવું વાતાવરણ હોય છે તે જાણી લેવું છે." તે સમયે પાવલોવા થીએટર ઉપર ગઈ અને ત્યાં એક કલાક રહી ! ફ્રાંસનો જગવિખ્યાત શિલ્પી રોડીન પચાસ વર્ષની વયે, એમ બોલેલો કે " આટલે સમયે, આટલી તપશ્ચર્યા પછી હવે મને એમ જણાય છે કે મારાં સપના હું અલ્પાંશે પણ પત્થરમાં ઉતારી શકવા સમર્થ થયો છું." આ જ સંબંધમાં આ લેખકના અનુભવનો એક દાખલો ટાંકું: ગોહરજાનના પ્રખ્યાત તબલચી ખાંસાહેબ સીદીક મીયાંને મેં એક વેળા પ્રશ્ન પૂછેલો: " ખાંસાહેબ, તમે માત્ર તબલાં કેમ શીખ્યાં ? બીજું પણ સાથે શીખવું હતું ને ! " ઉત્તરમાં જવાબ મળ્યો: " દત્તુશેઠ ! ક્યા બાત કર રહે

હો ! ખાલી તબલાં સીખનેકે લીયે એક ઉમર કાફી નહિ હય તો દૂસરી કોઇ ચીજ સીખનેકે લીયે કહાંસે વખ્ત લીયા જાય !"

આંખ ઉઘાડીને મીંચીએ તેટલા સમયમાં કલાકાર થવાનાં સપનાં સેવનારાં યુવક-યુવતીઓને સ્વ. કનૈયાલાલનો સ્વભાવ આકરો લાગે, ઉત્સાહભંગ કરનાર લાગે, એમાં શી નવાઈ !

× × ×

કનૈયાલાલ અને હું-અમે પિતરાઇ એટલે લંગોટિયા દોસ્ત. મારાં પાત્રોમાં મેં કનૈયાલાલનું પાત્ર મૂકેલું અને તે પાત્રને એમની અનેક વિચિત્રતાઓના અતિશયોક્તિભર્યા ભાવોથી વિભૂષિત કરેલ તે તેમની અનુમતિથી. વચમાં, સંયોગવશાત અમે એકેકને બહુ ઓછા મળતા. છેલ્લાં છ-સાત વર્ષમાં અમે ઘણું મળતા. અનેક રવિવારે હું બેસંટ રોડ ઉપર આવેલ પોદાર બ્લૉકસમાં જતો અને ત્યાં કનૈયાલાલ અને માદ્રીબહેન જોડે ગપ્પાં મારતો. ગપ્પાંના વિષયને મર્યાદા ન હતી. કનૈયાલાલ ગમે તેવા સમર્થ કલાવિવેચક પણ આખરે તો સૂરતના એટલે ગમે તેવા ગંભીર વિષયને પણ અલ્પ સમય માટે હાસ્યરસિક દૃષ્ટિથી જોવો અને અટ્ટહાસ્ય કરવું એ એમનો જન્મસિદ્ધ હક્ક ! ગુજરાતના ગરબા એ નૃત્યનો એક પ્રકાર, એ સત્ય અત્યારે સર્વસ્વીકાર્ય થઇ ગયું છે પણ એના ઉત્પાદક કનૈયાલાલ. એ વિષય પરત્વે અમે ઘણી વાતો કરેલી.

નૃત્ય વિશે એમની માન્યતા એ હતી કે કોઈ પણ એક પ્રકારનું નૃત્ય, પછી તે કથક હો કે કથકલી હો કે મણિપુરી હો, હાલની રંગભૂમિ માટે સંપૂર્ણ બંધબેસતું નહિ થઈ પડે. પણ એમાંના વિશિષ્ટ ગુણની તારવણી કરીને, સુભગ સંયોજન કરીને, તેને રંગભૂમિ ઉપર લાવવામાં આવે તો જ એ નૃત્ય આહ્લાદક થાય. પરદેશની એ જ કલાની વિશિષ્ટતાઓ સ્વીકાર્ય હોય તે લેવામાં એમને કશો વાંધો લાગતો નહિ.

પાંચેક માસ ઉપર અમારે ગુજરાતી એમેચ્યોર રંગભૂમિ વિશે વાત નીકળેલી. મને એમણે ગુજરાતીમાં લખાયેલ નાટકો જોઇ જવા અને તેમાંથી કેટલાં 'સ્ટેજેબલ' છે તે વિશે એમનું ધ્યાન ખેંચવા કહેલું. એમનો વિચાર એમેચ્યોર રંગભૂમિને માટેના મળી શકતાં તમામ નાટકોનો Scientific Survey કરાવવાનો હતો. આ પ્રમાણે દરેકે દરેક કલાના વિકાસાર્થે અત્યંત પરિશ્રમ, ભીષ્મતપશ્ચર્યા અને અથાગ ઉત્સાહીની આવશ્યકતા કનૈયાલાલ વારંવાર બતાવતા. તપ અને તાલીમના આવા એમના આગ્રહથી મેનકા જેવાં કલાકાર પણ કોઇક વાર ફરિયાદ કરતાં પણ કનૈયાલાલ દઢ રહેતા અને મેનકાની કલાના વિકાસમાં એમનો હિસ્સો નાનો-સૂનો નથી.

માદીબહેન શિલ્પની નવી કૃતિ તૈયાર કરતાં હોય તો તેને વિશે જ અમારે ચર્ચા થતી; પરંતુ એક વિષયને જ વળગી રહેવાને અમે બંધાયેલ ન હતાં. તે વિષય ઉપરથી ઊડી અમે બીજે જતાં અને ત્યાંથી ત્રીજે. કનૈયાલાલના વાર્તાલાપમાં એમનાં લખાણો કરતાં ઘણી clarity (વિશદતા) હતી, pithiness (સંક્ષિપ્તતા) હતી. એમની મહત્તા ન સમજવામાં આપણા સાહિત્યકારોએ મોટી ભૂલ કરી છે. એને પરિણામે એમના સહકારથી જે અનેક રચનાત્મક કાર્યો સુંદર રીતે થઇ શકયાં હોત તે આજે એમ ને એમ પડ્યાં છે. ખાલી ભભકભર્યા શબ્દો, આકાશી યોજનાઓ અને પરસ્પરની ઇર્ષ્યાથી કાર્યોનો આરંભ કરનાર પોતાનું લક્ષ્ય શી રીતે પ્રાપ્ત કરી શકશે? પણ કદાચ એમને લક્ષ્ય જ નહિ હોય!

× × ×

ગુરુવાર તા. ૨૫-૧૧-૧૯૬૭ની રાતે આશરે નવ વાગ્યા હતા. કનૈયાલાલના ખંડમાં અંધકાર હતો. ઘેરી દુ:ખદાયક શાંતિમાં યત્કિંચિત્ વિઘ્ન પણ ન પડે તેવી ગતિથી નર્સ તે ખંડમાં ફરતી હતી. આગલા ખંડમાં નષ્ટ થતી જતી આશાને

ટકાવી રાખવા મથતા કનૈયાલાલના વડીલ બંધુ કપિલરામ બેઠા હતા. બંને ખંડના વચલા દ્વારમાં મૃત્યુની ગાઢતર થતી જતી છાયા વિખેરી નાખવા અશક્ત બનીને હતાશ થયેલ માદ્રીબહેન ઊભાં હતાં. થોડી વારે માદ્રીબહેન અંદર ગયાં. હું ઊઠીને બારણા આગળ ઊભો રહ્યો. પોતાની સ્વપ્નસૃષ્ટિમાંથી જાગૃત થતા કનૈયાલાલનો મૃત્યુઘેરો અવાજ મારે કાને પડ્યો: "All my dreams are shattered. A new chapter will have to be begun." કનૈયાલાલના મુખમાંથી મેં એ શબ્દો છેવટના સાંભળ્યા. મૃત્યુની છાયા વધારે ઘેરાતી ગઈ અને આખરે તેણે પોતાનું કાર્ય શુક્રવારે મધ્યાહ્ને પૂર્ણ કરી દીધું. કનૈયાલાલનો આત્મા પરમ શાંતિ પામ્યો.

× × ×

પણ-પણ એમનાં અધૂરાં રહેલ સ્વપ્નોનું શું? જે લક્ષ્ય-પ્રાપ્તિ અર્થે તેમણે પોતાના આખા જીવનની કુરબાની કરી હતી તેનું શું? ઉત્તર સ્પષ્ટ છે: જે અનેક ઊગતા અને પ્રૌઢ કલાકારોએ કનૈયાલાલના જીવનમાંથી પ્રેરણા પ્રાપ્ત કરેલી છે તે કલાકારોએ એ અધૂરાં રહેલ સ્વપ્ન પૂરાં કરવા, ભગીરથ તપશ્ચર્યા આદરવી રહી!

# પ્રાચીન ગૂજરાતીનું માર્ગદર્શન

અપભ્રંશ પાઠાવલી—સમ્પાદક શ્રી મધુસૂદન ચિ. મોદી, પ્રકાશક શ્રી હીરાલાલ ત્રિ. પારેખ, આસિ. સેક્રે., ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી, ભદ્ર–અમદાવાદ, કાચું પૂઠું, પૃ. ૬૪+૧૫૬+૧૫૯, ઉભી આઠ પેજી, કીમત ત્રણ રૂપિયા, ૧૯૩૫.

યુનિવર્સિટીઓના અભ્યાસક્રમમાં સંસ્કૃતેતર જૂની ભાષાઓને દાખલ કરવામાં આવ્યા પછી એ જૂની ભાષાઓના અભ્યાસમાં વિદ્યાર્થીઓને અનૂકૂળતા થાય, તેવી જાતના પ્રયત્નો અન્યાન્ય વિદ્વાનો તરફથી થતા આવ્યા છે. આ પૂર્વે પાલી અને મહારાષ્ટ્રી પ્રાકૃત વગેરે એક વખતની સર્વસ્વીકૃત લોકભાષાઓ અને સાહિત્યભાષાઓનો પદ્ધતિસર અભ્યાસ કરવામાં સુવિધા થાય તેવા કેટલાક મહત્ત્વના ગ્રન્થો પ્રસિદ્ધ થયા છે. મુખ્યત્વે આ દિશામાં પ્રાશ્ચાત્ય વિદ્વાનોનો ફાળો વિશેષ છે. એ વસ્તુ સોપકાર ભાવે સ્વીકારવી જોઈયે કે વિદેશી વિદ્વાનોયેજ હિન્દમાં આવી જૂની ભાષાઓમાં સંશોધન અને તેને અંગે અનેક અપ્રાપ્ય અને અમૂલ્ય ગ્રન્થોના સમ્પાદનના કાર્યો હાથ લીધાં. એ વિદ્વાનોયે આર્યની આદિ ઋગ્વેદકાલીન વૈદિક ભાષાથી માંડી તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિયે છેક હિન્દની અર્વાચીન બોલીયો સુધીનાં તદ્દગત તત્ત્વોનો આવિષ્કાર કરી જગતભરના વિદ્વાનોને પૂર્વની ભાષાઓનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવામાં જરાયે કષ્ટ ન પડે તેવા સત્પ્રયત્નો કર્યા છે, અને હજી

પણ અવિરત કરે છે. એ દ્રષ્ટિયે હિન્દ પર એ વિદ્વાનોનું ઋણ અપાર છે. ' એનેજ ચીલે ચીલે મુખ્યત્વે ચાલી આજે આપણા હિન્દી વિદ્વાનો સંશોધનનું કાર્ય કરી રહ્યા છે. બેશક આપણે હિન્દીયો હોવાથી આપણી ભાષાને સમજી લેવામાં આપણને વધુ સૌકર્ય છે અને તેથી તેઓ કરતાં ઘણે દરજ્જે સુન્દર કાર્ય કરવાની આપણામાં શક્તિ છે; છતાં જે ઉત્સાહ અને વેગ આપણામાં હોવો જોઇયે, તે વિદેશી વિદ્વાનો અને તેમાં પણ ખાસ કરી જર્મન વિદ્વાનોમાં છે, તેવો તો તેઓની તુલનાયે આપણામાં ઘણોજ અલ્પ છે. નિષ્પક્ષપાત દૃષ્ટિયે જોતાં આ વસ્તુ હિન્દીયોને જરૂર શરમાવે તેવી છે. આપણા સમર્થ પ્રોફેસરો પણ આર્થિક દૃષ્ટિયે સારી સ્થિતિ ધરાવતા હોવા છતાં, તેમની પાસેથી જેવું ધારવામાં આવે તેવું કાર્ય આપવામાં
7 સારી રીતે પછાત રહે છે. સંશોધન–કાર્ય કરનારાઓને ઉત્તેજન આપનારી સંસ્થાઓ હિન્દમાં મોજૂદ હોવા છતાં તેનો આપણા હિન્દી વિદ્વાનો બહુજ ઓછો લાભ લિયે છે. આ વસ્તુ દેશાભિમાનની દૃષ્ટિયે પણ નિન્દ્ય છે.

થોડા દાયકા થયાં યુનિવર્સિટી તરફથી યોજવામાં આવેલાં અન્યાન્ય ભાષણોમાં આપણા અગ્રગણ્ય વિદ્વાનોની આ દિશામાં મહેનત શરૂ થઇ છે; અને તેને પરિણામે સદ્ગત ડો. રામકૃષ્ણ ભાણ્ડારકર જેવા વિદ્વાનો પાસેથી ભાષાશાસ્ત્રીય સંશોધનોનો આપણને લાભ મળતો રહ્યો છે. આ દિશામાં કલકત્તા યુનિવર્સિટીનો ફાળો પણ હવે સારો મળતો આવે છે અને ભાષાશાસ્ત્રને લગતા એક પછી એક સારા ગ્રન્થો મળવાની શરૂઆત થઇ છે; આમ છતાંયે ડો. ટેસિટોરી અને ડો. ગ્રિયર્સન કે ડો. ટર્નર જેવાઓનાં સંશોધનોને તો હજીયે પ્હોંચી શકાયું નથી. ડો. ટેસિટોરીયે જૂની પશ્ચિમ રાજસ્થાની ( જેને હું મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકા કહું છું, તેનું ) વ્યાકરણ આપ્યું, પછી એના જોટાનું તેજ ભાષાનું સ્ફુટ વ્યાકરણ તો

શું, પણ તેનાથી ઉતરતી કોટીનુંયે વ્યાકરણ હજી સુધી આપણને મળ્યૂં નથી. ડૉ. ગ્રિઅર્સનની 'લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇન્ડિઆ'ની કે ડૉ. ટર્નરના નેપાલી શબ્દકોશની હરોળમાં ઊભી શકે તેવા ગ્રન્થો તૈયાર કરતાં તો હજી બીજા કેટલા દાયકા વ્યતીત થશે, તે કહી શકાય તેમ નથી.

ગૂજરાતી વગેરે આધુનિક બોલીયો જેમાંથી આવિષ્કાર પામી છે, એ અપભ્રંશ ભાષાના માર્ગદર્શક મૂળ તેમજ પરિચયાત્મક નિબન્ધો અને ગ્રન્થો પણ સૌથી પ્રથમ યુરોપેજ આપણને આપ્યા છે. પણ્ડિત-પ્રકાણ્ડ શ્રીહેમચન્દ્રાચાર્યનું અપભ્રંશ વ્યાકરણ અને કેટલાયે ઉપયોગી કાવ્યગ્રન્થો પ્રસિદ્ધ કરવાનું સૌથી પ્રથમ માન જર્મની ઊઠાવી જાય છે. ગૂજરાતી, અને મારવાડીનો અભ્યાસ કરવાને માટે આપણે એ જર્મન વિદ્વાનોના ગ્રન્થોનોજ મુખ્યત્વે આશ્રય કરવાનો છે; એમના દ્વારાજ આપણે આપણી આ ત્રણ ભાષાઓના ક્રમિક વિકાસનું જ્ઞાન મેળવવા શક્તિમાન થઇએ છિએ.

આવા સંયોગોમાં આપણો એક ગૂજરાતી વિદ્વાન 'અપભ્રંશપાઠાવલી' જેવો માર્ગદર્શક ગ્રન્થ હિન્દ સમક્ષ રજૂ કરે છે, તે આપણે ગૂજરાતીઓને તો ખરેખર એક માન લેવા જેવો વિષય છે. સાહિત્ય તેમજ ભાષાની દૃષ્ટિયે અપભ્રંશ ભાષાનૂં જ્ઞાન મેળવવા યુનિવર્સિટીના વિદ્યાર્થીયોને ઉજ્જ્વળ માર્ગદર્શન કરાવવામાં આ ગ્રન્થની ઉપયોગિતા આ ગ્રન્થના પ્રકાશન પૂર્વેજ પૂરવાર થઈ ચૂકી છે, એ જોતાં ખરેખર સાનંદ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. આ ગ્રન્થના "નિવેદન"માં શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ લખે છે કે—

ખુશી થવા જેવું એ છે કે એ પુસ્તક પ્રસિદ્ધ થવા પામે તે આગમચજ અર્ધમાગધીમાં બી. એ.ના વર્ગ માટે તે એક પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયું છે.

મુમ્બાઇ યુનિવર્સિટીયે આ પગલૂં ભર્યૂં છે, તેને અન્યાન્ય યુનિવર્સિટીયો પણ અનુસરશે, એમાં જરાયે શંકાને સ્થાન નથી.

' આ સાથે મુમ્બાઇ યુનિવર્સિટીએ, આ પાઠાવલી મુખ્યત્વે ગૂજરાતી ભાષાના અભ્યાસ માટે રચાયેલી હોવાથી ઉચ્ચ અભ્યાસક્રમમાં તાત્કાલિક સ્થાન આપવાની અનિવાર્યતા જરૂર અભ્યાસકોને જણાશે. એટલું તો નિષ્પક્ષપાત રીતે સ્વીકારવું જોઇએ કે અત્યારસુધી સિદ્ધહેમમાંથી અપભ્રંશ વિભાગનો મુખ્યત્વે અભ્યાસ કરવામાં આવે છે, તેનાથી આગળ વધી આ અને આવા જ સંગ્રહો બી. એ. અને એમ. એ.માં અભ્યાસક્રમમાં લેવામાં આવે તો તેથી વ્યાકરણ અને ભાષાના અભ્યાસનો ઐતિહાસિક સાતત્ય સાથે અભ્યાસ થતાં ગૂજરાતીની અને અપભ્રંશની સાચી કડી વધૂ સારી રીતે સંધાશે.

એ તો હવે સર્વસ્વીકૃત થઇ પડયું છે કે અપભ્રંશ ભાષાના શાસ્ત્રીય અભ્યાસ વિના તેમાંથી ઊતરી આવેલી દેશભાષાઓના શાસ્ત્રીય અભ્યાસની જરાયે શકયતા નથી. ' અપભ્રંશપાઠાવલી 'ના સમ્પાદક શ્રી મોદીના શબ્દોમાં કહું તો—' ગૂજરાતી રાજસ્થાની અને પશ્ચિમ હિંદુસ્તાનીનો મૂળગત સંબંધ અપભ્રંશ સાથે છે; સંસ્કૃતે તો આ બધીય અર્વાચીન દેશી ભાષાઓને ઓપ અને અલંકારો આપ્યા છે; એટલે કે ગૂજરાતીના શાસ્ત્રીય અભ્યાસ માટે સંસ્કૃતના અભ્યાસની આવશ્યકતા ખરી, પરંતુ તેની ચિકિત્સા, તેના આત્માની ઓળખ તો અપભ્રંશના અભ્યાસથી થઇ શકે.' ( અ. પા., ઉપો., પૃ. ૯.)

શ્રી. મોદી ગૂજરાતીનો વિષય ચર્ચવા બેઠા હોવાથી ઊપર માત્ર ગૂજરાતીનો મુખ્યત્વે ઉલ્લેખ કરે છે; પરન્તુ એ સ્પષ્ટ છે કે ગૂજરાતી, અર્વાચીન મહારાષ્ટ્રી, રાજસ્થાની ( જેમાં મારવાડી, મેવાડી વગેરે બોલીયોનો સમાવેશ થાય છે તે ) હિંદી અને બંગાલી ભાષાઓના શાસ્ત્રીય અભ્યાસમાં અપભ્રંશના જ્ઞાન વિના એક ડગલું પણ આગળ વધી શકાય તેમ નથી.

શ્રી. મોદીનો આ ગ્રન્થ પંચરંગી છે. પંચરંગી કહેવાનું પ્રયોજન એ છે કે એમણે એમના પાડેલા પાંચે વિભાગો પાંચ

ભિન્ન પ્રકારના રંગ આપણી સમક્ષ રજૂ કરે છે. એમણે પોતાના આ ગ્રન્થમાં ઉપોદ્દ્ઘાત, અપભ્રંશ વ્યાકરણ, કાવ્ય-સંગ્રહ, વિસ્તૃત ટીકા અને શબ્દકોશ એમ જે પાંચ વિભાગ પાડ્યા છે, તે પાંચે વિભાગમાંથી વિદ્યાર્થી પાંચ ભિન્નભિન્ન વસ્તુ મેળવી લિયે છે; આ વાતનો સાક્ષાત્કાર તે પાંચે વિભાગોમાં અન્તર્ગત થતા વિષયોથી સમજમાં આવશે.

( ૧ )ઉપોદ્દ્ઘાતમાં એમણે ' અપભ્રંશ ' એ નામ અને તેના સ્વરૂપનો ઐતિહાસિક દૃષ્ટિએ પરિચય આપ્યો છે; તે સાથે ચારણી ભાષાના મૂળ સ્વરૂપે રહેલી, અપભ્રંશમાંથીજ સીધો અવતાર પામેલી ' અવહટ્ઠ ' ભાષાનો ઐતિહાસિક સમ્બન્ધ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. ખુદ ' અપભ્રંશ ' એ શબ્દ પ્રચારમાં કેવી રીતે અને ક્યારે આવ્યો એ બતાવતાં શ્રી. મોદી લખે છે કે—

' અપભ્રંશ 'ની અર્થવ્યાપ્તિ વિષે પ્રાચીન સમયથી જ ભિન્નભિન્ન મત દૃષ્ટિગોચર થતા આવે છે. જૂનામાં જૂનો અપભ્રંશ શબ્દનો પ્રયોગ આપણને પતંજલિના વ્યાકરણ મહાભાષ્યમાં મળે છે. તેમાં તો સંસ્કૃતના હિસાબે જે કોઇ ભાષાભ્રષ્ટતા હોય, તેને અપભ્રંશ તરીકે ઓળખવામાં આવી છે. પતંજલિ ઈ. સ. પૂર્વે ૨૦૦ની આસપાસ પ્રવર્તમાન થયા એમ વિદ્વાનોનો અભિપ્રાય છે. ત્યારપછી ભામહે ( આશરે ઈ. સ. છઠ્ઠો સૈકો ) અપભ્રંશનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ તેનો ઉલ્લેખ અપભ્રંશની અર્થવ્યાપ્તિ પર ઝાઝો પ્રકાશ પાડતો નથી. અપભ્રંશના અર્થ પર દણ્ડીનાં વચન ( આશરે ઈ. સ. સાતમો સૈકો ) ઠીક પ્રકાશ પાડે છે. સંસ્કૃત પ્રત્યેના અભિનિવેશવાળા વૈયાકરણ અને આલંકારિકોનો મત પણ તેણે નોંધ્યો છે; અને અપભ્રંશ નામે રૂઢ ભાષાનો પણ તેણે ઉલ્લેખ કર્યો છે. શાસ્ત્રોમાં તો સંસ્કૃતથી જે કોઇ ભિન્ન ભાષા હોય તે અપભ્રંશ, એ પહેલો અર્થ; અને આભીર ઇત્યાદિની ભાષા કાવ્યોમાં વપરાઈ હોય તે અપભ્રંશ, એ બીજો અર્થ.... ત્યારપછીનો ઉલ્લેખ રુદ્રટનો છે. તેના મતે તો દેશવિશેષે કરીને જે અનેક ભાષાઓ હોય, તે અપભ્રંશને નામે ઓળખવી...બારમા સૈકાના વાગ્ભટનો અભિપ્રાય દણ્ડી અને રુદ્રટના અભિપ્રાયની વચટનો

છે...:તેને મતે તો કોઈ પણ દેશ્ય ભાષા શુદ્ધ સ્વરૂપે પહોંચી હોય, એટલે કે સાહિત્યમાં વપરાઈ હોય, તેને અપભ્રંશ કહેવી, બીજીને નહીં.... આગળ-પાછળના પૂરાવા પરથી એમ આપણે કહી શકીએ કે કેટલાક નજીવા અપવાદો બાદ કરતાં, હેમચંદ્રે જે ભાષાની ચર્ચા સિદ્ધહૈમના આઠમા અધ્યાયને છેડે કરી છે, તે ભાષાને અપભ્રંશ સમજવી.

(ઉપો. પૃ. ૯-૧૧)

શ્રી મોદીયે અપભ્રંશના દેશવિભાગે જે અનેક ભેદો માનવામાં આવે છે તે વિશેના અન્યાન્ય વિદ્વાનોના મતનો ઉલ્લેખ કરી કેટલાક વિદ્વાનો હેમચન્દ્રાચાર્યના અપભ્રંશને 'શૌરસેન અપભ્રંશ' માને છે, તે મતની પણ સમીક્ષા આપી છે. હું અહીં ઉમેરૂં છું કે ડૉ. પીશલ અને ડૉ. ગ્રિઅર્સન વગેરેના મતને અનુસરી ડૉ. ટેસ્સિટરીયે પણ ગૂજરાતી-મારવાડીના ઉદ્ગમરૂપ અપભ્રંશને શૌરસેન અપભ્રંશ માન્યો છેઃ

That Gujarati and Marwari are derived from a single stock, the Caurasena Apabhramsha, has long been recognised.

(Vide: Ind. Anti, 1914., pp. 22)

આ જાતના પૂર્વગ્રહનું તાત્વિક કારણ ચર્ચી શ્રી. મોદીયે એ પક્ષનું વ્યાજબી રીતે ખંડન કરી એવો સ્વતંત્ર મત સ્થાપ્યો છે કેઃ—

પરંતુ આ અભિપ્રાય એટલો વ્યાજબી નથી, શૌરસેની અસર જેવી લાગતી અસર, કેટલાંક વિચિત્ર રૂપો એ બધી દેશ્ય ભાષાની અસર છે; જ્યારે સ્વરપ્રક્રિયામાં તો અપભ્રંશ મોટે ભાગે આદર્શ મહારાષ્ટ્રીને જ અનુસરે છે. જ્યારે આદર્શ અપભ્રંશનું બાકીનું ઘડતર તો શૌરસેનીય નહિ અને મહારાષ્ટ્રી પણ નહિ એવી ત્રીજી કોઈ અજ્ઞાત પ્રાકૃતમાંથી હોય એમ લાગે છે. (ઉપો. પૃ. ૧૯)

આ જાતનું તદ્દન સ્વતન્ત્ર મતનિદર્શન આ ક્ષેત્રમાં એક નવીજ ભાત પાડે છે; અને શ્રી. મોદી ગતાનુગતિક ન્યાયે

ચાલતે ગાડે ચઢી બેસનાર વ્યક્તિ નથી, તેવું આમાંથી પ્રતીત થાય છે. સંશોધનના વિષયમાં આવીજ રીતે સ્પષ્ટ નિદર્શક થવાની આપણા સંશોધકોને જરૂર છે.

ચારણી ભાષાના મૂળ સ્વરૂપે રહેલી, અને અપભ્રંશના સ્વરૂપને ટકાવવાનો યત્ન કરનારી, અપભ્રંશનાંજ વિકૃત સ્વરૂપે રહેનારી ' અવહટ્ઠ ' ભાષાનો ખુલાસો આપનારા ગૂજરાતી વિદ્વાનોમાં કદાચ શ્રી. મોદી પ્રથમજ હશે. એમનો એ ભાષાનો અભ્યાસ પણ માર્મિક છે. શ્રીધરનો રણમલ્લ છન્દ, ત્રિભુવન દીપક પ્રબન્ધનો કેટલોક ભાગ, શાલિસૂરિના વિરાટ પર્વ ( અપ્રસિદ્ધ )નો કેટલોક ભાગ આ ' અવહટ્ઠ'ના નમૂના રજૂ કરે છે.

( ૨ ) શ્રી મોદીયે બીજા ' અપભ્રંશ વ્યાકરણ ' વિભાગમાં વર્ણમાળા, સ્વરવિકાર, અસંયુક્ત વ્યંજનવિકાર અને સંયુક્ત વ્યંજનવિકાર એ ચારની ઝીણવટભરી ચર્ચા 'રૂપરચના' પણ વિસ્તારથી આપી છે. ખુશી થવા જેવું એ છે કે જેટલાં જેટલાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે, તે પાઠાવલીમાંના " કાવ્યસંગ્રહ " માંથીજ આપ્યાં છે, અને તે રીતે અભ્યાસકને પ્રત્યક્ષ જ્ઞાન આપવાની સરળતા કરી બતાવી છે. વર્ણમાળામાં એમણે અપભ્રંશમાં વપરાતા સ્વર અને વ્યંજનોની ઝીણવટભરી ચર્ચા કરી છે. અપભ્રંશમાં एकार અને ओकार હ્રસ્વ પણ છે; એનાં ઉદાહરણો: जतिए, तुरंतिए ( ૧, ૨૧ ), निउट्टेवि, अवरंडेवि ( ૧ ૪૬ ), घरे करे, (૩, ૧૮૨; ૨, ૧૨૬ ), डुमयहो (૩, ૫૭)

સિદ્ધહૈમમાં ऋકાર ૮-૪-૩૨૯ ના तृण,सुकृदु વગેરેમાં નોંધાયો છે, પણ પાઠાવલીમાંના એક પણ કાવ્યમા એ નથી, એ સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું છે. અનુસ્વાર કિંવા તીવ્ર ઉચ્ચારણ અને અનુનાસિક કિંવા અનુસ્વારનું કહેવાતું કોમલ ઉચ્ચારણ પણ શ્રી. મોદીની નજરમાંથી છટક્યાં નથી. सिहरेहिं વગેરેમાં ' એકમાત્રિક અનુસ્વાર છે ' એમ શ્રી. મોદી માને છે;

ત્યાં હું એટલો સુધારો સૂચવવા માગું છું કે તેજ શુદ્ધ સાનુનાસિક ઉચ્ચારણ છે. વૈદકાળથી અનુસ્વાર અને સાનુનાસિક ઉચ્ચારણ નિરનિરાળાં છે. દહિં, મહું વગેરેમાં આવતું તે ઉચ્ચારણ સ્વતન્ત્ર સાનુનાસિક છે, નહીં કે અનુસ્વારનું કોમલ કે એકમાત્રિક ઉચ્ચારણ.

હર્ષની વાત છે કે વર્ષો પૂર્વે ડૉ. ટેસિટોરીને આ બે ભિન્ન ઉચ્ચારણોની પ્રતીતિ થયેલી તે તેમણે નોંધી છે:

In Old Western Rajasthani MSS. no distinction is made between anunasika and anusvara; the bindu being employed for both cases alike.........it is highly probable that the bindu represents anunasika throughout, except of course in tatsamas, where it stands for anusvara or the various class nasals.

( Vide- Ind. Anti. 1914, pp. 62-63. )

બેશક અપભ્રંશમાં કેટલેક સ્થળે તત્સમેતર શબ્દોમાં પણ સાનુનાસિક ઉચ્ચારણને સ્થાને અનુસ્વાર ઞં, તં જેવામાં વિકલ્પે કવચિત છન્દો માગી લિયે છે.

શ્રી. મોદીયે સ્વરવિકારમાં હ્રસ્વ સ્વરનું દીર્ઘીકરણ, દીર્ઘ સ્વરનું હ્રસ્વીકરણ, હ્રસ્વ સ્વરનું સાનુસ્વારત્વ અને તેવી જ બીજી કેટલીયે પ્રક્રિયા સોદાહરણ સ્ફુટ કરી છે. અસંયુક્ત વ્યંજન, વિકારમાં સ્વરીભવન, મહાપ્રાણુકરણ, ગાત્રપ્રક્રિયા, શોષ્મવ્યંજનવિધાન, ઉપરાંત જુદા જુદા વ્યંજનોના ખાસ ફેરફારો જે થાય છે, તે વિશદ રીતે નોંધ્યાં છે. વ્યંજનદ્વિભાવ, વ્યત્યય અને સમ્પ્રસારણ પણ નજરમાંથી છટકવા નથી દીધાં.

એમણે આપેલી રૂપરચના નામ, સર્વનામ અને ક્રિયાપદોનાં રૂપાખ્યાનો રજૂ કરે છે, જે અપભ્રંશના પ્રાથમિક અભ્યાસીયોને જૂનાં વ્યાકરણોનો અભ્યાસ કર્યા વિનાજ વિભક્તિ અને કાળનાં રૂપાખ્યાનોનો પરિચય કરવાની અનુકૂળતા આપવા

પર્યાપ્ત છે. એમણે છેવટ કૃદન્તવિચાર આપી અપભ્રંશમાં ભિન્ન ભિન્ન કૃદન્તોના જે અનેક પ્રત્યયો છે, તે બધાને એકત્રિત કરી ઉદાહરણોથી સ્ફુટ કર્યા છે.

( ૩ ) આ પછી પાઠાવલીનો કાવ્યસંગ્રહ આવે છે, જેમાં જુદાં જુદાં ૧૪ ઉદ્ધરણો આપવામાં આવ્યાં છે. આ ઉદ્ધરણો અનુક્રમે ( ૧ ) ચતુર્મુખ સ્વયમ્ભૂનું પઉમ=ચરિય, ( ૨ ) તેના પુત્ર ત્રિભુવન સ્વયમ્ભૂએ અપૂર્ણ પઉમ=ચરિયમાં કરેલો ઉમેરો, ( ૩ ) ચતુર્મુખ સ્વયમ્ભૂનું હરિવંશપુરાણ ( ૪ ) તેના પુત્ર ત્રિભુવન સ્વયમ્ભૂએ અપૂર્ણ હરિવંશપુરાણમાં કરેલો ઉમેરો, ( ૫ ) પુષ્પદન્તનું હરિવંશપુરાણ, ( ૬ ) ધનપાળની ભવિસયત્તકહા, ( ૭ ) જોઈંદુનો પરમાત્મપ્રકાશ, ( ૮ ) જોઈંદુનો દોહાપાહુડ, ( ૯ ) જોઇંદુનો સાવયાચાર ( શ્રાવકાચાર ). ( ૧૦ ) ઉદ્યોતનની કુવલયમાળા ( અપ્રસિદ્ધ ), ( ૧૧ ) કાલિદાસનું વિક્રમોર્વશીય-અપભ્રંશ વિભાગ, ( ૧૨ ) કાણ્હનો દોહાકોશ, ( ૧૩ ) સરહનો દોહાકોશ અને ( ૧૪ ) જુદા જુદા ૭ કાવ્યખણ્ડ ( જેમાં આનન્દવર્ધનના ધ્વન્યાલોક સાહેનો ભારે ચર્ચાનું સ્થાન થઇ પડેલો મહુ મહુ ત્તિ ભણંતિયહો એ ચરણથી શરૂ થતો દોહરો છે. ): આ ૧૪ સુપ્રસિદ્ધ ગ્રન્થોમાંથી લેવામાં આવ્યાં છે. તેમાંથી ૭ અપ્રસિદ્ધ હાથ પ્રતોમાંથી પહેલીજવાર સંશોધાઇ બહાર પડે છે. શ્રી મોદીએ સમુચિત પાઠાન્તરો ઉપરાંત પ્રત્યેક કાવ્યખણ્ડની સંસ્કૃત છાયા પોતેજ રચીને આપી છે. અપભ્રંશના અભ્યાસકોને અર્થગ્રહણ કરવામાં આ છાયાઓ ભારે મદદગાર થાય તેમ છે; તે સાથે શ્રી મોદીનો અપભ્રંશ ઉપર કેટલો અસાધારણ કાબૂ છે, તે આમાંથી સમજાય છે. પસન્દ કરેલાં ઉદ્ધરણોમાંનાં કેટલાંક કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ સારાં છે, તો કેટલાંક ઉપદેશાત્મક હોઇ નીતીને દૃષ્ટિયે પણ સારાં છે.

( ૪ ) આ કાવ્યખણ્ડોની, ચતુર્થ વિભાગમાં આપવામાં આવેલી ટિપ્પણમાં પ્રત્યેક ઉદ્ધરણની ટીકામાં ૧. કવિ અને

તેનું જીવન. ૨. ઉદ્ધરણુવસ્તુ, ૩. પદ્યરચના (જેમાં દરેક ખણ્ડમાં વપરાયેલા છન્દોનું સ્ફુટ વિવેચન સલક્ષણ આપવામાં આવ્યું છે.) અને, કાવ્યખણ્ડમાંના નોંધવાલાયક અને કઠિન શબ્દોની ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ વ્યુત્પત્તિ અને સમઝૂતી આપવામાં આવી છે. ખણ્ડોની ભાષામાં જ્યાં જ્યાં વૈચિત્ર્ય જણાયું છે, તે સ્થળ જતાં ન કરતાં તેના ઉપર સ્વતન્ત્ર વિવેચન પણ કરવામાં આવ્યું છે. ચોથા ઉદ્ધરણમાં મૂળ પ્રતિમાં ૧થી૫ કડવાં "માગધિકા ભાષા"માં છે, તેવો મૂળ લેખકે ઉલ્લેખ કર્યો છે. ૧૧મા કડવામાં ढक्का भाषाकडवयं એમ લખવામાં આવ્યું છે. શ્રી મોદીયે આ સ્થળે ढक्की ભાષાના સ્વરૂપનો પરિચય આપવા પ્રયત્ન કર્યો છે. કાણ્હ અને સરહના દોહાકોશની ભાષા ચાલુ અપભ્રંશ કરતાં જરા જુદી પડે છે. પ્રો. યાકોબી અને તેને અનુસરી કેટલાક વિદ્વાનો તેને બૌદ્ધ અપભ્રંશ કહેવા પ્રેરાય છે; પણ તે ભ્રમ છે અને એ સામાન્ય તત્કાલીન લોકબોલીની છાંટ પામેલો પાશ્ચાત્ય અપભ્રંશ છે. એવા પ્રો સુનીતિકુમાર ચેટરજીના મત સાથે મળતાં થઇ શ્રી. મોદીયે સ્વકીય મતમણ્ડન કર્યું છે. આ દોહાકોશ બૌદ્ધ તન્ત્ર અને યોગને લગતો છે, એટલે મૂળ ગ્રન્થકારે તેમાં તાન્ત્રિક વિષયને અનુરૂપ ગુહ્ય પરિભાષા યોજી છે. શ્રી મોદીયે ત્યાં વપરાયેલા પારિભાષિક શબ્દોનું સ્ફુટ રીતે વિવેચન આપ્યું છે.

(૫) પાંચમા અને છેલ્લા વિભાગમાં શબ્દકોશ આપવામાં આવ્યો છે આવશ્યક સ્થળે મૂળ અપભ્રંશ શબ્દમાંથી ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાલી વગેરે ભાષાના શબ્દો ઊતરી આવ્યા છે, તે તે ત્યાં ત્યાં બતાવવામાં આવ્યું છે. સંસ્કૃત શબ્દોમાંથી ઊતરી આવેલા અપભ્રષ્ટ શબ્દોની નજીકમાં તે તે સંસ્કૃત શબ્દ આપવામાં આવ્યો છે; અને દેશ્ય શબ્દ નજીક કૌંસમાં 'દેશ્ય' એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત તે તે શબ્દ કાવ્યખણ્ડોમાં ક્યાં ક્યાં પ્રયોજાયેલો છે તે બતાવવા પ્રથમ ઉદ્ધરણનો આંક અને લીટીનો આંક યોજેલ છે.

અત્યારે આપણે ત્યાં પ્રસિદ્ધ થતા કાવ્યગ્રન્થોમાં શબ્દકોશની પદ્ધતિજ નથી. પરન્તુ આ પદ્ધતિ અપનાવવાની ઘણીજ જરૂર છે. એ પદ્ધતિ પાશ્ચાત્ય છે અને ઐતિહાસિક દૃષ્ટિયે શબ્દોનો પ્રયોગ કેટલો જૂનો છે, તે જાણવામાં ભારે ઉપકારક થાય છે. અત્યાર સુધી આપણે એમ જાણિયે છિયે કે ફારસી શબ્દોનો ઉપયોગ બહુ બહુ તો શામળે શરૂ કર્યો; અને એક વિદ્વાને શામળ વિશે લખતાં એવો અભિપ્રાય આપ્યો પણ છે કે ફારસી શબ્દનો પ્રયોગ શામળથી છે; પણ રણમલ છન્દ અને કાન્હડદે પ્રબન્ધ જોનારાને ખાત્રી થાય છે કે ફારસી શબ્દનો પ્રયોગ પન્દરમા અને સોળમા શતકમાં પણ થયો છે; 'સમર રાસુ' (સં, ૧૩૭૭) નામના એક રાસમાં ફારસી શબ્દો દેખાય છે, એ ઉપરાંત પન્દરમા સૈકાનો સન્દેશક રાસ તો એક મુસ્લિમ કવિયેજ રચેલો છે. અને તે પણ પન્દરમા શતકનું કાવ્ય છે. આ સ્ટ્રેટ આવા શબ્દકોશ આપી શકે.

*आण, *आव, उग्घाड, उब्भड, उब्भा, *एम, ओत्पर, *कायर, *केम, कोइल, कोंपल, *खंच, *खड, *खप्पर, *खरड, *खार *गाम, *गुंथ, *घर, *घोल, चउपास, *चड, *चन्द, *चालीस, *चावल, चुक्क, चोप्पड, *छ, *छप्पय, *छार, *जगड, *जस, *जा, *जाण, *जाल, जुज्झ, जुत्थ, जुवाण, जेठ्ठ, *जेम, जोक्ख, जोगि, *झडप्प, झलक्क, ठाहर, *डाल, डोल्ल, ढुक्क, तउ, तण, तुरन्त, तुट्ट, तुहुं, *तेम, तेरह, *तो, *तोड, थक्क, *थंभ, *था, दहि, दीव, *दीस, *दे *देवल, *धण, *धन्ध, *धुण, *नीसर, नोप्पली, पइस, पओलि, पक्खाल, पट्टण, पट्ट, *पड, *पन्थ, पल्लाण, *पसाय, पाइक्क, *पाय, *पास, *पाहाण, पिट्ट, *पील, पुत्त, पेक्ख, पोट्टल, फिट्ट, फुल्ल, *फेट, बइस, बइसार, बज्झ, बप्प, बप्पुडउ, बारह, बहिर, बुड्ड, *बे, बोल्ल, भट्टि, *भड, *भमर, *भार, *भाव, भुक्खालउ, मुंडिणी, भुल्ल, *भोली, *म, मइलउ मउड, मउर, मगन, मच्छर, मट्टी, *मड, मण्ण, मंडव, *मर, *मसाण, *माण, माणुस, *माय, मुक्क, मुट्ठि, मेल्ल, *मेह, मोक्कलउ, *मोर,

रक्स, रण्ण, *रसोइ, राउल, *राय, *रिद्धि, रुक्ख, रुठ्ठ, रेख, *लइ, लक्कड, *लाव, *ले, लोट्ट, वक्खार, वरिस, वलग्ग, *वहु, वावि, विग्गोव, विज्ज, विन्नव, विहुण, वीसार, वेल्लि, सउ, सच्च, सणेह, संझ, सत्थ, सत्त, सद्द, *सन्त, *समसाण, *सरवर, *सलोणी, सल्ल, *सायर, *सार ( સમાચાર ), सिक्ख, *सिंग, *सिर, सुक्क, *सुण, सेज्जा, *सोह, हट्ट, हड्ड, हत्थ, हिड्डा.

ઉપર આપવામાં આવેલા શબ્દો પાઠાવલીમાં લેવામાં આવેલાં કાવ્યોમાંથી છે; આમાંના* આવી નિશાનીવાળા શબ્દો ૮૦૦ થી ૧૦૦૦ વર્ષ ઉપરના હોવા છતાં જાણે કે આજે વપરાયેલા હોય તેવા છે. આવી × નિશાનીવાળા ત્રણે શબ્દો જાણે કે વિદેશી-પરપ્રાન્તીય હોય તેમ લાગે છે, છતાં એ અપભ્રંશકાલીન દેશ્ય શબ્દો છે. આ સિવાયના બાકીના ઉપરના શબ્દોમાં એકજ ભૂમિકાભેદ થતાં અર્વાચીનત્વ આવી જાય છે. આ ઉપરથી સમજવાનું એ પ્રાપ્ત થાય છે કે તો, મોર, રાય, માઇ જેવા શુદ્ધ ગૂજરાતી શબ્દોનો વાપર ભાષામાં કેટલો જૂનો છે. આ વસ્તુ આવા શબ્દકોશો બતાવી શકે. ભાઈ ભોગીલાલ જ. સાંડેસરાની સૂચનાથી 'પ્રબોધપ્રકાશ'માં મારા તરફથી એ પદ્ધતિ સ્વીકારવામાં આવી છે. એ પદ્ધતિ પ્રશસ્ય અને ઉપકારક છે, એ મને આ પાઠાવલીના શ્રી. મોદીયે આપેલા શબ્દકોશથી જણાયું છે.

આવો સુન્દર કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કરવા માટે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીનું ઋણ પણ ગૂજરાતી વિદ્યાર્થિયો ઉપર શ્રી. મોદીના ઋણ જેટલું જ રહેશે; અને એનો યશ દી. બ. કેશવલાલ હ. ધ્રુવ અને શ્રીહીરાલાલ ત્રિ. પારેખને ફાળે છે, એ હર્ષનો વિષય છે.

મીઠાખળી-અમદાવાદ, તા. ૨૭-૪-૩૭

કેશવરામ કા. શાસ્ત્રી

# નવીન જેવું રસિક

**નવલગ્રંથાવલિ** : તારણ કાઢનારઃ—નરહરિ દ્વારકાદાસ પરીખ. [ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ. ૨ ]

કેટલાંક પુસ્તકો ફરીને પ્રસિદ્ધ થાય ત્યારે પણ નવીન પ્રકાશન જેવાં રસિક લાગે છે. એવાં પુસ્તકોમાં આકર્ષક શૈલીથી કોઈની રસિકતા જળવાઈ રહે છે; કોઈમાં મૂળભૂત વિષયોની ચર્ચા હોય છે, તો કોઈમાં એવા પ્રશ્નોની ચર્ચા હોય છે કે જે હજી પણ અણઉકલ્યા જનસમાજ આગળ ખડા હોય. આ ત્રણે કારણસર ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથમાળાનો આ પાંચમો અંક રસિક તથા ઉપયોગી છે.

ઈ. સ. ૧૮૮૮માં, પોતાના જીવનના છેલ્લા વર્ષમાં નવલરામે ' રસિક પાંડિત્યના પરિપાકરૂપ ' કુસુમમાળાના કર્તા, તરુણ નિબંધકાર મિ. નરસિંહરાવને જોડણી વિષે થોડી સલાહ આપી હતી:

આપણું ઐક્ય કોઇ પણ પ્રકારનું તૂટી માંહોમાંહે વિરોધ ન વધે એવા ધોરણ ઉપર જ અમે સઘળા સંસારવ્યવહારી સવાલોનો સિદ્ધાંત બાંધીએ છીએ, અને તેમાં જ અમારી સમજ પ્રમાણે છેવટે સિદ્ધિ રહેલી છે. એને પછી સંરક્ષક મત કહો કે સમાધાનીનો મત કહો.

આ સમાધાનીનો મત આજના હિંદના જાહેરજીવનનો પ્રધાન સૂર છે. તેવી જ ભાવનાથી પ્રેરાઈને પચાસ કે વધારે વરસ પર લખેલા 'હિંદુસ્તાનમાં એક ભાષા' 'એક લિપિ' વગેરે લેખો અત્યારના નાગરીપ્રચારિણી સભાના જમાનામાં, કિશોરલાલ મશરૂવાળા દેવનાગરી–ગુજરાતી ઉપરથી હિંદસુલભ લિપિ ઉપજાવે છે ને જવાહરલાલ નહેરુ રોમન લિપિની હિમાયત છોડી દેવનાગરી ને ઉરદુની તરફદારી કરે છે તે જમાનામાં, ખરેખર ઉપયોગી વાચન

પૂરું પાડે છે. 'દેશી કારીગરીને- ઉત્તેજન', 'લગ્નસરા' 'નાતવરા ને વરઘોડા, એ લેખોના વિચારોની અગત્ય હજી જેવી ને તેવી જ છે; તે પ્રમાણે નવલરામની તાદશ ચિતાર દોરતી કલ્પનોત્તેજક કલમ, તીક્ષ્ણ કટાક્ષભરી, સુધારા માટે સંપૂર્ણ ઉત્સાહભરી, પુરવેગમાં વહેતી જણાય છે. 'સ્વદેશને ન ચાહવો એ સૃષ્ટિના નિયમ વિરુદ્ધ છે ' એ કથન જેમાં છે તે ' ખરો દેશાભિમાન ' વાંચતાં નવલરામ આજ એમના અવસાનને પચાસ વરસ થવા આવ્યા છતાં, સાક્ષરયુગ, નાનાલાલયુગ ને ગાંધીયુગ આવી ગયા છતાં, હજી આપણી નજીક જ લાગે છે. ' બાપદાદાનો ધંધો 'માં આપેલા વિચારોની જ પુનરુક્તિ ગાંધીજીએ કરી છે. કેળવણી વિષે આચાર્ય આનંદશંકરે થોડા સમય પર જણાવેલા વિચાર નીચેના અવતરણથી માત્ર શૈલીમાં જ ભિન્ન છે.

'કેળવણીમાં કેવળ વ્યવહારબુદ્ધિ ઉપર જ લક્ષ રાખવાથી આપણા દેશને કેટલાં બધાં નુકસાન થયાં છે ...ફરિયાદ સાંભળીએ છીએ કે નિશાળોમાં કવિતાના રાગડાનું શું કામ છે ? ઇતિહાસ ભૂગોળનું શું કામ છે ? વ્યાકરણનું શું કામ ?...ઊંચી કેળવણી ( Liberal Education ) ઉપર અભાવ રાખી " ઉપયોગ, ઉપયોગ " એવો જે કેટલાક હાલ પોકાર ઉઠાવે છે તે .દેશને જંગલી કરી નાખનારી વાણિયાઈ બુદ્ધિનું જ બીજે રૂપે બોલવું છે.'

જેમ ઇતિહાસના લાંબા ગાળા પર નજર કરે તેમ વૈષમ્ય કરતાં સામ્યનાં તત્ત્વ વધારે દેખાય છે. ભવિષ્યનો કોઇ ઇતિહાસલેખક નર્મદથી ગાંધી સુધીના સમયનો એક યુગ બનાવે તો નવાઇ નહિ. આવી એકતાનું દર્શન કરતાં વૈવિધ્ય નજર બહાર ન રહે તેની ચેતવણી નવલરામે ' મનના વિચાર 'માં આપી છે.

એક જમાનાના માણસોમાં વિચારોનો પ્રવાહ બહુ જ વિવિધ રીતે વહેતો હોય છે ને સમુદ્રજળ અને મચ્છના વાહનનું રૂપક લઇએમાં લંબાણથી સમજાવ્યું છે. પછી આગળ એમાં જ કહે છે.

'જો દેશકેળવણી દેશાભિમાનને ઉત્તેજક હોય તો હાલ કરતાં વધારે જબરદસ્ત અને સાચું દેશાભિમાન આપણા દેશના અગ્રણીઓમાં આવે એમાં કોઇ શક નથી ... વિદ્યામાં તેમ જ શાસ્ત્રમાં અને ઉપયોગી કળાઓ તથા રાજનીતિમાં આર્યો એક્કા હતા એમ જ્યારે શાળાઓમાં શીખવાશે ત્યારે નિશ્ચય જે દેશાભિમાની પુરુષો નીવડશે તેને મુકાબલે જોઇએ તો હાલના આપણા દાદાભાઇ તથા રાનડે પણ દેશદ્રોહી જ લાગશે.'

ભવિષ્યના એકધારા એકસરખા વિકાસક્રમ માટે અસાધારણ આત્મવિશ્વાસ હોય એમ બોલાએલાં આ વચનો ઉપરથી અત્રે નવલરામની 'આર્યદૃષ્ટિનો પરિચય' થાય છે એમ કહેવાની જરૂર નથી. નર્મદાશંકર, નવલરામ આદિ પીઢ પુરુષોએ ઇંગ્લંડમાંથી પડતો ઓગણીસમી સદીના વિચારપ્રવાહોનો ધોધ પોતાના માથા પર ઝીલ્યો. ભણેલાઓના મસ્તકમાં ભરાઇ રહેલો એ પ્રવાહ ગોવર્ધનરામ, ગાંધીજી, વગેરેના ભગીરથ પ્રયત્નોથી સંશોધિત સ્વરૂપે જનસમૂહમાં પથરાતો આવ્યો છે. ઓગણીસમી સદીની ઔદ્યોગિક પ્રગતિની તથા વૈજ્ઞાનિક વિચારસરણીની સમીક્ષા કરનાર સમકાલીનો પણ હતા—પરદેશમાં તેમ જ સ્વદેશમાં. પોતપોતાની પ્રકૃતિ અનુસાર એ વિચારમંથનનું નવનીત આપણા મહાપુરુષો પામ્યા છે અંગ્રેજી અમલ પછી લગભગ એક જ જાતની ઇતિહાસઘટના સર્વ ક્ષેત્રોમાં બધા પ્રાન્તોમાં છે. દરેક પ્રાન્તના મહાપુરુષોની તત્કાલીન પુસ્તકો અને સંસ્થાઓદ્વારા થએલી અસર વિષે વિગતસર સંશોધનની હજી અપેક્ષા છે. એક વિદ્યાપીઠના પ્રકાશનમાં પ્રસ્તાવનારૂપે આવું સંશોધન આવશ્યક ગણાવું જોઇએ.

૨

મુખ્યત્વે પુસ્તકોનું વિવેચન લખનારના લેખો ઘણી વાર વિવેચન-વિષય પુસ્તકોની મર્યાદાથી બંધાઇ જાય છે. વિશિષ્ટ શૈલી વિના, પ્રસ્તુત પુસ્તકની હદ ઓળંગી જીવનવિવેચન કે

સિદ્ધાંતવિવેચનના ક્ષેત્રમાં સ્વૈરવિહાર કર્યા વિના, એ લેખો ચિરંજીવ બનતા નથી; ને બને છે ત્યારે પણ ખાસ અભ્યાસીઓના વાચનના વિષય તરીકે જ. પ્રેમાનંદ કે નર્મદ ઉપરનાં વિવેચનો બાદ કરીએ તો બાકીનાં સાહિત્યવિવેચનો નવલરામના સિદ્ધાંતોના સંશોધન માટે જ અગત્યના જણાય છે. 'કુસુમમાળા' ને 'સરસ્વતીચંદ્ર' ઉપર લંબાણથી વિવેચન એ નથી લખી શક્યા એ આપણું દુર્ભાગ્ય છે. ગુર્જર સાહિત્યે એવા ઉત્કૃષ્ટ ગ્રંથો ૧૮૮૫ના અરસામાં ને વધારે સંખ્યામાં ઉપજાવ્યા હોત તો નવલરામ જેવા વિવેચકને ઘણી સરસ તક મળી હોત. 'સરસ્વતીચંદ્ર' વિષેની ઘણીખરી સમાલોચનાઓને જાણે નવલરામ દિશાસૂચન કરતા ન ગયા હોય એમ નીચેનાં એમનાં ૧૮૮૭નાં વાક્યો પરથી લાગે છે:

> હાલ કેટલાંક પુસ્તકો તો એવાં પ્રગટ થાય છે કે તે ખાસ વિસ્તીર્ણ વિવેચનને જ યોગ્ય છે. જેમકે મિ. ત્રિપાઠીકૃત સરસ્વતીચંદ્ર. એ નવલવાર્તા જેવી સ્વબુદ્ધિજન્ય તેવી જ પંડિતાઈભરેલી, અને પંડિતાઇભરેલી તેટલી જ રસમય છે. અંગ્રેજી ભાષામાં લખાએલી નામીચી નૉવેલો સાથે એનો મુકાબલો કરી શકાય એમ છે. અને એ કરણઘેલો છે તે કરતા પણ કેટલીક બાબતોમાં બહુ ચડિયાતી છે. અલબત્ત, એમાં કેટલાક ગંભીર દોષો પણ છે.

'પુસ્તકપરીક્ષાના જ એક ત્રૈમાસિક ગ્રંથનો સમય આપણા દેશમાં આવ્યો છે' એમ અનેક વાર લખનાર વિવેચકનો આદર્શ 'એડીનબરો રિવ્યુ' હોય એમ લાગે છે. 'કવિ જીવન'માં નર્મદના વાંચેલાં 'કવિજીવન' (જોહ્નસનકૃત Lives of Poets ?) આદિ પુસ્તકો ગણાવીને ઉમેર્યું છે કે 'એડિનબરો રિવ્યુ'નાં તો ૩૦–૪૦ વૉલ્યુમો કવિએ ખરીદ જ કરી રાખેલાં હતાં 'શાળાપત્ર'ના તંત્રીને ટ્રેનિંગ કૉલેજોમાં શાં શાં પુસ્તકો તથા સામયિકો વાંચવાની તક હતી તે પણ જાણવા પ્રયત્ન કરવો ઘટે ?

બારે રાશિકા ભલા કહેવાને બદલે ગ્રંથ સારો હોય તો ખખડાવીને કહેવું કે સારો છે; અને નઠારો હોય તો શરમ રાખ્યા વિના બેલાશક થોડા ચાબખા લગાવવા.

નરી જ્હોન્સનપદ્ધતિથી તથા જેફ્રેપદ્ધતિથી નવલરામ આગળ જાય છે: પૃથક્કરણ કરી સારાંનરસાં તત્ત્વની પરખ કરાવે છે; સિદ્ધાંતકથન કરી માર્ગદર્શન કરે છે; કૃતિ તથા કર્તાને ઐતિહાસિક અને સામાજિક ઘટનારૂપે જુએ છે; લોકને ઉપકારક નીવડવામાં પુસ્તકની સાર્થકતા સમજે છે, પરંતુ સીધો સીધો નીતિબોધ નહિ, પણ 'આપોઆપ ફલિત થતો ઇસપની કથા જેવો' નીતિબોધ જરૂરી સમજે છે; પુરાણું રસવિવેચન પણ સઘળે સફળતાથી અજમાવે છે. આ સઘળું છતાં એમની વિવેચનપદ્ધતિનું ખરું તત્ત્વ એમનાં રીતસરનાં (formal) વિવેચનોમાં—'અમે' શબ્દના ભારવાળાં વિવેચનોમાં અણછતું રહ્યું છે, તે 'મનના વિચાર'માં પ્રગટ થાય છે. શામળની 'ખંડલહરી' તથા પ્રેમાનંદની 'અખંડ લહરી'ની અને એ બંનેની માનસઘટનાની ચર્ચા ત્યાં આપી છે. તેમાં જણાય છે કે એમને મતે ગ્રંથરસની નિષ્પત્તિમાં વાચક-વિવેચક કેન્દ્રસ્થાને બિરાજે છે.

વાચન દરમીઆન થએલા સ્વાનુભવો *impressions*ની આપલે કે ચર્ચા પણ પોતાના સમયના કેળવાયેલા સમાજમાં થતી હોય એમ કોઈ પુસ્તક યા લેખની અસર કલ્પનાની મદદથી એ પ્રત્યક્ષ કરે છે. જીવન અને સાહિત્યની ચર્ચા કરનારી, સમાજને ધડો લેવા લાયક પુરુષોની કોઈ ક્લબ હોય, અને તેને તથા લોકસમાજને સાંકળનારી કડી તે વિવેચક હોય એમ દલપતરામે કરેલી જનાવરની વ્યુત્પત્તિ સંબંધી નવલરામ લખે છે:

> જે દિવસે આ બુદ્ધિપ્રકાશ અમદાવાદમાં વંચાયું તે દિવસે વિદ્વાનવર્ગમાં બધે હસાહસ ચાલી રહી... શાસ્ત્રવાળા તો માણસને સંસ્કૃત કરાવનાર લાંબા લાંબા સંસ્કાર બતાવે છે. પણ દલપતરામે તો એક કલમના ઝપાટામાં જનાવરને સંસ્કૃત કરી નાખ્યું!

અનેક વખતે જેને માટે આદરપૂર્ણ ઉદ્‌ગાર કાઢ્યા છે તેનો જ વખત આવ્યે નવલરામ યોગ્ય ઉપહાસ પણ કરી શકે છે. એટલું જ નહિ, એમનામાં પોતાની જાત પ્રત્યે પણ હસવાની શક્તિ છે. નવલરામના બુદ્ધિજન્ય હાસ્યરસનું સ્વરૂપ 'ઓથારિયો હડકવા' માં અને 'અકબર બીરબલ'માં બરાબર પ્રગટ થાય છે. શું હોવું જોઇએ એનો એમની બુદ્ધિએ સ્પષ્ટ ખ્યાલ બાંધેલો હોય છે, એટલે એ તીક્ષ્ણ બુદ્ધિવિષયના ગર્ભમાં જલદી ઉતરી જાય છે, ને વિરૂપતા માત્ર પરખી કાઢે છે. એમની કલ્પના ભવિષ્યમાં સચોટ નજર નાખી શકે છે. એમના ભાવનાશીલ હૃદયમાં સારાખોટા પ્રત્યે યોગ્ય લાગણી પણ તરત જન્મે છે. બુદ્ધિ, કલ્પના અને લાગણીનું બુદ્ધિપ્રધાન સંમિશ્રણ એ એમના વિવેચનોનું મુખ્ય લક્ષણ છે.

૩

નાટકનવલકથાનાં વિવેચનો નવલરામે લખ્યાં છે; મહીપતરામકૃત ચરિત્રગ્રંથોની ચર્ચા કરી છે; પાઠસંશોધનની રીત, બોલીભેદ, 'ઘરખુણિયા' શબ્દ, સંસ્કૃતમય શૈલી, ભાષાન્તરનો આદર્શ, રૂપકગ્રંથી, હાસ્યરસમાં અસંભવિતપણું—એવા એવા વિષયો પર એમણે સાદાં પણ સ્પષ્ટ ને જોરદાર દિશાસૂચક લખાણો કર્યાં છે. તે સૌ બુદ્ધિને ઉત્તેજિત કરે એવાં છે. તો પણ તેમનાં વિવેચનોનો મુખ્ય ભાગ તો કાવ્યવિવેચન છે. જો કે કાલક્રમે નવલરામ આપણા આદ્ય વિવેચક નથી, નર્મદાશંકર છે; તો પણ સ્વતંત્ર વાચન અને વિચારથી એમણે પોતાના સિદ્ધાંતો ઘડવા મથન કર્યા કર્યું છે.

ઇ. સ. ૧૮૬૭માં, સુરત ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર નીમાયા અને 'મૉક ડૉક્ટર'નું વેશાન્તર 'ભટનું ભોપાળું' પ્રગટ કર્યું તે સાલમાં, પોતાની એકત્રીસ વર્ષની વયે 'કવિ નર્મદાશંકરની કવિતા' પર લખતાં નવલરામે જણાવ્યું હતું કે આપણા વિદ્વાનોમાં પણ કવિતા તોલવાનું માપ નાનું અને

અશાસ્ત્રીય છે; અને સારા રાગને, ઝડઝમકના તડાકાને, ભાષાની શુદ્ધતા અને મિઠાશને, નીતિના ભાષણને કે ફક્ત લાગણીને— એવા એકાદ અંગને કવિતાનું માપ ગણતા તરેહતરેહવાર એક-દેશી વિચારો ચાલે છે. ત્યારે એમને એમ લાગતું હતું કે તેત્રીસ ચોત્રીસ વર્ષના નર્મદાશંકરની 'જોડે બેસવાનો કંઈ દાવો કરી શકે એવો' માત્ર પ્રેમાનંદ જ હતો; કારણ કે,

> વાક્યના બોલે બોલ પ્રયોજનવાળા ... ઝડઝમકનાં ભૂષણ ધરેલા તથાપિ તે અંગના જ અવયવ હોય એમ જણાય, નિરર્થક વિસ્તાર નહિ કીધેલો પણ ચતુરને માત્ર ચેતવણી હોય, સંક્ષેપમાં લખેલું પણ વિદ્વાનને એક શબ્દ પણ કમેરવો ન ગમે, જેમાં પિંગળ શાસ્ત્રનો પણ એક નિયમ ખસેલો નહિ એવી અર્થગૌરવ અને વ્યંજનાયુક્ત કવિતા આપણી ભાષામાં નથી જ ...... એવી જાતની શાસ્ત્રીય કવિતાનો નર્મદાશંકરે પ્રારંભ કીધો છે.

વીસ વરસ પછી નર્મકવિતાની પ્રસ્તાવનામાં કોઈ જૂના કવિ સાથે સરખામણીની વાત કરી નથી. ફક્ત નર્મદદલપતની શૈલીનો ભેદ બતાવ્યો છે, ને આ 'શૈલીઓ પરસ્પર અપ્રમેય છે. તે પોતપોતાને સ્થળે ઉત્તમ જ છે' એમ કહ્યું છે. તે જ સાલમાં 'કવિજીવન'માં નર્મકવિતાના પ્રકાશનનો ઇતિહાસ આપ્યા પછી નવલરામ લખે છે :

> સને ૧૮૫૮–૫૯થી ૧૮૬૫–૬૬ સુધીનો કાળ કવિની જિંદગીમાં પૂર્ણ યશનો હતો... તેવી (કીર્તિ) બીજા થોડા જ કવિની આટલા થોડા વખતમાં પ્રકાશી હશે.

નર્મ કવિતાની પ્રસ્તાવનામાં નર્મદાશંકરનું મહત્ત્વ તેના 'સમય-મૂર્તિત્વ'માં સમાઈ જાય છે.

નવલરામને મન કવિતા બાબત નિરપેક્ષ સિદ્ધાંત ન હતો એમ નહિ:

> કાળકાળનાં કાવ્ય જુદાં જ. તો પણ બધા કાળમાં સામાન્ય રીતે જ જે માન્ય થાય તે ઉત્તમ કાવ્ય–universal કાવ્ય.

એક ' age ' નાં ( સમયનાં ) કાવ્ય કરતાં એમાં જનપ્રિયપણું ઓછું. પણ કુલ જનપ્રિયપણું વધારે. પ્રેમાનંદ કરતાં શામળ એના વખતમાં વધારે જનપ્રિય હતો, હાલના કાળમાં કાંઇક છે અને થશે. પણ થોડા વખતમાં ડુબશે. નામ તો નહિ ભૂલાય ......પણ પ્રેમાનંદ તો ઉપલા રસિકોમાં વંચાશે. He will be a classic. સાધારણ લોકો નામ પણ ભૂલી જશે. ( પૃ. ૨૮૪ )

રસશાસ્ત્રનો નવો સિદ્ધાંત બાંધવાની જરૂર સમજાવ્યા પછી એ જ નોંધમાં લખે છે:

' કુદરતને સુધારવી ' એમ જે બેકન કહે છે અને એરિસ્ટોટલની નકલ એ બે વિચારનું લગ્ન થવું જોઇએ. આર્યવિચાર બેકનને મળતો છે, અને હું કોન્ઝરવેટીવને તે અનુકૂળ પડે છે. કેવો યોગ ? મારા સંબંધમાં અને બેકનના સંબંધમાં. ' યુટીલીટી'ના આચાર્ય તે ખરા રસશાસ્ત્રનો માર્ગ દર્શાવે અને તેનો લાભ લઈ અર્થબુદ્ધિશૂન્ય હિંદુસ્તાન અર્થબુદ્ધિયુક્ત રસશાસ્ત્ર નવા જમાનાને સારૂ રચે ...... કાંઈક કવિતા ખરી ( બેકનની અર્થબુદ્ધિની ? ) કુદરતમાં છે. એમ બતાવવું આ જમાનાના નવા રસશાસ્ત્રનું કામ છે. અને તેને માટે કુદરતની હદ વધારવી પડશે. બેકન કરતાં પણ વધારે ઝીણી રીતે કુદરતને જોવી જોઇએ.

અન્યત્ર પૃ. ૧૯ ઉપર દૈવી, માનુષી અને આસુરી એવો કવનવિવેક કરી રેનોલ્ડને ત્રીજા વર્ગમાં મૂકનાર નવલરામ શું અહીં ' realism ' અને ' reality 'નો વિવેક કરવા મથે છે ? શું એ realismની મર્યાદાઓ બાંધવા મથે છે ? જે વિવેક ઇંગ્લંડના સાહિત્યમીમાંસકોએ ૧૮૭૮ પછી ઘણો મોડો કર્યો તે આર્યતત્વવિદ્યાના જાણકાર નવલરામે શું એટલો વહેલો કર્યો હશે ? અને છતાં, ૬૭ની સાલમાં ' કવિ નર્મદાશંકરની કવિતા ' માં આપેલી કવિતાની વ્યાખ્યા કુદરત અથવા માયાનું પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા' એ ફેરવવાની જરૂર ઉભી થતી નથી; કારણ કે પ્રગટ ન કરવાનાં હેતુંથી એ જ સાલમાં નોંધેલા ' કાવ્યશાસ્ત્ર સંબંધી વિચારો'માં કહે છે:

એ માયાના સ્વરૂપમાં કાંઈ ફેર માલૂમ પડે તો તે ફેર બતાવવાનું કામ કવિનું છે ખરું. એ ફેર સાથે ચિત્ર પાડયું એટલે ઊંચામાં ઊંચું કાવ્ય થઈ ચૂકયું. અને એ સમયે સૌંદર્યદર્શી (કવિ) અને તત્વદર્શી એકરૂપ થઇ ગયા.'

ચિત્રણશક્તિને આ રીતે કવિત્વની કસોટી ગણનાર નવલરામ કવિતામાં લાગણીનું–જુસ્સાનું passionનું*નું સ્થાન ઓછું અગત્યનું ગણતા નથી.'

' જુસ્સો, સાચા અંતઃકરણનો જુસ્સો–ઊભરાતો ઊછળતો જુસ્સો, જે પોતાના સત્ય સ્વરૂપમાં તલ્લીન થઇ ગયેલો છે, એવો સ્વયંપ્રકાશ સાચા દિલનો જુસ્સો, એ કવિતાનો અને તેમાં વિશેષે કરીને સંગીતકવિતાનો તો અવશ્ય આત્મા જ છે.' (પૃ. ૧૦૧).
પિંગળશાસ્ત્રના નિયમનું પાલન 'શાસ્ત્રીય' કવિતાનું અંગ છે તેમ કહેનારે સ્વીકાર્યું છે કે,

જેમ સાધારણ લોકથી બોલતાં ને વિદ્વાનોથી લખતાં વ્યાકરણ નિયમ સહજ પળાઈ જાય છે, તેમ ખરા કવિની ઉભરાતી વાણીમાં સ્વાભાવિક જ પિંગળનિયમ રહેલા છે ખરે, ને એ પિંગળનિયમ સ્વાભાવિક નહિ હોય તો પછી એ શાસ્ત્ર જ શેનું ? અને એને માન્ય પણ કોણ કરે ? (પૃ. ૨૫૮).
આવું જ કવિતાના શાસ્ત્ર વિષે સમજીએ તો નર્મદાશંકરની કવિતાની નવલરામે કલ્પેલી શાસ્ત્રીયતા યથાર્થ સમજાય, જો કે '૬૭માં નવલરામે તેવો અર્થ ન પણ કર્યો હોય.

જૂના કવિઓની કવિતા સ્વાભાવિક અને નર્મદાશંકરની શાસ્રીય છે. જૂની ઉત્તમ કવિતા છેક શાસ્ત્રરહિત છે એમ હું નથી કહેતો. કાંઈ પણ શાસ્ત્ર વગર તો સારી કવિતા થાય જ નહિ ...... પ્રેમાનંદનું સઘળાં સંસ્કૃત રસશાસ્ત્રનું સ્વબુદ્ધિએ શોધેલું સત્ત્વ તે શાસ્ત્ર.
શાસ્ત્રીયતા અને સ્વાભાવિકતા વચ્ચે અત્યન્ત વિરોધ નવલરામ કલ્પતા નથી.

* પરંતુ, 'રસ એટલે જુસ્સો' એમ પૃ. ૧૦૨ ના પર કહ્યું છે.

શાસ્ત્રની સ્વાભાવિકતા સ્વીકારવામાં તેની મર્યાદાનો પણ સ્વીકાર છે. અને તેવી એક મર્યાદા તે કવિનું વ્યક્તિત્વ છે. જીવન અને કવનનો સજીવ સંબંધ સમજાવવા નવલરામે અકબર અને બીરબલની સમસ્યાપૂર્તિની કથા યોજી છે. માનસિંહ, અબુલફઝલ, વિષ્ણુસ્વામી અને તોડરમલ્લની સમસ્યાપૂર્તિની મર્યાદા સ્વજીવનનિર્મિત છે, એમ બતાવી એ કથામાં પંડિત જગન્નાથ નિર્ણય આપે છે:–

બીરબલ જેને એમાનો એકે અનુભવ નહિ તેણે એ બધાનો અનુભવ રસમય વાણીછટાથી દર્શાવ્યો માટે એ જ કવિ. એની જ વાણી શારદાપ્રેરિત.

આ રીતે જે કથામાં નર્મદની માફક નવલરામ પણ પરાનુભવરસિક કાવ્ય ઉત્તમ કોટિનું ઠરાવે છે તેનાથી વરસેક પહેલાં 'મનના વિચાર'માં નોંધ્યું છે:

> શામળ અનુભવ ઉપરથી સંભારીને લખતો હોય એમ જણાય છે ...... એ કવિ પોતાનું કર્તાપણું કદી ભૂલતો નથી. પ્રેમાનંદ વિષયવશ થઈ જાય છે.
>
> શામળ બીજા લોકના વિચારમાં વધારે ઊતરતો જણાય છે ... શામળ objective કહેવાય ? લહરી કવિઓ objective હોય ? હું જાણું છું કે objective and subjective બંને લહરી જ હોઇ શકે, પણ objective આત્મદર્શી અને subjective જીવદર્શી એ જ ફેર. આત્મામાં પિંડબ્રહ્માંડ છે. અને તે સઘળી શક્તિઓ જેતામાં યથાયોગ્ય કેળવાયેલી છે તે objective; અને તેમાંની એક શક્તિ જ જેની કેળવાયેલી છે તે subjective.

ઑબ્જેક્ટિવ કવિતાના પ્રકાર મહાખ્યાનના મહત્ત્વનું–શ્રેષ્ઠત્વનું સ્થાપન કરતી જોહ્નસનકૃત મિલ્ટનચરિત જેવી ઇંગ્લંડની સાહિત્યચર્ચાઓનો આ ઉદ્‌ગારોમાં પડઘો પડે છે. નવલરામના માનસના એકાંતમાં ઊઠતો એ પડઘો સ્પષ્ટ રીતે આર્યવિદ્યાના ધ્વનિના ભળવાથી

ઘેરો થએલો છે. મહાખ્યાનકવિનું શ્રેષ્ઠત્વ સ્વીકારી તેના વિના રાષ્ટ્રીયત્વ અપૂર્ણ રહેતું લાગતું હોય તેમ નવલરામ કહે છે :

નવું civilization શરૂ કરવું છે. પ્રથમ તો કવિ જોઇએ. તે ગુરુરૂપ હોઇ શકે? ઋષિ જોઇએ છે ............ વેદનો પ્રથમ કાળ શરૂ થવા ઉપર છે.

ગુજરાતને મહાકવિ હોય એવી ભાવના 'કાન્ત', નાનાલાલ, રમણલાલ વગેરેએ પણ દર્શાવી છે. દેશી પિંગળમાં પદ્ય, કવિતા ને સંગીતનો વિવેક નવલરામે કર્યો છે. તે પર નરસિંહરાવે આપણું ખાસ લક્ષ દોર્યું છે. નવલરામ આદિએ શરૂ કરેલી કાવ્યચર્ચાઓનો સિત્તેર વરસે સરવાળો કરતા હોય તેમ રમણલાલ 'દયારામ' વિષેના નિબંધમાં લખે છે :

કવિતા એ માત્ર રાગ, આલાપ કે ગુંજન ( ડોલન ) નથી; કવિતા એ માત્ર ઊર્મિ નથી; કવિતા એ માત્ર ચિન્તન નથી; કવિતા એ માત્ર સુંદર શબ્દાકૃતિ નથી : અને છતાં તે એ સઘળું છે.

નવલરામ જીવતા હોત તો આ શબ્દો સાંભળી 'બરાબર' 'બરાબર' એમ કહી માથું હલાવત, પણ જરા વધારે જીવ્યા હોત તો ઇંગ્લંડની Eighteen-ninetiesનાં આંદોલન એમને હલાવત કે કેમ એ વિચારવા જેવો પ્રશ્ન છે, કારણકે મુનશી કનૈયાલાલના આવતા સુધી આપણે એનાથી અસ્પૃષ્ટ રહ્યા હતા.

નવલરામને દેખાયું કે

આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઇ પડયું છે. અને જ્યાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી ત્યાં સુધી આપણે જો મતાંતરક્ષમા નહિં રાખીશું, તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવો જ પેસનાર છે.

પાંચ પંદર વરસમાં સમાધાન થઈ જશે એમ કલ્પ્યું હોય તો તે ભૂલ જ ગણાય. અલબત્ત, મતાંતરક્ષમા હંમેશ આવશ્યક છે. પણ ઉગમણા અને આથમણા સુધારાનું રણક્ષેત્ર હિંદ માત્ર નથી.

સને ૧૮૪૬માં વૅનિટિ ફેરના કર્તા વાસ્તવદર્શી કહેવાતા થૅકરેએ અધમ સ્વાર્થ ને ભીરુતાભર્યો સિવિલિયન જો. સેડલે ઉપજાવ્યો; 'Never the twain shall meet' કહેનાર કિપ્લિંગે સદીના અંતમાં હિંદી જીવનની કથાઓ લખી; આયરીશમેન યીટ્સે હિંદી ટાગોરના કાવ્યનો પ્રવેશક લખ્યો; ઓગણીસમી સદીના યુરોપ ઉપર બુદ્ધિસામ્રાજ્ય ભોગવનાર જર્મનીના તત્ત્વજ્ઞોએ હિંદના તત્ત્વજ્ઞાનનું પાન કરીને જ નવીન જીવનદર્શન કરાવેલું. આથમણી બાજુ રચાતા ઇતિહાસવિવેચનના ગ્રંથોમાં ઉગમણા સુધારાના સંપર્કનો સ્વીકાર ક્યારનો ય થવા લાગ્યો છે. 'સુધારા'નું રણક્ષેત્ર જગત સમસ્ત છે; અને સંઘટ્ટ અને સમાધાન એ માત્ર દૃષ્ટિભેદ છે; અને જો દૃષ્ટિભેદ માત્ર નથી તો તે બંનેની અવિરત પરંપરા એ જીવનનિયમ છે. આ જોઈ શકવા માટે નવલરામનું જીવન લંબાવું જોઈતું હતું.

•

વ્રજરાય મુકુંદરાય દેસાઇ

# સાપના ભારા

ગિરિ-વિહાર મહાબળેશ્વર

તા. ૨૨-૫-૩૭

પ્રિય જ્યોતિ બહેન,

તે દિવસે હું તને બેલાર્ડ પીઅર ઉપર મૂકવા આવેલો ને તેં મારા હાથમાંથી "સાપના ભારા" ઝૂંટવી લઇ, તારી બૅગમાં મૂકી દીધેલું ત્યારે મને જરા રીસ તો ચઢી હતી. પણ પછી થયું કે ના સારું જ થયું. તું સ્ટીમર ઉપર કે પ્રવાસ દરમિયાન કોઇ શાંત પળોમાં એ વાંચી નાંખશે. અહિં આવીને, હૉસ્ટેલની ધમાલમાં પડ્યા પછી ત્હને આવી નિરાંત કંઇ મળવાની હતી, ? ને મારું ધારવું ખરું પડ્યું. તેં ત્રણ દિવસમાં જ એ વાંચી નાંખ્યું, એટલું જ નહિ પણ તારા પહેલા જ પત્રમાં પોર્ટ સૈયદથી પોસ્ટ કરેલો તેમાં એ વાંચી તારા મન ઉપર કેવી છાપ પડી તે તેં આટલી વિગતે લખ્યું તેથી મને તો બહુ જ આનંદ થયો. અહિં આવીને મ્હેં યે ચાર પાંચ દિવસમાં પૂરું કર્યું ને મ્હને થયું કે હું યે પાંચ સાત પાનાં ચિતરી નાખું ને ત્હને મોકલું.

આવા પુસ્તક ઉપર ગુજરાતી ભાષાના કલમબાજો ને વિદ્વાન વિવેચનકારો લખ્યા વિના રહેવાના નથી. મ્હને આશ્ચર્ય તો એ થાય છે કે હજી સુધી કેમ કોઇએ કંઇ લખ્યું નથી ! એ ગમે તેમ હોય; પણ મ્હારા મન ઉપર એને વિશે કેવા સંસ્કાર પડ્યા તે, વાંચી તું કદાચ વધારે વિચાર કરે, ને મ્હારી માફક ત્હારી First impressions ફેરવે તો યે બસ. બળવંતરાય ઠાકોર કે રામનારાયણ પાઠક, વિજયરાય કે નવલરામ ત્રિવેદીની પેઠે વિવેચનની કલા સૌને સાધ્ય નથી હોતી, . પણ રાજકારણમાં જેને man in the street કહે છે, તેવા સાહિત્યના યે સાધારણ વાચકનું દષ્ટિબિન્દુ નાંખી દેવા જેવું નથી હોતું.

વસ્તુતઃ એ જ સૌથી અગત્યનું ગણાવું જોઇએ એમ મ્હારી ખરી કે ખોટી–માન્યતા છે.

કાલે રાત્રે લગભગ બાર વાગે પુસ્તક પૂરું કરીને હું સુતી ત્યારે મ્હને યે First impression ત્હારા જેવી જ પડેલી. "How disappointing" ને જરા કચવાટ પણ થયેલો. પણ આજે સ્હવારે ઉઠી રામનારાયણ પાઠકનો 'પરિચય' વાંચ્યો, હું ઘણુંખરું પુસ્તકોના આવા 'પરિચય' 'બે બોલ' 'નિવેદન' ને 'પ્રસ્તાવના' પુસ્તક, પૂરું કરી રહ્યા પછી જ વાંચું છું. પુસ્તક વાંચ્યા પહેલા વાંચીએ તો એમાં બહુ સમજણ પડતી નથી, કારણ એમાં એ પુસ્તકના વિષય સંબંધી વિવેચન હોય તે, એ વાંચ્યા પહેલાં કેવી રીતે સમજાય–કે એના ગુણદોષ દેખાય ? મ્હેં તો હમેશાં જોયું કે આવાં 'આદિવચનો' ને 'પ્રસ્તાવનાઓ' સૌથી છેલ્લાં વાંચ્યાથી એની વધુ સારી કદર થાય છે. મ્હને તો ઘણી વાર એમ પણ થયેલું કે લોકો આવા પરિચયો પુસ્તકને છેડે કેમ નહિ છાપતા હોય ? જો એમ કરે તો એ વધુ વંચાય પણ વિશેષ તો લાભ એ થાય કે ત્હારા જેવાં ઉતાવળિયાં લોકો જે પુસ્તકનો આવો, એક રીતે સૌથી અગત્યનો ભાગ, વાંચતાં જ નથી કે ઉપરઉપરથી જોઈ જાય છે તે કંઇક વધુ સમજથી ને ધ્યાનથી એ વાંચે, ને પુસ્તકની કંઇક ખૂબીઓ જે એમને દ્દષ્ટિગોચર ન થઇ હોય તે કોઈકના કરાવ્યાથીએ એ જુએ તો એમનું વધારે સાર્થક થાય. પણ આવો નવો ચીલો તો ચંદ્રવદન જેવો કોઇ 'ચક્રમ' ગણાતો લેખક પાડે ત્યારે ને ?

વળી પાછું આ 'અપ્રસ્તુત' લખાઇ ગયું. એ વાંચી ત્હારા મુખ ઉપરનો કંટાળો આટલે દૂરેથી યે જાણે હું સ્પષ્ટ જોઇ શકું છું. એટલે હવે તો મુખ્ય મુદ્દા ઉપર જ આવું.

એક રીતે તો આ નાટકો સંબંધી જેટલું કહેવા જેવું હતું તેટલું ટૂંકામાં રામનારાયણભાઇએ એમના પરિચયમાં કહી દીધું છે; ને તે એકંદરે બહુ અચ્છી રીતે કહ્યું છેઃ એના ગુણો ને

મર્યાદાઓ—મર્યાદાઓ કરતાં ગુણો વધારે સારી રીતે—બતાવ્યાં છે. એટલે બીજું તો શું લખવાનું હોય ? પણ તોયે, ૧૯૯૨માં પ્રસિદ્ધ થયેલા આપણા સાહિત્યમાં આ નાટકોનો સંગ્રહ સ્પષ્ટ રીતે જુદી જ ભાત પાડે છે અને ઈંગ્રેજી સાહિત્યના આ વિભાગની સરખામણીમાં, કંઈક હજી નહિ જેવા જ ખેડાયલા આપણા નાટક-સાહિત્યમાં એક અગત્યનો ઉમેરો છે. એટલે એની કંઈક વધુ વિગતવાર સમાલોચના કરવાનું મન થાય છે.

આ સંગ્રહની કેટલીક વિશિષ્ટતાઓ—જે બીજાં નાટકોથી એને ભિન્ન પાડે છે તે—તો ઉપલકીઆ વાંચનારને યે તરત દેખાઇ આવે એવી છે. એનાં ૧૧ નાટકોમાંથી ૮ નાટકો ગામડાનાં ને ગ્રામજીવનનાં છે (બાકીનાં કાં તો શહેરનાં કે અસ્પષ્ટ back-groundવાળાં છે ) અને એ આઠેમાં ભાષા ગામડાની છે. એ કદાચ કોઇકોઇને ન ગમે—જો કે એ સમજવાની મુશ્કેલી ખાસ પડે તેવું નથી. સહજ અભ્યાસથી સાધારણ વાચક પણ એનાથી ટેવાઇ જાય છે અને એના હાર્દમાં પુરા ઉતર્યા પછી તો એનું ઔચિત્ય, મીઠાશ, સચોટપણું સવિશેષ પ્રતીત થાય છે. વસ્તુતઃ આ પુસ્તકમાં વપરાયલી ભાષા એની સફળતાનું એક ન છુટું પાડી શકાય તેવું અંગ છે. જો ઉમાશંકરે એને 'સુધારી' હોત તો એની ખૂબી તદ્દન મરી જ જાત.... મ્હારું બાળપણ તદ્દન ગામડામાં તો નહિ પણ લગભગ ગામડું કહી શકાય એવા એક ઊગતા શહેરમાં વ્યતીત થયેલું; ને અંબા, દોલતરામ ને નંદુ, જીવી, ભીખી ને રઘુ, હેતી, કચરો ને હીરી—એમની ઉક્તિઓ વાંચતાં વાંચતાં એવી મીઠી, તળપદી ભાષા સાંભળ્યાનાં વર્ષો પ્હેલાંનાં સ્મરણો જાગૃત થયાં. તેથી પણ કદાચ મ્હને એમ લાગતું હોય. પણ ભાષા વિશેની ફરિયાદ ત્હારા પત્રમાં નથી એટલે ત્હારા જેવી "શહેરની સુંદરી"ને યે એ મુશ્કેલી નડી નહિ હોય એમ માની લઉં છું.

બીજી એક વિશિષ્ટતા ત્હેં તરત જોઇ લીધી લાગે છે:

બધામાં લગભગ એક સરખું જ આવે છે ને તેથી monotony જેવું લાગે છે.' એનું જરા પૃથક્કરણ કરીએ. સંગ્રહનાં ૧૧ નાટકોમાંથી સાત કે આઠ સ્પષ્ટ રીતે કરુણાંત છે અથવા કરુણ રસથી રંગાયલાં છે. ફક્ત એકનો જ અંત સુખી છે એમ કહી શકાય: બાકીનાં તો જે વર્ગમાં મૂકવાં હોય તેમાં મૂકાયઃ જો કે એમાંયે Pathosનું તત્ત્વ માત્ર નથી એમ નહિ. લેખકના કરુણ રસ તરફના આ પક્ષપાતને એમના અનુભવ સાથે કે માનસિક જીવન સાથે કેટલો સંબંધ હશે એ તો હું કે તું–કે એમના નિકટ પરિચય વિનાનું કોઈએ–શું કહી શકે? પણ સાહિત્યના મ્હારા અલ્પ અભ્યાસમાં યે મ્હેં એક વાત જોઇ છે–જો જે, તું મ્હને ntsbury કે Edmund Gosse કહીને ચીડવી છે તો ત્હારી વાત છે!–The Tragedy lends itself more than any other form of literature to a really artistic treatment. જીવનમાં મોટે ભાગે સુખ કરતાં દુઃખ અને કરુણતા વિશેષ પ્રમાણમાં છે, અને લેખકે પોતે નજરે જોયેલું જીવન તાદશ ચીતર્યું છે. આ હકીકત ઉપરાંત, લેખકનો Tragic તરફનો પક્ષપાત ઉપલા કારણસર તો નહિ હોય?... મ્હને યાદ છે ત્યાં સુધી તો જ્યારે જ્યારે આપણે કોઈ સિનેમા જોઇ આવ્યાં છીએ ત્યારે musical comedy ને Force કોક 'ખાધું પીધું ને મઝા કરી' એવી સુખાંત વસ્તુસંકલના કરતાં, જિંદગીનાં Problems ચર્ચતાં ને કરુણ રસની આછી કે ઘેરી છાયાવાળાં Pictures આપણને વધારે ગમે છે, મ્હને અત્યારે નામ તો યાદ નથી આવતાં–ત્હારી માફક હું ડાયરી રાખતી હોત તો વળી એ યે કહી શકત–પણ બીજી અનેક Films જુદુંક અથવા ઉનાં 'East-lynne' કે 'Crime and Punishmen તે. તું યે હજી ભૂલી નહિ હોય.

હવે

આપના બાણ' સંગ્રહનું પ્રથમ નાટક, જેના ઉપરથી પુસ્તકનું નામ રાખ્યું છે તે–'બારણે ટકોરા,' અને બ્રા ને

અને 'ઉડણ ચરકલડી': આ ત્રણ નાટકોનું સૌંદર્ય-દર્શન રામનારાયણભાઈએ, કંઈક વિસ્તારથી અને ઉચિત અવતરણો સાથે એમના 'પરિચય'માં સરસ રીતે કરાવ્યું છે, એટલે એને માટે બહુ લખવાનું રહેતું નથી. મધુરીએ પણ એ વાંચ્યાં ને એને યે બહુ ગમ્યાં.

મેની વેવાણના શબ્દો:

"... અને આ અમારો વેલો દસ પંદર પેઢીથી પેલા સંબંધનો છે તે તમારી દીકરીને લીધે હવે મૂળમાંથી જવા બેઠો ..." (પાનું ૧૨)

—અને નાટકને અંતે તદ્દન અણધારી રીતે પ્રકટ થતું રહસ્યઃ

What superb irony

'બારણે ટકોરા'માં નંદુ ગોરાણીનું પાત્રાલેખન સરસ છે ને એનો અંત પણ બહુ કલામય છે. નવલિકાક્ષેત્રમાં ધૂમકેતુની કો-કિત્તમ કૃતિની સાથે આ નાટક ગર્વપૂર્વક ઊભું રહી શકે એવું છે.

"ઉડણચરકલડી" પૂરું કરતાં મ્હને સ્હેજ અસંતોષ રહી ગયો. ઉમાશંકરે-પોતાની બહેનપણીઓને એક પછી એક પરણી જતી જોઈ, અણપુરાયલા કોડથી આંસુ સારતી ચંદણી જેવું રમણીય પાત્ર સરજ્યું: એની, છબીની ને વાલીની મીઠી મૈત્રી ચીતરીઃ અણવર કેશુનો અને ચંદણીનો નાનકડો પણ સુંદર-એમના જીવનનો પહેલો ને છેલ્લો-પ્રેમપ્રસંગ એક સિદ્ધહસ્ત કલાકારની પીંછીથી આલેખ્યોઃ ને એ જ અણવરના વૃદ્ધ બાપ સાથે ચંદણીનો વિવાહ નક્કી કરી વધાઈ ખાવા આવતા એના બાપનો સંતોષ ને આનંદ દેખાડી Pathetic irony કરુણ કટાક્ષની સીમા આણી. પણ એ સમાચાર ચંદણી અને છબી, જાણે કોઈ સાધારણ વાત હોય તેમ આટલી શાંતિથી-કદાચ કંઈ અવ્યક્ત આનંદથી-સાંભળે છે અને સ્વીકારી લે છે એ મ્હને

જરા અસ્વાભાવિક ન લાગ્યું ? હા—આવા સંયોગોમાં શહેરની કોઇ ભણેલી છોકરી ભળવો ઉઠાવે ને બાપે નક્કી કરેલો આવો વિવાહ નાકબૂલ કરે—એટલી આશા આપણે ગામડાની ચંદણી પાસે કદાચ ન રાખીએ. પણ આવા ગામડામાં કદાચ રોજ બનતા, પણ—તદ્દન મૂર્ખાઇભર્યા વિવાહ સામે પોતાનો વિરોધ કે અણગમો સરખો, શબ્દથી, વર્તનથી કે સૂચનમાત્રથી પે એમાંથી કોઇ ન બતાવે એ મ્હને તો બહુ ખૂંચ્યું. મધુરીથી તો ન રહેવાયું. "બબ્બુ, આવું સરસ નાટક લખ્યું: પણ આટલી ક્ષતિ ઉમાશંકરને કેમ નહિ જણાઇ હોય ! હું એમને ઓળખતી હોત તો તો એ સુધારી લેવાનું એમને જરૂર લખત."

ખેડુ—જીવનનાં દુઃખો આલેખતા 'ખેતરને ખોળે' એ નાટકમાં રઘુનો ભીખી માટેનો કૂણો પ્રેમઃ હિંદુ સંસારમાં વહુની સ્થિતિઃ અને એમાંથી છૂટવા અનેક વહુઓની માફક ભીખીએ લીધેલો કૂવો પૂરવાનો એકપૂરો માર્ગઃ આ બધું સારી રીતે લખાયું છે. આ સંગ્રહનાં ૧૧ નાટકોમાં ફક્ત આ એક જ કંઇક સુખી અંતવાળું કહી શકાય એવું છે. પણ ભીખીના ભાઇનો હૃદય-પલટો બહુ abrupt લાગે છે, તે—એ ભાગ જરા વધુ વિકસાવ્યો હોત તો ન લાગત. અને અંત વધારે કલાભર્યો સહજ બનાવી શકાત.

હિંદુ સંસારમાં પુત્રીનો જન્મ એટલે જાણે પથરો અવતર્યો—એ માન્યતા હજી યે પૂરી લુપ્ત નથી થઇ. એ રૂઢ માન્યતા 'શલ્યા'—નો વિષય છે. આપણે ત્યાં બાળલગ્નો હવે બહુ ઓછાં થયાં છે ને શહેરોમાં વીસ, બાવીસ કે પચીસ વર્ષની અનેક કુમારિકાઓ આજે પોતાનું જીવન પોતાની રીતે જીવી રહી છે. એ જમાનામાં પાર્વતીના શબ્દોઃ

" ... ... આ મારા પુનમીઆની મહિનાની ધાવણી છે. જુઓ, એનું નક્કી હોં !—મ્હારે ત્યાં દિકરો અવતરે તો ..." (પાનું ૭૧) અને કંકુમાની, ઘોડી આનાકાની પછી એમાં સંમતિ

ઘોડીયાંમાં લગ્નો થયેલાં સાંભળ્યાં છે પણ બાળકના જન્મ પહેલાંયે આવા વિવાહો નક્કી થાય એ ત્હને કદાચ વિચિત્ર લાગ્યું હશે. પણ એવાં લગ્નોયે થાય છે એ મ્હારી નજરે જોયેલી વાત છે. મ્હારી એક દૂરની સગી-પિત્રાઈ બહેનનો વિવાહ એવી જ રીતે, જન્મ પ્હેલાં નક્કી થયેલો. અને આજે અમારી જ્ઞાતિમાં કજોડાના એક આદર્શ નમૂના તરીકે એ યુગલ હજીએ જીવતું જાગતું મોજુદ છે ... નાટકના અંતભાગમાં આવતું "દીકરી દીવો ધરતું તેજ" એ મીઠું ને કવિત્વભર્યું ગીત અમને તો બહુ જ ગમ્યું. ... ઉમાશંકર નાટકકાર તરીકે બહાર આવ્યા તે પહેલાં કવિ તરીકે સાહિત્યના આકાશમાં પ્રકટ્યા હતા એ તો ત્હને ખબર છે. ... મધુરી તો કહેઃ "આછી–સૂચિત–કટાક્ષ સિવાય બીજી કાંઈ ખાસ ચમત્કૃતિ વિનાના આ નાટકમાં એ ગીત, રેતીના રણમાં લીલોતરીભર્યા ન્હાના Oasis સમું છે."

હું... વચ્ચે પાછું કંઇ અપ્રસ્તુત પૂછી લઉં ? ત્હેં ઉમાશંકરને ગાતા સાંભળ્યા છે ? મ્હેં ત્રણ વર્ષો ઉપર એક કવિ-સંમેલનમાં 'ગાતા' સાંભળેલા. ને એક બ્હેનપણીને ઘેર એ આવેલા ત્યારે અમે બહુ આગ્રહથી એમના પોતાના કાવ્યસંગ્રહથી એક બે ગીતો એમની પાસે ગવરાવેલાં. એમનો કંઠ કોકિલ જેવો તો ન કહી શકાય. પણ પોતાની જ બે ત્રણ કૃતિઓ એમણે પોતાની જ મીઠી હલકથી અમને ગાઈ સંભળાવેલી; એ પણ કરુણરસથી ભરેલી હતી ને ગવાયાથી એનું હાર્દ વધુ સરસ રીતે સમજાયલું-એવું ઝાંખું ઝાંખું યાદ છે.

ગુજરાતનો—બલ્કે હિંદભરનો ખેડૂત ગળા સુધી દેવામાં ડુબેલો છે ને દિવસે દિવસે વધારે ડૂબતો જાય છે, ને શાહુકારના વ્યાજ જેટલું પણ ઉત્પન્ન કરી શકતો નથી; કોઈ વર્ષ સારો પાક થાય તો હિમ કે અતિવૃષ્ટિ જેવી કુદરતી આફતો એ પાકનું નિકંદન કાઢે છે. ને કદાચ ખેડૂતને સદ્‌ભાગ્યે એમાંથી યે બચે તો એ ધાન એની કોઠી સુધી પહોંચતું નથી; એના લહેણા પેટે એ સીધું

વાણિયાને ઘેર જ સિધાવે છે. આ હકીકતો હિંદી અર્થશાસ્ત્રના નવાસવા નિશાળીઆને પે હવે તો સામાન્ય સત્રો જેવી મુખપાઠે થઈ ગઈ છે. એમનું બહુ સચોટ આલેખન 'કડલાં'માં લેખકે કર્યું છે.

થોડી મકાઈ માટે લોભી વાણીઆને પીગળાવવા હેતીબાઈ જે સિફતથી કેરીની 'ભેટ' એને ધરાવે છે તે : અને–સંતાન માટે તલસતી નિઃસંતાન વાણિયણ સ્વભાવથી નહિ પણ અનેક દુઃખિયાઓના નીસાસા લઈ હૃદયહીન થઈ ગયેલા એના પતિના વર્ષોના સહવાસથી અને કેવળ એ ઘરના વાતાવરણની અસરથી જ, અકસ્માત નજરે પડેલાં હેતીબાઈનાં કડલાંને અનાજ ઘેર–એ વિચાર પણ પૂરો આવે તે પહેલાં જ જાણે–ગીરો મૂકવાનું સૂચન કરે છે તે : આ બે વસ્તુઓનું નિરૂપણ બહુ જ સમર્થ રીતે ઉમાશંકરે કર્યું છે. ને, પછી સોનીને ઘેર બનતો પ્રસંગ—કડલાં જતાં હેતીના અસહ્ય, અકથ્ય મનોવેદના, વાણિયાની લગભગ ન માની શકાય તેવી અમાનુષતા, અને સોનીની માનવતા–આ સૌનું આલેખન કોઈ પણ ઉત્તમ કલાકારની કલમને જેબ આપે એવું છે.— and, altogether, in this play of 19 pages, you have a perfect little masterpiece.

Theme-વિષય ગમે તેવો સારો હોય પણ એનું Execution સારું ન હોય તો એ મરી જાય છે એનાં દૃષ્ટાંત 'પડઘા' અને 'ગાજરની પીપુડી'માં આપણને મળી રહે છે. એકમાં, માબાપ 'નાટક' જોવા જાય છે ત્યારે છોકરાંઓ શહેરની એક ચાલીમાં 'નાટક' કરે છે અને કલ્પનામાં ઘણું ઘણું કરી નાખે છે. પણ એ બધાની ગૂંથણી બહુ સારી નથી. મ્હને તો ઉતાવળિયું ને અસંબદ્ધ લખાણ લાગ્યું. બીજામાં, 'કંઈક કરી નાખવું' એવા ઉત્સાહવાળા યુવાનો ભેગા થઈ, અનેક બટીબટી અર્થહીન વાતો કરે છે અને ચ્હાપાણી પી છૂટા પડે છે. નથી એમાં કંઈ વસ્તુસંકલના કે નથી કંઈ ખાસ પાત્રનું સારું આલેખન. કોઈ કોઈ ઠેકાણે

Clever conversation ચમકારા કરે છે. પણ કાવ્યનું–અને નાટકનું પણ–એક અગત્યનું અંગ–ચમત્કૃતિ–તે કોઈ ઠેકાણે દેખાતી નથી. 'પડઘા'ને તો જો લેખક નવેસરથી લખે તો વધારે સુશ્લિષ્ટ ગૂંથણીથી ને સહેજ વિકાસથી સરસ બનાવી શકે. પણ 'ગાજરની પીપુડી' માટે તો એટલું પણ કહી શકાય તેમ નથી. એકંદરે, આ પુસ્તકમાંથી એને બાતલ રાખ્યું હોત તો એનું મૂલ્ય જરાયે ઘટત નહિ. આજના કૉલેજિયનોમાં મળી આવતી એક Typeની સામે કટાક્ષ–ચિત્ર તરીકે એ ઠીક છે. પણ નાટકોના આ સંગ્રહમાં તો એ અસ્થાને જ લાગે છે./

'દુર્ગા' વાંચીને તો મધુરી ગમગીન બની ગઈ. હને ખબર છે ને?–એનો ભાઈ હરનાથના જેવો જ વેદીયો, આદર્શવાદી, હતો. ને વસંતભાભીની દશા તો જોઈ જાય એવી ન હતી. એ તો છેવટે ભાઈ કુદરત આગળ હાર્યા ને બધું રસ્તે પડયું. નહિ તો શું થાત એ પ્રભુ જાણે; ભાભીની ત્રણ ચાર વર્ષની એ દોહ્યલી જિંદગી મધુરીને સાંભરી આવી, ને મ્હને કહે "સરયૂ દુર્ગાની દશા ખરેખર દયાપાત્ર છે. મ્હારી નજર આગળ જાણે મ્હેં એનું જ જીવન જીવાતું જોયું છે. હરિનાથ જેવાને પરણીને બિચારી કોઈ આશાભરેની જિંદગી બરબાદ કરવાનો શો હક છે!" વાત તો સાવ સાચી ... પણ નાટક તરીકે એ બહુ સફળ છે. આદર્શો અને Human urge એ બે વચ્ચેનું સનાતન યુદ્ધ નાટકકારે બહુ સરસ રીતે ચીતર્યું છે. ને બિહારીનો પ્રસંગ વચ્ચે વણી દઈ એને ઓર બહલાવ્યું છે ...સંતોષ એટલો જ છે કે આવા આદર્શવાદીઓ–છેલ્લી લઢતં વખતે કોઈ કોઈ પાકયા હશે પણ હવે તો–આપણે ત્યાં હવે દીવો લઈ શોધવા જઈએ તો યે જડવા મુશ્કેલ છે. એટલે જ ઉમાશંકરે એમને 'હરનાથ'દ્વારા અમર કરી નાખ્યા તે સારું કર્યું. એકંદરે આ સંગ્રહનાં ૧૧ નાટકોમાંનું આ એક ઉત્તમ કહી શકાય. તેમાંયે દુર્ગાનું પાત્રાલેખન

It is so intensely human ! and for that very reason, great !

'ઢેડના ઢેડ ભંગી' ને એમના પરિચયનાં ફક્ત સવાબે લીટીમાં પતાવી દઇને રામનારાયણભાઇએ એને અન્યાય કર્યો છે. 'સાપના ભારામાં' જેમ વિધવાજીવનની એક બાજુને લેખકે સ્પર્શી છે, તેમ આ નાટકમાં અસ્પૃશ્યતાના પ્રશ્નને કેન્દ્રરૂપે લીધો છે. 'અસ્પૃશ્ય' એટલે ઢેડભંગી, એમ આપણે તો બધાને ભેગા એક વર્ગમાં જ મૂકીએ છીએ. પણ ગામડાઓમાં ઉચ્ચવર્ણો જે તિરસ્કાર ઢેડવર્ગ તરફ બતાવે છે, તેવો જ તિરસ્કાર ઢેડવર્ગ ભંગીઓને પોતાનાથી એટલા જ ઉતરતા ગણી એમની તરફ બતાવે છે એ ત્હને ખબર હતી ? મ્હેં તો એ વાત આ નાટક વાંચીને જ જાણી. બ્રાહ્મણ એમકારનો દંભ, જમાનાઓથી પોતાની તરફના ઉચ્ચ વર્ણોના વર્તનથી એ અસ્પૃશ્યોના મનમાં ઊંડાં મૂળ ઘાલી બેઠેલ Inferiority complex, અને એ જ Complexથી પીડાતા પણ ઢેડોમાંયે ભગત ગણાતા, વાલીબાની ભંગીઓ તરફના Superiority complex–આ બધું તો ઉમાશંકરે બહુ જ સરસ રીતે ચીતર્યું છે. પણ મંદિરના માથા ઉપર સોનાના કળશ સમો, આ ન્હાના નાટકનો ઉત્તમ ભાગ તો એનું ત્રીજું દૃશ્ય–ને તેમાંયે એનો અંત છે... In the *last* few lines–they are almost a poem in prose–the dramatic rises to wonderful heights. મધુરી તો એના ઉપર ફિદા થઇ ગઇ. ને કહે "It's a master stroke"... આનાથી કંઇક જુદા પ્રસંગે, પણ કરુણરસનો આવો અવસર કલ્પીને જ મહાકવિ ભવભૂતિએ આ અમર પંક્તિ ઉચ્ચારી હશેઃ

अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयं ।

ઉપરનાં ઘણાંખરાં નાટકોમાં આવતાં સાક્ષાત કે સૂચિત પાત્રોને એક નવા જ પાત્રની આસપાસ ભેગાં કરી, એક અનેરી

જાતનો સાહિત્ય-પ્રયોગ 'વિરાટ જનતા'માં લેખકે કર્યો છે. આ પ્રયોગ જેટલો કૌતુકમય અને અપૂર્વ છે તેટલો જ સફળ-કોણ જાણે કેમ-મ્હને તો ન લાગ્યો. It is an original idea marred by a not perfect execution. દુખિયાની સેવા કરવા નીકળેલા ભણેશ્રીને એ લોકો સમજી શક્તાં નથી, અને સાચી નિષ્ઠાથી ભલું કરવા જતાં ઉલટી એ એમની કુસેવા કરે છે: આ વિરોધ બહુ સરસ રીતે બતાવાયો છે. અને છતાં એમાં 'કંઇક' કચાશ લાગે છે. ભણેશ્રીનાં કાર્યોમાં motivation નથી; સંપૂર્ણ હેતુ જડતો નથી. પરિણામે એક ઉત્તમ કલાપ્રદર્શન જોઇને બહાર નીકળતે નીકળતે, દ્વાર પાસે જ છેલ્લું ચિત્ર નજરે પડે: જેમાં કોઇ મહાન ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાનો ચિત્રકારે લગભગ સફળ યત્ન કર્યો હોય પણ Just the Final Touch આપવાનો રહી ગયો હોય ને જે આછા અસંતોષની છાપ મન ઉપર રહી જાય એવું જ કંઇક થાય છે. અને તેથી જ, મ્હેં શરૂઆતમાં કહ્યું તેમ, પુસ્તક પૂરું કરી રહ્યા પછી "How disappointing" એની ન પડવી જોઇતી છાપ મન ઉપર રહી જાય છે, એમ તો નહિ હોય ?]

× × ×

બાપ રે! સવાબાર થઇ ગયા! લખતે લખતે કંઇ ભાન જ ન રહ્યું. કાલે સહવારે સાત વાગ્યામાં તો અમારે પ્રતાપગઢ તરફ કૂચ કરવાની છે. વહેલાં ઊઠી તૈયાર નહિ થઇ જઇએ તો વળી મ્હોટી બહેન સહવારના પ્હોરમાં એ સંભળાવશે. એટલે હવે તો સૂઇ જાઉં.

...પણ, ઠીક યાદ આવ્યું-ગયા અઠવાડીઆમાં જ મુંબાઇથી ભાઇએ 'શ્રાવણી મેળો'-ઉમાશંકરનો નવલિકાસંગ્રહ-મોકલેલો મળ્યો. મ્હેં એમને લખ્યું છે તે એક નકલ ત્હને મોકલશે. તે ત્હને વેનીસમાં-યૂરોપ છોડતાં પહેલાં જ મળશે. એટલે સ્ટીમર

ઉપર વાંચી નાંખજે. મ્હેં તો એ ત્રણ દિવસમાં જ વાંચી નાખ્યું: કવિ અને નાટકકાર હવે નવલિકાકાર તરીકે ઝળકે છે. મ્હને તો એ વાંચીને લાગ્યું કે નાટકો કરતાં ... ... પણ જવા દે. નહિ તો પાર જ નહિ આવે. બનશે તો બીજા પત્રમાં એને વિશે કંઈ ચીતરી કાઢીશ. ને નહિ તો ૨૧મી જુન હવે કયાં આઘી છે! આપણે કોલેજમાં મળીશું ને બહુ પેટભરીને વાતો કરવાની છે ત્યારે તે ભેગી એની ને એના લેખકની ઝાટકણી જેટલી કાઢવી હશે તેટલી કાઢીશું.

ચમેલી બહેનને ને શીરીન બહેનને મારી સલામ કહેજે.

લી. સરયૂનાં સ્નેહસ્મરણ

## આયુર્વેદમાં ચેતન

વૈદ્યોનું વાર્ષિક: ગ્રંથ પહેલો. તંત્રી પ્રતાપકુમાર વૈદ્ય; મુંબાઈ, (રૂ. ૪).

ગુજરાતમાં સુષુપ્તિ દશામાં પડેલ આયુર્વેદને ધીમે ધીમે ચેતન પ્રાપ્ત થતું જાય છે. વૈદ્યકલ્પતરુ, આરોગ્ય, આરોગ્યદર્પણ આરોગ્યસિન્ધુ, આયુર્વેદવિજ્ઞાન, ધન્વંતરી આદિ સામયિકો જનસમાજની ઘણાં વર્ષથી સેવા કરતાં આવ્યાં છે અને તેમણે આયુર્વેદ પ્રતિ દૃષ્ટિ આકર્ષી છે. આ રીતે સમાજનો આયુર્વેદ પ્રતિ અનુરાગ ઉત્પન્ન થયા પછી ચિન્તન અને મનન કરનારા વૈદ્યો પણ સારી સંખ્યામાં થવા માંડ્યા છે પરન્તુ તેમના મનનશીલ લેખો દ્વારા આયુર્વેદીય વિષયોને ચર્ચતું એક પણ નિષ્પક્ષપાત સામયિક ગુજરાતીમાં હમણાં સુધી માલૂમ પડતું ન હતું; તેમ જ, પોતાના પ્રાન્તની બહારના આયુર્વેદના વિદ્વાનોની પ્રવૃત્તિની ઝાંખી કરાવનાર સામયિકની ગુજરાતી ભાષામાં ઊણપ હતી.

શ્રીયુત ડૉ. પોપટ પ્રભુરામનું કુટુમ્બ આયુર્વેદની સેવાઓ માટે વર્ષોથી જાણીતું છે. મુંબાઇ ઇલાકામાં સરકાર આગે આયુ-

વેદ સંબંધે ઝગડો ઊભો થતાં, તે વેળાએ આયુર્વેદનો બચાવ કરી આયુર્વેદની પ્રતિષ્ઠા વધારવા માટેનો ડૉ. પોપટનો આત્મભોગ ઘણાઓની દૃષ્ટિ સમીપ હજુ તાજો જ છે. તેમણે શરૂ કરેલી આયુર્વેદ વિદ્યાપીઠ એ કોટિની પ્રથમ જ સંસ્થા છે. એ સંસ્થાના સ્નાતકો ગુજરાત તેમજ મહારાષ્ટ્ર આદિ પ્રાન્તોમાં દ્રવ્ય તેમ જ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની સાથે આયુર્વેદના લુપ્તપાય ગૌરવનો ઉદ્ધાર કરવા પ્રયત્નશીલ થયા છે. આયુર્વેદ પ્રવૃત્તિ અંગેના પ્રયાસોની હારમાળામાં યોગ્ય પિતાના યોગ્ય પુત્ર શ્રીયુત પ્રતાપકુમાર તરફથી એક નવો મણકો ઉમેરવાનો પ્રયત્ન પ્રસ્તુત મહત્ત્વના વાર્ષિક દ્વારા થયો છે. આ રીતે ઉપર બતાવેલી ખોટ પૂરવાનો પ્રયાસ થતો જોઈ આનંદ થાય છે.

આખા ગ્રન્થની ગૂંથણી સુંદર છે તેમ જ લેખો પણ મનનશીલ અને વિદ્વત્તાપૂર્ણ છે. અને તેમાં ઈતરપ્રાન્તીય ભાષામાં લખાયલા કેટલાક લેખોનાં ભાષાન્તર સાદર કરવામાં આવ્યાં છે તે ઘણાં ઉપયોગી છે. એને ગુજરાતી ભાષામાંના આયુર્વેદ-વિષયક સાહિત્યમાં આવશ્યક વધારા તરીકે લેખી શકાય. ઈતરપ્રાન્તીય ભાષાથી અજ્ઞાત ગુજરાતી વૈદ્યોને આ ભાષાન્તરો આયુર્વેદ સંબંધમાં જ્ઞાનપ્રદ તેમ જ કાર્ય કરવાની દિશાનાં સૂચક થઈ પડશે.

જે સમયે બીજી ચિકિત્સાપદ્ધતિ રાજ્યાશ્રયને યોગે સારી પ્રગતિ સાધે જાય છે તે સમયે રાજ્યના તથા તેની કેળવણી પામેલા આપણા જ બન્ધુઓના સતત અને પ્રચંડ વિરોધના વાતાવરણમાં આયુર્વેદીય ચિકિત્સાપદ્ધતિની પ્રગતિ સાધવા યત્ન કરી તેની પ્રતિષ્ઠાના પુનઃ સંસ્થાપન સારુ આ સામયિકે સ્તુત્ય પ્રયાસ આદર્યો છે, તે આવકારલાયક છે.

ઉપર કહ્યું તેમ બીજાં સારાં આયુર્વેદી પત્રો છે જ, પરંતુ આ વાર્ષિક આ વિષયમાં એક નવી જ ભાત પાડે છે. આમાં કરવામાં આવ્યું છે તેમ આખા વર્ષ દરમ્યાન વાચન,

ચિન્તન, મનન અને પ્રત્યક્ષ દર્શન વિશેના સંશોધિત થએલા વિચારો આવી રીતે પ્રતિવર્ષ એક પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ થાય એ સર્વથા ઇષ્ટ છે. જૂના સંશોધકો તેમ જ નવા વિચારકોને પોતાના અનુભવો સંકલિત કરી પ્રસિદ્ધ કરવાનું તેમ જ તેનો સંગ્રહ કરી સુરક્ષિત કરવાનું સાધન આ વાર્ષિકરૂપે શરૂ કરવા માટે શ્રીયુત પ્રતાપકુમારને અમારાં અભિનન્દન છે.

આયુર્વેદ કોઈ પણ ચિકિત્સાપ્રણાલીનો દ્વેષ કે ઇર્ષ્યા કરતો નથી. તેનું તો સૂત્ર જ છે કે:

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।

તે છતાં વિદ્વાન તંત્રીજીને એક સૂચના કરવી યોગ્ય લાગે છે કે એલોપથી, હોમિયોપથી યા તો બીજી કોઇ પણ પ્રણાલીમાં સિદ્ધ થયેલાં દ્રવ્યોનું આયુર્વેદમાં આવિષ્કરણ કરવા કોઈ પણ વાંધો ન હોવા છતાં, એવું ન થવું જોઇએ કે આયુર્વેદીય ચિકિત્સાના ઓઠા હેઠળ, બીજી પ્રણાલીની જ પદ્ધતિથી ચિકિત્સા કરવા વૈદ્યો દોરવાઈ જાય. આ વાત ધ્યાનમાં રાખીને જ લેખોનું બંધારણ ગોઠવવા તથા લેખોની પસંદગી કરવા ખાસ લક્ષ રાખવાની જરૂર છે. તે કાર્ય માટે બીજી પ્રણાલીઓમાં વપરાતાં અનુભવસિદ્ધ દ્રવ્યોને એના અસલ રૂપે જેમ ને તેમ જ વાપરવાની પદ્ધતિ શરૂઆતમાં કોઇક અખત્યાર કરે તો પણ એકલા તેના ગુણોનું વર્ણન ન કરતાં તેનું ગુણદોષવિવેચન થવું જોઇએ; સાથે સાથે જ તેને મળતા ગુણોનાં દ્રવ્યો આયુર્વેદમાંથી શોધી, તે પ્રયોગોના અનુભવો પણ જો આવા સામયિક પત્રમાં ચર્ચાય તો આયુર્વેદની વધુ સારી સેવા થયેલી ગણાશે. પરિણામે સંશોધનવૃત્તિના અભાવરૂપ જે ઊણપ આપણા વૈદ્યોમાં છે તે દૂર કરવામાં વૈદ્યોને પ્રયત્નવાન બનાવવાનો યશ આ સામયિક સાધી શકશે એવી અમારી ખાતરી છે.

અંતમાં શ્રીયુત પ્રતાપકુમાર પોતાના ઉદ્દેશોમાં જણાવે છે

તેમ અમે પણ ઇચ્છીએ છીએ કે આ વાર્ષિક એક એવું પ્રકાશન થાય કે જેને માટે ગુજરાત પોતાને ગૌરવાન્વિત માને અને કોઇ પણ જાતના વાડા ન સ્વીકારતાં ચર્ચાઓની બન્ને બાજુ યથાચિત રજૂ કરી શાસ્ત્રીય લેખકોનું વિહારસ્થળ એ બની રહે; આયુર્વેદનો ઉત્કર્ષ સાધવા કટિબદ્ધ થયેલાં નરનારીઓને પુનિત ગંગા સમ નિર્મળ જ્ઞાનવારિનું પાન કરાવતું રહે; પ્રાન્તભેદ, દેશભેદ તેમ જ ભાષાભેદ ભુલાવી અન્ય દેશો અને પ્રાંતોનું સરસ અને સંગીન હોય તે ગુજરાતી ભાષામાં ગુજરાતી વૈદ્યો સમક્ષ ધરી, તેમને ચેતનવંતા બનાવી, તેમનામાં જ્ઞાનપિપાસા જાગૃત કરી તે તૃપ્ત કરવા ભાગ્યશાળી થાય, અને આયુર્વેદની જૂની પ્રતિષ્ઠાનું પુનઃ સંસ્થાપન કરી ઇતર પ્રણાલીઓની અપેક્ષાએ આયુર્વેદને ઉચ્ચ કક્ષાએ સ્થાપે.

આ ગ્રન્થ ખાસ કરી વૈદ્યોને ઉપયોગી થઇ પડશે. એના અંકોનો સંગ્રહ કરી તેમાંના લેખોનું વાચન તથા મનન કરી, એ સર્વનો પોતાના વ્યવસાયમાં ઉપયોગ કરવા વૈદ્યોને તેમ જ આયુર્વેદના અભ્યાસીઓને અમારી ભલામણ છે.

મો. પ્ર. વૈદ્ય

## બસો-પાંચસો શબ્દોમાં

ગ્રંથ અને ગ્રંથકાર : પુ. ૬, ૭, ૮ (ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ; દરેકનો રૂ. ૧)

"અસૂરું સારું, ન-કદી નઠારું."[૧] એ ન્યાયે, આગલાં બે વર્ષનાં પુસ્તકો વિશે થોડુંક પણ વિગતે હજી નથી લખી શકાયું, તો નવું પુસ્તક આ નવેંબરમાં આપણને મળે છે એ પ્રસંગે, ત્રણે વિશે એકરોંઠું[૨] લખવાની તક લેતાં આનંદ થાય છે.

---

૧. " બેટર લેટ ધૅન નેવર "નો જેવોતેવો ગુજરાતી અવતાર.

૨ એકરોંઠું=એકસાથે. એ શબ્દ કાઠિયાવાડનો પ્રાંતિક હોવાને

શબ્દકોશ વગેરે સંબંધી અંકાયલા ગયા વર્ષના પુસ્તકમાંના મુદ્દતબંધી કાર્યક્રમમાંનું જે કેટલુંક અન્યત્ર થાય છે કે થવાનાં છે, તેની નોંધ લઇને આ વર્ષે નવીન 'ગુજરાત સર્વસંગ્રહ 'ની મહત્ત્વાકાંક્ષી લાગે તેવી છતાં સર્વાંશે આવશ્યક યોજના રજૂ કરવામાં આવી છે. સોસાયટીએ અગાઉ માત્ર મધ્યકાલીન ગુજરાતી વાઙ્મયનો ઇતિહાસ રચાવવાની યોજનાની રૂપરેખા તૈયાર કરી, ઘણું કરી એના પેટાવિષયોના લેખકો પણ નિર્ધારેલા. એ યોજના નવી યોજનામાં સમાવી લેવાશે એવી આશા રાખીએ. સોસાયટીને જેઓ સર્વસંગ્રહમાં સાથ આપી શકે તેમાંના કેટલાકનાં નામો પણ યોજનાને અંગે સૂચવાયાં છે. તેમનો તથા બીજા સર્વનો પૂરતો સાથ મળતાં, સંપૂર્ણપણે શાસ્ત્રીય પદ્ધતિથી એ ગ્રંથને પ્રકાશાયલો આપણે જોઇ અને વાપરી શકીએ તેવો સુદિન આણવાનું હવે ગુજરાતના વિદ્યાવ્યાસંગીઓ અને દ્રવ્યસંગીઓને માથે આવે છે એ દેખીતું છે.

ચરિત્રાવલીની પદ્ધતિ પહેલાં પાંચ વર્ષ કરતાં આ ત્રણ વર્ષમાં, જાણે કે અજાણે, બદલાઇને સુધરી છે. એમાં લેખકોનો સમાવેશ જે દૃષ્ટિએ અગાઉ થતો એ ચાલુ રહી હોત તો, વખત જતાં, કાગળ પર કલમ માંડી શકનાર હરકોઈ છગન મગન કે દરિયો ચરિત્રાવલીમાં પેસી શકશે એમ લાગવા માંડ્યું હતું. એ ભય હવેનાં પુસ્તકોમાં કમી થતો જોઈ સંતોષ થાય છે. છઠ્ઠા–સાતમા વર્ષમાં વિદેહ અને વિદ્યમાન ગ્રંથકારોને જુદાજુદા મૂકવામાં આવેલા એ પદ્ધતિ આઠમામાં પણ ચાલુ રહી હોત તો સારું હતું; આઠમા પુસ્તકમાં બંને પ્રકારોને ભેગા લીધા હોવાથી અને (શરૂઆતની અનુક્રમણિકામાં) અમૃતલાલ પઢિયારથી માંડીને ઘણા સદ્ગત ગ્રંથકારોનાં નામ આગળ ' સ્વ. 'ને બદલે ' શ્રી. '

---

કારણે કે ગમે તેમ, ' સાથ ' જોડણીકોશ 'માં નથી. ' એકરંગુ 'માં પરગતુપણું કંઈક વધારે છે, તેમ સારદર્શકતા પણ વધુ હોવાથી, એ વાપર્યો છે.

હોવાથી, નીચે કેટલાંક નામને વળી 'સ્વ.' લાગ્યો હોવાથી, પુસ્તક વાપરવા માંડનાર યુવાન વિદ્યાર્થી પાના પરની યાદી જોઇને તો પઢિયાર, અંબાલાલ સાકરલાલ વગેરેને હજી આ પૃથ્વીતલે વસતા જ કદાચ માની લેશે. બીજું, અનુક્રમણીની એ યાદીમાં હોવી જોઇએ પણ છે નહિ એવી ચરિત્રરેખાઓ ખુદ પુસ્તકમાં મોજૂદ છે. આ બંને ભૂલો નાની છે, પણ સામાન્ય પુસ્તક માટે જ નાની; આવા આકરગ્રંથોમાં એ જરા મોટી બની જતી હોઇ, એના વાપરનારને એકથી વધારે રીતે અગવડમાં મુકનારી હોઇ, એ અટકાવવા જરાક વધુ પાકી શાસ્ત્રીયતાની જ જરૂર હોઇ, એની તરફ ધ્યાન ખેંચવાની છૂટ લીધી છે. એક વધુ સૂચનાઃ ભોળાનાથ સારાભાઇ સંબંધી વધુ માહિતી મેળવવી હોય તેમને એ માટે ટીપમાં બે ગ્રંથોના નામરૂપે અનુલક્ષણ અપાયાં છે, તેમ, મનઃસુખરામની અતિટૂંકી ચરિત્રરેખા વિશે એમના અવસાન બાદ 'સમાલોચક'માં આવેલા ચરિત્રક ભણી ધ્યાન દોરવાની જરૂર હતી. હવે પછી કવિ દલપતરામ, દુર્ગારામ મહેતાજી, ગોવર્ધનરામ, મ. ન. દ્વિ. 'કાન્ત' વગેરેની-અને છેક અછડતી નહિ એવી-રેખાઓ ચરિત્રાવલીમાં દોરાશે એમ ઇચ્છીએ.

છઠ્ઠા પુસ્તકમાં છે તે જૂનાં 'ખતપત્રો અને દસ્તાવેજો' (ભોગીલાલ સાંડેસરા) મધ્યકાલીન ઇતિહાસના અભ્યાસીઓ માટે અને તેમાં અને સાતમામાં મળીને છે તે નવલરામ પંડ્યા (મંજુલાલ મજમુદાર), ભોગીન્દ્રરાવ (શાંતિલાલ તોલાટ), રણજિતરામ, 'ગુજરાતી ભાષાવિષયક પ્રકીર્ણ લેખસંગ્રહ', અર્વાચીન' વાઙ્મયના ને ભાષાના અભ્યાસીઓને, અન્યથા વધુ-ઓછી દુર્લભ એવી સામગ્રી સુલભ કરી આપે છે-જેમ આગલા એક વર્ષમાં (ચોથામાં), હાલના કેળવણીના પાયા ગુજરાતમાં નંખાયા ત્યારનાં મહત્ત્વનાં ઇતિહાસસાધન દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીના મૂલ્યવાન સહકારથી મળ્યાં હતાં. એ પ્રકારનું કેટલુંક અપ્રસિદ્ધ કે અલ્પપ્રસિદ્ધ (સ્વ. નરસિંહરાવની ડાયરીઓમાંથી ઉતારા; સ્વ. કાન્તની પહેલી અલભ્યવત્ પુસ્તિકા 'ગુલાબસનું ફૂલ'; દુર્ગારામ-

ચરિત્રમાંના ગદ્યનમૂના (પોતાના દફતરમાંના); મહીપતરામે વિલાયતથી લખેલા અને 'બુદ્ધિપ્રકાશ'માં ત્યારે છપાયલા તે પત્રો, સ્વ. રણછોડભાઈના 'નાટ્યપ્રકાશ'નો પ્રવેશક, ભાઈશંકર નાનાભાઈની 'અનુભવનોંધ'માંથી ઉતારા વગેરે ઘણું) હજી આપી શકાય. એ તથા અત્યારે પણ શ્રમપૂર્વક કર્તવ્યબુદ્ધિથી થાય છે તે સઘળું ઘણું ઉપયોગી કાર્ય 'ગ્રંથ અને ગ્રંથકાર' કરતું રહો એવી શુભેચ્છા સાથે વિરમીશું.

## સોસાયટીનો નવો ગુચ્છ[1]

દર્શનશાસ્ત્રોથી માંડીને દૂધ-ઘી અને લીંબુ સુધીના વિષયોનો સમાવેશ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આ વર્ષના ગ્રંથગુચ્છમાં થયો છે. એ વિષયવૈવિધ્ય વાચકવૈવિધ્ય અને વાચકસંખ્યાને પણ આકર્ષશે એવી ઉમેદ રાખીએ. આ વખતના ગુચ્છમાં પ્રાચીન ભારત અને મધ્યકાલીન ગુજરાત વિશેના પ્રતિનિધિત્વને અનુક્રમે 'દાર્શનિક કોશ, ખં. ૧' (સ્વ. છોટાલાલ ન. ભટ્ટ; રૂ. ૧) અને 'ગુજરાતનો મધ્યકાલીન રજપૂત ઇતિહાસ, ભા. ૧' (દુર્ગાશંકર કે. શાસ્ત્રી; રૂ. ૧) સાચવે છે, તો અર્વાચીન અને સમકાલીન ગુજરાત વિશે એવી જ ફરજ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખં. ૩' (હીરાલાલ ત્રિ. પારેખ; રૂ. ૧) તથા 'ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૮' (હી. ત્રિ. પારેખ; રૂ. ૧) બજાવે છે. સંસ્થાના ભાષાંતરાદર્શને 'પ્લેટોનું આદર્શ નગર, ભા. ૧' (પ્રાણજીવન વિ. પાઠક; રૂ. ૧) ઉજ્જ્વલ રાખે છે, તેમ એ જ ગ્રંથપ્રકારમાં નીતિશાસ્ત્ર (પ્રહ્લાદભાઈ આ. ધ્રુવ; રૂ. ૦ાા) અને કેળવણીવિષયક 'ટસ્કેજી અને તેના માણસો' (અમૃતલાલ સુ. મોદી; રૂ. ૦-૧૦-૦) પણ છે. ગુજરાતી સાહિત્યવિવેચનનું ક્ષેત્ર એકલા (છતાં સુસમર્થ) સ્વ. નરસિંહરાવ 'મનોમુકુર,

૧. આ પ્રાથમિક નોંધ પરિચયપૂરતી લખી છે. કેટલીક વિગતે એક-બે ગ્રંથો વિશે આ અંકમાં અન્યત્ર અને બીજા કેટલાક પર હવે પછી અવલોકનો આપવા ધારણા રાખી છે.

ગ્રં. ૩'માં રૂડી રીતે સંભાળી લે છે. તો આંતરપ્રાંતીય કહેવાય તેવું ઉપયોગી સંગ્રહકાર્ય 'ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો'માં (ડાહ્યાભાઇ પી. દેરાસરી; રૂા. ૦1) થએલું જોઈએ છીએ. અને એ નવ ગ્રંથગ્રંથિકાઓના વાચનમનનથી મનોમય કોશને અજીર્ણ થઇ જાય તેમ હોય, તો અન્ન–પ્રાણમય કોશોની મદદથી અનુપાન જેવું કંઇક પૂરું પાડવાની જવાબદારી 'પ્રજાજીવનની દૃષ્ટિએ દૂધ અને ઘી'માં (ડૉ. હરિપ્રસાદ ય. દેસાઇ રૂ. ૦–૨–૦) તથા 'લીંબુ અને તેની જાતનાં ફળો'માં (મગનલાલ ગજ્જર; રૂ. ૦1) તેના વિદ્વાન લેખકોએ ઉઠાવી લીધી છે. સોસાયટીના ૧૯૩૬ના વર્ષવૃત્તાંતમાં તેનાં ફંડો, પુસ્તકાલય, પુસ્તકો વગેરે વિશેની પૂરેપૂરી વિગતો હંમેશ માફક આપવામાં આવી છે.

## સીલેક્શન્સ ફ્રોમ ક્લાસિકલ ગુજરાતી

**લિટરેચરઃ** ભાગ ત્રીજો; ડૉ. એરચ જ. સો. તારાપોરવાળા (યુનિ. ઑફ કલકત્તા)

પ્રાચીન કાવ્યમાળા હવે પૈસા ખર્ચતાં પણ મળવી અશક્યવત્ છે અને બૃહત્કાવ્યદોહનના પણ હવે બધા ભાગ બજારમાં નથી. એ ગ્રંથો ગ્રંથાલયમાંથી મેળવીને પણ એ સર્વને સાદ્યન્ત કે મોટે ભાગે જેમણે વાંચ્યા હોય તેવા વિદ્યમાન પ્રાધ્યાપકો[1] અને બીજા અભ્યાસીઓ ગણાવવા માટે કદાચ એક જ હાથનાં આંગળાં બસ થાય. આવા સમયમાં, અતિમોંઘા નહિ એવા ત્રણ ગ્રંથમાં આપણા મધ્યકાલીન કવિઓમાંથી વિવેકપૂર્ણક અને વિસ્તૃતરૂપે ચૂંટેલી

૧. આ 'પ્રાધ્યાપક' શબ્દ 'પ્રોફેસર'ના પર્યાય તરીકે પ્રો. ચાપેકરે યોજ્યો છે અને અમને સ્વીકાર્ય લાગે છે. અધ્યાપનનું–શીખવવાનું–કાર્ય તો નિશાળોમાં શિક્ષકો પણ કરે છે, જેમ કૉલેજોમાં પ્રોફેસરો કરે છે; એટલે 'અધ્યાપક,' શબ્દ તો એ બંને વર્ગના વિદ્યાસેવકોને માટે વાપરવામાં બાધ જણાતો નથી. પરંતુ પ્રોફેસરોના અર્થમાં અધ્યાપન ઉપરાંત જે પ્રવૃત્તતા રહી છે, (આ વિધાન એ બાબતના સિદ્ધાંત પરત્વે કરીએ છીએ; વ્યવહાર અત્યારે, દુઃખદ પ્રમાણમાં, જુદો છે.) તે દર્શાવવા પ્રાધ્યાપક વધારે ઉચિત લાગે છે.

વીણણીની જે જરૂર હતી તે પૂરાં બાર (કે વધુ) વર્ષોના તપને અંતે ડૉ. તારાપોરવાળાએ પૂરી પાડી છે. આ ત્રીજા ભાગમાં ૧૭-૧૮-૧૯ની સદીઓના ત્રેવીશ મુખ્ય કવિઓની (જેમાંના નાકર અને નરહરિ તો, જાણે ભૂલા પડીને, સોળમીને બદલે સત્તરમીમાં આવી ચઢ્યા છે.) કૃતિઓમાંથી ઉતારા લીધા છે. દરેક કવિને તેના મહત્ત્વાનુસાર પૂરતી જગ્યા આપેલી હોવાથી કૃતિઓમાંની મુખ્યમુખ્યનો અને એ રીતે કવિની પ્રતિનિધિરૂપ સર્વ કૃતિઓનો સંતોષજનક પરિચય આપણે પામી શકીએ છીએ. આપણા મધ્યકાલીન કવિઓ પ્રત્યે, તેઓ આજકાલના નથી એ કારણે જેમને સૂગ ન હોય તેમણે જો ઓછા સમયમાં પણ ઠીકઠીક પ્રમાણમાં તેમના વિશિષ્ટ કાર્યની પિછાન કરવી હોય તેમને માટે આ સંગ્રહો કરતાં વધારે સારી સુમનમાલા મળવી શક્ય નથી. જૂના કવિઓનો અભ્યાસ આપણું ભાષાભંડોળ વધારવાને પણ ઘણો ઉપયોગી છે એ આ વિષયના સર્વપ્રથમ અન્વેષક કવિ નર્મદાશંકરના અભિપ્રાયની યાદ આપણા ઊગતા અને ઊગેલ છતાં હજી અમથ્યા-હી સર્વ લેખકોને પણ આ પ્રસંગે આપવી યોગ્ય લાગે છે. તેઓ અને સર્વ અભ્યાસીઓ આ મૂલ્યવાન અત્યુપયોગી કાર્ય માટે સંગ્રાહકના ને પ્રકાશકસંસ્થાના ઘણા ઋણી બન્યા છે.

## પરિચાયિકા: ૧

### સર્વે શિક્ષિતો માટે

૧. **અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખં. ૨, ૩: હીરાલાલ ત્રિ. પારેખ** (ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ, દરેકનો રૂ. ૧).—૧૯૩૫થી પ્રકાશિત થવો શરૂ થએલો આ આકરગ્રંથ આ વર્ષના ત્રીજા ખંડ સાથે પૂર્ણાહુતિ પામી, એ દ્વારા થતા આંગળી ચીંધ્યાના પુણ્યકર્તવ્યની સમાપ્તિ કરે છે. આજના કેટલાક અભ્યાસીઓને જે સાધનસામગ્રીની જાણ પણ નહિ હોય, જે સુધારકો વગેરેનાં તેઓ માત્ર નામ જાણતા હશે તે સર્વના લાભાર્થે આ બંને ખંડોમાં મળીને પોણાબસોથી બસો ગ્રંથોમાંથી, ઉપરાંત કેટલાંક અહેવાલો–સામયિકોમાંથી પણ,

સંખ્યાબંધ પ્રસ્તુત ઉતારા થયા છે અને એ સર્વને જોડનાર અંકોડારૂપે કર્તાએ જરૂરી ઉપયોગી વિવેચન પણ તેમની સાદી સીધી નિરાડંબર શૈલીમાં કર્યું છે. એ રીતે બીજા ખંડમાં ૧૮૫૮-૧૯૦૭ના ગુજરાતની સર્વ મુખ્ય સાંસ્કારિક પ્રવૃત્તિઓ તથા નરનાયકોનો અને ત્રીજામાં ૧૯૦૮થી ૧૯૩૫નાં એવાં જ સંસ્કારપોષક બળોનો રેખાત્મક ચિતાર આપણને આવી જાય છે. ગ્રંથસૂચીઓ વધુ અભ્યાસ માટે તથા વર્ણાનુક્રમણી ગ્રંથના સહજસાધ્ય ઉપયોગ માટે કીમતી સાધનો છે. કર્તા પોતે અથવા આ વિષયનો બીજો કોઈ રંગી આ રેખાઓને સત્વર ઘટ્ટ બનાવે તથા ચમકતા રંગોએ શોભાવે એમ કોણ નહિ ઇચ્છે?

૨. ઉષામાં ઊગેલાંઃ ચંપકલાલ ડા. વ્યાસ, ભ્યારા; (રૂ. ૧). —સોનેટ્સ, ખંડકાવ્યો વગેરે નાનાંમોટાં ૪૬ કાવ્યોનો આ સંગ્રહ વાંચતાં બે કારણે આનંદ થાય છેઃ હમણાંના સમયમાં 'જૂનવાણી' કહેવાવા લાગ્યા છે તે કાવ્યવિષયોમાંથી કવિતા નષ્ટ થઈ નથી, કેમ કે સંગ્રહમાં જે કેટલાંક સુપદ્યો છે અને થોડાં કાવ્યો છે તેના વિષયો પ્રકૃતિમાંથી, દાંપત્યપ્રેમ કે મિત્રસ્નેહના પ્રસંગોમાંથી લીધા છે; બીજું, બધી રચનાઓ (પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ) 'જીવાતા જીવનના પડછાયા' રૂપ, એટલે કે નિખાલસ, હોઇને, વિભાવનામાં અને વિધાનમાં ઋજુતાનો ગુણ છે. ઊંડા મિત્રભાવનું દ્યોતક 'ફોટો' અને રામસીતાના અમોઘપણે પ્રેરણાવાહી જીવનને આલંબતું મનોહર 'અદ્વૈત'—એ સોનેટો—એ વિભાગનાં શ્રેષ્ઠ કાવ્યો છે, તેમ ઉર્વશીવિષયક 'શાપ કે વરદાન' ખંડકાવ્યોમાં સૌથી સારું છે. 'ગુલાબ' 'શેર' 'પ્રેમની રીત' વગેરે બીજાં છ સાત પણ આજન્મ કવિહૃદયના મધુરકોમલ ઉદ્દગાર છે. વિદ્યાર્થીદશાની આ રચનાઓમાંનું કાવ્યત્વ સંગ્રહના ઉપોદ્દ્ઘાત લેખક પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીનો સવિવેક સમભાવ પામી શક્યું છે. એ હકીકત કર્તાના વિકાસ માટે સારી આશા આપે છે.

૩. ગુજ. સાહિત્યસભાની કાર્યવહી.—૧૯૩૬-૩૭. (અમદાવાદ; રૂ. ૦ાાા).—દિલગીર છીએ, પણ પહેલે કોળીએ જ જે માખી આવે છે તેને પ્રતાપે એક નાનું સરખું પણ વમન થઈ જવા દેવું પડે છે. અહીં ગ્રંથની કિંમત લખવા એ પાનું ઉઘાડીએ ત્યાં 'મૂલ્ય'ને બદલે 'મુલ્ય' વંચાય છે. અત્યારની આપણી સૌથી માનનીય વિદ્યાસેવી સંસ્થાઓમાંની એક આવી નાની લાગતી પણ અગત્યની બાબતમાં વધુ ચીવટ રાખે તો સારું એમ દરેક વિદ્યાપ્રેમી ઇચ્છશે. ખાસ કરી, કાચા ગુજરાતી ભાષાજ્ઞાનવાળા કૉલેજના વિદ્યાર્થીઓમાં પણ આવા ગ્રંથોનો

ઉપયોગ હવે પહેલાં કરતાં વધુ થવાનો, તેમની પાસે ભાષાશુદ્ધિનો અને તેટલો સારો નમૂનો—જે આ ગ્રંથ બીજાં ઘણાંખરાં પૃષ્ઠો પર બને છે, પેશ-કરવો એ આપણી ફરજ છે. એટલું માપીના માનમાં. પથ્ય પોષક અને મીઠી ભોજનસામગ્રીનો આસ્વાદ લેવો શરૂ કરીએ ત્યાં આનંદપૂર્વક અનુભવીએ છીએ કે અહીં ગ્રંથનો આશરે અર્ધો ભાગ ભરીને છત્રીસની સાલના ગ્રંથસ્થ વાઙ્મયની વ્યાપક અને તલસ્પર્શી સમીક્ષા પ્રો. ડોલરરાય માંકડ કરે છે; સર્વસામાન્ય સાહિત્યવિવેચન અને કવિ-પરિચય આપણને પ્રો. અનંતરાય રાવળના ઉત્સાહભર અને સમતોલ 'દર્શનિકાનો કવિ'માં, પ્રો. દાવરના ફિરદૌસી અને ઈરાન વિશેના રસિક વ્યાખ્યાનમાં, અને સદ્ગત આઇરિશ કવિ 'એ. ઇ.' વિશેના સંસ્મરણાત્મક સુકોમલભાવી અંગ્રેજી વ્યાખ્યાનમાં મળે છે. રા. વિજયલાલ ધ્રુવનાં વિજ્ઞાનવિષયક બે વ્યાખ્યાનોમાંનું 'ગુજરાતનું ભુસ્તર' વધારે મહત્ત્વનું છે. પ્રાગૈતિહાસિક કાળમાં ગુજરાતી જળસ્થળ હાલના કરતાં કેટલાં બધાં જુદાં હતાં તેને વિશે તેમાં પહેલી જ વાર[2] વિસ્તારથી લખાણું આપણે આપણી માતૃભાષામાં વાંચીએ છીએ. બીજાં ધ્યાન ખેંચવા જેવાં લખાણો એટલે રા. નારાયણ મો. ખરેનું 'સંગીતમાં રસ નિષ્પત્તિનાં સાધનો' તથા રણજિતરામ-ચન્દ્રક સ્વીકારતાં રા. ચન્દ્રવદન મહેતાએ તેમના લાક્ષણિક, અને અમ સરખાને તો જરા પ્રિયકર, ભાષાભરિયાપણાથી રંગભૂમિ વિશે કાઢેલા ગગનગામી મનનીય બહુકે આચરણીય ઉદ્ગારો.

---

૧. એને વિશે વિસ્તારથી લખવાની જરૂર છે. એ ૧૯૩૮ના એકાદ અંકના સ્વનિખંડમાં લખવા ઈચ્છા રાખી છે.

૨ ત્યાર પછી, (૧) 'નવચેતન'ના ગયા થોડા માસના અંકોમાં રા. અમૃત વસંતની લેખમાળામાં; (૨) ફૉર્બસ-સભા પ્રકાશિત ગુજરાતની પ્રાકૃતિક ભૂગોળમાં; (૩) એ જ સંસ્થાના ત્રૈમાસિકના ચાલુ અંક (પુ. ૨, અં. ૪) માંના પ્રો. કાલાપેસીના લેખમાં તો નકશા સહિત વધુ આકર્ષક રૂપે: આ મુખ્ય લખાણો જાણવામાં છે. કેટલોક ઉલ્લેખ રા. રત્નમણિરાવના 'પ્રસ્થાન'સ્થ સારસ્વતી વિશેના લેખમાં અને રા. ન્હાનાલાલ કવિકૃત દલપતચરિત્રનાં શરૂઆતનાં પાનામાં પણ છે. આ વિષય હજી વધુ ચોંપારો એ જુદી વાત પણ ઉપરાં ચર્ચ લખાણો દ્વારા જે જાણવામાં આવે છે તેનાથી ઘણા 'સુશિક્ષિત ગુજરાતીઓ પણ અજાણ્યા હોવાની ખાતરી રાખી શકાય. તેમને જાણીતા કરવા, વર્તમાનપત્રોએ ઉપર્યુક્ત નવા જ્ઞાનનો ઉપયોગ ફરીથી કરવાનું કર્તવ્ય બજાવવું જોઈએ.

૪. રૂપલેખાઃ ભગવાનલાલ લ. માંકડ, રાજકોટ (રૂ. ૧). રસિક વિદ્વાનોએ સત્કારેલી 'રૂપલીલા'ના કવિનો આ નવો સંગ્રહ છે. સ્વ. 'કાન્ત', રા. ન્હાનાલાલ અને લલિતજીની પછી થોડા જ કવિઓને સહજ બની છે તેવી ભાવની સુકુમારતા અને સ્વરમાધુર્ય આ સોએક ઊર્મિગીતોમાં છે. ઘણાંખરાં ગીતો રાગમાં છે અને દરેકનો રાગ સાથે આપ્યો છે. અર્ધા જ પાનાની લાક્ષણિક પ્રસ્તાવનામાં કવિ કહે છે કે આ કાવ્યફૂલો "સુગંધી હશે તો એના અનેક ગ્રાહક એની કદર કરશે નહિતર–" પણ અમને એ વાક્ય પૂરું કરવું ગમતું નથી; કેમ કે છોડી દીધેલા ભાગમાં સૂચવાયલો વિચાર અમંગળ જ નહિ,અકારણ છે; આ મનોહર ફૂલોમાંનાં કેટલાક–'તારે કંઠે' અને બીજાં ઘણાં–તો એટલાં સુભગપણે માદક સુગંધવાળાં છે કે ગ્રાહકભ્રમરો તેની તરફ આકર્ષાયા વિના રહે જ નહિ. જે કોઈને પરિચિત વિષયો પરના છતાં તાજગીદાર કાવ્યોનો રસાસ્વાદ લેવો હોય તેઓ આ નાની નિરાડંબર પુસ્તિકા વાંચ્યા વિના, એમાંનાં હૃદયંગમ ગીતો પુનઃપુનરપિ લલકાર્યા વિના રહી જ કેમ શકે?

૫. લેડી વિદ્યાબહેન—મણિમહોત્સવઅભિનંદનગ્રંથઃ હીરાલાલ ત્રિ. પારેખ (લે. વિ. મ. મ. સમારંભની સમિતિ, અમદાવાદ; રૂ. ૧ા).–સર્વસામાન્ય વિષયો પરનું કોઈ કોઈ લખાણ ('સુન્દરમ્'ના કાવ્ય જેવું, શા. નંદનાથ દીક્ષિત અને રા. ગટુલાલ ધ્રુવના લેખો જેવું) સારું; બીજાં સામાન્ય. પણ આ ગ્રંથનું ખરું મહત્ત્વ ગ્રંથવિષયને અપાયલી માનાંજલિ તથા ભાવાંજલિનાં લખાણોને લીધે તથા તેમણે પોતે બીજા ખંડમાં લખેલાં તેમનાં નિકટના સ્વજનો સ્નેહીઓ વગેરેનાં "સ્મૃતિચિત્રો"ને લીધે છે. એ ચિત્રોવાળો આખો ય બીજો ખંડ અર્વાચીન ગુજરાતી સંસ્કારિતાના એક ગૌરવાન્વિત પ્રકરણને કાયમી રૂપ આપતો હોઇ આજે તેમ ઇતિહાસકાર માટે પણ એનું મૂલ્ય મોટું છે. ગ્રંથવિષયક સંખ્યાબંધ ચિત્રો ઉપરાંત, લેખમથાળે લેખકની છબિ, એ વિશેષતા એક ગ્રંથની અંદર અહીં પહેલી જ વાર દેખા દે છે.

૬. વહેમીઃ–સ્વ. બ્રોમેશચંદ્ર જ.પાઠકજી (શ્રી.જયમનગૌરી પાઠકજી, સૂરત; રૂ. ૦ાા).—માત્ર અર્ધા કલાકમાં વાંચી લઈએ તેવું નાનકડું રમૂજી નાટક. એનો સારાંશ અહીં આપવો એટલે વાચકની મજા પહેલેથી લૂંટી લેવી; એ પાપમાં નહિ પડીએ. એટલું જ કહીશું કે મુખ્ય વસ્તુ ગુજરાતી

જીવનનો એક પરિચિત બનાવ છે અને તેમાં એક વિશેષ, નવો અંશ ઉમેરી કર્તાએ વસ્તુને અસરકારક કલાથી બહલાવ્યું છે. સ્વ. ભાઈ જ્યોમેશભાઇની વાર્તાલાપની કલામાં જે મોહકતા હતી, જે એમના વ્યક્તિત્વમાં હતી અને બધાં લખાણોમાં છે, તે આ અવસાનોત્તર સુકૃતિમાં પણ પ્રકાશે છે. એમની કલમની આવી વધુ પ્રસાદી અપ્રસિદ્ધ હોય તો એ પણ જરૂર પ્રસિદ્ધ કરવી જોઇએ.

## વિશેષજ્ઞો માટે

૭. ગૃહવિધાનઃ વીરેન્દ્રરાય ચ. મહેતા. (શહેરસુધારણા કચેરી, ભાવનગર).—સંખ્યાબંધ નકશા કોઠકો વગેરે સહિતનો, મોટાં આશરે બસો પાનાંનો અને મોટા અક્ષરે થએલા સફાઇબંધ છાપકામવાળો આ ગ્રંથ ગુજરાતી શાસ્ત્રીય વાઙ્મયનો એ પ્રકારનો માત્ર પહેલો નહિ, માનાર્હ અને ધ્યાનપાત્ર ગ્રંથ છે. કર્તાનું નામ હવે કાઠિયાવાડ બહારના શિષ્ટ ગુજરાતી વાચકોને પણ પરિચિત છે, કેમ કે લાઠીઅમદાવાદનાં સાહિત્ય-સંમેલનો વખતનાં એમનાં વ્યાખ્યાન-નિબંધોએ તેમનો ભારતીય કલા માટેનો ઊંડો પ્રેમ અને વિશાળ અભ્યાસ આપણને બતાવી આપ્યો છે. પ્રકૃત વિષયની એ જ તત્ત્વદૃષ્ટિ, એ જ દેશપ્રેમ અને એ જ વ્યવહારકૌશલ, મકાનો કલાયુક્ત તેમ જ સગવડભર્યાં કેવી રીતે બાંધવાં એ વિશેના આ ગ્રંથમાં પ્રગટ થતાં આપણે જોઇએ છીએ. ના. ભાવનગર-નરેશની નવા ઉપનગર કૃષ્ણનગરની યોજનાને અંગે તૈયાર થએલા તો પણ થોડા ઘટતા ફેરફાર સાથે કોઈ પણ સ્થળે ઉપયોગમાં લઇ શકાય તેવા એકેએક ઝીણી વિગત સહિતના આ મૂલ્યવાન ગ્રંથ માટે ભાવ-નગર રાજ્ય અને કર્તાને અભિનંદન આપતાં આનંદ થાય છે. કિંમત છાપી નથી પણ પાંચ કે સાત રૂપિયા હશે એમ ધારી શકાય.

૮. નરસિંહરાવ ભાષાશાસ્ત્રીઃ વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, એમ. ટી. બી. કૉલેજઃ સૂરત (રૂા. ૦૧).—"શબ્દ જેવી સૂક્ષ્મ વસ્તુની રજેરજ" એક સિદ્ધહસ્ત વનસ્પતિવિદના ઝીણવટથી તપાસનાર, અને એ રીતે "ગુજરાતી ભાષાશાસ્ત્રના એકેએક પ્રદેશમાં અદ્ભુત પરિશ્રમ લઇ કરેલું" અનુગામીઓનો અન્વેષણપંથ ઉજાળવા અખંડ દીપક જેમ ઝગતું એતદ્વિષયક જીવનસમર્પણમય મહાકાર્ય કરી જનાર સ્વ. નરસિંહરાવની એ ચિરસ્મરણીય ભાષાસેવા આ મોટાં પણ સોળ જ પાનાની ઉપયુક્ત અને સંગ્રહણીય પુસ્તિકામાં સોત્સાહ તેમ જ સવિવેક મૂલ્યાંકન, સંક્ષેપે છતાં પૂરતા ઊંડાણ અને અભ્યાસદૃષ્ટિથી,

પામે છે. એવા મહત્ત્વના મૂલ્યાંકનવાળા આ વિષયના સર્વપ્રથમ પ્રસ્તુત નિબંધમાં વિદ્વાન નિબંધીએ પ્રારંભપૃષ્ઠે આપણા પ્રાચીનોના ભાષાભ્યાસને યાદ કરી, નરસિંહરાવ પહેલાંની એ બાબતની ગુજરાતમાંની સ્થિતિનો સ્પર્શ કરી, એમના કાર્યની સમીક્ષા કરતાં, એમના નિર્ણયો અમુક અમુક પ્રશ્નોને અંગે શા છે, બીજા વિચારકો કે લેખક પોતે ક્યાં એ નિર્ણયો સ્વીકારે કે જુદા પડે છે, વગેરે જે વિશદતાથી સદૃષ્ટાંત વિચાર્યું છે, તે એમનો આ વિષયનો નિકટનો નિત્યપરિચય અને તલસ્પર્શિતા બતાવે છે. ઉચ્ચતર ભાષાભ્યાસમાં રસ લેનાર વિદ્યાર્થી તેમ જ બીજા અભ્યાસીને પુસ્તિકા ઘણી ઉપયોગી થાય તેમ હોવાથી, તેમનામાંથી કોઈ જ એ વસાવવા ચૂકે નહિ એ ઈષ્ટ છે.

૯. **નવમી અને દશમી** ગુજરાતી સાહિત્યપરિષદનો અહેવાલ અને નિબંધસંગ્રહ ( મંત્રી, ગુજ. સા. પરિ., ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ; રૂ. ૩):—વિદ્વત્તા વિચારશીલતા અને શૈલીસૌષ્ઠવઃ ત્રણેની દૃષ્ટિએ, નવમી પરિષદના પ્રમુખ આચાર્ય આનંદશંકરનું વ્યાખ્યાન એ આ દળદાર ગ્રંથનું અમોલું આભરણ છે. વિભાગી અધ્યક્ષોનાં વ્યાખ્યાનોમાં પહેલી પંક્તિના માનને લાયક ધર્મતત્ત્વજ્ઞાનવિભાગનું દિ. બ. નર્મદાશંકર દે. મહેતાનું, ઈતિહાસવિભાગનું રા. બ. ગૌરીશંકર ઓઝાનું, અને 'કાવ્યની શક્તિ' એ સાહિત્યવિભાગવાળું રા. રામનારાયણ વિ. પાઠકનું: એટલાં છે. દશમી પરિષદના સ્વાગત-પ્રમુખ રા. અંબાલાલ જાનીના વ્યાખ્યાનમાં પણ નડિયાદ વિશેની જે રસિક માહિતી છે તે સુવાચ્ય છે. નિબંધવિભાગ હવેની પરિષદોમાં બનતું જાય છે તેમ અણસરખી સપાટીવાળો છે. કેટલાક તો સારા લેખ કહેવાવાને પાત્ર પણ નથી. આ ટીકાની મર્યાદામાં ન આવે તેવા જે આઠદસ છે તેમાં મુખ્ય મેસર્સ કેશવલાલ ધ્રુવ, સુખલાલજી, રસિકલાલ છો. પરીખ, કાલેલકર, માનશંકર મહેતા, કૃષ્ણલાલ ઝવેરી, દુર્ગાશંકર શાસ્ત્રી: એ આપણા કેટલાક અગ્રણી શાસ્ત્રીય લેખકોના છે, જે પરિષદની આબરૂ થોડીઘણી પણ રાખે છે. આપણા આવા ગ્રંથોમાં રહેતી ગ્રંથ-ઘડતરની (પાને પાને, નિયમ તરીકે અને સળંગપણે, વિષયનું નામ જ કેટલેક ઠેકાણે નથી વગેરે) ખામીઓથી ટેવાઈ જઈને એ મૂંગે મોઢે નિભાવી લેતાં શીખ્યે જ છૂટકો છે એમ લાગે છે. આ બધું છતાં, ઉપર જે સારાં અંગો આ વ્યાખ્યાન-નિબંધસંગ્રહનાં ગણાવ્યાં તેને લીધે આ ગ્રંથ દરેક કૉલેજના અને ઉચ્ચતર વિદ્યાસેવનને પોષતા સર્વ પુસ્તકાલયોના સંગ્રહમાં હોવો જ જોઈએ એમ કહેવામાં સંકોચ રાખવાનું

કારણ નથી. એ ઠીક ઠીક મોડા પણ અંતે બહાર પાડ્યા બદલ અભ્યાસીઓ નડિયાદના કાર્યકરોના ઋણી છે.

## વિદ્યાર્થીઓ બાળકો વગેરે માટે

૧૦. જૌહરઃ ધીરજલાલ ધ. શાહ, (ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ૭ આના)—વસ્તુ કર્નલ ટૉડ અને મ. મ. ગૌરીશંકર ઓઝાના ગ્રંથોમાંથી લઈને નવેસર લખેલી સાત ટૂંકી વાર્તાઓ. બાળકોને રાજપૂત યુગના કેટલાક બનાવો તથા લક્ષણોથી પરિચિત કરવામાં કામ લાગે તેઓ સંગ્રહ. વાર્તાને છેડે પ્રત્યક્ષ બોધ સારવી તેની ભણી ઉર્મિલતાથી આંગળી ચીંધી ઊભા રહેવાની આપણા એક પ્રસિદ્ધ નવલિકાકારની અસાધ્ય નિર્બળતાના કર્તા કેટલીક વાર ભોગ બને છે એ ખેદકારક. વાર્તાકલા પર પણ વધુ હાથ બેસવાની જરૂર છે. પ્રયત્ન કરશે તો સફળતા અશક્ય નથી.

૧૧. નવલિકાપુષ્પોઃ માળા ૧ ને ૨: શંકરપ્રસાદ છ. રાવળ (ધ જનરલ બૂક ડીપો, મુંબાઈ; આના ૧૨ ને ૧૪).—અનુક્રમે ચૌદ અને સોળ નવલિકાઓના આ સંગ્રહો માધ્યમિક શાળાના ચોથા અને તેની ઉપરનાં ધોરણોમાં ત્વરિત વાચન તરીકે વાપરવા માટે, ટૂંકી પણ ઉપયોગી પ્રસ્તાવના, લેખકો વિશેની માહિતી અને જરૂરપૂરતા શબ્દાર્થ સહિત યોજવામાં આવ્યા છે. સંપાદક લાંબા સમયના શિક્ષણાનુભવી છે એટલે શાલેય પુસ્તકો તરીકે તો સવિવેક ગૂંથાયલી બંને સુગંધી માલાઓ આહ્લાદક છે જ; ઉપરાંત, સ્વ. અંબાલાલ દેસાઈકૃત 'શાંતિદાસ' નો જીર્ણોદ્ધાર અહીં થયો હોવાથી, તેમ જ 'ચકવાકનું જોડું' (નરસિંહભાઈ પટેલ) કે 'જુલિયન' (ચન્દ્રવદન મહેતા) જેવી સમકાલીન સારી પણ હજી પૂરતી પરિચિત નહિ એવી રચનાઓ પણ આમાં હોવાથી, બંને સંગ્રહો સામાન્ય વાચકોને પણ આકર્ષક.

૧૨. પતંગિયાંઃ જમુ દાણી (સુંદર સાહિત્યપ્રકાશનમંદિર, મુંબાઈ; આના ત્રણ.)—પહેલી આવૃત્તિ "બાળકો ચૂંટવી ગયાં" અને બીજી "લૂંટી ગયાં" એટલે આ ત્રીજી આવૃત્તિને વધારાસુધારા સાથે મળે છે. સુસંપાદિત અને સુમુદ્રિત આ ૪૩ ગીતોમાંનાં ઘણાં બાળકોનાં માનીતાં થઈ પડ્યાં છે. આ હકીકત જ આ નાના રાસસંગ્રહની એવડી મોટી અને અસરકારક પ્રશંસા છે કે એથી વધુ કોઈ પણ અવલોકનકાર કરી શકે નહિ. બાલજગતની આવી ઉમદા સેવા કરી

શકનાર સંપાદક માત્ર અભિનંદન નહિ, મીઠી ઇર્ષ્યાને પણ પાત્ર છે એમ કહેવામાં માત્ર નવીનતા નથી–અત્યુક્તિ પણ નથી.

**૧૩. ભારતના ઇતિહાસની વાતો,** ભા. ૧ : રા. ચક્કર ( કરસનદાસ નારણદાસ એંડ સન્સ, સૂરત; ૭ આના ). ઇતિહાસનાં કેટલાંક ચલણી પાઠય પુસ્તકો કરતાં "જુદા દષ્ટિબિંદુથી અને નવી રચનાથી," પહેલા અંગ્રેજી કે પાંચમા ગુજરાતી ધોરણમાં ચલાવી શકાય તેવી રીતે, આ પુસ્તકમાં ૧૪ વાર્તાઓ મુસલમાન અને મોગલ સમયને લગતી આપવામાં આવી છે. હકીકતો પાયાદાર, પ્રસંગો ચિત્રાત્મક અને શૈલી રોચક હોવાથી પુસ્તક એનો હેતુ બર આણે તેવું બન્યું છે. કર્તા ઇતિહાસશિક્ષણને જે અગત્ય આપે છે તેનો ખ્યાલ તેમની વિચારપૂર્વક લખાયલી પ્રસ્તાવના અને 'ઇતિહાસ શીખનારને' એ પ્રારંભલેખમાંથી આવે છે. ઉપયોગ ઉત્તેજન બંનેને પાત્ર સ્તુત્ય કાર્ય આ નાના સરખા પુસ્તકમાં થયું છે.

**૧૪. સાહિત્યરત્ન,** ભા. ૩: રમણલાલ ન. વકીલ ( કરસનદાસ નારણદાસ, સૂરત; રૂ. ૧-૨-૦ ).—આ નામની આપણી સૌથી જૂની સુમનમાલાનો આ સૌથી નવો અવતાર–૧૪ મી આવૃત્તિ–આ પ્રકારનાં પ્રકાશનોમાં કેટલીક રીતે સૌથી ઉત્તમ પણ છે. તેઓ રીતે કે સાહિત્યની રૂપરેખા અને લેખકો વિશે ઠીકઠીક માહિતી ( એને હજી પણ વધારે સિલસિલાબંધ અને અદ્યતન બનાવી શકાય તો સારૂં. ) ઉપરાંત, તેમની કૃતિઓનું થોડુંઘણું ગુણદોષવિવેચનઃ આ બે લક્ષણો આ પ્રકારના બીજા સંગ્રહોમાં કાં તો નથી હોતાં અથવા ઉપલકિયાં હોય છે, તેવું અહીં નથી બન્યું. આ અંગોને માત્ર ઉપયોગી નહિ રસપ્રદ કરવાની પણ સારી મહેનત સંપાદકે લીધી છે. નરસિંહ મીરાંથી માંડી, હમણાં સુધીના કવિ કે લેખકમાંથી વીણણી પણ સુરુચિથી, વિવેકથી અને વૈવિધ્ય જાળવીને કરી હોવાથી, સંગ્રહ હેતુસાધક અને આદરણીય બન્યો છે.

—વિ.

## પરિચાયિકા : ૨

[ નૂતન (' રીસંટ ') ગ્રંથો પરની આ નોંધ માટે ૧૯૩૬ના વર્ષના સમીક્ષક પ્રો. ડોલરરાય માંકડના વ્યાખ્યાન પર મુખ્યત્વે આધાર રાખ્યો છે. એ વર્ષમાં અમને મળેલા ગ્રંથોમાંથી જે વાંચી

કે જોઇ લીધા છે, પણ જેની પર હજી લખી શકાયું નથી, તેની પર તેમણે અમારા મતને તત્ત્વતઃ મળતું આવે તેવું વિવેચન કરેલું અમે એકથી વધુ સ્થળે જોયું; આ કારણે, એવા કેટલાક ગ્રંથો પર અમારી વખતી જતી વ્યવસાયિતાને લીધે લખવાનો વિલંબ થયા કરે, તેના કરતાં આ રીતે લખી વાચકોને ગ્રંથપરિચય કરાવવાનું વધારે યોગ્ય લાગ્યું છે. જ્યાં સમીક્ષકબંધુનાં અખંડ વાક્યો કે પદો લીધાં છે, ત્યાં ઉદ્ધારચિહ્નો વાપર્યાં છે; એ સિવાય કોઈ વાર એમના શબ્દો તો કોઈ વાર એમના લખાણનો સાર મૂકેલ છે. ગ્રંથનામક્રમ મૂળ પ્રમાણે રાખ્યો છે. એ સમીક્ષામાંનું ગ્રંથવાર વિવેચન વર્તમાનપત્રોમાં મુદ્રિત થયું નથી; અને હમણાં બે'ક માસ પર પ્રગટેલી 'કાર્યવહી' અમારા ઘણા વાચકો સુધી હજી પહોંચી હોવા સંભવ નથી. આ કારણે પણ, વિદ્વાન સમીક્ષકની સમતાયુક્ત મનોગમ વિવેચનપદ્ધતિનો ખ્યાલ આપવામાં નીચેની નોંધ થોડીઘણી ઉપયોગી થશે એવી આશા છે. ]

૧. નાવિક અને શૈલૂષ (વજેશંકર કા. પટણી) : બે રૂપકપ્રધાન અધ્યાત્મવિષયક ખંડકાવ્યો. "સામાન્ય રીતે એમના છન્દનું ઘડતર પ્રવાહી કરતાં રૂઢ શૈલીનું છે. છતાં છન્દ ઉપર કવિનો હાથ ઠીક બેઠો છે એમ કહી શકાય..." "કવિનું ચિન્તન રૂઢ મૂળમાંથી ઊપજે છે પણ નવીન ઢબે ચાલે છે." અતિલંબાણે વિચારમાંભીર્યમાં શિથિલતા. "...આ વર્ષના ગરીબ કાવ્યસાહિત્યમાં આ કાવ્યનું પ્રકાશન અગત્યનું ગણાય."

૨. છીપલ્લ જ્યોત (ગોવિંદ હ પટેલ) : બે પૌરાણિક ને રાજપૂતી ખંડકાવ્ય. "ભાવનિરૂપણ સુભગ." હૃદયસંવાદક ભાવો એ સબળ અંશ, પણ ભાષાછંદ વગેરે બાહ્ય સાધનો એ નિર્બળ અંશ. "એકંદર અસર બરાબર ઊઠતી નથી."

૩. સ્મરણસંહિતા (સ્વ. નરસિંહરાવ) : બીજી આવૃત્તિ. અર્વાચીન કાવ્યસાહિત્યમાં "આ કાવ્ય જેમ બંધારણમાં, વિષયમાં, છન્દમાં તેમજ ગુણતત્ત્વોમાં મોખરે આવી જાય એટલું વિશિષ્ટ."

૪. કુમારસંભવ, સમશ્લોકી અનુવાદ (નાગરદાસ અ.

પંડ્યા ): સરળ અને ભાવવાહી; મૂળ કાવ્યને વફાદાર, "સામાન્ય-જનો માટે ઉપયોગી." મૂળની ચારુતા ને મધુરતા જેવા ગુણ ભાષાંતરમાં આવ્યા નથી એ આની મર્યાદા.

**૫. સુખમની.** શીખ ગુરુ અર્જુનદેવકૃત ભક્તિકાવ્યના ગ્રંથનું ભાષાંતર. ભાષાંતર છતાં વાઙ્મયનું સમૃદ્ધિકર, કેમ કે "એનાં દરેક પદમાં ભક્તિવૈરાગ્ય ભર્યાં છે." શીખધર્મ સમજવામાં ઘણું ઉપયોગી. શીખભક્તિ અને કવિ વિષેનો વિસ્તૃત ઉપોદ્‌ઘાત ગ્રંથની મૂલ્યવત્તામાં વૃદ્ધિકર.

**૬. રસજીવન** ( યશવંત પંડ્યા ): સંવાદચિત્રાત્મક બાર નાટકો, પ્રેમ-લગ્ન-વિષયક; "સિદ્ધદશા કરતાં સાધ્યદશા વધુ રમણીય છે" એમ સમજાવનારાં. "આની ખૂબી વિચારવૈચિત્ર્યમાં છે, દૃશ્યતામાં નથી." ગ્રન્થના "વિશિષ્ટ અખતરા તરીકે આવકારલાયક." સંવાદના પલટા કુતૂહલપોષક; નાટકોના અંત સ્પષ્ટ નહિ કે ધ્વન્યાત્મક નહિ પણ માત્ર સૂચનાત્મક.

**૭. તિમિરમાં પ્રભા** ( કિશોરલાલ મશરૂવાળા ): ટોલ્સ્ટૉય પરથી થએલું રસબોધપ્રદ વેશાન્તર. "આવા સહૃદય વેશાન્તરકારો આવાં વેશાન્તરો વધુ અને વધુ આપણને આપે એવું ઇચ્છીએ."

**૮, ૯. દેશદીવાન, ઇંદ્રિરાભ:** ગુણવંતરાય આચાર્ય.-"પહેલી-માં આજથી દોઢસો વર્ષ પહેલાંના જામનગરના એક પ્રતિભાવંત અને જોરદાર દીવાનની કારકિર્દીનો ચિતાર છે, તો બીજીમાં કચ્છમાં બારભાયાના કારભારને જન્માવનાર બનાવોનું નિરૂપણ છે" પોતે ઇતિહાસને વફાદાર છે એમ કર્તા કહે છે, એ વાસ્તવિક નથી. "ઐતિહાસિક દૃષ્ટિ એક વાર ખેસવી લઈએ તો સારી પેઠે કલાયુક્ત અને રસભરપૂર દેખાતી આ નવલો ફરીફરીને વાંચવી ગમે તેવી છે."

**૧૦. ગુજરાતનો બુઝાતો દીપક:** નર્મદાશંકર વ. દ્વિવેદી. ઐતિહાસિકતાવાળી હશે, પણ નીરસ નવલકથા. શૈલી ભારેખમ, સંવાદોમાં લંબાણ અને ઉપદેશમયતા. વાર્તાકળાનો અભાવ. કર્તાએ પોતાની નવલકથા લેખનના વિષય માટેની યોગ્યતા વિચારી જણાવી નથી એ ખેદનો વિષય.

**૧૧. સંજીવની:** સોપાન—"સીધા અને સરળ જોરભરી શૈલીમાં લખાયેલ."...વાર્તારસનું સાતત્ય જળવાય છે વિષય આકર્ષક,

નવલગુંફનક્ષમ. સંવિધાનકૌશલ વગેરે આયોજનગુણોની કચાશ; એને કર્તા જાતકેળવણી દ્વારા દૂર કરી, સુંદરતર નવલરચનાઓ આપી શકે.

૧૨. રશ્મિઃ રસિકલાલ જોષી:—નવલકથા. શૈલી હજી ઘડતર-રૂપમાં. વસ્તુ મનાનું. કેટલેક સ્થળે ઔચિત્યભંગ. અહીં પણ, ઉપર જેમ, સંવિધાન કાચું. ભાષાશુદ્ધિ પણ ઓછી.

૧૩. અખિલ ત્રિવેણી ( ગિરીશ મ. ભટ્ટ ): પ્રત્યક્ષ કથનાત્મક શૈલીની શક્યતાવાળી, કેટલીક સિદ્ધિવાળી તથા મર્યાદાવાળી વાર્તાઓનો સંગ્રહ. ખાસ કરી, મુખ્ય વાર્તા 'અખિલ ત્રિવેણી'માં "કલાનું ઉચ્ચ સ્વરૂપ નથી છતાં મનને પ્રસન્નતાથી ભરી દેતી" એવી એ વાર્તા "આપણા સાહિત્યમાં લાંબા કાળ સુધી વંચાય તેવી બની છે." વાર્તાઓમાં દાંપત્યજીવનના વિવિધ પ્રશ્નોને વણતાં, "પ્રેમનો સંતોષ" અને તજ્જનિત "સુખમય શાંત જીવન નિરૂપવામાં જ" આ સત્કારપાત્ર "લેખકને રસ છે."

૧૪. ધૂપદાની ( વિનોદ ભટ્ટ ): દશ વાર્તાઓ, સાધારણ વસ્તુભાષાકલાવાળી, પણ વાંચવી ગમે તેવી. "વસ્તુપસંદગીમાં વિવિધતા ... પ્રતિભાના ચમકારા, ... છતાં સળંગ વાતાવરણ"નો અભાવ; પરિણામે, "વાર્તાની સ્પષ્ટ છાપ ઊઠતી નથી." પણ અનિષ્ટ તત્ત્વો નથી માટે સામાન્ય વાચકને નવલિકાવાચન ભણી આકર્ષવા માટે ઉપયોગી; તેથી, આવકારલાયક.

૧૫. યોગેશની વાર્તાઓ: "ઉદ્દેશપ્રધાન અને બોધપ્રધાન" ૧૮ વાર્તા. "એનું સીધું સરળ કથન લોકરુચિને માફક આવે તેવું છે."

૧૬. પશ્ચિમની કલાકૃતિઓ ( રામચંદ્ર શુક્લ ): યુરોપીઅન નવલિકાઓનાં આવકારલાયક ભાષાંતર, ઘણે સ્થળે ભાષાના પરદેશી તત્ત્વવાળાં. આના કરતાં વધારે ધ્યાનથી કરવા જોઇએ તે ( જેમ, કેટલેક અંશે આ ) ભાષાંતરપ્રયોગો આવશ્યક, કેમ કે, તેથી "આપણા સાહિત્યસર્જકોની દૃષ્ટિ અને ક્ષેત્ર વિશાળ બનશે."

૧૭. રશ્મિકિરણો ( કિસનસિંહ ચાવડા ): રવિબાબુની ૩૪ ભાષાંતરરૂપ નવલિકાઓ. "કલ્પના અને કવિત્વભરેલી શૈલી અને

મનવહૃદયના શાશ્વત ભાવોને નિરૂપતું વસ્તુ આ નવલિકાઓને કલાકૃતિઓ બનાવે છે."

૧૮. કીર્તિદા (ઇન્દુલાલ ગાંધી): નવલિકાસંગ્રહ. બીજીઓને મુકાબલે 'પાંદડી'નાં "પ્રસંગચિત્રો અને પાત્રચિત્રોમાં ... વધુમાં વધુ વિજય મળ્યો છે." કર્તાની જીવનદૃષ્ટિ સ્થિર નહિ, કલા પરિપકવ નહિ, છતાં "સામાન્યથી ઊંચા પ્રકારની સિદ્ધિ" તો તેમને વરી છે.

અપૂર્ણ] —વિ.

## પ્રાપ્તિ-સ્વીકાર

૧. **વાચનપ્રવેશ,** સૌરાષ્ટ્ર વાચનમાળા: દિનકરરાય વિ. જાની (મેકમિલન કું. મુંબાઇ; બે આના) ૨. **પ્રવેશિકા,** ઈ. ઈ. આર્ટ્સના ગુજરાતીની: પ્રો. કાન્તિલાલ બ. વ્યાસ (કરસનદાસ નારણદાસ સન્સ, સુરત; રૂા ૧).—૩,૪. **રતન, રમકડાંની દુકાન:** ચન્દ્રવદન મહેતા (ધ. મહેતા, વિ. ધ્રુવ, ચ. મહેતા, મુંબાઇ; દરેકનો રૂા ૧)—૫. **રઘુવંશ,** સચિત્ર ભાષાંતર: નાગરદાસ અ. પંડ્યા, વઢવાણ સિટી (રૂા. ૨).—૬. **ભૂગોળવિજ્ઞાન,** ગુજરાતનું પ્રાકૃતિક અને વ્યાપારી: મોગીલાલ ગિ. મહેતા (ફોર્બ્સ ગુજ. સભા, મુંબાઇ; રૂા ળાા).—૭ **જોસેફ પિલ્સુત્સ્કી:** હરિશ્ચન્દ્ર મ. ભટ્ટ (કુમાર કાર્યા. અમદાવાદ; રૂ. ૧)—૮. **તપોવન,** ગોવિંદ હ. પટેલ (ગોરધનભાઈ કિ. પટેલ, વડોદરા; રૂ. ળાા).—૯. **પ્રાચીન ભારતવર્ષનું સિંહાવલોકન:** વિજયેન્દ્રસૂરિ (શ્રી યશોવિજય ગ્રંથમાળા, ભાવનગર; રૂા ૧ાા). ૧૦. **કોણ ક્યાં?** પ્રશ્નોરા નાગરજ્ઞાતિ: (મહેશકુમાર શ્રી. ભટ્ટ, મુંબાઇ)—૧૧. **મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ:** ગોપાલદાસ જી પટેલ (જૈન સા પ્ર. સમિતિ, અમદાવાદ; રૂા. ૧).-૧૨, ૧૩. **સૌંદર્યની દૃષ્ટિએ,** ગિજુભાઈ: **વિજ્ઞાનના દ્રષ્ટાઓ,** મોંઘી બહેન (શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર; પાંચ-પાંચ આના)—૧૪. **છાયા:** દુર્ગેશ હ. શુકલ (ચાંપશી વિ. ઉદેશી, કલકત્તા; રૂા-૧ાા).-૧૫. **આવતી કાલ:** રામનારાયણ ના. પાઠક (અંજલિ મંથમાળા, અમદાવાદ; રૂ. ૪).-૧૬ **દીપશિખા:** અમીદાસ પ. કાણકિયા, મુંબાઇ;

તે સમા જમાનાના સ્મરણપાત્ર અને ઉપયોગપાત્ર પણ વીસરાયલા ગ્રંથો વગેરે પરનો ' દટાયલો ખજાનો ' ( રામમોહનરાય દેસાઇ ). (૪) ગુણસુંદરી: શબ્દરૂપકાત્મક સુન્દર રાસ ' પોયણી ' ( અ. ફ઼. ખબરદાર ) અને સર્જનાત્મક વિવેચનનો એક ઉત્તમ નમૂનો ' કારુણ્ય-મૂર્તિ કુમુદ ' ( પ્રો. અનંતરાય મ. રાવળ). (૫) દાંડીઓ: ( નવલિકા અંક ) રમૂજી ' જીવતાં સંપેતરાં ' (હરિપ્રસાદ વ્યાસ ) અને ચિત્રાક્ષર-જીવનની વાર્તા ' દુનિયાની રીત ' ( જનાર્દન ન્હા. પ્રભાસકર. ). (૬) નવચેતન: એક ઔદાર્યમૂર્તિની કીર્તિકથાત્મક ઐતિહાસિક નાટક ' કુંવરજી દેસાઇ ' ( રમણલાલ વ. દેસાઈ ); સાદી લખાવટથી ઉપયુકત માહિતી આપતો લેખ 'ચિત્રકલામાં રેખાંકન ...' ( ફિરોજશાહ રૂ. મહેતા ), સહૃદયતાપૂર્ણ વિવેચનલેખ ' ઉમાશંકર ' ( નનઃસુખ-લાલ મ. ઝવેરી );ટાગોર ( 'અવિનાશ' ) અને વેલાસ્કેઝ ( પૂર્ણાનંદ મ. ભટ્ટ ) વિશેના પરિચયાત્મક લેખો; રસસરી નવલિકાઓ ' જયપુરી બાંધણી ' ( લલિતમોહન ચુ. ગાંધી ). ' વડકા છાંયા ' ( ' આનંદેશ ' ), ' જલ્લાદ ' (દામોદર કે. ભટ્ટ ) તથા લલિત સર્જનનો સુંદર નમૂનો નાટિકા 'પૃથ્વીનાં આંસુ.' ( દુર્ગેશ શુકલ ). (૭) પ્રતાપઃ લાક્ષણિક રાસ 'પૂજનનો દીન[૧] ' ( ન્હાનાલાલ દ. કવિ રમણીય ગીત) 'ગુજરાતણ ' ( ઉમાશંકર જોષી ); રસવત્ત્વના એક મહત્ત્વના સ્વરૂપ પર મર્મગ્રાહી દૃષ્ટિનિક્ષેપ કરતો ' રસવૃત્તિની સ્વતંત્રતા ' (પ્રો. વિષ્ણુ-પ્રસાદ ર. ત્રિવેદી) ચિંતનલક્ષી " મહત્ત્વના પ્રશ્નો " ( ' ધૂમકેતુ ' ); ઉપરાંત ' રાવણ અને ધનુર્વેદ ' ( સરદાર જ. પાઠકજી ); ' જાહેર ખબર ' ( જ્યોતીન્દ્ર દવે ); ' હજાર વર્ષ પછી ' ( આચાર્ય દુરકાળ ); અને ' મારકણો સાંઢ ' ( આચાર્ય દિનકરરાય વૈષ્ણવ ). (૮) બે ઘડી મોજઃ ( કેટલાંક ખૂબસૂરત ચિત્રોવાળો અંક ); લખાણોમાં, ' ગુજરાતી સાહિત્યમાં ગઝલ ' ( દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી ); ' જેસલ જગનો ચોરટો ' ( ઝ. મેઘાણી ); ' ૧૮૫૪ ના રંગ ' ( જિતુભાઈ મહેતા ); ' રંગીલ રૂપરંગ વસ્ત્રભંડાર ' ( ચન્દ્રવદન મહેતા ) અને બીજાં કેટલાંક સારાં છે. (૯) મોજમજાહઃ ' કલાપીનું હૃદય ' ( શંકરપ્રસાદ છ. રાવળ ); ' આપણી રંગભૂમિ '

૧. પ્રકાશભંડારી દિનને આમ ગરીબ બનાવી દીધો હશે વિદ્વાન કવિએ કે ઉતાવળિયા મુદ્રકે ?

( જયશંકર 'સુન્દરી' ); 'લોકપટની કલા' ( રામચંદ્ર શ. શુક્લ ). (૧૦) લોકવાણીઃ 'અવિનાશ' ( વૈકુંઠ શાહ ); 'ચટવે જતો' ( પ્રો. બ. ક. ઠાકોર ); 'સુરતમાં ગદરને બદલે-?' ( પ્રો. મંગેશરાય જ. પાઠકજી ), 'પગરણ' ( ધરાવંત શુક્લ ); 'મારૂં નામ નહિ લેશો' ( પ્રીતમલાલ મજમુદાર ); 'વહ્નિપ્રવેશ' ( ભાસ્કર વહોરા ); '...ગુજરાતનો એક તપસ્વી' ( મણિભાઇ દ્વિવેદી ); 'તારકને' ( ચંદ્રિકા પાઠકજી ); 'મિલન' ( ચંપાલાલ ડા. વ્યાસ ); 'દેવનાં ધામ' ( જ્યોત્સ્ના શુક્લ ); 'મીરાં' ( રમણલાલ હમરવાડિયા ).—આ લખાણયાદી અંકોના પ્રતિનિધિરૂપ લખાણોની યાદી તરીકે પણ ઠીકઠીક અધૂરી છે; પરંતુ એ પરથી વાચકોને ખ્યાલ આવશે કે ગુજરાતી સામયિકોના દીવાળીઅંકો કેટલુંક એવું વિશિષ્ટ સર્જન અને ચિન્તન આપણા વાઙ્મયમાં ઉમેરવામાં સાધનભૂત થાય છે, જેવાને માટે તંત્રીઓ તથા લેખકોને અભિનંદન આપ્યા વિના ચાલે નહિ. એ પ્રમાણે એ આપી, એ સર્વ બંધુઓ આવતી દીવાળીએ આનાથી પણ સારૂં કાર્ય કરી બતાવે અને અમે બહુધા એમના નામોચ્ચારથી નહિ અટકતાં એ કાર્ય પર ગુણદર્શી વિવેચનાત્મક લેખ લખી શકીએ એમ અંતઃકરણથી ઈચ્છીએ છીએ.

## બીજા અંકો

સૌથી પહેલા તો, નૂતન ('રીસંટ') ત્રણ વિશેષાંકોઃ ઊર્મિનો નવલકથા અંક, જેનું હાર્દમાંગ છે 'પતન ને પ્રાયશ્ચિત' એટલે કે રા. ભાઇ વિશ્વનાથ મ. ભટ્ટ સરખા સિદ્ધહસ્ત ભાષાંતરકારે ગુજરાતીમાં ઉતારેલું દૉયોર્ન કૃત 'સ્કાર્લેટ લેટર'; શારદાનો પ્રવાસ-અંક, જેમાં 'ગિરનારને આરણે' (બિપિન વૈદ્ય), '...દક્ષિણ આફ્રિકા' (શેઠ નાનજીભાઇ કા. મહેતા) તથા પ્રવાસેતર વિષયનો પણ સુવાચ્ય 'સાહિત્યના સ્વપ્નદ્રષ્ટાને' ( પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી) ખાસ ધ્યાન ખેંચે છે; અને વૈદ્યકલ્પતરુનો બ્લડ-પ્રેશર-અંક, જેમાં એ વિષયનાં વિવિધ દૃષ્ટિનાં માર્ગદર્શક લખાણો છે.—બીજી ઉલ્લેખવાં લાઇએ શિક્ષણ તથા બાલસૃષ્ટિનાં મહાને આ પાંચ સામયિકોઃ નૂતન શિક્ષણ—(નવે-ડીસે.) જેમાં 'કલ્પનાચિન્તન અને તેનું સ્વરૂપ' (રણજીતરાય દેસાઈ) ખાસ વાંચવા જેવો છે અને જેમાંનો બિનુભાઇ-

સમારંભ વિશેનો રસિક વિસ્તૃત વૃત્તાન્ત સચવાઈ રહે તેવા રૂપમાં આપણને મળે છે; ધ હનુમાન જર્નલ (ઑક્ટો.) જેની વિશેષતા તરીકે, વિદ્યાર્થીમાત્રને માટે ચારિત્ર્યવિકાસની દૃષ્ટિએ ઉપયોગી ના. પોરગંદરનરેશનું વ્યાખ્યાન તથા એ રાજ્યના વિદ્યાધિકારી રા. છોટાલાલ માંકડનું મહત્ત્વના શિક્ષણપ્રશ્નો અદ્યતન અને વ્યવહારુ ભાવનાદૃષ્ટિએ નિરૂપતું વ્યાખ્યાન, એ બંને તરફ વાચકોનું લક્ષ દોરવું એ અમારી મીઠી ફરજ બને છે; ભાવનગરની આલ્ફ્રેડ હાઇસ્કૂલની નવી અને નાની શી, કોમલપ્રસાદવન્ત દીપિકા, જે નવા સહયોગીને આવકાર આપતાં આનંદ થાય છે, જેમાં શિક્ષકોના વિચાર અને વિદ્યાર્થીઓના હૃદયોદ્ગારનો આપણને સારો પરિચય થાય છે; નડિયાદથી નીકળતું તોરણ, જે પણ નવું માસિક હોઈ, લાંબા વખત સુધી "આળદુનિયાના વિધવિધ પ્રદેશોમાં વિહાર કરતું રહે" એમ ઇચ્છીએ છીએ; અને એક અત્યંત આશાસ્પદ કિશોરના અકાળ મૃત્યુની પુણ્યસ્મૃતિમાં નીકળેલો વાચનનો 'નરોત્તમસ્મારક અંક'. હવે ભેગે છે અરુણુઃ નાઈરોબીથી પ્રગટતા એ વાર્ષિક પત્ર માટે એના સર્વ કાર્યકર્તાઓને ધન્યવાદ ઘટે છે. કેમ કે તેઓ અને તેમનો લેખકગણ એટલે દૂર રહ્યે રહ્યે પણ માતૃભાષાસેવા ભૂલ્યા નથી અને અહીં કેટલાંક તો મનનીય લખાણો—સામાન્યતઃ એ પ્રદેશના વેપારી વાતાવરણમાં જેની ભાગ્યે આશા હોય તેમાં લખાણો—દ્વારા એ બનાવી છે. મુખ્યત્વે કાવ્યાંક બનેલી નવેંબરની લાલિત્યસભર સુહિણી પત્રિકા; ડૉ. આરઝેલ વિશે તેમ જ બીજું સંસ્કારપોષક વાચન ધરાવતું, ભાવનગરથી નીકળતું (ડીસેંબરનું) જ્યોતિ; લલિતજીના કાવ્ય તથા 'બ્રાહ્મણત્વનું મહત્ત્વ' (હનુમંતપ્રસાદ પોદ્દાર) વડે આકર્ષક બનેલું કરાચીનું આહુતિ (દીપોત્સવી અંક): એટલાંને અંતમાં ગણાવી આ અછડતી ઉતાવળી નોંધને પૂર્ણાહુતિ પમાડીએ.

## ધ્વનિ

### બે દુઃખદ અવસાન

૧૯૩૭ના વર્ષે પોતાના ભાગે નરસિંહરાવભાઈ (જાન્યુઆરીમાં) અને માનશંકરભાઈ (ઑગસ્ટમાં) એ બે સંમાન્ય વાઙ્મયસેવકોનાં અવસાન તો નોંધાવ્યાં જ હતાં. એ જ વર્ષે ખતમ થતાં થતાં

એના છેલ્લા માસમાં એ જ પ્રદેશના આપણા બે વધુ સેવકોને પણ આપણી વચ્ચેથી ઉઠાવી લીધા છે એની સખેદ નોંધ લઈએ છીએ. ડીસેમ્બરની બારમી તારીખે એક કુશળ શિક્ષક, લેખક અને વેદાંતપ્રેમી રા. શંભુપ્રસાદ શિ. મહેતાનું ભાવનગરમાં અને ડીસેંબરના છેલ્લા અઠવાડિયામાં આપણા સુપ્રસિદ્ધ વક્તા પત્રકાર અને લેખક રા. ચન્દ્રશંકર ન. પંડ્યાનું નડિયાદમાં અવસાન થયું. આ લખનાર અને તેની પ્રવૃત્તિઓ પ્રત્યે બંને મુરબ્બીઓની નિરંતર અને ઉષ્માવંત સહાનુભૂતિ હતી, એટલે અંગતભાવે પણ બંનેની ખોટ એને લાંબો સમય વર્તાયા કરવાની. જેવી હરિ-ઇચ્છા. બંનેનાં કુટુંબીજનોને અમારી તરફથી આશ્વાસન આપીએ છીએ. સદ્‌ગત આત્માઓ પ્રભુના અક્ષરધામમાં અખંડ શાંતિ પામો.

## મંદિરનો ઘંટનાદ

૧. ગયા અંક પછી મળેલી નીચેની વિશેષ મદદનો આભાર-સહ સ્વીકાર કરીએ છીએઃ[૧]

| | | |
|---|---|---|
| ૧. | એક સદ્ભાવક ... ... ... ... | રૂ. ૫૦ |
| ૨. | શેઠ નાનજી પ્રભુદાસ, પોરબંદર ... ... ... | ,, ૩૦ |
| ૩. | ,, કાસમભાઈ ઇસમાઇલ ,, ... ... ... | ,, ૨૫ |
| ૪. | ,, પ્રાણલાલ દેવકરણ નાનજી, મુંબાઈ ... ... | ,, ૨૫ |
| ૫. | ,, ભાણજીલવજી ધીવાળા પોરબંદર ... ... | ,, ૨૫ |
| ૬. | ,, નારણદાસ ડુંગરશી ,, ... ... | ,, ૧૦ |
| ૭. | રા. ચાગજીરાવજી વીરાણી ,, ... ... | ,, ૧૦ |
| | | રૂ. ૧૭૫ |

૨. ઉપરાંત, સુરતમાં તા. ૧૨-૧૨-૧૯૨૭ ને દિને 'માનસી'ના લાભાર્થે 'મૂંગી સ્ત્રી' એ પ્રહસન ભજવાયલું, તેમાંથી રૂ.૧૫ મળ્યા છે. એ લાભ આપનાર રા. ચન્દ્રવદન મહેતા અને તેમના મિત્રોનો

૧. નામો પહેલાં રકમસંખ્યા પ્રમાણે ગોઠવી, પછી અક્ષરાદિ ક્રમે ગોઠવ્યાં છે.

તથા જે જે 'માનસી'મિત્રોએ એ કાર્યમાં અમને સહાયતા કરેલી તે સર્વનો ઉપકાર માનવાની આ તક લઇએ છીએ.

૩. એ રકમો, તેમ જ ગયે અંકે કલમ ચોથીમાં નોંધેલી માસિક રકમઃ આ સર્વથી બે મુખ્ય લાભ થયા છેઃ લોનોની રકમનો આંકડો રૂ. બારસોથી ઊતરી સાડાનવસો પર આવ્યો છે; ગઇ દીવાળી આખર સુધીનાં (બીજા વર્ષના ત્રીજા એટલે કે ગયા અંક સુધીનાં) પ્રેસબિલો પૂરેપૂરાં ભરી દઈ શકાયાં છે.

૪. એ લાભો ચાલુ રહી શકે—લોન બનતાં સુધી હવે નવી લેવી પડે નહિ અને પ્રેસબિલ પણ મુકાબલે ઓછાં ચઢે—માટે અને લોનો ભરપાઇ થઈ શકે માટે આ અંકથી પાનાં ઘટાડવાં પડ્યાં છે. થોડુંઘણું નિયમિત પણ એ રીતે જ થઇ શકાય તેમ હતું, કેમ કે પાનાં વધવા દઇએ તો છાપવાનું કામ લંબાતાં, આ ૧૯૩૭નો છેલ્લો અંક '૩૮ના જાન્યુઆરી કરતાં પણ મોડો થયા વિના રહત નહિ.

૫. એ ટાળવી સહેલ નહિ એવી મુશ્કેલી ધ્યાનમાં લઇ, જે લેખકબંધુઓનાં આ અંક માટે જ ખાસ આગ્રહભરી વિનંતિ કરીકરી મંગાવેલાં લખાણો પણ આ અંકમાં આપી શકાયાં નથી તે માટે તેઓ દરગુજર કરશે એવી આશા રાખીએ છીએ. વાચકો પણ ખાતરી રાખે કે આવતા અંકનો સમૃદ્ધ ધ્વનિખંડ એની આ અંકમાં વર્તાતી ખોટનો પૂરેપૂરો બંગ વાળી દેશે. 'મંજૂષા'નું પણ તેમ જ.

૬. એ આવતો અંક મોટે ભાગે તૈયાર હોવાથી અને આ અંક પછી તુર્ત છપાવા માંડવાનો હોવાથી, ફેબ્રુઆરીમાં પહેલી તકે એ પ્રગટ થઇ શકશે.

૭. આમ હોવાથી, અને આ અંક સાથે સર્વ ગ્રાહકોનાં બીજા વર્ષ આખર લગી જ પહોંચતા હતાં એ લવાજમો પૂરાં થયાં હોવાથી, જેમણે વધારાના વી. પી.ખર્ચમાંથી બચવું હોય, તેમણે આ અંક જાન્યુઆરીના પૂર્વાર્ધમાં તેમને મળી જતાં,

પહેલી તકે નવા લવાજમનો મનીઑર્ડર એ જ માસના ઉત્તરાર્ધમાં કરી દેવા કૃપા કરવી. ફેબ્રુઆરીની પહેલી તારીખ સુધીમાં લવાજમ નહિ ભરાયાં હોય તેમને એ માસના પહેલા કે બીજા અઠવાડિયામાં આવતા અંકનું રૂ. ૫-૫-૦નું વી. પી. થશે, જે સ્વીકારી લેવા વિનંતિ છે.

૮. મનીઑર્ડર રૂ. ૫) નો કરશો; એ આપનું ૧૯૩૮ના આખા વર્ષનું લવાજમ ગણાશે; સરનામામાં આ શબ્દો લખવા: **વ્યવસ્થાપક 'માનસી': આનંદ પ્રેસ, સ્ટેશન રોડ; ભાવનગર**- અને કુપનમાં પોતાનું નામઠામ તથા ગ્રાહકનંબર લખવા કૃપા કરવી. આપના શહેરમાં 'માનસી'ની શાખા હોય તો ત્યાં લવાજમ ભરી, એ સંબંધી ખબર ઉપલે સરનામે ભાવનગર અચૂક આપવી.

૯. (૧) આ અંકમાંના મ. ન. દ્વિ. વિશેના લેખ અંગેની ખુલાસાનોંધ બાકી રહે છે તે આવતામાં છપાશે; (૨) નિકષ-વિભાગના પહેલા ને ત્રીજા અવલોકનમાં ઓછી વધુ ગંભીર છાપભૂલો રહી ગઇ છે, તે સુધારી વાંચવા વિનંતિ છે; (૩) કાવ્યો સ્વીકારવા-છાપવાનું તુર્ત માટે 'માનસી', ૧૯૩૮ના પ્રથમાંકથી, બંધ કરશે.

ભાવનગર: તા. ૨-૧-૧૯૩૮

## વર્ણાનુક્રમણી


| | | | |
|---|---|---|---|
| અર્થપ્રધાન કાવ્ય | ૬૩૬ | બસો-પાંચસો શબ્દોમાં | ૭૫૯ |
| આત્મસમર્પણ | ૬૩૩ | બે દુઃખદ અવસાન | ૭૭૯ |
| આગલી રાત્રે | ૬૭૯ | બે માનસી-કાવ્યો | ૬૩૪ |
| આયુર્વેદમાં ચેતન | ૭૫૬ | મણિલાલચરિત્રની સામગ્રી | ૬૪૧ |
| તને શું અરપું ? | ૬૩૫ | મંદિરનો ઘંટનાદ | ૭૮૦ |
| ધ્વનિ | ૭૭૯ | વર્ણાનુક્રમણી | ૭૮૪ |
| નવીન જેવું રસિક | ૭૩૩ | સદ્‌ગત નરસિંહરાવ | ૬૯૯ |
| નિકષ | ૭૨૧ | સહયોગીઓ | ૭૭૬ |
| નૃત્ય-અભિનય-કલા | ૬૬૬ | સાધકની દૃષ્ટિએ | ૬૯૪ |
| પરિચાયિકા : ૧ | ૭૬૪ | સાપના ભારા | ૭૪૫ |
| ,, : ૨ | ૭૭૧ | સ્ત્રી-સમાનતાનો એક પ્રાચીન સંગ્રામ | ૬૫૫ |
| પ્રાચીન ગુજ.નું માર્ગદર્શન | ૭૨૧ | સ્વ. કનૈયાલાલ વકીલ | ૭૦૮ |
| પ્રાપ્તિ-સ્વીકાર | ૭૭૫ | | |